# મણિલાલની વિચારધારા

શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનાં
ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય-વિષયક લખાણોમાંથી
ચૂંટી કાઢેલા પ્રતિનિધિ લેખોનો સંગ્રહ

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

સ્વ. હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા, પુ૦ ૬૩

# મણિલાલની વિચારધારા

શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનાં
ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય-વિષયક લખાણોમાંથી
ચૂંટી કાઢેલા પ્રતિનિધિ લેખોનો સંગ્રહ

•

સંપાદક
અધ્યાપક ધીરુભાઈ પ્રેમશંકર ઠાકર, એમ. એ.

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

પ્રકાશક :
જેઠાલાલ જીવણલાલ ગાંધી
સહાયક મંત્રી
ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ

પ્રથમ મુદ્રણ — સં. ૨૦૦૫

પ્રત : ૨૧૦૦ — સને ૧૯૪૮

કીમત
કાચું પૂંઠું રૂ. ૪-૮-૦
પાકું પૂંઠું રૂ. ૫-૮-૦

મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય
રાયખડ : અમદાવાદ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# પરિચય

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૭ મી સપ્ટેમ્બર સન ૧૮૭૭ને રોજ વિલ કર્યું હતું, તે અન્વયે પ્રથમ સન ૧૮૭૭માં રૂા ૨૦૦૦) સોસાયટીને મળ્યા; એવી શરતે કે એના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય તેવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.'

સદરહુ શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તકપ્રચારને માટે સોસાયટીને અર્પણ કરેલી. એ અન્વયે ઇ. સ. ૧૮૯૪ માં રૂા. ૧૮૦૦૦)ની સરકારી નોટો સોસાયટીને મળી. આ રીતે કુલ રૂા. ૨૦૦૦૦)ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી, પરોપકારી, ઉદાર ગૃહસ્થ તરફથી મળી. સદરહુ વિલની રૂઇએ એમની મિલકતની છેવટની રકમ રૂા. ૫૦૦૦)ની સરકારી નોટો સને ૧૯૩૩માં સોસાયટીને વધુ મળી, એટલે ફંડ વધીને રૂા. ૨૫૦૦૦)નું થયું. આજ પર્યંત નીચેનાં પુસ્તક શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ થયાં છે :

| નં. | નામ | કીમત |
|---|---|---|
| ૧ | કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, અને તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિશે નિબંધ | ૦—૧૭ |
| ૨ | માને શિખામણ | ૦—૧૦ |
| ૩ | નીતિમંદિર | ૦—૧૨ |
| ૪ | બાળલગ્નથી થતી હાનિ | ૦—૬ |
| ૫ | પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળ આના ફત્તેહ | ૦—૫ |
| ૬ | ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર | ૦—૪ |
| ૭ | ધાર્મિક પુરુષો | ૦—૪ |
| ૮ | વિવાહતત્ત્વસિંધુ | ૦—૪ |
| ૯ | બેન્જામિન ફ્રેન્કલિન | ૧—૯ |
| ૧૦ | બોધક ચરિત્ર | ૦—૪ |
| ૧૧ | સદ્વર્તન | ૧—૮ |
| ૧૨ | રઘુવંશ (કાવ્ય) | ૧—૦ |
| ૧૩ | જાદવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર | ૦—૨ |
| ૧૪ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ૦—૧૨ |
| ૧૫ | ગુ.નો અર્વાચીન ઇતિહાસ | ૧—૦ |
| ૧૬ | નીતિસિદ્ધાંત | ૧—૦ |
| ૧૭ | ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૦ |
| ૧૮ | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬ |
| ૧૯ | પરોપકાર | ૦—૧૨ |
| ૨૦ | ઢોરનું ખાતર | ૦—૪ |
| ૨૧ | જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦ |

| નં. | નામ | કીમત |
|---|---|---|
| ૨૨ | કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ભાષાન્તર | ૧—૦ |
| ૨૩ | વિવિધ પ્રકારના હુન્નર ઉપયોગી તેજાબો | ૦—૧૨ |
| ૨૪ | વાર્નિશ | ૧—૦ |
| ૨૫ | જીવનનો આદર્શ | ૦—૧૨ |
| ૨૬ | કીર્તિકૌમુદી | ૦—૮ |
| ૨૭ | શિશુપાલવધ કાવ્ય ( પૂર્વાર્ધ ) | ૧—૦ |
| ૨૮ | હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬ |
| ૨૯ | રસાયન શાસ્ત્ર | ૦—૧૦ |
| ૩૦ | બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો | ૦—૧૨ |
| ૩૧ | જાપાનની કેળવણી પદ્ધતિ | ૦—૧૨ |
| ૩૨ | શિશુપાલવધ કાવ્ય ( ઉત્તરાર્ધ ) | ૧—૦ |
| ૩૩ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧ | ૦—૧૨ |
| ૩૪ | ખગોળવિદ્યા | ૦—૧૨ |
| ૩૫ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૨ | ૦—૧૨ |
| ૩૬ | વિક્રમાંકદેવચરિત્ર | ૦—૧૨ |
| ૩૭ | યુરોપી પ્રજાના આચરણનો ઇતિહાસ | ૧—૦ |
| ૩૮ | માનસશાસ્ત્ર | ૧—૦ |
| ૩૯ | શિક્ષિત આર્યસંતાનોનું આરોગ્ય | ૧—૦ |
| ૪૦ | સહકાર પ્રવૃત્તિ | ૦—૧૨ |
| ૪૧ | ઇંગ્રેજી રાજ્યબંધારણ | ૧—૦ |
| ૪૨ | ઉદારમતવાદ | ૦—૧૨ |
| ૪૩ | સચિત્ર શરીરવિદ્યા | ૧—૦ |
| ૪૪ | હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ | ૧—૦ |
| ૪૫ | હિ. ત. ઇ. ઉત્તરાર્ધ | ૧—૦ |
| ૪૬ | બંગાળી સાહિત્યનો ઇતિહાસ | ૧—૦ |
| ૪૭ | સંરક્ષણવાદ | ૧—૧૨ |
| ૪૮ | હિંદી સાહિત્યનો ઇતિહાસ | ૧—૦ |
| ૪૯ | ઉપનિષદ્વિચારણા | ૧—૦ |
| ૫૦ | હિન્દુ રાજ્યવ્યવસ્થા | ૧—૦ |
| ૫૧ | સગાળશા આખ્યાન | ૧—૦ |
| ૫૨ | વહાણવટાની પરિભાષા | ૦—૮ |
| ૫૩ | અપભ્રંશ પાઠાવાળી | ૩—૦ |
| ૫૪ | અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખં. ૧ | ૧—૦ |
| ૫૫ | અ. ગુ. રે. ખં. ૨ | ૧—૦ |
| ૫૬ | અ. ગુ. રે. ખં. ૩ | ૧—૦ |
| ૫૭ | જંતુશાસ્ત્રપ્રવેશિકા | ૧—૦ |
| ૫૮ | આપણા કવિઓ ખં. ૧ | ૧—૦ |
| ૫૯ | દિગ્દર્શન | ૧—૦ |
| ૬૦ | ગુજરાતી ભાષાનો કોશ ૫ વર્ણ | ૧—૪ |
| ૬૧ | અર્વાચીન કવિતા | ૬—૮ |
| ૬૨ | વિચારમાધુરી ભા. ૧ | ૧—૦ |

પ્રસ્તુત પુસ્તક આ ગ્રંથમાળાનું ૬૩ મું પ્રકાશન છે.

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ
તા. ૫-૧૧-૧૯૪૮

જેઠાલાલ જીવણલાલ ગાંધી
સહાયક મંત્રી

# ઉપોદ્‌ઘાત

ચાળીશ વર્ષના અલ્પ આયુષ દરમિયાન મણિલાલ નભુભાઈ દ્વિવેદી જથ્થો તેમજ ગુણવત્તા બેઉ પરત્વે ગુજરાતી જ નહિ પરંતુ હરકોઈ દેશનાં ભાષાસાહિત્યને સમૃદ્ધ કરે તેવો સત્ત્વશાળી અક્ષરવારસો આપી ગયા છે. ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ, શિક્ષણ અને સાહિત્ય એમ જીવનનાં સર્વ મુખ્ય ક્ષેત્રોની મીમાંસા કરતી તાત્ત્વિક વિચારશ્રેણિ અને અતુલ બળશાળી શૈલીવાળા લેખો લખીને તેમણે ગુજરાતી ભાષા અને પ્રજાની અપ્રતિમ સેવા બજાવી છે. મણિલાલની આ સંસ્કારપ્રવૃત્તિનું મુખ્ય વાહન તેમનાં બે માસિક પત્રો 'સુદર્શન' અને 'પ્રિયંવદા' હતાં. નારીશિક્ષાના શુભાશયથી પ્રેરાઇને તેમણે સૌથી પ્રથમ ઇ. સ. ૧૮૮૫ ના ઑગસ્ટમાં 'પ્રિયંવદા' માસિકની શરૂઆત કરી. પાંચ વર્ષ પછી—૧૮૯૦ ના ઑક્ટોબરમાં–'પ્રિયંવદા'ને 'સુદર્શન'માં ફેરવી નાખીને મણિલાલે પોતાના સંસ્કારોદ્‌બોધનના ક્ષેત્રને વિશાળ બનાવ્યું. આ 'સુદર્શન'ને તેમણે છેક છેલ્લા શ્વાસ પર્યંત—૧૮૯૮ ના ઑક્ટોબર સુધી–અતિ ચીવટ અને ઉત્સાહપૂર્વક અવિરતપણે ચાલુ રાખ્યું હતું. 'સિદ્ધાંતસાર', 'નારીપ્રતિષ્ઠા' અને 'પ્રાણવિનિમય' જેવી ગણતર કૃતિઓને બાદ કરતાં મણિલાલનું મોટા ભાગનું ગદ્યપદ્યસાહિત્ય તેમનાં આ માસિકોમાં પ્રગટ થયું હતું. એમાં ધર્મ, સુધારો, શિક્ષણ અને સાહિત્ય પરત્વે આવતા છૂટક લેખો ઉપરાંત 'ગુલાબસિંહ' અને 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' જેવી સળંગ કૃતિઓ પણ હપ્તે હપ્તે આવતી હતી. આ કૃતિઓ તેમજ 'આત્મ-નિમજ્જન' નામે તેમનાં કાવ્યોનો સંગ્રહ મણિલાલના જીવતાં જ પુસ્તકાકારે પ્રગટ થયાં હતાં. પણ મણિલાલના સમગ્ર અક્ષરજીવનના અર્કરૂપ ગણાય તેવા તેમના ગદ્યલેખો તો લેખકના મૃત્યુ બાદ એક દાયકાથી યે વધુ વખત સુધી 'સુદર્શન' અને 'પ્રિયંવદા'ની ફાઈલોમાં જ દટાઈ રહેવા પામ્યા. છેક ઇ. સ. ૧૯૦૯ માં આ લેખોને હિંમતલાલ છોટાલાલ પંડ્યા અને પ્રાણશંકર ગૌરીશંકર જોષી નામના મણિલાલના બે ઉત્સાહી પ્રશંસકોએ સ્વ. આચાર્ય આનંદશંકર ધ્રુવની સહાયથી 'સુદર્શન ગદ્યાવલિ'રૂપે સંગ્રહિત કરીને પુસ્તકાકારે પ્રગટ કર્યા. એમાં ઇ. સ. ૧૮૮૫ થી ઇ. સ. ૧૮૯૮ પર્યંત મણિલાલે લખેલ લગભગ બધા ગદ્યલેખોને એકઠા કરીને વિભાગવાર

વહેંચીને મૂકવામાં આવ્યા હતા. તેની સાથે મણિલાલના માનસ તથા સાહિત્ય ઉપર વેધક પ્રકાશ પાડતા આચાર્ય આનંદશંકરના બે લેખો પણ જોડવામાં આવ્યા હતા. સમય જતાં 'સુદર્શન ગદ્યાવલિ' અપ્રાપ્ય થઈ ગઈ; અને છેલ્લાં પંદરેક વર્ષથી એની અપ્રાપ્યતાને કારણે ગુજરાતી ભાષા અને સાહિત્યનો ઉચ્ચ અભ્યાસ કરનાર વર્ગને મણિલાલ જેવા પ્રથમ પંક્તિના સાહિત્યકારના લેખોના પરિચયથી વંચિત રહેવું પડયું છે.

પ્રસ્તુત લેખસંગ્રહ તૈયાર કરવાનો ઉદ્દેશ બને તેટલે અંશે 'સુદર્શન ગદ્યાવલિ'ની ખોટ પૂરી પાડવાનો છે. 'સુદર્શન ગદ્યાવલિ'ની માફક અહીં મણિલાલના સઘળા નિબંધોને ગ્રંથસ્થ કરવાનો પ્રયત્ન તો અશક્ય છે. પુસ્તકનું કદ અતિ વિપુલ થઈ જાય એ તેનું એક કારણ, તો બીજું સબળ કારણ એ કે એમાંના અનેક લેખોનું મહત્ત્વ આજે સંજોગો બદલાતાં ઓછું થઈ ગયું છે. વળી મણિલાલ જીવતા હતા એ વખતે દેશની સાંસ્કારિક પરિસ્થિતિ એવી હતી કે સંજોગોવશાત્ અનેકવાર તેમને—અલબત્ત, સ્વધર્મરક્ષા અને લોકસુધારણાની ઉચ્ચ ભાવનાથી પ્રેરાઈને જ—ઉગ્ર પ્રહારાત્મક વલણ ધારણ કરવું પડયું હતું. અનેક વેળાએ તેમને પ્રતિપક્ષીઓ જોડે વાદયુદ્ધ કરવું પડયું હતું. આજે એ વિવાદો અને ચર્ચામાંના ખંડનાત્મક અંશોને કૌતુકરસને પોષવા કરતાં વિશેષ મહત્ત્વના ભાગ્યે જ ગણી શકાય. આવે ઠેકાણે લેખકનો ઉચ્ચ મનોભાવ પ્રતીત થવાને બદલે ઘણુંખરું તેને ઝાંખો પાડી દેતી વાક્છળમાં રાચતી તર્કબુદ્ધિનો પ્રભાવ વિશેષ માલૂમ પડે છે. આથી આવા લેખો અને વિવિધ લેખોમાં આવતા એવા ભાગોને ત્યાજ્ય ગણીને, અહીં, મણિલાલનું ઉત્તમ પ્રદાન ગણી શકાય—તેમના માનસના ઉત્તમ પરિપાકરૂપ સમજાય—તેવા લેખોને પસંદ કરવાનું ધોરણ રાખ્યું છે. આ ધોરણને અનુસરીને અહીં સ્વીકારવામાં આવેલ લેખોમાં જ્યાં જ્યાં કાપકૂપ કરવી પડી છે ત્યાં ત્યાં ફૂદડીનાં નિશાન મૂકવામાં આવ્યાં છે. અપવાદરૂપે એટલું સ્પષ્ટ કરવું આવશ્યક છે કે પસંદ થએલ નિબંધોમાં બીજી રીતે અગ્રસ્થાનના અધિકારી બને તેવા 'અભ્યાસ' તથા 'પૂર્વ અને પશ્ચિમ' નામના દીર્ઘ લેખોને કેવળ સંગ્રહનું કદ વધી જવાના ભયે જ છોડવા પડયા છે.

ઉપર સમજાવેલા ધોરણે પસંદગી પામેલ લેખોને બારોબાર 'સુદર્શન ગદ્યાવલિ'માંથી ઉપાડવાને બદલે, તે તે લેખોને, 'સુદર્શન' તથા 'પ્રિયંવદા'-માંના લેખો જોડે મેળવીને, પાઠફેર હોય ત્યાં મૂળના પાઠને અનુસરીને, રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. આમ કરતાં 'સુદર્શન' તથા 'પ્રિયંવદા'ની

ફાઈલોમાં હજુ દટાઈ રહેલ અને 'સુદર્શન ગદ્યાવલિ'માં સમાવેશ નહિ પામેલ એવા જે મણિલાલના કઅનેક નવા લેખો મળી આવ્યા છે તે પૈકી 'શાસ્ત્રાર્થ', 'મતાંતર', 'ગોરક્ષા', 'નીતિવ્યવહાર' અને 'જમાનાનાં ચિહ્ન' એ પાંચને અહીં સ્થાન આપ્યું છે.

મૂળમાંથી અહીં લેવામાં આવેલ બધા જ નિબંધોની ભાષા યથાતથ જાળવવાની કાળજી રાખી છે. તેમ છતાં, હાલના વાચક વર્ગને એકધારી શુદ્ધ જોડણી સુગમ થઈ પડે તે હેતુએ અહીંતહીં તરી આવતી અમુક અશુદ્ધ અને બેહૂદી જોડણીને, લેખકની વાક્છટા કે શૈલીની વિશિષ્ટતાને હાનિ ન પહોંચે તેવી રીતે, સમારી લેવામાં આવી છે.

મૂળમાં રાખવામાં આવેલ ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્યના મુખ્ય ખંડોને અહીં પણ કાયમ રાખ્યા છે. ધર્મશિક્ષણ મણિલાલના જીવનનું પ્રધાન કાર્ય હતું. એટલે ધર્મવિષયક લેખો સંગ્રહનો અર્ધો ભાગ રોકે એ સ્વાભાવિક છે. પ્રત્યેક ખંડ પરત્વે લેખકની વિચારશ્રેણીનો ક્રમિક અને સુવ્યવસ્થિત ખ્યાલ મળે તે દૃષ્ટિએ, પ્રત્યેક વિભાગના લેખોને વિવિધ પેટાખંડોમાં વહેંચી નાખ્યા છે. આ પેટાખંડોમાં પણ લેખોની ગોઠવણી શક્ય ત્યાં વિચારની પૂર્વાનુપૂર્વી સચવાય તે રીતે કરી છે, ને બને ત્યાં લગી પુનરુક્તિને ટાળવાનો પ્રયાસ કર્યો છે;—જો કે લેખકની વિશિષ્ટ અભેદભક્તિને કારણે આમ પૂરેપૂરું બની શક્યું નથી તે સ્વીકારવું જોઈશે. આ પદ્ધતિએ લેખોની ગોઠવણી કરવા જતાં 'સુદર્શન ગદ્યાવલિ'માં એક ખંડમાં સ્થાન પામેલ અમુક લેખોને અહીં બીજા જ ખંડમાં મૂકવા પડ્યા હોય તેવું પણ બન્યું છે. ઉ. ત. 'ધર્મ', 'જ્ઞાન', 'શ્રદ્ધા' અને 'વાચન' વિશેના લેખો 'સુદર્શન ગદ્યાવલિ'માં 'ધર્મ' વિભાગમાં સ્થાન પામેલ, તેમને અહીં 'ગૃહ' વિભાગમાં મૂક્યા છે; અને 'સુધારો' એ લેખ જે મૂળે નર્મદને નિવાપાંજલિરૂપે લખાયેલો ને 'સુદર્શન ગદ્યાવલિ'માં 'ગૃહ' વિભાગમાં ઘૂસી ગયેલો, તેને અહીં 'સાહિત્ય' વિભાગમાં સ્થાન આપવામાં આવ્યું છે. આ સિવાય એક ને એક ખંડમાં પણ ઉપર જણાવેલ હેતુસર વિવિધ લેખોના ક્રમ સદંતર બદલી નાખવા પડ્યા છે. વિશદતાને ખાતર અમુક લેખોનાં મથાળાં પણ બદલવાં પડ્યાં છે, જેની નોંધ જે તે ઠેકાણે પાદટીપમાં કરવામાં આવી છે.

લેખો તેમજ સંપાદનનાં ઉદ્દેશ, ધોરણ અને પદ્ધતિ પરત્વે આટલી ચોખવટ કરીને હવે આ લેખસંગ્રહમાં પ્રતીત થતા લેખકના વ્યક્તિત્વના વિવિધ અંશોને સમજવાનો પ્રયત્ન કરીએ.

## ૨

મણિલાલના વ્યક્તિત્વનું સૌથી વિશેષ સમુજ્જવલ અંગ તેમનું ધર્મચિંતન છે. ધર્મ અને પ્રેમ તેમના જીવનનાં બે મુખ્ય લક્ષ્યસ્થાનો હતાં. જેમ એક તરફ પ્રેમની ખોજે તેમને વ્યવહારમાં સર્વત્ર નિષ્ફળતા અપાવી, તેમ બીજી તરફ ધર્મપ્રવૃત્તિએ તેમને ઉત્તરોત્તર યશ અપાવ્યો છે. જીવનનાં આ બેઉ લક્ષ્યોના અનુભવમાં પરસ્પર વિરુદ્ધ પરિણામો સાંપડયાં છતાં, આ 'અભેદમાર્ગના પ્રવાસી'ને મન તો ધર્મ અને પ્રેમનો અવિરોધ જ સમજાયો હતો. વસ્તુતઃ પ્રેમની આર્દ્ર ભૂમિકા ઉપર જ મણિલાલે ધર્મવિષયક વિચારશ્રેણિની માંડણી કરી હતી. એટલે તેમની ધર્મભાવના જડ પરંપરા વડે બંધાવાને બદલે સાચા વેદાન્તીના આત્મચિંતનના પરિપાકરૂપે વિકસવા પામી. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જ્યારે વિદેશી રાજ્યસત્તા અને કેળવણી દ્વારા પાશ્ચાત્ય સંસ્કારોનો પ્રવાહ હિન્દુસ્તાનમાં ચોમેર ફરી વળ્યો, ત્યારે ગુજરાત ખાતે પોતાની શાસ્ત્ર અને યુક્તિથી કસાયેલી વાણી વડે, આ ઇષ્ટ ધર્મભાવનાનો પ્રચાર કરીને, મણિલાલે તે પ્રવાહનો પ્રતીકાર કરવાનો સફળ પુરુષાર્થ ખેડયો હતો. પ્રસ્તુત લેખો તેમના એ યશઃકાર્યના ચિરંજીવ સ્મારક જેવા છે.

મણિલાલના એ સંસ્કારસેવાના કાર્યનું યથાર્થ મૂલ્યાંકન કરવા સારુ સૌથી પ્રથમ તેની 'ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ'નું આછું અવલોકન કરવું પડશે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અંગ્રેજી રાજ્યસત્તા હિન્દુસ્તાનમાં દૃઢમૂલ થઈ તેની સાથે દેશમાં અંગ્રેજી કેળવણીનાં પણ પગરણ મંડાયાં હતાં એ બહુ જાણીતી વાત છે. અંગ્રેજી શિક્ષણની મૂળે શરૂઆત કરનાર પાદરીઓ હતા. પછી બીજા પ્રાંતોની માફક ગુજરાત ખાતે પણ સરકાર તરફથી શિક્ષણસંસ્થાઓ સ્થપાવા લાગી. ઈ. સ. ૧૮૨૦ માં સરકારે 'બૉમ્બે એજ્યુકેશન સોસાયટી' સ્થાપી. તેની મારફત મુંબઈ, સૂરત અને ભરૂચમાં અંગ્રેજી શાળાઓ સ્થપાઈ. ૧૮૫૬ માં મુંબઈની એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના એલ્ફિન્સ્ટન કૉલેજ અને એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ એમ બે વિભાગ પડયા. ૧૮૫૭માં મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થપાઈ, અને ત્યારપછી થોડા વખતમાં મુંબઈ, વડોદરા, અમદાવાદ, ભાવનગર અને જૂનાગઢમાં કૉલેજો નીકળી. અને એમ વખત જતાં અંગ્રેજી શિક્ષણનો ફેલાવો દેશભરમાં થઈ ગયો.

અંગ્રેજી કેળવણી દ્વારા હિન્દુ સમાજ અને સંસ્કૃતિ ઉપર વિદેશી ધર્મ અને સંસ્કારે જબરું આક્રમણ કર્યું. શરૂઆતમાં તો પાદરીઓએ કેળ

શિક્ષણનો જ પ્રચાર કરવાનો હેતુ બતાવ્યો. પણ પછી ધીમે ધીમે અભ્યાસક્રમ સાથે બાઈબલ ભળ્યું અને થોડા વખતમાં જ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર જોરશોરથી શરૂ થયો. આ વખતે હિન્દુ ધર્મની સ્થિતિ જડ અને અપ્રાગતિક હતી. એ પરિસ્થિતિનો લાભ લઈને ખ્રિસ્તી ધર્મના ઉપદેશકોએ તત્કાલીન હિન્દુ ધર્મ તથા સમાજનાં છિદ્રોને શોધીશોધીને ખુલ્લાં કરવા માંડયાં. હિન્દુ જીવનરીતિમાં ઘર ઘાલી બેઠેલ વિવિધ ધાર્મિક અને સામાજિક અનિષ્ટોને આગળ કરીને કેળવાયેલા નવજવાનો સમક્ષ ખ્રિસ્તી પાદરીઓએ હિન્દુ ધર્મ તથા સમાજની છડેચોક નિંદા શરૂ કરી. આને પરિણામે, ધર્મને નામે થતાં અનાચાર, છેતરપિંડી અને પ્રતિબંધોથી કંટાળી ગયેલ જુવાન વર્ગે ઝડપભેર ખ્રિસ્તી ધર્મ તરફ વળવા માંડયું. સને ૧૮૫૨ની આખરે મુંબઈ પ્રાંતમાં આવા ખ્રિસ્તી થઈ ચૂકેલ હિન્દુઓની સંખ્યા ૧,૧૨,૪૧૫ જેટલી થઈ ગઈ હતી.[1] આમ, અંગ્રેજી ધર્મપ્રચારવાળી કેળવણી સમસ્ત હિન્દુ સંસ્કૃતિને માટે ભયરૂપ થઈ પડી. આ પ્રવૃત્તિને પરિણામે હિન્દુ સમાજમાં એક વર્ગ એવો ઊભો થયો કે જેને સ્વધર્મ ઉપરથી તદ્દન આસ્થા ઊઠી ગઈ; જ્યારે બીજો વર્ગ એવો રહ્યો કે જે મોટે ભાગે જડ રૂઢિઓનું અનુસરણ કરવામાં અને અંધશ્રદ્ધાથી મૂર્તિપૂજા કરવામાં જ જીવનનું સાર્થક્ય માનતો હતો. જનતાનો મોટો ભાગ આ બીજા વર્ગનો હતો.

પરંતુ પ્રત્યેક ક્રિયાને પ્રતિક્રિયા હોય છે તેમ, આપણે ત્યાં પણ પરધર્મ અને પરસંસ્કારોના હુમલાનો સામનો કરે તેવાં બળો વખત જતાં અનિવાર્યપણે ઉદ્ભવ્યાં છે ને ઉત્તરોત્તર વિકસ્યાં પણ છે. પરદેશીઓની આક્રમક નીતિનો સામનો કરવા સારુ સમાજને જાગૃત કરવાની આવશ્યકતા એ વખતે કેટલાક વિચારવંત લોકોને જણાતાં, કાળક્રમે દેશમાં વિવિધ સાંસ્કારિક બળો ઉત્પન્ન થવા પામ્યાં. ગુજરાત ખાતે આવી સુધારક પ્રવૃત્તિની પહેલ સુરતના દુર્ગારામ મહેતાજીએ ઈ. સ ૧૮૪૪ માં સુરતમાં 'માનવધર્મસભા' સ્થાપીને કરી. ઇ. સ. ૧૮૫૦માં દુર્ગારામની સુરતથી રાજકોટ બદલી થઈ ત્યાં લગી સુધારાનું કેન્દ્ર સુરત રહ્યું. ત્યારબાદ તે કામ નર્મદને શિરે આવતાં સુધારાનું કેન્દ્ર મુંબઈ બન્યું. સુધારાના આ ભડ સેનાનાયકે 'બુદ્ધિવર્ધક સભા'માં ભાષણો આપીને, નિબંધો લખીને, જાહેર ચર્ચાઓ કરીને અને સ્વાચરણ દ્વારા દાખલો બેસાડીને હિન્દુ ધર્મ અને સમાજનાં અનેકવિધ દૂષણો છતાં કરવાની ઉચ્છેદક પ્રવૃત્તિ જોરશોરથી ઉપાડી. આમ

---

૧ જુઓ રા. દ્વારકાનાથ ગોવિંદ વૈદ્યકૃત "પ્રાર્થનાસમાજાચા ઇતિહાસ", પૃ. ૬.

શરૂઆતમાં પરધર્મના ધસારાના પૂરને પાછું હઠાવવા માટેના પ્રાથમિક પગલા તરીકે હિન્દુ ધર્મ તથા સમાજની વિકૃતિઓ દૂર કરવાનું સાફસૂફીનું કામ ચાલ્યું હતું, જે પૂરાં વીસ વર્ષ પર્યંત એકધારું ચાલુ રહ્યું.

એ દરમિયાન કેટલાક ડાહ્યા અને સ્વસ્થ બુદ્ધિના શિક્ષિત જનોએ સ્વધર્મનું શુદ્ધ અને સાચું સ્વરૂપ શોધવાના સદ્‌હેતુથી પ્રેરાઈને નાના પાયા ઉપર સંરક્ષણાત્મક પ્રવૃત્તિની શરૂઆત પણ કરવા માંડી હતી. ઈ. સ. ૧૮૫૮માં આ ઉદ્દેશે ભોળાનાથ સારાભાઈ તથા રણછોડલાલ ગીરધરલાલે અમદાવાદમાં 'ધર્મસભા' સ્થાપી. આ સભાએ સદાચાર અને સુનીતિનો પ્રચાર કરીને લોકોને સદ્‌ધર્મ પ્રત્યે ખેંચવાનો યથાશક્ય પ્રયાસ કર્યો હતો. ૧૮૬૦માં નર્મદાશંકરે આ જ હેતુસર મુંબઈમાં 'તત્ત્વશોધક' સભા સ્થાપી હતી. ત્યાં તે પહેલાં દક્ષિણીઓએ 'પરમહંસ સભા' (૧૮૪૦) અને 'પ્રાર્થના-સભા'ની(૧૮૪૯) પ્રવૃત્તિઓ પણ ચલાવી હતી, જેનું ફળ વર્ષો જતાં, ૧૮૬૭માં, 'પ્રાર્થનાસમાજ'રૂપે આવ્યું. ભોળાનાથ સારાભાઈના પ્રયાસથી અમદાવાદમાં પણ ૧૮૭૧ માં 'પ્રાર્થનાસમાજ' સ્થપાયો. પ્રાર્થનાસમાજીઓ નિરાકાર એકેશ્વરની, કશા પણ સાધનની માધ્યસ્થી વિના, અંતઃકરણપૂર્વક ભક્તિ કરવાની હિમાયત કરતા હતા. ગુજરાતના ગામડે ગામડે આનો પ્રચાર કરવા સારુ તેમણે એક 'મિશનરી' પ્રવૃત્તિ પણ યોજી કાઢી હતી. પરંતુ આ અંગ્રેજી સંસ્કારોથી રંગાયેલા સુધારકો લોકોમાં વિશ્વાસ જગાડી શક્યા નહોતા. એટલે સક્રિય સહકાર અને પૂરતા પોષણને અભાવે આ સંસ્થાનું કોઈ દેશહિતકારી ફળ દેખાયું નહિ.

ઇ. સ. ૧૮૭૫માં 'પ્રાર્થના સમાજ'ના કરતાં વધુ તેજસ્વી અને બળશાળી એવા 'આર્યસમાજ'ની સ્થાપના મુંબઇમાં થઇ. તેના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીએ હિન્દુ ધર્મમાંથી મૂર્તિપૂજાનો નિષેધ કરીને વેદધર્મની ઉત્કૃષ્ટતા પ્રવર્તાવી. એટલું જ નહિ, હિન્દુઓનું સંગઠન કરીને તેમણે ગુરુકુળો સ્થાપ્યાં અને શુદ્ધીકરણ તથા અંત્યજોદ્ધારની પ્રવૃત્તિઓ પણ આરંભી. 'આર્યસમાજ'નું મુખ્ય ક્ષેત્ર પંજાબ હતું. તેમ છતાં, એકંદરે, આ સચેતન પ્રવૃત્તિએ ગુજરાત ખાતે પણ હિન્દુ ધર્મના પુનરુત્થાનને પોષે એવી ઠીકઠીક જાગૃતિ આણી હતી એમ કહી શકાય.

આ અરસામાં સમયમૂર્તિ નર્મદની ઉચ્છેદક સુધારાપ્રવૃત્તિનાં વળતાં પાણી હતાં. એક તરફ એને સુધારક વર્ગમાં પ્રવર્તી રહેલાં સ્વાર્થબુદ્ધિ, સંકોચવૃત્તિ, અમર્યાદા, અસત્ય, વ્યભિચાર અને મદ્યપાન જેવાં અનિષ્ટો જોઈને ઉચ્છૃંખલ સુધારકો પ્રતિ તિરસ્કાર જન્મે છે; અને બીજી તરફ

સાત વર્ષના નિવૃત્તિપ્રવૃત્તિના મંથનને અંતે પ્રાચીન આર્ય ધર્મના નિવૃત્તિમાર્ગ ઉપર તેની શ્રદ્ધા દૃઢ થાય છે. આને પરિણામે, એને પોતાની નીતિ બદલવાનું મુનાસિબ જણાય છે. ૧૮૭૬–૭૭માં પોતે અગાઉ ઉપદેશેલા સુધારાઓનો જાહેરમાં વિરોધ કરીને નર્મદે આ નવીન નીતિ સમજાવતાં હિંમતપૂર્વક ઉઘાડેછોગ જાહેર કર્યું કે

"સ્વધર્મનું સંરક્ષણ ને ન્યાયબુદ્ધિનું પાલણ—બ્રાહ્મણબુદ્ધિનું માહાત્મ્ય અને ક્ષાત્રબુદ્ધિનું ઔદાર્ય એ અમારું મત છે."[૨]

નર્મદ જેવા પ્રભાવશાળી નેતાના આ અદ્ભુત પક્ષપરિવર્તનને પરિણામે ગુજરાતમાં સુધારક વર્ગની સામે એક ચોક્કસ સંરક્ષક મત જાગૃત થવા લાગ્યો. બરાબર આ જ અરસામાં–એટલે કે ૧૮૭૮માં–ભારતમાં પશ્ચિમના પ્રવાહને અટકાવનારી નાની શિલારૂપે 'થિયોસોફી' નામે એક બીજી પ્રવૃત્તિ પણ શરૂ થઈ હતી. આ સંસ્થાએ હિન્દુ ધર્મનાં યોગ તથા અધ્યાત્મવિદ્યાનાં રહસ્યોને સ્ફુટ કરી બતાવીને જુવાન શિક્ષિત વર્ગને હિન્દુ ધર્મ તરફ આકર્ષવાનો સમર્થ પ્રયાસ કર્યો હતો. તેમ છતાં, ગુજરાત ખાતે આ પ્રવૃત્તિની તત્કાળ બહુ જ ઓછી અસર થઈ છે. ૧૮૮૧માં સુધારાની 'ધાંધલે' સમાજમાં જાગૃતિ આણી છે તેટલું તેને જમે પક્ષે નોંધીને, સંસ્કારરક્ષણનાં વધતાં પાણીને ખાળવાનો મિથ્યા પ્રયાસ નહિ કરતાં, સુધારાનો સેનાની નર્મદ આખરે સુધારાનું 'માનપૂર્વક વિસર્જન' કરે છે. પ્રાર્થનાસમાજના અગ્રેસરો 'ખ્રિસ્તી સાધુના સ્વપ્નરંગમાં' રમતા હતા, અને 'આર્યસમાજના અગ્રણી સ્વામી દયાનંદ વેદની સંહિતાને તેમાંથી હિરણ્યગર્ભ સૃષ્ટિની દેવતાઓને કાઢી નાખીને મનાવવા મથતા હતા' તેથી, ગુજરાતમાં પ્રાચીન હિન્દુ ધર્મના પુનરુત્થાનની શ્રદ્ધાસ્પદ વિચારશ્રેણિ અને રચનાત્મક પ્રવૃત્તિની વ્યવસ્થિત શરૂઆત તે બેમાંથી એક સંસ્થા દ્વારા થઈ શકી નહિ. એની ખરી શરૂઆત તો નર્મદથી જ થઈ છે. લોકોમાં 'સતશુદ્ધ ધર્મ'નો પ્રસાર કરવાની તેની નેમ હતી; તેને અનુસરીને સક્રિય પ્રવૃત્તિ પણ તેણે તેના શૂરસ્વભાવને છાજે તે રીતે લેખો લખીને અને વ્યાખ્યાનો આપીને તત્કાળ આરંભી દીધી હતી. પરંતુ તે પ્રવૃત્તિ મહોરે અને પરિપક્વ ફળ આપે તે પહેલાં જ તેના પુરસ્કર્તાને કાળે ઉપાડી લીધો.

નર્મદે સુધારાનું વિસર્જન કર્યું તે અરસામાં જ–૧૮૮૧ના માર્ચમાં–મણિલાલ, મુંબઈની સરકારી કન્યાશાળાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ

૨. જુઓ 'ધર્મવિચાર' (આવૃત્તિ ત્રીજી), પૃ. ૬૦.

ઇન્સ્પેક્ટર નિમાતાં, મુંબઇ આવીને રહ્યા હતા. મણિલાલ ધીમેધીમે કવિના ઘનિષ્ઠ સંપર્કમાં આવે છે, અને નર્મદને વખત જતાં મણિલાલમાં પોતાનો સમાનધર્મા સ્પષ્ટપણે પ્રતીત થાય છે. પરિણામે, કવિના મૃત્યુના થોડા જ દિવસ અગાઉ મણિલાલ તેમને મળવા જાય છે, ત્યારે કવિ દેશના ધર્મ-સંરક્ષણનું પોતે ઉપાડેલું કામ મણિલાલને વિશ્વાસપૂર્વક સોંપે છે, અને અઠ્ઠાવીસ વર્ષના જુવાન મણિલાલ મૂક સંમતિ વડે એ મહાન કાર્યની જવાબદારી સ્વીકારે છે.[3]

અત્યાર લગીમાં, પૂર્વ અને પશ્ચિમની ફિલસૂફીના મુખ્ય ગ્રન્થોનો ઊંડો અભ્યાસ[4] કરીને, મુંબઇના 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં વિધવા-વિવાહની સામે 'નારીપ્રતિષ્ઠા'નો ઉચ્ચ આદર્શ તીક્ષ્ણ તર્કબુદ્ધિએ સિદ્ધ કરી બતાવીને અને એ જ યુનિયનના સભ્યો સમક્ષ 'મેસમેરિઝ'મના પ્રયોગો કરીને,[5] 'થિયોસોફિસ્ટ'માં 'Dabbling in mesmerism' અને 'Saving of a Hindu Soul' નામના બે વિચારપ્રેરક પત્રો પ્રગટ કરીને,[6] 'થિયોસોફિકલ સોસાયટી'માં 'Logic of Commonsense'

૩. એ આખા પ્રસંગનું બયાન મણિલાલે પોતાની આત્મકથામાં નીચે પ્રમાણે આપ્યું છે:

"કવિ નર્મદાશંકર જે જૂના જમાનામાં સુધારાના મહારથી તે આ વખતે બદલાઈને મારા જેવા જ વિચાર જણાવતા લખતા હતા. અરે, મારી તેમની એટલી બધી એકતા હતી કે તેમણે તેમના મરવાના પ્રસંગે હું તેમને મળેલો તેવામાં મને જે શબ્દો કહેલા તે પરથી જ તે એટલી બધી છે એમ મેં જાણેલું. તેમણે એવી મતલબનું કહ્યું કે 'હવે આ દેહનો અંત આવે તો ઠીક કે ઘરનાં માણસ હેરાન થતાં અટકે. અમે તો હવે એકલા પડયા. અમારા ભક્તો, અમારા મિત્રો, અમારા સ્નેહીઓ અમને બગડેલા વહેમી ઠરાવી વેગળાં થયાં. પણ ખરી વાત હું હાલ કહું છું તે જ છે. એ મારૂં હૃદય જાણે છે. જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હું કહું છું કે તેમના જ મંડળમાં એક જવાન ઉછરે છે જે પરિણામે મારા જ વિચાર તમારે ગળે ઉતારશે;—એ માણસ તમે જ. તમારાં સર્વ લખાણ મેં લક્ષપૂર્વક વાંચ્યાં છે, તમારી વાતો સાંભળી છે, ને એમ માનું છું કે તમે જે રસ્તે છો તે જ રસ્તે ચાલ્યા જજો; એ જ ખરી વાત છે.'"

(જુઓ 'મણિલાલ નભુભાઇની આત્મકથા', 'વસંત', વર્ષ ૩૦, અંક ૮, પૃ. ૩૦૧-૩૦૨.)

૪. વધુ વીગતો માટે જુઓ 'વસંત', વર્ષ ૨૯, અંક ૭, પૃ. ૨૫૦; 'વસંત', વર્ષ ૩૦, અંક ૧, પૃ. ૧૯-૨૦, ૨૩-૨૪; 'વસંત', વર્ષ ૩૧, અંક ૩, પૃ. ૯૮.

૫. જુઓ 'વસંત', વર્ષ ૩૦, અંક ૧, પૃ. ૨૦-૨૧.

૬. જુઓ એજન, પૃ. ૨૦-૨૧.

ઉપર સમર્થ વ્યાખ્યાન આપીને,[૭] કેળવણી ઉપર 'રાસ્તગોફતાર' સાથે તાત્ત્વિક ચર્ચા કરીને,[૮] નારીશિક્ષા અર્થે 'પ્રિયંવદા' નામનું માસિક પત્ર કાઢીને,[૯] 'કાન્તા', 'શિક્ષાશતક', 'રાજયોગ,' પૂર્વદર્શન' ઇત્યાદિ ગ્રંથોના રચયિતા બનીને,[૧૦] ભાવનગરની શામળદાસ કૉલેજના 'નાક'રૂપ સંસ્કૃતના પ્રોફેસર તરીકે પ્રતિષ્ઠા પામીને,[૧૧] સંસ્કૃત ભાષા અને સાહિત્યના અપૂર્વ વિદ્વાન તરીકે એડવિન આરનોલ્ડની પ્રશંસા પામીને[૧૨] અને ૧૮૮૬માં વિયેનામાં ભરાનારી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં હાજરી આપવાનું નિમંત્રણ પ્રાપ્ત કરીને,[૧૩] મણિલાલે ગુજરાત ખાતે આર્ય ધર્મ તથા સંસ્કૃતિના શિક્ષણ અને સંરક્ષણનું કાર્ય આગળ ધપાવવા માટેની પોતાની યોગ્યતા સિદ્ધ કરી બતાવી હતી. પછી ગુજરાતના ધર્મ-તત્ત્વ-ચિંતનના આસમાનમાં નવીન પણ સ્થિર તેજે ઊગતા આ દ્યુતિમાન તારક પર નર્મદ જેવા અસ્તાયમાન સમાનધર્માની શ્રદ્ધા જાગે તેમાં શું આશ્ચર્ય ?

ગુજરાતમાં ધર્મ અને સમાજવિષયક 'સુધારા'ને ઐતિહાસિક દૃષ્ટિએ નિહાળીને તેની તાત્ત્વિક ચર્ચા કરવાનું કામ સૌથી પ્રથમ મણિલાલે કર્યું છે. એ જમાનામાં જ્યારે ધર્મ વિશેની સમજણ કાં તો કેવળ મૂર્તિપૂજા અને બાહ્ય આચારોમાં પરિબદ્ધ હતી, અથવા તો વિરુદ્ધપક્ષે, નાસ્તિકતારૂપે પ્રગટ થતી હતી, ત્યારે મણિલાલે જ સૌથી પ્રથમ 'ધર્મ'ને કેન્દ્રમાં રાખીને જીવનનો ખ્યાલ કરવાનું શીખવાડ્યું. ધર્મવિચાર અનુસાર જીવિતનો હેતુ નક્કી કરવાનું દૃષ્ટિબિન્દુ સૌથી પ્રથમ તેમણે જ લોકો આગળ મૂક્યું:

"ધર્મ એટલે જીવિતનો યથાર્થ હેતુ જેવો સમજાય તે જ પ્રમાણે નીતિ, આચાર, વિચાર, વ્યવહાર, રાજ્ય સર્વે રચાવાનાં. માટે જ ધર્મવિચાર એ સર્વ વિચારનું મૂળ છે."[૧૪]

ધર્મ વિશેની આ વિશાળ ભાવના મણિલાલ જીવન વિશેના ઊંડા મનનને પરિણામે કેળવી શક્યા હતા. કૉલેજમાં ભણતા ત્યારથી જ તે પાશ્ચાત્ય ફિલસૂફીની તુલનાએ પ્રાચીન આર્ય ધર્મભાવનાનો વિચાર કરીને એમાંથી તથ્ય તારવી કાઢવાની મથામણમાં પડ્યા હતા. વળી, સાથે સાથે

૭. જુઓ 'વસંત', વર્ષ ૩૦, અંક ૧, પૃ. ૨૩. ૮. જુઓ એજન, પૃ. ૨૩.

૯. જુઓ 'વસંત,' વર્ષ ૩૧, અંક ૩, પૃ. ૧૦૦.

૧૦. જુઓ 'વસંત,' વર્ષ ૩૦, અંક ૧, પૃ. ૨૦-૨૧.

૧૧. જુઓ 'વસંત,' વર્ષ ૩૧, અંક ૩, પૃ. ૯૮.

૧૨. જુઓ એજન, પૃ. ૯૯.

૧૩. જુઓ એજન, પૃ. ૯૯. ૧૪. જુઓ પૃ. ૪૦.

એ જ અરસામાં પોતાના જીવિતનો ઉદ્દેશ શોધવાનું ચિંતવન ચાલી રહ્યું હતું, જે આખરે ધર્મ અને પ્રેમ એ બે લક્ષ્ય ઉપર આવીને સ્થિર થયું. ઘણા મનનને અંતે ધર્મ અને પ્રેમની એકતા તેમને પ્રતીત થઇ ને પરમ પ્રેમ—અર્થાત્ વિશાળ જગદ્વ્યાપી પ્રેમ—એ જ મોક્ષ એવો નિર્ણય લેઇ શાંકરવેદાન્ત ઉપર એમની શ્રદ્ધા દૃઢ થઈ. આ અદ્વૈતનિષ્ઠા તેમની સમગ્ર વિચારશ્રેણિના પાયારૂપ છે.

આ અભેદની ભૂમિકા એટલે વેદાન્તની પરિપાટીનું અંધ અનુકરણ કે જડ પ્રતિપાદન નહિ, પણ આત્મપ્રતીતિ અને જીવંત વિચારશક્તિની ફળદ્રુપ રસમય ભોંય. એના ઉપર મણિલાલના જે જે વિચાર સ્થપાય છે તે તે નવીન ફિલસૂફીનો દીપ્તિમંત પ્રભાવ ધારણ કરે છે. ધર્મની બાબતમાં મણિલાલ આ અભેદાનુભવને જ બ્રહ્મસાક્ષાત્કાર કહે છે; ગૃહમાં એ અભેદ વગર સાચું સુખ કે શાંતિ મળે નહિ, રાજ્યનું એ ઉત્તમાંગ છે, અને સાહિત્યના સર્જન માટે એના ઉત્કટ અને વિશાળ અનુભવની અનિવાર્ય આવશ્યકતા છે એવું એમનું સામાન્ય પ્રતિપાદન છે. આની પાછળ મણિલાલની ઉત્કટ ધર્મનિષ્ઠા અને સાચી સત્યપ્રીતિ વગર બીજું કોઇ ચાલક અંગ કામ કરી રહ્યું નથી એમ એના કથનનો રણકો આપણને ઠોકી ઠોકીને ખાતરી કરાવે છે.

મણિલાલે આ અદ્વૈતના કીમિયા વડે જીવનની અનેકવિધ વિસંવાદિતાઓનું સમાધાન કરી દીધું છે. ધર્મ અને સત્યની પરસ્પર અવિરોધસ્થિતિ તો તેના વડે લગભગ સ્વયંસ્પષ્ટ જ બની રહે છે. સત્યનું અન્વેષણ કરતાં લેખક આપણને શાસ્ત્ર અને યુક્તિની સહાયથી એ સાબિત કરી આપે છે કે જીવનના પરમધર્મરૂપ સત્યનું સીધામાં સીધું રૂપાંતર આર્ય ધર્મમાં થયેલું છે. એટલે, પ્રત્યેક આર્ય જને આર્યધર્મનાં રહસ્યો સમજવાં આવશ્યક છે એવો એમનો દૃઢ આગ્રહ છે. તદનુસાર તેઓ વેદાન્તની પરિપાટી ઉપર હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિના મુખ્ય સિદ્ધાંતોને વિશિષ્ટ રીતે સમજાવીને અન્ય ધર્મોની અપેક્ષાએ સ્વધર્મની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરવાનો સમર્થ પ્રયાસ કરે છે. 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય' તેમની આ પ્રવૃત્તિનાં ઉત્તમ ફળ છે.

સ્વધર્મની શ્રેષ્ઠતા એટલે મણિલાલને મન અભેદની જ શ્રેષ્ઠતા છે. જેને તેઓ પ્રાચીન ભાવના કહે છે તે આ અભેદની જ ભાવના છે અને તે જ એમને મતે ધર્મ પણ છે.[૧૫] પ્રાચીન આર્યધર્મનું અર્થકરણ એમણે

૧૫. જુઓ પૃ. ૨૩૯.

અભેદના નિષ્કર્ષરૂપે જ કર્યું છે. ધર્મવિચારનાં વિવિધ અંગોમાં આ અભેદ-ભાવનાનું આરોપણ કરીને તેઓ તેમાં ધર્મ, નીતિ, ચારિત્ર્યશુદ્ધિ, પરમાર્થ, મોક્ષ, સૌનો સુયોગ્ય રીતે સમાવેશ કરી લે છે. પ્રત્યેક વ્યક્તિના મનમાંથી વ્યક્તિનો ભાવ અસ્ત થઇ નિર્મૂલ થઈ જાય અને એકાકાર પ્રેમ ઉદય પામે એને તેઓ અભેદ કહે છે. આખા વ્યવહારને ચલાવી રહેલું મમત્વનું સૂત્ર તૂટી જાય એ અભેદ.[૧૬] આખા વિશ્વમાં જે ભેદબુદ્ધિ ફેલાઈ છે તે જ દુઃખનું કારણ છે, ને અત્યંત અભેદ થઈ સર્વ એક થાય એ જ મોક્ષ અથવા બ્રહ્મભાવ છે.[૧૭] જ્ઞાન અને મોક્ષ પરસ્પર અવિરુદ્ધ છે એટલું જ નહિ પણ એક છે. અભેદનો જ વિચાર, અભેદનું જ ચિંતન, અભેદનો જ અનુભવ, અને જે જે પ્રકારે પિંડબ્રહ્માંડનો અભેદ સમજાય, થાય તે તે પ્રકારનો આચાર એ જ જ્ઞાન.[૧૮] આ જ્ઞાન અહંભાવ અને અનીતિનો સદંતર વિરોધ કરે છે. ઊલટું, જગતમાં જ્યાં જ્યાં અનીતિ, શોષણ અને સ્વાર્થનાં છળકપટ નજરે ચઢે છે તે ભેદબુદ્ધિનાં અર્થાત્ અજ્ઞાનનાં જ પરિણામ છે.[૧૯] વેદાન્તીઓ ઉપર અનીતિનો આક્ષેપ મૂકનારા દ્વૈતમતવાદીઓને મણિલાલ અભેદ અને નીતિનો અવિરોધ બતાવીને વિવિધ રીતે ખોટા પાડે છે. બુદ્ધિ અને લાગણીના સૂક્ષ્મ પ્રવૃત્તિભેદને લક્ષમાં લેઈ અન્તે બેઉનો અભેદ સમજાવીને નીતિનો વેદાંત જોડે ઊંડો સંબંધ સૂચવતાં તેઓ કહે છે:

"ધર્મસ્વરૂપ ઠરાવવામાં તો બુદ્ધિએ જ સુકાન હાથ ધરવું જોઇએ, પછીના નિર્ણય પ્રમાણે અમલ કરવામાં લાગણીને પોતાનું સ્થાન બુદ્ધિ આપે તો ઝાઝો બાધ નથી. એવો સમય આવે છે કે જ્યારે બુદ્ધિ અને લાગણીનો વિષય જુદો રહેતો નથી. જ્યારે જાણવું તે જ માનવું, અને માનવું તે જાણવું, એવી સ્થિતિ થઈ રહે છે, અને વ્યવહાર પરમાર્થ એક થઇ અભેદ સિદ્ધ થાય છે, એ સમયની સર્વને અપેક્ષા છે; એને જ આધારે આ નીતિનો પાયો ઊભો છે."[૨૦]

યોગ્ય અધિકાર વિના જ્ઞાનપ્રાપ્તિ કે ચારિત્ર્યશુદ્ધિ સંભવે નહિ. અધિ-કાર સમજ્યા વિના જ્ઞાનની વાતો કરવી તે તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ છે. અધિકારના ક્રમનો અનાદર કરીને જેઓ કેવળ શુષ્ક વેદાન્તની ચર્ચા કરે છે તેમની નીતિનો પાયો સડી જાય છે. આથી કર્મ, ઉપાસના અને જ્ઞાનના ક્રમ અનુસાર અધિકાર કેળવીને જ જ્ઞાનપ્રાપ્તિ કરવા ઉપર મણિલાલ ખાસ

૧૬. જુઓ પૃ. ૧૫૧. ૧૯. જુઓ પૃ. ૧૧૬.
૧૭. જુઓ પૃ. ૧૪૯. ૨૦. જુઓ પૃ. ૧૨૩.
૧૮. જુઓ પૃ. ૯૪.

ભાર મૂકે છે. દુરાચારનું કારણ અધિકારન્યૂનતા છે. અધિકારપ્રાપ્ત જ્ઞાન સર્વત્ર એકતાનો પ્રેમ દ્વારા અનુભવ કરાવે છે. આચાર અને વિચારની એકતાનું સાધન પ્રેમ છે. એ પ્રેમનો અનુભવ એ જ જીવન્મુક્તિ છે. મણિલાલ વેદાન્તની પરિભાષાના આ 'પ્રેમ'ને જ બ્રહ્મ, ચૈતન્ય કે ઈશ્વરના પર્યાયરૂપે યોજે છે.

આમ, અદ્વૈત મણિલાલની ધર્મવિચારણાનો આદિ, મધ્ય અને અંત બની રહે છે. પરંતુ આ અદ્વૈતસિદ્ધાંતનો તેમણે કેવળ ચર્ચાના વિષય તરીકે કદાપિ વિચાર કર્યો નથી એ ખાસ લક્ષમાં રાખવું જોઈશે. એ અદ્વૈત તો મણિલાલના સમગ્ર ચિત્તંત્રનું ચાલક અંગ છે, તેમના વ્યક્તિત્વનો સચેત, સમુજ્જવલ અંશ છે, તેમની ફિલસૂફીનો પ્રાણ છે, અને તેમના આંતર અનુભવનો એકમાત્ર વિષય છે. વસ્તુતઃ એ અદ્વૈતનિષ્ઠાએ જ તેમને અક્ષરજીવનનો સઘળો પુરુષાર્થ ખેડવા પ્રેર્યા છે. મણિલાલ પોતાના ચિદાકાશમાં એ અદ્ભુત પ્રેમભાવનાની 'ઝલક' છાયેલી અનુભવીને સંતોષ માની બેસી રહ્યા નથી. એમને તો એ જ સદોદિત પ્રેમની–ધર્માનુભવની–'ઝલક' ગુર્જર પ્રજાના ચિદાકાશમાં પણ છાયેલી જોવાની તીવ્ર આકાંક્ષા હતી. આથી એમના સઘળા પ્રયત્નો શાસ્ત્રચર્ચા કરવામાં કે તત્ત્વનિરૂપણ કરવામાં સમાપ્ત થઈ જવાને બદલે લોકોમાં સાચી ધર્મભાવના જાગ્રત કરવા પર્યંત પહોંચ્યા છે. મણિલાલની અને તેમનાં લખાણોની ખરી મહત્તા અહીં જ રહેલી છે. પંડિત, ફિલસૂફ અને ગદ્યકાર તરીકે મણિલાલે ઊંચા પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. તેમ છતાં, ઘડીભર માની લઈએ કે વખત જતાં પંડિત, ફિલસૂફ કે ગદ્યકાર તરીકે મણિલાલ કદાચ ભુલાઈ જાય; પરંતુ પૂર્વ અને પશ્ચિમના સંસ્કારોના સંઘર્ષાત્મકની કટોકટીની પળે તેમણે ગુર્જર પ્રજાને સ્વધર્મ ભણી વળવાનું સ્પષ્ટ માર્ગદર્શન આપીને ગુજરાતની જે સંસ્કારસેવા બજાવી છે તે તો સદાકાળ સંભારાતી રહેશે જ.

અને એ કાર્ય વડે જ મણિલાલ નર્મદના સાચા ઉત્તરાધિકારી બની શક્યા હતા. નર્મદના જમાનામાં જે લોકો જડ બાહ્યાચારોમાં જ ધર્મની સમાપ્તિ માનતા તેમને મણિલાલે નિજ ધર્મનું સાચું સ્વરૂપ સમજાવ્યું. એટલું જ નહિ, ધર્મને ચર્ચા અને માન્યતાના સંકુચિત ક્ષેત્રમાંથી જીવનના વિશાળ ચોગાનમાં લાવીને તેમણે પ્રજાને તેનો જીવનમાં અભેદભાવના વડે સુમેળ સાધવાની સમર્થ પ્રેરણા પણ આપી. મણિલાલની આ પ્રવૃત્તિ ચોક્કસ સ્વરૂપે, સભાનપણે, પ્રજાને લક્ષમાં રાખીને જ યોજાઈ હોવાથી, લખાણો કરતી વખતે તેઓ સાહિત્યકારની તટસ્થતા કેળવવાને બદલે ધર્મપ્રચારકના

જુસ્સાથી આગળ વધ્યા હતા. સ્વધર્મની શ્રેષ્ઠતા સાબિત કરીને લોકોને ધર્માભિમુખ કરવાનો ઉદ્દેશ એમનાં સર્વ લખાણોની પાછળ પ્રત્યક્ષ યા પરોક્ષ સ્વરૂપે અચૂક હોવાનો જ. આ 'મિશનરી' હેતુના સાધક મણિલાલ, આ કારણે જ, ગો. મા. ત્રિ. કે આનંદશંકર જેવી વિદ્વત્તા અને બુદ્ધિશક્તિ ધરાવતા હોવા છતાં, પૂર્વ અને પશ્ચિમના સંસ્કારપ્રવાહોના તટસ્થ દ્રષ્ટા અને ન્યાયાધીશ બની શક્યા નહિ, અને, નર્મદની માફક, આર્યધર્મભાવનાના વકીલ બની બેઠા. મણિલાલ જાતે જ આની સ્પષ્ટ કબૂલાત કરે છે:

"પ્રાચીન વાતોને માન આપનાર વર્ગના એક વકીલ તરીકે મને એ બાબત ખાતરીથી બોલવાનો હક છે."[૨૧]

આ કારણે તેમને રમણભાઈ જેવા સમર્થ પ્રતિપક્ષી જોડે જીવનભર વિવાદમાં ઊતરવું પડ્યું હતું અને તેને પરિણામે તેમને અનેકવાર સહન પણ કરવું પડ્યું હતું. પ્રતિપક્ષના ખંડન સારુ તેમને વાક્છલમાં ઊતરવું પડતું હતું, અને ઉગ્ર પ્રહારકના પણ ધારણ કરવી પડતી હતી. વળી કોઈ-વાર તેમનાથી પોતાનો કક્કો ખરો કરવાને લોભે અન્યને જાણ્યે અજાણ્યે અન્યાય પણ થઈ જવાના પ્રસંગો આવ્યા હતા. આમ છતાં, એકંદરે, મણિલાલે પોતાની જવાબદારી ભારે ગૌરવ અને ઉચ્ચ સહૃદયતાને ધોરણે બજાવી હતી એમ તેમનાં સઘળાં લખાણો ઉપરથી સ્પષ્ટ સમજાય છે. છેક છેલ્લા શ્વાસ લગી તેમણે આ પ્રવૃત્તિ પરમાર્થભાવે જ ચાલુ રાખી અને અનેક ઝાંઝાવાતોથી ભરેલ જીવનમાં તેમણે પોતાની ધ્યેયનિષ્ઠા ટકાવી રાખી તે મણિલાલની સ્વધર્મ-વકિલાતની અન્યથા સહેજ ઝાંખી પડી જતી બીજી બાજુને ઉજ્જ્વલતા અર્પે તેવા તેમના વિરલ ચારિત્ર્યગુણો છે એ ભૂલવું ન જોઈએ.

નર્મદના કરતાં મણિલાલની બુદ્ધિશક્તિ વિશેષ પરિપક્વ, ઊંડી અને તર્કશુદ્ધ હતી. એટલે નર્મદ જે સ્વબુદ્ધ્યનુસાર સમજીને સમજાવવા ફાંફાં મારતો હતો તેને આ પંડિત સુધારકે તીક્ષ્ણ બુદ્ધિશક્તિ વડે વિશદ કરી બતાવ્યું. આનું એક વિશિષ્ટ પરિણામ એ આવ્યું કે કેળવાયેલા લોકોની બુદ્ધિમાં ઊતરે એવી રીતે એમની સમક્ષ પહેલી જ વાર સ્ફુટ થયેલ ધર્મનાં રહસ્યોએ શિક્ષિત વર્ગને તત્કાળ સ્વધર્મમાં રસ લેતો કર્યો. મણિલાલ ડૉ. બુલર, ડૉ. લિટનર, એડવિન આરનોલ્ડ અને મેક્ષમૂલર જેવા વિદેશીય પંડિતોને આંજી શક્યા હતા તે તેમના આ ધર્મરક્ષણકાર્યનું આનુ-ષંગિક પરિણામ છે; અને તેમની ધર્મપ્રવૃત્તિના વાહનરૂપ પ્રસ્તુત લેખોની

૨૧. જુઓ પૃ. ૨૩૬-૨૩૭.

સાહિત્યિક ગુણવત્તાને પણ એ કાર્યની જ ગૌણ નીપજ ગણવાની છે;—જો કે એમાં પણ, આપણે આગળ જોઈશું તેમ, લેખકે ઉત્તમ સિદ્ધિ તો મેળવી છે જ.

નર્મદની માફક મણિલાલે પોતાનું કાર્ય આનંદશંકરને ( અગર અન્ય કોઈ સમાનધર્માને ) પ્રત્યક્ષપણે સોંપ્યાનું જાણવામાં નથી. તેમ છતાં એટલું તો ચોક્કસ છે કે મણિલાલની નીતિને, તેમને જેમણે પોતાના 'જ્યેષ્ઠ વિદ્યાબન્ધુ' ગણ્યા હતા એવા આનંદશંકરે, તેમના જીવતાં જ પ્રત્યક્ષપણે અપનાવી હતી. મણિલાલના અવસાન અગાઉ છસાત વર્ષથી આનંદશંકર 'સુદર્શન'માં લખતા થયા હતા અને હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિના પુનરુત્થાનમાં ફાળો આપે તેવા લેખો વડે મણિલાલના સત્કાર્યને અવારનવાર નૈતિક ટેકો આપી રહ્યા હતા. મણિલાલના મૃત્યુ બાદ આનંદશંકરે સ્વેચ્છાએ 'સુદર્શન'નું તંત્ર સંભાળ્યું અને મણિલાલના અધૂરા રહેલા કાર્યને આગળ ધપાવ્યું.

મણિલાલ અને આનંદશંકરનો ઉપરટપકે વિચાર કરતાં બેઉ વચ્ચે અનેક પ્રકારે સામ્ય દેખાય છે. મણિલાલની માફક આનંદશંકરે પણ સ્વધર્મનું ગૌરવ બઢાવવાનો પ્રયત્ન કર્યો હતો. મણિલાલને અનુસરીને આનંદશંકર પણ ધર્મની વ્યાખ્યાથી શરૂ કરીને તેનો વિશાળ અર્થ જીવનની સર્વ પ્રવૃત્તિઓને લાગુ પાડે છે, અને સર્વના કેન્દ્રમાં ધર્મને સ્થાપે છે. બેઉના ધર્મવિચારના વિષયો પણ બહુધા એકબીજાને મળતા છે. ઉ. ત. 'બુદ્ધિ અને હૃદય', 'વ્યવહાર અને પરમાર્થ', 'વેદાન્ત', 'શ્રીમદ્ભગવદ્ગીતાનો વેદાન્ત', નીતિ, પાપ, પુણ્ય, મર્યાદા ઈત્યાદિ.[૨૨] મણિલાલની માફક આનંદશંકર પણ તત્ત્વનિષ્ઠ છે, અને અદ્વૈતની ભૂમિકા ઉપર જ સિદ્ધાંતપ્રરૂપણ કરે છે. ઉભયમાં શાસ્ત્ર અને યુક્તિનો ઉપયોગ નજરે ચડે છે. વળી બન્ને સ્વદેશવત્સલ ધર્મચિન્તકો છે એટલે બન્નેનાં લખાણો વત્તેઓછે અંશે પ્રસંગોપાત્ત ઉત્કટતા પણ ધારણ કરે છે.

આમ છતાં, સ્વીકારવું જોઈશે કે મણિલાલ અને આનંદશંકરનાં માનસ અને નિરૂપણપદ્ધતિમાં ઘણો ફેર છે. મણિલાલના કરતાં આનંદશંકરનું માનસ વિશેષ સ્વસ્થ, શાંત અને તટસ્થ; તેમની વિદ્વત્તા અને દૃષ્ટિ પણ વિશેષ વિકસિત. એટલે તેમનામાં મણિલાલની ઉગ્રતા, પ્રહારકતા કે પ્રતિપ્રહારકતાનો

---

૨૨. અહીં એ નોંધવું રસપ્રદ થશે કે આનંદશંકરે રચેલ 'આપણો ધર્મ' ગ્રંથની યોજનાનો મૂળ સંકલ્પ મણિલાલે કર્યો હતો. એટલું જ નહિ, પોતે રચવા ધારેલ ગ્રંથનું નામ પણ તેમણે 'આપણો ધર્મ' જ રાખવાનું નક્કી કરેલું !

લગભગ અભાવ હતો એમ કહી શકાય. આનંદશંકર બેઉ પક્ષના સ્વારસ્યને તટસ્થ અને સમભાવભરી નજરે માપીને નિષ્પક્ષ ન્યાય ચૂકવે છે. મણિલાલ બે પક્ષો વચ્ચેના વિરોધને મોટો કરવા જાય છે, ત્યારે આનંદશંકર અજબ રીતે વિરોધનો પરિહાર કરીને બેઉનો સમન્વય કરે છે. આનંદશંકરની બુદ્ધિશક્તિ મણિલાલનીના કરતાં વધારે તીક્ષ્ણ, સૂક્ષ્મ અને તલસ્પર્શી ગણાય. આનંદશંકરમાં વિદ્વત્તા સઘન સ્વરૂપે બિરાજી રહી છે; મણિલાલમાં તેનો ઉપયોગ ઉદ્દેશપ્રધાન હોવાથી તેનું ગૌરવ ઘટી જાય છે. એકંદરે, આનંદશંકરની દૃષ્ટિમાં સર્વગ્રાહિતા અને વિશાળતા સવિશેષ પ્રતીત થાય છે. જેમ મણિલાલે નર્મદના અણઘડ કાર્યને મજબૂત પાયા પર મૂકીને સુવ્યવસ્થિત કર્યું હતું, તેમ આનંદશંકર મણિલાલની ધર્મ-તત્ત્વ-વિચારણાને સર્વતઃ પરિશુદ્ધ કરે છે, સંપૂર્ણ બનાવે છે. નર્મદના સમયમાં અજ્ઞાન અને અંધશ્રદ્ધાને કારણે તામસી ભૂમિકા ઉપર સબડતા ધર્મતત્ત્વને મણિલાલે સ્વધર્મરક્ષણ અને સ્વદેશાભિમાનની જુસ્સાદાર ભાવનાઓ વડે રાજસી ભૂમિકા ઉપર લાવીને મૂક્યું હતું; તેને આનંદશંકરે પોતાની ઉદાર, તર્કશુદ્ધ ધર્મબુદ્ધિ વડે વિશાળ, સાત્ત્વિક ભૂમિકા ઉપર પ્રતિષ્ઠાપીને એક કોટિ આગળ વિકસાવ્યું એમ કહી શકાય.

આમ, ગુજરાતમાં ધર્મવિચારણા સારા પ્રમાણમાં થઈ હતી. પરંતુ ધર્મનો જીવંત આદર્શ પ્રજાને હજુ સાંપડ્યો નહોતો. એ આદર્શને ગાંધીજીએ પોતાના શુદ્ધ આચરણ દ્વારા જીવી બતાવ્યો. અદ્યાપિ પર્યંતની એ ધર્મવિચારણા જાણે એમની દ્વારા સાકાર થઈને પરિપૂર્ણ સ્વરૂપ પામી! છેલ્લા શ્વાસ પર્યંત સાચું ધર્માચરણ કરવાનો ગાંધીજીનો અતિ જાગ્રત પ્રયાસ તેમણે સ્થાપેલ આશ્રમજીવનનું અવલોકન કરનારને આશ્ચર્યચકિત કરે તેમ છે. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, શારીરિક શ્રમ, સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ, ખેતી અને ગોસેવા એ અગિયાર વ્રતોને જીવનમાં ઉતારવા સારુ ઝીણવટભરી સમજણ આપીને ગાંધીજીએ સમસ્ત દેશની પ્રજાને ધર્મ અને જીવનનો અભેદ સાધવાનો મૂર્ત ઉપદેશ આપ્યો છે. સત્યસ્વરૂપ પરમાત્માનું દર્શન આવા ધર્મમય જીવનથી જ થઈ શકે એવું એમણે વાણી અને જીવન વડે સ્પષ્ટ કરી બતાવ્યું.

આમ, મણિલાલની ધર્મ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણ ને સંરક્ષણની પ્રવૃત્તિને આનંદશંકર અને ગાંધીજીએ નિરનિરાળી રીતે વિકસાવી છે. આનંદ-

૨૩. આને લગતા ઉલ્લેખો તેમની 'આત્મકથા'ના અપ્રકટ ભાગમાં અનેક સ્થળે જોવા મળે છે.

શંકરે તેમના તત્ત્વવિચારને તર્કશુદ્ધ કર્યો તો ગાંધીજીએ તેને પોતાના અપૂર્વ દૃષ્ટાંત વડે સર્વગમ્ય બનાવ્યો. મણિલાલના મનમાં અનેકવાર ધર્મના પ્રચાર સારુ મંડળીઓ કાઢીને ફરવાનો વિચાર આવેલો[૨૩]; પરંતુ અંગત નબળાઈને લીધે તેમજ પૂરતા સહકારના અભાવે એ વિચાર તેઓ અમલમાં મૂકી શક્યા નહોતા. ગાંધીજીએ સત્ય અને અહિંસાનાં સાદાં સૂત્રોમાં ધર્મનો નિષ્કર્ષ કાઢીને સ્વાચરણ દ્વારા જગત સમક્ષ હિન્દુ ધર્મનો જીવંત આદર્શ રજૂ કર્યો. મણિલાલ અને ગાંધીજી વચ્ચે વિચાર અને આચારના સમન્વયની બાબતમાં આસમાન જમીન જેટલો તફાવત છે. મણિલાલના ચિત્તતંત્રને ગાંધીજીનાની સાથે સરખાવતાં એ અમુક અંશે પ્રાકૃત પણ લાગે. આમ છતાં, ધર્મચિંતનને લગતી કેટલીક મૂળભૂત બાબતો સંબંધે બેઉના વિચારોમાં અદ્ભુત સામ્ય માલૂમ પડે છે. સત્યનિષ્ઠા, મતાંતરક્ષમા, પરધર્મસહિષ્ણુતા અને એકતાની ભાવનાનું ઉદ્બોધન મણિલાલે જાણે ગાંધીજીના જ શબ્દોમાં કર્યું હોય એમ નીચેનાં અવતરણો ઉપરથી જણાય છે :

(૧) "જે ધર્મ સત્યરૂપ છે તે ઉપર પ્રાણાર્પણભક્તિ સર્વેએ રાખવી જોઇએ, ને બીજાને તે સત્ય યથાર્થ રીતે, પ્રેમભાવે સમજાવવું જોઇએ."[૨૪]

(૨) જેનાથી બીજાને કોઇ પણ પ્રકારે હાનિ નથી, અને પોતાના મનને અત્યંત શાંતિ થવા રૂપી લાભ છે, એવા ધર્મવિચાર માટે જરા પણ દ્વેષભાવ રાખવો, કે તે રાખીને કલહ કરવો એ નીચપણાનું કામ છે, અધર્મનું લક્ષણ છે, પાપ છે."[૨૫]

(૩) પોતપોતાનો જે સંપ્રદાય કે ધર્મ હોય તેને પૂર્ણ શ્રદ્ધાથી પાળવો અને ઇતરના ધર્મનો વિદ્વેષ ન કરવો એ જ ખરી ધાર્મિકતા છે."[૨૬]

(૪) "આ દેશની ઉન્નતિ કોઈપણ દિવસે થવાની હોય તો તે આખા દેશના અંતઃકરણનું ઐક્ય થયા વિના થવાની નથી, અને તેવું ઐક્ય ધર્મભાવનાની ઉન્નતિ વિના આવવાનું નથી." [૨૭]

આ ઉપરથી સમજાશે કે મણિલાલે પોતાની મર્યાદામાં રહીને પણ ગાંધીજીના જેટલી સહૃદયતાથી સ્વધર્મનું શિક્ષણકાર્ય યશસ્વી રીતે બજાવ્યું હતું. ૬૦–૬૫ વર્ષ પહેલાં 'ધર્મવિચાર' લખતી વેળાએ નર્મદ જે 'સતશુદ્ધ' ધર્મની ઝાંખી કરવાકરાવવા મથતો હતો તેનું ગાંધીજી પર્યંત પહોંચતાં સત્યસ્વરૂપ પરમાત્મારૂપે સર્વાંગસંપૂર્ણ દર્શન પ્રાપ્ત થાય છે. ગુજરાતના સંસ્કારવિકાસના એ કલ્યાણમાર્ગમાં મણિલાલ એક અવિચલ માર્ગસૂચક સ્તંભ તરીકે સદાકાળ સ્થિર રહેશે એમાં શંકા નથી.

---

૨૪. જુઓ પૃ. ૪૧.
૨૫. જુઓ પૃ. ૨૨.
૨૬. જુઓ પૃ. ૫૧.
૨૭. જુઓ પૃ. ૫૨.

૩

મણિલાલના આ સંસ્કાર-શિક્ષણ-કાર્યની સફળતામાં તેમની તત્ત્વ-નિર્ણાયક વિચારશક્તિ પછી મહત્ત્વનો ફાળો તેમના લેખસમૂહમાં પ્રતીત થતી અપ્રતિમ વાક્છટાવાળી તેજસ્વી ગદ્યશૈલીએ આપ્યો છે. નર્મદની માફક મણિલાલે પણ લોકસુધારણાના સ્વહેતુને સિદ્ધ કરવા સારુ ઉદ્બોધનાત્મક વ્યાખ્યાનશૈલીનો ઉપયોગ કર્યો છે. નર્મદની વ્યાખ્યાનશૈલીમાં જે સચ્ચાઈ, નિખાલસતા અને હૃદયવેધિતા જોવામાં આવે છે તે મણિલાલની શૈલીમાં પણ પ્રતીત થાય છે. એમાં વાતચીતિયા ઢબની તળપદી ઉક્તિઓ અને વાકચરૂઢિઓનો બહોળો ઉપયોગ નજરે પડે છે.[૨૮] પરિણામે, કવચિત્ ઉત્સાહી ઉપદેશકની ઉદ્બોધનાત્મકતા[૨૯] તો કવચિત્ કુશળ ધર્મપ્રચારકની કુનેહભરી સમજાવટ (persuasiveness)[૩૦], કવચિત્ હિતેચ્છુ શિક્ષકનો સંતાપ[૩૧] તો કવચિત્ બળતા સ્નેહીના હૃદયદ્રવ્યનો ભવ્ય ઉદ્રેક[૩૨], કવચિત્

૨૮. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"તમારે જાગ્રત થવું જોઈએ, તમારા પાશ્ચાત્ય બંધુઓ તમને સહાય થવા ઇચ્છે છે તેમની સાથે મળવું જોઈએ, અને એમ સત્યના પ્રાસાદમાં મોભ નહિ તો વળી, વળી નહિ તો સળી પણ તમારાથી જે ઉમેરાય તે ઉમેરવું જોઈએ. કાંઈ નહિ તો એ પ્રાસાદનું અતિ અતુલ ભારવાળું પથ્થરનું શિખર ચડાવવામાં તમે એક લલકારો કરી 'હાં ઉપાડો !' એમ કહેશો તો પણ બસ છે." (અધ્યાત્મમંડલ, પૃ. ૧૭૯)

૨૯. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"તર્કના તરંગને, આ બે બહેનોનું રૂપ વિચારી નવો પાનો ચડે છે: તે ફદી પડી આડો અવળો ઊંચો ઊંચો ઊડતાં ગમે તેમ વિચારે છે, લવે છે, ગોઠવે છે ! આવો, આવો ! ભાઈઓ બહેનો, તમે એ તરંગ ઉપર સવાર થશો ? થાઓ થાઓ ! તમારું, તમારા દેશનું, તમારા આત્માનું, તમારી પ્રજાનું બધાનું કલ્યાણ એમાં જ છે.

(કોંગ્રેસ-કોન્વેન્શન, પૃ. ૨૯૨)

૩૦. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"અમે ધર્મને નામે તમને ભૂત વળગાડનારા નથી, તમને કૂવામાં નાખનારા નથી, કે તમને કેવળ બેવકૂફાઈની વાત બતાવી તમારી ઉમદા અક્કલનો હલકો ઉપયોગ સૂચવવાના નથી." (સુધારાનો ક્રમ, પૃ. ૨૩૨)

૩૧. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"અહો વર્ણન ! અહો યુક્તિ ! આવી મહાપદવીએ ગયેલી સ્ત્રીઓ હાલ ક્યાં છે ? ક્યા ખૂણામાં પડી છે, ક્યાં સંતાઈ રહી છે, કાલના વિકરાળ ડાચાના ક્યા ગલેફામાં અથડાય છે, કયે દાંતે ચોંટી ગઈ છે ? (ગૃહસ્થાશ્રમ, પૃ. ૨૦૩)

૩૨. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"ગૂજરાતી સદ્વંશી આર્ય બંધુમાં ફૂટ પડી, ગૂર્જરીના સૌભાગ્યનો અસ્ત થયો, આર્યત્વનો ઉજેશ ઝાંખો થયો, પ્રીરજનો દૃઢ સ્તંભ ભાંગી પડયો, ધર્મનું ધૂંસરું

હું

ફદૂર સુધારકની તીક્ષ્ણ કટાક્ષવૃત્તિ[33] તો ક્વચિત્ સ્વજનની પરિચિતતા એમ પ્રસંગોપાત્ત વિવિધ ભાવભંગી ધારણ કરતી મણિલાલની વાક્છટા એક સમર્થ, કસાયેલા વક્તાના વ્યક્તિત્વને સચોટપણે ચરિતાર્થ કરે છે.

નર્મદના કરતાં મણિલાલની આ પ્રકારની શૈલીની ખાસ વિશેષતા એ કે નર્મદની શૈલીમાં લાગણીનો ઉકળાટ પ્રગટ કરવા જતાં વિચારની વ્યવસ્થા રહેતી નથી, ઘણીવાર એમાં કુવસ્થતા પણ દેખાતી નથી, ત્યારે મણિલાલની કથનરીતિ ઉત્કટ હોવા છતાં પૂરેપૂરી વિચારપ્રધાન, વ્યવસ્થિત અને સ્વસ્થ હોય છે. એમાં બુદ્ધિ અને હૃદયનો અદ્ભુત સમન્વય માલૂમ પડે છે. વળી બેઉમાં મણિલાલની વિચારશક્તિ વિશેષ તીક્ષ્ણ અને પરિપક્વ, તેથી તેમની શૈલીમાં તલસ્પર્શિતા અને મર્મગામિતા વિશેષ. નર્મદ એક ને એક વાતનું પુન: પુનઃ ઉચ્ચારણ કરીને કેવળ વિષયની સપાટી ઉપર ફરતો દેખાય છે, ત્યારે મણિલાલ વક્તવ્યને તાર્કિક ક્રમ અનુસાર ગોઠવીને વિષયની વિવિધ બાજુઓનું દર્શન કરાવે છે. ખરેખર, મણિલાલનું બુદ્ધિતંત્ર એટલું સ્વસ્થ, સ્વચ્છ અને સમૃદ્ધ હોય છે કે શૈલીનો પ્રવાહ સ્વયમેવ અવિરતપણે લેખોમાં વહી જાય છે, અને વાચકના ચિત્તને તેમાં સ્નાન કરાવીને પ્રસન્ન કરી મૂકે છે.[34] આમ, મણિલાલના લેખો નર્મદનાના કરતાં વિશેષ રુચિકર, વિચારપ્રેરક અને ચિરંજીવ અસર ઉપજાવનારા નીવડ્યા છે.

તત્ત્વચર્ચા અને સિદ્ધાંતનિરૂપણને પ્રસંગે મણિલાલની શૈલી ઊંડી ગવેષકતા ધારણ કરે છે. વિષયનું સચોટ ઉદ્ઘાટન, તેના અંગ-પ્રત્યંગનું ઝીણવટભર્યું પૃથક્કરણ, અને વિશદ, તાર્કિક ક્રમ અનુસાર સર્વ અંગ-ઉપાંગોનું એક સર્વસામાન્ય સત્ય કે ભાવના વડે પરસ્પર દૃઢ સંયોજન કરીને અંતે કેવલાદ્વૈતનું પ્રતિપાદન એ એમની નિરૂપણરીતિની સામાન્ય ખાસિયત ગણાય. વિશદતા, વ્યવસ્થિતતા, ગૌરવ અને તત્ત્વનિષ્ઠા એ મણિલાલની

નમી ગયું, પ્રચંડ પ્રતાપનો તાપ મલિન થયો, એક વતનું ઐક્ય ગયું, કે અમારી પ્રિય આર્યરત્નમાલાનો મધ્યમણિ કવિ નર્મદાશંકર લાલશંકર અમને તજી ગયો।"

(કવિ નર્મદાશંકર લાલશંકર, પૃ. ૩૩૯)

૩૩. આના નમૂનારૂપે જુઓ નીચેનો પરિચ્છેદ :

"અંગ્રેજી નિશાળે ભણી આવેલાં રૂખમણીબાઈને બુટ સ્ટૉકિંગ ને પંખા વિના સુખ ન મળે, ને કૉલેજમાં પાસ થઈ આવેલો તેમનો ભાઈ અંગ્રેજી રીતભાત ન પાળી શકવાથી મુંઝાઈને દુઃખ પામે એમાં ભણતરનો શો વાંક?"

(સ્ત્રીઓને ભણવાથી હાનિ થાય છે? પૃ. ૨૦૭)

૩૪. આના નમૂનારૂપે જુઓ 'નિવૃત્તિમાર્ગ', પૃ. ૩૪-૩૫; અને 'શિક્ષણ-વિચાર', પૃ. ૨૭૧.

આ પ્રકારની શૈલીના ખાસ ગુણો છે. પ્રત્યેક ધર્મ-તત્ત્વ-વિષયક લેખમાં એમનું વ્યુત્પન્ન પાંડિત્ય તો પ્રતીત થાય જ. પરંતુ એ પાંડિત્ય વિચારના બાહ્ય ઉપકરણરૂપે નહિ આવતાં વિચારની સાથે એકરસ થઈને આવે છે, તેથી તેનું કેન્દ્રવર્તી વિષયથી અલગ એવું અસ્તિત્વ ભાગ્યે જ લક્ષમાં આવે છે.

સુધારાની માફક સાહિત્યના ક્ષેત્રમાં પણ મણિલાલને વિવિધ બાબતો પરત્વે અનેક વિદ્વાનો જોડે વાદયુદ્ધમાં ઊતરવું પડ્યું હતું. 'ગૂજરાતના લેખકો' વિશેની લાંબી લેખમાળા તેમની આ પ્રવૃત્તિના ઐતિહાસિક પુરાવારૂપ છે. આ લેખસંગ્રહમાંથી ઉગ્ર વિવાદવાળી કૃતિઓને ઘણે અંશે બાકાત રાખવાનું ઉચિત ગણ્યું છે. તેમ છતાં, અહીં અમુક કારણસર જ્યાં જ્યાં એવાં સ્થાનો રાખવાં પડ્યાં છે ત્યાં ત્યાં આપણને મણિલાલની આ વિવાદશૈલીના નમૂના મળી આવે છે.[35] પોતે તીવ્ર લાગણીવાળા પુરુષ હોવા છતાં મણિલાલ આવા વિવાદો દરમિયાન ઘણુંખરું ઉચ્ચ તત્ત્વભૂમિકા ઉપર રહીને વાણીના શસ્ત્રનો ઉપયોગ કરતા. આવે વખતે તેઓ પૂર્વ અને ઉત્તર પક્ષવાળી ખંડનમંડનાત્મક પ્રાચીન વાદપદ્ધતિનો આશ્રય લેતા. તીક્ષ્ણ, તર્કશુદ્ધ કુશાગ્રબુદ્ધિ અને મૌલિક ચિંતનશક્તિ વડે તેઓ પૂર્વપક્ષનું ખંડન કરીને સ્વપક્ષનું અતિ સમર્થપણે પ્રતિપાદન કરી શકતા હતા. આનો મોટો ફાયદો ભાષાને થયો છે. આવા વિવાદો વડે ગુજરાતી ભાષા સારી રીતે ખેડાવા પામી છે. આમ, શાસ્ત્રીય ચર્ચા અને તત્ત્વવિચાર સારુ ગુજરાતી ભાષાને મણિલાલે જ સૌથી પ્રથમ પળોટી છે, અને પોતાની અપૂર્વ વિવાદબુદ્ધિ વડે ભાષાની ધાર કાઢી કાઢીને તેને ઉત્તરોત્તર તીક્ષ્ણ બનાવી છે.

મણિલાલની આ સિદ્ધિનું મુખ્ય કારણ તેમણે ભાષા પરત્વે અખાનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો તે ગણાય.[36] વળી તેઓ પોતાને 'યથાર્થ' પક્ષના લેખક ગણાવે છે તે પણ સૂચક છે.[37] સંસ્કૃત અને તળપદી, શિષ્ટ અને ઉત્કટ, ગંભીર અને આવેશવાળી એમ પરસ્પર વિરુદ્ધ લાગતી ભાષાશૈલીનો અદ્ભુત સમન્વય સાધીને તેઓ તાક્યું તીર મારી શકે છે. આ વિશિષ્ટતાને કારણે મણિલાલની ગદ્યશૈલીમાં જડતા, એકવિધતા કે નીરસતા ક્યાંય જોવા નહિ મળે. તાઝગી, સ્વયંસ્ફૂર્તિ અને ઓજસના ગુણો એમાં કુદરતી રીતે જ પ્રગટ થાય છે.

મણિલાલનું ગદ્યપ્રભુત્વ ખરેખર અદ્ભુત છે. આટલી સાદી છતાં

---

૩૫. જુઓ 'અધિકાર', પૃ. ૪-૫; 'પ્રાર્થના', પૃ. ૧૩; 'અદ્વૈતજીવન', પૃ. ૧૨૫-૧૨૬; 'સનાતન હિન્દુ ધર્મ', પૃ. ૪૨-૪૭.

૩૬. જુઓ પૃ. ૩૦૩. ૩૭. જુઓ પૃ. ૩૩૮.

પ્રૌઢ, સરળ છતાં વિચારગર્ભ, ઉત્કટ છતાં સ્વસ્થ અને શાસ્ત્રીય છતાં નાના મોટા સઘળા વિષયોને એકધારી સચોટતાપૂર્વક સુગ્રાહ્ય બનાવી દેતી, સંપૂર્ણ ગુજરાતી અભ્યાસવાળી, સર્વભોગ્ય ગદ્યશૈલી સૌથી પ્રથમ મણિલાલે જ આપણને ઘડી આપી છે. ગુજરાતી ગદ્યના વિકાસમાં મણિલાલનો આ ફાળો સદાકાળ અવિસ્મરણીય રહેશે.

૪

તત્ત્વનિષ્ઠ ચિંતક અને પ્રભાવશાળી ગદ્યકાર સહેજે સારો નિબંધકાર થઈ શકે. પરંતુ નિબંધકાર મણિલાલ એટલે તેમના વ્યક્તિત્વનાં આગળ કહેલ બે પાસાં–ચિંતન અને શૈલી–નો સરવાળો જ નથી; પરંતુ તેથી કૈંક વિશેષ છે. મણિલાલની ખરી ખૂબી વિચારનું નિર્વહન કરતી શૈલીને ચોક્કસ, સુનિયોજિત સાહિત્યિક આકૃતિમાં નિબદ્ધ કરવામાં રહેલી છે. તેમની આ વિશેષતા જ મણિલાલને આદર્શ નિબંધકાર બનાવે છે. જીવનનાં સર્વ ક્ષેત્રોને મોટી ફાળે માપી લેતા બહુવિધ વિષયો, તે વિષયોનો સ્વયં-સ્ફુરિત વિચાર કરતી તેજસ્વી બુદ્ધિશક્તિ, તેનું સીધેસીધું—વિષયાન્તર વિના—રહસ્યદર્શન કરાવતી ચેતનથી ધમકતી ભાષાશૈલી અને તેના અંગ-પ્રત્યંગને સુદૃઢપણે પરસ્પર સાંકળી લેતી અશિથિલ નિયોજનપદ્ધતિ મણિ-લાલની નિબંધશૈલીના મુખ્ય ગુણો છે. જીવનના ગમે તેટલા મૂલગત પ્રશ્નોને લગતો વિષય હોય, છતાં લેખક કોઈ સ્થળે આયાસપૂર્વક વિચાર કરીને કોઈ મુદ્દાની ચર્ચા કરતા હોય એમ લાગતું નથી. એમનું માનસ સ્વતંત્ર છે તેમ સમૃદ્ધ પણ છે. એટલે એમની ચિંતનશ્રેણિ નિબંધના મજબૂત ખોખામાં સતતવાહિની સરિતાની પેઠે નિર્બંધપણે વહી જાય છે ને તેને સ્વયંસંપૂર્ણ કલાસ્વરૂપ બક્ષે છે. મણિલાલના વિપુલ નિબંધસમૂહમાંથી એક પણ કૃતિ એવી ભાગ્યે જ નીકળશે કે જે વિષયના વિચારનું સંપૂર્ણ અને સુવ્યવસ્થિત નિરૂપણ નહિ ધરાવતી હોય. તેમના ‘બાળવિલાસ’ના પાઠો અને ‘સુદર્શન ગદ્યાવલિ’માંના લેખો અનુક્રમે લઘુ તથા દીર્ઘ નિબંધના સુંદર નમૂના પૂરા પાડે છે. પ્રસ્તુત સંગ્રહમાં “નીતિ’, ‘શ્રદ્ધા’, ધર્મબોધ’, ‘પ્રાચીન અને નવીન’, ‘તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ,’ ‘બાવો બોલ્યા તે સત્ય’, ‘સુધારાનો ક્રમ’, ‘જમાનાનાં ચિહ્ન’ અને ‘કવિ નર્મદાશંકર લાલશંકર’ જેવા લેખો પણ એ પ્રકારનાં ઉદાહરણો છે. ગુજરાતી ભાષાને સૌથી પ્રથમ સચેતન અને સુગ્રથિત સ્વરૂપવાળા સંખ્યાબંધ નિબંધો આપીને મણિલાલે આદર્શ નિબંધસ્વરૂપના વિધાયક તરીકે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે.

૫

વિવેચક તરીકે મણિલાલનું રુચિતંત્ર સંસ્કૃત કાવ્યશાસ્ત્રના પરિશીલન વડે બંધાયેલું હતું. કાવ્ય, નાટક, ભાષા અને સાહિત્ય વિશે વિવેચન કરતી વખતે ઘણુંખરું તેઓ પ્રાચીન કાવ્ય અને રસશાસ્ત્રના સિદ્ધાંતોને જ દૃષ્ટિ સમીપ રાખે છે, અને ગ્રંથાવલોકનમાં પણ વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકાર એ અનુબંધચતુષ્ટયને જ અનુસરે છે. મણિલાલ આ વિવેચન-પદ્ધતિ જોડે અંગ્રેજી વિવેચનશાસ્ત્રનો સુમેળ સાધી શક્યા નહિ તેથી સહૃદય પ્રયત્ન કરવા છતાં, તેઓ નરસિંહરાવની 'કુસુમમાળા' અને 'હૃદયવીણા'માંની કવિતાનું યથાર્થ મૂલ્યાંકન કરી શક્યા નહોતા.

વિદ્વત્તા, વિશાળ અનુભવ અને સ્વતંત્ર વિચારદર્શન એ મણિલાલની વિવેચનશક્તિના સામાન્ય ગુણો છે. લેખકની તત્ત્વનિષ્ઠા અન્ય લેખોની માફક વિવેચનોને પણ વિચારપ્રેરક બનાવે છે. કાવ્ય, નાટક અને ભાષા વિશેના તેમના વિચારો આજે પણ મનનીય છે. 'નૉવેલ'ને માટે 'સંસાર-ચિત્ર' પર્યાય યોજીને મહાનવલના સ્વરૂપ ઉપર તેમણે અણુધાર્યો પ્રકાશ ફેંક્યો છે. પૂર્વ અને પશ્ચિમના સાહિત્યનાં અનુક્રમે વાસ્તવદર્શી અને ભાવનાલક્ષી વલણોને પારખીને તેઓ ઉભયના સમન્વયને ઇષ્ટ ગણે છે તે આજે પણ સ્વીકાર્ય છે. મણિલાલનું વિવેચન તેમની વિશિષ્ટ પ્રાચીન-પૂજાને કારણે અનેક સ્થળે પૂર્વગ્રહગ્રસ્ત માલૂમ પડતું હોવા છતાં, નવલરામે ઘડેલી નવેનવી વિવેચનકલાને મણિલાલે સંસ્કૃત કાવ્યશાસ્ત્ર ભણી વાળીને સુયોગ્ય રીતે સંસ્કારી છે એમ જરાયે અતિશયોક્તિ વિના કહી શકાય.

આમ, આ લેખોમાં પ્રતીત થતી મણિલાલની ઉત્તમ તત્ત્વજ્ઞ, પ્રૌઢ ધર્મચિન્તક, સમર્થ ગદ્યસ્વામી, શ્રેષ્ઠ નિબંધકાર અને ઉત્સાહી વિવેચક તરીકેની ગુણસમૃદ્ધિ તેમની સાક્ષરતાને અક્ષરશઃ સાર્થ કરે છે અને મણિલાલના અક્ષરકાર્યને ગુજરાતી ભાષા અને સાહિત્યના ચિરંજીવ ગૌરવનો વિષય બનાવે છે.

૬

'મણિલાલની વિચારધારા'ના સંપાદનકાર્યમાં કીમતી સૂચનો આપવા બદલ સ્નેહીશ્રી પ્રો. અનંતરાય રાવળનો, અને મણિલાલના અંતેવાસી થવાની તક આપવા બદલ ગુજરાત વિદ્યાસભાનો હું ઋણી છું. છેવટે આપેલાં 'ટિપ્પણો' આ લેખો સમજવામાં યથાસ્થાન ઉપયોગી નીવડશે એવી આશા છે.

ગુજરાત કૉલેજ; અમદાવાદ
તા. ૫ : ૯ : '૪૮

ધીરુભાઈ ઠાકર

# અનુક્રમણિકા

## ધર્મ

ઉપોદ્ઘાત

## સાહિત્ય

# ધર્મ

# અધિકાર

## અધિકાર

જગતમાં અનેક મનુષ્ય છે અને જેટલાં મનુષ્ય છે તેટલી પ્રકૃતિઓ છે. "કપાળે કપાળે જુદી મતિ" (तुण्डे तुण्डे मतिर्भिन्ना) એવી બહુ પ્રાચીન લોકોક્તિ છે. એ ભિન્ન મતિને લેઇ ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ થાય છે, ભિન્ન ભિન્ન ટોળાં બંધાય છે, દેશ, નાત, જાત, કુટુંબ સર્વની વ્યવસ્થા થઇ આવે છે. આ પ્રકારે વ્યક્તિ વ્યક્તિનું જે ભિન્નત્વ છે તેનો વિચાર કરીએ તો ભિન્નતા એટલી બધી જણાઇ આવે કે પાર ન આવે. શરીર, મન, વિચાર, પ્રકૃતિ એ આદિનું ભિન્નત્વ પ્રસિદ્ધ જ છે, પણ તેના તે માણસમાં એ આજ અને કાલની પ્રકૃતિ વચ્ચે ભેદ, સવારની અને સાંજની પ્રકૃતિ વચ્ચે ભેદ જણાય છે. કિંબહુના વ્યક્તિમાત્રને ઇશ્વરકૃત આ પૃથ્વી પાણી આકાશ પવન અન્ન આદિ સામાન્ય છતાં, પ્રત્યેક મનુષ્યે પોતપોતાની આખી સૃષ્ટિ જ નવે નવી કલ્પેલી અને ગોઠવેલી હોય છે. સૃષ્ટિ એક છતાં, જેટલાં માણસ તેટલી અનંત છે.

આવા ભેદ ઉપર જ લક્ષ કર્યાં કરીએ તો છેવટ આપણે કોઇ પણ સામાન્ય નિર્ણય ઉપર આવી શકીએ નહિ, કારણ કે જે વાત એક કરતાં વધારેને લાગુ પડી શકે તે સામાન્ય કહેવાય છે, અને ભેદનું પ્રાધાન્ય માનતાં તો કોઇ પણ બે વાત એક એકના સરખી થવાની જ નહિ. છતાં પણ ઘણાક સામાન્ય સિદ્ધાન્તો ઉપર જ જેનો આધાર છે એવાં અનેક શાસ્ત્ર અને એવા અનેક ગ્રંથ આપણે દેખીએ છીએ, વાંચીએ છીએ, અને આપણા ચારિત્રને તેવા વાચનથી અસર પણ થાય છે, ઘણા માણસો ભેગા મળી ભેદના કેટલાક અંશોને પણ દૂર રાખી કોઇ એક એક કામમાં જોડાય છે અને મોટાં રાજ્ય મેળવે છે, મોટાં કારખાનાં ચલવે છે, વિખ્યાત કુટુંબો વિસ્તારે છે. ટૂંકામાં એક એકથી અત્યંત ભિન્ન છતાં પણ મનુષ્યમાત્ર સુખ સત્ય, ન્યાય, એવી અનેક સર્વમાન્ય ભાવનાઓને પણ સ્વીકારે છે.

પરંતુ સુખ, સત્ય, ન્યાય ઇત્યાદિ ભાવનાઓ, કે જેનું સ્થૂલ વિશ્વમાં પ્રત્યક્ષ પ્રમાણ આપી શકાય તેમ નથી, તે પણ પાછી ભેદના સામ્રાજ્યમાં પ્રત્યેક વ્યક્તિએ વ્યક્તિએ જુદી હોય છે. જુદી છતાં પણ ઘણી વ્યક્તિઓને સામાન્ય રીતે પણ લાગુ થઈ શકે તેવે રૂપે એની એ જ ભાવનાઓને દર્શાવાય છે, અને તત્ત્વશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, આદિનો ઉદ્દેશ આવી ભાવનાઓ ક્યારે સર્વમાન્ય થઈ શકે તે દર્શાવવાનો જ હોય છે. શાસ્ત્રનો અવકાશ પણ એથી જ છે; અને શાસ્ત્રપ્રતિપાદિત જે સર્વસામાન્ય ભાવનાઓ તેની સમીપ જવાને વ્યક્તિમાત્રનો આયાસ અને ચારિત્ર્યવ્યાપાર છે. એથી જ સત્ય અને અસત્ય, સુખ અને દુઃખ, ન્યાય અને અન્યાય, એવાં વિરોધી દ્વંદ્વો જગતમાં વિદ્યમાન છતાં વ્યક્તિ વ્યક્તિની બુદ્ધિ અને પ્રકૃતિના તારતમ્યાનુસાર સત્ય અસત્યાદિ સમજાય છે, વિશ્વરચનામાં તેવું વિરોધી વર્ગીકરણ છે નહિ એમ સમાધાન કરી વિશ્વરચનાને નિર્દોષ બતાવી શકાય છે. એ બુદ્ધિતારતમ્યોને જ અધિકાર કહીએ છીએ.

એક વ્યક્તિએ જે સત્ય માન્યું તેને બીજી વ્યક્તિ સત્ય ન માને તો એ બેમાંથી કોઇને પણ એક બીજાને અસત્યાનુયાયી કહેવાનો હક કેટલે દરજ્જે છે તે પ્રશ્ન વિચારવા જેવો છે. એ બે માણસો જે જેને સત્ય માને છે તે તેને તેટલે દરજ્જે અસત્યાનુયાયી કહી શકે પણ જે સર્વમાન્ય, સત્ય, શાસ્ત્ર, અનુભવ, વિશ્વવ્યવસ્થા આદિના વિચાર ઉપરથી ઉપજેલું હોય તે પરત્વે તો એ બન્ને જણ અસત્યાનુયાયી પણ હોઈ શકે. "જ્ઞાનસુધા"ના જુન માસના અંકમાં "સ્વધર્મ પરધર્મ"ની ચર્ચા કરતાં "પોતાની બુદ્ધિને પ્રમાણિકપણે જે સત્ય લાગે તેનું અવલંબન કરવું" એવા માર્ગનું બોધન કર્યું છે, અને "સત્ય એક જ હોઇ શકે, છતાં અધિકાર ભેદથી તે સત્ય કરતાં દૂર ભાસતી અન્ય વાતો પણ અસત્ય નથી" એમ "સનાતન ધર્મ પરિષદ્"માં વંચાયેલા અમારા એક લેખનો સાર હતો તે ઉપર આક્ષેપ કરવાનો યત્ન કર્યો છે. પરંતુ "પોતાની" બુદ્ધિ એટલે માણસ માણસની પોતપોતાની બુદ્ધિને જે સત્ય લાગે તે તો હમણાં જ અમે કહી આવ્યા તેમ સત્ય હોયે ખરું ને ન પણ હોય; એમાં "પ્રમાણિકપણે" એવો વિશેષ ઉમેરવાથી પણ લાભ થતો નથી, કેમકે "પ્રમાણિકપણું" એટલે 'પ્રમાણથી કરીને સિદ્ધ કરી લેવાની બુદ્ધિ' તે શું? એનો જ નિર્ણય નથી. "જ્ઞાનસુધા" શાને "પ્રમાણ" માને છે? "પોતાની બુદ્ધિ"ને; અને જ્યારે માણસે પોતપોતાની બુદ્ધિને જ "પ્રમાણ" માનવાની છે ત્યારે "પ્રમાણિકપણે" એ કહેવું પુનરુક્તિમાત્ર જ છે; અને પોતપોતાની બુદ્ધિથી માનતાં જેને જે સત્ય તે સત્ય ગણવું જ જોઈએ. પણ હમણાં જ આપણે બતાવી

આવ્યા તેમ એવું સત્ય તો માણસે માણસે જુદું હોય છે; તે બધાએ ખોટા પણ હોઇ શકે કે ખરા પણ હોઈ શકે. "જ્ઞાનસુધા" અને "સુદર્શનકાર" બન્ને ખોટા હોય કે બન્ને કાંઇક સાચા હોય એવું સર્વથા સંભવે છે, કેમકે પોતપોતાની બુદ્ધિને પ્રમાણ ગણીને બન્નેની વાત પ્રવર્તે છે. પણ "પોતાની બુદ્ધિ" એ ખરું પ્રમાણ જ નથી; સમગ્ર જનસમૂહની સાહજિક બુદ્ધિ અને અનંતકાલથી શાસ્ત્રગ્રંથોમાં સંગ્રહી રાખેલાં તેવી જનસમૂહની સાહજિક બુદ્ધિનાં અવલોકન એ બે ખરાં પ્રમાણ છે. ટૂંકામાં શાસ્ત્ર (Philosophy and History) અને યુક્તિ (Reason) એ બે સત્યનિર્ણયનાં પ્રમાણ છે, "પોતાની બુદ્ધિ" એ પ્રમાણ નથી. અમે પોતે આ બે પ્રમાણોને સ્વીકારીએ છીએ અને અને તેથી જ કહીએ છીએ કે "સત્ય એક હોઇ શકે, બે વિરોધી વાતો સાથે સત્ય ન હોઇ શકે" પોતપોતાની બુદ્ધિથી ઉપજાવેલા નિશ્ચય સત્ય ન હોઇ શકે, તેવા નિર્ણય તે તે માણસનું સત્ય હોઈ શકે, પણ જે સર્વમાન્ય સામાન્ય સત્ય તે તો તે ન હોઈ શકે. પરંતુ "જ્ઞાનસુધા"ને તો તેની "પોતાની બુદ્ધિ"એ ઠરાવેલું સત્ય (જેમકે પ્રાર્થના સમાજનો ધર્મ) તે જ સર્વમાન્ય સામાન્ય સત્ય છે એમ માનવું છે અને મનાવવું છે. તેવી રીતે મનાવવાને માટે તેમનું વચનમાત્ર જ કશા કામમાં નહિ આવે એટલું તેઓ લક્ષમાં રાખતા નથી; અને જ્યાં સુધી શાસ્ત્ર અને યુક્તિ ઉભયનું સમર્થન બતાવીને તેઓ "પોતાની બુદ્ધિ"એ ઠરાવેલા સત્યને સર્વમાન્યરૂપે સિદ્ધ નહિ કરી આપે ત્યાં સુધી એ સત્ય તેમનું "પોતાનું સત્ય જ" રહેશે, ને તેને અસત્ય કોટિમાં નાખનારને વચનમાત્રની દલીલો બતાવવાથી કાંઇ જ સિદ્ધ થઈ શકશે નહિ.

* * * * * "અધિકાર" એટલે બુદ્ધિ અને પ્રકૃતિના ભેદને લીધે જેને જેટલું સમજવાની શક્તિ હોય તે, એ અર્થ તો સર્વને સુવિદિત છે. * * "જ્ઞાનસુધા" એમ કહે છે કે આવો અધિકાર હોઈ શકે જ નહિ, "પોતાની બુદ્ધિ" ઠરાવે તે સત્ય અને બીજું બધું અસત્ય. * * * ત્યારે "જ્ઞાનસુધા"નો ઉપદેશ વાંચી વાંચીને જે લોકોના વિચાર બદલાતા જશે, અને છેવટ "જ્ઞાનસુધા"-ના "પોતાના" સત્ય સુધી જે લોકો પહોંચશે, તે સર્વ પોતપોતાની બુદ્ધિ અને સમજણની ન્યૂનતાથી પાછળ રહી ગયેલા હતા અને બુદ્ધિ ને સમ-જણ વધતે વધતે "જ્ઞાનસુધા"ના "પોતાના" સત્ય સુધી આવ્યા એમ તો કહેવું જ પડશે. અર્થાત્ "જ્ઞાનસુધા" અત્યારે જે સત્યના અધિકારી છે તે સત્યના તે લોક અધિકારી ન હતા તે હવે થયા એમ પણ માનવું જ પડશે. એટલે એમના પોતાના સિદ્ધાંતમાં પણ અધિકારભેદ માન્યા વિના છૂટકો નથી એ તો સ્પષ્ટ જ છે. વળી "સત્ય એક જ હોઇ શકે" એ

વાતને તો "જ્ઞાનસુધા" પણ સ્વીકારે છે, અને જો કે "એક સત્ય" તે એમને તો એમની "પોતાની બુદ્ધિ" કહે તેટલું જ છે, તો પણ એ "એક સત્ય" કરતાં ભિન્ન મત ધરાવનારા એ સત્યના અનધિકારી છે, એ સત્ય ઉપર આવવાને યત્ન કરતા લોક એ સત્યના અધિકારી થતા ચાલે છે, એ સત્ય પ્રાપ્ત કર્યું છે તેમનો અધિકાર પૂર્ણ થયો છે, એમ કહ્યા વિના તો "જ્ઞાનસુધા"ને પણ ચાલે જ નહિ, કારણકે અધિકારભેદ ન માનતા હોય, અધિકાર ઉપજાવવા ન ઇચ્છતા હોય, તો તો "પોતાનું" સત્ય સમજાવવાનો પ્રયાસ જ શું કરવા કરે ?

આવી રીતે અધિકારભેદ તો "જ્ઞાનસુધા"ને બલાત્કારે પણ માનવો જ પડે; આખા જગતને માનવો પડે. એવો ભેદ છે ત્યારે જ જ્ઞાનની વૃદ્ધિ, ચારિત્રનો વિકાસ અને મનુષ્યના આત્માને પૂર્ણત્વની પ્રાપ્તિ, એ સર્વનો અવકાશ થઈ શકે છે. અધિકાર એ આવા ભેદનો જ બીજો શબ્દ છે, અને અધિકારની વૃદ્ધિ થતે થતે માણસ મોક્ષ (પછી તે ગમે તો વેદાન્તનો મોક્ષ કે પ્રાર્થનાસમાજનો મોક્ષ તેની તકરાર નથી) પર્યંત પહોચી શકે છે. અધિકાર ન માનતાં તો શાસ્ત્રમાત્ર વ્યર્થ થાય અને પ્રવૃત્તિ જ અટકી પડે; અનંત ભેદમય વિશ્વમાં જે ભેદરહિત સત્યો છે તે જ હાથ ન આવતાં માણસ અતિશય દુઃખી અને ક્લેશભર્યું જીવન જીવવા કરતાં મરવું વધારે પસંદ કરે.

* * * * * 'સુદર્શન' : સપ્ટેમ્બર, ૧૮૯૬.

## બાવો બોલ્યા તે સત્ય

(એક સમયોચિત ચાબકો)

એક રજવાડાના કારભારી આગળ કોઈ વિદ્વાને વેદાંતની ચર્ચા કરતાં કહ્યું કે જ્ઞાન માટે અધિકારી થવું જોઈએ, ત્યારે મંડળીમાંથી એક પંડિત, કારભારીને ઉદ્દેશી બોલી ઊઠયા કે ભાઈ! આપ કરતાં મોટા અધિકારી કોણ છે ? છતાં આપ સમજી ન શકો એવી વાત આ બતાવે છે તે કેમ સંભવે !! આવા ને આવા અધિકારીઓ અને તેમના ખુશામદ કરનારાઓથી સત્યનું સત્યાનાશ વળેલું છે; ને જ્યાં ત્યાં અંધકાર ફેલાઈ રહ્યો છે. કારભાર કરનારો જાણે છે કે હું એક કારભારું ડોળું છું માટે કશી વાત મારાથી અગમ્ય હોય જ કેમ ? વિદ્યાવિલાસીઓ જાણે છે કે અમે અતિશ્રમે જે જ્ઞાન મેળવ્યું તેને ખોટું કહે જ કોણ ? ધર્માભિમાની પંથપ્રવર્તકો જાણે છે

કે અમે કાવતું મોં રાખી અહંવાદ કહીએ છીએ તેનો ઈન્કાર કરનાર કોણ? મારો ઘોડો પણ એમ જાણે છે કે હું તે હું જ—ને મારા પગના બુટ પણ કોણ જાણે એનું એ જ અહંપદ જાણીને રાતદિવસ ચુકારામાંથી નીકળતા નથી!! આખી દુનિયાં જ અહંમાં ડૂબી છે!! આ લખનારો ક્યાં હશે, એની વાંચનારને શંકા થશે, પણ એ એ એમાંનો એમાં જ, નહિ તો લખે શા માટે? પણ એતો વાંચનાર જેવો 'અધિકારી'!! ઘણા એવાએ અધિકારી હોય છે કે આત્મજ્ઞાનપરત્વે પણ કારભારીને અધિકારીમાં ગણે!! તેને આપણે શું કરી શકવાના છીએ? વારંવાર લોકો લવે છે—અરે! સારી પંડિતિઆ પાઘડી અને અંગ્રેજી મૂછ રાખનારા પણ ઓચરે છે કે ભાઈ ફલાણા દીવાને ફલાણા-ના કાવ્યને વખોડ્યું; ફલાણા આચાર્યે પોતાનો આચાર વખાણ્યો; ફલાણા વિદ્વાને ફલાણાને ધિક્કાર્યો, એ તે ખોટું હોય જ કેમ?

માણસોએ વિવેક કરવાની જરૂર છે કે સત્ય એક જુદી વાત છે, ને વ્યવહાર એક જુદી વાત છે. પરમસત્ય તે એક જ છે. વ્યવહાર અનેક છે, પણ સર્વદા સત્યને અધીન છે. પ્રત્યેક વ્યવહારમાં સત્ય વિના ચાલતું નથી, પણ તે વ્યવહાર સત્યરૂપ નથી. સર્વે વ્યવહારમાં જે સત્ય છે તે બધાં સત્યરૂપે એક રૂપ જ છે, પણ વ્યવહાર પરત્વે તેમના આકાર જુદા જુદા છે. એક વ્યવહારવાળો, તમામ વ્યવહારનાં સત્યને સમજી જ શકવો જોઈએ એવો નિયમ નથી. એમ ન જ હોય એમ અમે કહેતા નથી, પણ એમ હોવું જ જોઈએ એમ માનતાં અચકાઈએ છીએ. કુંભાર ઘણો ચતુર હોય તો ઘડા પારખી જાણે, માટે તરવારની ધાર વિશે કે ઈશ્વરના સ્વરૂપ વિષે પણ તેનો અભિપ્રાય ખરો જ હોવો જોઈએ એમ નથી. પોતપોતાના ધંધાનું સંપૂર્ણ સત્યરૂપ જ્ઞાન હોવું એ જ મુશ્કેલ છે, એટલું જ ખરેખરું હાથ થઈ શકતું નથી, તો તે ઉપરાંત વળી પારકાની વાત ડોળવા જવી એ કેવું અશક્ય છે. આમ છે ત્યારે માણસોએ પેલા રજવાડી કારભારીના ખુશામદીઆના જેવી ભૂલ નજ કરવી. એક માણસ પોતાના અમુક કામમાં કુશળ હોય, યા પ્રારબ્ધવશાત્ કોઈ ઉચ્ચ ગણાતા સ્થાને ચઢ્યો હોય, માટે તેની વાત સર્વ વાતમાં પ્રમાણ ગણાય એવી સમજ સર્વથા ખોટી છે. ઉચ્ચ અધિકાર એ કાંઈ હમેશાં યોગ્ય અધિકારની બરાબર નથી. માણસની યોગ્યતા ઘણી-વાર કરોડની હોય છે, છતાં તેનો અધિકાર કોડીનો હોય છે; ને એથી ઉલટું પણ વારંવાર નજરે પડે છે. અર્થાત્ જેનામાં સત્યપરાયણતા હોય તે ગમે તે અધિકારે કે ગમે તે સ્થળે પણ સત્યની તુલના કરવા સમર્થ હોય છે. સર્વેએ પોતપોતામાં એવી સત્યપરાયણતા આણવી, અને અમુક વ્યાવહારિક આકારપરત્વે સપ્રમાણતા આરોપી ફસાવું નહિ.

એવા ફસાનાર કરતાં ફસવનારાની સંખ્યા આજકાલ થોડી નથી. આચાર્યો, ઉપદેશકો, અધિકારીઓ, અનેક પડેલા છે. અસ્તુ. કોઈ એમ પૂછશે કે એ બધા તો ભલે રહ્યા પણ આજ ઝળઝળતા 'સુધારા'ના સમયમાં સર્વ વાતનું સૂક્ષ્મ અવલોકન કરી "સાયન્સ" એ નામનાં પાશ્ચાત્ય શાસ્ત્રોદ્વારા શોધ કરનાર જે જણાવે તે ઉપર શા માટે પ્રત્યય ન કરવો ? અમે તેમના ઉપર, કે તેમના જેવા કોઈ બીજા શોધકો ઉપર પણ, પ્રત્યય કરવાની ના કહેતા નથી. અમારી તકરારનું સ્વરૂપ જુદું જ છે. અમે સાયન્સવાળાથી પણ એટલે અંશે જુદા પડીશું કે તેઓ 'આટલું જ સત્ય' ને "બીજું હોઈ જ ન શકે" એમ બોલે તે અમે સહન કરી શકતા નથી. છતાં એટલું તો સર્વથા સ્વીકારવું જ જોઈએ કે જે લોકો પોતે માનેલા નિશ્ચયને સત્ય ગણી અન્યને સમજાવે છે તેઓ લેશ પણ દોષને પાત્ર નથી, અર્થાત્ મન વાણી અને કર્મ ત્રણેની તેમનામાં એકતા છે. પણ જે આજ-કાલના લેભાગુ ધાર્મિકો, પેટને માટે અમુક વેશ, ઢોંગ, લઈ બેઠા છે, ને પોતે જ જે વાત નિશ્ચયપૂર્વક જાણતા નથી, તે બીજાને ગળે ઉતારવા મથે છે, તેમને આપણે શું કરવું ? તેવા પશુનાં શીંગડાં જ્યારે જુઓ ત્યારે ઊંચાં ને ઊંચાં; એને ધક્કે જે ચઢયું તેનો પત્તો જ નહિ !! અહો ! એ પશુઓનાં શીંગડાંનો માર કોણે સહન નથી કર્યો ? પણ શું તેથી સત્યનું અવસાન આવ્યું છે ? કદાપિ આવનાર નથી. ખરા સત્યભક્તનું નિર્દોષ રુધિર પાછું સજીવ થઇ એ પશુઓને જ ખાય છે.

ત્યારે કોઈ એમ પૂછશે કે શું કોઈએ કોઇનું વચન માનવું જ નહિ ? કોઈ ગુરુ કરવો જ નહિ ? ભાઈ, અમે ક્યાં ગુરુ કરવાની ના કહીએ છીએ. ગુરુ તો દત્તાત્રેયે ચોવીશ કર્યા હતા, ને તમારે ફાવે તો ચોવીશ સો કરો; પણ ચોવીશ અને ચોવીશ સો સર્વનું તાત્પર્ય સમજો. શ્રીમદ્‌ભાગવતમાં ખાંડનારી સ્ત્રીને પણ એક બ્રાહ્મણે ચોવીશ ગુરુમાંની એક ગુરુ કરી છે–એ કંકણ ખખડતાં હતાં, માટે એક કાઢી મૂક્યું, તે ઉપરથી એકાન્તની મહત્તા શીખ્યો છે—ને એવી જ રીતે બીજા ઘણા, વેશ્યા, અજગર આદિ ગુરુ કર્યા છે—પણ મતલબ એ જ છે કે ખરો ગુરુ એનું મન અને એની આંખ એ જ છે. લાખ ગુરુ ઉપદેશ આપે પણ પોતાનામાં પોતાનું ગુરુપણું કરવાની શક્તિ ન હોય તો કશા અર્થની વાત નથી. સત્યને ગુરુ નથી, ને ચેલાએ નથી. ખરા ગુરુ તો તે જ કે જે સત્ય માટે પ્રાણ આપે, પણ સત્યને ગમે ત્યાંથી પણ ગ્રહણ કરવા તત્પર રહે. જે લોકોએ સત્યને સીમા બાંધી છે તે લોકો ગુરુ નથી. જેણે એમ જ ઠરાવ્યું છે કે સત્ય તે આટલું જ, ને બીજું બધું અસત્ય; જેના જ્ઞાનની તિજોરી ભરાઇ ચૂકી છે; તે કદાપિ પણ

સપ્રમાણ થવા યોગ્ય નથી. તેવા પશુતુલ્ય, અસત્યપોષક, સંસારને દુઃખમય કરનારા નીવડે છે. પોતાને જે નિશ્ચય થાય તે સર્વદા આમરણ સિદ્ધ કરવો તથા સમજાવવો એ પરમધર્મ અને પરોપકાર છે, પણ તેમ કરતાં એ નિશ્ચય ઉપર કોઈ પણ તરફથી વિશેષ અજવાળું પડે તેવો સંભવ અટકાવવા માટે તેને પેટીમાં પૂરી તાળાકૂંચીમાં ઘાલી રાખી તે જ બધા પાસે કાન પકડી ખરો મનાવવો એ તો પશુબુદ્ધિ જ છે. સત્યને માટે જે માણસ પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર હોય, તેને ઘટે છે, કે તેણે એ જ સત્ય સમજવામાં અન્યે બતાવેલી પોતાની ખામી પણ સહન કરવી, ને બતાવનારને પ્રેમપૂર્વક આદર આપવો, એ જ ખરું પ્રાણાર્પણ છે, ખરી સત્યભક્તિ છે. જે સત્યશોધક છે તેને કોઇ સાથે તકરાર થવાનો સંભવ જ નથી; તે તો જાણે જ છે કે માણસ સર્વદા ભૂલને પાત્ર છે, સત્ય સર્વદા સંતાતું ફરે છે, માટે ગમે તે સ્થલેથી ગમે તે દ્વારા પણ સત્ય શોધવામાં બાધ નથી—બાબા વાક્ય પ્રમાણ નથી.

જેઓ પારકાના વિચારે દોરાઈ કામ કરે છે તે પૂછશે કે અમે એટલો વખત ક્યાંથી લાવીએ કે બધી વાત જાતે નક્કી કરીને જ માનીએ; પણ અમારું કહેવું એવું છે જ નહિ. એમ હોય તો તો ઇતિહાસનો ઉપયોગ જ રહે નહિ. પણ એમ નથી. સપ્રમાણ સત્યવાક્યને ખુશીથી માનવું અને તેને સ્વીકારી તે પ્રમાણે ચાલવું. અમારો જે અનાદર છે તે આવી રીતે ચાલનારના ઉપર નથી; પણ બધા એવી જ રીતે ચાલો, બધા હું કહું તેને જ હાજી હા કહો એમ મનાવવા તૈયાર થયેલા પંડિતો, સાર્વાન્ટસ્ટો તથા આચાર્યો ઉપર છે. અમે તો અજ્ઞાનમય છીએ. કેમકે જ્ઞાન કેવડું હશે તે અમે સમજવાનું ડોળ રાખતા નથી; પણ જેઓ જ્ઞાનને ગળે દોરો બાંધી બેઠા છે કે આટલું જ જ્ઞાન ને બીજું નહિ તેમના અમે લેશ પણ ભક્ત નથી, બલ્કે દુશ્મન છીએ. મનુષ્યમાત્રને પણ એ જ નીતિ ગ્રહણ કરવાની ભલામણ કરીએ છીએ. મહાપંડિત સોક્રેટિસની પંડિતાઈ "હું કાંઇ જાણતો નથી" એટલામાં જ હતી; ઉપનિષદોનું બ્રહ્મ પણ વિજ્ઞાતમવિજાનતામ્ ન જાણનારે જાણેલું છે; સત્યને સીમા નથી; માટે સત્યભક્તિ રાખી સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખો, તથા સર્વમાંથી સત્ય ગ્રહણ કરો એ જ તાત્પર્ય છે. મતાંધ ન થાઓ, વળી ફરી મળીશું, હાલ તો જય સત્ય.

'પ્રિયવંદા' : એપ્રિલ, ૧૮૮૯.

# તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ

શ્રીમદ્ભાગવતમાં એમ કહ્યું છે કે કલિયુગ વ્યાપશે ત્યારે " શૂદ્રો પણ બ્રહ્મભાષી " થશે. એવી લોકોક્તિ પણ છે કે " કલિયુગને વિષે વેદાન્તીઓ ફાલ્ગુન માસમાં બાલકો વદે છે તેમ વદશે. " આ ઉક્તિઓથી એટલું સમજાય છે કે તત્ત્વજ્ઞાનની વાર્તા સર્વ કોઇ કરશે, પણ શબ્દમાત્ર કરતાં અધિક કોઇનામાં રહેશે નહિ. આ પ્રમાણે કયે સમયે કહેવાયું હશે તેનો આપણી પાસે નિશ્ચય નથી, તથાપિ આ વચનોને ભવિષ્યવાણી ન માનતાં એમાં જે સત્યનો અંશ છે તે આપણને પ્રત્યક્ષ પ્રમાણથી નિત્ય અનુભવવામાં આવ્યે જાય છે. આપણી ચારે પાસે આપણે અનેક પ્રકારનાં અનીતિ અને અનાચાર નિત્ય દેખીએ છીએ; તત્ત્વજ્ઞાન, યોગ, તેની વાતો પણ તેટલી જ સાંભળીએ છીએ; આશ્ચર્ય એ થાય છે કે આટલા બધા જ્ઞાન સાથે આટલી બધી દુષ્ટતા કેમ વશી રહે છે?—પ્રકાશ અને અંધકારનો સંયોગ શી રીતે થઇ શકે છે!

આ જીવિતનો અને એકંદર વિશ્વમાત્રના અસ્તિત્વનો હેતુ અને ઉદ્દેશ સમજાવનારા તત્ત્વજ્ઞાનનો વિસ્તાર થયા છતાં અનીતિ અને અનાચારને જનસમાજ તત્ત્વ સમજે એ બહુ શોચનીય છે. આખા વિશ્વ ઉપરથી તે શૂર અને સ્વાર્પણ જ જાણે અસ્ત પામી ગયું છે કે જેના બલથી ધર્મવીર દાનવીર, કે શૂરવીર નીપજી શકતા, આપણે ભાગ્યેજ કોઇ ભક્ત કે મહાત્માનું નામ સાંભળીએ છીએ. પાશ્ચાત્ય દેશોમાં જ્યાં સ્વદેશ અને સ્વભૂમિનું અભિમાન તીવ્રતમ છે ત્યાં કોઇ કોઇ શૂરવીરનાં નામો આપણને શ્રવણગોચર થાય છે, પણ ત્યાં એ પૂર્વના શૂરવીરો સાથે સરખાવતાં તેમની મહત્તા ઝાંખી પડી જાય છે. જાહેર સભાઓમાં તત્ત્વ અને નીતિનો ઉપદેશ કરનારા, એ સંબંધે ગ્રંથો લખનારા આચાર્યો ઉપદેશકો, સર્વનો આચાર તેમના વિચારને અનુરૂપ રહેતો નથી. ધાર્મિકતાને માટે સંપૂર્ણ પ્રસિદ્ધિ પામેલો આર્યાવર્ત જ્યાં અંધકારમાં પડેલા ગામડામાં પણ બે ચાર મંદિર, બે ચાર પુરાણી અને લગભગ સર્વ લોક મંદિરમાં જનારા કે કથા ભજન આદિ શ્રવણ કરનારા મળી આવે છે, ત્યાં, એવા ધર્મમય આર્યાવર્તમાં પણ શાસ્ત્રના ઉપદેશ—શાસ્ત્રી, પુરાણી, જોશી, કર્મકાંડી,—પોતપોતાના કર્મને માત્ર ઉપજીવિકાના સાધનરૂપ સમજે છે. " પોથીમાંનાં રીંગણાં " એવો વિપરીત આચાર દર્શાવે છે. તત્ત્વજ્ઞાનનો વિસ્તાર થવાનાં સાધનોની પણ ખોટ નથી; છાપખાનાં અને અક્ષરજ્ઞાનની કેળવણીએ સર્વને લખતા વાંચતા કરી દીધા છે; જે કાંઇ લખાય તે પ્રસિદ્ધ થવાનાં અતિ સુલભ સાધન છે;

છતાં જાણે વાણીની મુખરતામાં જ તે વાણીને આચારમાં મૂકવાનું હૃદયબલ ક્ષીણ થઇ જતું હોય એમ કોઇના આચાર ઉપર તત્ત્વજ્ઞાનની અસર જણાતી નથી. "તાત્ત્વિક જીવન" એટલે કે તત્ત્વજ્ઞાનને અનુસારે જ પદેપદે વિચરતું જીવન, તત્ત્વજ્ઞાનને અનુપદ પ્રત્યક્ષ દર્શાવતું જીવન, તે તો કહીં સંભળાતું પણ નથી. જે સંન્યાસીઓ, પરમહંસો, આર્યાવર્તમાં "તાત્ત્વિક જીવન"—ના પ્રત્યક્ષ દૃષ્ટાન્તરૂપ થવા નિર્માયેલા તેમાંથી પણ સત્ત્વ જતું રહ્યું છે. ખરેખર કલિકાલનો જ સર્વાંશે વ્યાપ થવા લાગ્યો છે.

આવી સ્થિતિ ઉદ્દભવવાનાં અનેક કારણો આપી શકાય; પરંતુ સર્વમાં મુખ્ય વાત અમને પોતાને એવી ભાસે છે કે અધિકારનો જે ક્રમ શાસ્ત્રે માન્યો છે તેનો અનાદર કરવાથી આ બધી સ્થિતિનો ઉપદ્રવ થઇ આવ્યો છે. મનુષ્યને બુદ્ધિ છે, વિચારશક્તિ છે, એ વાત ખરી છે; પણ જેમ સર્વને સામાન્ય રીતે દર્શન અર્થે પ્રાપ્ત ચક્ષુથી સર્વ કોઇ વાત યથાર્થ જોવાતી નથી, કેળવણી અને અભ્યાસની આવશ્યકતા રહે છે, તેમ બુદ્ધિ અને વિચારશક્તિથી પણ સર્વ કોઇ વાત તત્કાલ સમજાતી નથી, શિક્ષણ અને અનુભવની તેમાં પ્રથમ અપેક્ષા રહે છે. અક્ષરજ્ઞાન થઇને વાચનસિદ્ધિ થઇ એટલે લેખ માત્ર જેમ અધિગત થઇ શકતા નથી, તેમ ચાર વાતો ભેગી કરીને વિચાર ચલાવવાની કે વિચાર દર્શાવવાની શક્તિ આવવા માંડી એટલે જગતની સર્વ વાતો વિષે પોતે જ વિચાર બાંધી શકાતા નથી, તત્ત્વપર્યંતના નિશ્ચયો ઉપજાવી શકાતા નથી. તેમાં પણ સ્વકપોલકલ્પિત વિચાર તે જ સત્ય છે એવું સત્યનું પ્રમાણ જે અભિમાનવૃત્તિને લીધે અલ્પજ્ઞ જનોના મનમાં બંધાય છે તે બહુ જ હાનિકારક છે. શાસ્ત્રોની અવનતિ એવે પ્રકારે થઇ છે કે શાસ્ત્રનું અધ્યયન તે તે શાસ્ત્રના તત્ત્વનો અધિગમ કરવાને નહિ પણ તે તે શાસ્ત્રના અભ્યાસીઓ સાથે વિવાદ કરી સભામાં વિજય પ્રાપ્ત કરવા માટે કરવું; અને એમ પ્રત્યેક શાસ્ત્રની કેટલીક "કોટિ" સ્મરણમાં રહી એટલે શાસ્ત્રી નામ ધારણ કરવું. આ પરિપાટીમાંથી પરિણામ એ થયું કે શાસ્ત્રચર્ચામાં બેમાંથી એક પક્ષે જે કાંઇ, વગરવિચારે પણ બોલાઇ ગયું તેનો નિર્વાહ કરવાનો આગ્રહ બંધાયો; "ઉક્તં નિર્વહેત્" એ ન્યાય અનેક કપોલકલ્પિત વિવાદની કોટિઓના વિસ્તારમાં વસ્તુગત્યા તથ્ય કે સત્ય શું છે તે એક પાસા રહી શબ્દજાલની રચનામાત્ર જ સત્ય મનાવા લાગી. સુશિક્ષણથી વિનીત થઇ અનુભવથી પક્વ થયા વિનાની બુદ્ધિ પણ એ શાસ્ત્રની અવનતિ જેવી દશાને ભોગવે છે. અને વિચાર કરી શકવાના અભિમાનમાં સ્વકલ્પિત વાર્તાને સત્ય ઠરાવી વસ્તુગતિની ઉપેક્ષા કરે છે. એવાં શબ્દજાલમય સત્યોને સ્વમત સ્વવિચાર એમ ઠરાવે છે; જનપ્રકૃતિને

સુલભ વિચારભેદને સત્ય સિદ્ધાંત પર્યંતના વિચારભેદરૂપ માની સ્વકલ્પનામાં સંતોષ સમજે છે, અને એમ અપકવ બુદ્ધિએ આરંભાયેલી અધિકારભ્રષ્ટતામાં કલ્પનાને સત્ય માનવાથી સંપૂર્ણ વૃદ્ધિ થાય છે.

અધિકારની શાલા બહુ જ આવશ્યક અને ઉપયોગી છે. આવશ્યક એટલા માટે કે એના વિના પ્રકૃતિને વશ કરવાનો અને આત્મવિકાસ થવાનો સંભવ જ નથી, ઉલટી હાનિ છે; ઉપયોગી એટલા માટે કે યથાર્થ માર્ગે મનુષ્યથી સ્વકલ્યાણ સિદ્ધ કરવા સુધી તે ક્રમે જ વિચરી શકાય છે. કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ સુપ્રસિદ્ધ અધિકારક્રમ સર્વના જાણવામાં છે. વ્યવહારમાં પણ એ નિયમ સ્વતઃસિદ્ધ છે; એમ સમજવાનું નથી કે કેવલ શાસ્ત્રીય અનુભવને અર્થે જ એ ત્રણ નિયમો કલ્પી મૂકેલા છે, અને જેને મોક્ષની મૃગજલવત્ આશામાં વ્યાવહારિક નિરાશાનો પરિતોષ શોધવો છે તેને માટે ઉપયોગી છે. કોઈ પણ વ્યાવહારિક કાર્યનો યથાર્થ અધિકાર ત્યારે જ થાય છે કે જ્યારે પ્રથમ તે કાર્યમાં જોડાઈ, ઉમેદવારી કરી, થોડે વખતે અંશે તે કાર્ય શીખી અને કર્મના સ્વરૂપને સમજાય. અને તે પછી તે કર્મમાં જ પ્રવૃત્ત થઈ તન્મય થવાને તેમાં એકાગ્ર અંતઃકરણથી ભક્તિપૂર્વક પ્રવર્તાય. એમ કર્મ અને ઉપાસનાથી સિદ્ધિ થતાં તે કર્મના સ્વરૂપનું સમગ્ર અને યથાર્થ જ્ઞાન થાય, અને તે કર્મોપાસનાસિદ્ધ જ્ઞાની એ વ્યાવહારિક કર્મ સંબંધે ઉપદેશ આપવા, ભાષણ કરવા, લખવા, બોલવા, સમર્થ થાય, તેવા કર્મમા પ્રવૃત્ત થનાર અન્યને સુમાર્ગે લેઈ જવાના સાધનરૂપ થાય. કર્મ, ઉપાસના, અને જ્ઞાનનો જે અધિકારક્રમ સહજસિદ્ધ વ્યવહારમાં પણ સ્પષ્ટ છે તે પરમાર્થમાં અવશ્ય કરીને લાગુ થાય એ સમજવું કઠિન નથી. જેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું છે, તેને તે જ્ઞાનાનુકૂલ કર્મથી, વિવેકાદિ સાધનથી, આરંભ કરવાની આવશ્યકતા છે. તેવાં કર્મનો સંગ્રહ વેદાદિક શાસ્ત્રોમાં કરેલો છે એટલે તે ત્યાંથી જાણવો અને લેવો પ્રાપ્ત થાય છે. કર્મ કરતે કરતે જ ઉપાસનાને અર્થે ચિત્તની એકાગ્રતા થવામાં જે અંતઃકરણના મલનો પ્રતિબંધ તે ક્ષીણ થઇ જાય છે. તે પછી અંતઃકરણની ચચલતા મટાડવા ઉપાસનાનો માર્ગ છે. ઉપાસનાથી વિક્ષેપ દૂર થઇ એકાગ્ર થયેલું અંતઃકરણ સર્વ કર્મ, સર્વ ઉપાસના, સર્વ વસ્તુ, સર્વ વિશ્વના તત્ત્વ ઉપર એકાગ્ર થઈ જ્ઞાનને અનુભવે છે. અજ્ઞાનનો વિનાશ સાધી સર્વજ્ઞ થાય છે. આમ વ્યવહાર તેમ પરમાર્થ સર્વત્ર કર્મ, ઉપાસના અને જ્ઞાનનો ક્રમ સુસ્થ અને સુવિદિત છે.

વર્તમાન સમયે તો આપણે જ્ઞાનથી જ આરંભ કરીએ છીએ; અને કર્મથી મલિનતાને ટાળી ન હોય, ઉપાસનાથી વિક્ષેપ દૂર કર્યો ન હોય,

તે પૂર્વે જ્ઞાનની વાતો કરવા છતાં મૂઢ અને વિક્ષિપ્ત ચિત્તદશાને અનુભવી જ્ઞાનના વિચાર સાથે અજ્ઞાનરૂપ આચારનું અતિ લજ્જાસ્પદ દર્શન કરાવી જાતે ભ્રષ્ટ થઈ અન્યને ભ્રષ્ટ કરીએ છીએ. તત્ત્વજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન કોઈ એવી ચમત્કારિક વાત નથી કે એના ઉપદેશથી કે શ્રવણથી મનુષ્યમાં કોઈ અપૂર્વ ભૌતિક સિદ્ધિનો ઉદય થાય; એક પ્રકારે તે સર્વ સિદ્ધિની સિદ્ધિ છે અને પરમ કલ્યાણનું દ્વાર છે તથાપિ તેમાં ગુપ્ત રાખવા જેવું કે તુરત જ પ્રસિદ્ધ રીતે ન કહી દેવા જેવું કાંઇ નથી એટલું નિર્વિવાદ છે, છતાં બહુ કાલ સુધી આચાર્યોએ શિષ્યોને એ જ્ઞાન આપ્યું નથી, ગુપ્તમાં ગુપ્ત એ જ્ઞાન છે એમ જ કહ્યું છે; ને આપ્યું છે ત્યારે કશું જ આપ્યું નથી, શિષ્યને માત્ર સમજણ જ પાડી છે. સત્યકામ જાબાલને ગાયો ચારવા ગુરુએ મોકલ્યો ત્યાં બ્રહ્મના ચાર પાદનો ઉપદેશ પ્રકાશ અને અનન્ત આદિના દૃષ્ટાંતથી પશુ પક્ષી આદિ પાસે કહેવરાવ્યો છે, અને શેષ રહ્યું તે ગુરુ કહેશે એમ કહ્યું છે. ગુરુને શિષ્યે પૂછ્યું ત્યારે ગુરુએ તો તું બ્રહ્મજ્ઞ જેવો જણાય છે, તેં જાણ્યું છે તેથી અધિક હવે જાણવાનું નથી એમ કહી શિષ્યને રજા આપી છે. શુકદેવ અને જનકના સંવાદમાં પણ શુકનો સંશય મટાડવાની જ વાત ઉપદેશના રહસ્યરૂપ છે. અર્થાત્ બ્રહ્મજ્ઞાન અતિ સરલ અને સ્પષ્ટ છતાં અત્યંત ગૂઢ અને ગોપ્ય રખાતું, ઘણે વર્ષે ઘણે કાલે અપાતું, તેમાં વાસ્તવિક કારણ અધિકારવૃદ્ધિ વિના અન્ય હતું નહિ. એક બીજમાંથી અંકુરાદિ ક્રમે ફલ પર્યંત પરિપાક થાય તેમ મનુષ્યબીજનો પણ અધિકારક્રમે જ્ઞાન પર્યંત પરિપાક થવાનો હેતુ હતો. અનધિકારીના હૃદયમાં એ ઉપદેશ ઠરતો નથી, અને જે અનાચારને આજ આપણે અતિશોચ્ય ગણીએ છીએ તેને જ એ ઉપદેશ ઉપજાવે છે એમ આચાર્યો નિશ્ચયપૂર્વક જાણતા હતા.

આજ તે પરંપરા ગઈ છે કે જેમાં આપણે આપણી આંતર વિકાસની સ્થિતિને આચાર્યદ્વારા પરખી ક્રમે ક્રમે તત્ત્વાનુભવ સુધી ચઢતા જઈએ. જ્ઞાન અને તત્ત્વનું જ વાચન સરલ, સસ્તું અને સુલભ થયું છે. તથાપિ આપણે અધિકાર પ્રાપ્ત કર્યા વિના જ્ઞાનપ્રાપ્તિની આશા કરી જ્ઞાન પ્રાપ્ત ન થતાં જ્ઞાન ઉપર અનાસ્થા કરીને નાસ્તિક અથવા દુરાચારી થવું, વિચાર અને આચારનો વિયોગ રાખવો, એમાં પોતાની જ ભ્રષ્ટતા અને દુર્બલતા છે. અધિકારહીન પુરુષોની જ એ દશા થાય છે. અધિકારી નહિ એવા અંતઃકરણમાં જ્ઞાન ઠરતું નથી, અને પરિપૂર્ણ શ્રદ્ધાનો ઉદય થતો નથી; તેથી જ્ઞાનનો અનુભવ આવતો નથી અને જ્ઞાનમાર્ગ ઉપર જ અનાસ્થા થઈ જતાં, અધિકારની ન્યૂનતાએ કરીને અવશેષ રહેલા મલવિક્ષેપ ચિત્તને અનેક

નાસ્તિકતા અને ભ્રષ્ટતામાં ઉતારી અનાચારમાં પાડે છે. આમ તત્ત્વજ્ઞાન-નો દુરુપયોગ થતો આપણને દેખાય છે, પણ તત્ત્વજ્ઞાન પોતે જ તેવા દુષ્ટ માર્ગમાં લેઈ જાય છે એમ જે કેટલાક પામરો લવે છે તે તો અત્યંત ખોટું જ છે; એ દુષ્ટતાનું નિદાન સાધકની પોતાની અધિકારન્યૂનતા છે, અને સર્વ જિજ્ઞાસુને ઉચિત છે કે તેમણે જ્ઞાનની વાતો કરવા કરતાં અધિકારની વૃદ્ધિ કરવા ઉપર બહુ જ લક્ષ આપવું, બહુ કષ્ટ વેઠીને અને ભોગ આપીને પણ અધિકારી થવા યત્નવાન રહેવું, જ્ઞાન તો સરલ, સુવિદિત અને સ્પષ્ટ છે, અધિકાર દુર્ઘટ, અવિદિત અને અસ્પષ્ટ છે. એ અધિકારની પ્રાપ્તિ વિના જ્ઞાનનું ફલ નથી, ઉલટી હાનિ છે; અને વર્તમાન દુરાચારનું કારણ અધિકારની ન્યૂનતા વિના અન્ય સમજાતું નથી. 'સુદર્શન' : ઑગષ્ટ, ૧૮૯૮.

## શાસ્ત્રાર્થ

પંચતંત્રમાં એક વાત છે કે કાશીથી ભણીને ચાર પંડિતો આવતા હતા, તે રસ્તામાં જતાં ચાર રસ્તા હતા તેવે ઠેકાણે આવ્યા, સંશય પડ્યો કે કયે રસ્તે જવું એટલે તુરત શાસ્ત્રનાં પોથાં છોડીને વાંચવા મંડ્યા. તેમાંથી એવું વાક્ય નીકળ્યું કે "જે રસ્તેથી મહાજન જાય તે જ ખરો રસ્તો," આ ઠેકાણે "રસ્તો" અને "મહાજન" એ શબ્દનો અર્થ 'ખરેખરો રસ્તો' અને 'ઘણા માણસ' એમ તેમણે કર્યો અને એક મડદું લઈને ઘણા લોક જતા હતા તે રસ્તે ચાલવા મંડ્યા. સ્મશાનમાં પહોંચ્યા તો ત્યાં એક ગધેડો દીઠો, કે પાછાં પાનાં પોથાં તપાસવા માંડ્યાં. તેમાંથી નીકળ્યું કે "દુ:ખ સુખ સર્વકાલે અને રાજ્યદ્વારમાં તેમ સ્મશાનમાં જે સાથે હોય તે બંધુ જાણવો." આ ઉપરથી પેલા ગધેડાને તેઓ ભાઈ જાણીને ભેટવા લાગ્યા. આવી અનેક રીતે એ પંડિતોની મશ્કરી કરેલી છે. આપણાં શાસ્ત્રો-નો અર્થ કરવામાં પણ આ પંડિતોના જેવું ઘણી વાર થઈ જાય છે; શાસ્ત્રમાં જે કહ્યું હોય તેનો અક્ષરે અક્ષર અર્થ લેવો એનાથી એ ભૂલ થાય છે. આવો વિચાર રાખવાનું ધોરણ આપણને વેદનો અર્થ કરનારાં શાસ્ત્રો જ બતાવે છે. વેદનાં વચનને તો અક્ષરશઃ સત્ય માનવાં તથા પાળવાં એવો નિયમ છે તથાપિ તેમાં પણ વિધિ, નિષેધ, અર્થવાદ, એવા ત્રણ પ્રકાર માન્યા છે. જે વચનમાં 'અમુક કરવું' એવી આજ્ઞા છે, તે વચન તેમનું તેમજ પળાય છે; તેમ જેમાં 'અમુક ન કરવું' એવી આજ્ઞા છે તે

પણ એમનું એમ જ અનુસરાય છે. એ બેનું નામ વિધિ અને નિષેધ. પણ ઘણાં વાક્ય, ઘણી કથાઓ, એવી હોય છે કે જેનો અક્ષરે અક્ષર પાળવામાં આવતો નથી, માત્ર તેમનો સાર જ ગ્રહણ થાય છે, અથવા કોઈ વાર માત્ર તેમનો હેતુ જ લક્ષમાં લેવાય છે. એવાં વચનોનો હેતુ માણસને રુચિ ઉત્પન્ન કરી, શુભ માર્ગમાં વાળવાનો, કે કોઈ ગૂઢ વાર્તા સરલ રીતે સમજાવવાનો હોય છે. વેદના કેટલાક ભાગ અર્થવાદ છે એટલું જ નથી પણ ઘણાંક પુરાણ અને તંત્ર આખાં ને આખાં અર્થવાદ હોય છે. આટલા માટે શાસ્ત્રને નામે કહેવાતી વાતોનો નિશ્ચય કરવો કે તે વિધિ છે, નિષેધ છે, કે અર્થ-વાદ છે; ને પછી તે પ્રમાણે આચાર કરવા વળવું.

સાધારણ વ્યવહારમાં પણ એવો નિયમ છે કે જે કામ કરવું હોય તેનાં ઉદ્દેશ, ફળ, અને સ્વરૂપ, ત્રણનો યથાર્થ નિશ્ચય સમજ્યા વિના કરવા માંડીએ તો તેમાંથી લાભ નથી થતો, વખતે હાનિ પણ થાય છે. જ્યારે સાધારણ વ્યવહારનું આવું છે, ત્યારે અતિ ઉત્તમ ફલ આપનાર, અને શરીર મન અને આત્મા ત્રણેને સાચવવામાં ઉપયોગી, એવા ધર્માચારમાં, તો એ વાત કેટલી વધારે જરૂરની હોય એ સમજવું સહજ છે. વેદવિનાનાં બીજાં જે જે શાસ્ત્ર છે તે, એક રીતે, વેદની ટીકા જેવાં છે, એટલે તેમનો ઘણો ભાગ અર્થવાદ જેવો જ હોય છે, માટે શાસ્ત્રોની વાતોને અક્ષરે અક્ષર ખરી માની તે પ્રમાણે વર્તવા પૂર્વે તેમનો અર્થ બરાબર નક્કી થવો જોઈએ. આપણા ધર્મમાંની જે જે રીતભાત નિત્ય પાળીએ છીએ તે કોઈ એક જ નિયમથી ઉત્પન્ન થયેલી હોતી નથી; જો કે તે બધીનો હેતુ આપણા પોતાના કલ્યાણ વિના બીજો હોતો નથી. પ્રથમ વેદની આજ્ઞાઓ, તેને વધારે સ્પષ્ટ કરવા સ્મૃતિનાં વચનો, તે બંનેનું ખરું રહસ્ય નિયમરૂપે બનાવવા યોગવેદાંત ન્યાય ઇત્યાદિ છ શાસ્ત્રો, ને એ સર્વનો થોડો થોડો આધાર રાખી બધું વિસ્તારથી સ્પષ્ટ કરવા માટે પુરાણની કથાઓ છે. ત્યારે આપણે જે આચાર કે નિયમને વિચારતા હોઈએ તેના વિષે આટલું પ્રથમ જાણવું જોઈએ કે તે વેદમાંનો છે, સ્મૃતિમાંનો છે, છ શાસ્ત્રમાંનો છે, કે પુરાણમાંનો છે. એટલું જાણ્યા પછી એમ પણ જાણી શકાય કે તેમાંનો જે અર્થ છે તે વિધિરૂપ છે, નિષેધરૂપ છે, કે અર્થવાદરૂપ છે. આ બે વાત જાણ્યા પછી એક ત્રીજી વાત પણ જાણવા જેવી છે. શાસ્ત્રનાં વચનો, ને તેમાં પણ મુખ્યત્વે કરી અર્થવાદરૂપ વચનો ત્રણ પ્રકારે અર્થ બોધે છે. એક તેનો સ્થૂલ એટલે આપણે દેખીએ છીએ તેવી વ્યવહારદૃષ્ટિમાં લાગુ પડે તેવો અર્થ હોય છે; બીજો સૂક્ષ્મ એટલે આપણે હાલ દેખી શકતાં નથી, પણ જે વિચારમાત્રથી સમજાય તેવી છે, તે સૃષ્ટિને લાગુ પડતો અર્થ હોય છે;

ને ત્રીજો જે સર્વાકાર આત્મા સર્વત્ર એક રૂપે રહેલો છે તેને લાગુ પડતો અર્થ હોય છે. આ ત્રણેને આધિભૌતિક, આધિદૈવિક, ને આધ્યાત્મિક એમ કહે છે.

આ બધી વાત કેટલાંક ઉદાહરણોથી સ્પષ્ટ કરીએ. પુરાણોમાં શિવ, વિષ્ણુ, એવા ઘણા દેવનાં નામ આવે છે ને તે દેવ એક એકની જોડે માણસોની પેઠે દ્વેષ, કલહ, યુદ્ધ ઇત્યાદિ કરતા પણ જણાય છે. આવાં યુદ્ધ અને જય અથવા પરાજયની વાર્તાઓ એક અર્થવાદ જેવી જ છે કેમકે જે દેવ છે તે એવા ક્ષુદ્રભાવને અવલંબી યુદ્ધ કરવા જતા નથી, ને એટલે ઊંચે પદે રહ્યા પછી તેમને એવી વાસના પેદા થતી નથી; પણ, જે લોક જે દેવના ભક્ત હોય તેમને તે દેવ ઉપર દૃઢ શ્રદ્ધા કરવા માટે તેમનાં શક્તિ, સામર્થ્ય, પરાક્રમ, ઇત્યાદિનું વર્ણન કરેલું હોય છે. ને એમ કરવામાં કાંઈ બાધ પણ નથી, કેમકે ગમે તે દેવને ભજીએ તોપણ બધાએ એક જ સર્વવ્યાપી આત્માના અંશ છે, ને બધાએ મોક્ષ આપે તેમ છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે "આકાશમાંથી વરસતું જલ જેમ સમુદ્રમાં જાય છે, તેમ ગમે તે દેવની કરેલી ભક્તિ પરમાત્માને જ પહોચે છે." દૃઢ ભક્તિની જ જરૂર છે, ને તે પેદા કરવા માટે આવો અર્થવાદ રચેલો છે. એમ જ કાંઈક હેતુ લક્ષમાં રાખીને જે જે ક્રિયાઓ કરવાની કહી છે તે પણ એક પ્રકારે અર્થવાદ જેવી જ છે. સ્ત્રીઓ અથવા પુરુષોએ સ્નાનસંધ્યા, દેવપૂજા, વ્રત, જપ, આદિ કરવાં, તેમાં જે જે હેતુ રહેલા છે તે હેતુ પ્રમાણે તે બધાં થાય તો લાભ છે, બાકી તે કામ એકલું જ કરવામાં લાભ નથી. નાવાધોવાનો હેતુ શરીરને અત્યન્ત સ્વચ્છ રાખવાનો છે, તો તે બરાબર સધાય માટે ન નાવામાં પાપ છે ઇત્યાદિ ભયરૂપ અર્થવાદ મૂકેલો છે. સંધ્યા વખતે પ્રાણાયમ નામની ક્રિયા થાય છે તેથી શરીર અને મન શુદ્ધ તથા સ્થિર થાય છે તે જો ન થઈ શકતું હોય તો શાસ્ત્રમાં કહેલા "ત્રણ દિવસ સંધ્યા ન કરે તે શૂદ્ર થાય" એ અર્થવાદરૂપ ભયને લીધે નાક માત્ર પકડીને કાંઈ બબડી જવામાં કશો લાભ નથી. સ્ત્રીઓએ કપાલે ચાંદલો કરવો તેથી સૌભાગ્ય વધે એવો અર્થવાદ મૂકેલો છે, પણ ખરું કારણ એમ છે કે કપાલમાં બે ભમરની વચમાં જ્યાં ચાંદલો થાય તે સ્થાને બરાબર ધ્યાન ટકાવાય તો પતિને નિરન્તર પોતા ઉપર પ્રીતિ પૂર્ણ રાખી શકવા જેટલું જ નહિ, પણ સર્વને પોતા ઉપર સ્નેહ પેદા કરવા જેટલું સામર્થ્ય આવે છે એવો યોગશાસ્ત્રનો અનુભવ છે, તે સચવાય. દેવપૂજા વ્રત આદિ કરવાં તે પણ અંતઃકરણની ભટકતી વૃત્તિ સ્થિર થાય તે માટે છે; ને જો તે હેતુ તે કરવાથી થતો ન હોય, તો એ બધાં કામમાં જે પુણ્ય કહ્યું હોય તે

એક રુચિ પેદા કરવા માટેનો અર્થવાદ જ છે, એટલે હેતુ ન સચવાયાથી જરા પણ ફલ આપતો નથી. એમ જ તીર્થયાત્રાદિનું સમજવાનું છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "જલમાત્રથી જ તીર્થ થતું નથી, માટી પથરાથી જ દેવ થતા નથી, એ બધાં તો સાધુઓના સંસર્ગથી પવિત્ર થાય છે." તીર્થમાં જઈ ચિત્તવૃત્તિ શુદ્ધ રાખી સાધુસમાગમ કરવો એ હેતુ છે તે સધાવવા માટે અમુકનું અમુક પુણ્ય એવો અર્થવાદ છે. એ જ પ્રમાણે બીજી અનેક વાતો વિચારવી.

આ તો અર્થવાદનો વિષય થયો. હવે ત્રણ પ્રકારે અર્થ થાય એમ જે કહ્યું તેનાં થોડાંક ઉદાહરણ જોઈએ. શિવ વિષ્ણુ એવા જે દેવ છે તેવા દેવ હોવા એ વાત બહુ જન માને તેવી નથી. તેમ તેમને રહેવાનાં સ્થાન અને તેમના પરિવારની વ્યવસ્થા પણ તેમના દેવપણાને યથાર્થ ઘટે તેવી નથી. પણ એમાં અક્ષરાર્થ લેવાથી જ એવી ભૂલ થાય છે. શિવ એવું વેદકાલમાંના રુદ્રનું નામ છે, ને રુદ્ર છે તે અગ્નિનું નામ છે. જે અગ્નિ આપણે જોઈએ છીએ, જે બધું બાળી નાંખી સંહાર કરવાને સમર્થ છે તે શિવનું આધિભૌતિક રૂપ છે; એ અગ્નિ ગુપ્ત રીતે પણ સર્વત્ર, વિજળી, ઉષ્મા, તેજ, આદિ રૂપે વ્યાપી રહીને યોગીઓની સિદ્ધિઓનું કારણ છે, તે શિવનું આધિદૈવિક સ્વરૂપ છે; અને એ અગ્નિ જ્ઞાનરૂપે ઉદય પામી નામ રૂપ ઈત્યાદિનું જે જગત તેને મિથ્યા ઠરાવી ખોટું બતાવે છે, ને પોતે જ સર્વત્ર સ્વરૂપ છે એમ અનુભવાવે છે, તે શિવનું આધ્યાત્મિક રૂપ છે. એમ જ વિષ્ણુનું પણ જાણવાનું છે. વિષ્ણુ એવું વેદમાં સૂર્યનું નામ છે, ને પ્રાચીન અર્વાચીન સર્વ શાસ્ત્રોથી સિદ્ધ થયેલું છે કે સૂર્ય એ જ આખા ગ્રહમંડલમાં જીવનું કારણ છે. સૂર્યરૂપે જીવની ઉત્પત્તિ અને જીવના સ્થાનરૂપ વિષ્ણુ જે સ્વર્ગના દેવતા ગણાય છે એ તેમનું આધિભૌતિક રૂપ છે, સર્વત્ર ઉત્પત્તિ કરવાની શક્તિવાળી સૂર્યની પ્રભારૂપે સર્વને પાળનાર એ એમનું આધિદૈવિક સ્વરૂપ છે; અને સર્વમાં વ્યાપી રહેલો સર્વત્ર એકાકાર આત્મા એ તેમનું આધ્યાત્મિક સ્વરૂપ છે. બ્રહ્મા, સાવિત્રી શક્તિ આદિ સર્વને એ જ પ્રમાણે સમજી શકાય, અને તેમના જુદા જુદા પરિવાર પણ એમ જ ઘટાવી લેવાય. શિવ વિષ્ણુ ને બ્રહ્મા તેમાં વિષ્ણુ તે સૂર્ય છે, ને સૂર્ય એ જ જીવની ઉત્પત્તિનું સ્થાન છે, તથા પુણ્યવાનને જવાનું પણ સ્થાન છે, માટે જે અવતાર થયા છે તે એકલા વિષ્ણુના જ હોવા જોઈએ ને તેમ જ છે. અવતારના પણ અર્થ આવા જ પ્રકારે લેવાના છે. શ્રીકૃષ્ણાવતારને જ વિચારો. ગોકુલમાં વિહાર કરતા બાલક એ તેમનું આધિભૌતિક રૂપ છે; વિષ્ણુરૂપે સર્વત્ર દુષ્ટદમન કરનાર એ તેમનું આધિદૈવિક રૂપ છે; ને ગોકુલ એટલે ઇન્દ્રિયોના સમૂહ-

રૂપી શરીરમાં નિત્યજ્ઞાનરૂપ એકરસ આત્મારૂપે સર્વને નિયમનાર એ તેમનું આધ્યાત્મિક રૂપ છે. આવી રીતે અનેક કથા આદિને વિચારાય. પુરાણો આવી કથાઓથી ભરેલાં છે, પણ આમ વિચારતાં તે ઉત્તમમાં ઉત્તમ ધર્મ-ગ્રંથ છે. જે જે પંથ ચાલ્યા છે તે તો પુરાણની વાતોને શક્તિ પ્રમાણે સમજી તેમનો પ્રાકૃત ભાષામાં અર્થ સમજાવવામાંથી થયા છે.

શાસ્ત્ર વારંવાર કહે છે કે વિદ્યા અથવા જ્ઞાનથી જ મોક્ષ થાય તેનો અર્થ એ જ કે બધાં શાસ્ત્રાદિનો યથાર્થ વિવેક સમજાય અને તેમાંથી એકાકાર એક આત્માનો અનુભવ લેવાય તે વિદ્યા સત્ય જાણવી, ને તે જ મોક્ષ આપે. શાસ્ત્રનાં વચન શા હેતુવાળાં છે, ને તેમનો અર્થ કયા પ્રકારનો છે, એ બે વાત લક્ષમાં રાખીએ તો કોઇ પણ વચન, કોઇ પણ વાત, મિથ્યા લાગશે નહિ અને બુદ્ધિપૂર્વક શ્રદ્ધા પેદા થઇ આનંદ ઉપજાવશે. અનેક અર્થ અને અનેક હેતુ રાખી જે શાસ્ત્રરચના થઇ છે તે કોઇને નકામા ગુંચવાડા જેવી લાગે, પણ એ વાત જાણવા જેવી છે કે જ્યાંસુધી બરાબર સમજવાની શક્તિ આવી નથી ત્યાંસુધી ખરી વાત સમજાતી નથી. તેથી જેવી જેની સમજ હોય તેવું સમજીને આચરણ કરે તો કલ્યાણ થાય એમ જાણી સર્વને કામ લાગે તેવી યુક્તિ બહુ કુશલતાથી રાખેલી છે.

'પ્રિયંવદા' : સપ્ટેમ્બર, ૧૮૯૦.

## મતાંતર

કોઈ શિવને મોટા કહે છે, કોઈ વિષ્ણુને વખાણે છે, ને કોઇ શક્તિને સર્વોપરિ બતાવે છે, કોઇ લોક ઈશ્વરને આકારવાળો કહે છે, કોઈ નિરાકાર કહે છે; કોઇ ઇશ્વર એવું કે જુદા જુદા દેવ એવું માનતા જ નથી. આવા મુખ્ય ભેદમાં વળી બીજા પંથ ને સંપ્રદાય ઘણાક છે ને કોઈ કબીર તો કોઇ રામાનુજ, કોઇ સ્વામીનારાયણ તો કોઈ રામાનંદ, એમ અનેક ભેદ ચાલે છે. પણ એ બધા તો એક જ ધર્મના ભેદ છે. બીજા ધર્મવાળા એ આખા ધર્મને જ માનતા નથી ને પોતાની વાતને જ માને છે. ત્રીજા વળી એવા છે કે ખાઈપીને સુખમાં ફરવા ઉપરાંત કશો ધર્મ જ માનતા નથી.

ક્રિશ્ચિયન ધર્મવાળા એમ માને છે કે ઈજીપ્તના રાજાથી નાશી છૂટતી વખતે મુસા પેગંબરને લાલ સમુદ્રે માગ આપ્યો; પણ જ્યારે એમ સાંભળે છે કે શ્રીકૃષ્ણને લઇને જતાં વસુદેવને પણ યમુનાએ માગ આપ્યો હતો

ત્યારે તે માનતા નથી, ને હસે છે. મુસલમાનો એમ માને છે કે કાબા આગળ એક પથ્થર છે તેને ચુંબન કર્યાથી પાપ નાશ પામે છે; છતાં હિંદુઓની રમણુરેતી ગોપીચંદન અને ભસ્મ વિભૂતિને હસે છે; ને એ બન્ને જણાને આતશની પૂજાથી અને તેના દર્શનથી મોક્ષ માનનારા પારસીઓ હસે છે. હિન્દુ ધર્મમાં પણ જુદા જુદા પંથવાળા ને જુદા જુદા સંપ્રદાયવાળા એમ જ જાણે છે કે અમારા મત વિના બીજો મત પાળનારા નરકે જ જવાના છે, હિન્દુ ધર્મમાં જ મતભેદ છે એમ નથી, પણ મુસલમાન, ક્રિશ્ચિયન, પારસી, બધામાં મતભેદ છે; ને તે દરેક ધર્મમાં ઘણા ઘણા પંથ છે. એ બધા પંથવાળા પોતપોતાના પંથમાં જ મોક્ષને નક્કી ઠરાવી રાખે છે. ઘણાક એવા નાસ્તિક હોય છે કે કશું માનતા નથી, ને આ બધો મતભેદ જોઇ તે તરફ ઇસારો કરીને કહે છે કે ધર્મ આવો હોય નહિ, ને ખરો હોય તો તેમાં આવા આવા ભેદ ને આવા આવા વિરોધ હોય નહિ. આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં આખી દુનિયાં ઉપર જેટલાં માણસ એટલા ધર્મ ને એટલા ભેદ છે એવી ખેદકારક વાત નજરે પડશે.

આવા મતભેદની બાબતમાં એક વિદ્વાને કહ્યું છે કે બધા ધર્મ બે બાબતમાં એકબીજાને મળતા આવે છે. તે બે બાબત એ કે પોતાના ધર્મમાં ગપ્પાંને પણ માનવાં, ને સામાના ધર્મની ખરી વાતોને પણ ધિક્કારવી. આવું શાથી થાય છે? માણસનો સ્વભાવ જ એવો છે કે બધી બાબતોમાં તેમના વિચાર એકસરખા થઇ શકતા નથી. એનું કારણ અજ્ઞાન અને તે અજ્ઞાનથી પેદા થતો અભિમાન એ બે જ છે. જ્યારે સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પડે છે, ત્યારે એવું કાંઇ રહી શકતું નથી, પણ તેમ થવા માટે મતભેદ અથવા મતાંતર ચાલે અને તેમ થવાથી સત્ય વાત તરી નીકળે એ બહુ અગત્યનું છે. એક બાબત વિષે બે મત હોવા એ કોઇ પણ દેશના લોકની વિદ્યાનું ચિહ્ન છે, પણ તે દેશના જ્ઞાનનું ચિહ્ન એ છે કે મતાંતરને જુદા જુદા મતવાળા ઉદાર બુદ્ધિથી સહન કરી શકે છે. જેવી સ્થિતિમાંથી ને જેવી દૃષ્ટિથી માણસ કોઇ પણ વાતને વિચારે છે, તેવા તેને તે વાતના આકાર સમજાય છે. એક બાજૂએ સોનાથી અને બીજી બાજૂએ રૂપાથી રસેલી ઢાલ સામસામેની બાજૂથી જોનારા બે પુરુષ તે એકલા સોનાની છે કે રૂપાની છે એમ કહી લઢી મુઆ હતા, ને ઢાલ તો બન્નેથી રસેલી હતી, તેવું મતાન્તરની બાબતમાં થાય છે. આપણો જે મત હોય તે જ ખરો છે એમ અભિમાન રાખતાં પૂર્વે વિચાર કરવાની જરૂર છે કે આપણા કરતાં બીજા પ્રકારનો મત રાખનારા કોઇ પણ રીતે પરાક્રમ, ઉદારતા, પુણ્યબુદ્ધિ, કે સંતોષમાં ઊતરતાં નથી, તો

એકનો આપણો જ મત ખરો ને બીજા ખોટા એમ કહેવું અશક્ય છે. કારણ કે મત કે ધર્મ ગમે તે ગમે તેવી રીતે બાંધ્યાં હોય તેનાથી સાધવાની વાત તો માત્ર બે જ છે ને તે એ કે આ વિશ્વની રચના સમજવી, ને તેમાંથી ઉત્તમમાં ઉત્તમ માર્ગ સાધવો. જ્યારે એમ જણાય કે એક મતથી ચાલતાં જેવી ઉત્તમ પ્રવૃત્તિ નીપજે છે તેવી જ બીજાથી પણ નીપજે છે તો તેમાંનો એક મત ખોટો નથી. આ વિશ્વની રચના તો અમુક પ્રકારની જ છે, તેને સમજવા માટે અનેક રસ્તા હોય, તે સમજ્યા પછી તે રસ્તેથી આપણું સુખ સાધવાના તેથી પણ વધારે રસ્તા હોય, ને તેમ કરતાં જે પ્રવૃત્તિ થાય તે ઉત્તમોત્તમ છે એમ જણાવવાના રસ્તા પણ તેથી વધારે હોય, તો મતભેદ એ વાત કોઈ રીતે ખોટી નથી, ન ઇચ્છવા લાયક નથી, કે નિરુપયોગી નથી.

દરેક વાત સમજવાના અનેક રસ્તા હોય છે, જેમ એક જ ગામ જવાના પણ બે રસ્તા હોય છે. માણુસોની બુદ્ધિ બધે એક જ સરખી હોતી નથી. જેમ ખોરાક પચાવવામાં એક ઘરનાં બે ચાર માણુસને પણ એક જ જાતનો ખોરાક પચતો નથી, તેમ દુનિયાંનાં જુદાં જુદાં સ્ત્રીપુરુષની જુદી જુદી શક્તિવાળી બુદ્ધિઓને એક સરખું જ જ્ઞાન પચતું નથી. જેને જેવું ઘટે તેવું કહીએ તો જ તે વાત તેને ગળે ઊતરે છે, ગળે ઊતરે છે એટલું જ નહિ પણ તેથી વધારે કહેતાં તેને અશ્રદ્ધા થાય છે, કે શ્રદ્ધા થાય તો પણ વખતે તેનો ખોટો ઉપયોગ કરી પોતાને ને બીજાને હાનિ કરે છે. આંધળા આગળ આરશી નકામી છે, અથવા જેની નબળી આંખો છે તેને તેના તેજથી તંમર ચઢે છે; તેમ જેની બુદ્ધિરૂપી આંખો ઊઘડી ન હોય તેના આગળ કે થોડી થોડી ઊઘડી તેજ ખમવાને સમર્થ ન હોય તેના આગળ, ચોખે ચોખા જ્ઞાનની ઝળઝળતી આરસી ધરાતી નથી. નાના બાળકને રમવા માટે તરવાર અપાતી નથી, ને મોટો માણુસ પણ બે પાસાની ધારવાળી તરવારથી ઘણી વાર પોતાનું જ ગળું કાપી બેસે છે. જેને જેવું ઘટે તેને તેવું આપવું, ને તે રીતે તેને ધીમે ધીમે સમજાવવું એ જ ઉત્તમ માર્ગ છે; એમ જે કરવું તેને જ શાસ્ત્રમાં અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો એમ કહે છે. શ્રીકૃષ્ણે ભગવદ્-ગીતામાં પણ એ જ કહ્યું છે કે "અજ્ઞાનીના મનને ચલાવી નાખવું નહિ." શાસ્ત્રાર્થના પાઠમાં આપણે ત્રણ પ્રકારે અર્થ સમજવાની રીત, અને અર્થવાદરૂપ વાક્યોને જુદાં પાડી તેમનો સાર લેવાની વાત, કહી છે; તેનો હેતુ હવે પૂરેપૂરો સમજાશે કે જેવો અધિકાર તેવો ઉપદેશ. કથાઓની રચનામાં એ જ ખૂબી છે કે એકની એક કથા સાધારણ અધિકારવાળાને

સામાન્ય માણસોની વાત લાગી હોય તેવી શ્રદ્ધા પેદા કરશે; અધમ અધિકારીને ઉત્તમ દેવલોકનાં દિવ્ય ચરિત્ર જેવી સમજાઈ વિચાર કરવાની શક્તિ આપશે; અને ઉત્તમ અધિકારીને એકાત્મભાવની એક લહરરૂપે અનુભવાઈ જ્ઞાન પેદા કરશે. એ જ પ્રમાણે જે અર્થવાદરૂપ વાતો છે તે પણ છેક અધમ અધિકારી હશે તેને શ્રદ્ધા ભક્તિ વગેરેનાં પુણ્યનું ફલ બતાવી તે તે કર્મ કરવાની રુચિ પેદા કરશે.

ધર્મમાત્ર જે જે દેશકાલમાં પેદા થયા છે, ત્યાંના પ્રસંગ તથા લોક એ બેને જોઈ અધિકાર પ્રમાણે રચાયા છે. એ રચના એ તો તે ધર્મનું બાહ્ય રૂપ છે, ને જો તે રૂપને વળગીને જ ધર્મનો સત્યાસત્યતાનો નિર્ણય કરવા બેસીએ તો આ દુનિયાનો અંત આવે ત્યાંસુધી તકરાર કરતાં પરવારીએ નહિ. પણ તેનો બાહ્ય અર્થ તજી જે ગૂઢ અર્થ છે તેને સમજીએ, અધિકારને અનુસરીને જે રચના કરવી પડી હોય તેને કાઢી નાંખીએ, ત્યારે દરેક વાત એવી રીતે સમજાવાની કે તે સત્યરૂપે સર્વત્ર એક જ જણાય. સત્ય છે તે એક જ છે, ને અનાદિ તથા અનંત છે. એ સત્યને સમજાવવા માટે અધિકારપરત્વે યોજનાઓ થઈ છે, પણ જેને સમજવાની શક્તિ છે તે શબ્દને તજી અર્થને ગ્રહે છે, કુશકા તજી ચોખા વીણે છે, ને એમ બધે એકતા જ જુએ છે. ધર્મવિચાર માટે વિરોધ કરવો એ જ અજ્ઞાનીનું કે અધાર્મિકનું લક્ષણ છે. કોઈ એક ધર્મ સ્વીકારી તેથી જ અમારો મોક્ષ થયો છે કે થશે એમ જે માનતાં હોય તેણે તો સર્વ પ્રકારના ધર્મવિચારના ભેદ અતિ ઉદાર બુદ્ધિથી સહન કરવા જોઈએ, કેમકે મોક્ષનું કે મોક્ષને રસ્તે ચઢયાનું ફલ એટલું જ છે કે અત્યંત સહનશીલતા રાખવી. સર્વ ધર્મ એક જ અનાદિ સત્યનાં રૂપાન્તર છે, અને બધા ધર્મ તે સત્યને પામવાના જુદા જુદા રસ્તા છે, અનાદિ સત્ય ધર્મ એક જ છે, પણ તે અધિકાર પ્રમાણે સમજાવવા માટે જુદે જુદે રૂપે ફેલાયેલું છે. આનું પ્રમાણ એ છે કે જેમ આપણા ધર્મમાં વેદાન્ત એ અનાદિ સત્યના શુદ્ધ રૂપનો માર્ગ છે તેમ યાહુદી અને ક્રિશ્ચિઅન ધર્મમાં કે બાલા, મુસલમાન ધર્મમાં તથા પારસીમાં પણ સુફી હકીકત, ચીનના ધર્મમાં ટેઓ માર્ગ, એમ બધી દુનિયાંના ધર્મમાં એક એક ગુપ્ત માર્ગ છે કે જેને ખરા જ્ઞાનીઓ જ સમજે છે, ને જે રીતે જોતાં ધર્મમાત્ર એક જ છે.

વિચારને માટે કોઈનો દ્વેષ કરવો એ પાપ છે; કેમકે જે વિચારશક્તિ સર્વને સરખી રીતે મળેલી છે તેનો સર્વ સ્વતંત્રતાથી ઉપયોગ કરે; અને વિચારનો સ્વતંત્ર ઉપયોગ એ જ કોઈ પણ દેશના લોકના સુધારાનો દરજ્જો નક્કી કરવાનું પ્રમાણ છે. જ્યાં કોઈ પણ રીતે વિચાર ઉપર દબાણ રખાય

છે તે કેવા અજ્ઞાની, જુલમગારથી કચરાઈ ગયેલા, કે અધાર્મિક હોય છે. વિચાર જ્યારે આચારનું રૂપ ધારણ કરે ત્યારે જોવાનું કે તે આચાર કેવો છે. અને તે આચારના રૂપ ઉપરથી તેને પેદા કરે તેવા વિચારોને કેટલે સુધી અટકાવવા કે બંધ પાડવા એ નક્કી થાય છે. પણ જેનાથી બીજાને કોઈ પણ પ્રકારે હાનિ નથી, અને પોતાના મનને અત્યંત શાન્તિ થવા-રૂપી લાભ છે, એવા ધર્મવિચાર માટે જરા પણ દ્વેષભાવ રાખવો, કે તે રાખીને કલહ કરવો એ નીચપણાનું કામ છે, અધર્મનું લક્ષણ છે, પાપ છે.

'સુદર્શન' : નવેમ્બર, ૧૮૯૦.

# તત્ત્વવિચાર

•

## જ્ઞાન

જ્ઞાનને સર્વત્ર માન પામતું આપણે સાંભળીએ છીએ; શાસ્ત્રદ્રષ્ટાઓ પણ જ્ઞાનને જ મુક્તિનામક જે પરમાનંદપ્રાપ્તિ તે રૂપે દર્શાવે છે. અમુક પુરુષ જ્ઞાની છે, મહાત્મા છે, મુક્ત છે, એવું કહેવાય છે, ત્યાં જ્ઞાન શાને કહેવું એ પ્રશ્ન વારંવાર ઉદ્ભવે છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, સૂત્ર, શબ્દ, આદિ શાસ્ત્રીય જ્ઞાનનો રાશિ જેનામાં હોય તે જ્ઞાની કહેવાય છે, સંસ્કૃત, અંગ્રેજી, આદિ ભાષાનું જ્ઞાન પામીને તે ભાષામાં મનુષ્યને ઉપયોગી એવા વિષયો પરત્વે જે કાંઈ કહેવાલખવામાં આવે તે જાણનાર પણ જ્ઞાની કહેવાય છે. ‘ જ્ઞાન ’ શબ્દનો આવો પ્રાકૃત અર્થ થઈ ગયો છે ખરો, પણ જૈનો જેમ પોતાનાં ધર્મસૂત્રોને જ અને એકંદર ધર્મજ્ઞાનના ગ્રંથોને જ ‘જ્ઞાન’ કહે છે, તેમ આપણે ‘જ્ઞાની’ શબ્દ પ્રયોજીએ છીએ ત્યાં અમુક જાણવા ઉપરાંત અમુક પ્રકારનો ધાર્મિકતાનો ભાવ પણ ‘ જ્ઞાન ’ શબ્દના અર્થમાં રાખીએ છીએ.

પ્રાકૃત લોકો ‘ જ્ઞાની ’–નાં દર્શન કરવા જાય છે ત્યારે ભવિષ્યની વાર્તાઓ પૂછે છે, વર્તમાન સમયે તેમનાં સગાંસંબંધીનાં કે પોતાનાં લાભહાનિ અનાત્મત્વ આદિના પ્રકારનું વિવેચન ઇચ્છે છે; કોઈ વેદાન્તાદિશાસ્ત્રમાં મુગ્ધ થયેલા પંડિતો ‘ અહંબ્રહ્માસ્મિ ’ એ સાક્ષાત્કાર કોને થાય છે? મહાવાક્યોનો બોધ લક્ષણાથી કરવો કે મુખ્ય વૃત્તિથી? ઇત્યાદિ અનેક શાસ્ત્રીય પ્રશ્નો પૂછે છે; યોગાદિ પ્રયોગશાસ્ત્રનો કાંઈક રસ લાગેલા તાંત્રિકો તેવા જ્ઞાની પાસેથી વિવિધ ચમત્કારોની આશા રાખે છે. ‘ જ્ઞાની ’ ચમત્કાર કરી શકતો નથી, કવચિત્ પંડિતોના વિવાદમાં ઊતરી શકતો નથી, પામરોને ભવિષ્યાદિ કહી શકતો નથી;—એટલે તેના ઉપરથી આસ્તા જતી રહે છે, તેને ‘ જ્ઞાની ’ કહેવાની કોઈ રુચિ કરતું નથી, તેનામાં જ્ઞાન છે એમ કોઈ માનતું નથી. પણ શું ‘ જ્ઞાન ’ એટલે ચમત્કાર, ભવિષ્યદર્શન, પાંડિત્ય?

જ્ઞાનીને ચમત્કાર કે ભવિષ્યવાદિત્વાદિનો સંબંધ નથી તે ઉપર ભગવાન વસિષ્ઠ રામને કહે છેઃ—

> द्रव्यमन्त्रक्रियाकालयुक्त्याप्नोत्येव राघव ।
> नात्मज्ञस्यैष विजय आत्मज्ञो ह्यात्ममात्रदृक् ॥

જે જે સિદ્ધિઓ છે તે દ્રવ્ય, મંત્ર, ક્રિયા, યુક્તિ, આદિથી પ્રાપ્ત થઈ શકે છે, પણ જે જ્ઞાની, (આત્મજ્ઞ) છે તેનો તે વિષય નથી, જ્ઞાની તો જ્ઞાનદૃષ્ટિમાં જ મગ્ન છે. પાંડિત્ય વિષયે પણ ભગવાન શંકર કહે છેઃ—

> वीणाया रूपसौंदर्यं तंत्रीवादनसौष्ठवम् ।
> प्रजारञ्जनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥
> वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
> वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥

વીણાનું રૂપ અને સૌંદર્ય તેમ મધુર ગીત ઉપજાવવાનું સામર્થ્ય તેનાથી લોકનું રંજન થાય, ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિ થાય નહિ; વાણીનો વિલાસ, શબ્દોનાં કવિતારૂપ ઝરણાં, શાસ્ત્રોના વ્યાખ્યાનનું કૌશલ, એવું એવું વિદ્વાનોનું જે વૈદુષ્ય તે તો પેટને માટે છે, ઠેઠ (મુક્ત) ને માટે નથી. જ્ઞાનીને પ્રવૃત્તિ હોય નહિ એમ ઘણાક પ્રાકૃતો માને છે, અને પાંડિત્ય, ચમત્કાર આદિ કાંઈ ન છતાં કેવલ નિશ્ચેષ્ટ કે મૌન પડી રહેનારને પણ પામરો 'જ્ઞાની' સંજ્ઞા લગાડે છે પણ તે વિષયે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રિય શિષ્ય અર્જુનને કેવલ પ્રવૃત્તિરૂપ જ્ઞાનનો બોધ કરતાં સ્પષ્ટ કથ્યું છે કેઃ—

> अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
> स संन्यासी च योगी च न निरग्निर्नचाक्रियः ॥

કર્તવ્યરૂપે પ્રાપ્ત થતાં કર્મના ફલનો અભિસંધિ કર્યા વિના, જે કર્તવ્યને કરે છે તે સંન્યાસી અને તે યોગી છે, અગ્નિહોત્ર શિખા સૂત્રાદિનો ત્યાગ કરનાર સંન્યાસી નથી તેમ ચેષ્ટાનો રોધ કરીને અક્રિય રહેનાર યોગી નથી.

સિદ્ધિ, ચમત્કાર, પાંડિત્ય, અક્રિયત્વ, એ આદિ જે જે બાહ્ય લક્ષણો ઉપર અનધિકારી શ્રદ્ધાનો વિશ્રામ છે તેને તો મહાત્માઓએ જ્ઞાનીના સ્વરૂપમાં ગણ્યાં નથી; ત્યારે જ્ઞાન શું ? 'જ્ઞાન' એટલે જેને 'આત્મજ્ઞાન' કહે છે તે; 'આત્મજ્ઞાન'–માંથી 'આત્મ' શબ્દ રહેવા દઈને કેવલ જ્ઞાન એ શબ્દનો વ્યવહાર પ્રચલિત છે, પણ તેનો અર્થ આત્મજ્ઞાન એટલો થાય છે ત્યારે તે 'આત્મજ્ઞાન' એટલે શું ? અને એ આત્મજ્ઞાન કોને થયું કહેવાય ? જે જે પદાર્થ, ભાવ, આદિ છે તેમનું જે પોતપોતાપણું તેને આત્મા કહે છે, પણ જેમ પદાર્થાદિ અનંત છે તેમ આત્મા અનંત નથી,

આત્મા એક જ છે, ને નાના પ્રકારના ઉપાધિમાં તે નાના પ્રકારે ભાસે છે. આટલા ઉપરથી એમ ફલિત થાય છે કે આત્મા જ્યારે એક જ છે ને સર્વ છે ત્યારે તે એકતા પદાર્થાદિના બાહ્ય શરીરની હોઈ શકે નહિ કેમકે તે તો પ્રત્યક્ષ રીતે જ અનેક છે, એટલે શરીર અને શરીરસંબદ્ધ ઇંદ્રિયાદિ આત્મા નથી. તેમ જ અંતઃકરણ અને તેના અંનત પ્રકાર જોતાં તેમાં પણ એકતા નથી એટલે અંતઃકરણ પણ આત્મા નથી. સ્થૂલ અને સૂક્ષ્મ જેમ આત્મા નથી, તેમ જેને આધારે અનંત સ્થૂલ સૂક્ષ્મની રચના થાય છે ને જાય છે તેવો જે અજ્ઞાનનો અધિષ્ઠાતા પ્રાજ્ઞ તે પણ આત્મા નથી, કેમકે તેનામાં પણ એકતા નથી, અનેક વાર તે અનેક થાય છે. ત્યારે સ્થૂલ સૂક્ષ્મ કારણ ત્રણમાં એકતા નથી, નાનાત્વ છે, માટે તે આત્મા નથી; પરંતુ તેમનો જે દ્રષ્ટા છે, જેને લઇને તે ત્રણે ભૂમિકાનાં પદાર્થાદિ 'છું' 'અસ્મિ' એવા અનુભવને પામે છે તે દ્રષ્ટા સર્વદા એકનો એક જ છે, તેનામાં ઉદય કે અસ્ત વૃદ્ધિ કે હ્રાસ કશું નથી. એ આત્મા છે. એ આત્મા જેવી જેવી ઉપાધિમાં દેખાય છે તેવાં તેવાં નામરૂપ તેને પ્રાપ્ત થાય છે, પણ વસ્તુતઃ તેનો તે જ સર્વ છે, ને એકનો એક જ છે.

આ આત્માનું જ્ઞાન તે આત્મજ્ઞાન કહેવાય, એવું આત્મજ્ઞાન તો અત્ર આપણે જે એની વ્યાખ્યા કરી તેના સ્મરણથી પણ થઈ જાય છે, છતાં તેટલા સ્મરણમાત્રવાળાને આત્મજ્ઞાની કહેવાતો નથી. આવું જે એક આત્માનું જ્ઞાન તે અનુભવસહિત હોવું જોઈએ. એકલા જાણવાથી કાંઇ થતું નથી. અગ્નિ દાહ કરે છે એમ શત વાર લખી જવાથી કે બોલી જવાથી કે જાણી જવાથી આ કાગળનો દાહ થનાર નથી, અગ્નિ લાવીને કાગળ સાથે સંયોગ કરવાથી દાહ થવાનો છે. એમ જ આત્માનું એકત્વ જાણવાથી આત્મજ્ઞાન થતું નથી, એ એકત્વના જ્ઞાને કરીને નાનાત્વમાત્રનો અસ્ત થાય ત્યારે આત્મજ્ઞાન થયું કહેવાય છે, નાનાત્વનો અસ્ત થાય એટલે આ જગત અને તેના પદાર્થ અસ્તિત્વમાંથી જતા રહે એમ નહિ, પણ વેદાન્તપ્રક્રિયાઓમાં પ્રસિદ્ધ એવી અનિર્વચનીય ખ્યાતિ આદિના નિદિધ્યાસનપૂર્વક વિવેકથી જગત માત્ર આત્માના વિવર્તરૂપ અનુભવાય, અને

यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः

'જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ થાય' એ વચનનો અનુભવ આવે ત્યાર આત્મજ્ઞાન થયું કહેવાય. અંતઃકરણ એ જ મનુષ્યમાત્રને પોતપોતાની સૃષ્ટિ રચી આપે છે. એ અંતઃકરણના સ્વરૂપને સમજી તેની વૃત્તિરૂપ જે જે જ્ઞાન થાય છે તેમાં તે વૃત્તિના સાક્ષીને ઓળખી સર્વના અધિ-

જ્ઞાનરૂપ જે આત્મા તેનાથી એ સાક્ષીનો અભેદ સમજવો એ, 'જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ થાય' એવા વચનનું તાત્પર્ય છે. એ તાત્પર્યનું અત્ર દિઙ્માત્ર દર્શન કરાવ્યું છે, અધિક સ્પષ્ટતા ગુરુગમ્ય છે.

પરંતુ જેને એકાત્મભાવના થઈ છે ને તેનો પ્રત્યક્ષ અનુભવ થયો છે તેને શરીરનો વિકાર ( મલ ) મનનો ક્લેશ ( વિક્ષેપ ) અને અજ્ઞાનનો અંધકાર (આવરણ) તે તો હોય જ નહિ. તેનું શરીર નિર્મલ, અંતઃકરણ કેવલ પ્રેમમયતામાં વિલીન, અને જ્ઞાન સર્વ કોઈને અનુકૂલ થઈ રહેલું હોય છે. અનેક પ્રવૃત્તિમાં તેને પ્રવૃત્તિનો ઘસારો લાગતો નથી; અને શ્રી ભગવાન જે સમતાને યોગ કહે છે તે સમતાના સૂત્ર ઉપરથી તેની સ્થિતિ ચલતી નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, આદિનાં લક્ષણ કહ્યાં છે, શ્રી યોગવાસિષ્ઠ આદિમાં જીવન્મુક્તનાં લક્ષણ કહ્યાં છે, તે આત્મજ્ઞાનીનાં લક્ષણ છેઃ—

रागद्वेषभयादीनामनुरूपं चरन्नपि ।
योऽन्तर्व्योमवदत्यच्छः स जीवन्मुक्त उच्यते ॥

રાગ દ્વેષ ભય આદિને અનુરૂપ વર્તતો છતાં પણ અંતરથી જે આકાશની પેઠે અતિ સ્વચ્છ છે તે જીવન્મુક્ત છે એમ શ્રી વસિષ્ઠ કહે છે.

જ્ઞાનીનું જ્ઞાન સર્વત્ર એકતાનો પ્રેમદ્વારા અનુભવ કરવામાં સમાય છે. પ્રેમ એ તેનું અતિ ઉત્કટ બાહ્ય અને આંતર ચિહ્ન છે. જ્ઞાનીને દેખીને તે ઊભરાય છે. અધિકારીને દેખીને તે શીતલતાથી વિલસે છે, વિરોધીને દેખી દયાર્દ્ર થાય છે, ને તટસ્થને દેખી ઉદાસીનતામાં આનંદે છે. જ્ઞાન કોઈને પ્રતિકૂલ નથી, જેટલાં જેટલાં જ્ઞાન છે તે સર્વનો એ જ્ઞાનમાં સમાસ છે, માટે બહુ વાર આત્મજ્ઞાનને 'વિજ્ઞાન' એમ કહેવામાં આવે છે. સર્વ જ્ઞાનને એ અનુકૂલ છે, કેમકે જ્ઞાનમાત્રના ક્રમે ક્રમે પ્રાપ્ત થનારું, સર્વ જ્ઞાનના વિકાસને અંતે પક્વ થનારું, એ જ્ઞાન સર્વ આનંદના અવધિરૂપ છે. જ્ઞાન વિના આનંદ જ નથી. જંતુમાત્રને જે જે આનંદ છે, સુખ કે દુઃખનું સંવેદન છે, તે ઇંદ્રિય અને પદાર્થના સ્પર્શથી જ થાય છે, તે સ્પર્શ સાક્ષાત્ હોય કે માનસિક હોય, પણ જંતુમાત્રનું સંવેદન સ્પર્શજન્ય છે. मात्रास्पर्शास्तु कौंतेय એમ શ્રી ભગવાને તે કહેલું છે. સ્પર્શજન્ય સંવેદન તે જ્ઞાન છે, અને એ સંવેદનરૂપ જ્ઞાન ન હોય તો સ્પર્શજન્ય આનંદ આવે નહિ; માટે જ્ઞાનથી જ આનંદનો આરંભ છે, કોઈ પણ આનંદ જ્ઞાન વિના નથી એટલું જ નહિ, પણ પ્રત્યેક આનંદની વિપુલતાનું પ્રમાણ તે તે ભૂમિકાના જ્ઞાનના પ્રમાણ ઉપર જ રહે છે. જે ભૂમિકાનાં સ્પર્શાદિ અનુભવવાનું જેને જેવું જ્ઞાન તેને તે ભૂમિકાના તેવા આનંદ અનુભવાય છે. માટે જ સર્વત્ર એકતા અનુભવનાર જે સર્વમય આત્મજ્ઞાન તે સર્વ આનંદના અવધિરૂપ છે.

જ્ઞાનનો આનંદ અવર્ણ્ય છે. એ આનંદમય જ્ઞાનની પ્રાપ્તિ કેવળ બુદ્ધિવિલાસોથી જ નથી. બુદ્ધિ માર્ગ બતાવી શકે છે, દોરી શકે છે, વ્યવસ્થા કરી આપી શકે છે પણ બુદ્ધિને સીમા છે; અમુક મર્યાદાની પાર તે જઈ શકતી નથી. આત્મજ્ઞાનનો આનંદમય અનુભવ બુદ્ધિથી પ્રાપ્ત થતો નથી, એ તો આકસ્મિક, ચમત્કારિક, એવો હૃદયના આઘાતરૂપ કોઈ વિલક્ષણ પ્રવાહ છે. પ્રેમ, ભય, આશ્ચર્ય, આદિ ઊર્મિનો ધક્કો જેમ વિચાર અને બુદ્ધિને વચમાં આણ્યા વિના જ આપણે અકસ્માત્ અનુભવીએ છીએ તેમ આ એકતારૂપ આત્મજ્ઞાનનો આનંદપ્રદ ધક્કો સહજે જ, અકસ્માત્, અનુભવાય છેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

પ્રવચન, બુદ્ધિ બહુશ્રુતતા કશાથી આત્મા લભ્ય નથી, જેને આત્મા વરે છે તેને જ આત્મા પોતાનું અંગ ઉઘાડું કરીને સોંપે છે, એમ કઠવલ્લિમાં તેમ મુંડકમાં મહાત્માઓ કહી ગયા છે. હૃદયપ્રસાદરૂપ પ્રેમસાગરના કલ્લોલનો અવધિ નથી, એની વ્યાખ્યા અશક્ય છે. એક વાર પણ એ દર્શન થાય તો પછી એની વૃદ્ધિ જ કહી છે—

इयं ज्ञानकला राम सकृज्जातापि वर्धते ॥

હે રામ! આ જ્ઞાનસૂર્યની કલા એક વારે ઉદય પામી તો પછી વૃદ્ધિ જ પામે છે; કારણ કે એકતાના કલ્લોલ નાનાત્વમાત્રને એકતાના મહાજલમાં જ ઓગાળી લે છે, આખું વિશ્વ તેનો વિષય છે, આખું બ્રહ્માંડ પણ તેને સમાવાને પૂર્ણ નથી. આવા જ્ઞાનને જ્ઞાન કહેવાય.

'સુદર્શન' : અકટોબર, ૧૮૯૭.

## આત્મજ્ઞાન

'જ્ઞાન' શાને કહેવું તે વિષયે ગત અંકમાં આપણે કેટલુંક દિગ્દર્શન કરાવી ગયા છીએ પરંતુ એવા આત્મજ્ઞાનની પ્રાપ્તિના માર્ગ અનેક અનેક પ્રકારના થઈ શકે છે, ને તે પ્રત્યેક માર્ગમાં વિચરતા સાધકો પણ આત્મજ્ઞાની જ કહેવાય છે એ વિષયે કંઇક વક્તવ્ય રહેલું છે. સોક્રેટિસે કહ્યું હતું "Know thyself" (તારા આત્માને જાણ); આપણાં શાસ્ત્રોમાં પણ કહે છે કે 'આત્માની જિજ્ઞાસા કરી તેનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું'. પ્રાચીન સમયથી ચાલી આવતી આ ઉક્તિમાં જે 'આત્મા'-શબ્દ

પ્રયોજાયો છે તેનું તાત્પર્ય જાણવાની આવશ્યકતા છે. પ્રત્યેક વસ્તુ, પદાર્થ, ભાવ, વિચાર સર્વમાં તેનું તેનું જે સ્વતત્ત્વ તેને આત્મા કહેવાય છે, અને એ આત્મા સર્વત્ર એકનો એક હોઈ નામરૂપાદિએ કરી વિવિધ સંજ્ઞાને પામે છે એમ મનાયું છે. 'આત્મજ્ઞાન' એ શબ્દથી એકાકાર, એકરૂપ, અચલ, અવિકારી આત્મતત્ત્વને સાનુભવ જાણવું એ અર્થ બોધેલો છે. આવા અપરોક્ષ આત્મસાક્ષાત્કારને અંતરાયભૂત જે જે વિક્ષેપ છે તેના સમુદાયને જગત, માયા, અવિદ્યા, પ્રકૃતિ, અજ્ઞાન, ઇત્યાદિ નામ અપાયાં છે. આત્મજ્ઞાનનું પર્યવસાન એટલામાં છે કે પ્રકૃતિનો અત્યંત પરાજય કરી એકાકાર અવિકૃત આત્માનો વિક્ષેપરહિત નિરંકુશ અનુભવ પામી તૃપ્ત રહેવું.

આ તૃપ્તિ ઉપજાવી આપવાને અર્થે તત્ત્વજ્ઞાન (ન્યાયવૈશેષિક) પ્રકૃતિ-પુરુષવિવેક (સાંખ્ય), ચિત્તવૃત્તિનિરોધ (યોગ), વેદાજ્ઞાનુપાલન (મીમાંસા), સાધનસંપત્તિ (વેદાંત) ઇત્યાદિ માર્ગ કહેલા છે. તત્ત્વજ્ઞાન, પ્રકૃતિનું સ્વરૂપ સમજાવી જીવાત્માને દુઃખરહિત કરે છે, વિવેક, પુરુષનું અકર્તૃત્વ સમજાવી પ્રકૃતિથી તેનું અલિપ્તપણું સાધી આપે છે, વૃત્તિનિરોધ, પ્રકૃતિના વિલાસો-માંથી વૃત્તિને વાળીને પુરુષાભિમુખ કરી સમાધાન દર્શાવે છે. વેદાજ્ઞા, અદૃષ્ટ એવા ધર્મમાર્ગમાં નિયોજે છે, અને સાધનસંપત્તિ, રાજયોગદ્વારા પ્રકૃતિપુરુષનો અભેદ સાધી આપી નિરંકુશ તૃપ્તિ અનુભવાવે છે. પણ એ સર્વમાં અનુગત તાત્પર્ય એકનું એક જ છે કે પ્રકૃતિનો પરાજય કરવો અને આત્માનો પ્રકૃતિ ઉપર સંપૂર્ણ વશીકાર સ્થાપવો, પ્રત્યેક વ્યક્તિને પોતે પોતાની પ્રકૃતિ હોય છે, ને તે પ્રકૃતિમાં પ્રત્યેક સ્થાને આત્માનો પણ નિવાસ હોય છે, સામાન્ય જીવનમાં પ્રકૃતિ જ સર્વોપરિ વર્તે છે, આહાર, નિદ્રા, ભય, વ્યવહાર, આદિ સાભિમાન અને સાશંક એવી પ્રકૃતિ જ મનુષ્યને વિહ્વલ, દુર્બલ, કૃપણ, સ્વાર્થી, અને ભેદભાવમાં ગૂંચવાઈ રાગદ્વેષ વિસ્તારનારું બનાવે છે. વારંવાર અસાધ્ય દુઃશીલવાળાં સ્ત્રીપુરુષો માટે એમ કહેવાતું સંભળાય છે કે "હવે એને શાસન કામનું નથી એની એવી પ્રકૃતિ પડી છે;" ગ્રામ્ય ઉકિત પણ છે કે "પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય." પ્રકૃતિ એવી દુર્જય દુસ્ત્યાજ્ય, અને દુર્નિવાર છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ,

પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ ॥

ભૂતમાત્ર પોતપોતાની પ્રકૃતિ ઉપર જ જવાના; નિગ્રહ શું કરી શકવાનો ? એમ કહેલું છે.

જે પ્રકૃતિને વશ છે તે જ પામર છે. પશુધર્મમાત્રને જ જે ઓળખે છે તે પ્રાકૃત અર્થાત્ પ્રકૃતિને વશ વર્તનાર જંતુ છે. જ્ઞાની અને પ્રાકૃતમાં એ જ ફેર છે કે પ્રાકૃત, પ્રકૃતિને વશ વર્તે છે, જ્ઞાની પ્રકૃતિને વશ રાખે

છે. પ્રકૃતિ છે તે વિશ્વરચનાનો વ્યાપાર ચલાવનાર અનેક અનેક પ્રકાર અને નિયમો વિસ્તારનાર મહાશક્તિ છે; આત્મા તે સર્વ રચના અને અનેકતાને એક એક સાથે સંકળી રાખી સર્વત્ર મૃદુતા, અભેદ, શાન્તિ વિસ્તારનાર મહેશ્વર છે. અનેક દેવી અને દેવની મૂર્તિઓ પ્રકૃતિ અને પુરુષનાં રૂપાન્તર છે. જેમ બ્રહ્માંડમાં શિવ અને શક્તિનો આવો વિલાસ છે તેમ પ્રત્યેક પિંડમાં પણ વિક્ષેપ, વિરોધ, અતૃપ્તિ, અહંકાર અને અધમતાનું બીજ પ્રકૃતિ છે; એકતા, સમાધાન, તૃપ્તિ, અને ઉન્નતિનું સૂત્ર આત્મા છે. બ્રહ્માંડમાં પણ જેમ જેમ પદાર્થવિજ્ઞાન, રસાયન, યંત્રવિદ્યા, ખગોળ આદિ શાસ્ત્રોથી આપણું જ્ઞાન વિસ્તાર પામતું જાય છે તેમ તેમ સર્વત્ર એકના એક નિયમનો પ્રાદુર્ભાવ આપણા જાણવામાં આવે છે, સર્વત્ર એકની એક શક્તિ વિવિધ રૂપે વર્તતી સમજવામાં આવે છે, અને ભિન્ન ભિન્ન ભેદમયી રચનાની સમાધાન અને સંશ્લેષવાળી એકતાનું ભાન આપણા મનમાં સાનંદાશ્ચર્યની સાથે પ્રકટ થાય છે. એ જ રીતે અનેક વ્યાપાર કરતી કરાવતી પ્રત્યેક પિંડની પ્રકૃતિના અનંત વિક્ષેપોમાં અને તે વિક્ષેપોના અનુભવમાં પણ એકતા, સમાધાન અને તૃપ્તિ ઉપજાવે તેવી વ્યવસ્થા આપણને સમજાતી જવી જોઈએ. એ જ આત્મજ્ઞાનનો માર્ગ છે. પ્રકૃતિના અનંત વિક્ષેપનો અનુભવ કરતાં પણ જેને કશું જ્ઞાન આવતું નથી, કશો વિવેક પ્રાપ્ત થતો નથી, ભૂતકાલના પ્રસંગોમાંથી પણ ભવિષ્યને માટે અમુક વર્તનનો નિયમ હાથ થતો નથી, તે મનુષ્યો પોતાનું જીવિત વ્યર્થ ગાળે છે એ સ્પષ્ટ જ છે. તેમના ઉપર કેવલ પ્રકૃતિનો જ અતિશય અધિકાર થઈ ગયો છે.

એ અધિકારના પ્રકાર સમજાવવાને ગુણની વ્યવસ્થા કહી છે. જ્ઞાન, પ્રકાશ, સુખ, આનંદરૂપ સત્ત્વ; પ્રકૃતિ, વિક્ષેપ, લોભ, કામના, ઇત્યાદિરૂપ રજસ્; અને નિદ્રા, અજ્ઞાન, મોહ, આલસ્ય, જડતા ઇત્યાદિરૂપ તમસ્ એ ત્રણ ગુણ પ્રકૃતિના છે. શુદ્ધ સમષ્ટિની પ્રકૃતિમાં તો એ ત્રણેની એવી સમતા છે કે ત્યાં એક ગુણ કહી શકાતો નથી, પણ વ્યક્તિ વ્યક્તિરૂપે પ્રકૃતિ વિલસે છે ત્યાં એ ગુણોનાં અનંત મિશ્રણો થાય છે; અને કાંઈક મોહમયી છતાં જ્ઞાન તેમ વૈભવને શોધવાની તૃષ્ણાવાળી અને જ્ઞાનક્ષણના કવચિત્ અનુભવ પામતી એવી રજઃપ્રધાન પ્રકૃતિથી માંડી શુદ્ધ સાત્ત્વિક અને શુદ્ધ તામસ પ્રકૃતિ સુધીના અનેક પ્રકૃતિપ્રકારનું જગત વિસ્તરે છે. તે તે પ્રકૃતિનું અનુમાન તે તે પ્રકૃતિના આહાર, વિહાર, વિચાર, આચાર, સંબંધ, રાગ, દ્વેષ, તેમના ઉપરથી થઈ શકે છે, પ્રકૃતિનાં આવાં સ્વરૂપ અને લક્ષણ છે, પણ પ્રકૃતિનો સાર વાસ્તવિક દૃષ્ટિએ જોતાં ‘ અહંકાર’માં જ આવી રહે છે. વ્યક્તિમાત્રને ‘ હું ’ એવો કોઈ અસાધારણ અને કોઈ પ્રકારે

ટળી ન શકે તેવો પ્રત્યય રહે છે; એ 'હું' એટલો શબ્દ યદ્યપિ સર્વ કોઈ તેનો તે જ વાપરે છે ને પ્રયોજે છે તથાપિ વ્યક્તિ વ્યક્તિના 'હું'–નો શો અર્થ કરવો તે, તે તે વ્યક્તિની પ્રકૃતિ ઉપર રહેલું છે. કોઈ બે 'હું'–ને એક સરખાં બતાવી શકાશે નહિ; તે તે પ્રકૃતિ અને તે પ્રકૃતિના ગુણોનાં અનંતાનંત મિશ્રણ તે સર્વની એ 'હું'–માં ઝીણી ઝીણી છાંટ જણાયા વિના રહેશે નહિ ને કોઈ એક રંગ તેમાં પ્રધાન ભાવ પામેલો જણાશે. આ 'હું' અને તેના રંગ તેને જ અહંકાર કહ્યો છે, અને એ અહંકારાનુસાર વ્યક્તિ વ્યક્તિનું વિશ્વ રચાય છે. એ અહંકાર તે જ પ્રકૃતિ છે. શ્રીમદ્-ભગવદ્ગીતામાં પણ અપરા પ્રકૃતિને પ્રસંગે કહ્યું છે:—

> भूमिरापोऽनलो वायु:खं मनोबुद्धिरेव च ।
> अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

આ અહંકાર અથવા પ્રકૃતિથી જે અનંત વિક્ષેપ નીપજે છે તેમાં પણ સમતાનું સૂત્ર શોધી તેને આધારે વિરમવું એ આત્મજ્ઞાનનો પરમ ઉપદેશ છે. સમતા પ્રાપ્ત કરવી એ જ આત્મજ્ઞાન છે, અને તે અસ્ખલિત દૃઢ રહે એ અર્થે અભ્યાસ છે. પરંતુ એ સમતા કેવલ આત્મજ્ઞાન અને તે જ્ઞાનના રટણથી જ આવી જતી નથી. જે પ્રકૃતિ અને અહંકાર એ સમતામાં વિષમતા ઉપજાવે છે તેનું પણ યથાર્થ જ્ઞાન થવું જોઈએ; નહિ કે પ્રકૃતિ અને પ્રકૃતિનાં શાસ્ત્રોનું જ્ઞાન થવું જોઈએ, પણ પોતપોતાના અહંકારમાં જે જે વિવિધ રંગની છાંટ હોય તેનો વિવેક કરતાં, તેને ઓળખતાં, અને છેવટ તેને વશ કરી ઉરાડી મૂકતાં શીખવું જોઈએ. ખરા આત્મજ્ઞાનનો આરંભ ત્યાં જ છે કે જ્યાં માણસ પોતાની પ્રકૃતિને યથાર્થ સ્વરૂપે ઓળખવા માંડે છે. ઓળખ્યા પછી તેને વશ કરી સમતાના સૂત્રથી બાંધવારૂપ જ્ઞાનનો માર્ગ સહજ છે. પણ પ્રકૃતિને ઓળખવી એ જ મહા દુષ્કર કાર્ય છે, કારણ કે અહંકાર અને અજ્ઞાન, ઘણી વાર, સત્ય સ્થિતિ સમજવા પણ દેતાં નથી. પોતાનાં કાર્યમાત્રનું પૃથક્કરણ કરી જોનાર; પોતાનાં વચનમાત્રનું પુનરવલોકન કરનાર, પોતાના નિશ્ચયો ઉપર રાત્રિદિવસ દૃષ્ટિ રાખનાર, પ્રકૃતિને વશ કરવાના એટલે કે આત્મજ્ઞાનના માર્ગ ઉપર જ છે. થયેલા અપરાધ કે સ્ખલનને માટે પશ્ચાત્તાપ થવાનું એ જ તાત્પર્ય છે કે પ્રકૃતિનાં સ્વરૂપને જાણી તેને અન્યથા દોરવા યત્ન કરવો. અશ્રુપાત, શોક, વિલાપ એ બધાં પશ્ચાત્તાપનાં વાસ્તવિક અંગ નથી; પશ્ચાત્તાપના તાપમાં તાવવા મૂકી વશીકારની વિશુદ્ધિએ પમાડવાની જે પ્રકૃતિ તેના ઉપર વિલાપનો શીત વાયુ ફૂંકવો કે અશ્રુનું સિંચન કરવું એ તો શુદ્ધ કરનાર અગ્નિને મંદ પાડી પ્રકૃતિને હતી તેવી જ રાખવાનો અવળો માર્ગ છે.

જેને અભિમાનને ઓળખી પ્રકૃતિનો વિચાર કરતાં આવડ્યો તેને આત્મજ્ઞાન થવા માંડ્યું એ નિઃસંશય છે. સમતારૂપી આત્માને વિષમતારૂપ પ્રકૃતિ ઉપર સ્થાપવો અને તે સ્થાપનામાં જ સ્થિર નિશ્ચલ રહેવું એને મુખ્ય રીતે આત્મજ્ઞાન કહેવાય છે, તથાપિ પ્રકૃતિને ઓળખી તેના બંધનમાંથી મુક્ત થઈ આત્માનો વશીકાર તેના ઉપર સ્થાપવાનો જેણે આરંભ કર્યો છે તે પણ એક પ્રકારે આત્મજ્ઞાની જ છે એમાં સંશય નથી. અને એટલા જ માટે સર્વત્ર નમ્રતા અને પ્રેમ તથા દયા એ જ્ઞાનનાં લક્ષણ ગણાયાં છે. પ્રકૃતિ ઉપર જે વશીકાર લાવવો છે તે વિવિધ પદ્ધતિ અનુસાર વિવિધ માર્ગે લાવી શકાય છે. જે પ્રકૃતિ કેવલ તામસી એટલે આલસ્ય, પ્રમાદ, મોહ, જડતા આદિમાં ગ્રસ્ત છે તેને વ્રતોપવાસ આદિ માર્ગ છે, તેથી કાંઈક ઉત્તમ હોય તેને હઠયોગની પ્રક્રિયાઓ છે, તેથી કાંઇક ઉત્તમ હોય તેને યજ્ઞયાગાદિ કર્મકાંડ છે, તેથી કાંઈક ઉત્તમ હોય તેને ઉપાસનાદિ પ્રકાર છે, અને જે કેવલ સત્ત્વપ્રધાના પ્રકૃતિ હોય તેને અર્થે વેદાન્તાદિ જ્ઞાનપ્રક્રિયા છે. ન્યાય, સાંખ્ય આદિ દર્શનો પ્રકૃતિને આત્માથી ભિન્નને ભિન્ન રાખી તેના ઉપર યમ, નિયમ, આદિ નીતિમાર્ગનો વશીકાર સ્થાપી આત્માની ઉન્નતિ દર્શાવે છે; પણ વેદાન્તશાસ્ત્ર તો પ્રકૃતિમાં પણ આત્માનો જ આવિર્ભાવ દેખે છે અને પ્રકૃતિ જે 'હું'-પણામાં આવિર્ભાવ પામે છે તે 'હું'-પણાનો જે સંકોચ તેને નિર્મૂલ કરી સર્વત્ર 'હું'-માત્રમાં પોતે પોતાને જ અનુભવે છે. શ્રીમદ્ભગવદ્ગીતા આદિ રહસ્યગાનોનો એ જ ઉપદેશ છે કે કાર્ય અને કર્તવ્ય પ્રકૃતિ અનુસાર કર્યા છતાં તે કાર્ય કે કર્તવ્યનો પસારો અર્થાત્ અનુષંગ ન લાવવો, તેના ફલ સબંધી સંકલ્પવિકલ્પ ન થવો, એ જ પરમ સમતાનો માર્ગ છે, અને આત્મજ્ઞાનનું સ્વરૂપ છે. શંકરાચાર્યાદિ મહાત્માઓએ એ જ રીતે પરા શક્તિનો શિવ સાથે અભેદ આનંદલહરિ આદિમાં ગયો છે. માટે જ

निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः

—ત્રિગુણાતીત માર્ગે વિચરનારને વિધિ કે નિષેધ નથી એવું કહેલું છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરનારા જિજ્ઞાસુઓ જેમ નિરંતર આત્માના સ્વરૂપાદિનો વિચાર કરી તે કરતાં અન્ય સર્વને મિથ્યા અને તુચ્છ માની આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કરે છે, તેમ તેમણે પોતપોતાની પ્રકૃતિનો નિત્ય અને ક્ષણે ક્ષણે વિચાર કરી આત્માની સમતામાં વિષમતા ઉપજાવનાર અહંતાને ક્ષીણ કરતાં શીખવું એ પણ બહુ આવશ્યક છે. પ્રકૃતિને સમજવા યત્ન કરી તે ઉપર આત્માનો વશીકાર સ્થાપવો, અથવા વ્યાવહારિક વિષમતામાં સમતા ઉપર રહેવાનો યત્ન કરવો, એ પણ આત્મજ્ઞાન જ છે. 'સુદર્શન': નવેમ્બર, ૧૮૯૭.

# નિવૃત્તિમાર્ગ

## (Pessimism)

કેટલાક તત્ત્વજ્ઞો "મનુષ્ય"નું લક્ષણ "માંડલિક સંસર્ગમાં વસનારું પ્રાણી" એવું કરે છે, અને એમ આશય જણાવવા ઇચ્છે છે કે માણસની સાહજિક પ્રકૃતિ જ એવી છે કે તેનાથી એકલા રહી શકાય નહિ. શરીરને સાચવવા તથા પુષ્ટ કરવા સારુ જે સાધનોની અપેક્ષા છે તે પ્રાપ્ત કરવા માટે માણસને પરસ્પરની સાહાય્ય અપેક્ષિત છે એટલું જ નહિ પણ બુદ્ધિની અને હૃદયની તથા આત્માની જે જે સાહજિક વાંછનાઓ છે તેને પૂર્ણ કરવા સારુ માણસને પરસ્પરના સહવાસની આવશ્યકતા છે. યદ્યપિ પશ્વાદિને શરીરસંબદ્ધ વાંછનાઓને લીધે પરસ્પર સંસર્ગ શોધવાની આવશ્યકતા હોય એમ લાગતું નથી, તથાપિ બુદ્ધિ હૃદય અને આત્માની વાંછનાઓને લીધે તેમને પણ પરસ્પર યોગ અપેક્ષિત હશે કે નહિ એ વાત નિર્વિવાદ સિદ્ધ કહેવાય નહિ; તો પણ સાહજિક પ્રકૃતિના યોગે કરીને જેનાથી એકલા રહી જ ન શકાય, એકલા રહેવાથી શરીરનો વિકાસ કુંઠિત થાય, મનોબલ વિસ્તાર પામે નહિ, ચારિત્ર ઉદ્દભવે નહિ, અને આત્માનુભવ થાય નહિ, એવું પ્રાણી તો માણસ એકલું જ છે, એટલે "માંડલિક સંસર્ગમાં વસનારું પ્રાણી" એવું તેનું લક્ષણ યોગ્ય લાગે છે. પરન્તુ એ લક્ષણની પરીક્ષા કરવી એ આ લખવાનો હેતુ નથી; આટલી પરીક્ષા કરવાની આવશ્યકતા તો એટલા ઉપરથી જ થઇ આવી કે માણસના યથાર્થ સ્વરૂપનું વાચકને ભાન કરાવી પ્રકૃત ચર્ચા ઉપર આવવું ઠીક પડે.

માણસના સ્વભાવનો સાહજિક નિયમ જ એવો જણાય છે કે તેણે કોઇ પણ પ્રકારનો વિનિમય, અર્થાત્ કાંઇક આપલે કરતા રહેવું જોઇએ, નહિ તો તે પોતાનું મનુષ્યત્વ જ સિદ્ધ કરી શકે નહિ, જગતમાં રહી જ શકે નહિ. પદાર્થમાત્રનો આવો સ્વભાવ તો છે જ, જ્ઞાત કે અજ્ઞાત વિનિમય પદાર્થમાત્ર કર્યાં જ કરે છે, પણ માણસ એક કરતાં વધારે પ્રકારના વિનિમય પોતાના સાહજિક સ્વભાવને અનુસારે નિરંતર કર્યાં કરે છે એ તેનામાં વિશેષ છે. તેણે શરીરના નિર્વાહ માટે પોષણ આચ્છાદનાદિ સામગ્રીનો વિનિમય કરવાનો છે, તેમ મન (અર્થાત્ બુદ્ધિ) અને ચારિત્ર (અર્થાત્ હૃદય) ના નિર્વાહ માટે અનેક વિચાર વિતર્ક તથા વિવિધ પ્રસંગે ઉત્તમાધમ હૃદયગુણોનો વિનિમય પણ કરવાનો છે, શરીર, મન, હૃદય, એ સર્વ શક્તી જે પ્રત્યેક પ્રત્યેકનો અન્યોન્ય વિનિમય ચાલે છે તેમાંથી જ વિવિધ

કલા, શાસ્ત્ર, કાવ્ય, તત્ત્વજ્ઞાન, પ્રેમાસક્તિ, ઉત્સાહ, ઇત્યાદિ પ્રકારે ઉદ્દ્ભવે છે. શરીર, બુદ્ધિ, હૃદય, ત્રણુના વિનિમય બતાવ્યો પણ ચોથો આત્માનો પણ વિનિમય આપણે કહી ગયા તે બતાવવો જોઈએ, પણ તે વિષયે તો આ આખા લેખમાંથી જ ફલિતાર્થ રૂપે નિર્ણય ઉપજાવવાનો છે એટલે ઉપોદ્ઘાતમાં તેના વિષે કાંઇ કહ્યું નથી.

ત્યારે સર્વ પ્રકારના જે આવા વિનિમય થાય છે તેનો સાર માત્ર "પ્રવૃત્તિ" એટલો જ નીકળે છે. કોઇને કોઈ પ્રકારની પ્રવૃત્તિ માણસને જોઈએ, શરીરની, મનની, ચારિત્રની; પછી તે પ્રવૃત્તિ પરસ્પર વિનિમયરૂપ હોય કે પોતાની જ મેળે એકથી અનેક વિચાર તર્ક કલ્પના ઊર્મિ આદિ વિસ્તારવારૂપ હોય, પણ ઉભયત્ર "પ્રવૃત્તિ" એ જ સાર છે, પ્રવૃત્તિ માત્ર સહેતુક થાય છે. પ્રત્યેક પ્રવૃત્તિથી કોઇને કોઈ હેતુ સિદ્ધ કરવાનો હોય છે.

વ્યાયામ કરવામાં આવે કે ખેતરમાં હલ હાંકવામાં આવે તેનો હેતુ શરીરનું નિરામયત્વ કે અન્નાદિનો વિનિમય એ સ્પષ્ટ જ છે; વિચારના વિલાસમાં નિમગ્ન રહેવાય કે અન્યને વિચાર અપાય લેવાય તેનો હેતુ પ્રતિષ્ઠા, દ્રવ્યોપાર્જનાદિ, ઉપરાંત મુખ્યતઃ જ્ઞાનપ્રાપ્તિ કે જ્ઞાનવિસ્તાર એ સ્પષ્ટ જ છે; તેમ પ્રેમ, ભક્તિ, આદિ સદ્વાસનારૂપ ઊર્મિનો સ્વતઃ કે પરસ્પર અનુભવ કરવાનો હેતુ પણ આનંદપ્રાપ્તિ એ સ્પષ્ટ છે. એમ પ્રવૃત્તિ માત્ર સહેતુક છે. પરન્તુ પ્રવૃત્તિ માત્ર સારી રીતે થઇ શકે, તેનાથી સિદ્ધ કરવાના હેતુ વધારે ઉત્કર્ષવાળા નીવડે અને થોડા સમયમાં ને થોડા શ્રમથી સિદ્ધ થાય, તે અર્થે પ્રવૃત્તિમાં કે તેના ફલમાં કોઇને કોઈ રસ હોવો જોઈએ છીએ. એ રસના પ્રત્યક્ષ અનુભવથી કે ભવિષ્યત્ અનુભવની આશાથી પ્રવૃત્તિ સારી થાય છે. સારી એટલે સહજમાં ઉત્કર્ષવાળું ફલ સિદ્ધ કરે તેવી થાય છે. ઘણીક પ્રવૃત્તિ નીરસવત્ પણ હોય છે. ક્ષુધાતૃષાદિ નિવૃત્ત કરવાની કાયિક પ્રવૃત્તિ કાંઇક તેવી છે, પરન્તુ માનસિક કે હૃદયની જે પ્રવૃત્તિ છે તે સર્વદા નીરસ હોતી નથી; પ્રવૃત્તિ માત્રથી સાધ્ય જે સુખ તે ઉપર રસવૃત્તિ બંધાઈને પ્રવૃત્તિને પ્રેરે છે.

ત્યારે પ્રવૃત્તિમાત્રનો હેતુ "સુખ" એવી એક અનિશ્ચિત ભાવના ઠરી; અને તે સુખના આગામી રસની આશામાં પ્રવૃત્તિ સારી થાય છે એમ ઠર્યું. એ સુખ શું હશે ? જે લોકે ઐહિક એટલે આ વિશ્વનાં ખાનપાનાદિ અને વૈભવોપભોગને જ સુખરૂપે માન્યાં છે તેમને પ્રવૃત્તિમાત્રનો રસ ઐહિક એવા કોઈ પદાર્થ, સુખ, ભોગ, આદિની પ્રાપ્તિમાં રહેલો છે. રસનું સ્વરૂપ એ છે કે તે ક્ષણેક્ષણે નવીન થતું રહેતું જોઇએ, નહિ તો એકનો એક રસ ભોગવતાં મનની શક્તિઓ બહેર મારી જાય છે, અને સ્વાદ ઓછો

થતાં થતાં નીરસતા ઉપજી, છેવટ નિર્વેદ પેદા થાય છે. અત્ર લખવાનો જે ઉદ્દેશ છે તે આ નિર્વેદના સંબંધે છે. “ ગમતું નથી, ” કારણ જણાતું નથી પણ “ કશું ચેન પડતું નથી ” એવી જે વિકલવૃત્તિનો આરાવ સર્વત્ર શ્રવણે પડે છે, જેમાંથી છૂટવા માટે અર્થાત્ નીરસતામય નિર્વેદને પુનઃ રસમય બનાવવા માટે લોકો વિવિધ પ્રવૃત્તિઓ યોજે છે, કોઈ—ખાનપાનપૂર્વક મદ્યમાદકાદિના સેવનમાં, કોઈ રંગરાગ વિલાસ વૈભવમાં, કોઈ બુદ્ધિ અને સમૃદ્ધિની જાલરચનામાં, કોઈ કાવ્યતરંગના આનંદઉલ્લાસમાં,—એમ જે વિવિધ પ્રવૃત્તિઓ યોજે છે, એક ન ગમે તો બીજું, બીજું ન ગમે તો ત્રીજું, ખાટલેથી પાટલે, ને પાટલેથી ખાટલે, એવી વિકલચલવૃત્તિ ભોગવે છે, તે બધો પ્રયત્ન નિર્વેદને નવીનતા અર્પી રસમય બનાવવા માટેનો આયાસ છે. પણ નિર્વેદ એ કોઇ એવો રાક્ષસ છે કે જેને તે એક વાર વળગ્યો તેને કદાપિ મૂકતો જ નથી; ગમે તેટલી નવીનતાનો તેના ઉપર ઢોળ ચઢાવો પણ એક ફૂંક મારતાંની સાથે તે બધા ઢોળને ઉરાડી મૂકી પોતાનું કાળું મોઢું આગળનું આગળ ધરે છે; ગમે તેટલા ખાનપાન મદ્યાદિમાં તેને ડુબાવો, ગમે તેટલો વાદિત્રના દોરથી તેને સાંકળી લો, ગમે તેટલી મૃદુ અલકાવલિમાં તેને વીંટી ચંચલ વિલાસ વિભ્રમવાળાં અંબુજની તેના ઉપર મહોર મારો, ગમે તો હાથીએ બેસાડો કે ગધેડે ચઢાવો, ગમે તો કલ્પનાની ટોચે લઈ જાઓ કે બુદ્ધિના ગૂઢમાં ગૂઢ ગર્તમાં ગોથાં ખવરાવો, ગમે તો પ્રેમમયતાના પ્રદીપ્ત એકભાવમાં તેને ઓગાળવા માંડો કે સ્વાર્થના કૂડકપટની શિલાતલે એને દાબો,–તો પણ બધાંને તોડી, ફોડી, ભાંગી, ઉલટાવી, ઉથલાવી, એ રાક્ષસ જેવો ને તેવો બિહામણો ને બિહામણો સામો ઊભો જ જાણવો. એ રાક્ષસે માણસ જાતને જે આ વિશ્વચક્રની ચક્કી ફેરવવા સોંપી છે તેમાંથી ઘણાક શોધ, ઘણાક ભવ્ય ચમત્કાર, ઘણાક ઉન્નત તર્ક, ઘણાક દ્રાવક ઉદ્ગાર, ઘણું ઘણું ઉદ્ભવ્યું છે—પણ તે બધાંના ઉપજાવનાર કોણ છે ? એ ચક્કીનાં પડ વચ્ચે કોઈનો હાથ તો કોઈનો પગ, કોઇનું માથું તો કોઇનું શરીર, કોઇનું મન તો કોઈનું હૃદય, જ્યારે જ્યારે કચરાયલું ત્યારે ત્યારે તેમના અંગના રુધિરમાંથી, તે તે શોધ, તે તે ચમત્કાર, તે તે તર્ક, તે તે ઉદ્ગાર, ઉદ્ભવ્યાં છે; બાકી જેમણે આંખો મીંચીને આંધા ને આંધા રહી એ ચક્કી ફેરવ્યા કરી છે તે તો ચક્કીને ખીલડે લટકીને ઊલટા જાતે ફેરવાયા છે, નિર્વેદને મથવા જતાં જાતે મથાયા છે, ક્યાંના ક્યાં જઈ પડયા છે, ને આટોવાટી થઇ ગયા છે. જેમણે ઉઘાડી આંખે જાણી જોઇને નિર્વેદને જીતવા, તેને નવીનતા અર્પવા, તેને રસમય કરવા, પોતાનો ભોગ આપ્યો છે તેમનાં શોધ, ચમત્કાર, ઉદ્ગારાદિ આપણાં

ભવ્ય શાસ્ત્ર, ભવ્ય ધર્મ, ભવ્ય ચારિત્ર, ભવ્ય કાવ્ય, ભવ્ય ઊર્મિવિલાસરૂપે અમર રહી આજ પણ નિર્વેદના ઉપર કાંઈક ઢાળ ચઢ[illegible]લી સામગ્રી-નો દિલાસો માણસને આપી શકે છે; પણ જે ભે[illegible]વવાને બદલે નિર્વેદને વળગી રહી જીતવા માટે મથવા ગયા છે તે [illegible] સ્વાર્થ, દુષ્ટ દુરાચાર, તિરસ્કારાર્હ નિર્ઘૃણુતા, અને અસ્મર્ય અંધકારમ[illegible], બીજી રીતે કહીએ તો ચોરી, લુચ્ચાઇ, લંપટતા, વ્યસન આદિમાં અટવાઈ મુવા છે.

ત્યારે સુખ શું? નિર્વેદ ન આવે એવું સુખ કિયું? કે જેથી પ્રવૃત્તિ રસમય થાય. આ પ્રશ્નનું ઉત્તર ઐહિક સુખના અનુયાયીઓએ એમ પણ ઘડી કાઢયું છે ને અનેક વાર સૂત્રરૂપે ઉચ્ચાર્યું છે કે ' પ્રવૃત્તિ એજ પ્રવૃત્તિનું સુખ છે " એ સૂત્રમાં પ્રવૃત્તિને રસમય કરવાનો ખુલાસો હોય એમ હું માનતો નથી, કેમકે એ તો નિર્વેદરાક્ષસથી છૂટવાના લાખો-અનંત-ઉપાયની જે પરંપરા કહી તેના ચક્રનું જ બીજું નામ થયુ. " કાંઈ ને કાંઈ કર્યા જ કરવું "-ગમે તે પણ કરવું-કરવું-ને કરવું-એ નિયમથી નિર્વેદ કાંઇ રસરૂપ ન થયો, કેમકે જ્યાં પ્રવૃત્તિ અટકી ત્યાં નિર્વેદ પાછો ઊભો જ છે.

આ પ્રશ્નનું ઉત્તર આપવું એ ઘણું કઠિન કામ છે, અને હું પોતે તો માત્ર વિદ્વાનોએ કરેલા તર્કોનું અત્ર એક દિગ્દર્શન કરાવવા જ ઇચ્છું છું, કાંઈ નવીન કહેવાનો આડંબર કરતો નથી. પ્રવૃત્તિમાર્ગેથી ખુલાસો થતો નથી એ તો આ પ્રકારે સ્પષ્ટ છે. શરીર, બુદ્ધિ, મન, હૃદય, એટલાં મનુષ્યમાં છે એમ સ્વીકારી આ માર્ગની યોજના ચાલી છે; પણ શરીર, બુદ્ધિ, હૃદય, બીજી રીતે કહીએ તો વૃત્તિ, વિચાર, ઊર્મિ, સર્વ જે થકી એક એક સમૂહરૂપે જોડાઈ રહે છે, અને આ અમુક એક વ્યક્તિનાં વૃત્તિ, વિચાર, ઊર્મિ આદિ, આ અન્ય વ્યક્તિનાં, એમ વિભાગ પડે છે; તથા તે તે વૃત્તિ, તે તે વિચાર, તે તે ઊર્મિ, એનું એક એક સાથે તથા અન્યોન્ય સાથે જે જે અનુસંધાન થાય છે, અને ત્રીજી વૃત્તિ ત્રીજો વિચાર કે ત્રીજી ઊર્મિ ઉપજી આવે છે; તેમ જ એક એક વ્યક્તિને મૂકી વ્યક્તિ માત્રને લાગુ પડે તેવાં સામાન્ય વૃત્તિવિચારાદિનો સંભવ થાય છે;-એ સર્વના નિદાન ઉપર એ માર્ગવાળાએ લક્ષ કર્યું જણાતું નથી. જેનાથી એ બધાં કાર્ય સધાય છે તેને નિવૃત્તિમાર્ગવાળા આત્મા કહે છે; અને એને ચૈતન્યમય છતાં અરૂપ, અવ્યય, અને એકરસ કહે છે. તે પ્રતિવ્યક્તિમાં ભિન્ન નથી, પણ સર્વત્ર એકનો એક છે, જે ભિન્નતા છે તે, શરીર, મન, હૃદય-જેને ઉપાધિ કહે છે તેને લીધે છે. અનુભવમાત્રનો સાક્ષી-દ્રષ્ટા--આ આત્મા છે. કાયિક, માનસિક, કે હૃદયના જે જે અનુભવ થાય છે તે ઉત્તરોત્તર એક એકના દૃશ્ય દ્રષ્ટારૂપ છેઃ શરીર તથા હૃદયના અનુભવ મનને દૃશ્ય છે, ને

મન તેમનું દ્રષ્ટા છે; પણ મનના અનુભવ પાછા કોઈકને દશ્ય હોવા જોઈએ કેમકે જે અનુભવમાં નાનાત્વ છે–એક કરતાં વધારે રૂપે જણાવાપણું છે–ક્રોધ, લોભ, મોહ, તર્ક આદિરૂપે નાનાત્વ છે–તેનો દ્રષ્ટા તેથી ભિન્ન હોવો જોઇએ, તે દ્રષ્ટા આત્મા કહેવાય છે, ને તે નાનાત્વવાળો નથી માટે તે કોઇનો દશ્ય થતો નથી, પોતે સ્વપ્રકાશ સ્વતઃસિદ્ધ સર્વમય, સર્વદ્રષ્ટા છે. વ્યવહાર માત્ર, દર્શન માત્ર, વસ્તુ માત્ર, આત્મા–જ્ઞાન–પોતે જ પોતાને વિલોકે છે, સ્વરૂપાનુસંધાન પામે છે તેના પ્રકાર છે. આટલો સ્વીકાર કરવા પછી હવે નિર્વેદને રસમય કરવાના વિચાર ઉપર આવવું સરલ છે; અને શરીર, મન, તથા હૃદયના વિનિમય વખતે આત્મવિનિમયનો વિચાર પડતો મૂક્યો હતો તે પૂર્ણ કરવાનો પણ હવે પ્રસંગ છે.

આ માર્ગનો એવો સિદ્ધાન્ત છે કે આત્મદર્શન એ જ સુખ છે. જેને જેટલું આત્મદર્શન તેટલું તેને સુખ. વસ્તુતઃ સુખ એવું કાંઈ છે જ નહિ, જેટલું જેટલું નાનાત્વ, જેટલો જેટલો ભેદ, તે બધો મિથ્યા, માયારૂપ, અથવા બીજી રીતે કહીએ તો દુઃખ છે. જગત માત્ર, આખો વ્યવહાર, પ્રવૃત્તિ માત્ર, દુઃખ જ છે, નિર્વેદ જ છે. જેને આત્માના નિર્વિકાર અને સર્વ-મય સ્વરૂપનું–અભેદનું–સાનુભવ ભાન છે તેને દુઃખ છે જ નહિ, કેમકે એક નાટકના જોનારને પાત્રોના વિકારથી વાસ્તવિક સુખ દુઃખ હોય તો આવા આત્મસ્થ દ્રષ્ટાને પ્રવૃત્તિ–વ્યવહાર–માયા–ના નાટકથી વાસ્તવિક સુખ દુઃખ હોય. આવા અભેદરૂપ આત્મદર્શનમાં જેની જેટલી ન્યૂનતા તેટલું તેને દુઃખ, તેટલો તેને નિર્વેદ, તેટલો તેને નિર્વેદની ચક્રીને ખીલડે વળગીને લટકવામાં અથડાવાનો વધારે પ્રસંગ. અને આ વાત અનુભવસિદ્ધ છે. માણુસને આત્માનું સ્વરૂપાનુસંધાન થયા પછી કાયિક દુઃખાદિ પણ એક ભાસમાત્ર જ લાગે છે; જ્યાં અનાત્મામાં પડેલો શરીરી–નિર્વેદની ચક્રીએ દળનાર માણુસ–મહાસંકટ માની અશ્રુપાત કરે છે, ત્યાં સ્વરૂપસ્થ જ્ઞાની એક દષ્ટિપાતમાત્રથી જ સંકટના પ્રસંગ ઉપર લક્ષ કરી તેને પણ આત્મસ્વરૂપની લહરરૂપે માની પુનઃ આત્મસ્થ જ રહે છે. વ્યવહાર માત્ર તેને માટે કાંઈ નિર્મૂલ થતા નથી કે તે જડવત્ બની જતો નથી, પણ તે સ્પષ્ટ રીતે હસ્તામલકવત્ જોઇ શકે છે કે વ્યવહાર માત્ર, શરીરનાં કે મનનાં દુઃખ સુખ માત્ર, તેનો દ્રષ્ટા પોતે સર્વમય હોઈ સર્વ અનુભવનો સર્વરૂપે સાક્ષી છે, અને કેવલ આનંદમય, પ્રશાન્ત, જ્ઞાનમય, છે. આ અનુભવનો અભ્યાસ એ જ રસ છે, પ્રવૃત્તિને વળગેલા નિર્વેદરૂપ રાક્ષસનો એ મંત્ર છે, કેમકે એનાથી પ્રવૃત્તિ માત્ર એક નાટકવત્ થઈ જાય છે, અને પ્રવૃત્તિને જે વારં-વાર નવીનતા અર્પવી પડે છે તેની અપેક્ષા રહેતી નથી, પ્રવૃત્તિનો દ્રષ્ટા જ

સર્વદા નવીન નવીન પ્રકારે અભેદમય સર્વમયતામાં રમ્યાં કરે છે, એ નાનાત્વમાં એકત્વ છે; એમાં નિર્વેદનો પ્રસંગ જ આવતો નથી. પ્રવૃત્તિ, નિર્વેદ, આદિનો અવકાશ જ્યાંસુધી દ્વૈતભાવ છે ત્યાંસુધી આવે છે, અદ્વૈત આત્મદર્શનમાં નિરંતર રમણીયતા છતાં દ્વૈત નથી એટલે, નિર્વેદાદિની વાર્તા તે વાર્તામાત્ર જ છે.

જ્ઞાન એટલે આ અભેદમય આત્માનુસંધાન; એ જેને જેટલું થાય તેને તેટલો સુખાનુભવ મળે છે. એક વાદિત્રના મૃદુ સ્વરોથી એક ગવૈયાને જે આનંદ મળે, અનભિજ્ઞ પણ રસિકને જે સુખ આવે, અને અજ્ઞાન પામરને જે વ્યર્થ શબ્દનું જ ભાન થાય, એ ત્રણેના તારતમ્યનો હેતુ તે તે વ્યક્તિનું સંગીતવિષયનું જ્ઞાન છે એ સ્પષ્ટ છે. જ્વર આવવાથી કે ક્ષુધા લાગવાથી એક બાલકને કે કોઇ અજ્ઞ પામરને જેટલી વ્યથા થાય છે તેટલી વ્યથા માત્ર શરીરધર્મ જાણતા જ્ઞાનવાળાને થતી નથી. એમ જ્ઞાનના વિસ્તારાનુસાર અધિક સુખાનુભવ કે ન્યૂન દુઃખાનુભવનો આધાર રહે છે. જ્યારે પરમજ્ઞાન, સર્વત્ર આત્મભાવનો અભેદસાક્ષાત્કાર થાય ત્યારે પ્રવૃત્તિમાં જે નિર્વેદનું બીજ છે તે રહેતું નથી, પ્રવૃત્તિ થયાં જાય છતાં તેનો દ્રષ્ટા તેનાથી ભિન્નવત્ રહી તેની સ્વરૂપે જ નિરીક્ષા કરવામાં અને એમ સ્વરૂપના આનંદમાં નિમગ્ન રહે છે. અનન્ત પ્રવૃત્તિનો દ્રષ્ટા એકરૂપે રહેવાથી નિર્વેદનો અવકાશ આવતો નથી કેમકે પ્રવૃત્તિ અટકે એવો પ્રસંગ જ આવવાનો નહિ. આત્મા પોતે પોતાનું દર્શન સ્વરૂપમાં તેમ સર્વત્ર કરવાથી કદાપિ વિરમવાનો જ નહિ, કિંબહુના નિદ્રા મૂર્છાદિ સ્થિતિમાં પણ તે સ્વતઃ અનુભવસાક્ષીરૂપે વિદ્યમાન છે જ, એટલે નિર્વેદનો અવકાશ નથી. આમ શરીર, મન, હૃદય એ ત્રણના વિનિમયની માણસને અપેક્ષા કહી હતી તેમાં હવે આત્માનો વિનિમય કરવાની વાત પણ ઉમેરાઇ રહી. આત્માનો વિનિમય એ તો મિથ્યા વાચોયુક્તિ છે, કેમકે જે સર્વમય સર્વરૂપ એકરસ છે તેનો વિનિમય બને જ નહિ. વિનિમયમાં તો એક કરતાં અધિકની અપેક્ષા છે, પણ આત્મવિનિમયનો અર્થ એટલો જ છે કે પોતાને જે આત્મજ્ઞાન હોય તેનો વિસ્તાર સાધી સર્વાત્મભાવ અનુભવવો અને અન્યને તેવો અનુભવાવવા યત્ન કરવો. આને જ આત્મવિનિમય કહીએ તો ચાલે, આત્માનંદ અનુભવાયો ને સર્વત્ર અભેદમય સ્વરૂપાનુસંધાન થયું એટલે બાકીના ત્રણ વિનિમયજન્ય જે સુખ દુઃખાદિ દ્વંદ્વ તે પણ વિદ્યમાન છતાં, કેવલ રસરૂપે જ અનુભવાય છે, સ્વભિન્ન હોઈ નીરસતારૂપે જણાતાં નથી. ત્યારે માણસે પોતાનું મનુષ્યત્વ સિદ્ધ કરવા માટે શરીર, મન, હૃદય, ને આત્મા ચારેનો વિનિમય સર્વદા કરવો જોઈએ, એમ કરવાથી એને પરમસુખ, પરમશાન્તિ, પરમઆનંદ

ઉપજે છે, નિર્વેદ—નીરસતાનો વખત આવતો નથી-સર્વદા રસમયતા જ અનુભવાય છે.

પ્રવૃત્તિમાર્ગ બાહ્ય વિશ્વમાં રસ અને સુખ ખોળે છે, અને ચિત્તને વિક્ષેપની પરંપરાએ ચઢાવે છે; નિવૃત્તિમાર્ગ આંતર વિશ્વમાં રસ અને સુખના નિદાનને ઓળખી વિશ્વ માત્રને તેમાં વિલય પમાડે છે, વ્યવહારમાં સુખ દુઃખાદિ દ્વન્દ્વ ઉપજાવનાર દ્વૈતભાવને જ નિર્મૂલ સમજાવી આનંદ વિસ્તારે છે. આ અભ્યાસ જેને થયો છે, જેણે એનું સહજ પણ લક્ષ કર્યું છે, પોતાનાં ભય ક્રોધ લોભ મોહ સુખદુઃખાદિ માત્ર તેમ કાયિક વિકાર માત્ર ઉપર દ્રષ્ટારૂપે લક્ષ કરવાનો જેને અભ્યાસ છે તેણે આત્મજ્ઞાનનું મુખ્ય સાધન હાથ કર્યું છે, તે નિવૃત્તિમાર્ગની શ્રેણીને પગથીએ ચઢયો છે. આધુનિક પાશ્ચાત્ય કેળવણીથી બાહ્ય વિશ્વમાં વિક્ષિપ્ત ચિત્તવાળા, નિર્વેદના ભોગ થઇ પડેલા તરુણોને આ વિષય બહુ મનન કરવા યોગ્ય છે; કોઇને એ વિષય અધિક ચર્ચાવાની રુચિ હોય તો આ ઉપરથી તેમને તે ચર્ચા માટે સપ્રેમ નિમંત્રણ છે.

'સુદર્શન': ફેબ્રુઆરી, ૧૮૯૪.

## ધર્મબોધ

* * *

એવો સિદ્ધાન્ત છે કે ધર્મનો નિશ્ચય થયા વિના વ્યવહારનો સત્ય નિશ્ચય થવાનો નથી. પણ ધર્મ એટલે શું? ઘણાક એમ સમજે છે કે સ્નાન સંધ્યા તે જ ધર્મ; ઘણાક એમ જાણે છે કે દયા દીનતા તે જ ધર્મ; ઘણાક એમ ગણે છે કે ગુરુ બતાવે તે રસ્તે જવું એ ધર્મ; ઘણાક એવું ધારે છે કે યજ્ઞયાગાદિ જ ધર્મ. સુધરેલામાં ખપનાર બતાવે છે કે આવશ્યક કર્તવ્ય તે ધર્મ, અર્થાત્ ફરજ. કોઈ કોઈ તો ધર્મના બે વિભાગ કરી સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એમ યોજે છે; અને સામાન્ય ધર્મ સર્વ દેશમાં સર્વ લોકમાં એક જ છે, જેમકે સત્ય બોલવું, ઈશ્વરને ભજવો ઇત્યાદિઃ અને વિશેષ ધર્મ જુદા જુદા છે, જેમકે તે જ સત્ય બોલવાના વ્યવહારમાં, ઇશ્વરને ભજવાની રીતિમાં ઇત્યાદિ; એમ બતાવે છે. આટલા આટલા વિવેક કરી ધર્મને સમજવાની બધા લોક જિજ્ઞાસા રાખે છે એ જ જણાવવાને પૂર્ણ છે કે ધર્મવિચાર એ માણસના સર્વ વિચારનું ધોરણ છે; અને જંગલીમાં જંગલી ગણાતા લોકો પણ કોઇ પ્રકારનો ધર્મ નથી પાળતા એમ નથી.

કેટલાક વિદ્વાનોએ એમ નિશ્ચય કર્યો છે કે ધર્મ એ શબ્દથી બે જ વાત સમજવાની છે, એક ઈશ્વરવિચાર અને બીજે જન્માદિક્રમ. આ બેને કોઈ પણ રૂપે જે લોકો સ્વીકારતા હોય તે ધાર્મિક ગણાય. તત્ત્વવેત્તાઓ પણ ધર્મનાં અનેક લક્ષણ આપે છે. અનાદ્યનંત વિશ્વક્રમ સમજવાની જિજ્ઞાસા તે ધર્મ એમ કોઈ કહે છે. તો કોઈ પરમાર્થ સ્વાર્થનું ઐક્ય કરવાની વાંછના તે ધર્મ એમ બતાવે છે.

ધર્મનાં આવાં અનેક લક્ષણ કરવામાં આવે છે; ધર્મના પ્રમાણરૂપે અનેક શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિને બતાવવામાં આવે છે; આચાર્યોનાં વચનને પણ ધર્મરૂપે ઠરાવવાનો સંપ્રદાય છે, આ બધી વાત ઉપરથી એવો પણ વિચાર ઘણી વખત વિદ્વાનો ચલાવે છે કે ધર્મનો વિષય છે તે કેવલ શ્રદ્ધાનો જ વિષય છે, બુદ્ધિનો એટલે તર્કનો વિષય નથી. અમુક વાત માનવી એટલો જ ધર્મ, તે વિષે તર્ક કરવો કે તેને બુદ્ધિથી યોજવી તે ધર્મ એમ નહિ. ઘણા ધર્મબોધકો એવું પણ બોધે છે કે માણસના હૃદયના પ્રેમદયાદિ ભાવ ઉપર ધર્મનું પ્રબલ છે; તેના મનનાં બુદ્ધિ તર્કાદિ ઉપર બીજા વિચારોનું બલ છે.

આટલી બધી ગૂંચવણ કરવાનું કાંઈ પ્રયોજન નથી. અમારું મત તો એમ છે કે ધર્મ એ કેવલ બુદ્ધિનો કે તર્કનો જ વિષય નથી, તેમ કેવલ શ્રદ્ધાનો પણ વિષય નથી. જે વાતને બુદ્ધિ ગ્રહણ ન કરે તેને શ્રદ્ધા સ્વીકારે તેથી તે સત્ય થઈ શકતી નથી. તર્કનો છેડો નથી માટે તેને નિયમમાં રાખવા તેના ઉપર ઇતિહાસ અને અનુભવનાં બંધન મૂકવાં જોઈએ એ ખરું છે. તેથી જ શ્રુતિ, યુક્તિ, અનુભવ એમ ત્રણે રીતે આપણાં શાસ્ત્રો પ્રતિ સિદ્ધાન્તનું રહસ્ય મેળવી લે છે. પણ આમ મેળવી લેવામાંથી જ એમ સિદ્ધ થયું કે કેવલ શ્રદ્ધાનું કામ ધર્મમાં નથી. કાંઈ માની લેવું તે શ્રદ્ધા, તે મનાવાની વાતનાં કારણ લક્ષણાદિનો વિવેક કરવો તે તર્ક. ત્યારે, તર્ક કર્યા વિના મનાતું નથી, ને મનાયા વિના તર્ક યથાર્થ કર્યો ગણાતો નથી, એમ સમજવાનું છે. શ્રદ્ધા અને બુદ્ધિ ઉભય આ રીતે જોતાં એક જ છે. આમ છે એટલે સુધારાવાળા કે તત્ત્વવિચારવાળા પોતાનો રસ્તો ધર્મથી જુદો છે અથવા ધર્મથી વિરુદ્ધ છે એમ આગ્રહ કરે; કે ધર્માચાર્યો પોતાના ધર્મને તત્ત્વવિચારથી નિરાળો ગણાવવા પ્રયત્ન કરે; તે ઉભયે મિથ્યા વાત છે.

આ પ્રમાણે, જ્યારે એ વિરૂદ્ધ જણાતા મતને પણ સમાધાનમાં આણી શકાય તેવું ધર્મનું ધોરણ સ્થાપ્યું ત્યારે તે ધર્મ એટલે શું? ધર્મનાં જે જે લક્ષણ આપણે આરંભે આપી ગયા તેથી તો ધર્મ અને સુધારાનો વિરોધ કદાપિ ટળતો નથી. તે વિરોધ ટળે તેવું ધર્મલક્ષણ કિયું? આ પ્રશ્નનું ઉત્તર પણ હવે સહજ છે. આ વિશ્વનો અનાદિ વ્યવહાર આપણી દૃષ્ટિ આગળ

આવ્યો જાય છે, આવશું પણ તેમાં જ છીએ; ત્યારે એ વિશ્વરચના શું છે, આપણે તેની સાથે શો સંબંધ છે, ને આપણો એ સંબંધ યથાર્થ રીતે પરિપૂર્ણ સાચવવાને શું કરવાનું છે એ જ મુખ્ય વાત છે. એને સત્ય કહો, ધર્મ કહો, તત્ત્વ કહો, સુધારો કહો, તર્ક કહો, શ્રદ્ધા કહો, તેથી કાંઈ બાધ નથી. મનુષ્યો કે વ્યક્તિ માત્રે, જીવિતનો યથાર્થ હેતુ સમજવો એ જ સર્વ તકરારોનું મધ્યબિંદુ છે. જ્યારે આટલી વાત સ્પષ્ટ સમજાય ત્યારે જણાશે કે ધર્મ એટલે જીવિતનો યથાર્થ હેતુ જેવો સમજાય તે જ પ્રમાણે નીતિ, આચાર, વિચાર, વ્યવહાર, રાજ્ય, સર્વે રચાવાનાં. માટે જ ધર્મવિચાર એ સર્વ વિચારનું મૂળ છે.

જીવિતના પરમ હેતુરૂપ સત્ય છે તો એક જ, પણ તે કોઈને વરી બેઠું નથી. છતાં વારંવાર કલ્પનાને પટંતરે તે સત્ય જોડે સંતાકૂકડી રમનારા એમ જાણે છે કે અમે જ સત્યને પકડયું છે, અમારી કંઠી જ બધાએ ગળે બાંધવી એટલે મોક્ષ થશે. સરકાર તરફથી આપણને જે કેળવણી નિશાળોમાં કે કોલેજોમાં મળે છે તેને આપણે ધર્મરહિત ગણીએ છીએ. પણ તેમ હોઇ શકે જ નહિ, ને નથી. સરકારી કેળવણી પણ ધર્મસહિત જ છે; પણ તે ધર્મ આર્યધર્મ છે તેવો નથી એટલે આપણે તે કેળવણીને ધર્મરહિત કહીએ છીએ. હમણાં જ આપણે કહ્યું કે જીવિતનો હેતુ જેવો મનાય તેવું બધું નિયમાય, તેમ, જ્યારે આ એક જ દેહના ધ્વંસ પછી કાંઇ છે નહિ, એ દેહ પણ જડમાત્રના યોગથી થયો છે એવું જ્યારે જીવિતનું સ્વરૂપ બંધાયું ત્યારે બોધ પણ તેવો જ હોય, કે અન્યોન્ય કલહ ન થઈ આવે તેવી રીતે યથેષ્ટ સ્વચ્છંદાચારે રહેવું એ જ નીતિ. આપણે જે ધર્મને ધર્મ કહીએ છીએ તે પ્રમાણે આવી નીતિ પાપરૂપ છે, માટે જ આપણે શાળાઓના શિક્ષણને ધર્મરહિત કહીએ છીએ. પણ એમાં તો એ શિક્ષણ આપનારા આપણને એનું એ જ કહે તો ચાલે તેમ છે, કહેશે કે તમે જે રીતે જીવિતનો હેતુ સમજો છો તે રીતિ એક કપોલકલ્પના છે માટે તદનુસાર રચેલો તમારો આચારવિચારનો આડંબર એક પશુબુદ્ધિરૂપ જડ શ્રદ્ધાનો જ વિષય છે ત્યારે, એ જ પ્રાપ્ત થયું કે યદ્યપિ શુદ્ધ સત્ય તો એક જ છે તથાપિ તેને પટંતરે વિલોકી પોતાની કલ્પનાને જ ધર્મને નામે ચલાવનારા અન્યોન્યમાં કલહ કરે છે.

અમે એમ માનીએ છીએ કે પરમ સત્યનું સ્વરૂપ કદાપિ હાથ થાય તેવું યદ્યપિ નથી, તથાપિ તેને સારામાં સારી અને શુદ્ધ રીતે જોવાનો માર્ગ આપણા આર્યધર્મ સિવાય બીજો નથી. આટલી વાત સિદ્ધ કરી આપવાને તો એક ગ્રંથ રચવાની જરૂર છે, ને તે અમે અન્યત્ર ( સિદ્ધાન્તસારમાં ) પૂરી પાડી છે; પણ એટલું જણાવવું જોઈએ કે અનાદિ ઇતિહાસના ક્રમથી,

બુદ્ધિના પ્રમાણુથી, અને અનુભવની સાક્ષીથી, આર્યધર્મમાર્ગ જ સત્યની સમીપ છે એમ સિદ્ધ થાય છે. જ્યારે આમ છે ત્યારે આપણે તે જ વાત સર્વને સમજાવવાની છે. જેઓ સત્ય માત્રના જ શોધક છે, તેમને નામ સાથે કાંઈ રાગદ્વેષ નથી, તેઓ તો સત્ય માત્રને જ વરનારા છે. જેને સત્યરૂપે સિદ્ધ કરી શકાય તે જ બીજાને બોધવું એ પરમ ધર્મ છે, મહા પુણ્ય છે, એટલું જ નહિ પણ ખરા સત્યવાદી પુરુષનું પણ એ જ લક્ષણ છે.

જે વાતને પોતે સત્ય માની તેને બીજાને ગળે ઉતારવા માણસોએ શું શું કર્યું છે ? મુસલમાનોએ પોતાનો ધર્મ સત્ય માની કેટલા રક્તસ્રાવથી પોતાના સત્યને કલંકિત કર્યું છે ! યુરોપના ધર્મગુરુઓએ (પોપે) પોતાના સત્યને કોટયાવધિ નિર્દોષ સત્યપૃચ્છકોનાં બલિદાન આપ્યાં છે ! આજે પણ શું છે ? અમુક વાતનું પૂછડું ન પકડનારો કેટલા આડાઅવળા અણુસારા ને મોંમલકારાનો પાત્ર થાય છે ? ધર્મવાળા, સુધારાવાળા, કેવા અન્યોન્યમાં શ્વાનયુદ્ધ ચલાવે છે ? પણ જોવાનું એટલું જ છે કે એક પોતે માનેલા સત્ય માટે જ્યારે માણસો આવું કરે છે, ત્યારે જે પરમ સત્ય છે તેને નામે શું ન કરવું જોઈએ. અમે એમ નથી કહેતા કે મુસલમાનોનો દીન ફરી જગાવવો જોઈએ, કે "રુધિરસ્રાવ ન થાય તેમ પ્રાણાન્તદંડ"ની દયારૂપ શિક્ષાનો પોપનો પાવક જાગ્રત કરવો જોઈએ. એટલું જ કહીએ છીએ કે જે ધર્મ સત્યરૂપ છે તે ઉપર પ્રાણાર્પણભક્તિ સર્વેએ રાખવી જોઈએ, ને બીજાને તે સત્ય યથાર્થ રીતે, પ્રેમભાવે, સમજાવવું જોઈએ. સત્યને નામે જે જે ભોગ આપ્યા છે અપાયા છે, તેનો ઇતિહાસ વિચારશો તો રુંવાં ઊભાં થઈ જશે ને તમે પણ એક સત્યભક્તરૂપે પ્રાણાર્પણ કરવા નીકળી પડશો. પ્રખ્યાત શોધકો ગેલિલિઓ, કોપરનીકસ, બ્રૂનો, પેરેસેલ્સનાં જીવિત વિચારો; અરે ! સામાન્ય પાદરીઓના જ પ્રયત્ન તરફ જુઓ. પોતે જેને સત્ય લહ્યું છે તેને જ અનુસરવામાં પોતાનાં ગળાં પુરુષોએ પરમાનંદથી નિર્ભયતાએ કપાવ્યાં છે, સ્ત્રીઓએ પરપ્રેમરૂપ આત્માર્પણ કરી પુરુષત્વનો પ્રભાવ દાખવ્યો છે, નિર્જીવ પાષાણાદિ પણ એ ચરિત આગળ ઓગળી ગયાં છે ! ! આપણે આર્યોએ પોતાનો ધર્મ ઉદ્ધારવા આવી સત્યપરાયણતા રાખવાની જ આવશ્યકતા છે. પોતે જેને સત્ય લહ્યું છે તેને સર્વથા મન કર્મ વાણી ત્રણેથી ભજતાં, લોકલાજ, 'ફેશન', સુધારો, બધું વિસરી જઈ, પરપ્રેમભાવ વિસ્તારવાનો છે. સત્યને શરમ જ નથી. જેટલી જેટલી શરમ છે, જેટલું જેટલું કરીને પાછા પડવાનું છે, જેટલું જેટલું સંતાડવાનું છે, તેટલું તેટલું સર્વથા અસત્ય છે, પાપ છે. કુકર્મ છે સત્યને નામે વાડો બાંધવો એ જ અસત્ય છે. સત્યનો વાડો હોય નહિ તેને પટંતર ઘટે નહિ. સત્ય સર્વદા એક જ,

એકરૂપ જ છે, માટે આર્યધર્મી સુજનોને ઉચિત છે કે તેમણે મનકર્મવાણીની એકતારૂપ ખરી સત્યપરાયણતા પકડવી.

જે માનવું તે જ નિઃશંક બોલવું પાળવું. એ તો સુધારાવાળા પણ ક્યાં નથી કરતા? કરે છે જ. પણ આપણે કહેવાનું તાત્પર્ય એમ છે કે પરમ-સત્ય જેનું સીધામાં સીધું રૂપાંતર આર્યધર્મ છે તેને સમજવામાં સત્યપરાયણતા રાખી કદાપિ પાછા હઠી જવું નહિ. આ ઠેકાણે કોઈ પૂછશે કે આર્યધર્મ તે કયો ધર્મ ? વૈષ્ણવ, શૈવ, શાક્ત, કબીર, દાદુ, કયો ? આનું ઉત્તર આપવું બહુ કઠિન છે, છતાં અમે અન્યત્ર * જે સિદ્ધ કર્યું છે તે કહીએ છીએ. શ્રુતિ, એટલે કે આપણી તેમ જ પ્રાચીન કાલના બીજા દેશોની પણ શ્રુતિ, તેનાથી; બુદ્ધિ એટલે આપણી તેમ જ પ્રાચીન અર્વાચીન વિદ્વાનોની, તેનાથી; અને સર્વના અનુભવથી જે વાત સિદ્ધ થાય તેટલી જ શુદ્ધતત્ત્વ જાણવી. આવાં શુદ્ધ રૂપ આર્યધર્મમાં સેંકડે ૮૦ ટકા છે. તેથી જ આર્યધર્મને અમે સત્યનું સીધામાં સીધું રૂપાંતર કહીએ છીએ. જે કસોટી અત્રે જણાવી તે કસોટીએ ચડાવી જોતાં જે કસ નીકળે તેને આધારે આપણાં દર્શન, પુરાણ, સંપ્રદાય, પંથ, સર્વમાં જે સુવર્ણરૂપે વપરાય છે તેને ઓળખી લેવું, ને એમ એક આર્યધર્મ સમજવો. અમુક દર્શન, અમુક પુરાણ, અમુક સંપ્રદાય, અમુક પંથ, તે જ પરમ સત્ય ને બીજું નહિ એ વાત કેવળ હાંસીપાત્ર છે, કિંબહુના સ્વાર્થમાત્ર છે, અસત્ય છે. સત્યને સીમા નથી એ સૂત્ર જ સર્વદા સ્મરણમાં રાખવાનું છે. ઉપનિષદ્વાકય પણ કાળજે કોરી રાખવાનું છેઃ विज्ञातमविजानताम् (ન જાણનારે જાણ્યું છે).

* * *

'પ્રિયંવદા': મે, ૧૮૮૯.

## સનાતન હિંદુ ધર્મ

આ મથાળાવાળો ઓગષ્ટ માસના 'જ્ઞાનસુધા'માં એક લેખ છે. લેખકનો ઉદ્દેશ સ્તુતિપાત્ર છે. "હિંદુઓ આત્માની ઉન્નતિના માર્ગમાં પ્રવૃત્ત થાય, "ખાવા પીવા અને ચાળા કરવાને બદલે સુનીતિ સદાચાર અને ભક્તિમાં "શાશ્વત કલ્યાણનો માર્ગ છે તે સ્વીકારે, અને નિઃશંક રીતે સારાસાર-"પરીક્ષામાં પ્રવૃત્ત થઈ ધર્મનું શુદ્ધ સ્વરૂપ ચિત્ત સમક્ષ નિશ્ચયપૂર્વક રાખી

* 'સિદ્ધાન્તસાર'માં

"તેના અનુસરણમાં જ ખરૂં મહત્ત્વ માને" એવો તેમનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ સાથે સર્વ કોઇ સુચિંતન કરનારના હૃદયનું ઐક્ય થશે જ. "ધર્મનું શુદ્ધ સ્વરૂપ ચિત્ત સમક્ષ નિશ્ચયપૂર્વક" રાખવામાં કલ્યાણ છે એમ આ લખનાર માને છે. સ્વાભાવિક પ્રશ્ન થાય કે એ શુદ્ધ સ્વરૂપવાળો ધર્મ ક્યાં છે ? કેવો છે ? લખનાર કહે છે કે "ધર્મના જે સામાન્ય અંશો સર્વ કાળમાં સર્વ પ્રજાઓને જણાયા છે" તેમાં છે; આ વાત યથાર્થ છે, અને ધર્મનું સ્વરૂપ સર્વમાન્ય એવા કેટલાક સત્યનિર્ણયમાં જ રહેલું છે. પરંતુ લખનારનો ઉદ્દેશ આટલેથી જ અટકવાનો નથી, તેમને તો એમ કહેવાનો સ્પષ્ટ આશય છે કે સર્વમાન્ય એવા એ સત્યને ધર્મ એ શબ્દના સર્વ-માન્ય લક્ષણમાં લઇ શકાય તે ઉપર દૃષ્ટિ કરતાં હિંદુધર્મને "હિંદુ" એ નામથી જુદા ધર્મરૂપે ગણવાનું કાંઇ વિશેષ કારણ જ નથી. વધારામાં તેમના લેખનો મર્મ તપાસતાં એમ પણ આશય સમજાય છે કે તે સર્વ-માન્ય સત્યરૂપ ધર્મનું "હિંદુ"–ઓને ભાન પણ નથી. તેઓ લખે છે કે 'બીજા ધર્મોથી ભિન્નતા દેખાડનારૂં તત્ત્વ હિંદુધર્મમાં નથી એ ખરૂં છે. "પણ તેનું કારણ એ નથી કે બીજા ધર્મોનો તેમાં અન્તર્ભાવ છે કે હિંદુ "ધર્મમાં સામાન્ય સાત્ત્વિક બંધારણ જ નથી, તેનું બંધારણ માત્ર અમુક "ભૂગોલસીમામાં વસનારના અને પોતાને હિંદુ કહેવડાવનારના વંશજ થવા "પર જ છે." હિંદુધર્મમાં અનેક મતભેદો આચાર અને વિચાર પરત્વે વિદ્ય-માન છે તે ઉપર ભાર મૂકી લખનાર એમ માને છે કે "હિંદુધર્મ" એવો શબ્દ જ નિરર્થક છે કેમકે એ શબ્દથી જેનો બોધ થાય એવાં કોઇ લક્ષણો છે નહિ. આટલેથી સમાધાન ન માનતાં તેઓ આગળ વધી એમ પણ પ્રતિપાદન કરવા ઇચ્છે છે કે હિંદુધર્મને "સનાતન" એવું જે વિશેષણ લગા-ડવામાં આવે છે તે મિથ્યા છે " હિંદુધર્મ સનાતન રહ્યો જ નથી" કેમકે "વેદથી ભિન્ન વિચાર ઉપનિષદોમાં થયા, તેથી કાંઇક ભિન્ન વિચાર ભગવ-દ્ગીતાદિ ગ્રન્થમાં થયા, અને સર્વમાં પૂર્વના વિચારો અને આચારો બદલાતાં બદલાતાં આખરે મૂળધર્મનું સ્વરૂપ જતું રહ્યું." "મૂળધર્મનું સ્વરૂપ" એમ લખનાર જેને કહે છે તે ધર્મ આપણામાં હતો કે નહિ એ પ્રશ્નના ઉત્તરમાં લખનારે આટલે સુધીમાં જે કહ્યું છે તેથી કેવલ ધર્મ જ હતો નહિ એમ ન માનવું, કેમકે એ "મૂળધર્મ"નું તત્ત્વ તો "આ દેશમાં અનેક મહાન ધર્મચિંતકો અને તત્ત્વશોધકો થઇ ગયા છે અને તેમણે ગંભીર સત્યોનું પ્રતિપાલન કર્યું છે એમાં સંશય નથી" એમ કહીને તેમણે આપણા પ્રાચીન ધર્મમાં જ સ્વીકાર્યું છે; તથા આગળ જતાં જણાવ્યું છે કે એ સ્વરૂપ "અનિશ્ચિત, અનિયમિત, અને ઝાંખું થઇ ગયું છે."

આ વિષયની ચર્ચા ઉઠાવનાર વિદ્વાનને જે વક્તવ્ય છે તેનો સાર ઉપર જણાવ્યા પ્રમાણે સમજાય છે. હવે જોવાનું એ છે કે જ્યારે અમુક ભૂગોલમર્યાદા એટલે હિમાલય, અટક, બ્રહ્મપુત્રા અને સમુદ્ર એ ચાર સીમા વચ્ચે વસનાર તે હિંદુ એટલું જ હિંદુનું હિંદુત્વ લખનાર માને છે ને તેથી હિંદુઓને સ્વધર્મ એવું કાંઈ જ નથી એમ કહે છે, અને તે ધર્મની સનાતનતાનો નિષેધ કરવામાં હિંદુનું હિંદુત્વ જ નથી એ દલીલનો ઉપયોગ કરે છે, ત્યારે પોતાના લેખનો ઉપસંહાર કરતી વખતે તેમણે હિંદુઓના પ્રાચીન ધર્મમાં જ હિંદુત્વ છે એવો સ્વીકાર કર્યો અને તે માત્ર ઝાંખું થઈ ગયું છે માટે તેને સતેજ કરવું આવો ઉદ્દેશ જણાવ્યો તેટલાથી જ તેમના બોલવામાં એક રીતે પૂર્વાપર વિરોધ સ્પષ્ટ રીતે આવે છે. આટલું જ નથી પણ આવો વિરોધ લેખનપ્રવાહમાં આવી જવાથી એમ પણ અનુમાન કરી શકવાને અવકાશ છે કે હિંદુધર્મનું મૂલ અને શુદ્ધ સ્વરૂપ શાને માનવું એ વિષયે લેખકના સિદ્ધાન્તો જુદા પ્રકારના હોવા જોઈએ; જુદા પ્રકારના એટલે જે પ્રાચીન સત્યશોધકો અને તત્ત્વચિંતકોને ગંભીર સત્યો જાણવાનું માન તેઓ આપે છે તેમણે કહેલાં "ગંભીર સત્યો" કરતાં લખનારે ધર્મસ્વરૂપના નિર્ણય માટેનું ધોરણ કોઈ બીજું રાખેલું હોવું જોઈએ, ને તે ધોરણથી તપાસતાં તેમને પ્રાચીન "ગંભીર સત્યો"માં, તેમ અર્વાચીન અવ્યવસ્થામાં એકમાં, યથાર્થ ધર્મ કે હિંદુધર્મ જડેલો નહિ; જેથી તેમણે હિંદુઓને ધર્મસંબંધે હિંદુત્વ નથી, તેમના ધર્મનું સનાતનત્વ નથી, અને તે ધર્મ સુધરવો જોઈએ, એવા વાદનો આશ્રય કર્યો છે. આમ માનવાથી જ ઉક્ત વિરોધનો પરિહાર થાય છે, અને એક સમર્થ લેખકનામાં પૂર્વાપર વિરોધ માનવા કરતાં આવો મર્મ ઉપજાવી લેઈ તે વિરોધનો પરિહાર કરવાના માર્ગનો આશ્રય કરવાથી લેખકને કાંઈ અન્યાય થતો હોય એમ અમારું માનવું નથી.

પોતાના લેખના અંતરમાં "અસંમતિવાદ" વિષે જુલાઈના "જ્ઞાનસુધા"માં આવેલા લેખનો ઈશારો કરવામાં આવ્યો છે. અસંમતિ એટલે ચાલતી વ્યવસ્થા કરતાં ભિન્ન વિચાર; એવા વિચારોનો આશ્રય વેદ અને ઉપનિષદોના વખતથી તે વ્યાખ્યાનકારોએ બતાવ્યો છે વેદનો કર્મમાર્ગ ને ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ એ ઉભયે પરસ્પર વિરુદ્ધ હોઈ અસંમતિવાદના સૂચક છે એવું જે માનવું છે તે પણ એ વ્યાખ્યાનકારોના મનમાં ધર્મસ્વરૂપને વિલોકવાનું કોઈ અમુક ધોરણ હોવાથી, અને તે ધોરણને અનુસરતા વિચારો પ્રાચીન તથા અર્વાચીન હિંદુધર્મમાં ન મળી શકવાથી ઉપજી આવેલું છે. વેદ અને ઉપનિષદોના સમયમાં વિદ્યમાન એવી

વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા તે ઉપર દૃષ્ટિ કરતાં જ કર્મ અને જ્ઞાનના વિરોધનું સમાધાન છે અને અસંમતિને લેઇ જે વિરોધ ઠરાવવા યત્ન થાય છે તે મિથ્યા ઠરે છે. ચતુર્થાશ્રમી એટલે જ્ઞાનમાર્ગીઓ સર્વદા સર્વના ગુરુ-રૂપે પૂજાયા છે ને પૂજાય છે એટલી વાત જ કર્મ અને જ્ઞાનનો અસંમતિરૂપે વિરોધ નાસાબીત કરે છે. વસ્તુતઃ વેદ એટલે સંહિતા પ્રથમ થઈ ને પછી ઉપનિષદ્ થયાં એમ માનવામાંથી આ વાત ઊપજે છે; પણ કર્મ, ઉપાસના, જ્ઞાન ત્રણે માર્ગ પ્રથમથી જ વિદ્યમાન છે, એક પછી એક ઊપજ્યા નથી, ને જુદા જુદા અધિકારાનુસાર પ્રવર્ત્યા છે ને પ્રવર્તે છે, એમ માનવાને જ ઇતિહાસ અને વસ્તુગતિનો પુરાવો છે. સત્યધર્મના નિર્ણય માટેના ધોરણમાં કોઈ પ્રકારની ભિન્નતા રાખવાથી ઇતિહાસને અન્યાય થાય છે, અને એ વ્યાખ્યાનકારોને મોઢે તથા પ્રકૃત લેખ લખનારને મોઢે પ્રાચીન મહત્તાનો સ્વીકાર કર-નારના ઉપર નાહિંમત, લોકરુચિ પ્રાપ્ત કરવાની ઇચ્છા, એવા ક્ષુદ્ર આરોપોનો ઉચ્ચાર થતો આપણે દેખીએ છીએ. સત્યનો નિર્ણય એટલા આરોપ માત્રથી થતો નથી એ સુપ્રસિદ્ધ છે.

પણ પ્રકૃતને જ અનુસરીએ. સત્યનો નિર્ણય કરવાનાં જુદાં ધોરણ સ્વીકારવાથી હિંદુધર્મને હિંદુત્વ નથી, સનાતનત્વ નથી, એમ કહેવામાં આવ્યું છે, જોકે "ગંભીર સત્યો" આગળ હતાં એમ પણ સાથે સ્વીકાર્યું છે. પ્રથમે એ વાત યથાર્થ નથી કે હિંદુધર્મમાં હિંદુત્વ નથી. પ્રાચીન મહત્તા એ ધર્મમાંથી અસ્તપ્રાય થઈ ગઈ છે, પણ તેથી એમ અનુમાન નથી થતું કે પ્રાચીનકાલે કાંઇ હતું નહિ, માત્ર એટલું જ અનુમાન થાય છે કે પ્રાચીન મહત્તામાં વિદેશીય અસરોને લેઇ વિકૃતિ થઇ ગઈ છે. જો હિદુધર્મમાં ભૂગોલસીમા કરતાં વધારે નિકટ, વધારે હૃદયહારક, વધારે માર્મિક, એવું હિંદુત્વ ન હોત તો "જે નામની પ્રશંસાનાં એક બે અતિશયોક્તિવાચક વિશેષણો સભામાં કે વર્તમાનપત્રમાં વાપર્યાથી દેશી અને વિદેશી સર્વ કોઇને સહેલાઇથી આટલી બધી લોકપ્રિયતા મળી જાય છે" તે જ કેમ બની શકત ? સભામાં બેસનારા અને કેવલ વર્તમાનપત્રો વાંચનારા કેવલ મૂર્ખ, અભિમાની અને ખુશામદને માનનારા હોવા જોઇએ કે પોતાની બડાઇ સાંભળી તે બડાઈ કરનાર પર ખુશ થાય; અથવા એમના હૃદયમાં, એવું કાંઈ હોવું જોઇએ કે જે જાગ્રત્ થતાં તેમને એ જાગૃતિ આણનાર ઉપર પ્રેમ આવવો જોઈએ. આ પાછળની વાત અમને વધારે ખરી અને માનવા જેવી લાગે છે. હિંદુનામધારી વ્યક્તિના લોહીમાં એવા સંસ્કાર છે કે જે પોતાની પ્રાચીન મહત્તાનો ધ્વનિ સાંભળતાં જાગી ઊઠે છે ને કર્તવ્યને સમજી તત્પરાયણ થવા ઉત્સુક બને છે. એમ છે એમાં જ હિંદુનું હિંદુત્વ છે.

યુરપમાં ક્રાઇસ્ટના નામથી જે યુરોપીયત્વ સમજાય છે, મુસલમાનોમાં મહંમદ સાહબ કે દીનના નામથી જે ઇસ્લામીયત્વ સમજાય છે, તે જ હિંદુઓમાં પણ પ્રાચીનધર્મને નામે હિંદુત્વરૂપે સમજાય છે. એમ છે માટે જ એ ધર્મનું સનાતનત્વ પણ અર્થાત્ સિદ્ધ છે.

હિંદુ નામધારી વ્યક્તિ શા કારણથી હિંદુ કહેવાય છે, હિંદુ એ શબ્દથી કેટલા અર્થનો બોધ થાય છે, એ જણાવવાનો પ્રયાસ કરતાં એક પ્રસંગે* લખ્યું છે કે "હિંદુ" નામ એકંદરે નીચે જણાવેલો અર્થબોધ કરે છે:—

(૧) વિશ્વમાં ચૈતન્ય છે એવી આસ્તા, અને પુનઃ પુનઃ જન્મ થાય છે એ સ્વીકાર.

(૨) ધર્મદ્વેષાભાવ, સંસ્કારનું અનુસરણ, વર્ણ કે આશ્રમમાં હોવાપણું, અને હિંદુધર્મશાસ્ત્ર જે "હિંદુ લૉ" કહેવાય છે તે માનવાપણું.

આટલો એ શબ્દનો સામાન્યાર્થ છે, પણ વિશેષાર્થ લક્ષમાં લેતાં એમ પણ કહેવાય કેઃ—

(૩) કોઇ પણ દર્શન, સંપ્રદાય, કે પંથ, અથવા બ્રાહ્મણધર્મવિરોધી એવી કોઈ પણ અસંમતિમાં હોવું.

હિંદુનામધારી કોઇ પણ વ્યક્તિનો આ વર્ણનમાં, અર્વાચીન વિકૃતિને સમયે પણ સમાસ ન થાય એમ ધારી શકાતું નથી. વેદને માનવા, ભગવદ્ગીતાને માનવી, સ્મૃતિ પુરાણોને માનવાં, એ આદિ જે બાહ્ય સાધનો ઉપરથી હિંદુત્વ નક્કી કરવાનો યત્ન "જ્ઞાનસુધા"ના લખનારે કર્યો છે તે કરતાં આંતર કારણો ઉપર દૃષ્ટિ કરી એ યત્ન ચલાવ્યો હોત તો તેમના વિચારો બદલવાનું તેમને કારણ મળ્યું હોત એમ લાગે છે.

આટલો સ્વીકાર થાય તો પછી હિંદુ ધર્મને સનાતન એ વિશેષણ લગાડવું વ્યર્થ છે એમ કહેવામાં પણ કાંઈ સાર નથી. દેશ કાલને લીધે મૂલ ભાવના વિકારી થતી ચાલે પણ તેનું સ્વતસ્ત્વ કોઇ અંશે પણ રહે, એ સ્વતસ્ત્વનો ઇશારો કરનારને, લખનાર કહે છે તેમ, લોકપ્રિયતા મળે, તો એમ માનવાને સ્પષ્ટ કારણ છે કે એ ભાવનામાં સનાતનત્વ છે. અને આ સ્થાને સનાતનનો અર્થ એટલો જ છે કે જે પ્રાચીન ભાવના "ગંભીર

* "હિંદુઇઝમ" એ નામનો નિબંધ, "પાર્લામેંટ ઑફ્ રીલીજીઅન્સ" એ નામના ગ્રંથના પ્રથમ ખંડને પાને ૩૧૬ મે છપાયો છે તેમાં.

સત્યો"થી ભરેલી હતી તે ઉપર જવામાં કલ્યાણ છે, માટે જ તે સનાતન હિંદુ ધર્મ છે.

આવા પ્રકારથી વિચારતાં "સનાતન હિંદુ ધર્મ" એ શબ્દોમાં અસંભવ કે કોઈ પણ દોષ જણાતો નથી. સત્ય અને સનાતન શાને કહેવું તેનાં ધોરણ જુદાં હોવાથી આ દેશની પ્રાચીન કે અર્વાચીન કોઈ ભાવનામાં સંતોષ ન લાગતો હોય, અને તેથી "સનાતન હિંદુ ધર્મ" એ ઉક્તિ વ્યર્થ જણાતી હોય, તો તે જુદી ચર્ચાનો વિષય છે; જે રીતે એ ઉક્તિ વ્યર્થ કરવાનો યત્ન થયો છે તે તો સમર્થ જણાતો નથી.

'સુદર્શન' : સપ્ટેમ્બર, ૧૮૯૫.

# આપણી પ્રાચીન ધર્મભાવના[1]

* * *

સનાતન ધર્મ પરિષદ્‌ના સમારંભની વાર્તા જાણી સર્વ દેશહિતૈષીઓને થાય તેમ મારા અંતઃકરણને પણ હર્ષ અને સંતોષ ઉત્પન્ન થયા છે. આ દેશના કલ્યાણને અર્થે અનેક યોજનાઓની અપેક્ષા છે, અને યદ્યપિ બુદ્ધિપૂર્વક કરેલી યોજના જ સર્વથા સિદ્ધિપ્રદ થાય એવો નિયમ નથી, તથાપિ અમુક પ્રકારની ભાવનાઓ જનસમાજના અંતઃકરણની સન્મુખ રાખવામાં આવે તો તેમાંથી જ્ઞાત કે અજ્ઞાત રીતે અનંત લાભ સિદ્ધ થાય છે. મનુષ્યો પોતાનો આચાર ગમે તેવો રાખે છે. વ્યવહારમાત્રનો ત્યાગ કરી પારમાર્થિક જીવનમાં નિમગ્ન રહેવું, સ્વદેશ કે સ્વજનના હિતને સ્વકર્તવ્ય સ્થાને સ્થાપી રણક્ષેત્રમાં પ્રાણાર્પણ કરવું કે રાજસભાના રાજકીય વ્યાપારમાં આયુષ નિર્ગમવું અથવા પામર જનને સુલભ ક્ષણિક આવેશના વેગમાં અનેક ક્ષુદ્રવ્યાપારપરાયણ થવું એ બધી પ્રવૃત્તિ યદ્યપિ સ્વરૂપે ભિન્ન છે અને વ્યાવહારિક એટલે બાહ્ય અથવા સ્થૂલ પ્રદેશમાં દૃષ્ટિએ આવે છે તથાપિ

---

૧ મુંબઈમાં ભરાયેલી 'સનાતન ધર્મ પરિષદ્' માટે આ લેખ તૈયાર કર્યો હતો, એટલે લેખકે એનું મથાળું 'સનાતન ધર્મ પરિષદ્' એમ રાખેલું પરંતુ લેખકનું સમગ્ર વક્તવ્ય આપણી પ્રાચીન ધર્મભાવનાની આસપાસ જ કેન્દ્રિત થયું છે એટલે અહીં 'આપણી પ્રાચીન ધર્મભાવના' એ મથાળું રાખવું વધારે ઉચિત લાગ્યું છે.
—સં.

તે સર્વનું નિદાન તે તે સ્થાને કોઈ એક ભાવના વિના અન્ય હોતું નથી. અંતઃકરણમાં જેવી ભાવનાને મનુષ્યો પૂજે છે તેવો તેમનો આચાર થાય છે ને તેવો તેમનો વ્યવહાર જણાય છે. योयच्छ्रद्धः स एव सः એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ કહેલું જ છે.

ત્યારે વર્તમાન કરતાં ઉચ્ચતર સ્થિતિને માટે પ્રયત્ન કરનાર સુજનમાત્રને ઉચિત છે કે તેમણે બાહ્ય કરતાં આંતર ઉપર વ્યવહાર કરતાં પરમાર્થ ઉપર, આચાર કરતાં વિચાર ઉપર, પદાર્થ કરતાં ભાવના ઉપર, વધારે લક્ષ આપવું અને ભાવના જેમ વ્યવહારથી ઉચ્ચ, વ્યવહારથી મુક્ત, અને તેથી નિત્ય, સુશ્લિષ્ટ સુખકર થાય તેવા માર્ગ યોજવા; એટલું જ નથી પણ અમુક ભાવના બુદ્ધિ અને યુક્તિથી સત્ય ઠરે અને તે ઉપર મનુષ્યોને વિશ્વાસ શ્રદ્ધા અને પ્રેમ આવે એની પણ સંપૂર્ણ આવશ્યકતા છે. ભાવનાના સત્યની યુક્તિથી પ્રતીતિ થાય અને તેના બલ ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા ચોટે ત્યારે જ નિશ્ચય અને પ્રેમસહિત ઉચ્ચ આચાર થઈ શકે છે એ સુવિદિત છે.

વર્તમાન સમયે આર્યાવર્તમાં અનેક ભાવનાઓ પ્રચલિત થઈ છે. પાશ્ચાત્ય પ્રજાના જે સંસર્ગથી આપણી આધુનિક સ્થિતિ ઘડાઈ છે, તેમાં આપણને મુખ્ય લાભ એ થયો કે સંસ્કૃત વિદ્યાના પુનરુજ્જીવનથી આપણે આપણી પ્રાચીન ભાવનાઓને અર્વાચીન ભાવનાઓની સાથે સરખાવવાને સમર્થ થયા છીએ, અને સારાસારનો વિચાર કરવાને યોગ્ય થયા છીએ. તથાપિ વિચાર કરવાની યોગ્યતા માત્રને જ સર્વસ્વ માની લેવી એ ભૂલ છે. આપણા રાજ્યકર્તાઓ જે ભાવનાઓને અવલંબી પોતાનો વ્યવહાર વિસ્તારે છે એ જ ભાવનાઓ આપણને આપાતતઃ રમણીય કે સુખકર અને લાભપ્રદ જણાય. તથાપિ તે જ ભાવનાઓ આપણને અનુકૂલ થશે કે નહિ એ વાત પ્રથમ વિચારવાની છે. કેવલ અનુકૂલતાનો જ પ્રશ્ન છે એટલું નથી, વિશ્વવ્યવસ્થા અનાદિસિદ્ધ એવા જે અમુક નિયમોથી ચાલે છે, એ નિયમોનો પરિપૂર્ણ વિચાર કરી વિવેક કરી જોવો જોઈએ; પ્રાણી પદાર્થ આદિ સર્વની ઉત્પત્તિ સ્થિતિ ક્રિયા હેતુથી અને શા અર્થને માટે થઈ છે તે જાણવું જોઈએ; અને મનુષ્યના સ્વરૂપનો વિવેક કરી તેના અસ્તિત્વ અને જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે વિશ્વવ્યવસ્થામાં ઘટાડી લેવો જોઈએ; એમ કરતાં જોવું જોઈએ કે જે અનાદિસિદ્ધ નિયમોને અધીન રહી વિશ્વવ્યવસ્થા ચાલી રહી છે તે નિયમોને અત્રત્ય પ્રાચીન ભાવના અનુકૂલ છે કે બીજી કોઈ અનુકૂલ છે. અત્ર એ વિચાર કરવાનો અવકાશ નથી; પણ મારું નમ્ર મત એવું છે કે અત્રત્ય જે ભાવના છે તે વિશ્વનિયમાનુસાર તેમ આપણી પ્રકૃતિને અનુકૂલ છે.

એથી અન્યભાવનાનો આશ્રય કરવામાં આપણા દેશનું અને આપણામાંની વ્યક્તિ વ્યક્તિનું અકલ્યાણ છે એટલું જ નથી પણ મનુષ્યજીવન કે જીવન-માત્રનો ઉદ્દેશ કેવલ વ્યર્થ કરી નાખવા જેવું છે.

પાશ્ચાત્ય અને અત્રત્ય ભાવનાને સરખાવી તેમાંથી પાશ્ચાત્ય ભાવનાને સારી માનવામાંથી "સુધારો" એવા નામનો જે પ્રયત્ન ચાલતો હતો, ને હજુ કહીં કહીં ચાલે છે તે જન્મ્યો છે. પાશ્ચાત્ય કરતાં અત્રત્ય ભાવના ઉત્તમ છે એ બતાવવાને મહાત્મા સ્વામી દયાનંદ અને મેડમ બ્લેવેટ્સ્કી તેમના પ્રયત્નો છે. અને સુભાગ્યની વાત એ છે કે પ્રયત્નો સફલ થતા ગયા છે. સુધારાવાળાઓએ ઉઠાવેલો મહારાજ લાઇબલ કેસ, જે આ નગરમાં જ ચાલ્યો હતો તે આપ સર્વની સ્મૃતિમાં હશે. એ પ્રયાસથી શો લાભ થયો છે તે કહી શકાય તેમ નથી; તથાપિ એ પ્રયાસથી ધર્મની આસ્તા શિથિલ પડી ગઈ એ હાનિ તો નિર્વિવાદ છે. દિવસો વહી ગયા છે; અને આ પરિષદ્ જેવા પ્રયાસ ધર્મનું સમર્થન કરવાને અસમર્થ થયા છે એ ઉક્ત પ્રયત્નોનો જ પ્રત્યક્ષ પરિણામ છે. આટલું જ નથી પણ પાશ્ચાત્ય દેશના જે વ્યવહારનિપુણ લોકોની સમૃદ્ધિથી મોહ પામી આપણે તેમની ધર્મ વ્યવહાર આદિ ભાવનાઓને ઉત્તમ કહીએ છીએ તે જ લોકોના અગ્રણી વિદ્વાનો આજકાલ અત્રત્ય ભાવનાઓનું સત્ય સ્વીકારવા લાગ્યા છે અને અત્રત્ય વ્યવસ્થાનો અંગીકાર કરવા ઇચ્છા રાખે છે.

અત્રત્ય ભાવના જ વિશ્વનિયમાનુસાર છે એમ લોકમતથી તેમ નવા નવા શોધોથી સિદ્ધ થતું ચાલે છે ત્યારે અત્રત્ય ભાવનાના સ્વરૂપને સ્પષ્ટ કરવા માટે આવી મહાપરિષદ્ જેવો પ્રયત્ન સર્વ પ્રકારે સ્તુતિપાત્ર છે. આપણી પ્રાચીન ભાવના કેવી છે અને ક્યાં છે? એ ભાવનામાં એકત્વ છે કે નાનાત્વ છે? એવા અનેક પ્રશ્નોનો અવકાશ છે; પણ એટલી વાત કહેવી આવશ્યક છે કે એ ભાવના જેને આપણે આર્યધર્મ કહીએ છીએ તેમાં છે; અને તે સર્વથા એક જ છે. જે નાનાત્વ તેમાં જણાય છે તે નૈસર્ગિક નથી, પણ ઔપાધિક છે. "ધર્મ" શબ્દના અર્થ વિષે જો કે પ્રાચીન સૂત્રકારો અને સ્મૃતિકારોના મતમાં ઝાઝું તારતમ્ય નથી; તોપણ અર્વાચીન ભાવનાઓના રંગે કરીને એ શબ્દના અર્થમાં અનેક ભ્રાન્તિઓ પડી છે. પાશ્ચાત્ય પ્રજામાં કર્તવ્યની એક ભાવના પ્રચલિત છે. અમુક માણસ અમુક સ્થિતિમાં હોય અને અમુક પ્રસંગે તેને વર્તન કરવાનું ભાગ પડે તો તેણે સર્વ વાતનો વિચાર કરી મનને નિષ્પક્ષપાત રાખી સ્વાર્થનો ત્યાગ કરી, અમુક એક જ માર્ગે વર્તવું એને કર્તવ્ય કહે છે; જેનો તરજુમો "ફરજ" એવા શબ્દથી પણ આપણા દેશમાં થાય છે. આ કર્તવ્યભાવનાને અંગે જ નીતિ, ન્યાય,

સદાચાર એવા વિચારોની પણ ભાવનાઓ બંધાઈ છે. અને ધર્મ શબ્દનો કર્તવ્ય ફરજ—નીતિ—સદાચાર એવો અર્થ અર્વાચીન શિક્ષણ લીધેલા લોકો કરે છે. પણ એવા અર્થમાં એક મોટો દોષ છે, કર્તવ્ય—ફરજ—નીતિ એ બધાં આચારનાં સ્વરૂપ કે રૂપાંતર છે અને તેમનો પ્રદેશ વ્યવહારમાં છે; પણ જ્યાં સુધી વ્યવહાર અને આચારથી સિદ્ધ કરવાના ફલનો એટલે કે પારમાર્થિક અથવા વ્યવહારાતીત એવા પુરુષાર્થની ભાવનાનો નિર્ણય થયો ન હોય ત્યાં સુધી આચારનું સ્વરૂપ યથાર્થ રીતે બંધાઈ શકે નહિ. જેણે દ્રવ્યસમૃદ્ધિ પ્રાપ્ત કરી કુટુમ્બપોષણ કરી, પ્રતિષ્ઠા મેળવવામાં જ પુરુષાર્થ માન્યો છે તેનો આચાર, અને જેણે વ્યવહારની પારના નિત્યાનંદમાં પુરુષાર્થ માન્યો છે તેનો આચાર ભિન્ન પડશે; એકનું કર્તવ્ય બીજાથી ભિન્ન પડશે, એકની નીતિ બીજાથી ભિન્ન પડશે, એકનું સત્ય બીજાથી ભિન્ન પડશે. વિશ્વવ્યવસ્થાનું યથાર્થ સ્વરૂપ વિચારીને પરમ પુરુષાર્થની ભાવનાનો નિશ્ચય કરવો જોઈએ, અને જીવનનો ઉદ્દેશ સમજવો જોઈએ. પુરુષાર્થનો નિર્ણય થયા પછી તે પુરુષાર્થ સિદ્ધ કરવાને જે વ્યવહાર અથવા નીતિ અથવા આચાર યોજવાનાં છે તે સહજે નક્કી થઈ શકશે.

આ પ્રમાણે વિવેક કરતાં સમજાશે કે ધર્મનું કામ પરમ પુરુષાર્થનો નિર્ણય કરી આપવો એટલું જ છે અને નીતિ કર્તવ્ય ઇત્યાદિ વિચારો તો એ ધર્માનુસાર રચવામાં આવેલા આચારના પ્રકાર છે. આવા હેતુ લક્ષમાં રાખતાં એમ કહી શકાય કે પરમ પુરુષાર્થનો બોધક તે ધર્મ અને પરમ પુરુષાર્થનો સાધક તે આચાર. આચારને પણ લાક્ષણિક રીતે ધર્મ કહી શકાય. પરમ પુરુષાર્થનો નિર્ણય યુક્તિ અને બુદ્ધિથી તથા અવલોકનથી થઈ શકે, તેમ ઇતિહાસથી પણ થઈ શકે; પણ યુક્તિ અને બુદ્ધિ સદા વિશ્વાસપાત્ર નીવડતી નથી. વ્યક્તિ વ્યક્તિમાં બુદ્ધિનાં તારતમ્ય જણાય છે; એટલે વિશેષે કરીને ઇતિહાસદ્વારા તે બુદ્ધિને નિયમમાં રાખી પરમ પુરુષાર્થનો નિર્ણય કરવો. આપણા આર્યાવર્તના પ્રાચીન મહાત્માઓએ આ નિર્ણય કરવામાં એટલો ગંભીર વિવેક કર્યો છે કે તેમના અનુભવને દૂર રાખી કેવલ આપણી બુદ્ધિથી જ આપણે તર્ક કરીએ તેથી વિશ્વવ્યવસ્થા સમજવામાં અને પુરુષાર્થનો નિર્ણય કરવામાં આપણે કદી વિજય પામીશું નહિ. આમ છે એટલે વેદસૂત્રસ્મૃત્યાદિમાં જે નિર્ણય બતાવ્યા હોય તેને આપણી બુદ્ધિમાં ઉતારી તેની સુશ્લિષ્ટતા સમજવા યત્ન કરવો એમાં જ લાભ છે, આવી રીતે જોતાં પૂર્વમીમાંસામાં ધર્મનું જે લક્ષણ છે કે चोदनालक्षणोऽर्थो धर्मः તે જ વાસ્તવિક છે. અને જોકે આ चोदनालक्षण ધર્મમાં આચારનો સમાવેશ થાય છે તથાપિ તે જ લક્ષણ આપણને સર્વ રીતે ઇષ્ટ થશે એમ

મારૂં માનવું છે. એમ માનવાનું કારણ એ છે કે પરમપુરુષાર્થરૂપ જે ધર્મ ઉપનિષદોમાં પ્રતિપાદિત છે તે સિદ્ધ કરવાનું પ્રબલતમ સાધન ચોદનાલક્ષણ જે આચારરૂપ ધર્મ તે જ છે. ત્યારે પરમ પુરુષાર્થના નિર્ણયરૂપ ધર્મભાવના તો ઉપનિષત્પ્રતિપાદ્ય જે તત્ત્વ છે તે છે; અને ચોદનાલક્ષણ ધર્મ તે એ સાધ્યની સિદ્ધિનું આચારરૂપ સાધન છે.

આવી ધર્મભાવનામાં મતભિન્નત્વ અને તેથી નાનાત્વ છે કે નહિ એ પ્રશ્નની ચર્ચા કરવાની બહુ અપેક્ષા નથી. એમાં નાનાત્વ છે એ સુવિદિત અને સુપ્રસિદ્ધ છે. અનેક સંપ્રદાય, મત પંથ વિદ્યમાન છે, અને તે સર્વે એકના એક વેદને પ્રમાણ માનવા છતાં ભિન્ન છે એ પણ પ્રસિદ્ધ છે. પુરાણાદિમાં જે અતિ ઉત્તમ રહસ્યો વેદમાર્ગને સુસ્પષ્ટ કરવાને અર્થે લૌકિક ઉક્તિઓથી આપ્યાં છે, તેમાંથી જે અનેક મત ઉદ્ભવ્યાં છે તેનું ભિન્નત્વ પણ અનંત પ્રકારનું છે; પરંતુ મારૂં દીન મત એમ છે કે વસ્તુતઃ તત્ત્વમાં ભેદ નથી. ખરી રીતે જોઇએ તો હોઇ શકે નહિ. સત્ય વસ્તુ એક જ હોય, એ વિરોધી વાર્તા સાથે સત્ય ન હોય. વેદ અને ઉપનિષદોથી પ્રતિપાદિત તત્ત્વ એક જ હોવું જોઇએ અને છે, અને જેટલું જેટલું નાનાત્વ કે ભિન્નત્વ જણાય છે તે ભિન્ન ભિન્ન અધિકારને અર્થે હોઇ અતીવ ઇષ્ટ અને લાભકારી છે. આવા સાધનભિન્નત્વને લેઇ સાધ્યભેદ માનવો અને તેથી કલહ વિસ્તારવો તથા સત્ય ધર્મના તત્ત્વને ભિન્ન ભિન્ન કરી નાખવું એ જ વસ્તુતઃ અત્યંત અનિષ્ટ છે. માણસ જ્યાંસુધી તત્ત્વભેદ ન માનતો હોય, ધર્મભાવના એકની એક માનતો હોય, ત્યાંસુધી અમુક સંપ્રદાય કે મતને તે અનુસરે તેટલાથી જ પરસ્પરમાં કલહ અને વિદ્વેષ ઉપજવો જોઇએ નહિ. પોતપોતાનો જે સંપ્રદાય કે ધર્મ હોય તેને પૂર્ણ શ્રદ્ધાથી પાળવો અને ઇતરના ધર્મનો વિદ્વેષ ન કરવો એ જ ખરી ધાર્મિકતા છે.

ત્યારે આ પરિષદે સર્વથી પ્રથમ જે કરવાનું છે તે એ છે કે સંપ્રદાય, પંથ, મત ઇત્યાદિ સાધનભેદને અત્યંત વિદૂર રાખી, સર્વસાધારણ એવી તથા પરમ પુરુષાર્થ બતાવે તેવી ધર્મભાવના સ્પષ્ટ રીતે બાંધવી, પછી પોતપોતાને ઇષ્ટ એવા સંપ્રદાય પંથ મતાદિક એ ધર્મભાવના કેવી રીતે સિદ્ધ કરી શકે છે તેનું યથાર્થ વિવેચન કરી, કોઇના પણ દ્વેષની તેમાં વાત આણ્યા વિના તત્તદ્ધર્માનુયાયીઓએ સ્વધર્મનું પ્રતિપાદન કરવું. એ પછી અત્રત્ય ધર્મભાવનાને અનુસરી વ્યાવહારિક એવા આચારમાત્રની જે જે

ભાવનાઓ થઈ શકે એટલે કે ગૃહ, શિક્ષણ, રાજ્ય, વ્યવહાર, ઇત્યાદિ જે જે ભાવનાઓ અત્રત્ય ધર્મભાવનાનુસાર થઇ શકે તેનું પાશ્ચાત્ય ભાવનાઓ સાથે તોલન કરી, અત્રત્ય ભાવનાઓની સસારતા સુશ્લિષ્ટતા અને યુક્તિ-પુરઃસરતા સિદ્ધ કરવી. એ પછી આર્ય બાલકોને પ્રથમથી જ સારા એટલે આર્યધર્માનુસાર સંસ્કાર બંધાય તે અર્થે સરકારની સાહાય્ય વિના જ ચાલી શકે તેવી પાઠશાલાઓની યોજના, ધર્માચાર્યોએ, ધર્માદાયનો ઉપયોગ તે દ્વારા કરવાનો બોધ આપીને કરાવવી જોઈએ. તેમાં વ્યવહારોપયોગી એવું પાશ્ચાત્ય જ્ઞાન, અત્રત્ય ધર્મભાવનાને મુખ્ય રાખી ગૌણ રૂપે આપવાની યોજના થવી જોઈએ. પણ આ સર્વ ઉપરાંત આ પરિષદે એવા યત્નો કરવા જોઈએ, અત્રે આવનાર પ્રત્યેક ગૃહસ્થે એવો નિશ્ચય બાંધવો જોઇએ કે વ્યક્તિ વ્યક્તિનો આચાર, ઘરમાં તેમજ બહાર સર્વ સ્થલે કેવલ આર્ય ધર્મભાવનાનુસાર રહે અને નવી પ્રજાને દૃષ્ટાન્તરૂપ થઈ રહે. **આ દેશની ઉન્નતિ કોઇ પણ દિવસે થવાની હોય તો તે આખા દેશના અંતઃકરણનું ઐકય થયા વિના થવાની નથી. અને તેવું ઐકય ધર્મ-ભાવનાની ઉન્નતિ વિના આવવાનું નથી.** આ પરિષદ્ જોકે અત્યારે કેવલ બીજરૂપ છે તથાપિ તેને કેટલું બધું કરવાનું છે, તેની જવાબદારી કેવડી મોટી છે એ બતાવવાને અર્થે આટલું વિવેચન કરવાનું સાહસ, આપ જેવા સમર્થ વિદ્વાનો આગળ મેં કર્યું છે તેની ક્ષમા કરશો એમ આશા છે. મને ભય રહે છે કે આવી પરિષદો ઘણી ઇષ્ટ છતાં જો પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે ધારે નહિ તો લાભને બદલે હાનિકારક થઇ પડે. શુદ્ધ ધર્મભાવનાને સ્થાને કલ્પિત એવી કોઇ વ્યક્તિની સ્વાર્થભાવનાને વિસ્તારી બેસે, અને દેશને લાભ કરવા કરતાં અજાણે જ હાનિ કરી લે. એટલા માટે સર્વ દેશહિતૈષીઓએ આ પરિષદનો હેતુ અને ઉદ્દેશ લક્ષમાંથી કદાપિ ખસવા ન દેવો અને તેને સાધવા યત્નવાન્ રહેવા ઉપરાંત તે ઉદ્દેશને પોતાના નિત્ય જીવનમાં સિદ્ધ કરી વિશ્વ આગળ ખરા ધાર્મિક જીવનનું દૃષ્ટાન્ત અનુપદે બતાવતા જવું એવી મારી નમ્ર પ્રાર્થના છે.

'સુદર્શન' : એપ્રિલ, ૧૮૯૬.

# પ્રેમ

બ્રહ્મ, ચૈતન્ય, ઈશ્વર, ઇત્યાદિ નામોને સ્થાને 'પ્રેમ' એ નામ પ્રયોજવાનો પ્રચાર કેટલાક સમયથી, આ માસિકમાં તેમ અન્યત્ર, પડેલો છે; 'અભેદ' એ શબ્દના પર્યાયરૂપે વારંવાર 'પ્રેમ'—શબ્દને વાપર્યો છે. આમ કરવાનું કારણ આવું છેઃ કેવલ ચૈતન્યમય બ્રહ્મ, માયારહિત નિત્યશુદ્ધ એકાકાર ઈશ્વર, કોઈ પણ ભેદ વિનાનું ઐક્ય, એ સર્વ પ્રકારે જ્યારે તત્ત્વનિશ્ચય થાય છે ત્યારે તે નિશ્ચય, એટલે વિચારને અનુસારે જે નીતિ અથવા આચાર સિદ્ધ થઈ આવે છે તેમાં વિરાગ, ત્યાગ, નિવૃત્તિ, શુષ્કતા, એનું પ્રાધાન્ય જણાય છે. બુદ્ધિવિલાસોની વાક્રચના અને ઉદાસીન નિવૃત્તિની નીતિ એવું જ્ઞાન અને વેદાન્તનું ફલ નીપજે છે. અને જે કૃપણુતા, પામરતા, ભય, શંકા, ઇત્યાદિમાંથી અત્યંત નિર્મુક્ત થવાને અર્થે વેદાન્તશ્રવણુનો આશ્રય કરેલો તે અર્થ સિદ્ધ ન થતાં તેનાં તે જ કૃપણુતા આદિક નિવૃત્તિ, ત્યાગ ઇત્યાદિ નામાન્તરથી વધારે દઢ થઈ રહે છે. કૃપણુતા, પામરતા, ભય, શંકા, ઇત્યાદિને અભાવે ઉદારતા, ભવ્યતા, નિર્ભયતા, નિઃશંકતા અર્થાત્ સ્વાતંત્ર્ય, બલ, વીર્ય, પરાક્રમ ઇત્યાદિનો ઉદ્ભવ થવો જોઈએ તે ન થતાં, વેદાન્તશ્રવણુથી મનુષ્ય વધારે સંકુચિત અને ભયશંકામાં ગૂંચવાઈ કર્તવ્યભ્રષ્ટ થાય એ કોઈપણુ વિચારવાનને યોગ્ય લાગશે નહિ. સંસારમાં દુઃખ, ક્લેશ, કલહ આદિનો જ વિસ્તાર છે એ તો સર્વને સુવિદિત છે, તેનો નિર્વાહ હસીને કે રડીને પણુ કરવાનો જ છે, જ્ઞાની અજ્ઞાનીનો ફેર એટલો છે કે જ્ઞાની સુખ દુઃખ સર્વને પોતાના હૃદયનાં જ્ઞાનચક્ષુથી જોઇ સર્વત્ર અનુભવ લે છે અને આત્મવિસ્તાર તથા આત્મવિકાસની વૃદ્ધિ અનુભવે છે, અજ્ઞાની પ્રલાપ, ઉદાસીનતા, ત્યાગ, ઈત્યાદિનો આશ્રય કરે છે, આ પ્રકારે, અમુક તત્ત્વનિશ્ચય સ્વીકાર્યા પછી જે આચાર ઉદ્ભવે છે ત્યાં જ તે તત્વનિશ્ચયની કિંમત અને કસોટી થઈ શકે છે; અને વેદાન્ત અને જ્ઞાનમાર્ગથી સિદ્ધ કરવાનો જે આચાર છે તે શુષ્કતા, ઉદાસીનતા, નિવૃત્તિ, ત્યાગ એવો નથી પણુ અતુલ ભવ્યતા, સ્વાતંત્ર્ય, બલ, પરાક્રમ અને છતાં નિર્લેપતા એ છે. આચારપરત્વે વેદાન્તસિદ્ધાન્તથી જે આવું સિદ્ધ કરવાનું છે તે ઉપર લક્ષ રાખીને વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મને વારંવાર 'પ્રેમ' એ શબ્દથી કહેવામાં આવ્યું છે.

પ્રેમનું સ્વરૂપ બહુ બહુ સૂક્ષ્મતાથી વિલોકતાં પણુ તેનો સાર અતુલ 'શ્રદ્ધા' એટલો જ નીકળશે. સામાન્ય પ્રાકૃત પ્રેમમાં પણુ ગુણુ, સમૃદ્ધિ, રૂપ, ઇત્યાદિ કિયા કારણુથી પ્રેમ પ્રવર્તે છે તે કહી શકાતું નથી. કોઇક અર્થાત્ ન કહી શકાય તેવા અવર્ણ્ય પણુ આંતર (બાહ્ય નહિ) એવા

હેતુથી બે વ્યક્તિને પ્રેમ આકર્ષે છે ને જોડે છે; व्यतिषजति पदार्थानान्तर: कोऽपि हेतुः એમ કવિવર શ્રીભવભૂતિએ પણ ગાયું છે. પ્રાકૃત પ્રેમની ઉત્પત્તિ અવર્ણ્ય કહેવામાં તત્ત્વ એટલું જ છે કે તે બુદ્ધિ અને બુદ્ધિના તર્કોને વિદિત નથી, હૃદયની ન સમજી શકાય તેવી ગતિનો એ મહિમા છે, જ્યાં પ્રેમસંબંધ થાય છે ત્યાં દૃષ્ટિ જ બદલાઈ જાય છે, બુદ્ધિને પણ કોઈક નવાં ચશ્માં ચઢે છે અને પ્રતિપક્ષીને જે દોષરૂપ જણાય છે, ઉદાસીનને મધ્યસ્થરૂપે ભાસે છે તેની તે સ્થિતિ પ્રેમદષ્ટિને ગુણરૂપે જ અનુભવાય છે. પ્રેમનું સ્વરૂપ જ એ છે કે જેવું કલ્પાય તેવું જ દેખાય છે અને અનુભવાય છે. પ્રાકૃત પ્રેમના આવા ધર્મમાંથી અપ્રાકૃત દિવ્ય પ્રેમનું સ્વરૂપ પણ આપણે સમજી શકીએ, 'કલ્પાય તેવું અનુભવાય' એટલે અતુલ હૃદયરસ અથવા અતુલ શ્રદ્ધાને બળે, જે નિશ્ચય થયો છે તે બુદ્ધિ માત્રમાં ન રહેતાં પ્રત્યક્ષ અનુભવમાં પણ આવી જાય છે. નિશ્ચય અને નિશ્ચય ઉપરની અતુલ શ્રદ્ધા કે તે નિશ્ચય આંતર સર્વત્ર પ્રત્યક્ષ અનુભવાય એ પ્રેમનું તાત્ત્વિક સ્વરૂપ સમજાય છે. અર્થાત્ જ્યારે નિશ્ચય એટલે બુદ્ધિ, માત્ર વિચાર ને વચનમાં જ સમાપ્ત થાય છે ત્યારે પ્રેમ પોતાના નિશ્ચયને કર્તવ્યમાં ઉતારી આચારમાં અપરોક્ષ કરી શકે છે. એટલા માટે જ બ્રહ્મ ઇત્યાદિ બુદ્ધિગમ્ય નામોથી અભેદભાવનાને સમજાવવાને સ્થાને પ્રેમ, રસ ઇત્યાદિ હૃદયગમ્ય અપરોક્ષાનુભવસૂચક નામો અભેદભાવનાને કહેવામાં આવે છે.

આચાર અને વિચારની એકતા તે જ અપરોક્ષ છે. મન, વાણી અને કર્મ ત્રણેનું ઐક્ય તે જ મહાત્માનું માહાત્મ્ય છે. એ શાથી આવે છે? વિચાર અથવા નિશ્ચય ઉપર જે અતુલ શ્રદ્ધા થાય છે તેમાંથી તે વિચારનું આચાર-માં અપરોક્ષ થાય છે અને મન, વાણી તથા કર્મની એકતા ફલિત થાય છે. મહાત્માઓના માહાત્મ્યનું તત્ત્વ શ્રદ્ધા છે. મહાત્માઓ એટલે જ્ઞાનવીર એકલા જ નહિ પણ દાનવીર, કાર્યવીર એવા જે જે ઐક્ય અને કર્તવ્યના ઉપાસક ભાગ્યશાલી જનો જગતને પાવન કરે છે તે સર્વનું માહાત્મ્ય વિચાર આચારની એકતામાંથી જ ઉદ્‌ભવે છે. અને એ એકતાનું તત્ત્વ પ્રેમ છે. એટલે પ્રેમને જ ઈશ્વર કહેવામાં જે ભાવનાને આપણે જીવનના સાધ્યરૂપે અર્થાત્ પરમ પુરૂષાર્થરૂપે માનતા હોઈએ તેને આચારમાં લાવવા પર્યંતની જે શ્રદ્ધા સ્વાર્પણ અને કર્તવ્ય કરાવી શકે છે તેને ઈશ્વરરૂપે પૂજ-વાનો આશય રહેલો છે. આમ જ વિચાર આચારનું ઐક્ય થાય છે, ને તે વિનાનું વિચાર માત્રનું જ્ઞાન કે વાણી માત્રનો વેદાન્ત નિષ્ફળ અને નિરુપયોગી છે એ દર્શાવવા વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મનું 'પ્રેમ' એ નામ સાર્થક છે.

એમ કહેવામાં આવે છે કે જેવો પ્રેમ આપણને આપણા પોતા ઉપર

છે તેવો સર્વત્ર અનુભવવો અને એ પ્રકારે અભેદની નીતિ હાથ કરવી. આવા તર્કને આધારે બ્રહ્મને પ્રેમશબ્દે કરીને કહેવું વાસ્તવિક છે એમ કેટલાક કહે છે. આમ પણ આપણે કહી ગયા તેની તે જ વાત પ્રકારાન્તારે કહેવાય છે. આપણા ઉપર જેવો પ્રેમ છે અર્થાત્ આપણે આપણું શ્રેય જેને માનીએ તેને તુરત આચારમાં આણવા સુધીનો આપણને જેવો આપણા ઉપર પ્રેમ છે, તેવો સર્વનું જેમાં શ્રેય છે તેને પણ આચારકોટિમાં આણવાનો પ્રેમ હોવો જોઈએ. 'આપણ' અને 'સર્વ'–'હું' અને 'તું'–'આ' અને 'તે'–એ ભેદની વચમાં જે દૂરતા, વિરોધ છે તેને સમીપતા, સમાનતા અને એકતાગાં મેળવી લેવો એ અર્થે 'આપણ' અને 'સર્વ' ની વચમાં આચારના ધોરણરૂપે પ્રેમને મૂકવામાં આવ્યો છે. નહિ કે હું અને તુંનો ભેદ નિર્મૂલ થઈ શકે તેવો છે; માત્ર એટલું જ સંભવિત છે કે હું તું અર્થાત્ કર્તા અને કર્મનો, દ્રષ્ટા અને દૃશ્યનો જે ભેદ છે તે વિચારથી નિર્મૂલ થઈ શકે છે. વસ્તુગતિમાં એવો ભેદ નથી છતાં સમજાય છે તે વિચારે કરીને યથાર્થ કરી શકાય છે. જે અહંબુદ્ધિથી હું–એની ઉત્પત્તિ થાય છે તેનાથી જ તુંની પણ ઉત્પત્તિ થાય છે કેમકે અહંબુદ્ધિ જે છે તે ત્વંબુદ્ધિ વિના સંભવતી જ નથી. એટલે આ અહંબુદ્ધિનો પરાજય થાય, વિચારે કરીને તેનો વિનાશ સમજાય, તો હું અને તુંનો ભેદ મટી જાય, જે અભેદભાવનાના ઉદયથી ભવ્યતા ફલિત થવાનો સંભવ છે તેનો ઉદય સહજે થઈ રહે. ત્યારે 'આપણ' અને 'સર્વ' ની વચમાં પ્રેમને આચારનું ધોરણ ઠરાવવામાં તાત્પર્ય જ એ છે કે વિચારથી કરીને અહંભાવનો વિનાશ સાધી તે સ્થિતિ ઉપર અતુલ શ્રદ્ધાને અર્પવી, જેથી સમષ્ટિનો ઉદય વ્યષ્ટિમાં થવાથી વ્યષ્ટિભાવ નીકળી જતાં, આચારવિચારનું ઐક્ય સિદ્ધ થશે, અને નાનાથી મ્હોટા સર્વ કર્મમાં અભેદસાક્ષાત્કારનો આનંદ આવશે, એ જ જીવન્મુક્તિ છે.

પ્રેમ એ જ અનુભવનું સાધન છે. શ્રદ્ધાહીન અનુભવ કશું ફલ આપી શકતો નથી. શાલામાં ભણતો વિદ્યાર્થી પણ પ્રેમ વિના પોતાનો પાઠ કરે તો તેને કશું ફલ થતું નથી. આ સંસારની યોજના, અનુભવ કરાવતે કરાવતે પરમાનુભવ ઉપજાવી આપવાની છે; ભેદમયી વાચ્યતાના અનુભવમાંથી અભેદમયી અવાચ્યતાનો અનુભવ ઉપજાવવાની છે. અનુભવને અર્થે બે વસ્તુની અપેક્ષા છે; દ્વંદ્વ વિના અનુભવ જ નથી; દ્વંદ્વ એ સંસાર છે. દ્વંદ્વના બે પક્ષમાંથી એક ઉપર જ જેનું લક્ષ રહે છે તેને અનુભવ આવતો નથી, ઉભયનું ભાન રહે ત્યારે જ અનુભવ આવે છે. એકાન્ત સુખી કે એકાન્ત દુઃખી જીવન જેમ અનુભવહીન છે તેમ વિશ્વવ્યવસ્થામાં છે પણ

નહિ, હોઇ શકતું પણ નથી. સુખદુઃખ આદિ દ્વંદ્વનો અનુભવ વ્યક્તિમાત્રને આપવાનો જ વસ્તુગતિનો આશય છે. પણ તે આશયને ન જાણનાર એમ માની લે છે કે વસ્તુગતિ મારા એકલાને માટે જ સુખમય કે દુઃખમય થઇ છે; ને એમ માનીને અભિમાનમાં પડે છે, અનુભવથી વિદૂર રહે છે, વિનાશ પામે છે. દ્વંદ્વના એક અંગને અભિમાનથી વળગવું એ પ્રેમહીન અનુભવ છે, વસ્તુગતિના સ્વરૂપ ઉપર શ્રદ્ધા ન હોવાથી તેવો પ્રેમહીન અનુભવ અભેદસાક્ષાત્કારરૂપ ફલ આપી શકતો નથી, વસ્તુગતિ ઉપર પ્રેમપૂર્વક, દ્વંદ્વનો અનુભવ થાય તેમાં દ્વંદ્વનાં બે અંગની વચમાં જે ઐક્યનું સ્થાન છે, આચારવિચારની એકતાનો પ્રેમમાર્ગ છે, તે અનુભવવામાં, અભેદસાક્ષાત્કારરૂપ મોક્ષ છે. માટે જ પ્રેમ એ અનુભવ, પરમાનુભવનું સાધન છે; પ્રેમ એ જ ઇશ્વર છે.

'સુદર્શન' : માર્ચ, ૧૮૯૮.

## પાપ

આ વિશ્વની રચના કેવલ આનંદમય છે, સુખમય છે, એમાં દુઃખની કે પાપની ઘટના જ નથી એમ વારંવાર કહેવામાં આવે છે; અને જો એ કહેવું આપણા નિત્યના અનુભવ સાથે મળતું આવતું હોત તો આપણને જ્ઞાન અને મુક્તિ આદિ પરમશ્રેયની શોધ કરવાનો હવણાં પડે છે તેટલો આયાસ પડત નહિ. જીવનનાં આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક દુઃખોનો પાર નથી એ સર્વનો અનુભવ છે, અને ધર્મમાત્ર તેમ તત્ત્વશાસ્ત્રમાત્રનો ઉદ્દેશ દુઃખ અથવા પાપની ઉત્પત્તિનો વિચાર ચલાવવાનો હોય છે. પાપ અને તજ્જન્ય દુઃખાદિનો ઉદ્‌ભવ કેમ થાય છે તે સમજાવવાનું એટલું બધું કઠિન છે કે તત્ત્વજ્ઞોએ પાપના ઉદ્‌ભવની વિવિધ કલ્પનાઓ ઉપર વિવિધ દૂષણો પણ આપેલાં છે. તટસ્થ ઇશ્વરકૃત આ જગત છે એમ માનનારા પાપની ઉત્પત્તિ ઇશ્વરકૃત માને તો ત્યાં વિષમતા અને નિર્ઘૃણતાનો દોષ આવે છે; તેનો ખુલાસો ધર્મ અધર્મ અથવા શુભ અશુભ કર્મને વચમાં આણી ઇશ્વરને માત્ર કર્મફલદાતા કહી કરવામાં આવે તો તેમાં પણ અન્યોન્યાશ્રય દોષ આવેલો છે. આપણા ધર્મમાં એક પક્ષે પાપનો સંભવ ધર્મ અથવા કર્મ અને ઇશ્વરથી આમ માનવામાં આવ્યો છે. બૌદ્ધાદિકોએ સ્કંધ અને તૃષ્ણામાંથી પાપનો સમુદ્ભવ માન્યો છે. ઇતર

ધર્મોમાં મુસલમાન, ક્રિશ્ચીઅન, જરથુરત આદિએ સારું અને ખોટું એવું પરસ્પર વિરુદ્ધ એક દ્વંદ્વ જ સ્વીકાર્યું છે. ઈશ્વર અને સેતાન, અહુર્મઝ્દ અને અહ્રીમાન, એમ શુભ અને અશુભ, દેવ અને દાનવ, એવું દ્વંદ્વ સ્વીકારી પાપ માત્ર સેતાન અથવા અહ્રીમાનનાં પ્રેરેલાં છે એમ સમજાવેલું છે. પરિપૂર્ણ વિશુદ્ધિમાં વસતાં આદમ અને ઈવને પણ સેતાને જ સર્પરૂપ ધરી જ્ઞાનના વૃક્ષનું ફલ ખાવાની વાસના ઉપજાવી પાપનો માર્ગ બતાવ્યો; એ સમયે જે પાપ ઈવે કર્યું તે આદમ અને ઈવની તે પાપથી પેદા થયેલી પ્રજા જે સમગ્ર મનુષ્યજાતિ તેને વળગી રહેલું છે ને તેથી જગતમાં પાપ થયાં જાય છે. આવી અનેક કપોલકલ્પનાઓ પણ પાપનો સમુદ્ભવ સમજાવવા થયેલી છે.

ત્યારે અર્જુને શ્રીકૃષ્ણને યોગ્ય જ પૂછ્યું છે કે ઈચ્છા ન છતાં પણ મનુષ્ય જેમ બલાત્કારે દોરાતો હોય તેમ પાપમાં દોરાઈ જાય છે એનું કારણ શું? અને કૃષ્ણે ઉત્તર પણ યોગ્ય આપ્યું છે કે:—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः

રજોગુણથી ઉત્પન્ન થનાર જે કામ અને ક્રોધ તે જ પાપનો હેતુ છે, તે જ અનર્થ અને કુકર્મ કરાવી તેના ફલરૂપ અનેક દુઃખની પરંપરામાં મનુષ્યને અટવાવે છે. વાસ્તવિક રીતે જોતાં એમ જ જણાય છે કે કામ એ જ પાપમાત્રનું અને તેના ફલનું મૂલ છે. અદ્વૈતવાદીઓ અજ્ઞાનને પ્રપંચનું મૂલ કહે છે ને પાપપુણ્યાદિ દ્વંદ્વમાત્રનો તે પ્રપંચમાં સમાસ કરે છે. એટલે તેમને મતે પાપનું મૂલ અજ્ઞાન છે એમ કહેવામાં બાધ નથી. અને જ્ઞાન અથવા પ્રકાશ તે સત્ત્વગુણનું કાર્ય છે એ વાત લક્ષમાં રાખતાં જ્ઞાન અને પ્રકાશથી વિમુખ રાખનાર રજસ્ અને તમસ્ તેનું કાર્ય જ પાપ હોવું જોઈએ એમ સમજી શકાય છે. જે કામને શ્રી પરમાત્માએ પાપનું નિદાન કહ્યો છે તે અજ્ઞાનનું જ પરિણામ છે એમાં સંશય નથી, કારણકે જેનું જ્ઞાન જેટલું ન્યૂન જેટલું ઊતર્યું, તેટલો તેની આશા અને તૃષ્ણાનો વધારે વિસ્તાર અને પાપ થવાનો તેને હાથે તેટલો વધારે સંભવ.

જ્યાં પ્રકાશ છે ત્યાં અંધકાર સંભવતો જ નથી. પ્રકાશ ન હોય ત્યાં જ અંધકાર અને અંધકારની સાથે જોડાયલાં પિશાચમાત્રનો ખેલ દીઠામાં આવે છે. પ્રકાશમાં સર્વદા નિર્ભયતા, નિઃશંકતા, વિશાલતા રહેલી છે; અપ્રકાશમાં જ ભય, શંકા, સંકોચ વસે છે. અને એક ઉદરનિર્વાહ કેમ થશે એ ભયથી તે દેહપાત પર્યંત મરણ સુધીના ભયમાંથી અને તે તે પ્રસંગે

થતી શંકા અને સંકોચની વૃત્તિઓથી જ કામનો ઉદ્ભવ થાય છે ને તે કામ અનેક અયોગ્ય માર્ગે જંતુને ઉતારી દે છે. કામ એટલે જેને મનસિજ કહીએ છીએ તે અને તેનાં કાર્ય એટલો જ અર્થ નથી, કામક્રોધાદિ ષડ્‌ઊર્મિ ગણવામાં આવે છે ત્યાં પણ તેટલો જ અર્થ નથી; કામ એટલે કામના, ઈચ્છા, તૃષ્ણા, આશા, એ અર્થ લક્ષમાં રાખતાં સહજ સમજાશે કે ભય, શંકા અને સંકોચ વિના બીજા કોઇ કારણથી કામનો સંભવ નથી અને અજ્ઞાન વિના ભય શંકા સંકોચાદિનો અવકાશ નથી.

ભય શંકા અને સંકોચ તેનો એક શબ્દે નિર્દેશ કરીએ તો તેને કૃપણતા એવું નામ શાસ્ત્રોમાં આપેલું છે તે આપી શકાય. કૃપણતા એટલે પૈસા ન વાપરવારૂપ કૃપણતા નહિ પણ ન વાપરવા દેવાની વૃત્તિ ઉપજાવવનાર જે હૃદયનું સાંકડાપણું, સ્વાર્થબુદ્ધિએ પ્રેરેલાં ભય અને શંકા, તે કૃપણતા એમ સમજવું. અને આ વિશાલ વિશ્વમાં અણુએ અણુ પોતપોતાને યથાયોગ્ય સ્થાને ગોઠવાઈ રહી પોતપોતાનું આનંદમય કર્તવ્ય નેત્રસ્પંદનની પેઠે કે શ્વાસગતિની પેઠે સાહજિક રીતે જ કર્યાં જાય છે ત્યાં કોઈ એક જંતુ મારૂં અને મારાનું શું થશે એવું ભય પામે, વસ્તુગતિ ઉપર વિશ્વાસ ન લાવી અશ્રદ્ધા અને શંકામાં આંદોલિત થાય, એ બધું જ્ઞાનના અભાવરૂપ જે અજ્ઞાન, વસ્તુગતિને યથાર્થ ન અનુભવવારૂપ અજ્ઞાન, અને તે અજ્ઞાનજન્ય જે કૃપણતા તેનું જ પરિણામ છે એમ કહેવામાં બાધ નથી.

જે અજ્ઞાની છે, અવિચારી છે તે જ કૃપણ છે ને તે જ પાપી છે. બધો વિચારનો જ પ્રશ્ન છે, પાપ કે પુણ્ય એવો કોઈ પદાર્થ વિશ્વરચનામાં સ્વતઃ કે કોઈ તટસ્થ ઈશ્વરથી કે તેના પ્રતિપક્ષી સેતાન કે અહ્રીમાનથી ઘડાયલો નથી. ઘણોક ભાગ તો જનસમાજે પોતાના સમાજની વ્યવસ્થાને અર્થે જ પાપપુણ્યરૂપે ઘડી કાઢેલો છે, પરંતુ તેને બાદ કરતાં એ જે સર્વમાન્ય, સર્વસાધારણ એવાં પાપપુણ્યનાં ધોરણ ઠરેલાં છે તે પણ અજ્ઞાનજન્ય એટલે વિચારના અભાવથી ઉત્પન્ન થયેલાં છે. વિચાર એટલે આ લેખ વાંચતાં મનમાં વિચાર ચાલે અથવા વ્યવહારનાં કાર્યમાત્ર જે વિચાર વિના થઈ શકતાં નથી તે વિચાર એમ ન સમજવું; વિચાર એટલે જીવ, ઈશ્વર, વિશ્વ એ ત્રણનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર જેને જ્ઞાન કહીએ છીએ તે વિચાર એમ જાણવું. 'વિચાર'નો એ જ અર્થ શાસ્ત્રરૂઢ છે, અપરોક્ષાનુભૂતિમાં શ્રી શંકરભગવાને તે જ અર્થ લંબાણથી કહેલો છે.

જ્ઞાન અને વિચારથી કામ એટલે તૃષ્ણાનો વિચ્છેદ થતાં ભાપનો

સંભવ ન રહે એમ લાગે છે, પરંતુ કોઈ એમ ધારી લે કે આશામાત્રનો ત્યાગ કરી ત્યાગ કે સંન્યાસથી જ પાપરહિત થઇ શકાય તો તે ખરૂં નથી. કારણકે કામમાત્રના મૂલરૂપ જે કૃપણતા તેનો સમૂલ ઉચ્છેદ થયા વિના જ્ઞાન સિદ્ધ થતું નથી અને કેવલ ત્યાગ કે સંન્યાસથી કૃપણતાનો સહજે ઉચ્છેદ થતો નથી, વસ્તુગતિ જ જ્ઞાનમય છે, જંતુમાત્રને જ્ઞાનમાં જ સ્થાપેલાં છે. પદે પદે તેને ઉન્નતિ ઉલ્લાસ અને વિકાસ આપેલાં છે, પરંતુ કૃપણતા એવી રીતે તેને વળગેલી રહે છે કે એ વસ્તુગતિ તેને જોવા દેતી નથી; એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય તે કરતાં મુખ્ય વાત તો અજ્ઞાન અથવા કૃપણતાનો વિનાશ કરવો એ જ છે.

તથાપિ પ્રશ્ન રહે છે કે જ્ઞાન અને અજ્ઞાન એ દ્વંદ્વ પણ છેવટ સ્વીકારવું પડયું એટલું જ નહિ પણ ઈશ્વરકૃત પાપપુણ્ય કે કર્મજન્ય પાપપુણ્ય અથવા ઇશ્વર અને સેતાન એનાં નીપજાવેલાં પુણ્ય અને પાપ એ કરતાં પણ વધારે વિષમ એવું જ્ઞાન અને અજ્ઞાનનું પરસ્પર વિરોધી દ્વંદ્વ સ્વીકારવું પડયું. જ્ઞાન સાથે અજ્ઞાન કેમ રહી જ શકે? આ શંકા પણ વિચારની ન્યૂનતાથી સંભવે છે. જ્ઞાન એ જ વસ્તુગતિ છે, એકલું જ્ઞાન એ જ વસ્તુગતિ તો તે અવાચ્ય જ હોવી જોઇએ, કારણકે વસ્તુગતિ વિષે વાત કરવી, એટલે તે એક છે એમ કહેવાનું રહ્યું નહિ. તેના વિષે બોલવા માંડયું ત્યાંથી જ બે થયા ત્યારે જ્યાંસુધી વાણીએ કરીને જ્ઞાન આપવા લેવાનો, અનુભવે અનુભવનો વિનિમય કરવાનો અવકાશ છે, જ્યાંસુધી તેમ થવાની આવશ્યકતા છે, ત્યાંસુધી એક અને તેથી વિરુદ્ધ બે એમ કહ્યા વિના અનુભવ ઉપજાવવાનું જ સંભવે નહિ, એટલા માટે દ્વંદ્વ માની લેઇને દ્વંદ્વાભાવરૂપ એકતાનો અનુભવ ઉપજાવી શકાય છે. વસ્તુગતિમાં જે જે દ્વંદ્વકલ્પના છે તે ઐક્યનો અનુભવ ઉપજાવવાને અર્થે છે; કેવલ આરોપિત છે અને અનુભવ થતાં તેનો તુરત જ પોતાની મેળે અપવાદ થઇ જાય છે. એટલે જ્ઞાનાજ્ઞાનના દ્વંદ્વથી પાપનો ઉદ્‌ભવ સમજાવવામાં કશો દોષ નથી, અજ્ઞાન એ જ પાપનું મૂલ છે. પાપ કરવાની વૃત્તિ અજ્ઞાનજન્ય છે, વસ્તુગતિના જ્ઞાનની ન્યૂનતાથી થાય છે, તેમ પાપજન્ય દુઃખાદિથી ક્લેશ પણ જ્ઞાનજન્ય જ છે.

'સુદર્શન' : મે, ૧૮૯૮.

# પ્રાર્થના

આપણાથી અદૃશ્ય પણ સર્વદા આપણી દૃષ્ટિ આગળ જ હોય એવા કોઈ સર્વશક્તિમાનને આપણે કાંઈ પણ પીડા, દુઃખ, વિટંબના, પડતાં સંભારીએ છીએ; ને 'તું સહાય કર' એમ અત્યંત આર્દ્રભાવે બોલીએ છીએ. સાધારણ લોક આવું કરે છે; સુધરેલા લોક દર અઠવાડીએ પોતાનાં પાપની માફ માગવાને મંદિરમાં જઈ સર્વશક્તિમાનને સ્તવે છે; ધાર્મિક હોય તો રોજ પોતાના ઘરમાં ઘડી ઘડી તેમ કરે છે. આનું નામ પ્રાર્થના કહેવાય છે, ને જેમ બીજી બધી વાતમાં સુધારો થયો છે તેમ ધર્મમાં પણ જે સુધારો થયો છે તેનું રૂપ છે. વગર સુધરેલા લોક તો નિત્ય સ્નાનસંધ્યા પૂજામાલા વગેરે કરે છે, પણ પરમાત્માને સંતોષવા માટે કાંઇ એવા આડંબરની જરૂર નથી, એટલે સાદી પ્રાર્થના જ બસ છે એમ માની બીજા લોક તેમને હસે છે. પ્રાર્થના એટલે શું? એ વાત સમજતાં પહેલાં પ્રાર્થના કરવાની શી જરૂર છે એ સમજવાની બહુ જરૂર છે.

આ વિશ્વની આનંદમય અને નિયમિત રચના ચાલે છે. તેનો ચલાવનાર એમ કરવા માટે જરા પણ ઉપકાર કે સ્તુતિની આશા રાખતો નથી, કેમકે એવી આશાથી કરેલું કામ સંસારમાં પણ નીચું ગણાય છે તો પરમાર્થમાં તો અતિ અયોગ્ય ગણાવું જ જોઈએ. તેમ આપણે પોતે એ કાર્યનો ઉપકાર માની બહુ ઉત્સાહથી તેના કર્તાની સ્તુતિ કરીએ તેથી તે કાંઇ રાજી થઈ જવાનો નથો કે પોતાના જે સિદ્ધ નિયમો છે તેનો એક અંકોડો પણ ઢીલો કરવાનો નથી. ત્યારે બંને તરફથી જોતાં કેવલ સ્તુતિરૂપી પ્રાર્થના ગાવી કે જપવી એ કાંઈ ઉપયોગની વાત લાગતી નથી. એવી સ્તુતિ સાંભળે તેવો કોઇ કર્તા આપણાથી જુદો, તટસ્થ રહી, બધું નિયમતો હોય એમ માનવાથી પ્રાર્થનાનો વિચાર પેદા થાય છે, ને તે પ્રાર્થના ઉપયોગ વિનાની જણાય છે, તેવાં જપ, તપ, સ્નાન, સંધ્યા પણ જણાય. પણ જ્યારે એમ જાણીએ કે પરમાત્મા તો કેવલ જ્ઞાનરૂપ છે, ને વસ્તુમાત્રમાં, જેને આપણે ખાલી જગો કહીએ છીએ તે સુદ્ધાંતમાં પણ, ભરપૂર રહેલો છે, ત્યારે તે આત્માને સમજી અનુભવવામાં જ બધાં કર્મ, બધી પ્રાર્થના, બધાં જપ સ્નાન સંધ્યા, સર્વનો સમાસ થઇ જાય છે. પણ એમ સમજ્યા પછી જે જે કામ થાય છે તેનો હેતુ સ્તુતિ કરવાનો નથી હોતો, ઉપકાર માનવાનો નથી હોતો, દુઃખ લેઈ લેવરાવાનો નથી હોતો, પણ આત્મા જે જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય છે, તેવા જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય, થવા પ્રયત્ન કરવો એવો હોય છે.

ત્યારે તો એવો સવાલ ઊભો થાય છે કે આત્મા બધે છે, ને તે પોતે આનંદમય છે, ત્યારે કોઈ વસ્તુ આત્મા વિનાની તો છે જ નહિ, અને તેથી કોઇ વસ્તુ જ્ઞાન ને આનંદ વિનાની એટલે અજ્ઞાન કે દુઃખરૂપ જણાવી જ ન જોઇએ, છતાં બધો સંસાર દુઃખ ને અજ્ઞાનનો ભંડાર જ જણાય છે એ શું ? આગળ પુનર્જન્મના પાઠમાં એમ કહ્યું છે કે અંતઃકરણ એવું કાંઈક જડ અને ચેતનના સંબંધમાંથી પેદા થાય છે, ને એ અંતઃકરણના મન અને બુદ્ધિ એવા ભેદ છે. જડ એ જે કહ્યું તે ચેતન ભેગું જ રહે છે; ચેતન વિના તેને જાણી શકાય જ નહિ ને "તે છે" એવું લાગે જ નહિ. જડ ને ચેતનનો સંબંધ ધર્મ વિશેના બીજા પાઠમાં કહ્યો છે તે પ્રમાણે બધું આત્મામય તો છે જ, પણ તેમાં અંતઃકરણ પેદા થાય છે. એ અંતઃકરણમાં જે મન છે તે જ ભાતભાતના પદાર્થ જુએ છે, ભોગવે છે, નવા નવા ઉપજાવે છે, ને એમ પોતાને અનુકૂલ હોય તેમાં સુખ કે રાગ માને છે, ને પ્રતિકૂલ હોય તેમાં દુઃખ કે દ્વેષ ધરે છે. મનનો ધર્મ જ કલ્પના કરવાનો છે, ને જે જે વસ્તુ આપણે જોઈએ તે વસ્તુ ઉપર, આંખને રસ્તે થઈને, મન ચોટે છે, મન પોતે એ વસ્તુનું જ રૂપ ધારણ કરે છે ને એમ તે વસ્તુ આપણે જાણી એમ કહેવાય છે. એટલે વસ્તુ તો ખરેખરી શું છે તે કાંઈ જણાતું નથી, પણ મન એ વસ્તુના રૂપ જેવું રૂપ લે છે તેથી આપણે તેને જાણી એમ સમજીએ છીએ. મનનો આવો જે કલ્પના કરવાનો સ્વભાવ તે બહુ ચંચલ છે. ક્ષણ પણ અટકી શકતો નથી, ને રાતદિવસ મન કલ્પનાઓ કર્યા જ કરે છે; અને પોતાને અનુકૂલ ઘાટ બાંધે છે. આ પ્રમાણે મનનું જે વસ્તુ પદાર્થ વિચાર આદિમાં ફેલાવું તેને વૃત્તિ કહે છે. માણસોને સુખ દુઃખ, જે જે થાય છે, જ્ઞાન અજ્ઞાન સમજાય છે, એ બધો વૃત્તિનો ખેલ છે. ત્યારે વૃત્તિ અટકે તો એ જે જુદી જુદી વિરુદ્ધ વાતોનાં જોડકાં છે તે બધાં નાશ પામે, ને બધું, જેવું છે તેવું, એટલે આત્મામય એટલે આનંદ ઇત્યાદિ રૂપે જ સમજાય. એનો અનુભવ કાંઈક ભાગે આપણને ગાઢ નિદ્રામાં થાય છે; તે વખતે પણ વૃત્તિ નથી જ હતી એમ નહિ. કેવલ એક જ આકારવાળી હોય છે તેથી આપણને મૂલના આત્મસ્વરૂપનો આનંદરૂપે અનુભવ થાય છે. સાધારણ વ્યવહારમાં પણ જોઈએ છીએ કે જેની વૃત્તિ થોડી ફેલાયેલી હોય છે તેને વધારે આનંદ હોય છે, જેની વૃત્તિ બહુ ફેલાયેલી હોય છે તેને બહુ કલેશ હોય છે. માટે અત્યંત વૃત્તિ અટકે તો જ ખરું સુખ અનુભવાય. જેમ હીરા ઉપર મેલ ચઢી જવાથી પ્રકાશ વિનાનો પથરો લાગે છે તેમ આત્માને વૃત્તિરૂપી મેલ ઢાંકી નાખે છે ને તેનો જે જ્ઞાન આનંદ આદિ સ્વભાવ તે અનુભવાતો નથી.

જે રીતે વૃત્તિ અટકે એમ કરવું એ સર્વ ધર્મ કર્મનો હેતુ હોવો જોઈએ. વૃત્તિ મનનો ધર્મ છે, ને મન જે છે તે, ઘણે ભાગે, શરીરને આધીન છે. જે આહારવિહાર થાય તે બધાં શરીરને ને તેમાંથી મનને અસર કરે છે. માટે શરીર શુદ્ધ રહે અને મન પણ શુદ્ધ રહે તો વૃત્તિ સ્થિર થાય, ને વૃત્તિ સ્થિર થાય, તો પછી આત્મા ઉપર જ તેને લગાડી દેવાથી આત્માનો અનુભવ થઈ, કોઈ દિવસ દુઃખ જણાય જ નહિ. સ્નાનસંધ્યા જપતપ જે જે થાય તેનો હેતુ શરીર અને મનની શુદ્ધિ કરી વૃત્તિને સ્થિર કરવાનો હોવો જોઈએ, ને તેમ જ છે. વૃત્તિ સ્થિર થાય ત્યારે સંતોષ અને સમાધાન ઉદય પામે છે, ને જે પોતાને પ્રાપ્ત થયું હોય તે યોગ્ય છે એમ જણાય છે, તથા તેમાં આનંદ લાગે છે. અને આ સંસારમાં સંતોષ અને સમાધાન એ પારસમણિ છે, કેમકે તેમના સ્પર્શથી દુઃખરૂપી લોહ અને પાષાણનું પણ સુખરૂપી સુવર્ણ થઈ જાય છે. ત્યારે વૃત્તિને સ્થિર કરવા પ્રયત્ન કરવો જ જોઈએ. વૃત્તિ સ્થિર થઈ તો પછી જે કરવાનું હોય તે થાય છે. વ્યવહારમાં પણ એ વાત અનુભવસિદ્ધ છે. કોઈપણ કામ સ્થિરવૃત્તિથી તે કામમાં પરોવાયા વિના સિદ્ધ થતું નથી. એમ જ સ્થિરવૃત્તિને આત્મા ઉપર દૃઢ કરવી કે આત્માનો સ્વાભાવિક પ્રકાશ સહજમાં આનંદ પમાડે. આમ થવાથી બહાર ફેલાઈ ગયેલી વૃત્તિઓ અંતર્મુખ થાય છે એટલે પોતાના આધાર તરફ વળે છે, જે જે ધર્મક્રિયાઓ છે તેનો હેતુ વૃત્તિની સ્થિરતા અને આત્મા ઉપર દૃઢતા કરાવવાનો જ છે. એમ ન થાય તો તે ક્રિયાઓના ચાળા કરવાથી કશો લાભ નથી. પણ આવી રીતે વૃત્તિ દૃઢ તથા સ્થિર થાય એમાં એ વૃત્તિ કોઈ કોઈવાર ચાલે એવો સંભવ રહે છે. જ્યારે વૃત્તિ હંમેશ માટે આત્મામાં જ મરી જાય, ને ફરી ઉદય પામે જ નહિ, ત્યારે પરમસુખ જેને એકરસ–મોક્ષ કહે છે તે થાય છે. એને જ યોગશાસ્ત્રમાં સમાધિ કહે છે, જેને આમ થાય છે તે જાણતાં નથી કે અમને એમ થયું છે, કેમકે એમ જાણવું એ તો વૃત્તિ જ થઈ.

ત્યારે હવે પ્રાર્થનાનો પણ હેતુ સમજાઈ શકાશે. વૃત્તિને સ્થિર કરી આપણે જેને આત્મા, ઈશ્વર, પરમદેવ, જાણતાં હોઈએ તેના ઉપર દૃઢ કરવી ને છેવટ તે રૂપ જ રહે એમ કરી દેવી તે ખરી પ્રાર્થના છે. એને જ યોગશાસ્ત્રમાં ધ્યાન કહે છે. નિરંતર એમ જ થાય ત્યારે જ સર્વત્ર એકભાવ અનુભવાય છે, ને આનંદ વિના બીજું કાંઈ સંભવતું જ નથી. કેવલ સ્તુતિ ગાવી કે ભણવી, પાઠ કરવો કે કરાવવો, એમાં કશું ફળ નથી. પ્રાર્થના કરનારા એક બીજી વાત પણ પૂછશે કે કરેલાં પાપના પ્રાયશ્ચિત અથવા પશ્ચાત્તાપથી કાંઈ ફલ ખરું કે નહિ? ફલ ખરું જ, પણ તે એટલું જ

કે તેવું કર્મ કરવાની વૃત્તિ ફરીથી ન થાય, અને તે કર્યાને લીધે જે વૃત્તિ તથા શરીરમાં વિક્ષેપ થયો હોય તે સુધરે. એમાં પણ જે સુધારો થાય તે ભવિષ્યને માટે થાય, પણ તેથી ભૂત સમયમાં જે પેલા પાપને લીધે હાનિ થઈ હોય તે કાંઈ ફલ પેદા કર્યા વિના રહે નહિ. વૃત્તિની સ્થિરતા એ જ સર્વત્ર મુખ્ય વાત છે; ને થયેલા રોગના ઓસડ કરતાં રોગ ન થવા દેવો એ વધારે ડહાપણભરેલું છે.

હજુ એક બીજી વાત રહી. પ્રાર્થના કે તેવાં જ જપ હોમ વગેરેથી લોકો ધારેલાં કામ કરવા ઇચ્છે છે એ કેમ થતું હશે? એવું જે પ્રવર્તવું તે તો વૃત્તિને વધારે ફેલાવવાનું કામ છે, ને પરિણામે દુઃખ જ આપે છે. પણ એમાંએ કદાપિ ફલ મળતું હોય તો, તે પ્રાર્થના કે જપ હોમથી રાજી થઈને કોઈ આપતું નથી, પણ પોતાની વૃત્તિ જ અતિ બલવતી થઈ તે ફલને ખેંચી લાવે છે. મનમાં બહુ વેગથી જે સંકલ્પ થાય તે ઘણીવાર સફલ થાય છે, એવો જ આ પણ પ્રકાર છે, છતાં તે કાંઈ શ્રેયનો માર્ગ નથી.

મનની વૃત્તિનો અત્યંત અટકાવ થઈ, તે વૃત્તિ સર્વવ્યાપી આત્મમય થઈ જાય, ને તેમ થયું છે એ પણ જાણવાની વૃત્તિ ન રહે, એ જ ખરા સુખના અનુભવનો પ્રસંગ છે, એ જ ખરું ધર્મકર્મ છે, એ જ ખરી પ્રાર્થના છે.

---

૧. તટસ્થ કર્તા, પુરુષ, એવો ઈશ્વર નથી, ત્યારે પ્રાર્થનાનો અવકાશ નથી.

૨. આત્મારૂપે સર્વત્ર નિરાકાર સર્વવ્યાપી ચૈતન્ય સાથે સર્વનો અભેદ છે, તે નથી સમજાતો માટે ચિત્તશુદ્ધિ ઇત્યાદિ વાસ્તે ઉપાસના, ભક્તિ, આદિની જરૂર છે, એમ હોય તો પણ પ્રાર્થનાનો નવો અને ઇષ્ટાર્થ સિદ્ધિવિકલ માર્ગ યોજવાની જરૂર નથી.

૩. અભેદરૂપે સર્વે મુક્ત જ છે; મુક્તિ થવાની નથી. પણ તેવું સમજાતું નથી તે માટે ભક્તિ આદિની જરૂર એટલે પ્રાર્થનાને માટે જગો જ નથી.

૪. તટસ્થ ઈશ્વર સર્વ ઉત્તમતા, સર્વ શુદ્ધતા, સર્વ નીતિનિયમ, તેના ઉત્તમોત્તમ તત્ત્વરૂપે જાણવો, ને તેના જેવાં થવા પ્રયાસ કરવો એવું કહી પ્રાર્થનાની જરૂર બતાવાય છે, પણ જે અભેદ અદ્વૈતવાળા કહે છે તે સર્વ ઉત્તમતા, સર્વ શુદ્ધતા, ઉચ્ચ પ્રેમ, ઉચ્ચ નીતિ તેનો જ સાર છે, તેરૂપ છે, છતાં તેમાં પ્રાર્થનાનો અવકાશ જ નથી. કેમકે એક છે તેવું બીજાને થવાનું નથી, પણ સર્વ તેવું જ છે, તે માત્ર અનુભવવું જ છે.

૫. તટસ્થેશ્વરવાદીઓ પણ અમે "પ્રાર્થના" એ વિષયમાં બતાવ્યું કે "આત્મા જે જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય છે, તેવા......થવા પ્રયત્ન કરવો" પ્રાર્થનાનો હેતુ છે, એ વાત નથી સ્વીકારતા?

'સુદર્શન' ડીસેમ્બર: ૧૮૯૦ થી સપ્ટેમ્બર, ૧૮૯૧.

# નીતિ

પ્રત્યેક મનુષ્ય સત્ય અને શુદ્ધ માર્ગમાં વિચરવું જ ઇચ્છે છે. અસત્ય અને અશુદ્ધ માર્ગે વિચરતાં શરમાય છે, અનેક યુક્તિ પ્રયુક્તિથી અસત્ય અને અશુદ્ધને પણ સત્ય અને શુદ્ધનો આભાસ કરી આપવા મથે છે. એમ સર્વથા જનરુચિ સત્ય અને શુદ્ધ ઉપર જ છે; નીતિ અને ન્યાયમાં જ કલ્યાણ મનાયું છે. પરંતુ સત્ય, ન્યાય, નીતિ, પુણ્ય, પાપ ઇત્યાદિ શબ્દોના અર્થ એટલા બધા અનિશ્ચિત અને શિથિલ છે કે વ્યક્તિએ વ્યક્તિએ તેનો અર્થ જુદો જુદો થઇ ગયેલો જણાય છે એટલું જ નહિ પણ તે તે વ્યક્તિ પોતે એ પોતે ઠરાવેલા નીતિ આદિ શબ્દના અર્થને પોતાના આચારમાં સર્વ પ્રસંગે અનુસરે છે એવું ક્વચિત જ દેખાશે. સર્વ કોઈ 'પ્રસંગ'–ને નમતાં જણાય છે, પ્રસંગ ઉપર થઇને પોતાના નિશ્ચયને જ આગળ કરવાનો આગ્રહ કોઈ અતિ વિરલ ઐતિહાસિક વીર કે ધાર્મિક મહાત્મા વિના અન્યત્ર જડવો અશક્ય જેવો છે. જેવો પ્રસંગ તેવી નીતિ; કૌરવોએ પાંડવો-ને લાક્ષાગૃહમાં છલ કરીને વસાવ્યા અને બાળી મૂક્યા, અભિમન્યુને યુદ્ધનીતિના નિયમોથી ઉલટી રીતે છલ કરીને ચક્રવ્યૂહમાં હણ્યો, શિવાજીએ અફઝુલખાનનો સંધિને મિષે પ્રાણ લીધો, કે અમુક अ, ब, क, આદિ શ્રી પુરુષોએ પુત્ર પુત્રીનાં લગ્ન કરાવી લેવામાં, બે હાથ જમીન હાથ કરવામાં, પાંચ પૈસા મેળવવામાં, કે કોઇ રજવાડાની ખટપટમાં જુઠાને સાચું ઠરા-વ્યું કે સાચાને જુઠું ઠરાવ્યું;—એમ સર્વત્ર જેવો પ્રસંગ તેવી નીતિ દીઠામાં આવે છે. 'પડશે તેવા દેવાશે' એ તો વ્યવહારનિપુણ વૃદ્ધોનું નીતિસૂત્ર જ થઇ ગયેલું છે. લોકનીતિ, રાજનીતિ, ધર્મનીતિ, ગૃહનીતિ, એમ એકની એક નીતિના પણ અનેક વિભાગ થઈ, જાણે સત્યતા અને વિશુદ્ધિનો માર્ગ પ્રત્યેક સ્થાન અને પ્રસંગને અર્થે જુદો જુદો હોય તેવો પ્રચાર દીર્ઘકાલથી પ્રચલિત છે.

આમાં પણ કેટલોક સમય થયાં એવો વ્યવહાર આખા જગત ઉપર પ્રસિદ્ધિમાં આવ્યો છે કે પ્રસિદ્ધ નીતિ એ કાંઇક જુદી વાત છે અને ખાનગી નીતિ એ કાંઇક જુદી વાત છે. જે વાત જનસમાજની દૃષ્ટિના દેખતાં ન કરી શકાય તે ઘરના ખૂણામાં કરી શકાય, અને ઘરના ખૂણામાં ન કરી શકાય, તે જનસમાજની દૃષ્ટિ આગળ કરી શકાય એવો વિચાર અર્ધાએક શતકથી પુરઃસર થવા લાગ્યો છે. આમાં કેટલીક સત્યતા છે એ ખરું અને મનુષ્યે મનુષ્ય પોતાના અંગત વ્યાપારો જે પ્રકારે કરે છે તે પ્રકારે તે સમસ્ત જનમંડલ આગળ પ્રસિદ્ધ રીતે વર્તી ન શકે એવી મર્યાદા

છે એ પણ ખરું; તથાપિ જે એકાંતમાં અનીતિ હોય તે પ્રસિદ્ધમાં નીતિ થઈ જાય એવું જોનારની દૃષ્ટિ માત્રમાં જ નીતિ અનીતિનું ધોરણ સ્થાપવામાં, પ્રસંગ માત્રને નમીને ચાલવાના નીતિ અનીતિના ધોરણ કરતાં વધારે સારું ધોરણ મનુષ્યવર્ગે હાથ કર્યું હોય એમ લાગતું નથી. લાભ-હાનિનો ગમે તેવો પ્રસંગ જેમ અનીતિને નીતિ ઠરાવી શકતો નથી તેમ કોઈ જોનાર ન હોય કે આખું જગત જોનાર હોય તેટલાથી પણ નીતિ અનીતિનો નિશ્ચય નીપજતો નથી.

આમ અનેક અનેક પ્રકારે નીતિની ભાવના અનિશ્ચિત અને શિથિલ દેખાય છે. તત્ત્વવિવેક કરનારા પંડિતો અને લેખકો એ વિષયે અતિ ગૂઢ અને અનેક સૂક્ષ્મ વાદથી ભરેલા લેખ વિસ્તારી ગયા છે; પણ એ વિષયની જોઈએ તેવી સ્પષ્ટતા અને સરલતા થઈ નથી; મનુષ્યોના આચારમાં નીતિમત્તાનો પ્રથમ કરતાં વધારે આવિર્ભાવ થયો નથી. આપણે યથાશક્તિ વિચાર કરવો જોઈએ કે નીતિ શાને કહેવાય છે, નીતિ પોતે શું છે, અને નીતિનો શા માટે સત્કાર કરવો પડે છે. ધીમે ધીમે એવો વિચાર પ્રચલિત થતો જાય છે કે જનમંડલની સ્થિતિને અર્થે નીતિની આવશ્યકતા છે. ન્યાય અને નીતિના નિયમો જો સર્વોપરિ રહે નહિ તો મનુષ્યો એક એક સાથે મળી ગૃહ અને કુટુંબ બાંધે નહિ, ગામ, નગર, દેશ અને રાજ્યનું અસ્તિત્વ સંભવે નહિ અને સુખ તથા શાન્તિનો પ્રસંગ પણ આવે નહિ. પાશ્ચાત્ય જડવાદમાંથી એટલે કે ચૈતન્ય એવી સ્વતંત્ર શક્તિ માનવા વિના જડ માત્રના પરિણામથી સમગ્ર વિશ્વવ્યવસ્થા સંભવે છે અને સુશ્લિષ્ટ રીતે ઘટી શકે છે, એમ માનવામાંથી નીતિના સ્વરૂપ વિશે આવો વિચાર ફલિત થયો છે. 'મનુષ્ય' એ વર્ગ બીજા અનેક વર્ગોમાંથી પરિણામ અને પરિપાક થતે થતે ઉદ્ભવ્યો છે, અને 'મનુષ્ય' આજ જે મંડલસંસ્થામાં વિચરે છે તે પણ તે જ રીતે ક્રમે ક્રમે પરિપાકને પામી છે અને પામતી રહે છે. ત્યારે ઘર, ગામ, દેશ, રાજ્ય કે મંડલીમાં રહ્યા વિના મનુષ્યને ચાલતું નથી, અને એ રીતે રહેવું પડે છે એટલે પ્રત્યક્ષ મનુષ્યના ઉપર અનેક પ્રકારનાં કર્તવ્યનું આવશ્યક બંધન આવી પડે છે. તેણે પોતાના શ્રેયને કર્તવ્યકોટિમાં રાખવું, તેવું જ પોતાનાં કુટુંબી, પોતાનાં દેશી, પોતાનાં શાસન કરનાર, અને સમગ્ર વિશ્વમાં વસતો એકંદર મનુષ્યવર્ગ સમસ્ત, તે સર્વનું શ્રેય પણ પોતાનાં કર્તવ્યની કોટિમાં રાખવું, એવો વર્તમાન જડવાદની નીતિનો ઉપદેશ છે.

વ્યષ્ટિ અને સમષ્ટિ એ ભાવના વર્તમાનકાલે તો જડવાદે બહાર પાડી છે, અને વ્યષ્ટિનાં કર્તવ્ય માત્ર સમષ્ટિની દૃષ્ટિથી થવાં જોઈએ એવી

નીતિનો તેણે ઉપદેશ કર્યો છે. પ્રત્યેક મનુષ્યે ( વ્યષ્ટિએ ) એક પણ કર્તવ્ય એવું, કે એવી રીતે, ન કરવું કે જેથી સમગ્ર મનુષ્યવર્ગ ( સમષ્ટિ ) ને તે વર્ગરૂપે રહેવામાં, વધવામાં, સુખી થવામાં, અને શાન્તિ મહવામાં વિઘ્ન આવી પડે. વર્તમાન સમયમાં પાશ્ચાત્ય શિક્ષણથી, પ્રાચીન એવી સર્વ વાતનો અનાદર કરતા યુવકો આવા નીતિનિયમનો સ્વીકાર કરે છે, અને 'ઘણાનું ઘણું સુખ', થાય તે નીતિમય કર્તવ્ય છે એમ માને છે; એમાં વ્યષ્ટિ અને સમષ્ટિની નીતિનો જે ઉપદેશ જડવાદે કરેલો છે તે જ મૂલ આધારભૂત છે. આવા સૂત્રને અનુસરીને નીતિનું સ્વરૂપ વિલોકતાં નીતિ તે જનસમષ્ટિના નિર્વાહ અને ઉન્નતિના અર્થે જ પાલવાની છે એમ ફલિત થાય છે એટલું જ નહિ પણ પ્રસિદ્ધ અને ગુપ્ત આવા જીવનના બે વિભાગ પાડી પ્રસિદ્ધ નીતિ અને ગુપ્ત નીતિનાં ધોરણોમાં ભેદ રાખવાનું પણ નીપજી આવે છે. સમષ્ટિની દૃષ્ટિ આગળ સત્ય, પ્રામાણિકતા, ઐક્ય, ઉચ્ચતા, આદિની જે જે ભાવનાઓ સ્થપાયેલી છે, જેને આધારે જનસમાજની સ્થિતિ, વૃદ્ધિ અને ઉન્નતિ થઇ છે ને થાય છે, તે સૂચવાયાં જાય તો, ગુપ્ત રીતે, પ્રત્યેક વ્યક્તિ ગમે તેવો આચાર રાખે તેથી બાધ નથી એમ આ નીતિમાર્ગના સિદ્ધાન્તનો ધ્વનિ છે. એક રાજ્યનો મંત્રી અન્યાય અને અસત્યતાને પોતાના રાજકીય વર્તનમાં આશ્રય આપે નહિ, તો તેના ઘરમાંના ત્રણ દીકરા વચ્ચે વહાલા અળખામણા કરી વિભાગ કરી આપતાં જે અન્યાય કરે તેની બહુ ગણના કરવા જેવું નથી; કોઇને પણ 'ગુપ્તવ્યવહાર'માં દૃષ્ટિ ઘાલવાનું પ્રયોજન નથી; તેનો પ્રસિદ્ધ વ્યવહાર શુદ્ધ હોય એટલે પૂર્ણ છે. વ્યભિચારમાં નિમગ્ન ગૃહસ્થ જ્યાંસુધી વ્યભિચારને પ્રસિદ્ધ જનમંડલની એક સંસ્થારૂપે સ્વીકારે નહિ ત્યાંસુધી તેના પ્રસિદ્ધ જીવન ઉપર લક્ષ રાખી, ગુપ્ત જીવનમાં દૃષ્ટિ કરવાનો કોઇને હક નથી.

સંસારની જાલ એવી પાપમય, વિકટ અને વિષમ છે, પ્રસંગોની રચના એવી ગૂંચવણવાળી થઇ આવે છે, અને સ્વાર્થવૃત્તિને અંગે અભિમાન એવો સર્વોપરિ રહે છે કે ગુપ્ત અને પ્રસિદ્ધના આવા ભેદ વિના જનસમાજની નીતિનું રક્ષણ થવું અતિ દુર્ઘટ છે. તેમજ મંડલ બાંધીને અથવા રાજ્યના અંગમાં રહીને મનુષ્યો પરસ્પર સાથે એકત્ર અને સહાય થઇ વસે છે તેમાં તે પોતાનું સમગ્ર સ્વાતંત્ર્ય અર્પી દેતાં નથી એ પણ પ્રસિદ્ધ છે. પોતાના અને પોતે જે મંડલ કે રાજ્યના અંગમાં હોય તેના નિર્વાહને વિરોધ ન થાય એટલે અંશે સર્વ કોઈ પોતપોતાનું સ્વાતંત્ર્ય ભોગવે છે; એ પ્રદેશના કુંડામાં કોઈની દૃષ્ટિ મૂકવી જોઇતી નથી, કોઇનો

ત્રાસ રહેવો જોઇતો નથી, સ્વર્ગ, નરક પાપ કે પુણ્યનો મહિમા પણ એ સ્વતંત્રતાને પરતંત્રતા કરી દેવાનો અધિકાર ધરાવતો નથી, જડવાદ એ જ ધોરણે નીતિમાર્ગ રચે છે, વ્યષ્ટિને પ્રાધાન્ય આપે છે. વ્યક્તિ વ્યક્તિ સર્વદા સર્વત્ર મુખ્ય અને પ્રથમ છે, તે સર્વ પ્રકારે સ્વતંત્ર છે, અનેક વ્યષ્ટિની જે સમષ્ટિ થાય તેના નિર્વાહને વિઘ્ન ન થાય તે રીતે એ સ્વાતંત્ર્ય વાપરવાનું છે; તેના સ્વાતંત્ર્યનો ભંગ કશાથી થાય નહિ. સ્વતંત્રતા અને સમાનતા એ આ નીતિનાં સૂત્ર છે. માટે જ પ્રસિદ્ધ અને શુભ નીતિની મર્યાદા આવશ્યક અને યોગ્ય ગણાય છે. અર્થાત્ જનસમાજે પોતાના નિર્વાહ માટે નીતિનાં સ્વરૂપ રચેલાં છે; લગ્ન જેમ એક કરાર છે તેમ સત્ય, શુદ્ધતા, પ્રામાણિકતા આદિ પણ જનસમાજે સ્વીકારેલા અનાદિકાલથી ચાલી આવેલા કરાર છે. શબ્દોના અર્થ જેમ સાંકેતિક છે, તેમ નીતિની પરિભાષા માત્ર સાંકેતિક અને જનસમાજના હિતને અર્થે યોજેલી છે. આવો એક પક્ષ છે, જે વર્તમાન સમયે સામ્રાજ્ય ભોગવે છે. એની વિશેષ વિવેચના થવી આવશ્યક છે.

'સુદર્શન': નવેમ્બર, ૧૮૯૭.

## કર્તવ્ય

કર્તવ્ય એટલે શું? ગત અંકમાં તેમ આ અંકમાં વેદાન્તનું તાત્પર્ય શોધતાં, નીતિના પ્રદેશ ઉપર તેની કસોટી કરી જોતાં, કર્તવ્ય એ જ પરમસાધ્ય છે એવું વારંવાર કહેવામાં આવ્યું છે. એ કર્તવ્ય શામાં છે? શું કરવાથી કર્તવ્ય કર્યું કહેવાય? એવા પ્રશ્નો સ્વાભાવિક છે; તેમાં વળી કર્તવ્યને 'સમષ્ટિદષ્ટિથી' કરવું એમ વારંવાર કહેવાયું છે તેની સ્પષ્ટતા થવી પણ આવશ્યક છે. અભેદભાવનાને પોતાના અંતરથી આરંભી, ઘર બહાર, અને આખા વિશ્વ પ્રતિના વ્યવહારમાં લાગુ કરવારૂપ જે સાક્ષાત્કાર છે તે પ્રત્યેક વ્યક્તિ પોતાના આચારમાં સમષ્ટિદષ્ટિથી કર્તવ્ય કરે એટલામાં જ સમાપ્ત થઇ શકે છે.

મનુષ્યમાત્ર બાહ્ય અને આંતર એવાં બે કારણોથી પોતાના વિચાર અને આચારમાં નિયમાય છે. બાહ્ય કારણોમાં પોતાનો દેશ, કાલ, સંબંધ આદિ સમાય છે, આંતર કારણોમાં પોતાનું શારીરિક અને માનસિક સામર્થ્ય તેમ પ્રકૃતિ ઉપર પડેલા પ્રારબ્ધના સંસ્કાર એ સર્વનો સમાસ થાય છે. અમુક દેશમાં અમુક સમયે વસતા અમુક સંબંધોવાળા મનુષ્યને કોઇ

એક આચાર કરવાનો પ્રસંગ આવતાં, તે, બાહ્ય કારણો વિચારીને, પોતાની પ્રકૃતિ તથા માનસિક અને શારીરિક શક્તિના પ્રવાહાનુસાર, તે પ્રસંગે આચાર કરશે. આવું પ્રત્યેક જનને પ્રત્યેક ક્ષણે થયાં જ કરે છે. પોતપોતાની પ્રકૃતિ અને પોતપોતાના સ્વાર્થને અનુસરીને સર્વ કોઇ પ્રસંગાનુસાર વર્તન કરે છે જ. આમાં કર્તવ્ય થયું કહેવાય? અને તે કર્તવ્ય સમષ્ટિદષ્ટિથી થયું કહેવાય?

કર્તવ્યની એવી વ્યાખ્યા ઘણી વાર અપાયેલી છે કે પ્રવાહપતિત સ્વકર્મને કરવું: જે પ્રસંગે જે આવે તે કરવું. માણસ પ્રસંગોને જ આધીન છે, અને જે પ્રસંગે જે યોગ્ય હોય તે કરી લેવું, એમાં આલસ્ય કે પ્રમાદ ન રાખતાં, પ્રામાણિક બુદ્ધિથી, શુદ્ધ હૃદયે સ્વકર્મ કરવું એ જ કર્તવ્ય છે. રાજાથી રંક પર્યંત સર્વને એવા કર્તવ્યના પ્રસંગો પ્રતિક્ષણ આવે છે, ને સર્વ કોઈ એમ પોતાનું કર્તવ્ય કરે છે. આવી રીતે કર્તવ્યને સમજવું એ એક રીતે ઠીક છે, તેમ બીજી રીતે ખોટું પણ છે. ઠીક એટલામાં છે કે આવી પડતા પ્રસંગનો નિર્વાહ કરવાનો અર્થ કરવામાં જો સ્વ અને સ્વાર્થને આગળ પાડવામાં ન આવે તો, કર્તવ્યની આ વ્યાખ્યા પણ ચાલી શકે; ખોટું એટલામાં છે કે આવી પડતા પ્રસંગનો નિર્વાહ કરવાને નિમિત્તે સ્વાર્થ અને સ્વપરાયણતા સાધવાનો માર્ગ જ કરવામાં આવે તો કર્તવ્યનો હેતુ જ વ્યર્થ થઈ જાય. સ્વાર્થ સિદ્ધ થાય એ તો કર્તવ્યનું ફળ છે, અને ફલ ઉપર દૃષ્ટિ રાખીને કર્તવ્ય કરવું તે કર્તવ્ય નથી.

ફલાભિસંધિરહિત સ્વકર્મને કરવું એ કર્તવ્ય છે. જે કાંઇ કરવાનું આવે તે ફલના અભિસંધિ વિના કરવું. એમ વારંવાર પૂછવામાં આવે છે કે ફલનો અભિસંધિ રાખ્યા વિના, અમુક પ્રસંગે અમુક સાધન યોજીને કર્તવ્ય કરવાની વ્યવસ્થા થઇ શકે શી રીતે? ફલ ઉપર લક્ષ રાખ્યા વિના સાધનની યોજના થતી નથી, અને યથાર્થ સાધનનો વિનિમય રાખ્યા વિના કર્તવ્ય કરવું એ તો એક ગાંડા માણસની નિષ્ફલ ચેષ્ટા જેવી ચેષ્ટા જ થઈ જાય. આનો વિચાર એમ છે કે ફલના અભિસંધિ વિના કોઈ પણ પ્રવૃત્તિ જ અશક્ય છે એ વાત ખરી, પરંતુ ફલાભિસંધિનો ત્યાગ કરાવવામાં ફલ અને સાધનનો યથાર્થ વિનિયોગ કર્યા વિના જ જે તે કાંઈક કર્યા કરવું તે કર્તવ્ય છે એમ તાત્પર્ય નથી. જે કરવાનું છે તે એટલું જ છે કે ફલના સ્વરૂપનો વિચાર ન રાખવો; ત્યારે જ કર્તવ્યમાં સમષ્ટિદષ્ટિ આવી શકે.

ક્રિયા ફલને અર્થે કર્તવ્ય છે? પ્રત્યેક જીવન અને જીવનમાત્રનો ઉદ્દેશ ઉન્નતિ અને વૃદ્ધિ છે; ને તે ઉન્નતિ અને વૃદ્ધિ કેવલ વ્યાવહારિક સમૃદ્ધિની પ્રાપ્તિથી જ નથી, માનસિક પ્રસાદની પ્રાપ્તિમાં તે ઉન્નતિ અને તે વૃદ્ધિ છે. મનુષ્યજીવન ક્રમે ક્રમે નીતિભાવનાની સંપૂર્ણતા ઉપર વધતું જાય, વ્યક્તિ

વ્યક્તિ અને સમગ્ર દેશ કે પ્રજા, સત્ય, પ્રામાણિકતા, પ્રેમ, આદિ ઉન્નત ભાવોના નીતિનૈપુણ્યમાં પરિપૂર્ણતા પામે, એ જ જીવનનો ઉદ્દેશ છે. જે પ્રકારે આ ઉન્નતિને માર્ગે પ્રત્યેક મનુષ્ય તેમ સમગ્ર મનુષ્યવર્ગ ચઢે તે પ્રકારે આચાર વિચાર રાખવા એ સર્વ કોઈનું પરમ કર્તવ્ય છે. એ કર્તવ્ય સમજવાને પ્રત્યેક વ્યક્તિએ સમગ્ર મનુષ્યવર્ગના ભૂતકાલ ઉપર લક્ષ આપવું જોઈએ, અને તે સ્વબુદ્ધિઅનુસાર, નિઃસ્વાર્થવૃત્તિથી, અને જે હૃદયાર્દ્રતા ઈશ્વરે આપી હોય તે તેમાં પરોવીને આપવું જોઈએ. જ્યાં જ્યાં સમગ્ર મનુષ્યવર્ગની ભૂતભાવનાનો ધ્વનિ તમારા હૃદયના પ્રત્યય સાથે એકતા પામતો જણાય ત્યાં ત્યાં પરમ કર્તવ્યના માર્ગનાં પગથિયાં તમારે હાથ આવ્યાં છે એમ જાણીને કર્તવ્યપરાયણ થતા જાઓ. પણ પરમ કર્તવ્યને સમજવાથી જ સરતું નથી. પરમ કર્તવ્ય સાથે એક સાપેક્ષ કર્તવ્ય પણ રહે છે. જે દેશકાલમાં આપણે હોઈએ, જે સ્થિતિ, સાધન, પ્રકૃતિ આદિથી યંત્રિત હોઈએ, તે પણ લક્ષમાં રાખવાં જોઈએ. પોતાના દેશકાલનું પ્રતિબિંબ હૃદયમાં પડે અને સામાન્ય સામાજિક અભિલાષાનો જે ભાસ વર્તાય તે સાપેક્ષ કર્તવ્યનો માર્ગ જાણી લેવો. પરમ કર્તવ્ય અને સાપેક્ષ કર્તવ્ય એ ઉભય પ્રત્યેક વ્યક્તિના જીવનમાં પદે પદે ગૂંથાયલાં રહેવાં જોઈએ. પ્રત્યેક વ્યક્તિએ સમગ્ર સમષ્ટિ અર્થાત્ મનુષ્યમાત્રના આદર્શરૂપ તેમ પોતાના દેશકાલાદિના પણ આદર્શરૂપ થવું જોઈએ; અને તે આદર્શમાંથી બીજા આદર્શોમાં એ પ્રતિબિંબ ઉપજાવવાનો યત્ન કરવામાં સ્વકર્તવ્ય સ્વીકારવું જોઈએ. આ પ્રકારે જે ઉન્નતિ અને વૃદ્ધિ પારમાર્થિક રીતે તેમ સાપેક્ષ રીતે પ્રત્યેક વ્યક્તિને ઇષ્ટ છે તે કર્તવ્યના ફલનું સ્વરૂપ સમજાવી શકે છે. એ ફલ ઉપર દૃષ્ટિ રાખીને સાધનની યોજના કરી, કર્તવ્ય કરવું એમાં કશો બાધ નથી. ફલાભિસંધિનો બાધ એમાં આવી શકતો નથી. જે ફલને અર્થે જ જીવન છે તે ફલના અભિસંધિનો ત્યાગ કરવો એમ કર્તવ્યપરાયણતાનો ઉપદેશ કરનારનો આશય હોઈ શકે જ નહિ. 'ફલ' નો અર્થ જ્યાં સ્વ-પરાયણતા અને સ્વાર્થ છે, કર્તવ્યનો અર્થ જ્યાં સ્વાર્થ સાધવાના પ્રપંચ છે, ત્યાં ફલાભિસંધિનો ત્યાગ અત્યંત આવશ્યક છે. કેમકે એવા ક્ષુદ્ર ફલ ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લીધા વિના મનુષ્ય કદાપિ પણ પોતાના યથાર્થ કર્તવ્યના માર્ગ ઉપર આવી શકતું નથી. જ્યારે ફલનો વિચાર મૂકીને જે કાંઈ કરવાનું ફલ સાધવાને અર્થે કરવાનું, તે કરાય છે, ત્યારે ફલ ગમે તે થાય, તેથી રાગદ્વેષ પમાતો નથી, અને સ્વલ્પ કર્તવ્યોમાંથી ક્રમાતે ક્રમાતે, પરમ કર્તવ્ય કરવા પર્યંત અધિકાર, કાલક્રમે વધી શકે છે.

અને એટલા જ માટે 'સ્વાર્પણ' એ જ કર્તવ્યનું તત્ત્વ મનાયું છે. જે કાંઈ કરવું તે ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવું એમ કહેવાયું છે. ઈશ્વર એટલે જેને

આપણે પરમ કર્તવ્યની ભાવના કહી આવ્યા તે જ; અને તે પરમ કર્તવ્યની ભાવનાથી જે કર્તવ્ય થાય તે કદાપિ પણ સ્વનું અર્પણ થયા વિના, સ્વને ભૂલી જઈ પરના પ્રેમમાં લીન થયા વિના, સંભવતું જ નથી. એટલા જ માટે સમષ્ટિ ઉપર પ્રેમ, સમદૃષ્ટિ, એ જ આવશ્યક કહેવાયાં છે, એવો સ્વાર્પણમય પ્રેમ તે જ ઇશ્વર છે એમ અનુભવીઓ ઉચ્ચારી ગયા છે. ત્યારે પ્રત્યેક વ્યક્તિ આવા પ્રેમભાવમાં વિલીન થાય છે અને પોતે જે પારમાર્થિક તથા સાપેક્ષ સત્ય સ્વીકારતી હોય તે બધું એ પોતાના આચારમાં પૂર્ણ રીતે પ્રતીત કરાવી શકે એ જ તે વ્યક્તિનું કર્તવ્ય છે. જે પારમાર્થિક નિશ્ચય થયો હોય અને જે સાપેક્ષ નિશ્ચય થયો હોય તે ઉભયનો યોગ કરીને, સ્વાર્પણપૂર્વક, પોતાનો આચાર રાખવો, નિશ્ચયમાંનું કાંઇ પણ પોતાના આચારમાં દર્શાવતાં અવશેષ રાખવું નહિ એ જ એક ફલાભિસંધિરહિત અથવા સમષ્ટિદષ્ટિથી કર્તવ્ય કરવાનો માર્ગ છે.

કર્તવ્ય સર્વદા એકનું એક રહેતું નથી. એનું કારણ પણ હવે સ્પષ્ટ થઈ જશે. પારમાર્થિક નિશ્ચય યદ્યપિ એક રહે તથાપિ સાપેક્ષ નિશ્ચય સર્વ કાલે તેનો તે રહે નહિ એક કાલે મરણ એ જ કર્તવ્ય છે; એક કાલે જીવવું એ જ કર્તવ્ય છે; એક કાલે તરવાર કર્તવ્યમાં છે; એક કાલે કલમ કર્તવ્યમાં છે; એક કાલે જીવ લેવો કર્તવ્ય છે; એક કાલે જીવ આપવો કર્તવ્ય છે. પણ તે બધું પારમાર્થિક અને સાપેક્ષ કર્તવ્યની જે સમષ્ટિદૃષ્ટિ છે તે દૃષ્ટિથી જાણવું; કેવલ સ્વ અને સ્વસંબંધની પુષ્ટિને અર્થે ન જાણવું. કર્તવ્યની આવી અનેકરૂપતા જ શ્રીભર્તૃહરિએ ગાઇ છે:—

> क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यंकशयनः
> क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ।
> क्वचित् कंथाधारी क्वचिदपि दिव्यांबरधरो
> मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥

પરમ કર્તવ્યને ન પહોંચી શકતાં કેટલાંક મનુષ્યો કેવલ સાપેક્ષ કર્તવ્યને જ સમજી શકે છે, અને એથી પણ ઊતરતાં કેટલાંક મનુષ્યો પોતાના સમગ્ર દેશકાલને ન સમજતાં માત્ર સ્વાર્થ જેટલા જ કર્તવ્યને કરતાં જણાય છે. સ્વાર્થની દૃષ્ટિવાળું કર્મ તે કર્તવ્યમાં નથી ગણાતું, તેમ કેવલ સાપેક્ષ કર્તવ્ય એ પણ કર્તવ્ય નથી, ત્યારે એવાં ઊતરતાં પ્રકારનાં કર્તવ્ય કરતાં આગળ સમજવાની જેને શક્તિ નથી તે નિરાશ થઈ કર્તવ્યમાત્રથી ભ્રષ્ટ થઇ જાય એમ ભીતિ રહે છે. કોઇ કોઈ તો કેવલ નિશ્ચેષ્ટ પડયા રહેવું, અથવા વિચારનિમગ્ન રહી મનોરાજ્યમાં વિચરવું એને પણ કર્તવ્ય માની બેસે છે. કર્તવ્યનો સાર, વૃદ્ધિ અને ઉન્નતિનો માર્ગ, તે

નિશ્ચેષ્ટતામાં કે વિચારનિમજ્જનમાં નથી; કરવું, ગતિ આપવી લેવી એ જ કર્તવ્યનો સાર છે; પ્રવૃત્તિ એ જ કર્તવ્યની ભૂમિકા છે. જેનો જેવો સંસ્કાર અને અધિકાર તેવું તેને કર્તવ્યનું સ્વરૂપ સમજાય છે. એ કરતાં અધિક કર્તવ્ય છે ને તે થતું નથી, માટે થઇ શકે છે તે પણ ચૂકવું એમાં કર્તવ્યભ્રષ્ટતા જ છે:—

श्रेयान् स्वधर्मो विगुण: परधर्मात् स्वनुष्ठितात् ॥

એ કહ્યું છે તે યોગ્ય જ કહ્યું છે. જ્યાં જેવા પ્રકારનું કર્તવ્ય સમજાય ત્યાં તેવા પ્રકારનું જેવું સમજાયું છે તેવું પૂર્ણપણે કરવું એ કર્તવ્ય થવાનો અર્થ છે. એમાં ફલ ઉપર દૃષ્ટિ રાખી તે ફલના ભાવ કે અભાવથી રાગદ્વેષ પામવાં નહિ. એટલે કર્તવ્ય કરતે કરતે એની મેળે જ, અધિકારની વૃદ્ધિ થતાં, હોય તે કરતાં ઉન્નત કર્તવ્યનો માર્ગ પણ સમજવામાં આવી જશે.

આ પ્રકારે કર્તવ્યનું સ્વરૂપ સમજાવવા જે યત્ન થાય છે તેમાંથી પણ તત્ત્વ હાથ ન આવી શકતું હોય તો વધારે સરલ માર્ગ એ છે કે આપણાં શાસ્ત્રોમાં વર્ણાશ્રમાનુસાર જે જે વિધિનિષેધ કહ્યા છે તે પાળવા. तस्मात् शास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ આ કાર્ય, આ અકાર્ય, એવી વ્યવસ્થા માટે શાસ્ત્રને પ્રમાણ ગણવું. આપણે આપણા દેશના શાસ્ત્રને આ પ્રકારે પ્રમાણ ગણીએ તેથી વર્તમાન સમયે પરમ કર્તવ્યનો જે સમગ્ર જનસમાજની સમષ્ટિદૃષ્ટિથી આપણે માથે ભાર આવેલો છે તે વીસારી જવાશે એમ ધારવાનું કારણ નથી. આપણાં શાસ્ત્રોની રચના એક પાસા વિધિનિષેધરહિત અત્યંત સ્વતંત્ર, એવી અભેદભાવનાથી આરંભી કેવલ વિધિનિષેધમાં જ બાંધી રાખેલી પરતંત્રતાની કર્મભાવનાપર્યંત વિસ્તરેલી છે. અને એમાંના સર્વ ઉપદેશનો ઉદ્દેશ અભેદભાવના સિદ્ધ કરાવવાનો જ છે. આમ હોવાથી કેવલ શાસ્ત્રદૃષ્ટિએ કર્તવ્યનો માર્ગ ગ્રહણ કરવાથી પણ પરમ તેમ સાપેક્ષ ઉભય કર્તવ્યનો માર્ગ હાથ થવાનો સંભવ છે. આપણા નવીન શિક્ષણ પામતા યુવકોમાંના કેટલાક એકે પ્રકારે કર્તવ્યપરાયણ ન થતાં સ્વચ્છંદી રહે છે તેમાં અશ્રદ્ધા અને અયોગ્ય સ્વાભિમાન એ જ કારણ છે. પારમાર્થિક અને સાપેક્ષ કર્તવ્યને સમજતા નથી, શાસ્ત્રમર્યાદાથી વર્તવામાં કર્તવ્યને શોધતા નથી, તેમ વૃદ્ધપરંપરાને માન આપી આજ્ઞાધારકત્વમાં પણ કર્તવ્ય સાધી શકતા નથી. એનું નિદાન અતિશય અભિમાન અને તે અભિમાનને વધારનારી નવીન કેળવણીની પદ્ધતિ વિના બીજું કાંઇ નથી. કર્તવ્યપરાયણતા વિના જનસમાજની ઉન્નતિ કદાપિ થવાની નથી, અને જ્યાંસુધી નવી પ્રજા કર્તવ્યભાવનાને સારી રીતે સમજતી થશે નહિ ત્યાંસુધી આપણે આગળ વધી શકવાના નથી.

'સુદર્શન' : જાન્યુઆરી, સન ૧૮૯૮.

# વ્યાવહારિક નીતિ

કેમ્બ્રિજ પાઠશાળાના નીતિવિદ્યાગુરુ પ્રોફેસર હેનરી સીજવિક એમણે ઉપલા નામવાળો એક નિબંધ હમણાં જ લખ્યો છે. એ નિબંધ ઉપર અવલોકન કરતાં 'ઇંડિયા'-ના સાપ્તાહિક ચતુર્થાંકમાં જે લખાયું છે તેને આધારે અત્ર કાંઈક કહેવું ઉપયોગી થઈ પડશે. પ્રોફેસર સીજવિક બહુ પ્રસિદ્ધ પંડિત છે અને 'નીતિપદ્ધતિ' ( Methods of Ethics ) એ તેમનો અતિ ગંભીર લેખ આપણી મુંબઈ યુનિવર્સિટીમાં નીતિવિષયનો અભ્યાસ કરનારને પરિચિત છે.

વ્યવહારમાં વિચરતાં મનુષ્યો નીતિનું પ્રમાણ રાખતાં નથી અને પ્રસંગ માત્રને અનુસરી, ઇષ્ટ અર્થને સિદ્ધ કરવામાં કૃતકૃત્યતા સમજે છે. આવો વહીવટ એટલો બધો સર્વસામાન્ય થઈ ગયો છે કે એ પ્રમાણે જેને ન આવડે તે વ્યવહારકુશલ કે હોશિયાર કહેવાતાં નથી, ભોળાં, ગાંડાં, મૂર્ખ એવાં ઉપનામને પાત્ર થાય છે. વ્યવહારનું જે પ્રસિદ્ધ જનસંમર્દમાં ગાળવાનું જીવન તે, અને પોતાના ઘરની ચાર દીવાલો વચ્ચે એકાંતમાં ગાળવાનું જીવન તે, એ ઉભયને દોરવાનાં નીતિધોરણ જ જાણે ભિન્ન ભિન્ન હોય એવો પ્રચાર પડી ગયો છે; અને 'ખાનગી' તથા 'જાહેર' નીતિ, 'ખાનગી' તથા 'જાહેર' ચારિત્ર એ એક સર્વમાન્ય વિભાગ હોય તેવું મનાય છે. જાહેર કામકાજ કરનારા રાજકીય પુરુષો તો નીતિના ધોરણને વ્યવહારમાં માન પણ આપતા જણાતા નથી; આપણાં દેશી રજવાડાં એ નીતિધોરણના પ્રત્યક્ષ નમૂના છે. ત્યારે પ્રશ્ન એ છે કે 'ખાનગી' અને 'જાહેર' નીતિ વચ્ચે વસ્તુતઃ કાંઈ તફાવત છે કે નથી ? રાજકીય વ્યવહારમાં પડેલા રાજપુરુષો ખાનગી નીતિના પ્રત્યેક નિયમની એટલી બધી બેદરકારી બતાવે છે અને તેવી તેમની બેદરકારી એવી રીતે યોગ્ય ગણાય છે કે એમાં કાંઈ દોષ છે કે નથી એ કહેવું જ અશક્ય જેવું છે. રાજપુરુષો જે મહત્કાર્ય કરે છે ને દેશસેવા બજાવે છે તે જોતાં તેમજ તેમને પ્રલોભનના પ્રસંગ બહુ આવે તે વિચારતાં તેમના ચારિત્ર ઉપર કુંળી નજરે જોવું જોઈએ; અથવા રાજકીય મંડલોમાં તેમને તેમની અમુક નીતિપદ્ધતિ હશે જે અનુસારે સર્વમાન્ય સામાન્ય નીતિપદ્ધતિના નિયમોમાંથી રાજપુરુષો કાંઈક અંશે છૂટા રહી શકતા હશે; અથવા નીતિભંગ કરતાં પણ જે લાભ થાય તે સમસ્ત પ્રજાને થાય એટલે તેવો દોષ રાજપુરુષમાં જણાય તો તે માફ થઈ શકતો હશે—આવી રીતની છૂટ રાજપુરુષોને અપાય તે કરતાં પણ જે ખાનગી અને જાહેર નીતિનો વિરોધ તેમના વર્તનમાં જણાય છે તે અતિશય વધારે

છે. રાજકીય પુરુષોએ અને ઇતિહાસના અભ્યાસીઓએ ખાનગી નીતિનો અનાદર કરી રાજકાર્ય કરવાની નીતિનું એક નવું જ શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે, અને તે ધોરણે તેઓ પોતે ચાલે છે એટલું જ નહિ પણ ભૂતકાલના ઐતિહાસિક મહાજનોનાં ચારિત્ર તપાસવામાં પણ તે જ ધોરણની કસોટી માન્ય ગણે છે.

એકલા ઇતિહાસની પરીક્ષા કરવામાં જ આવા ધોરણનો ઉપયોગ થતો હોત તો બહુ હાનિ ન હતી; પણ ઇતિહાસના મહાજનોનાં ચારિત્રની કીમત કરવાનાં અને ઇતિહાસનાં ઇતિવૃત્તની સસારતા સમજવાનાં ધોરણોને જેમ આપણે નીચાં ઉતારતા જઇએ તેમ ધર્મ કે રાજ્ય એકેમાં આપણે એ કરતાં ઉન્નત ધોરણનો અમલ સ્થાપી શકીએ નહિ; એટલું જ નહિ પણ સર્વસામાન્ય વર્તનમાત્રમાં પણ તેવાં નીચાં ધોરણોથી જ આપણે વ્યવહાર કરતા થઇએ. રાજ્યનું સંરક્ષણ અને સંવર્ધન એ જ સર્વોપરિ નીતિ છે, રાજ્ય પોતે જ જાણે એક સાભિમાન વ્યક્તિ છે ને તેનું પોષણ એ જ સર્વ નીતિ ને સર્વ ન્યાયનો ન્યાય છે, અન્યાય અને અનીતિ પણ રાજ્યવ્યક્તિના સંરક્ષણ અને સંવર્ધન આગળ ન્યાય અને નીતિ થઈ શકે છે, એમ માનીને ઐતિહાસિક મહાજનોનાં સારાં ખોટાં હરેક કાર્યને નીતિયુક્ત ગણવાના ધોરણમાંથી મનુષ્યમાત્ર તેવા જ ધોરણને પોતાના વ્યવહારમાં ઉતારે અને નીતિને સ્થાને અનીતિનો પૂજક થાય એ સ્વાભાવિક છે. મહાજનો ધારેલો હેતુ સિદ્ધ કરવામાં એકદૃષ્ટિથી ચાલ્યા જાય અને સામાન્ય જનોને આવશ્યક એવા નીતિનિયમોનો અનાદર કરીને ચાલ્યા જાય, તેમાં પણ તેમની મહત્તા છે એવું શિક્ષણ પ્રથમ દૃષ્ટિએ ચિત્તાકર્ષક લાગવા છતાં, વસ્તુતઃ વિચારી જોતાં ખોટું અને હાનિકારક છે. "ઇંડિયા"નો તંત્રી લખે છે કે આ ધોરણ ઇંગ્લાંડમાં લોર્ડ બીકન્સફીલ્ડે અમલ કર્યું હતું અને હિંદુસ્તાનની સરહદ ઉપર તથા આફ્રિકામાં ચાલતા પ્રસંગોમાં પણ તેનું તે જ ગર્ભિત રહેલું છે.

પ્રોફેસર સીજવિક એવા નિશ્ચય ઉપર આવે છે કે આ પ્રકારે જાહેર અને ખાનગી નીતિ વચ્ચે તફાવત રાખવાનું કશું કારણ નથી. પ્રત્યેક રાજ્ય તેમ પ્રત્યેક વ્યક્તિ પોતે પોતાનું રક્ષણ અને વર્ધન સાધે તેની સાથે તેને બીજાં રાજ્યો અને બીજી વ્યક્તિઓ સાથેનો પોતાનો સંબંધ વિચારવાનો છે; વ્યષ્ટિમાત્રે સમષ્ટિના એક અંકોડારૂપે પોતાના ચારિત્રને દોરવાનું છે; અને સમષ્ટિની બુદ્ધિથી વિરોધી એવો માર્ગ કોઇ પણ વ્યષ્ટિને હિતકારી હોઇ શકતો જ નથી. એ વાત ખરી છે કે વ્યષ્ટિ વ્યષ્ટિને જે દેશકાલ અને પ્રસંગોમાં રહેવું અને વિચારવું હોય તેમાં તેની પોતાની નીતિભાવના કરતાં

ઊતરતી કે પ્રતિકૂલ ભાવનાનું જ સામ્રાજ્ય હોય તો તેને પોતામે પણ પોતાની ભાવનાને ક્ષણવાર દૂર રાખી પ્રસંગાનુસાર વર્તન ગોઠવવું પડે; પરંતુ તેટલાથી એમ નથી સિદ્ધ થતું કે ખાનગીમાં જે અનીતિ હોય તે જાહેરમાં નીતિ થઈ શકે અથવા જાહેરમાં અનીતિ હોય તે ખાનગીમાં નીતિ થઈ શકે. ઊલટું એમ સિદ્ધ થાય છે કે વ્યષ્ટિમાત્ર સમષ્ટિના અંશરૂપ છે અને સમષ્ટિથી ભિન્ન પડીને તે પોતાનું કોઈ પણ વર્તન યોજી શકે જ નહિ.

અર્થાત્ રાજપુરુષો તેમજ વ્યાવહારિક ચતુર જનોએ સમષ્ટિભાવના પ્રાપ્ત કરી સમષ્ટિનું જે નીતિયુક્ત કર્તવ્યધોરણ હોય તેને હાથ લેવું જોઈએ. પ્રત્યેક વ્યક્તિએ પોતાનો વિચાર સમગ્ર મનુષ્યવર્ગના એક રૂપે કરવો જોઈએ, અને પોતાની નીતિ સમગ્ર મનુષ્યવર્ગની નીતિના પ્રતિબિંબ રૂપે યોજવી જોઈએ. પ્રત્યેક વ્યક્તિને માટે જે નિયમ છે તે પ્રત્યેક રાજ્ય કે મંડળી કે નાતને માટે પણ સત્ય છે. એમ જ જેને આપણે ગત અંકમાં 'પરમ' અને 'સાપેક્ષ' કર્તવ્યના નામથી સમજાવી આવ્યા છીએ તેનું કાંઈક ભાન થઈ શકે છે અને ખાનગી તથા વ્યાવહારિક નીતિનો ખોટો ભ્રમ ટળી જઈ, મન કર્મ વાણીની એકતારૂપ પરમ નીતિમાર્ગ હાથ થાય છે.

'સુદર્શન' : ફેબ્રુઆરી, સન ૧૮૯૮.

## નીતિ—વ્યવહાર

જેનું પરિણામ સારું તે બધું સારું જ છે એમ ઘણાંક સ્ત્રીપુરુષો પોતાનાં કાર્યોને ખરાં ઠરાવવા માટે બોલતાં સંભળાય છે. આવો નીતિનો નિયમ લેઈ તેના વડે વ્યવહારને, જે તે રીતે, શુદ્ધ કરી લેવા લોકો મથે છે. આપણને કે ક્વચિત્ સો પચાસ જનોને અડચણ કરનાર એક માણસ હોય તેને મારી નાખવાથી પરિણામે લાભ છે માટે શું તે કામ વાજબી છે? કાયદાથી સજા થવાનો પણ સંભવ નથી ત્યારે શું તે કામ સારું નથી? આપણા ઓરડાના અંધારામાં ગમે તે કરીએ તેથી આપણને સંતોષરૂપી લાભ છે, ને અંધારાના પછેડાને પારકી આંખ ભેદી શકનારી નથી, ત્યારે શું તે કામ સારું નથી? આવા અનેક વિચારોથી સ્ત્રીપુરુષો પોતાનાં ખોટાં અને ખરાં સર્વ કૃત્યોને જેમ તેમ સારાં ઠરાવી નિભાવ કરે છે, ને કહે છે કે એ તો સંસારની રીતિ છે. સંસાર શું? સારું શું? નઠારું શું?

નીતિ શું? એવો સવાલ વિચાર કરનારને તુરત ઊઠે છે, ને અનેક ગૂંચવણો ઊભી કરે છે.

આ વિશ્વની રચના છે તે કાંઇક હેતુવાળી છે; સૂર્ય ઊગે છે તે અમુક હેતુ માટે ઊગે છે; પવન આવે છે તેમાં પણ કાંઇક મતલબ છે. માણસો ખાઈ પીને રમતાં ફરે તેમાં કાંઈક મતલબ હશે? મનુષ્યનું જીવિત ખાવા પીવા ને રમવા માટે જ છે? કે તેમાં કાંઈ વધારે મતલબ છે? માણસમાત્ર પોતાને અનુકૂલ હોય તે ઇચ્છે છે, પ્રતિકૂલ હોય તે પરહરે છે. સુખ સંગ્રહે છે, દુઃખ દૂર કરે છે. સુખ તે શામાં છે? ખાવામાં, પીવામાં, રમવામાં, કોઈ અતિ ઉગ્ર ઇચ્છા પૂર્ણ કરવામાં? એ બધામાં જે સુખ છે તે માત્ર સુખના પડછાયા જેવું છે, કેમકે તે ક્ષણિક એટલે થોડીવાર ચાલનારું છે, ને તેમાં પણ તેને અંતે સુખ જ આવશે એવો નિશ્ચય નથી, જે સુખ ખરું છે, તે સર્વદા એટલે આજ, કાલ, વર્ષે, લાખ વર્ષે, પણ તેનું તે જ રહે છે, તેનું તે જ હતું. એને સીમા નથી, એ સુખ જે રીતે મળે તેવો પ્રયાસ કરવો જોઇએ. એ સુખ લેવા માટે દેશ વિદેશ જવું પડતું નથી, ઘણા તર્કવિતર્કમાં ઊતરવું પડતું નથી, કે કશી મહેનત મજૂરી ઉઠાવવી પડતી નથી; એ સુખ સર્વત્ર છે, તેમ પોતપોતાનામાં પણ છે. તેને ભોગવતાં આવડવું જોઈએ. એ સુખ આત્મભાવ એટલે સર્વત્ર જે ચેતન વ્યાપી રહેલું છે, તેની એકતા સમજી અનુભવવામાં રહેલું છે. એ જ મોક્ષ. એ સુખ હોય તો તે ખરું સુખ કહેવાય, બાકી બીજું તો રૂપાન્તરે દુઃખ જ છે. એ સુખ પામવું એ જ માણસમાત્રના જીવિતનો હેતુ છે.

હજુ વધારે વિચાર કરીએ તો સુખદુઃખ બધું કાંઈ નથી માત્ર આપણા મનની કલ્પના છે. જો પદાર્થોમાં સુખ કે દુઃખનો ધર્મ સ્વભાવસિદ્ધ હોત, તો તે સર્વને એક જ રૂપે સમજાત. એવો નિયમ જ છે કે જેનો જે સ્વભાવસિદ્ધ ધર્મ એટલે ગુણ છે તે સર્વ ઠેકાણે ને સર્વ કાલે એક જ રૂપે સર્વને સમજાય છે. અગ્નિનો સ્વભાવસિદ્ધ ધર્મ બળવાનો જ છે તો તે કોઇ ઠેકાણે તેથી વિરુદ્ધ રૂપે કોઇને પણ જણાતો નથી. પણ પૈસો કે અધિકાર સર્વ ઠેકાણે સર્વને સુખરૂપે જ જણાતાં નથી. જેની પાસે તે હોય છે તેને આનંદ આપે છે, જે તેને ઇચ્છે છતાં પામતાં નથી, તેને દુઃખ આપે છે, ને જે તેની તૃષ્ણા નથી જ કરતાં તેમને કાંઈ નથી આપતો. ત્યારે જેવી જોનારની દૃષ્ટિ તેવો પૈસા અથવા અધિકારમાં અનુભવ થાય છે, પણ અગ્નિમાં એમ નથી. ત્યારે સુખ અથવા દુઃખ એ અગ્નિના બાળવાપણા જેવો સ્વભાવસિદ્ધ વસ્તુધર્મ નથી. એ તો આપણા મનની કલ્પના છે, ને બરાબર જ્ઞાનથી સમજીએ તો મિથ્યા જણાય છે. આમ છે ત્યારે કલ્પિત

सुखनां झांझांने सुख માની આપણે આચાર કરવો તે ખોટું છે. સ્વભાવ-સિદ્ધ ખરી વાત તો એકાત્મભાવ પામવો એ જ છે. કેમકે એનાથી સુખ દુઃખ સર્વ ટળી જઇ કોઈક અનંત સુખનો ઉદય થાય છે. એ જ આપણા જીવિતનો હેતુ છે.

ત્યારે હવે નીતિ અથવા વ્યવહારનો નિયમ હાથ આવી શકશે. સારું શું તે સમજાશે. જેનું પરિણામ સારું તે કામ સારું એમ પણ હવે કહીએ તો હરકત નથી, કેમકે પરિણામ એટલે ક્ષણિક સુખરૂપ પરિણામ નહિ પણ જે પરમ સુખરૂપ મોક્ષનો પરિણામ છે તે, એમ સમજતાં એ નિયમ પણ બંધ બેસશે. વ્યવહારમાં પડવાથી ક્ષણિક વૃત્તિઓને સંતોષવામાં સુખ માન-નારા લોક, મોક્ષને દૃષ્ટિમાં રાખી વર્તનારને ગાંડાંઘેલાં કે ભોળાં તો ગણે. પણ ખરું કલ્યાણ વહાલું હોય, તેને તો એ વિના બીજો માર્ગ છે નહિ. જે આચરણથી કે વ્યવહારથી મોક્ષનું જે સ્વરૂપ બાંધેલું છે તેને કોઈ રીતે પણ અડચણ ન થતી હોય તે આચરણ ને તે વ્યવહાર નીતિવાળાં છે એમ સમજવું. એ જ ખરે રસ્તે ચાલનારાનું કર્તવ્ય છે. જે ચેતન જીવરૂપે સર્વત્ર છે તે પોતાનામાં પણ છે, તેનામાં કશું કપટ કે કાંઈ કલેશ સંભવ-તો જ નથી, માટે કોઈ કર્તવ્ય તેને છેતરવા માટે કરવું એ મિથ્યા છે. એવાં મનુષ્ય આત્મદ્રોહી છે.

આપણાં શાસ્ત્રમાં જીવિતના હેતુ ચાર બતાવ્યા છેઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. મોક્ષનો અર્થ આગળ કહેવામાં આવ્યો છે. કામ એટલે સંસાર-માં પરણીપષ્ટીને પ્રજા ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ, તેમ અર્થ એટલે નિર્વાહ માટે ઉપાર્જન કરવાની પ્રવૃત્તિ, ધર્મ એટલે આચારવિચારના નિયમો. આ જે ચાર વાતો કહી તે ચારેને માટે મનુષ્યનું જીવિત પ્રવર્તે છે, પણ તેમાં મોક્ષ એ તેની સર્વ પ્રવૃત્તિનું પરિણામ છે. માટે ધર્મ, અર્થ, કામ એ ત્રણ વિષયોમાં એવી જે જે પ્રવૃત્તિ થાય, કે જેથી મોક્ષને કોઇ રીતે પણ જરાએ હાનિ પહોંચે, તે તે પ્રવૃત્તિ દુષ્ટ, અધાર્મિક, અને ન ઇચ્છવા યોગ્ય છે. કામ કરવું અને તેમ ધારવું એ બે જુદી વાત છે ખરી પણ એક ધારણા માત્ર મોક્ષમાર્ગની વિરુદ્ધ કરવી એ અનીતિ છે. આમ વિવેક કરી બતાવવાનો મુખ્ય હેતુ એ છે કે નીતિ, વ્યવહાર, ઇત્યાદિ પ્રસંગોના નિશ્ચય કરવામાં જે અડચણ પડે છે તે ન પડે, અને સર્વદા સિદ્ધ રીતે કહી શકાય કે મોક્ષના સિદ્ધાન્તથી કોઈ રીતે, ને કોઈ અંશે પણ જે વિરુદ્ધ જાય તે બધું અનીતિ જ છે.

'સુદર્શન' : માર્ચ, ૧૮૯૨.

# મર્યાદ

મર્યાદ એટલે મર્યાદા, હદ. પ્રત્યેક વાતને હદ હોય છે. દુનિયાંની હદ પોતાનું ઘર એમ વારંવાર કહેવાય છે, પણ એ કહેવાનું તત્ત્વ શું હશે તે વિચારવાનો આપણે આજ પ્રસંગ લઈએ. બુદ્ધિમાન્ મનુષ્યનું કર્તવ્ય એ જ છે કે નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાની સાથે જૂની વાતોને પણ પુનઃ પુનઃ પ્રશ્ન કરતા જવો, કેમકે જે પ્રકાશ દિન પ્રતિદિન મળતો જાય છે તેની સહાયથી તુચ્છ માનીને ઉપેક્ષા કરેલી વાતોમાં પણ બહુ નિગૂઢ મર્મ રહેલા માલૂમ પડે છે. શાલાઓમાં અને પાઠશાલાઓમાં શીખેલાં અને ચાવી નાખેલાં પુસ્તકો પણ શાલા અને પાઠશાલાનો સંબંધ છોડયા પછી ઘણે વર્ષે જે જ્ઞાનપ્રાપ્તિ થાય તેના પ્રકાશમાં ધરીને પુનઃ વાંચ્યાં હોય તો કોઇ અપૂર્વ આનંદ ઉપજાવે છે એ વાત ઘણા વિદ્વાનોના અનુભવ બહાર નહિ હોય. દુનિયાંની હદ ઘર છે એમ કહેવાય છે તેનો અર્થ આપણે એવો સમજીએ છે કે માણસ ગમે ત્યાં જાય, પણ તે ઘેર આવે ત્યારે તેને નિરાંત વળે છે, ગમે ત્યાં બેસીએ, ફરીએ પણ ઘર અને ઘરમાંનાં મનુષ્યો ભણી આપણું હૃદય આકર્ષાતું રહે છે. આ અર્થ ખોટો નથી, વાસ્તવિક છે, અને સર્વ મનુષ્યોને જે પ્રત્યક્ષ અનુભવ થાય છે તેને અનુસરતો છે. પરંતુ એ અર્થમાં જે બીજો મર્મ છે તે ઉપરથી આપણી દૃષ્ટિ આજ કાલ નીકળી ગયેલી જણાય છે, અને પાશ્ચાત્ય લોકોએ "હોમ" નો જે ખ્યાલ આપણા મનમાં કેળવણીદ્વારા ઘાલ્યો છે તેને લઇને આપણે જે સામાન્ય અર્થ છે તેને જ મુખ્ય માનતા થયા છીએ, પણ તે દેશમાં નીતિ, વ્યવહાર, પરમાર્થ, સર્વનું છેવટ ઘર છે. આપણા દેશમાં પરાપૂર્વનું બંધારણ વિચારતાં—પ્રવૃત્તિ-માત્રનું છેવટ 'ઘર' નથી, પણ પરમતત્ત્વપ્રાપ્તિ છેવટ છે; ઘર તો એક આરંભ છે, અંત નથી.

આવું તારતમ્ય લક્ષમાં રાખવાથી જે બીજો અર્થ આપણે કરી શકીએ તે યોગ્ય જણાશે. દુનિયાંની હદ, દુનિયાંનો છેડો, દુનિયાંની મર્યાદા ઘર છે. મનુષ્યમાત્રને 'ઘર' થયું એટલે આખી દુનિયાં ઊભી થઈ. અનેક અનેક બંધનો તેની આસપાસ બંધાયાં, અનેક સારા, ખોટા, યોગ્ય, અયોગ્ય એવા વિચારની બેડીઓ તેને જડાઇ, અને સૃષ્ટિ ઉપર જે સ્થાનેથી માણસે દૃષ્ટિ કરવી જોઇએ તે સ્થાન બદલાઇ ગયું. જે સ્વતંત્ર સ્વપ્રમાણ, સર્વદર્શી, સર્વપ્રેમી એકમાર્ગી, આનંદ અને પ્રામાણિક કર્તવ્યનો અસીમ માર્ગ હતો તેને સીમા બંધાઇ; અને તે માર્ગમાં વિચરનારના પુરુષાર્થના પ્રમાણમાં તે માર્ગે ચાલનારના આત્મબલ અને મનોબલના પ્રમાણમાં, આ સીમાને લેઇ, માર્ગે

અતિશય સાંકડો, ચાલવું પણ ન ફાવે તેવો સાંકડો, કે કાંઇક ચલનવલન થઇ શકે તેટલો પહોળો, રહેવા લાગ્યો. ઘણાં મનુષ્યો પોતપોતાનો વ્યવહાર એમાં રહી ચલાવી શકે તે અર્થે નાત, જાત, મંડલીઓ, આદિ વ્યવસ્થા છે, અને તે સર્વને નિયામક 'ઘર' છે. ગમે તેવો શૂરવીર હોય, ગમે તેવો જ્ઞાની હોય, ગમે તેવો પંડિત હોય, ગમે તેવી દોડ મારનારો હોય, ગમે તેવા આત્મબલવાળો હોય, પણ તેના શરીરમાં આખા બ્રહ્માંડને તોડી નાખે એવું બલ અર્પનાર જે દેવતા વસે છે તે 'ઘર' એટલા મંત્રના ઉચ્ચારમાત્રથી તેને ત્યજી જાય છે, એ મંત્ર તેને નિર્માલ્ય નિસ્તેજ બનાવી અકળામણ અને વિટંબનામાં એકે પાસા સુખી થવા દેતો નથી.

'ઘર'ના દૃષ્ટિબિંદુથી વિલોકવામાંથી જ 'વ્યવહાર' ઉદ્ભવે છે, અને ડહાપણ અને જ્ઞાનની છાપ વ્યવહારકુશલતાની ટંકશાળમાંથી લેવી પડે છે; એ ટંકશાળનો સિક્કો ન હોય તો ચોખ્ખી ચાંદીનો રૂપિયો પણ તાંબાના રૂપિયામાં ખપી જાય છે, ગમે તેવો ખખડતો હોય તોપણ ખોખરો કે કાંસાનો ગણાય છે. વ્યવહારપાંડિત્યમાં પ્રવીણ થઇ સાચી જૂઠી ચાર વાતો કરતાં આવડતી હોય, એ પાંડિત્યની પાઠશાલાના સહાધ્યાયીઓ જોડે એ પાંડિત્યનાં સર્ટિફિકેટો આપવા લેવાનો વ્યવહાર રાખ્યો હોય તો મોટાઇ, ડહાપણ, પ્રવીણતા, વગ, પ્રતિષ્ઠા, બધું આધીન છે. તમે અન્યાયમાં કચરાતા હો, તમે ગમે તેવા વિપરીતભાવના ભોગ થઇ પડયા હો, પણ 'વ્યવહાર'-ની શાલાની બહારના ન્યાય કે સીધાપણાની વાતને આગળ કરવામાં તમે મૂર્ખ, ઉતાવળા, કે અવિચારી ગણાશો; એવો અન્યાય ખુલ્લો કરી આપવાના તમારા યત્નને દેશદ્રોહીપણારૂપે પણ બતાવવામાં આવશે. અન્યાય કરનાર પોતાના જ ભાઇઓ ઉપર જુલમ ગુજારે છે તે દેશદ્રોહ નથી, કેમકે તેનો આચાર વ્યવહારપાંડિત્યની શાલાના ગુરુઓએ પ્રમાણ ગણ્યો છે. તમે તેની સામે 'ચું' પણ કરો, તમારા હૃદયની ઉગ્ર સત્યનિષ્ઠાને મરતે મરતે પણ 'અરે' એટલું બોલવા દો, તો તમે દ્રોહી, અવિચારી, સર્વ કાંઇ થઇ પડો. આવો વ્યવહાર આપણે દુનિયાંમાં વારંવાર દેખીએ છીએ. એ બધાંનું નિદાન આખી દુનિયાંની મર્યાદા, જે 'ઘર' અથવા 'સ્વાર્થ'ને ઠસાવવામાં આવી છે, તે છે.

પણ એક વાત તો તમે સર્વે સ્વીકારશો જ કે 'ઘર' અને તેથી ઊપજતા સંબંધો, તે સંબંધો અને તેને લઇને સાચવવો પડતો 'વ્યવહાર' એ બધું કેવલ કલ્પિત છે; વસ્તુગતિ નથી. વસ્તુગતિ હોત તો સર્વ મનુષ્યના વિચાર ઘર અને વ્યવહાર પરત્વે એક સરખા જ હોત, સૂર્યને કોઇ ચંદ્ર માનતું નથી, અગ્નિને કોઇ શીતલ કહેતું નથી, કેમકે એ વસ્તુગતિ છે.

આપણું વ્યવહાર અને ઘર સંબંધે જે જે ધોરણો નીતિ, કુશલતા, ડહાપણ, ઇત્યાદિ નામો પ્રાપ્ત કરે છે તેના વિચાર પ્રત્યેક મનુષ્યે મનુષ્યે જુદા હોય છે એમ આપણને નિત્ય અનુભવાય છે. વ્યવહારના પ્રદેશની કોઇ એક વાત પરત્વે પણ બે માણસો એકમત હોતા નથી; સ્થિતિ, પ્રસંગ, સ્થાન, સંબંધ અનેક વાતોને વચમાં આણી આવા મતભેદનો ખુલાસો કરવામાં આવે છે. પણ એ વાત સિદ્ધની સિદ્ધ રહે છે કે વ્યક્તિએ વ્યક્તિએ વ્યવહારનાં ધોરણ જુદાં પડતાં જણાય છે. એમ હોવાથી જ નીતિ, પ્રામાણિકતા, સત્યનિષ્ઠા, શુદ્ધતા, ઇત્યાદિ વિશે આપણા ગ્રંથો વાંચીએ છીએ, વ્યાખ્યાનો સાંભળીએ છીએ, તે પ્રમાણે ન ચાલવાને માટે ઠપકા અને પશ્ચાત્તાપને પાત્ર થઈએ છીએ, છતાં વખત આવે ત્યારે તે ધોરણોનો બિલકુલ સ્વીકાર કરતા નથી. કોઈ યુક્તિપ્રયુક્તિથી ખરા માર્ગને ઉડાવવાની કુંચી ખોળી કાઢીએ છીએ, અને 'એ તો વ્યવહાર છે, ઉપાય નથી' એવા વચનનો આશ્રય કરી, એનું એ જ પ્રતિવચન સાંભળી, બધું ઠીક ઠીક માનવાના સંપ્રદાયમાં તણાઇએ છીએ. આ બધી વાતથી એટલું સિદ્ધ થાય છે કે આ બધી રચના કેવલ કલ્પિત છે, એમાં સત્ય નથી, સત્ય એટલે જેને અનાદિસિદ્ધ વસ્તુગતિ કહી શકાય તે એ નથી. સત્ય એટલે સર્વમાન્ય વસ્તુગતિને આધીન જે સિદ્ધાન્તો થઈ શકે તે આ બધી કલ્પનાજાલની પાર છે, દુનિયાં અને તેની મર્યાદા ઘર તે ઉભયની પાર છે, સ્વાર્થણથી અતીત છે, અને જે દૃષ્ટિબિંદુથી વિલોકતાં મર્યાદા ઉપજે છે તે કરતાં કોઈ અતિશય ઊંચા દૃષ્ટિબિંદુથી જોવામાં આવે ત્યારે જ સત્યની ઝાંખીનો સંભવ છે. ઇન્સાફ કરનારને વારંવાર કહેવામાં આવે છે કે તેમણે સંબંધમાત્ર મનમાંથી કાઢી નાખીને ન્યાયિકદૃષ્ટિ થઇ તુલના કરવી; કવિઓ, ફીલસુફો, જ્ઞાનીઓ, એમને વારંવાર ગાંડા, ઉચ્છૃંખલ, કે ઉન્મત્ત કહેવામાં આવે છે. વ્યવહારકુશલ લોકોની એ ઉક્તિ પણ અત્રે જે કહેવામાં આવ્યું કે સત્ય તો વ્યવહારાદિ મર્યાદાની પાર છે, તેનો પુરાવો છે, અને વિશ્વમાં જે જે મહાકાર્ય થયાં હશે તે આ મર્યાદાઓનું ઉલ્લંઘન કરનારે જ કર્યાં છે એમ ઇતિહાસનો પણ પુરાવો છે. જે જે મહાપુરુષોને વ્યવહારે અનંત દુઃખપરંપરામાં રંજાડ્યા છે, વિચાર અને સ્વાતંત્ર્ય માટે એક પ્રકારે વ્યવહારની નાત બહાર મૂક્યા છે; તેમને જ છેવટે એના એ વ્યવહારે પૂજ્યા છે, અને વ્યવહારની પાસે કાંઇ પણ સિદ્ધ ધોરણ નથી, માત્ર ફાવ્યાને જ વ્યવહાર વખાણે છે, એ વાત સિદ્ધ કરી આપી છે. આ જ વ્યવહારમાં રખડનારા લોકો પણ જેને જેને પૂજે છે, જેનાં જેનાં નામ સંભારે છે, જેને જેને અનેક શુભ વિચાર, શુભ વ્યવસ્થા આદિ માટે ઉત્તમ ગણે છે, તે સર્વના

ઇતિહાસ જોશો તો જે વ્યવહારે તેમને મૂર્ખ ગાંડા કે ચપલ ગણ્યા હતા તે જ તેમને નમતા માલૂમ પડશે. એમ ન હોત તો વ્યવહારનો જ નિર્વાહ થાત નહિ; મનુષ્યો એક એકનો વિનાશ કરી જેને માત્સ્ય ન્યાય કહે છે તેમાં પડી વિનાશ પામત; માણસને વિપત્તિ, દુઃખ, વ્યાધિ, આદિને પ્રસંગે હૃદયને આશ્વાસન લેવા જેવું કાંઇ જડત નહિ; અને દિન પ્રતિદિન મનુષ્યવર્ગની અને સમગ્ર વિશ્વની જે ઉન્નતિ થવાની તેનો સંભવ પણ આવત નહિ.

સત્ય ત્યારે ઘર અને વ્યવહાર એટલે મર્યાદાની પાર છે એ નિર્વિવાદ છે. જેટલી મર્યાદા એટલું જ ક્લેશ, દુઃખ, વિટંબના, આદિ વળગે છે. મર્યાદા બંધાવાથી મર્યાદિત પ્રદેશ સાંકડો થાય છે, ને તેને વળગનાર હૃદય પણ સાંકડું થઇ જઇ, ઉન્માર્ગગામી બને છે. મર્યાદામાં જ અલ્પતા દુઃખ છે, ઉપનિષદોમાં પણ यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति "જે ભૂમા ( અમર્યાદ —અસીમ છે ) છે તે જ સુખ છે, અલ્પમાં સુખ નથી" એમ કહેલું છે. મર્યાદાપારની દૃષ્ટિથી જ જગતની ઉન્નતિ થાય છે, મનુષ્યને સુખ મળે છે, અને પરમજ્ઞાનની દશા પણ સિદ્ધ થાય છે. આવો જ્યારે નિશ્ચય થયો ત્યારે પ્રશ્ન સહજે થશે કે શું મર્યાદામાત્ર છોડી દેવી? ઘરનો ત્યાગ કરવો? વ્યવહારમાંથી અળગા થઇ જવું? પ્રત્યેક મનુષ્ય એવા ધોરણથી ચાલે તો તો સંસારનો ઉચ્છેદ થઇ જાય, માણસો કોઇ કોઇની ગરજ રાખે નહિ, અને ઉચ્છૃંખલ અનાચારને અટકાવવાને કશું સાધન રહે નહિ.

આવી શંકાનું સમાધાન અવશ્ય કરવા જેવું છે; એ શંકાનુ સ્વરૂપ એવું છે કે સત્ય જ્યારે વ્યવહારની પાર છે, અમર્યાદામાં છે, અને આપણે જ્યારે વ્યવહારમાં રહીને અને મર્યાદા પાળીને એ સત્ય ઉપર દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે ઉભયનો આશ્રય કરવો અશક્ય લાગે છે, બેમાંથી એકને મૂકી દેવાની જ આવશ્યકતા જણાય છે, ને બેમાંથી એકને મૂકતાં તો એ અવ્યવસ્થા અને અનાચાર જ ઉત્પન્ન થાય છે. આવી જે શંકા તેને જ શાસ્ત્રમાં કૃપણતા કહે છે. ભગવદ્‌ગીતામાં અર્જુને कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसम्मूढचेताः 'ધર્મ–વ્યાવહારિક લોકે માનેલો ધર્મ–તેનાથી ચિત્ત મૂઢ બની જવાને લીધે મને એકે વાત સૂઝતી નથી, અને પરમ સત્ય તેમ વ્યવહાર બેનો નિર્વાહ બને જ નહિ, બેમાંથી એકનો ત્યાગ ઇષ્ટ છે, એવી કૃપણતાનો દોષ મારા મનમાં પેઠો છે, ને તેથી તમને (કૃષ્ણને) પૂછું છું' આવું કહેલું છે. એ શંકા વાસ્તવિક છે. વ્યવહારમાં સતે પણ સારાસાર વિચારનારને એ શંકા વારંવાર ઊપજે છે, મનમાં એમ થઇ આવે છે કે જ્ઞાનને જાણનાર, જ્ઞાનની વાતો કરનાર તે જ્યાંસુધી ઘરબારનો ત્યાગ કરે નહિ, ત્યાંસુધી વ્યાવહારિક આચારથી અત્યંત દૂર થઇ જાય નહિ, ત્યાંસુધી તે

એક ઢોંગી છે કે મૂર્ખ છે, જેવી વાત કરે છે તેવો નથી, મન કર્મ વાણીની એકતાનો તેનામાં અભાવ છે. વ્યાવહારિક લોક આવું માને છે, અને 'સત્ય સમજાવું તો બહુ મુશ્કેલ છે,' 'ઉમરે પહોંચ્યા પછી વૃદ્ધાવસ્થામાં જ એ વાત તો સમજાય,' 'વેદાંતની વાતો કરવા છતાં વ્યવહારનો આચાર ન આચરવા કરતાં આપણે વાતો ન કરનારા સારા છીએ,' એવી એવી ક્ષુદ્ર કલ્પનાઓથી પોતાના અજ્ઞાનને આશ્વાસન આપે છે, પણ એ બધી કલ્પનાઓ વ્યર્થ છે. વ્યવહાર અથવા મર્યાદામાં સત્યનો અભાવ, અને મર્યાદાના ત્યાગમાં સત્યનો સદ્ભાવ, એ ઉભયે વાત પરસ્પરને વિરુદ્ધ નથી, ઉભયનું સમાધાન સંભવે છે, ને તે જ શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યું છે. ત્યાગ, સંન્યાસ, આદિના જે સ્થૂલ–વ્યાવહારિક–અર્થ મનાય છે તેનો કૃષ્ણે અસ્વીકાર કર્યો છે, અને કેવલ માનસિક ત્યાગનો આગ્રહ બતાવ્યો છે. માનસિક ત્યાગ સમજાવવાને અર્થે કાર્યમાત્રમાં જે જય પરાજયથી રાગદ્વેષ ઉપજે છે તેનો ત્યાગ કહ્યો છે, અને તેનું પણ તત્ત્વ બતાવતાં પ્રાપ્ત એવાં કાર્યમાત્રથી લેશ પણ પાછા હઠયા વિના તેને કરવાં, છતાં તેમાંથી જે પરિણામ આવે તેની કલ્પના કરી તે સાથે મનને વળગાડી ન રાખવું ને રાગદ્વેષ ઉપજવાનો અવકાશ ન આણવો, એટલું જ રહસ્ય કહ્યું છે. ત્યારે વ્યવહાર અને પરમાર્થ, મર્યાદા અને અમર્યાદા, ઉભયનું સમાધાન આત્મામાં થઇ જાય છે; આત્માના પ્રદેશમાં મનને સર્વદા ઠરાવી રાખનારનો કોઇ પણ વ્યવહાર બાધકારક નથી, હૃદયનો સંકોચ અને મનની કૃપણતા ઉપજાવતો નથી, અને અત્યાગ સતે ત્યાગરૂપ જ છે. એ જણાવવાને જ પંચદશી યોગવાસિષ્ઠાદિ ગ્રંથોમાં વ્યભિચારિણી સ્ત્રી ગૃહકર્મ કરતે સતે પોતાના યારના સમાગમનું સુખ ચૂકતી નથી એ દૃષ્ટાંત આપેલું છે. ઘર, વ્યવહાર, મર્યાદા, બધું સાચવવામાં કશો બાધ નથી, પણ જે મર્યાદાને જ પરમ સત્યને સ્થાને સ્થાપવામાં આવે છે, તેનો માનસિક ત્યાગ થાય તો જ સત્યનો માર્ગ જડે, અને કોઇ પણ વાતનો ત્યાગ થયા વિના પરમાર્થનો લાભ થાય. શરીરથી સાધેલો ત્યાગ તો મિથ્યા આડંબર છે, ફલાભિસંધિરહિત થઇ કર્તવ્યને કરવામાં જ કૃતાર્થતા છે. વ્યવહારકુશલ લોકો જે કલ્પનાજાલ રચીને જાતે ગૂંચવાય છે તથા બીજાને ગૂંચવે છે તેથી કોઇ દિવસ ઉન્નતિ થવાની નથી; તેવાં ધોરણોએ સત્ય નીતિ કે ચારિત્ર હાથ થવાનું નથી; જ્યારે તેની પારના સત્યને વિલોકી વ્યવહારે કલ્પેલાં મર્યાદા, ઘર, સંબંધ, નાત, જાત, ત્યાગ, સંન્યાસ, ઇત્યાદિ ધોરણનો ગંધ મનમાંથી નીકળી જશે ત્યારે જ પરમોન્નતિનો, સ્વાત્મોન્નતિનો, દેશોન્નતિનો માર્ગ હાથ આવવાનો છે.

મર્યાદ અને અમર્યાદનો વિરોધ દૂર કરવાનો માર્ગ ભગવદ્ગીતાદિ

રહસ્યગ્રંથોમાં કહ્યો છે એમ આપણે બતાવી આવ્યા. શ્રીકૃષ્ણનું પોતાનું ચરિત્ર જ એનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે, અને એમણે પોતાના શિષ્ય અર્જુનને જે માર્ગે ચઢાવ્યો તે માર્ગ અતીવ સુતર, મનનીય, અને નિગૂઢ મર્મથી ભરેલો છે. પરંતુ મર્યાદાની શાલાના વિદ્યાર્થીઓ તો ગીતા જેવા જ્ઞાનને પણ આક્ષેપ કરે છે કે એમાં શું ? એ તો પોતાનાં ભાઇભાંડુને મરાવી નાખી, કેવલ નિષ્ઠુર થવાનો એક માર્ગ છે. મર્યાદા એટલે ઘર—સ્વાર્થ તેનાથી ઉત્પન્ન થતી જે હૃદયની કૃપણતા તેને આવું જ દેખાય એમાં કશું આશ્ચર્ય નથી. માણસો પોતામાં જે હોય તેને જ બહાર દેખે છે એ સાર્વત્રિક નિયમ છે, સત્યનો ઉદ્ઘોષ આપણને કોઇ દેવતા આવીને કાનમાં કહી જતો નથી, કે કોઇ ધર્મગ્રંથ તુરત જ સત્યના ભંડારને ખોલવાની કૂંચી આપણને આપી દેતો નથી; આપણે આપણા ભાવાનુસાર તેનું સ્વરૂપ બાંધીએ છીએ. એ સ્વરૂપને ઘરરૂપી મર્યાદાથી જે સ્વાર્થની નિયંત્રણા વળગે છે તેથી કેવલ વિકારી અને અસત્યવત્ કરી નાખીએ છીએ. મર્યાદા આપણને કેવા કેવા અસત્ય આચાર કરાવે છે તે જ જોવામાં આવે તો આ કહેવામાં કેટલું તથ્ય છે તે સહેજે સમજાય. નિરંતર મર્યાદાનો વિચાર મગજમાં ભરી રાખવાથી આપણને સર્વથી પ્રથમે તો ખાનગી અને જાહેર જીવન એવા બે વિભાગ પાડવા પડે છે, ઘરની ચાર ભીંતો અંદર જે કાંઇ કરવાનું તે અને ઘર બહાર જે કાંઈ કરવાનું તે, એ બેનાં ધોરણ જુદે જુદાં માનવાં પડે છે. ઘરમાં તેમ ઘર બહાર માન, પ્રતિષ્ઠા, આબરૂ, એવાં અનેક કલ્પિત ધોરણો ઉપજાવી, આપણે તેમને અનુસરવાની આવશ્યકતા માની બેસીએ છીએ, અને અંતઃકરણના નિશ્ચયોની વિરુદ્ધ અનેક વર્તન કરીએ છીએ એટલું જ નહિ, પણ પૈસેટકે આપણી જે ખરી સ્થિતિ હોય તેની પાર રહેવા માંડીએ છીએ, તેની પાર ખર્ચ કરીએ છીએ, અને અંતઃકરણના નિશ્ચયોની વિરુદ્ધ વર્તવાના પશ્ચાત્તાપ ભેગા દેવા લેણાની અનંત વિટંબનામાં દબાઇએ છીએ. એવી મર્યાદા સાચવવામાંથી જ 'લોક' એવો એક મોટો રાક્ષસ પેદા થાય છે, અને આપણને એવો વળગી પડે છે કે તેના આગળ આપણું કાંઈ ચાલતું નથી, એક કીડી પણ આપણા કરતાં આપણને વધારે સ્વતંત્ર જણાય છે. એ રાક્ષસનાં રૂપ અનેકાનેક છે, કોઇ પ્રકારે તે ઓળખાય કે હાથ થાય એ વાત અશક્યમાંની અશક્ય છે, છતાં આપણી આખી જિંદગી તે રાક્ષસની સેવા કરવામાં જ, આ મર્યાદા-દેવી, ધૂળધાણી કરાવે છે. કેટલા બુદ્ધિવિભવ, કેટલા પરમ સત્યના ઉદ્ગાર, કેટલા રહસ્યના મર્મ, કેટલા કાવ્યચમત્કાર, દુનિયાને પ્રાપ્ત થાત, તે આ રાક્ષસે કુમળી વયમાં, ઊગતાં જ, મારી મચડીને ફના કરી નાખ્યા છે !

એવા 'લોક'ને ખુશી કરવાનો એક વ્યર્થ ઢોંગ, પવનને બાંધવાના વ્યર્થ પ્રયાસ જેવો ઢોંગ, આપણને મર્યાદાએ વળગાડયો છે. આખી અસત્યની રચના જ મર્યાદામાંથી જન્મ પામી છે.

મર્યાદાના આ તેજસ્વી પુત્ર 'લોક'ને કદાપિ સંતોષાય એમ નથી. એમની પાસે જે સાધનો છે, જે પ્રકારે ગમે તે ઠેકાણે પણ મર્યાદાનું સામ્રાજ્ય બેસારી આપવાની એમને યુક્તિ આવડે છે, તે બધાનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. સત્ય, પ્રામાણિકતા, ઈત્યાદિની તમે વાત કરો તો 'લોક' મોઢું મલકાવી, તમે જૂઠું બોલો છો, ઝનૂની છો, કે બાલક છો એમ જ માની લેશે; તમે તમારા અંતરના ઉદ્દગારોને ખરેખરા રૂપે પ્રકટ કરો તોપણ તે ખોટા છે એમ લોકો કહેવાને ચૂકશે નહિ; બુદ્ધિ કે જ્ઞાનનો વૈભવ દેખાને પણ લોક તો આડંબર–મિથ્યા આડંબર જ શોધી લેશે. ભર્તૃહરિએ ઠીક કહ્યું છેઃ जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं ........तत्को नाम गुणो भवेत्स गुणिनां योदुर्जनैर्नाङ्कितः શરમાળ હોય તો કહેશે મૂઢ છે, ધર્મકર્મવ્રતાદિ ઉપર રુચિ હોય તો કહેશે કે દાંભિક છે, શુદ્ધતા પવિત્રતાની વૃત્તિ હોય તો કહેશે કે ઢોંગ છે, શૂર હોય તો કહેશે કે ક્રૂર છે, મૌન હોય તો કહેશે અક્કલહીન છે, પ્રિય બોલનાર હોય તો કહેશે ગરીબ છે, ભોળો છે, તેજસ્વી, બે માણસમાં છાયા પડે તેવો હોય તો કહેશે, અભિમાની છે, વક્તા હોય તો કહેશે બહુ બકે છે, ધૈર્યવાળો હોય તો કે, 'અશક્તિવાન્ ભવેત્ સાધુ.'–ગુણીનો એવો કોઈ ગુણ નથી કે જેને દુર્જનો–લોક–અવગુણરૂપે બતાવી ન શકે! છતાં તેમને આરાધવામાં કેટલાં જીવન વ્યર્થ થયાં છે.

વળી મર્યાદા અને 'લોક'ના વિચારમાંથી એક બીજી ક્ષુદ્ર કૃપણતા પેદા થાય છે. માણસો એમ સમજી બેઠાં છે કે મારા બાપે કર્યું તે મારે કરવું, મેં કર્યું તે મારે છોકરે કરવું; ગઈ કાલે મેં જે વિચાર કર્યો હતો તે આજ ન ફેરવવો, દસ વર્ષ ઉપર જે હું બોલ્યો હતો તે કરતાં અન્ય ન બોલવું. જાણે કે દુનિયામાં વર્ષ જતાં નથી, નવા અનુભવ થતા નથી, માણસો માણસોની પ્રકૃતિ વૃત્તિ અને રીતિ બદલાતી નથી, નવા પ્રસંગ ઉપજી આવતાં નવા નિર્ણયોની જરૂર પડતી નથી. એવા વિચાર, કૃતિ, રીતિ બદલવાના દાખલા જ્યાં જ્યાં બની આવે છે ત્યાં ત્યાં 'લોક' તુરત જ નિંદા કરવા મંડી જાય છે, ચલવિચલ વૃત્તિ, અસ્થિર મન, વિશ્વાસ ન કરવા જેવી બુદ્ધિ, કુલનો ત્યાગ, અનુપકાર, એવું જ દેખવા માંડે છે. આ પ્રકારની એક ક્ષુદ્ર જાતની દઢતા 'લોકે' ઉપજાવી કાઢી છે જેને વળગી રહેતાં આપણે હિંમત, સત્ય, અંતઃકરણ સર્વનો વારંવાર ભોગ આપવો પડે

છે. પણ આમાં એ જે અનિયમિત, અનિશ્ચિત, ચલવિચલ, રંગબેરંગી સ્વરૂપ એ 'લોક'નું પોતાનું જ છે, તે તેમને તે તે માણસની કૃતિ રીતિ કે વૃત્તિમાં જણાય છે.

ઘર અને તેને અંગે ઉદ્ભવતી મર્યાદાથી આટલી આટલી વિટંબનાઓ ઊભી થાય છે; એ વિટંબનાને તોડી નાંખ્યા વિના કદાપિ સત્ય હાથ થયું નથી, દુનિયાંને આજે જે કાંઈ પૂજવા યોગ્ય, નમવા યોગ્ય, અનુકરણ કરવા યોગ્ય, કે વખાણવા યોગ્ય, પ્રાપ્ત થયું છે તે આવી મર્યાદા તોડી નાખનારાં, 'લોકે' અમર્યાદ કહેલાં, સ્ત્રીપુરુષોના જીવનમાંથી પ્રાપ્ત થયું છે એ તો સર્વ કોઈ વિચારશીલ મનુષ્યના જાણવામાં હોવું જોઈએ. મર્યાદાની પાર જ સત્ય છે એમ નિશ્ચય કરાવતાં અમર્યાદા અને મર્યાદાનું સમાધાન, એકનો એક જ આત્મા સર્વત્ર, ભિન્ન ભિન્ન પ્રકૃતિમાં, ભિન્ન ભિન્ન મર્યાદામાં, ભિન્ન ભિન્ન આકૃતિમાં, ભિન્ન ભિન્ન વિચારમાં, રમ્યાં કરે છે એમ જ પાયરીએ પાયરીએ કેળવણી લેતાં, આગળ વધતે વધતે, પોતાના સ્વરૂપમાં સ્વરૂપે સમાવા ચાલ્યો જાય છે, એવા જ્ઞાનમાં કહ્યું હતું. પરંતુ આ પ્રસંગે વળી મર્યાદાથી ઊપજતાં દુષ્ટ પરિણામો બતાવવામાંથી માન, પ્રતિષ્ઠા આબરૂ, અંતઃકરણ, લોકદઢતા, આદિનાં અનેક ધોરણોરૂપે જે જે બંધનો વિપત્તિકારક જણાવ્યાં તેમને અત્યંત મૂકી દેવાં, જેમ મનમાં આવે તેમ જ વર્ત્યાં જવું, તેમ જ બોલ્યાં જવું, તેમ જ કર્યાં જવું, એ ઉપદેશ આપવા જેવો આભાસ કર્યો, તેથી વાચકે ભ્રમણામાં પડવાનું કારણ નથી. આ બધી વાતો ઉપર લક્ષ કરાવવાનો હેતુ એટલો છે કે આપણે સર્વદા કોઈના નિશ્ચય કરતાં આપણા આત્માના નિશ્ચય ઉપર ચાલીએ, લોકને ખુશી કરવા (જે વાત કેવલ અશક્ય છે) તે કરતાં આત્માને ખુશી કરવાનું ધોરણ રાખીએ, અને વ્યવહારમાત્રમાં, જે આત્મા આપણામાં આપણી પ્રકૃતિને વળગી રહી વર્ત્યા કરે છે તે જ આત્મા તે તે વ્યક્તિની પ્રકૃતિમાં રમી રહ્યો છે એમ વિચારપૂર્વક લક્ષ પહોંચાડી અભિપ્રાયો બાંધીએ અને મત આપીએ, તો ઘર અને બહાર, વ્યવહાર અને પરમાર્થ, મર્યાદા અને અમર્યાદા એનો વિરોધ આવશે નહિ; કદાપિ સત્યને ગ્રહણ કરવાને અયોગ્ય અને અતત્પર એવા 'લોક'ને વિરોધ જણાશે તો તે અકિંચિતકર જ રહેશે. મર્યાદાની યંત્રણાને લીધે જ આપણે અનેક કષ્ટમાં દબાઈએ છીએ. અનેક કાર્ય વખતે વ્યવહાર, પ્રસંગ, અદૃષ્ટ, આદિને સંભારી નસીબે હાથ દેઈ આપણે હેઠે બેસી જઈએ છીએ; પણ એમ ન કરતાં પ્રત્યેક અનુભવમાંથી, પ્રત્યેક પ્રસંગમાંથી, આપણે તે તે યંત્રણાની સામા થઈ પુરુષાર્થનો પ્રયોગ કરનો તે યંત્રણાની મર્યાદા ઉપર ઊડવાનો યત્ન કરવો, અને સર્વ યંત્રણાની પાર, સર્વ મર્યાદાથી રહિત જે સત્ય છે

તેનો એકાદ ઘૂંટડો ભરી લેઈ, યંત્રણાની પરમ વેદનામાં પણ આશ્વાસનનો માર્ગ શોધી લેવો. એમ ન થાય તો મનુષ્યનું મનુષ્યત્વ વ્યર્થ છે, જીવનનું અસ્તિત્વ વ્યર્થ છે, સંસારની ઉત્પત્તિ નિષ્પ્રયોજન છે, ઈશ્વરાદિનું અસ્તિત્વ માનવું એ એક છોકરાંને રીઝવવાની કહાણી છે.

'સુદર્શન': મે તથા જુન, ૧૮૯૫.

# સ્વાર્થ અને પરમાર્થ

સ્વાભાવિક રીતે અમુક મનુષ્ય કે કાર્ય સ્વાર્થી છે અથવા પરમાર્થી છે એમ કહેવાનો પ્રચાર પડ્યો છે. 'સ્વ' અને 'પર' એવા અવયવ આ બે શબ્દોમાં દેખી સામાન્ય પ્રાકૃત લોક એમ જ અર્થ માને છે કે જેમાં 'સ્વ' એટલે પોતાને ઉદ્દેશીને કાંઈ પણ થતું હોય તે 'સ્વાર્થ' અને 'પર' એટલે પારકાને ઉદ્દેશીને જે કાંઇ થતું હોય તે 'પરમાર્થ'; અને આવા પ્રાકૃત અર્થમાં પણ અનેક પરંપરા અને અંશ માની સ્વાર્થના સ્થૂલ, સૂક્ષ્મ, સહજ, અધિક, આદિ વિભાગ પાડે છે, અને અલ્પ ઉદરંભરી જીવનથી માંડીને તે કેવલ પરાર્થે જ પ્રવૃત્તિ માત્રનો વ્યય કરનાર જીવન પર્યંત એકના એક સ્વાર્થનાં પગથિયાંની યોજના કરી છેવટના પગથિયાને પરમાર્થ એવું નામ આપે છે. યદ્યપિ 'પરમાર્થ' એ શબ્દનો અર્થ 'પર' એટલે પારકાનો 'અર્થ' એવો થતો નથી, પણ 'પરમ' એટલે છેવટનો, ઉત્તમોત્તમ, મહાન 'અર્થ' એટલે 'હેતુ' ઉદ્દેશ, 'સિદ્ધ કરવા યોગ્ય વાત' એવો થાય છે, તથાપિ જેટલું જેટલું 'સ્વ' કહેવાય છે, તે સર્વનો 'પર' ને અર્થે જ વ્યય કરવો એ કરતાં અધિક ઉત્તમ 'પરમાર્થ' પણ હોઇ શકતો નથી, એમ 'પરમાર્થ' શબ્દના પ્રાકૃત અર્થમાંથી પણ ગર્ભિત આશય ફલિત થાય છે. રામકૃષ્ણાદિ મહાત્માઓએ સ્વમાત્રને જ પોષનારા દુષ્ટ દૈત્યોનું દમન કરી પરજીવનમાં સ્વજીવન અનુભવાવનાર ધર્મની સ્થાપના સાધુઓના ઉદ્ધારાર્થે સંસારવિડંબનાના ભાસમાં ઊતરવા જેવો સ્વાર્થત્યાગ અને પરાર્થસ્વીકારરૂપ પરમાર્થ દર્શાવ્યો; બુદ્ધ મહાત્માએ નિર્વાણનો પણ સ્વીકાર ન કરતાં પોતાના સ્વ–રૂપ જનતામાત્રના નિર્વાણ સાથે જ પોતાનું નિર્વાણ થાય એમ ઇચ્છી પરપ્રેમનું દર્શન કરાવ્યું; ક્રાઈસ્ટે જન માત્રની સ્વાર્થબુદ્ધિરૂપ પાપવિડંબનાનો ભાર પોતાને માથે ઉઠાવી વિશુદ્ધ જીવનની સ્થાપના કરવા સ્વપ્રાણાર્પણ કરી પરાર્થે જ સ્વપ્રવૃત્તિનો વ્યય સિદ્ધ કર્યો;—એ સર્વથી એમ જ માનવાને કારણ છે કે

'પરમાર્થ' તે 'પરાર્થ'-માં જ સમાય, સ્વાર્થત્યાગમાં જ સિદ્ધ મનાય, સ્વ પર એ ભેદના અભાવમાં જ પ્રત્યક્ષ થાય. તો તે યુક્તિયુક્ત અને સાનુભવ છે. પ્રકૃત વિચારને સંસ્કૃત યુક્તિ પણ આમ અનુમોદન આપે છે.

'સ્વ' એવો ભાવ અત્યારે અતિ સંકુચિત પ્રદેશને દર્શાવે છે, મનુષ્યે મનુષ્યે એ 'સ્વ'નો અર્થ થોડો ઘણો પણ ભિન્ન ભિન્ન રહે છે; એ પ્રદેશ અને એ અર્થ જ્યારે એટલો વિસ્તાર પામે કે 'સ્વ'થી ભિન્ન એવું જે કાંઇ મનાય છે તે પણ એ 'સ્વ' માં જ છે, એમ લાગે ત્યારે 'પરમાર્થ' સાનુભવસિદ્ધ થયો કહેવાય. એવો પરમાર્થ સિદ્ધ થવાને અર્થે જ આખા વિશ્વની પ્રવૃત્તિ છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર પુરુષાર્થ મનાય છે, એટલે કે પુરુષ જે જીવ તેને સંસારમાં આવીને સિદ્ધ કરવાનું છે તે એ ચારમાંથી એક છે. ચારમાંથી એક કહેવા કરતાં એમ જ કહેવું ઉચિત છે કે એ અર્થોને સિદ્ધ કરતે કરતે મોક્ષ પર્યંત વિસ્તાર પામવો એ એક જ પરમ પુરુષાર્થ છે, જે પરમ પુરુષાર્થ તે જ પરમાર્થ છે. મોક્ષ એટલે કાંઇ અત્યારે 'સ્વ' એવા બંધનરૂપ હોઇ સંકોચ, ભય, શંકા, કૃપણતા, રાગ, દ્વેષ આદિનું નિમિત્ત છે, તેનો વિચારે કરીને અત્યંત વિલય થઇ જતાં, ભેદરહિત, નિઃશંક, નિર્ભય, જીવનને પ્રેમમય અનુભવ આવે તે, એમ સર્વ કોઈ પ્રમાણ ગણે છે. 'સ્વ' એવું જે સંકુચિત જીવન તે વિસ્તાર પામતે પામતે 'પર' થઇ રહે એ જ ત્યારે મોક્ષનું તાત્પર્ય છે. સ્થૂલ પ્રવૃત્તિથી કે સૂક્ષ્મ વિચારાદિથી પણ 'સ્વ'સ્થાને 'પર'ની સ્થાપના થઈ જાય, સંકલ્પ માત્રથી ઇચ્છેલું પરહિત પણ સિદ્ધવત થઇ શુભ વિસ્તારનાર નીવડે એવું સામર્થ્ય આવી જાય, તે જ પરમાર્થે પહોચ્યાની સાર્થકતા છે.

સ્વાર્થ અને પરમાર્થનો વિવેક કરતાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉપર લક્ષ કરી ઘણાક જનો પ્રવૃત્તિમાત્રને સ્વાર્થરૂપ અને કલેશાદિ દોષનું નિદાન માને છે; નિવૃત્તિને પરમાર્થરૂપ અને પરમાનંદનું સ્થાન સમજે છે. આવો વિવેક યથાર્થ છે. પણ તેમાં કાંઇક સમજનો વિપર્યય, પ્રાકૃત જનોને થયો હોય એવો ભાસ જડી આવે છે. 'કાંઈ પણ કરવું' એ પ્રવૃત્તિ અને 'કાંઇ ન કરવું' તે નિવૃત્તિ એ સ્થૂલ અર્થ યોગ્ય છે, અને બાહ્યાકારે કાંઈ જ ન કરતા હોય એમ ભાસતા મહાત્માઓ પ્રવૃત્તિને અત્યંત અટકાવી નિવૃત્તિમાં જ માહાત્મ્ય પામી રહ્યા છે એવી સામાન્ય જનોને કલ્પના થાય એ પણ વાસ્તવિક છે, પરંતુ કાયિક પ્રવૃત્તિ કે માનસિક કામનાઓ અટકાવવામાં જ તે નિવૃત્તિનું પર્યવસાન નથી એમ સૂક્ષ્મ વિવેક સમજનારા કહી શકશે. નિવૃત્તિમય ભાસતા મહાત્માઓ પણ સિદ્ધસંકલ્પ હોઈ, જે કાર્યને અર્થે પ્રાકૃત જીવોને ભગીરથ કાયિક વ્યાપાર આદરવો પડે છે, તેવાં કાર્યો ઇચ્છા

માત્રથી જ સાખી લે છે. અને તે ઇચ્છા સર્વદા શુભકરી, શ્રેયસ્કરી, કલ્યાણવાહિની હોય છે; તેનો પ્રવાહ ધર્મસ્થાપના, દુષ્ટદમન, આદિ એકાગ્ર પરમાર્થજન્ય માર્ગમાં જ વહે છે. તેવા મહાત્માઓ કલ્યાણપુંજરૂપ, કલ્યાણપ્રદીપરૂપ છે. આમ હોવાથી નિવૃત્તિમય ભાસતું જીવન પણ યદ્યપિ બાહ્યાકારે નિવૃત્તિરૂપ છે તથાપિ આંતર દૃષ્ટિથી પ્રવૃત્તિમય જ છે. વ્યવહારનું વ્યવહારત્વ એટલામાં જ છે કે પ્રત્યેક શુભ વાતનું અનુકરણ કરતાં તે વાતના હાર્દનો ત્યાગ કરી આકારમાત્રનું જ ગ્રહણ કરવામાં કૃતાર્થતા માની પોતાને અને જગતને પ્રતારણામાં દોરતા રહેવું એ વ્યવહારદૃષ્ટિએ નિવૃત્તિને જોનારા પોતાની કાયિક માનસિક પ્રવૃત્તિ માત્રને રોકી દેઈ નિશ્ચેષ્ટ પડયા રહેવામાં કે પરપિંડોપજીવી થવામાં જ માહાત્મ્યની પ્રાપ્તિ સમજી લે છે, અને તેવા ધોરણથી સ્વાર્થ પરમાર્થનો વિવેક કરવા જાય છે. પરંતુ જેને શ્રીકૃષ્ણ મહાત્માએ ગીતામાં “મિથ્યાચારી” કહ્યા છે તે વર્ગથી તેવા જનો બાહ્ય નથી, અને જેને તેઓ પરમાર્થરૂપ નિવૃત્તિ સમજે છે તે તો વાસ્તવિક રીતે સ્વાર્થમય પ્રવૃત્તિ જ છે.

સર્વદા શુભ અને કલ્યાણની જ ભાવના મનમાં ઉદય પામેલી રહે, તેમાં વિક્ષેપ ઉપજાવનાર કોઇ પણ વાસના પ્રાદુર્ભાવ પામે નહિ, અને તે શુભ ભાવના સર્વદા સિદ્ધ થયાં જાય એવું તે ભાવનાના સંકલ્પમાં બલ આવે તેને અર્થે પ્રવૃત્તિ એટલે કાયિક પ્રવૃત્તિ અટકાવી—ઘરબાર પુત્રદારાદિનો ત્યાગ કરી, શિખાસૂત્રાદિ છોડી દેઈ—પરપિંડોપજીવિત્વરૂપ નિવૃત્તિને ધારણ કરવી એ પ્રવૃત્તિ કરતાં પણ અધમ સ્થિતિ છે, પ્રવૃત્તિપરાયણ સ્વાર્થી મનુષ્ય તો સ્વાર્થની સાથે કાંઇક પરાર્થ સિદ્ધ કરતો જશે, પરંતુ જે આવી નિવૃત્તિનો આદર કરવામાં પરમાર્થ સમજે છે, તે તો માત્ર પોતાના ઉદરનો નિર્વાહ કરવા તથા પોતાને જે કર્તવ્ય પ્રારબ્ધે સોંપ્યું છે તેને ટાળવાનો પ્રયત્ન કરવા જ મથે છે અને એમ સામાન્ય સ્વાર્થી મનુષ્ય કરતાં પણ અધમાધમ સ્વાર્થમાં ઊતરે છે. વાસ્તવિક તત્ત્વ એ છે કે શુભ અને કલ્યાણ તે પોતાનું જ નહિ પણ સમગ્ર વિશ્વનું શુભ અને કલ્યાણ જેથી થાય એવી ભાવનાને અવલંબી તે ભાવના સિદ્ધ થાય તેવું બલ પણ તે ભાવનાના સંકલ્પમાં ઉમેરી લેવું એ પરમ પુરુષાર્થ અથવા પરમાર્થ છે. આ પ્રકારની શુભ ભાવના પ્રાપ્ત કરવામાં અને આ પ્રકારનું બલ ઉત્પન્ન કરવામાં જ માણસને પરમાનંદની અને પરમાર્થની પ્રાપ્તિ છે. આવી ભાવના અને આવું બલ માણસ શી રીતે પ્રાપ્ત કરી શકશે ? એમ ધારો કે એક માણસ સાધારણ ગૃહસ્થ હોઈ કુટુંબવાળો ધંધાદારી પ્રતિષ્ઠિત પુરુષ છે; એને પરમાર્થવૃત્તિ સારા સંસ્કારને બલે પેદા થતાં તે એકાએક વ્યવહાર બંધ

પાડી સ્ત્રીપુત્રાદિનો ત્યાગ કરી ધંધો બંધ પાડી એકાન્તનો આશ્રય કરે છે ને પરપિંડોપજીવી થાય છે, અથવા ધંધો બંધ કરી દેઈ પરમાર્થની વાતો કરવામાં ઉપદેશકનો ડોળ ધારણ કરી પરોપજીવી થઇ પડે છે. જે માણસ પોતાના પ્રારબ્ધે આપેલું સામાન્ય કર્તવ્ય સિદ્ધ કરવા જેટલી પણ શુભ ભાવના રાખી શકતો નથી કે તે કર્તવ્યને પાર પાડવા જેટલું બલ ઉપજાવી શકતો નથી; સંસારમાં સુલભ એવાં સંકટ વિપત્તિ રોગ કલહાદિથી પરાહત થઈ શુભ ભાવના કે આત્મબલને કેળવી શકતો નથી; તે માણસ એકાન્તનો આશ્રય કરી પરમ પુરુષાર્થ સિદ્ધ કરવા બેસે કે મોટો ઉપદેશક થઇ પરમાર્થની ને વેદાન્તની વાતો કરે તો તેવા તેના બેસવાથી કે તેવી વાતોથી પરમાર્થ શા પ્રકારે સિદ્ધ થવાનો છે? ત્યાગ કરીને એકાન્તમાં બેસનાર તો કેવલ પોતાનાં દુઃખ વિપત્તિ આદિ ઉપર તિરસ્કાર રાખી કોઇએ બતાવેલાં ધ્યાન, પ્રાણાયામાદિ કરવા બેસતાં ઊલટો વધારે જડ, વધારે સ્વાર્થી, અને વધારે કૃપણ થઈ જશે; અને પ્રારબ્ધે જે વિટંબનાઓ તેને નિર્મી હશે તેમાંથી તો કોઇ પ્રકારે મુક્ત થશે નહિ. ઉપદેશકનું ડોળ રાખી પરમ પરુષાર્થ સાધવાની ઇચ્છા કરનાર તો માત્ર પોતાનામાં જે કાંઇ હોય તે બલને ક્ષીણ કરે છે અને પરોપજીવી થઇ પારકા પિંડથી ઉદર ભરતાં પારકા પ્રારબ્ધનો પણ સભાગી થાય છે. શુભ ભાવના અને આત્મબલ એ જ પરમાર્થ હોય અને એને જ મોક્ષ કહેવાતો હોય તો તે અર્થે તો માણસે પોતાનું જે કર્તવ્ય હોય, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલી સ્થિતિમાં જે કર્તવ્ય હોય તેને પાર પાડવામાં જ તે શુભ ભાવના અને તે આત્મબલ ઉપજાવવાં, કેળવવાં, વાપરવાં, વધારવાં, અને પરમાર્થ પર્યંત લઇ જવાં. स्वधर्मे निधनं श्रेयः એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ એ જ હેતુથી કહેલું છે. પોતાની સ્થિતિથી છૂટી જવાનો વ્યર્થ પ્રયાસ કરવામાં તો વાણીવિલાસ, કૃપણતા, સ્વાર્થ, એ વિના બીજું કાંઇ સિદ્ધ થતું નથી. ત્યાગ સંન્યાસાદિ પણ એમ ક્રમિક વિકાસ રૂપે પ્રાપ્ત થાય છે. જે બલ સ્વાર્થને પણ પાર પાડી શકવા અસમર્થ છે તે બલ કદાપિ પણ મોક્ષની ભાવનાને સિદ્ધ કરવા સમર્થ થવાનું નથી. સ્વાર્થીમાં સ્વાર્થી માણસ પણ સ્વાર્થ સિદ્ધ કરવામાં જે આત્મબલનો વ્યય કરે છે તે જ બલ છેવટના પરમ પુરુષાર્થરૂપ મોક્ષ પર્યંત પહોચાડનારું છે; માત્ર તે બલને કિયે માર્ગે વાપરવું એટલો જ વિચાર છે. એક સ્થિતિ મૂકી બીજી લેવી, બીજી મૂકી ત્રીજી લેવી, એવી અસ્થિરતા અને ચંચલતાથી તે આત્મબલનો વ્યય યથાર્થ રીતે કે યોગ્ય માર્ગે થવાનો નથી, માત્ર કલેષ દુઃખ અને સ્વાર્થ-અધમ નીચ સ્વાર્થ વિના બીજું મળવાનું નથી.

સ્વાર્થ પરમાર્થનો આવા પ્રકારે વિવેક કરી બતાવવામાં હેતુ એ છે

કે આધુનિક સમયમાં જનસમાજની વૃત્તિ ધર્મવિચાર ઉપર જે શુભ પ્રકારે વળી છે તેનાથી અયોગ્ય સમજણને લીધે જે અનેક અનર્થો અમારા જોવા સાંભળવામાં આવ્યા છે તેનો યથાર્થ વિવેક સમજવામાં આવે. કેટલાક યુવકોને કેવલ જડ જેવા, શૂન્ય, અને તે શૂન્યતામાં આત્મપ્રકાશના તેજને સ્થાને અત્યંત અજ્ઞાનનો અંધકાર જામી ગયેલો એવા જોઈ અમને સ્વાર્થ પરમાર્થનો વિવેક સમજાવનાર તેમના ગુરુ ઉપર અત્યંત ખેદ પેદા થયો છે. કેટલાક આવી જડતાએ પહોંચી તેની પાર જઈ માત્ર ગાંડા જ થઈ ગયા છે, કેટલાક મરી પણ ગયા છે, એ તેવા ઉપદેશકોની પાપપ્રવૃત્તિનાં પ્રત્યક્ષ-પ્રમાણ અનેક કુટુંબીઓને પોતાનાં કોમલ બાલકો પરત્વે સચિંત કરવાને પૂર્ણ થયાં છે. કોઈ કોઈ સુવિનીત બુદ્ધિમાન તરુણો પણ એવી કૃપણતા અને સંકુચિત વૃત્તિના ભોગ થઈ પડયા છે કે આત્મભાવમાં બ્રહ્મભાવ પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રાખવા છતાં, તે ઉદ્દેશની વાતો ઉચ્ચારતાં છતાં, તે ઉદ્દેશ સિદ્ધ કરવાના સાધનરૂપે દ્વેષ, નિંદા, કૃપણતા, સંકોચ અને ભેદ વિના બીજું કશું વાપરી શકતા જ નથી. કોઈ કોઈ જનો એમ જ ભ્રાંતિમાં પડયા છે કે મોક્ષનો દરવાજો તો આસન મારીને પ્રાણાયામ તાણતે તાણતે જ ઊઘડી જવાનો છે, કોઈ કોઈ વેદાન્તની વાત માત્રથી જ કૃતાર્થતાનો રસ્તો હાથ થવાનો ધારી લે છે. આવી વ્યર્થ, અને વ્યર્થ કરતાં પણ વધારે હાનિકારક પરમાર્થની પ્રવૃત્તિમાં પડી અનેક યુવકો ઊગતાં વય, બુદ્ધ, અને પરાક્રમનો અસદ્વ્યય કરે છે; મહાકાર્યસાધક શક્તિના અંકુરને મૂલમાંથી જ બાળી નાખી આ જન્મ લીધાનો આખો ફેરો જ ફોકટ કરી નાખે છે; તેમને સ્વાર્થ અને પરમાર્થના સ્પષ્ટ વિવેક સમજાવવાને તેમનાં ગુરુજનોએ થાય તેટલો આયાસ કરવો જોઈએ. પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે કે તેણે યથાર્થ વિવેક કરવો કરાવવો અને તેમ કરવામાં અત્રે કહી તેવી વિચાર-યોજના ઉપયોગમાં લાવવી.

'સુદર્શન' : નવેમ્બર, ૧૮૯૬

## "સ્વહિતવાદ" અને "પરહિતવાદ"

"પંડનું ઘણામાં ઘણું સુખ જેથી થાય" એવા ધોરણે નીતિનિયમ પ્રવર્તાવનારનો વાદ "સ્વહિતવાદ" અને "જનસમૂહનું વધારેમાં વધારે સુખ" તે ધોરણે વર્તનારનો વાદ તે "પરહિતવાદ" આ બે વાદમાંથી કયો વાદ ઉત્તમ છે એ વાત વિચારવા યોગ્ય છે.

નીતિનાં ધોરણ બંધાતા પૂર્વે વિશ્વરચનાનું સ્વરૂપ, અને તે સાથેનો મનુષ્યનો સંબંધ, એ બે અવશ્ય જાણવાં જોઇએ, કારણ કે મનુષ્યોના પરસ્પર વ્યવહારના નિયમોના અંગમાં નીતિનો સમાસ છે અને તે વ્યવહાર ક્યારે ઉત્તમ કે યોગ્ય કહેવાય એ વાતનો આધાર ઉક્ત વિવેચન ઉપર છે. વળી જનસમૂહનું ઘણું સુખ એ વાત કે પંડનું ઘણામાં ઘણું સુખ એ વાત નક્કી સમજવામાં "ઘણું" શાને કહેવું તેનો નિશ્ચય પણ આપણને જીવિતના ઉદ્દેશનો વિચાર કરવાની ફરજ પાડે છે. એથી આગળ વધી, પરહિતવાદ પક્ષે, વિચારીએ તો એમ પણ નક્કી કરવાનું આવશ્યક છે કે જે જનસમૂહ (humanity) કલ્પાયો છે તે શું છે, કેવડો છે, ને તેનો કેવો સ્વભાવ છે. સ્વહિતવાદમાં પણ પંડ શબ્દથી શું સમજવું એનો નિર્ણય તત્કાલ થયા વિના કશો નિશ્ચય બનતો નથી. અર્થાત્ પદાર્થવિજ્ઞાનના પાયા ઉપર ઊભા રહેલા માનસજ્ઞાનના પ્રાસાદના શિખરસ્થાને નીતિધોરણ હોવું જોઈએ. પદાર્થવિજ્ઞાન, માનસશાસ્ત્ર, નીતિ, એ ત્રણ પાયો, પ્રાસાદ, અને શિખર કહ્યા માટે તે તેવાં જ અત્યંત ભિન્ન છે એમ ના સમજવું, પણ તે પરસ્પરમાં ઓતપ્રોત છતાં, તે પ્રત્યેકના શુદ્ધ સ્વરૂપનો વિચાર એ ક્રમે જ બની શકે એમ તાત્પર્ય જાણવું.

તત્ત્વશાસ્ત્ર (metaphysics) નો અભ્યાસ કરનારા એમ સમજતા જણાય છે કે પદાર્થવિજ્ઞાન(physics)ને તેમના વિષય સાથે સંબંધ નથી. પદાર્થવિજ્ઞાનવાળા તો તત્ત્વશાસ્ત્રવાળાને કેવલ મૂર્ખવત જ માને છે. પણ એ બે વિષયને જે પરસ્પર સંબંધ છે તેને યથાર્થ ગૃહીને વિચાર ચલાવવામાંથી જ જ્ઞાન ઉદ્‌ભવે છે. બાકી એકલા તત્ત્વશાસ્ત્રને આધારે તો કલ્પના પણ સત્ય ઠરાવા જાય છે, એને એકલા પદાર્થવિજ્ઞાન (જડવિજ્ઞાન)-ને આધારે કોઈ એકદેશને સમગ્ર સત્યસ્થાને ભ્રાંતિથી સ્થાપવામાં આવે છે. એકનું પરિણામ ગાંડાઇ, બીજાનું પરિણામ દુરાગ્રહ (જે પણ એક જાતની ગાંડાઇ જ છે) તે થાય છે. ઉભયનો યથાર્થ યોગ હોય તો સત્યજ્ઞાન ઉદ્‌ભવે છે. નીતિ પણ તત્ત્વશાસ્ત્ર માત્રના આશ્રયે કલ્પનાપ્રાસાદ માત્ર જ થાય છે, પછી તેને ગમે તેવાં મીઠા કે મ્હોટાં નામ આપવામાં આવે તે જુદી વાત; અને કેવળ, જડશાસ્ત્રને આધારે પિંડપોષણવાદ તે જ અનેક રૂપાંતરે મહાનીતિમાં ખપે છે.

અનુભવ (experience)થી જ્ઞાનનો આરંભ છે, અને અનુભવ ઇંદ્રિયજન્ય છે. એ બિંદુથી આરંભ કરી પદાર્થસ્વરૂપ અને વિશ્વસ્વરૂપનો વિચાર કરતાં જે વાત સિદ્ધ થાય, જીવિતનો જે હેતુ સમજાય તે પ્રમાણે નીતિનું ધોરણ રચાવું જોઇએ. જેટલાં જેટલાં નીતિધોરણ રચાયાં છે

તેમાં અનુભવથી જે વાત સિદ્ધ થયેલી છે, અર્થાત્ પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રના યોગ્ય સંમેલનથી જે વાત સિદ્ધ જણાઈ છે, તેનો થોડો કે ઘણો અનાદર થયેલો હોય છે; અથવા તો એ યુગલમાંના એકાદને વળગી કેવલ કલ્પના, કે કોઈ એકદેશનું આખું સત્ય માની તે ઉપર નીતિરચના ઉઠાવવામાં આવેલી હોય છે. વધતા જતા પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રના શોધથી એટલું સ્પષ્ટ સિદ્ધ થતું આવ્યું છે કે (૧) જડજન્ય નહિ, પણ જડથી અભિન્ન એવું કાંઈ ચૈતન્ય તત્ત્વ છે; (૨) તે તત્ત્વ સર્વથા અને સંપૂર્ણ રીતે **અસ્મિ** આદિ પ્રત્યયથી સત્તારૂપે સંપ્રજ્ઞાત છે; અને (૩) તેના વિના, કશું હોય એમ લાગતું નથી, જે છે કે હોય તે શું છે એ કહેવાતું નથી. અને આ નિશ્ચયોથી એમ પણ સ્પષ્ટ રીતે ફલિત છે કે આખું વિશ્વ એક સમગ્ર વસ્તુ, સમગ્ર ભાવ છે. જે વ્યક્તિ નથી, અતિરિક્ત સ્વરૂપ નથી, માત્ર અનંત વ્યક્તિવ્યક્તિનો એકભાવ તે રૂપસામગ્ર્યમાં મનુષ્ય પણ એક વ્યક્તિ છે, અને તેના શરીર મન અને આત્માથી તે, એ સામગ્ર્યના પ્રત્યેક અવયવને અનુસરી શકે એવું તેનું સર્વ પ્રકારનું બંધારણ છે. વ્યક્તિ અને સામગ્ર્ય એ શબ્દો તજી આપણે વ્યષ્ટિ અને સમષ્ટિ, યાને પિંડ અને બ્રહ્માંડ એ શબ્દો વાપરીએ તો તેથી તકરારનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કરી શકાશે.

આવી વ્યવસ્થા હોવાથી તત્ત્વશાસ્ત્રનો એક પણ અંશ, એક પણ શોધ, એવો નથી કે જે જડથી અવ્યતિરિક્ત જે ચૈતન્ય છે તેના સ્વરૂપને અને દેખાતા જડ સાથેના તેના સંબંધને સ્પષ્ટ કરવામાં સહાય ન થાય; તેમ પદાર્થવિજ્ઞાનનો એવો એક શોધ નથી કે જે પણ જડનાં સ્વરૂપસંબંધાદિને વધારે સ્પષ્ટ ન કરે. એ ઉભયના એકત્વ (અનન્યત્વ) રૂપ બ્રહ્માંડમાં પિંડમાત્ર પણ ઉભયરૂપ છતાં, એકત્વવાળા જ છે. બ્રહ્માંડને એક સૂર્ય માનીએ તો જે જે પિંડ છે તે એ સૂર્યનાં કિરણો છે; સમગ્ર કિરણો તે સૂર્ય છે, ને સૂર્ય છે તે એ કિરણ છે. સૂર્યમાં જે શકિત છે તે પ્રત્યેક કિરણમાં છે, ને પ્રત્યેક કિરણમાં છે તે સૂર્યમાં છે. કિરણના સંઘાતથી કોઇ નવી શક્તિ પેદા થતી નથી, મૂલની જે હોય તેનું વૈપુલ્ય માત્ર બને, એટલે કિરણ અને સૂર્યનામાં નાના-મોટાપણું હોય પણ જાતિથકી ભેદ નથી, એમ સ્પષ્ટ છે. એમ શાસ્ત્ર (પદાર્થવિજ્ઞાન તથા તત્ત્વશાસ્ત્ર) થી અભેદ એ જ નિશ્ચય વિશ્વરચનાના બંધારણમાંથી આપણને બતાવવામાં આવ્યો છે, અને આનંદનું મૂલ પણ અભેદમાંથી જ બતાવી દુઃખ ક્લેશાદિનો સંભવ ભેદમાંથી ઉત્પન્ન કરી, જીવિતના હેતુના સૂચનદ્વારા, નીતિધોરણનો પાયો પણ સુચવાયો છે.

અત્રે એમ શંકા થાય કે વિશ્વના બે ભેદ છે, ગમ્ય અને અગમ્ય,

જેમાંના અગમ્ય ભાગ વિશે આપણે કાંઈ જાણતા કે જાણવાના નથી, ગમ્ય માત્ર વિશે જાણીએ છીએ, જે જાણેલું ત્રિકાલાબાધ નથી. આ શંકાનું પણ વિદ્વાનોએ એમ સમાધાન આપ્યું છે કે જડચેતનાત્મક પદાર્થસ્થિતિમાં જે અગમ્યવત્ ભાવ છે તે શું છે એ જણાતું નથી, કેમકે આપણા જ્ઞાનેન્દ્રિયનું બંધારણ જ એવું છે કે તે વિષયને પોતાથી વ્યતિરિક્ત કરી ગૃહી શકતું નથી. છતાં વિષયાભિન્ન હોઇ તે (ચેતન) છે તો જ વિષય છે એમ માનવાનો સંભવ છે, અને કોઈ પણ વિષય પૃથક્કરણ કરતાં માત્ર ચેતનરૂપે જ અવશિષ્ટ થવા જાય છે, એથી ચેતન જે સંપૂર્ણ અને સર્વદા ગમ્ય છે તેમાં વિશ્વમાત્રની એકતા ત્રિકાલાબાધ સિદ્ધ છે, અને અગમ્ય વિભાગ પણ તે ચેતનમાં અંતર્ભૂત છે. આમ હોવાથી ત્રિકાલાબાધ નિશ્ચયનો અસંભવ અથવા દ્વૈતભેદથી વિશ્વવ્યવસ્થા, એ બે વાત સાંપ્રત વિદ્વાનો, હર્બર્ટ સ્પેન્સર, સર વિલિયમ હેમિલ્ટન, ઇત્યાદિ મોટાં નામનો એ મતને ટેકો છતાં, દૂરાપાસ્ત માને છે. અત્રેનાં પ્રાચીન શાસ્ત્રો તો ત્રિકાલાબાધ અભેદનિશ્ચય કહે છે જ એ કહેવું જરૂરનું નથી.

ત્યારે નીતિ તે પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રોનો જેમાં એકત્વરૂપે સમાસ થાય તેનું શાસ્ત્ર ઠરી અને નીતિધોરણમાં પિંડબ્રહ્માંડાભેદ એ જ નિયામક ઠર્યું. અભેદ તે જ આનંદ, સુખ, ઉત્તમતા. સુખ, આનંદ, એ ઉત્તમતાનાં સ્વરૂપ, કે ન્યૂનાધિક અંશ હશે, પણ તે બધા શબ્દોને અત્રે સામાન્યાંશ લઇ, એકાર્થ ગણ્યા છે. તો અભેદ એ જ સુખ–મોક્ષ; ભેદ એ જ દુઃખ–સંસાર. વિશ્વવ્યવસ્થા જ એમ બતાવે છે કે એક પરમાર્થ–અભેદમાર્ગ છે, જે સર્વ વ્યવહારનું, સર્વ પ્રયત્નનું, સર્વ વિચારનું,–ટૂંકામાં જીવિતનું કેન્દ્ર છે, હોવું જોઇએ. પણ એ અભેદ બનેલો છે ભેદનો જ. ભાવ પોતાના અભાવનો બોધક છે, ને તે અભાવ અમુકનું નાસ્તિત્વ એમ નહિ પણ પોતે પણ પાછો ભાવ જ, એમ ભાવાભાવ નિરંતર મિશ્ર અને એક હોઈ, ચેતનની શક્તિમાં જ સમાય છે. એ વિચાર શંકરાચાર્યનો હોવા ઉપરાંત પાશ્ચાત્ય જર્મન ફિલસુફ હેગલનો પણ છે એમ અત્રે જણાવવું જોઇએ. અભેદમાં જ ભેદ છે, ભેદમાં જ અભેદ છે, આમ વ્યવસ્થા છે, એટલે જેવો અભેદરૂપ પરમાર્થ તેવો તેનાથી અભિન્ન બીજો ભેદરૂપ વ્યવહાર પણ છે. એ વ્યવહારમાં નીતિનો અવકાશ છે; ને તે નીતિ જેમ એવે પ્રકારે પ્રવર્તે કે તેથી અભેદ સિદ્ધ થાય તેમ ઉત્તમોત્તમ. વ્યવહારરૂપ ભેદનું પર્યવસાન અભેદરૂપ પરમાર્થ છે.

અભેદ અથવા સુખ તે નીતિનિયામક છે એમાં તો સંશય નથી. પણ તે સુખનો અથવા અભેદનો અર્થ કહ્યો તેવો છે. એ રીતે જ્યારે અર્થ થયો ત્યારે સ્વહિતવાદ અને પરહિતવાદ એક બાજુએ જ રહી ગયા. કેમકે સ્વ

(પિંડ) અને પર (બ્રહ્માંડ) તેનો વાસ્તવિક ભેદ છે નહિ, ને જે ભેદ છે તે અભેદમાં પર્યવસાન પામે તો જ સુખ છે, બાકી દુઃખ છે. એટલે કે પિંડ પિંડનું એક પણ વર્તન એવું ન જોઈએ કે જેથી બ્રહ્માંડરૂપ અભેદ તરફ તે પિંડને દોરી જવામાં હાનિ થાય. બીજી રીતે કહીએ તો પિંડનું વર્તન-માત્ર-શરીરચેષ્ટા સુદ્ધાંત-બ્રહ્માંડના વર્તનને જ અનુસરે તે ઉત્તમ નીતિ. એ નીતિ જે રીતે સિદ્ધ થાય તે રીતે વ્યવહાર રચાય તો જ સુખ સંભવે, નહિ તો નહિ. પરહિતવાદી એમ કહેશે કે જનસમૂહના સુખને અનુસરી ચાલવું એ વાત બ્રહ્માંડની સાથે અભેદ સાધવા સરખી જ છે, પણ એ બે વાતની વચમાં ઘણો તફાવત છે. પરહિતવાદ દ્વૈતભાવ ઉપર સ્થાપેલો છે અને તેમાં અત્યંત અભેદ એવું સ્વસંવેદન તે જ સુખ એમ માની શકાતું નથી. વળી "જનસમૂહ"ને સુખ, ને તે "ઘણામાં ઘણાનું ઘણામાં ઘણું" સુખ એ શું અને શામાં છે એના નિશ્ચય માટે કશું ધોરણ નથી. અભેદ-વાદમાં તો પિંડબ્રહ્માંડની છેક સ્થૂલ પર્યંતની એકતા થાય એ, પ્રત્યેક મનુષ્યને પોતાના જ હાથમાં સહજ ખરું ખોટું પરખી શકાય એવી કસોટી છે. આવા કારણથી પરહિતવાદ, બેન્થમ અને મીલના સમર્થ નામથી ટેકો પામેલો છતાં, વ્હેવેલ વગેરે ઘણા વિદ્વાનોને માન્ય નથી, અને તેઓ "જે ઘણાનું સુખ તે કર્તવ્ય" એવા સિદ્ધાન્તને માનતા નથી, પણ "જે કર્તવ્ય તે સુખ" એમ માને છે. સુખનો અર્થ ગમે તે અનુકૂલ મનોવૃત્તિ એવો છે; અને પ્રથમ પક્ષે જ્યારે ઘણાને જે ઘણામાં ઘણું અનુકૂલ તે કરવા યોગ્ય અર્થાત્ નીતિ એમ તાત્પર્ય થયું, ત્યારે દ્વિતીયપક્ષે એમ અર્થ નીકળ્યો કે ઘણાને ઘણામાં ઘણું અનુકૂલ તે નીતિ નહિ, પણ જે ખરું કર્તવ્ય તે, અમારા વિચાર પ્રમાણે જે અભેદ અત્રે કહેવામાં આવ્યો તે, નીતિ; તે જ "ખરું" કેમકે પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રથી સિદ્ધ છે, અને તેજ નીતિ. "વાટકાનો ઉપસેલો અને પોલો ભાગ જોવાથી વસ્તુ એક છતાં બે ભિન્ન આકાર સમજાઇને ભુલાવો ખવાય તેવી" આ અમે કરેલા "કર્તવ્ય તે સુખ" અને "સુખ તે કર્તવ્ય" એ વચ્ચેના તફાવતની વાતને ઠરાવવી એ તકરારના નિયમ બહારની વાત છે એટલું જ કહેવું બસ છે. ચેતનમય ઐક્ય જે વાસ્તવિક છે તે જ્યારે સ્વસંવેદન દ્વારા સર્વાભેદ થઈ અનુભવાય ત્યારે જ નીતિમાર્ગનું કેન્દ્ર સમજાયું કહેવાય, અને તેથી અભેદ જે કર્તવ્ય તેને જ સુખ માનવું એ ખરું ધોરણ છે. ઘણી વખત અમે આ "અભેદ"ને "વિશ્વનિયમ" એ શબ્દથી પણ વર્ણવ્યો છે, પણ તેનો અર્થ "કુદરતે નીમેલા ઇંદ્રિયોના હેતુ ઉપરથી વર્તણૂકના નિયમો નક્કી કરવા" એવો સંકુચિત નથી એટલું હરકોઈ વિચારવાન સહજ જોઇ શકશે.

સ્વહિતવાદ તો સ્પષ્ટ અયોગ્ય છે. એની અયોગ્યતા કેટલીક તો પરહિતવાદના વિવેચનમાં જ જણાઈ હશે, પરંતુ સ્વહિતવાદીઓ પ્રાયશઃ જડવાદી હોય છે, અને તે પદાર્થવિજ્ઞાન સત્ય નથી, એટલે તે આધારે રહેલી નીતિ પણ ખોટી જ છે.

પરંતુ અમારા સમજવા પ્રમાણે તો સ્વ અને પર ઉભયે હિતના વાદ જો સ્વ-પર-ની એકતા, પિંડ-બ્રહ્માંડની એકતાની પેઠે, સમજાય, તો વાસ્તવિક છે, કેમકે સ્વ-પરનો ભેદ છે નહિ

અભેદનો જ વિચાર, અભેદનું જ ચિંતન, અભેદનો જ અનુભવ, અને જે જે પ્રકારે પિંડબ્રહ્માંડનો અભેદ સમજાય, થાય તે તે પ્રકારનો આચાર, એ જ અમારા મત પ્રમાણે, જ્ઞાન શબ્દથી સમજીએ છીએ, અને તેથી જ જ્ઞાન તે મોક્ષ એમ ઉદ્‌ઘોષ કરીએ છીએ.

* * * *

'સુદર્શન': ઑક્ટોબર, ૧૮૯૧

## બુદ્ધિ અને હૃદય

શરીરમાં 'હૃદય' એવું જે સ્થાન છે તે રક્તનો સંચય કરી રક્તને શુદ્ધ કરી આપીને શરીરનું પોષણ કરે છે એ ઉપરાંત વધારે વિચાર એ શબ્દને અંગે મનુષ્યો કરતાં જણાતાં નથી. મનુષ્ય પોતે જેટલા જેટલા માનસિક વ્યાપાર કરે છે તે બધા જાણે મગજમાંથી જ થતા હોય, માથામાંના કોઈ અલૌકિક તત્ત્વના જ એ બધા પ્રકાર હોય, એવાં સમાધાનો શોધવામાં પરિતોષ માનતાં એકલા ઉત્તમાંગને જ મનુષ્ય સર્વસ્વ ગણી લે છે. માથામાંથી ઉપજતી પ્રવૃત્તિને બુદ્ધિ કહીએ છીએ, રક્તાશયમાંથી ઉપજતી પ્રવૃત્તિને હૃદય કહીએ છીએ. કોઈ પણ ભય, ક્રોધ, હર્ષ, વિષાદ, આશ્ચર્ય, વિકાસ, દયા, પ્રેમ, આદિ લાગણી થતાં હૃદયનો ધબકારો વધવા માંડે છે કે મંદ પડી જાય છે, અને આખા અંગમાં કોઈ અવર્ણ્ય ચમક લાગી જાય છે એ વિલક્ષણ પ્રકાર હૃદયનો છે; વિવાદ, યુક્તિ, રચના, વિસ્તાર, વિદ્વત્તા, પાંડિત્ય, આદિ જોતાં મનમાં આપણને એવા થવાની જે વૃત્તિ થઈ આવે છે તે ચમત્કાર બુદ્ધિનો છે. બુદ્ધિને વિસ્તાર છે, ઊંડાઈ નથી, હૃદયને ઊંડાઈ છે, વિસ્તાર નથી. બુદ્ધિ જ્યાં કારણો આપે છે ને વિવાદ કરી ઊંચું માથું રાખી સર્વોપરિ થઈ ચાલે છે ત્યાં હૃદય કારણોને કહી શકતું નથી અને મૌન રહી નીચે માથે સર્વના અંતરમાં સમાય છે.

દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે, ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે; પણ બુદ્ધિ જ્યાં ક્ષમાનો દાવો કરે છે, ત્યાં તો હૃદય ક્ષમાને સમજતુંયે નથી. બુદ્ધિને માન અપમાન સમજાય છે, સારું ખોટું સમજાય છે; હૃદયને સર્વત્ર માનનું માન જ જણાય છે, બધું સારું જ દેખાય છે. ગમે તેવી ભાંગીતૂટી વાણીમાં, ગમે તેવા જડ આકારમાં, પણ હૃદય હોઈ શકે છે, બુદ્ધિ હોઈ શકતી નથી. બુદ્ધિ આણી આવે છે, હૃદય આણ્યું આવતું નથી. માણસનો આખો આકાર જુઓ, એની દૃષ્ટિમાં દૃષ્ટિ મેળવો, એને વચને વચન જોડો, એનામાં હૃદય છે એમ કહી શકશો; બુદ્ધિની ખાતરી એમ નહિ થાય. તમે જાતે તેની સાથે વિવાદે ચઢશો, બીજા પાસે તેને લેઈ જઈ ત્યાં વિવાદ કરાવશો, ને એમ કરતાં જ્યારે 'કોઈથી હઠતો નથી' એવું જણાશે ત્યારે પણ તમારી બુદ્ધિ, છેક મરતે મરતે, જાણે પોતાનું જ એમાં કાંઈક જતું રહેતું હોય તેમ ધીમે ધીમે, કહેશે કે હા, ઠીક છે. બુદ્ધિ જોડે તો માણસોને લડવાનું જ મન થાય છે, હૃદયને માણસ તુરત જ નમી પડે છે. "આ માણસમાં હૃદય છે" એટલું કહ્યું એટલે એને માટે દસ્તાવેજ, પુરાવો, જમાની, જોઈશે નહિ; આ માણસ આબરૂદાર છે એમ કહેવામાં પુરાવો અને સાખ જોઈશે. કારણ કે હૃદય તો માણસના ચહેરા અને દેખાવ ઉપર રમી રહે છે, જ્યારે બુદ્ધિ તેના માથાના અંધારા ઓરડામાંથી જ ધમકારા ગજાવી ગજાવીને આપણને છતી થાય છે.

હૃદયને 'હું' એવું ભાન જ નથી, તે તો કોણ જાણે કોઈ એવો પદાર્થ છે કે જેને દેખે તેને જ બધે દેખે, જેને વળગે તેને જ સર્વત્ર વળગાડે, એ પોતે આખું ને આખું, જેનો સંબંધ હોય તેરૂપ થઈ રહે. બુદ્ધિ તો હું-તું, મારું-તારું, એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ સ્પષ્ટ કરી બતાવશે; કશામાં પણ પોતે નહિ એમ નહિ થવા દે. અભિમાનનું નિદાન બુદ્ધિ છે; સ્વાર્પણ, ત્યાગ તેનું નિદાન હૃદય છે. એક રસિક કાવ્યને વાંચતાં હૃદય તેના રસમાં પોતાને ભૂલી જશે, જ્યારે બુદ્ધિ તેની રચના, તેના ગણ, તેની માત્રા, તેની ભાષા તેની કલ્પના ઇત્યાદિ જોવામાં પોતે પોતાને શોધતી રહેશે. બુદ્ધિ જ્યારે ગમે તેવા વિશાલ મકાનમાં પણ પોતે સમાશે કે નહિ તેનાં માપ કાઢે છે ને હિસાબ ગણે છે ત્યારે હૃદય તો એ મકાનના હૃદયને શોધી કાઢી ક્યારનુંયે તેમાં ગૂમ થઈ જાય છે, બુદ્ધિને પોતા વિના કશું ગમતું નથી, જ્યાં હોય ત્યાં પોતે ને પોતે જ. સુખ, દુઃખ, આબરૂ, પ્રતિષ્ઠા, માન, અપમાન, ઘર, બહાર, વ્યવહાર, પરમાર્થ, બધાં બુદ્ધિ પોતે જેવાં માને તેવાં ખરાં—બીજાં નહિ જ, કોઈ બે બુદ્ધિ આ બધી અને એવી અનંત

વાતો વિશે એકમત થવાની નહિ. હૃદયને તો હૃદય વિના બીજું દેખાતું જ નથી, એટલે કલ્પના કરવાનો અવકાશ નથી; જ્યાં હોય ત્યાં હૃદય એકનું એક જ છે, હૃદયે હૃદયને તકરાર આવતી નથી. ગાઢ મૈત્રી, અનન્ય પ્રેમ, શાન્ત સુખી સંસાર, અનેક ઠેકાણે વણસી જાય છે તે બુદ્ધિના કારભારનું જ પરિણામ છે. હૃદય જે રાજ્ય અપાવે છે તેને બુદ્ધિ છીનવી લે છે; બુદ્ધિ પોતે એવી દુષ્ટ છે કે આપી શકતી નથી તેમ કોઈ આપે તે લેઈ પણ શકતી નથી. મોટાં રાજ્યો સ્થાપ્યાં, લોહીની નીક વાળી ભય પગાર કે પહૃવીની લાલચ વિના રણમાં વીરોએ સ્વાર્પણ કર્યું ત્યાં હૃદયનું સામ્રાજ્ય હતું; પરસ્પર વૈર દ્વેષ અને કલહ કરી કુસંપ વધાર્યો અને પોતાને કોઈ પ્રકારની તૃપ્તિ ન થતાં અનંત તૃપ્તિ શોધતે શોધતે એશઆરામમાં નિર્વીર્ય થવાયું ત્યાં બુદ્ધિનો વૈભવ હતો. હૃદય સ્થાપે છે, બુદ્ધિ ઉથાપે છે. સૃષ્ટિની રચના હૃદય કરે છે, તેનો વિનાશ બુદ્ધિ સાધે છે. હૃદય ઓગાળે છે, બુદ્ધિ હોય તે કરતાં પણ વધતા કટકા કરી આપે છે.

હૃદય સૃષ્ટિ કરે છે, હૃદય જ ઈશ્વર છે. જ્યાં હૃદયને ઐશ્વર્ય દેખાય છે ત્યાં બુદ્ધિને નિર્માલ્યતા નિઃસારતા ભાસે છે. હૃદયને શાન્તિ, એકતા, સ્થિરતા જોઈએ છીએ, બુદ્ધિને વૈભવ, કલેષ, પ્રવૃત્તિ જોઈએ છીએ. બુદ્ધિને પૂજા, પ્રતિમા, અને અર્ચનનો આડંબર જોઈએ છીએ, હૃદયને અપૂજ્ય અપ્રતિષ્ઠિત અને અનર્ચિત રહેવું જ ગમે છે. અખા ભક્તે કહ્યું છે :—

જ્યાં જોઈએ ત્યાં કૂડે કૂક, સામા સામી બેઠા ઘૂક.

બુદ્ધિના અંધકારને પ્રકાશ માનનાર ઘૂક સામાસામી બેસીને પરસ્પરને ખોટા ખરા કર્યા જ જાય છે; હૃદયના સૂર્યને તે દેખતા નથી. બુદ્ધિનો તો ખરેખરો "અંધારો કૂવો' જ છે, એનો છેડો જ નથી; હૃદયમાં પરમાત્માની "અંગુષ્ટ માત્ર" પ્રતિમા પ્રત્યક્ષ છે; હૃદયને પૂજવાનું મૂકી બુદ્ધિને પૂજનારા કેવલ નાસ્તિક જ છે. બુદ્ધિ પોતે જ નાસ્તિક છે, તેને કશી વાતની સ્થાપના ગમતી નથી, બધામાં પોતાને ને પોતાને શોધવા જાય છે, રખેને પોતે કહીંક રહી જશે એવી શંકા તેને નિરંતર રહ્યાં કરે છે; સ્થાપના, શ્રદ્ધા, વિશ્વાસ એ તો હૃદયને છે, તે જ નિઃશંક નિર્ભય રહી શાન્તિનો પરમ રસ અનુભવે છે. મોઢે સદાચાર, સદ્વૃત્તિ, યોગ, વેદાન્ત આદિ વાતો કરાવનારી, આચારથી વિમુખ રાખી વચન માત્રમાં તૃપ્તિ માનનારી અને એવી વચનરચનાઓમાં કૃતાર્થતા સમજનારી બુદ્ધિ જ મનુષ્યને કૃપણ, શઠ, ધૂર્ત બનાવી પરમ કલ્યાણમય હૃદયના પ્રકાશથી સર્વદા વિમુખ રાખે છે. બુદ્ધિ તો નિશ્ચય

કરી શકે તે પણ એક ક્ષણ વાર જ કરી શકે, હૃદય તે નિશ્ચયને પાર પાડી શકે, તે નિશ્ચયમય થઇ જઇ સાક્ષાત્કાર પામી શકે. શાસ્ત્રો જેને માયા, પ્રપંચ, પ્રકૃતિ, આદિ નામથી નિંદે છે તે બુદ્ધિ છે, જેને અભેદ, ભૂમા આત્મા આદિ નામથી ઇષ્ટ બતાવે છે તે હૃદય છે; યોગ્ય જ કહ્યું છે :—

પોથી વિશ્વની ભણી ભૂલવું,
પળીયાં છતે બન બાલ વું;
ખરી મસ્તી એ ખઈ સૂખડું,
પછી પાપ પુણ્ય અડે નહિ.

ગૃહસ્થમાત્રને ઉચિત છે કે તેણે બુદ્ધિના વિલાસોની પૂંઠ મૂકી હૃદયના આવેગને પ્રાપ્ત કરવા ઉપર લક્ષ રાખવું. વિશ્વાસ, શ્રદ્ધા, પ્રેમ, દયા, દીનતા, એમાં જ ઈશ્વરનું દર્શન છે. બુદ્ધિ જે આપત્તિઓ સામે વ્યર્થ માથું ફોડી અકળામણ કરે છે તે જ હૃદયને શિક્ષણરૂપ, આત્મવિસ્તારના ક્રમરૂપ જણાય છે. બુદ્ધિ જેને મતભેદ કહે છે તેને હૃદય અધિકાર કહે છે, પણ પોતાના પ્રેમની બહાર કોઈ વસ્તુ તે ગણતું નથી. એ હૃદયની પ્રાપ્તિથી તમને સંસાર મીઠો લાગી પરમાર્થે પહોંચવાના ક્રમરૂપ સમજાશે, પ્રપંચની પ્રપંચતા જતી રહી સત્યતા તમારા અનુભવમાં આવવા માંડશે. હૃદયનો આશ્રય કરો, બુદ્ધિની જાલથી અળગા રહો. કરોળિયો પોતે રચેલી જાલમાં પોતાની મેળે જ ગૂંચવાઈ મરણ પામે છે એ દૃષ્ટાન્તને મનમાં રાખી પ્રેમનો વિશ્વાસ લાવો અને સર્વત્ર સમતારૂપ હૃદયનો વિસ્તાર પાથરો.

'સુદર્શન' : ડીસેમ્બર, ૧૮૯૬.

## ઉચ્ચભાવનાધ્વંસ

આપણું સુખ શાનું બનેલું છે એનો વિચાર કરીએ તો સહજ જણાય કે એક તરફ અતિ ઉચ્ચ પ્રકારની ભાવનાઓ, અને બીજી તરફથી તેમને પ્રત્યક્ષ કરવામાં તેમના રસનો ભંગ એ બેનાં મિશ્રણનું જ તે બનેલું છે. સુખના સંકલ્પની ભાવનાને આપણે એટલે સુધી લઇ જઇએ છીએ કે અનન્ત અપાર અતુલ એકરસ આનંદરૂપ મોક્ષમાં તેની સીમા બાંધીએ છીએ; એ સીમા ઉત્તમોત્તમ છે, એનાથી અધિક કાંઇ સંભવતું જ નથી. પણ એ જ ભાવનાને પ્રત્યક્ષમાં અનુભવવા માંડીએ છીએ ત્યારે, કહોલમાં પિલાઇને નીકળી આવેલી શેલડીના કૂચાના જેવી તે નીરસ લાગે છે, ને એનો સાર તે તો પાછો હતો તેવો ને તેવો ભાવનાગમ્ય જ રહે છે.

એકલા સુખને માટે જ આવું છે એમ નથી, પણ જેટલી જેટલી મનુષ્ય-હૃદયની આશાઓ છે તેટલી તેટલી સર્વને માટે એવું છે. આમાંથી જ અસંતોષનું બીજ પેદા થાય છે, ને દુઃખનાં ફળ ઊપજે છે, એટલા જ માટે વિરાગીઓ નિરાશાને પરમ સુખ બતાવે છે.

આપણું કોઈ પણ કાર્ય ભાવના વિના નીપજતું નથી એ સિદ્ધ પ્રકૃતિ છે એટલે ભાવના શા માટે કરો છો એવી શંકા કોઈ લાવે તેનો અવકાશ નથી. કુંભકાર ઘટ નિર્મે છે તે પણ પ્રથમ તેની ભાવના કરીને પછી તદનુસાર પ્રવર્તે છે. પણ આ વિચારમાંથી જ એક બીજો વિચાર ફલે છે, ને નવી શંકા ઉપજાવે છે. કુંભકાર ઘટ કરે છે, લોહકાર અસ્ત્રશસ્ત્ર ઘડે છે, કે કોઈ પદાર્થવિજ્ઞાન જાણનાર યંત્રયોજના ઉપજાવે છે, એ સર્વે ભાવનાથી જ આરંભ કરે છે, ને અનેકવાર નિષ્ફલ થતાં પણ, તે ભાવનાને યથાર્થ અનુકૂલ જ પ્રત્યક્ષ ફલ પામે છે. આવો અનુભવ સુખમાત્ર પરત્વે કેમ થતો નથી ? એનું કારણ એટલું જ છે કે સુખ છે તે કેવલ માનસિક વિષય છે, પદાર્થઘટના તે કેવલ ભૌતિક વિષય છે: એક સૂક્ષ્મ છે, બીજું સ્થૂલ છે તે પરિચ્છેદવાળું છે, સૂક્ષ્મ એટલે અમુક સીમાવાળું અપરિચ્છિન્ન છે, નિઃસીમ છે. થોડે ઘણે અંશે પણ માણસો સ્થૂલમાં નિશ્ચયપૂર્વક સફલ પ્રવૃત્તિ કરી ભાવના અને પ્રત્યક્ષ ઉભયને એકાકાર સમાધાનમાં આણી શકે, પણ સૂક્ષ્મને તેમ કરી શકે નહિ. સૂક્ષ્મનો ભાવનારૂપ અનુભવ સૂક્ષ્મ ઉપર જ થાય છે, પણ તેનો પ્રત્યક્ષ અનુભવ તો સ્થૂલમાં લેઈ શકાય છે. સ્થૂલ તો પરિચ્છેદવાળું છે, એટલે જ્યારે અપરિચ્છેદવાળું સૂક્ષ્મ સ્થૂલ દ્વારા પ્રત્યક્ષ થવા જાય ત્યારે તે પણ પરિચ્છિન્ન જ થઈ જાય, અને જે મૂલ ભાવના હોય તેને અનુરૂપ કદાપિ પણ નીવડે નહિ. આવું છે માટે જ સ્થૂલ વ્યવહાર સર્વદા દુઃખરૂપ છે; સૂક્ષ્મ વ્યવહાર સુખરૂપ થઈ શકે છે. ભાવના એટલે વિચાર, કલ્પના, તે સર્વદા સૂક્ષ્મ સૃષ્ટિનો જ વિષય છે, ને જ્યાંસુધી પોતાના દેશમાં જ રહે છે ત્યાં સુધી સર્વથા આનંદમય અનુભવાય છે. સૂક્ષ્મ સૃષ્ટિમાં જેનો પ્રચાર વધારે પરિચિત હોય તેવાં સ્ત્રી પુરુષ ઉત્તમ કવિ, ઉત્તમ તત્ત્વવિત્, ઉત્તમ યોગી, ઉત્તમ વિવેચક, નીવડે છે. કવિતા, તત્ત્વજ્ઞાન, યોગ, વિવેક, સર્વનું રહસ્ય ભાવના અથવા કલ્પનાશક્તિના કેળવવામાં સમાય છે, અમુક વાત નિર્ધારણ કરવી ને તેને જ પોતાની ભાવના-રૂપ સૂક્ષ્મ સૃષ્ટિમાં પ્રત્યક્ષ અનુભવવી એ પ્રતિભામાત્રનું બીજ છે, એ શક્તિ જ કવિ અને જ્ઞાનીઓની ભવિષ્યવાણી પ્રેરનાર આદિ શક્તિ છે. એ દર્પણમાં જ આખી સૃષ્ટિનું પ્રતિબિમ્બ પડે છે, જેને તે જોતાં આવડે તે જુએ છે. એ શક્તિની પરાકાષ્ઠાએ ત્યારે પહોંચાય છે કે જ્યારે સૂક્ષ્મ સૃષ્ટિમાં ભાવના

દ્વારા ઉપજાવેલું પ્રત્યક્ષ, પોતાનામાંથી બીજાનામાં પણ પ્રેરી શકાય.

*   *   *   *

પણ સ્થૂલ માત્રમાં જ વિહરનારાં, અને યંત્રવત્ સિદ્ધિગતિ અને ફલનો યોગ ઇચ્છનારાં, વર્તમાનને જ સમજવામાં આયુષ ગાળનારાં એમ કહે છે કે એવા ભાવના માત્રથી સુખ માનવાના વિચાર કેવલ ભોળાપણું, ગાંડાપણું, અશક્તિ છે, એનાથી પેટ ભરાતું નથી, જમીન ખેડાતી નથી, કે સુખ સામગ્રી ઉદ્ભવતી નથી. કિંબહુના એ ભાવનાદ્વારા તમે જે આત્મવત્ સર્વ, નિત્ય નિઃસીમ અને અવિકૃત સુખરૂપ મોક્ષ, એવા એવા દુર્ગમ્ય શબ્દોનો ઉચ્ચાર કરી બોધ કરો છો તે પણ વાણીવિલાસ જ છે. એવું પ્રત્યક્ષમાં અનુભવાતું નથી, એવું થતું હોય તો ઇચ્છવા યોગ્ય છે, પણ એ વાત અસાધ્ય છે, અસંભવિત છે, ને ખરું બોલાવો તો અશક્ય ભાવનાઓ લોકોને બતાવવાથી કશો લાભ થતો નથી, ઊલટી હાનિ થાય છે; માટે જેનાથી પેટ ભરાય મોજમઝા સચવાય, અને પરસ્પર સ્નેહ મમતા વધે, તેવો સાદો બોધ કરો, ને તે પણ યંત્રવત્ સિદ્ધ બતાવો. આવો વિચાર આ સમયમાં ઠામ ઠામ પ્રવર્તે છે, ને જડરૂપ સ્થૂલ સૃષ્ટિને પૂજનારા સૂક્ષ્મમાં જ સુખનો અંતર્ભાવ અને સંપૂર્ણ અવકાશ માનનારાને હસે છે; પોતે અનુભવ માત્રને જ સત્ય માનવાનું ડોળ રાખી ભાવનાને સત્ય માનનારાને કેવલ કલ્પકોમાં ગણી કાઢે છે. સૂક્ષ્મ સૃષ્ટિમાં કલ્પના થયા વિના સ્થૂલમાં કાર્ય થતું નથી એમ તેઓ સ્વીકારે છે, કેટલાક તો એમ પણ અડાવે છે કે સ્થૂલનો જ એક ધર્મ છે કે જેથી સૂક્ષ્મ મનાતાં વિચારાદિ કાર્ય થઈ આવે છે. આવું માનનારા એમ માગે કે આપણાં ભાવના, કલ્પના તે સર્વ સ્થૂલને અનુરૂપ હોવાં જોઈએ એ કાંઈ અયોગ્ય નથી.

વિચાર કરવો જોઈએ કે ભાવના વિના કાર્યની પ્રવૃત્તિ જ થઈ શકતી નથી. જે એમ કહેવાય છે કે છે કે સ્થૂલમાંથી જ ભાવનાદિ, ધર્મરૂપે, આવિર્ભાવ પામે છે એ વાત સિદ્ધ થવી અશક્ય છે, કેમકે કોઈપણ જ્ઞાનસંજ્ઞાવિનાનો પદાર્થ હોય એ જ અશક્ય છે. પોતે પોતાને ખંધોલે બેસી શકે તો જ્ઞાન વિનાનું જડ પોતાના વિશે જ્ઞાન પામી શકે. ત્યારે ભાવના છે તે સ્થૂલનો ધર્મ નથી જ, ને એ ભાવનામાં જ કાર્યમાત્ર પેદા થઈ પછી પ્રત્યક્ષ થાય છે. જે સ્થૂલમાં અનુભવાય તેવાં કાર્ય છે તે પણ ભાવનાદ્વારા જ પ્રથમ નિરૂપાય છે, ને તેમનાં ઉત્પત્તિ તથા અનુભવ એક જ સૃષ્ટિમાં છે માટે તે સંપૂર્ણ રૂપે મેળવી શકાય છે. પણ જેનાં ઉત્પત્તિ અને અનુભવ બન્ને સૂક્ષ્મમાં જ હોય, એવા પદાર્થને સ્થૂલમાં ઉતારીએ ત્યારે નિષ્ફલતા થાય એ સહજ છે, પણ

તેથી એ વાત ખોટી ઠરતી નથી કે સૂક્ષ્મનો પદાર્થ સૂક્ષ્મમાં પૂરેપૂરો અનુભવાય ને ફળ આપે. એક સ્વપ્ન જ આને માટે સંપૂર્ણ દૃષ્ટાન્ત છે. માણસના મનમાં જે ભાવના હોય તે ભાવના જેટલે અંશે સંસારમાં અનુભવાય તેટલે અંશે તે અનુભવ સુખવાળો ગણાય, ખાનપાન વિહાર આરામની જેટલે અંશે સંસારમાં જે જે આનંદ આપવાની શક્તિ છે, તે સ્થૂલગત છે. પણ તે ભાવનાથી મિશ્રિત ન હોય તો કાંઇ સુખ પેદા કરી શકતી નથી. તે સુખ છે એમ ભાવના થયા પછી તે સુખરૂપે લાગે છે, બાકી સર્વને એકની એક વસ્તુ એકરૂપે કેમ ના લાગે ? આમ ભાવનામાં જે સુખનું સ્વરૂપ હોય તેને સમીપ જવાય એટલું જ સુખ, એટલું જ સારાપણું, સ્થૂલ વ્યવહારમાં ગણાય છે. આમ છે એટલે કેવલ સ્થૂલમાં સાધી શકાય તેવાં નહિ પણ ભાવનાસિદ્ધ એવાં શુદ્ધ અને ઉદાર તેમ ઉત્કૃષ્ટ ચિત્ર સર્વદા લોકની નજર આગળ રાખવાં કે જેથી તેની સમીપ જવાના પ્રયત્નમાં તેમની વૃત્તિઓ ઉદાર, ઉચ્ચ અને શુદ્ધ થાય.

સત્ય, પ્રેમ, ધર્મ, શૂર, પરાક્રમ, સર્વ ઉદાર ગુણો જેથી મનુષ્યનું મનુષ્યત્વ છે તે કોઇ ઉચ્ચતમ ભાવનારૂપે જ રહેલા છે; ને તે ભાવનાનો જે જે સ્થૂલમાં શુદ્ધમાં શુદ્ધ આવિર્ભાવ થયો છે તે તે સ્થૂલ આ વિશ્વમાં પોતાના નામ અમરત્વના પૂજ્યાસને મૂકી ગયાં છે. ખાન પાન ને વિહાર આહાર સુખશાન્તિથી થાય એવા વિચારને અનુકૂલ સત્યપ્રેમાદિ આચારવાળાનો વ્યવહાર કેવો થાય છે, ને તેવાંનાં ભવ્ય ભાવનાથી પ્રજ્વલિત હૃદયો કેવાં દીપે છે ને દિપાવે છે એ ઇતિહાસના અવલોકનારને અજાણ્યું નથી. બુદ્ધ, હરિશ્ચંદ્ર, કાઇસ્ટ, લ્યુથર, મહમદ, એ બધા સ્થૂલની શૃંખલા તોડી સૂક્ષ્મમાં રમવામાંથી જ અમરત્વના અમૃતથી પ્રેમમત્ત થઇ પ્રવર્ત્યા છે. પ્રતાપી રજપૂતોનાં સ્વાર્પણમય ચરિત પણ એ અતુલ ઉચ્ચ ભાવનાનું ફલ છે. અહા ! એ ભાવનાઓનો આ સ્થૂલ માત્રને જ સિદ્ધ માનનારો સમય ભંગ કરવા બેઠો છે. એ ભંગ સાથે જ આપણા ઉદારત્વનો, આપણા પ્રેમનો આપણા ધર્મનો, આપણા મનુષ્યત્વનો પણ, ધ્વંસ થશે. ઓગણીસમી સદીના ઝળઝળતા સમયમાં ઉચ્ચ ભાવનાવાળા મહાનુભાવ થવાનો સંભવ નથી, ને હોય તો તે ભાવનામાં નિમગ્ન કોઇ એકાન્ત ભવ્ય વ્યક્તિના ગુપ્ત આનંદમાં હશે.

'પ્રિયંવદા' : ફેબ્રુઆરી, ૧૮૯૦.

# ઉન્નત જીવન

આહાર, નિદ્રા, ભય, મૈથુન એ ચાર વ્યાપાર સર્વપ્રાણિસાધારણ છે; ચલનવલન પામતાં જંતુથી તે વિચારની અપાર રચનામાં વિચરતા મનુષ્ય પર્યંત સર્વને એ ચારે વસ્તુ સમાન છે, એટલે અંશે તો એક કીટ કે મનુષ્ય તેનામાં કશો તફાવત નથી. તફાવત શાથી ઉપસ્થિત થાય છે? કેવલ ગતિ માત્રથી જેના જીવનની પ્રતીતિ થઇ શકે છે એવાં અલક્ષ્યવત્ જંતુઓ, તેથી વધારે સામર્થ્યવાળાં પક્ષી, તેથી અધિક શક્તિવાળાં પશુ, તેથી અધિક શક્તિવાળાં મનુષ્ય, એમ ઉતરોત્તર તફાવત શાથી થતો આવે છે? કીટ પતંગાદિથી મનુષ્ય સુધી જે જીવનના અનેકાનેક પ્રકાર ઉત્તરોત્તર ચઢતા ચઢતા જણાય છે તેમાં તે તે જીવનને ઉન્નત ઉન્નત બનાવનાર કિયો હેતુ છે? જે રાજર્ષિએ આ કલ્પનાને કાવ્યરૂપે ઉચ્ચારી છે તેણે તે તફાવત ઉપજાવનાર હેતુને 'ધર્મ' એવું નામ આપ્યું છે. ધર્મને લીધે પશુ અને મનુષ્ય વચ્ચે તફાવત પડે છે, ધર્મહીન મનુષ્ય અને પશુમાં કશો ફેર નથી, એમ તેણે કહ્યું છે અને જાણે પશુ સુધી આવીએ ત્યાં પર્યંત તો ધર્મભાવનાનો ઉદય જ નથી એમ સૂચવી, મનુષ્ય અને ધર્મભાવનાનો નિકટ સંબંધ દર્શાવ્યો છે. આમાં સંશય પણ નથી, આ જે ઉચ્ચરાયું છે તે અતિ મહાન સત્ય છે. જડ અને ચેતનનો તફાવત વ્યવહારમાં સાધારણ રીતે ચલનવલન ઉપરથી મનાય છે; ચલનવલનમાં જેમ જેમ બુદ્ધિનો ઉમેરો થતો દીઠામાં આવે છે તેમ તેમ તે તે જીવનને ઉત્તરોત્તર ઉન્નતિ આવતી જાય છે; એ બુદ્ધિનો પરિપૂર્ણ વિકાસ મનુષ્યમાં થાય છે માટે તેને સાંસારિક જીવનનું કેન્દ્ર મનાય છે. પ્રથમે કેવલ ગતિ જ હોય છે ધીમે ધીમે પ્રેરણારૂપે બુદ્ધિ ઊપજે છે, પછી કાર્ય અને હેતુના કાંઇક અસ્પષ્ટ અનુસંધાન જેવી બુદ્ધિ થાય છે. પછી સ્મૃતિરૂપે બુદ્ધિ દર્શન દે છે, ને છેવટ બુદ્ધિ પોતે પોતાને પણ વિચારી શકે એવા અનુભવમાં પકવતા પામે છે. બુદ્ધિ પોતે પોતાને જોઇ શકે, પ્રત્યેક સંવેદન, જ્ઞાન, અનુભવ, તે પ્રાપ્ત થાય ત્યારે ભોગવાય એટલું જ નહિ પણ તે સર્વનું પુનરવલોકન થઇ તેની સારાસારતાનો વિવેક થાય, ભવિષ્યને માટે હેય કે ઉપાદેયના સંકલ્પ થઇ આચારનો તથા વિચારનો નિર્ણય થાય, એ પરિપક્વ બુદ્ધિનું ચિહ્ન છે. આવા ક્રમે વિચારતાં 'ઉન્નત જીવન' શા પ્રકારે, વિશ્વક્રમમાં સિદ્ધ થતું આવે છે તે આપણે જોઇ શકીશું. બુદ્ધિ અને તેના પરિપાકમાં જીવનની ઉન્નતિના ક્રમ રચાયેલા છે. એક પાસા કેવલ ગતિ અને પ્રેરણાથી આરંભી સ્વાનુસંધાન પામી શકવારૂપ ફલ પર્યંત બધા બુદ્ધિના જ ક્રમ છે.

બુદ્ધિમાં જ સર્વ ઉન્નતિનું સાધન હોવાથી શિક્ષણ, ઉપદેશ, લેખન, વાચન આદિ પ્રકારો વિસ્તરે છે. ત્યારે શું એ બુદ્ધિ પશુ અને મનુષ્ય વચ્ચેનો તફાવત ઉપજાવનાર 'ધર્મ' છે? જ્ઞાન પામવું અને તે જ્ઞાનનું પણ પુનરવલોકન કરવું એ બુદ્ધિ પશુમાં નથી એમ પંડિતોએ સિદ્ધ કર્યું છે. મનુષ્યમાં તે છે, માટે 'પોતે પોતાને જાણી શકે એવી બુદ્ધિ' તે જ ધર્મ છે એમ કહી શકાય. પોતે પોતાને જાણી શકે તેવી બુદ્ધિ તેને જ આત્મજ્ઞાન કહેવાય છે; કોઈ પણ મનુષ્ય જેને પોતાનું પોતાપણું જાણતો માનતો હોય તેનું તેને યથાર્થ જ્ઞાન થાય, પોતાની પ્રકૃતિ, પોતાનાં શીલ, પોતાનાં વ્યસન, પોતાનાં શુભાશુભ વર્તન, પોતાના દેશકાલસંબંધ, ઇત્યાદિનું તેને યથાર્થ એટલે સારાસાર વિચારપૂર્વક, વિવેકજ્ઞાન થાય, તો તે આત્મજ્ઞાનનું જ પ્રથમ પગથિયું છે, અને એને આત્મજ્ઞાન કહેવામાં બાધ નથી. કારણ કે એવું જ્ઞાન ન થાય ત્યાંસુધી 'આત્મા' જે સમગ્ર વિશ્વની એકતાનું એક સૂત્ર છે તેનો અનુભવ તેને આવી શકતો નથી. વિશ્વમાત્ર સાથે પોતામાં પણ જે સામાન્ય અંશ છે, જે નિત્ય અનિવાર્ય અંશ છે, તેને ઓળખી તેમાં જ સ્થિતિ રાખવાને મનુષ્ય યત્નવાન થતું નથી; પોતાના આગંતુક અને અનિત્ય વિકારી અંશોને નિત્ય અને અવિકારી અંશોના વશમાં આણી પરિણામે અવિકારી અંશોમાં મેળવી લેતાં શીખતું નથી. આમ છે, એટલે પોતે પોતાનું પુનરવલોકન કરી શકે તેવી બુદ્ધિ અર્થાત્ આત્મજ્ઞાન તે જ ધર્મ છે અને તે ધર્મે કરીને મનુષ્યો અને પશુઓ વચ્ચેનો તફાવત ખડાય છે; ઉન્નત જીવનનો મર્મ હાથ આવે છે.

ઉન્નત જીવનનો માર્ગ આત્મજ્ઞાન છે એમ સિદ્ધ થાય છે. એ આત્મજ્ઞાન તે જ ધર્મ છે? પોતાના સ્વરૂપને જાણી પ્રકૃતિ ઉપર પોતાનો અધિકાર સ્થાપવો એટલામાં જ ધર્મની સમાપ્તિ છે? ઉન્નત જીવનની પરાકાષ્ઠા છે? દુઃશીલવાળી પ્રકૃતિને નિયમમાં લાવી સુશીલ અને સુમાર્ગગામી કરી પૂર્ણ નીતિમાન થયેલો સાધુ પરિપૂર્ણ ધાર્મિકતા અને ઉન્નત જીવનને પામ્યો છે એમ કહેવાશે? દુઃશીલવાળાં દુરાચારી અધાર્મિક ને તેથી પશુવર્ગથી અભિન્ન એવાં મનુષ્યો કરતાં તો તે સાધુ અનેક પ્રકારે ઉન્નત અને ધાર્મિક છે; પરંતુ ઉન્નત જીવનની જે ભાવના આપણે બાંધી છે ત્યાંસુધી એકલી સાધુતા જ લેઈ જઈ શકતી નથી; ધર્મના અંગની કેવલ વિશુદ્ધ ચારિત્ર અને નીતિમાન વ્યવહાર એટલાથી સમાપ્તિ થતી નથી; આત્મજ્ઞાનની એ છેલ્લી સીમા નથી. આત્મજ્ઞાન અને ઉન્નત જીવનના માર્ગનો એ મધ્ય મુકામ છે એટલું ખરું, પણ એ જ અંત છે એમ નહિ. મનુષ્યની અને સમગ્ર વિશ્વની પરિપૂર્ણ ઉન્નતિ, તેના વિચારમાત્ર તેના આચારમાં પ્રત્યક્ષ પ્રકટે તેમાંથી થતી જાય છે; જ્યાંસુધી પ્રતારણાનો લેશ પણ વ્યવહારમાં

રહેશે, વિચાર અને આચારનો જ્યાંસુધી વિયોગ રહેશે, ત્યાંસુધી વ્યષ્ટિનું કે સમષ્ટિનું કોઈનું કલ્યાણ થનાર નથી. એનું કારણ સ્પષ્ટ છે. વિચાર અને આચારની એકતાથી જે ભવ્ય કર્તવ્ય અને સ્વાર્પણનો ( એટલે કે પોતે જ્યાં હોઈએ ત્યાં પ્રાપ્ત થતા કર્તવ્યને કરવામાં પોતાપણાનો અર્થાત્ સ્વ અને સ્વાર્થનો ભોગ આપવાનો ) સંભવ છે તે સિદ્ધ ન થવાથી, પ્રતારણા, સંકોચ, ભય, શંકા, અને કૃપણતા જ વ્યવહાર પરમાર્થ સર્વની નિયામક રહે છે, અને ઉન્નત જીવન કે ધાર્મિકતા એકે આવવા દેતી નથી. અને આત્મજ્ઞાન પણ, હમણાં જ બુદ્ધિનો અર્થ કરતાં આપણે કહી આવ્યા તેમ, પોતાના સ્વરૂપને ઓળખી સમગ્ર વિશ્વ સાથે પોતામાં જે સમાન અંશ છે તેને વળગી, પોતાને સર્વથી ભિન્ન રાખનાર અંશોને સમાન અંશોમાં મેળવી લેઈ, પ્રતિકૂલને બદલે અનુકૂલ કરી લેવાય, તેમાંથી સિદ્ધ થાય છે એમ સ્પષ્ટ સમજાય છે. સમષ્ટિભાવનાનો બુદ્ધિથી ગ્રહ થાય અને તેનો કર્તવ્યમાં એટલે આચારવિચાર સર્વમાં, સર્વદા, અનુભવ થતો જ રહે, એ આત્મજ્ઞાનની ખરી કસોટી છે; અને તે જ પરમ ઉન્નતિનું સ્થાન છે. જ્યાંસુધી સ્વાભિમાનનું અર્પણ કરવાની અને તે અર્પણપૂર્વક કર્તવ્ય કરવાની ભાવના ધર્મરૂપે મનુષ્યના હૃદયનાં શ્રદ્ધા અને ભક્તિને આકર્ષે નહિ ત્યાંસુધી તે ઉન્નત જીવન કે આત્મજ્ઞાનને પહોંચી શકનાર નથી. સાદી, સીધી સાધુતા પણ તેને ઉન્નત જીવન અર્પી શકનારી નથી.

શ્રી વસિષ્ઠે રામને કહ્યું છે : વૃક્ષો પણ જીવે છે, મૃગ પક્ષી આદિ પણ જીવે છે, તથાપિ તે જ વાસ્તવિક જીવે છે, જેનું મન મનનથી જીવતું નથી. જીવનના અનંત ક્રમ જોતાં 'જીવવું' એ તો સર્વસામાન્ય, સર્વત્ર, જડચેતન એવા આપણે માનેલા સર્વ વિભાગોમાં પણ, પ્રસિદ્ધ છે. પણ તે બધું માત્ર 'જીવવું' જ છે. સત્ય જીવન તે તો ઉન્નત જીવન હોય તે જ છે. એ ઉન્નત જીવન વસિષ્ઠ મહાત્માએ 'મનનરહિત મન'-માં સ્થાપ્યું છે. મન અથવા બુદ્ધિનો સ્વભાવ જ મનન કરવા, પામવાનો છે; ચાંચલ્ય એ જ તેની પ્રકૃતિ છે; છતાં તેને સ્થિર કરવામાં જ ઉન્નતિ છે, મોક્ષ છે, એમ એમના વચનનું તાત્પર્ય ભાસે છે. પ્રકૃતિને અન્યથા કરી શકાતી નથી. વિશ્વક્રમ અથવા વસ્તુગતિને કોઈ બદલી શકતું નથી, માત્ર તે તે પ્રાકૃતિક પદાર્થ અને વિચારનો અન્ય અન્ય પ્રકારે વિનિયોગ કરી શકાય છે. યોગ્ય વિનિયોગથી વિષ પણ અમૃત થઈ જાય છે, અને કુશલ આચાર્ય કે ગુરુની ઉપયોગિતા પણ તેના વિનિયોગચાતુર્યમાં જ સમાપ્ત થાય છે. ત્યારે પ્રકૃતિથી મનનશીલ અને ચંચલ એવા મનને મનનરહિત કરીને રહેવાય તે ખરું જીવન છે. એમ શી રીતે થઈ શકે ? મનનો સ્વભાવ અન્યથા ન થાય, તથાપિ તેની જે પ્રકૃતિ

છે તેનો યોગ્ય વિનિયોગ કરી લેવાય એમ તેને મનમરહિત કરી શકાય. કોઈ એક વિચાર કે સ્થિતિમાં ક્ષણવારે ટકવું નહિ એવો મનનો સ્વભાવ છે તેમાં ધીમે ધીમે, ધર્મભાવનાનો ટકાવ રાખતાં મનને શિખવવું, સ્વાર્પણ અને કર્તવ્યને સમષ્ટિભાવનામાં જ તેનું ચાંચલ્ય નિરંતર ચંચલતાથી રમે એમ તેને ટેવ પાડવી, એટલે મનનરહિત અર્થાત્ નિઃસાર અને ક્ષણિક તથા હેતુશૂન્ય ચંચલતાથી રહિત થઈ, મન, અતિ ભવ્ય પરાક્રમ અને ઉન્નતિના પ્રેમમાર્ગમાં વિલાસી બનતાં, વૃક્ષ પશુ મૃગાદિના જીવન કરતાં તેવા મનયુક્ત મનુષ્યનું જીવન ખરું ઉન્નત જીવન થઇ રહે છે, મોક્ષનો અનુભવ થાય છે એમ મહાત્મા વસિષ્ઠનો ઉપદેશ છે. આચાર અને વિચારની સંપૂર્ણ એકતા તે આનું જ નામ; નાના પ્રસંગોથી આરંભી છેક સમષ્ટિભાવના પર્યંત આચારવિચારની એકતામાં જ ઉન્નત જીવનનો માર્ગ છે; એ જ અદ્વૈત છે.

ઉન્નત જીવનનો મુખ્ય મંત્ર સ્વાર્પણ અને કર્તવ્ય છે. સ્વાર્પણ એટલે અભિમાનની વૃત્તિનો ત્યાગ કરીને પોતાને જે જ્ઞાન થયું હોય તે બધું પોતાના આચારમાં પ્રદર્શિત કરવું; એ જ સ્વાર્પણપૂર્વક કર્તવ્ય કરવાનો અર્થ છે. પછી તે કર્તવ્ય પોતાના લાભને અર્થે હોય કે પોતા કરતાં વધારે સંખ્યા કે સ્થાનના લાભને માટે હોય કે આખા વિશ્વના લાભને માટે હોય તો પણ જે કાલે જેટલું જ્ઞાન હોય તે જ્ઞાનમાત્રને, અભિમાન વિના જ, આચારમાં આણવું એ ઉન્નત જીવનનો માર્ગ છે. 'લાભ' એટલે અત્રે જેને ઉન્નતિ કે ઉન્નત જીવન કહેવાય છે તે રૂપી લાભ એમ તો સહજે સમજાય તેવું છે ત્યારે આ પ્રકારે ઉત્તરોત્તર અધિક જ્ઞાન અધિક કર્તવ્યતા સમજાતાં મોક્ષ પર્યંત પહોંચાય છે; સંકલ્પમાત્ર જ આચારરૂપી થઈ રહે છે; વિચાર અને ફલનો ભેદ જ રહે નહિ તેવો યોગ સિદ્ધ થઇ આવે છે. એ ઉન્નત જીવન અને ઉન્નતિ છે.

'સુદર્શન' : ફેબ્રુઆરી, ૧૮૯૮

## ગોરક્ષા

આર્યાવર્તની પડતી થવાનાં અનેક કારણો કહેવામાં આવે છે, પરંતુ ગાયને મારવાથી આર્યાવર્તની પડતી થઇ છે એવું કારણ સાંભળતાં ઘણાક-ને હસવું આવ્યા વિના રહેતું નથી; આવા ને આવા વહેમથી આ દેશ નિર્માલ્ય થઈ ગયો એમ પણ કેટલાક કહેવા લાગે છે. ગોરક્ષાનો ઉદ્ઘોષ

વર્તમાન સમયમાં જાગ્રત્ કરવાનું સંપૂર્ણ માન પ્રખ્યાત સ્વામી દયાનંદ સરસ્વતીને ઘટે છે, પણ એમાં માન આપવા જેવું કાંઈ છે કે નહિ એવો સંશય જે થઈ આવે છે તે ટાળવાને અર્થે જ અમારો આ ઉપક્રમ છે. વ્યાખ્યાનકારો સુંદર ભાષાથી, શબ્દની રચનાથી, ઉપમાઓ અને વિરોધાભાસની યુક્તિથી, આપણી દયાની લાગણી ઉશ્કેરવાથી, અને છેવટે એક ગાયને કેટલી પ્રજા થાય ને તેથી દૂધ, બળદ, ખાતર, આદિ દ્વારા કેવા કેવા લાભ નીપજે એમ જણાવવાથી, આપણને અનેક વાર ગોરક્ષાની આવશ્યકતા સાબીત કરી આપવા પ્રયત્ન કરે છે. પરંતુ એથી કોણ જાણે શા કારણને લીધે બુદ્ધિને પ્રતીતિ થતી નથી. અને જ્યાં બુદ્ધિ નિશ્ચય કરી શકતી નથી ત્યાં હૃદય વાતને પ્રમાણ કરતું નથી અને ઇચ્છા કાર્યપરાયણ બનતી નથી.

કોઈ પણ કાર્ય સાધવાની પ્રથમ સામગ્રી એકતા, ઐક્ય, એ છે એમ તો સર્વ કોઇ નિર્વિવાદ રીતે પ્રમાણ કરશે. જગતમાં જેટલી જેટલી નીતિધોરણોની વ્યવસ્થાઓ થઇ છે, જેટલા જેટલા ધર્મ પ્રવર્ત્યા છે, જેટલી જેટલી સાધનાદિ સામગ્રીઓ ગોઠવાઇ છે, તેનો હેતુ ઐક્ય ઉપજાવવું એટલો જ છે. એક વ્યક્તિ પોતે પણ શરીર, મન, વચન, અથવા બુદ્ધિ. હૃદય, ઇચ્છા, ત્રણેની એકતા કરી ન શકે તો તેનાથી કોઇ કાર્ય બનતું નથી એ અનુભવમાં કોઇની પણ વિરુદ્ધ સાક્ષી હોઇ શકશે નહિ. એક વ્યકિતનું તેમ બે ચાર કે દશ વ્યકિતનું એક કુટુંબ હોય તેનું પણ એ જ સમજવાનું છે : ઐક્ય વિના તે કુટુંબનો નિર્વાહ જ અશક્ય છે. કુટુંબને છોડી આખા રાજ્યને જુઓ તો પણ સમગ્ર પ્રજાનું જે વાત ઉપર ઐક્ય થાય તે વાતનો આશ્રય કરીને રાજ્યની સ્થિતિ સંભવે; તેનો આશ્રય ન કરવાથી રાજ્યમાં અવ્યવસ્થા થાય કે રાજ્યનો પરિવર્ત પણ થઈ જાય. ધર્મના અનેક ઉપદેશ સાંભળો, શમદમાદિ સાધનોનો વિચાર કરો, છેવટના ફલ રૂપે જે મોક્ષ કહેવામાં આવે છે તેનો વિચાર કરો પણ ત્યાંએ ઐક્ય સાધવું એ જ પ્રધાન વાત છે, ત્યારે આ ઐક્ય તે શું છે ? કોઈ એક વાત ઉપર બે માણસની સમાન ભાવના હોય તો તેટલે અંશે તે બે માણસનું ઐક્ય છે. મૈત્રી, કુટુંબ, રાજ્ય, ધર્મ, સર્વત્ર તેમ જ છે. રાજ્યમાં જેમ એક સામાન્ય કાયદાને સર્વે નમવું એ ભાવનાને આશ્રયે તે રાજ્યની વ્યકિતમાત્રનું ઐક્ય છે. તેમ ધર્મમાં પણ સર્વને સમાન, આત્મરૂપ અનુભવોનું એ અંશે ધાર્મિક એવી વ્યકિતમાત્રનું ઐક્ય છે.

એટલું જ નિશ્ચયથી સમજાય છે કે કોઇ એક ભાવના પરત્વે એક કરતાં વધારે વ્યક્તિની જે સમાનવૃત્તિ તે ઐક્યનું મૂલ કારણ છે. એક નાની મંડળી બાંધો, વેપારની દુકાન જમાવો, પણ તેમાંએ વાત એની એ જ

છે. જે દેશમાં આવું ઐક્યનું કારણ વધારે હોય, આખા દેશની વસતિ કોઈ એક વાત પરત્વે ઐક્ય ધરાવતી હોય, તે દેશ બીજા દેશો કરતાં સમૃદ્ધિ, યશ, સુખ, સર્વ વાતમાં સુખી હોય છે, કારણ કે ઐક્યના પ્રમાણમાં તે દેશની ક્રિયાસિદ્ધિ અધિક હોય છે. ઐક્યથી સમૂહ થતાં ક્રિયાસિદ્ધિની વૃદ્ધિ થાય છે, ને તે સર્વથા વિજયી નીવડે છે.

ઐક્ય થવાના પ્રકાર અનેક છે. સ્થૂલ પદાર્થોના સહભાગી હોવાથી આપણે વારંવાર અનેક વ્યક્તિ કે વ્યક્તિઓ સાથે ઐક્ય પામીએ છીએ. ખાવું પીવું, આપવું લેવું, કમાવું ખર્ચવું, પરણવું પરણાવવું, એ આદિ અનેક સંબંધે કરીને સ્થૂલ પ્રદેશમાં આપણું ઐક્ય અનેક વ્યક્તિઓ સાથે થાય છે. સૂક્ષ્મ એટલે જે માનસિક વ્યવહાર છે તે દ્વારા પણ આપણું ઐક્ય અનેક વ્યક્તિઓ સાથે થાય છે. ઘણાંક વિચાર, સિદ્ધાન્ત, ઊર્મિ, તરંગ, આદિ એવાં હોય છે કે જે આપણા જેવાં જ જ્યાં હોય ત્યાંથી આપણે તેમને શોધી લઈ, મૈત્રી, પ્રેમ, સંબંધ, આદિ અનેક નિકટ ઐક્યની યોજનાઓ કરીએ છીએ. પરંતુ સ્થૂલ અને સૂક્ષ્મ ઐક્ય વચ્ચે ઘણી રીતનો અંતર છે; સ્થૂલ ઐક્યને યોગે આપણે માણસોનો જે યોગ દેખીએ છીએ તે બહુ દીર્ઘજીવી, તેમ બહુ ઊંડો હોતો નથી; સૂક્ષ્મ ઐક્યને યોગે થતો યોગ દીર્ઘજીવી અને ઊંડો હોય છે. યદ્યપિ સ્થૂલને યોગે અનેક વાર માણસો પોતાના જીવ આપતા જણાય છે, અને સૂક્ષ્મને યોગે એટલે સુધી જતા જણાતા નથી, તો પણ એ ઐક્ય સાધવાનું સામર્થ્ય તો સૂક્ષ્મમાં જ અધિક છે એ વાત નિર્વિવાદ માનવા જેવી છે. સૂક્ષ્મનું ખરું સામર્થ્ય સમજનારાં પ્રેમબદ્ધ યુગલો પરસ્પર વિયોગે મરણ પામે છે, એક એક વિચારને માટે માણસો પ્રાણ આપતાં પણ ડરતાં નથી, એક એક ધર્મને માનનારા પોતપોતાને મદદ કરતે પાછા હઠતા નથી, એ અભેદદૃષ્ટાંતો વિદ્યમાન છે. યુરોપમાં જો ક્રિશ્ચિયન ધર્મની ભાવનાનું સૂક્ષ્મ ઐક્ય ન હોત તો તે દેશનું આવું ઐક્ય કદાપિ ટકત નહિ. મુસલમાન, બૌદ્ધ, આદિ ધર્મોની આકર્ષણશક્તિ આ સૂક્ષ્મ ઐક્યની ભાવનાના બલમાં જ રહેલી છે. અમેરિકા વગેરે સ્થાને ફ્રીમેસનોનું સામર્થ્ય પ્રસિદ્ધ જ છે. ગુજરાતમાં "સ્વામીનારાયણિયા" એવું ઉપનામ એ ધર્મવાળાના પરસ્પર સાથે ઐક્ય સાધવાના પ્રચારમાંથી જ પ્રવર્ત્યું છે. વળી સ્થૂલ ઐક્ય કરતાં સૂક્ષ્મ ઐક્યનું સામર્થ્ય એ ઉપરથી વધારે સિદ્ધ થાય છે કે સ્થૂલ ઐક્ય તૂટવાના પ્રસંગ ઘણા અને સાહજિક આવી પડે છે. જ્યારે સૂક્ષ્મ ઐક્ય ઘણા દીર્ઘ અને ઊંડા વિચાર વિના તૂટતું નથી. સ્થૂલ ઐક્યમાં સહજે સહજે ભંગ પડવાનાં અનેક ઉદાહરણમાં મૂલની વર્ણવ્યવસ્થા, તેમાંથી નાતો, તેમાંથી તડ, તેમાંથી

કુલીન અકુલીન એ વિભાગો જે આજે આર્યાવર્તના ઐકયને મહા બાધકારક થઈ પડેલા છે તે પ્રસિદ્ધ જ છે.

આટલા વિચારથી એમ નક્કી જણાય છે કે સ્થૂલ ઐકય કરવા કરતાં સૂક્ષ્મ ઐકય થવું સરલ છે. બીજી રીતે કહીએ તો શરીરસંબંધો, ખાવું, પીવું, એ રીતે ઐકય સિદ્ધ કરવા કરતાં વિચારે વિચારનું ઐકય સિદ્ધ થવું વધારે સરલ છે. સરલ એટલા માટે કે તે ઐકયનો એકાએક ભંગ થવાનો નહિ, તે દીર્ઘકાલ સુધી ચાલવાનું, અને ઊંડી જડ ઘાલી જામી શકવાનું. જેમ કેટલાકએક બાહ્ય વસ્તુ ઉપર જ લુબ્ધ થયેલા પણ દેશનું શુભ ચિંતનારા લોકોએ કેવલ સ્થૂલ ઐકયનો આયાસ કર્યો તે વ્યર્થપ્રાય થઈ ગયો, ત્વચા કરતાં વધારે ઊંડો તેનો આઘાત પહોંચ્યો જ નહિ, તેમ સૂક્ષ્મ ઐકયના પ્રયાસને થવાનું નથી. જે વાત વિચારપૂર્વક નિશ્ચયથી એક અમુક ભાવનારૂપે મનમાં ઠસશે તે મરણમાં પણ ખસશે નહિ. એવી ભાવના આપણા મનમાં હોવી જોઈએ કે જે ભાવનાએ પહોંચવા આપણે સર્વે પ્રાણાર્પણ કરીને પણ પ્રયત્નવાન થવામાં આપણું કર્તવ્ય માનીએ. એ ભાવના ધર્મવિચાર વિના અન્ય સ્થાનેથી પ્રાપ્ત થવી અશકય છે. ધર્મનું ઐકય એટલે અમુક ધર્મભાવના ઉપર પ્રાણાર્પણ કરવા જેટલી કર્તવ્યબુદ્ધિની આસ્તા. તે આસ્તા સ્થિર થતાં સુધી આપણે ઐકય અનુભવી તેના અનંત અને અતુલ લાભો ભોગવી શકનારા નથી. ક્રિશ્ચિયનો 'ક્રોસ'ને નામે એક છે, મુસલમાનો 'દીન'ને નામે એક છે, તેવું કાંઈક જોઈએ.

ભાવનાનું ઐકય સબલ અને ચિરસ્થાયી નીવડે છે, પણ ભાવનાને ગૃહી અને પ્રત્યક્ષવત્ માની તે ઉપર કર્તવ્યને દોરવવાને સર્વ મન સમર્થ હોતાં નથી. કેટલાંકની બુદ્ધિ ભાવનામાં જ રમે છે, કેટલાંકને ચક્ષુદ્વારા સ્થૂલ પદાર્થોની સાહાય્ય જોઈએ છીએ. કોઈ ગુરુને, કોઈ મૂર્તિને, કોઈ તીર્થને, કોઈ પૈસાને, કોઈ અધિકારને, એમ અનેક જનની બુદ્ધિ અનેક સ્થૂલને શોધે છે; ને તે ઉપર ઐકય પામી બીજાં તેવાંની સાથે પણ ઐકય પામે છે. ત્યારે આપણા દેશની સ્થિતિ વિચારો. સ્થૂલ ઐકયના પ્રસંગ જોતાં વ્યક્તિ વ્યક્તિએ મતભેદ છે, અને એક પાસા સ્વાર્થ તો બીજી પાસા "આભડછેટ" વિના આપણા વ્યવહાર કે પરમાર્થનું તત્ત્વ બીજું કાંઈ રહ્યું નથી. સૂક્ષ્મ ઐકયમાં ધર્મના ભેદની તો સીમા નથી. ત્યારે આ સમયે એવી એક ભાવના જોઈએ કે જે ઉપર આખા દેશના આર્યોનું ઐકય થાય, જેને માટે તેમને પ્રાણાર્પણ કરવા સુધીની કર્તવ્યબુદ્ધિ આવે. ગોરક્ષા એ ભાવનાને તેવી એક ભાવના માની શકાય છે. ગો એવું અનાદિ કાલથી વેદમાં, ઉપનિષદોમાં, વાચ્–શબ્દ અથવા બ્રહ્મના પ્રથમ વિવર્તનું નામ છે; ને તે 'ગો'ની રક્ષા તે બ્રહ્મનું

સર્વત્ર અભેદદર્શન એ અતિ વિશાળ ભૂમાની ભાવનાનો ગોરક્ષાથી જ્ઞાનીઓને બોધ થાય છે. એથી ન્યૂન અધિકારવાળાને ગો નામ ગાય, જે ગો એટલે 'વાચ્'ની પ્રતીક હોઈ પવિત્ર મનાયેલી છે, તેનું રક્ષણ કરવાની સ્થૂલ ભાવના પ્રાપ્ત થાય છે. ઉભયથા આખા આર્યાવર્તને ગોરક્ષાની ભાવના સર્વત્ર ઐક્ય કરાવે તેવી ઉત્તમોત્તમ, અને પરમ કલ્યાણકારક છે. એને જે પ્રકારે બને તે પ્રકારે ઉત્તેજન આપવવાની આવશ્યકતા છે, એ જ આપણો સ્વધર્મ છે, એમાં જ પરમ કલ્યાણ છે. આ યોજના ઉઠાવનારને અનેક ધન્યવાદ છે.

'સુદર્શન' : ઓગષ્ટ, ૧૮૯૫.

# અદ્વૈતનિરૂપણ

## આદિકારણ

'The more we know, and more we feel the more we separate; we separate to obtain a more perfect unity.'—Ruskin.

સૃષ્ટિના આદિકારણ વિષયે જેટલી તકરારો સાંભળીએ છીએ તેટલી આપણે સૃષ્ટિના અંત વિશે સાંભળતા નથી. મનુષ્યોને જે જાણવું આવશ્યક છે તે જાણવા તેમની પ્રવૃત્તિ થોડી થાય છે, જે જાણ્યા વિના ચાલે એવું છતાં અગમ્ય છે તે જાણવાની ઘણી આતુરતા રહે છે. જગત કેમ થયું, ક્યારે થયું, તેનો કર્તા કોણ છે, કેવો છે, ઇત્યાદિ તર્કો કરતાં, જગત જેવું છે તેવું દુઃખરૂપ છે એ અનુભવ ઉપરથી તે દુઃખમાંથી મુક્ત થવા વિષયે વિચાર કરી તદનુરૂપ આચાર રાખવો એ અનેક રીતે કર્તવ્ય અને ડહાપણ-વાળું છે. એ જાણવું સુગમ પણ છે, છતાં અગમ્ય વાત ઉપર જ મનુષ્યબુદ્ધિ વધારે ફાંફાં મારે છે એવો તેનો સ્વભાવ છે. અને તે સ્વભાવાનુસાર જેનું પ્રત્યક્ષ પ્રમાણ નથી તેવા વિષયમાં અનેક તર્કવિતર્કમાં ગૂંચવાય છે.

આપણે આ સ્થલે એનો એ જ વિચાર કરવાનો આરંભ કરવો છે, કારણ કે એ સંબંધી અનેક વિતર્કોનો નિષ્કર્ષ જોવાથી એ વિષયે આપણને સમાધાન આવવાનો સંભવ છે. અદ્વૈતસિદ્ધાંતમાં જે નિશ્ચયો થયેલા છે તે અનાદિસિદ્ધ, જ્ઞાનીઓના અનુભવથી પરિપૂત, અને સાધારણ બુદ્ધિને પણ યુક્તિગમ્ય છે. એ કરતાં અન્ય સિદ્ધાન્ત મનુષ્યના મોક્ષ સબંધે સંભવી શકતો નથી; કિંબહુના જે જે અન્યવત્ ભાસતા સિદ્ધાન્તો છે તે પણ અદ્વૈતસિદ્ધાન્તના ક્રમ જેવા જ છે; તેમને પણ બુદ્ધિથી વિચારી આગળ લંબાવતાં તેમાંથીએ અદ્વૈત જ ફલિત થવાનો સંભવ છે. અદ્વૈતનો ચરમ સિદ્ધાન્ત તો એ છે કે આ જગત ત્રિકાલમાં થયું જ નથી, જે જેવું છે તેવું સુસ્થ અને સુઘટિત છે; એ સિદ્ધાન્તાકાર વૃત્તિનો સતત પ્રવાહ રહેતાં સંસારનામક ઉપાધિજન્ય કલ્પિત અવિદ્યાદિ અભિનિવેશાંત ક્લેશનો સંભવ

જ નથી; અને અપરિમિત આનંદઘનનો અનુભવ છે તેવો ને તેવો જ સ્થિર રહે છે. પરંતુ આવો સિદ્ધાન્ત અનધિકૃત બુદ્ધિમાં તુરત ઊતરતો નથી; તેમાં પણ જે બુદ્ધિઓ વિવિધ પ્રકારે શિક્ષણ પામી કર્કશ તર્કજાલમાં ભ્રમણ રમણ કરતાં શીખી છે, તેમને તો આટલા ટૂંકા, સાદા, અને સરલ કથનથી સમાધાન થવાનો અવકાશ જ નથી. જગતનાં ઉત્પત્તિ સ્થિતિ લય સમજાવી અદ્વૈત પ્રતિપાદન કરવાના પ્રશ્નને પ્રસંગે ત્રિકાલમાં જગત જ નથી એવું ઉત્તર, તે બુદ્ધિને તો, પ્રકૃત વાતને ઉડાવી દેઈ વક્તાના અજ્ઞાનને આચ્છાદિત કરવાના આડંબર જેવું જ લાગે. આટલા માટે આચાર્યોએ અધ્યારોપ અને અપવાદની કલ્પના કરી બુદ્ધિમાનોને ક્રમે ક્રમે સિદ્ધાન્ત ઉપર લાવવા યત્ન કરેલો છે. જગત આદિ ભેદમયી કલ્પનામાત્રને નિર્દ્વંદ્વ એવા એકરસ બ્રહ્મને વિશે આરોપી લેવી; બ્રહ્મ છે, જગત છે, જગતની ઉત્પત્તિ છે, જીવ છે, જીવના ભોગ છે, જીવને સાધન છે, ને સાધનથી મોક્ષ છે એ આદિ સર્વ સ્વીકારી લેઈને તેની વ્યવસ્થા કરવી; અને એ વ્યવસ્થા કરતે કરતે પુનઃ એ બધું કાંઈ નથી, એકરસ આનંદઘન અદ્વૈતાનુભવ જ સત્ય છે એમ અનુભવાવી એ જગદાદિ સર્વનો અપવાદ કરી આપવો. એમ પૃથક્કરણ અને એકીકરણ કરી આપતાં હૃદયમાં તે વિસ્તાર સ્થાપવો કે જેથી સર્વમય અભેદાનુભવ થઈ શકે. આમ અધ્યારોપ અને અપવાદે કરીને સિદ્ધાન્તનો અનુભવ આણવો એવો પણ એક માર્ગ છે. અદ્વૈત સંબંધે લખવું, બોલવું, ચર્ચા કરવી તે સર્વ પણ અધ્યારોપાપવાદન્યાયે જ સંભવે છે.

અદ્વૈતપરિભાષાનુસાર જગતનો આરંભ અજ્ઞાનથી માનેલો છે, અને સત્‌રૂપ બ્રહ્મથી અવ્યતિરિક્ત જે અજ્ઞાન તેણે કરીને સૃષ્ટિ સંભવે છે. આ અજ્ઞાન તે જ્ઞાનના અભાવરૂપ નહિ પણ સૃષ્ટિનું ઉપાદાન થઈ શકે તેવા ભાવરૂપ છે. એ અજ્ઞાનના કાર્યની પ્રત્યક્ષ પ્રતીતિ પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના અંતરમાં જ થાય છે કે 'હું અમુક જાણતો નથી.' એટલે તેને સિદ્ધ કરવાને અધિક પ્રમાણની અપેક્ષા નથી. અજ્ઞાનના સ્વરૂપને સમજતાં પૂર્વે આપણે સૃષ્ટિનો હેતુ પણ સમજી રાખવો જોઈએ. સૃષ્ટિ શા માટે થાય છે? અદ્વૈત એકરસ સતને અદ્વૈત થઈ અનેક થવાનું પ્રયોજન શું? એ પ્રયોજન અને ફલ અનુભવ—સ્વરૂપાનુભવ, અદ્વૈતને અદ્વૈતાનુભવ, એટલું જ છે. એકથી અનેક થઈ ઉત્તમોત્તમ એકતા અનુભવવી એ સૃષ્ટિનો હેતુ છે. હવે જુઓ. અજ્ઞાન એ અનાદિ આદિકારણ છે, અનુભવ એ તેનું ફલ છે, અનુભવમાં અજ્ઞાનનો વિલય છે. અનુભવ માત્ર બે અથવા ત્રણની અપેક્ષા કરે છે: અનુભવ કરનાર, અનુભવ કરાવનાર, અને અનુભવસાધન: કર્તા, કર્મ, કરણ. પરંતુ સામાન્ય રીતે એમ કહીએ કે અનુભવને અર્થે

દ્વૈત થવું જોઈએ તોપણ ચાલે, કારણ કે કરણનો વિચાર કર્તાના અંગમાં રાખી તેની, સ્થૂલ દૃષ્ટિથી, ઉપેક્ષા કરીએ. જ્યાંસુધી અદ્વૈત છે ત્યાંસુધી અનુભવ નથી એમ કહી શકાતું નથી, અનુભવ તો છે, પણ મૌન અનુભવ છે. એ અનુભવને વાણીમાં આણી શકાય, એકથી અન્યને ઉપજાવી શકાય. ભાવ, ભક્તિ, પ્રેમ, અને અભેદની વિપુલતાનો ભાસ પણ કહી શકાય. તે અર્થે દ્વૈત થવું આવશ્યક છે. દ્વૈત વિના અનુભવ જ નથી. પણ જેમ દ્વૈત વિના અનુભવ નથી તેમ અનુભવાભાવ એટલે કે અજ્ઞાન વિના દ્વૈત પણ નથી. જ્યાં જ્યાં અનુભવનો અર્થાત્ બ્રહ્માત્માભેદાનુભવનો અભાવ પ્રત્યક્ષ અનુભવાય છે ત્યાં ત્યાં અજ્ઞાન અને અજ્ઞાનકૃત દ્વૈત ભેદમય જગત છે. જ્યાં જ્યાં અનુભવાભાવ નથી ત્યાં દ્વૈત કે અજ્ઞાન પણ નથી. પ્રત્યેક વ્યક્તિને આ પ્રકારે અજ્ઞાનનો અનુભવ છે. અદ્વૈતસાક્ષાત્કારનું અજ્ઞાન એ જ વ્યક્તિમાત્રની ક્લેશકારિણી પ્રવૃત્તિનું, શાસ્ત્ર અને કલામાત્રના સંભવનું, તર્કવિતર્કના વિલાસનું, સાધનસિદ્ધિ આદિ શોધવાનું, ક્ષેત્ર છે.

આટલામાંથી બે અવાંતર વાત પણ સિદ્ધ થઈ: અદ્વૈતશાસ્ત્રમાં કલ્પિત કરતાં અન્ય સૃષ્ટિ નથી, અને શબ્દ કરતાં અન્ય પ્રમાણ નથી; હોઈ શકે પણ નહિ. અજ્ઞાનકૃત જે દ્વૈતમય સૃષ્ટિ તે બીજું કાંઈ જ નથી પણ જેને પ્રથમે નામ રૂપ ન હતાં તેને નામ રૂપ આપ્યાં એટલું જ છે; વસ્તુ પોતે કોઈ પણ વિકાર કે પરિણામને પામી નથી. એ નામ રૂપનું મિથ્યાત્વ સમજાયું અને નામરૂપમાત્રનું અધિષ્ઠાન અભેદમય એકરસ છે તેમ અનુભવાયું એટલે અજ્ઞાનનો સકાર્ય નાશ થયો અને અનુભવ આવી રહ્યો. જગતને વેદાન્તશાસ્ત્રમાં અનાદિ સાન્ત માને છે તે પણ આ અનુભવની પ્રતીતિ કરાવવાને જ અર્થે છે, જે જે વ્યક્તિમાં જેટલું જેટલું અજ્ઞાનવિલસિત વિકાસી રહે છે તે તે વ્યક્તિને તેટલાં તેટલાં નામરૂપવાળું અનાદિ જગત અનુભવાય છે; અજ્ઞાનવિલાસનો જ્ઞાને કરીને વિલય થતાં મૌન આનંદના અનુભવમાં એ સમગ્ર જગતનો અચિંત્ય રીતે તુરત જ વિલય થઈ જાય છે. પારમાર્થિક સમષ્ટિમાં એમ છે તેમ ક્ષણિક વ્યષ્ટિમાત્રમાંએ તેમ જ છે. એમ જગત માત્ર અનાદિ સાંત છે; અને જગત અથવા સૃષ્ટિનો અર્થ માત્ર નામરૂપવિભાગકલ્પના કરતાં અન્ય નથી. આવી નામરૂપકલ્પનાનો વિભાગ પણ અનુભવને અર્થે છે, પણ એ અનુભવ પ્રત્યક્ષ કે પ્રત્યક્ષોપજીવ્ય અનુમાનાદિ પ્રમાણથી કરાવી શકાય તેમ નથી. કારણ એ છે કે જે નામ રૂપની કલ્પનાસૃષ્ટિ કહેવાય છે તે જ કલ્પનામાં પ્રત્યક્ષાદિ પ્રમાણનો પણ સમાસ થાય છે. એટલે કલ્પિત એવાં પ્રત્યક્ષાદિ પ્રમાણોએ કરીને કલ્પિત એવા જગતના અનેક ઉહાપોહ કરાય પણ પ્રમાણમાત્રના ઉપજીવક, જગતના

અત્યંતાભાવમાં પણ વિદ્યમાન, એવા એકરસ નિત્ય આનંદનો અનુભવ કોઈ પણ પ્રમાણથી કરાવી શકાય નહિ. કેવલ શબ્દ માત્રથી એ અનુભવ ચેતાવી શકાય; અનુભવીઓનાં तत्त्वमस्यादि વચનોથી જ્ઞાનાભિમુખ થયેલી વૃત્તિનું આવરણ ભંગ થતાં સહજ સાક્ષાત્કારનો મૌન આનંદ પ્રકટ અનુભવાઇ જાય. તર્ક, વિતર્ક, પ્રમાણાદિથી તે વાત કદાપિ થઇ શકે નહિ. જેમ ઇંધનસામગ્રીથી પ્રકટ થવા તત્પર એવો અગ્નિ એક ફૂંકની જ અપેક્ષા કરતો હોય છે, ને સહજ ફૂંક લાગતાં ચેતે છે, તેમ આ અનુભવ પણ એક પ્રકારનું 'ચેતવવું' કહેવાય છે. આમ છે માટે જ અદ્વૈતશાસ્ત્ર અનાદિ-સિદ્ધ શબ્દરૂપ વેદને સર્વોપરિ એકનું એક પ્રમાણ માને છે, અને તદનુકૂલ એવાં અન્ય પ્રમાણોને પણ અનુસરે છે.

એક ત્રીજી વાત પણ આદિકારણનો વિચાર કરનારે લક્ષમાં રાખવી. અદ્વૈત સતમાંથી નામરૂપકલ્પનામય દ્વૈત અને અનુભવાન્ત વિલય, પુનઃ નામરૂપકલ્પનામય દ્વૈત અને પુનઃ અનુભવાન્ત વિલય, એક ચક્રવત્ થયાં જ જવાનું. बहु स्याम् હું બહુ થાઉં, પોતે પોતાને અનુભવું, એ देवस्यैष स्वभावः એ પ્રકાશમય, જ્ઞાનમય, સર્વસંપન્ન, સતનો સ્વભાવ જ છે. થવું-જવું, દ્વૈત-દ્વૈતાભાવ, અજ્ઞાન-અનુભવ, એ સતનો અનિર્બાધ નિત્ય સ્વભાવ છે. એને જ પુરાણાદિકમાં કલ્પપ્રલયાદિ વ્યવસ્થાથી પ્રાકૃતોના બોધને અર્થે વધારે સ્પષ્ટ કરી સમજાવેલો છે. કેટલાક એમ કલ્પના કરે છે કે અનુભવ ઉપજાવવાને જે દ્વૈતની અપેક્ષા તેમાં અનુભવ આપનાર અને લેનાર ઉભય અથવા અનુભવ આપનાર એક પણ ઇચ્છાશક્તિવાળો પુરુષવિશેષ કોઇક સર્વશક્તિ, સર્વજ્ઞ, હોવો જોઇએ, અને તે અનુભવ લેનારથી ભિન્ન હોવો જોઇએ. આવી પામર કલ્પનાને પણ પુરાણોમાં તેવા અધિકારીઓને અર્થે વિષ્ણ્વાદિ દેવતા અને તેમનાં ગોલોક, વૈકુંઠ, અક્ષરધામાદિની કલ્પનાથી અનુમોદન અપાયેલું છે, પણ તે તથ્ય નથી; છતાં એક ક્રમમાર્ગરૂપે નિરુપયોગી પણ નથી. જે સ્વભાવ છે તેમાં ઇચ્છાનું પ્રયોજન નથી, જેની જે સ્વાભાવિક કૃતિ છે તે અનિચ્છાએ જ થયાં જાય છે. એક આપણા શરીરમાં પણ જે સાહજિક ધર્મ છે તે ઇચ્છાની બહાર જ થયાં કરે છે. અને જે સત છે તે પુરુષ જ હોય ને ઇચ્છાયુક્ત હોય તો પોતાની સૃષ્ટિને અનુભવરૂપ અનુગ્રહ કરી શકે એમ કહેવા કરતાં સતનો સ્વભાવ જ નિર્હેતુક અનુભવરૂપ અનુગ્રહમય છે એમ કહેવું વધારે સયુક્તિક અને ભક્તિભાવવાળું લાગે છે. એવા આદિકારણમાં કોઇ ઐશ્વર્ય હોય તો તે પણ તેના નિર્હેતુક અનુગ્રહમય સ્વભાવમાં જ છે, તેની ઇચ્છાનો સંકોચ-વિકાસ થઈ તેની ન્યૂનાધિક પ્રવૃત્તિ સૃષ્ટિ પ્રતિ થાય તેમાં નથી. વળી પુરુષધર્મવાળું આદિકારણ અનુગ્રહ કરી અનુગ્રહિતને સ્વસમીપ લાવે એમાં

પણ તેનું ઐશ્વર્ય કે નિર્હેતુક અનુગ્રહસ્વભાવત્વ નથી. જે નિર્હેતુક અનુગ્રહમય ઐશ્વર્ય છે તે પોતાના સ્પર્શ માત્ર થનારને પણ પોતામાં જ લઇ લે છે, પોતે અને તે એ ભેદકલ્પના જ ત્યાં ઘટતી નથી. સામાન્ય માનુષી પ્રેમમાં તેમ અનુભવાય છે તો દિવ્ય ઐશ્વર્યમાં તેથી વિરુદ્ધ સંભવે જ નહિ. સત્ એ કોઇ વ્યતિરિક્ત પદાર્થ નથી, તેમ જડ નથી; એ તો કેવલ ચૈતન્યમય જ્ઞાન છે, અદ્વૈતમાં જડ એવું કશું છે જ નહિ; એટલે ઇચ્છાદિગુણવિશિષ્ટ પુરુષવિશેષની તટસ્થેશ્વરરૂપે કલ્પનાનો એ શાસ્ત્રમાં અવકાશ જ નથી. અને અત્ર બતાવ્યા પ્રમાણે ઇચ્છા કે પુરુષવિશેષની આવશ્યકતા પણ નથી. સત્‌સ્વભાવ જ સર્વ માટે યથાયોગ્ય ઉપપન્ન છે. એમ કહો કે ઇચ્છાપૂર્વક પ્રવર્તતા પુરુષરૂપ ઈશ્વર વિના પાપપુણ્યવ્યવસ્થા ઘટશે નહિ તો તે પણ ભ્રમ છે. પાપ પુણ્ય એવો વસ્તુગત્યા કોઇ વિભાગ જ નથી, બધું એકરસ આનંદમય છે, તેમાં જે વ્યક્તિને અજ્ઞાનવિલાસે કરી ભેદભ્રમ ભાસે છે તેને પાપપુણ્યકલ્પના માત્ર થાય છે; તેવી વસ્તુગતિ નથી કે કોઈને તેને અનાદિ કાલથી સ્થાપવાની અને સાચવવાની અપેક્ષા હોય. એતાવતા સ્વર્ગનરકાદિકલ્પના, તે તે સ્વર્ગનરકાદિના અભિમાનની દેવ દેવતા કે જીવાદિની કલ્પના, અને તે સર્વનો ઉપરિ કોઇ પુરુષવિશેષ તટસ્થેશ્વર એ કલ્પના, એ બધું તે તે વ્યક્તિને અદ્વૈતાનુભવની ન્યૂનતાને લીધે અંતઃકરણમાં અવશિષ્ટ રહેલા અજ્ઞાનસંસ્કારનું જ દુર્વિલસિત છે; વસ્તુગતિ નથી. એક ક્રમમાર્ગરૂપે ઉપયોગી છે, પણ તથ્ય નથી.

ધર્મમાર્ગનો ત્યાગ કરી કેવલ ભૌતિક પદાર્થવિજ્ઞાનને આલંબી કાર્યકારણની પરંપરાને આધારે 'અજ્ઞાત' એવા આદિકારણમાં પરિતોષ માનનાર જડવાદી અથવા નાસ્તકો પણ અનંત કારણપરંપરાની કલ્પનાઓને નામરૂપાત્મક વિસ્તાર કર્યા છતાં અદ્વૈતસંમત અજ્ઞાનને જ આદિકારણ માને છે એટલે તેમના વિશે બહુ વક્તવ્ય નથી. ત્યારે અજ્ઞાન એ આદિકારણ છે અને અનુભવ એ તેનું પ્રયોજન અને ફલ છે. કોઇને એમ કહેવું રુચે કે ઈશ્વરનો પ્રેમ ઉભરાઇ જાય છે ને સૃષ્ટિરૂપે વિસ્તરે છે ને એ પ્રેમનું જ્ઞાનપૂર્વક ગ્રહણ કરનાર તે ઈશ્વરના પ્રસાદનાં અધિકારી થઈ સામીપ્યમુક્તિનાં પાત્ર થાય છે તો તેનો સમાસ પણ અજ્ઞાન અને અનુભવ એ બે સીમાની વચમાં થઇ જશે. એ અને એવી કોઇ પણ કલ્પનાનો સમાસ એ બે સીમામાં થશે. એવું અદ્વૈતસિદ્ધાંતનું સામ્રાજ્ય છે. પ્રેમથી કે ગમે તે હેતુથી ઈશ્વર સૃષ્ટિ કરે કે સૃષ્ટિરૂપ થાય ત્યાં તેમ કરવા કે થવાનું ફલ તો પોતાના પ્રેમનો કે પ્રસાદનો અનુભવ કરાવવો એ કરતાં અન્ય નથી. ત્યારે સૃષ્ટિનો હેતુ પ્રેમનો કે જેનો કહો તેનો અનુભવાભાવ ઠર્યો અને તેનું ફલ—પ્રેમનો

કે જેનો કહ્યો તેનો અનુભવ કર્યો; એટલે પુનઃ અજ્ઞાન એ આદિકારણ અને અનુભવ એ ફલ એ જ વાત આવી રહી. અનુભવરૂપ ફલની અનેક કલ્પનાઓમાં કઈ કલ્પના છેવટની અને ઉત્તમ છે તે તો હમણાં જ આપણે પુરુષરૂપ ઈશ્વરની ચર્ચા કરતાં જોઈ આવ્યા છીએ.

તથાપિ અદ્વૈતશાસ્ત્રમાં અનુભવ કોને કહે છે તે સમજવાનો યત્ન કરીને સમાપ્તિ કરીએ. શબ્દપ્રમાણ વિના અનુભવનું અન્ય પ્રમાણ સંભવતું નથી, પ્રત્યક્ષ તો જ્યારે અનુભવ થાય ત્યારે જ થાય, પણ ત્યારે કહેવા સાંભળવાનું રહેતું નથી. અન્નપાનાદિ સામાન્ય અનુભવોમાં તેમ છે તો પરમાનુભવમાં તેમ હોય એમાં આશ્ચર્ય નથી. અદ્વૈતોક્ત અનુભવ તે અજ્ઞાનકૃત દ્વૈતાભાવરૂપ છે એમ તો આપણે આટલા વિવેચનથી સમજી શક્યા છીએ. પણ એ દ્વૈત કેવલ કલ્પિત નામરૂપમય છે, વાસ્તવિક નથી, એટલે દ્વૈતાભાવ તે પણ વસ્તુતઃ કોઈ પદાર્થનો વિલોપ નથી, કેવલ કલ્પનામાં જ કલ્પનાના અધિષ્ઠાનમાં સમાસ થઈ જવારૂપ છે. કલ્પનારહિત થઈ જવું તે અનુભવ એમ પણ નથી, કેમકે એ તો જડપાષાણાદિને પણ છે. કલ્પનારહિત થવું એટલે પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક નિમિષે, જે જગત દૃષ્ટિની સાથે જ ઉદ્ભવે છે તેના અધિષ્ઠાનને સર્વદા દૃષ્ટિથી બહાર જવા ન દેવું, અને એમ દ્વૈતવિલાસના રાગદ્વેષ કે વિકારવિક્ષેપના વિષય ન થતાં, સમતાને સુખે વિહરવું, હૃદયનો કાર્પણ્યભાવ ખોઈ અસીમ વિસ્તાર અનુભવતે શાશ્વત આનંદની નિર્વિકલ્પ મોજ લેવી, તે જ અદ્વૈતનો અનુભવ છે. સંકલ્પમાત્રસાધ્ય સિદ્ધ્યાદિક તો અદ્વૈતાનુભવીને એક બાલચેષ્ટાવત્ છે, કેમકે તે સિદ્ધસંકલ્પ જ છે, તેની દૃષ્ટિ જ અનેક સૃષ્ટિનું નિમિત્તોપાદાન થઈ શકે છે, ત્યાં સામાન્ય સિદ્ધિ આદિની વાત જ શી! અનુભવ સંબંધે અધિક તો અનુભવી હોય તે અનુભવી શકે.

અદ્વૈતાનુભવ અમુક કાલે કે અમુક સ્થાને થાય, અમુકને જ થાય, એમ પણ નથી. વ્યષ્ટિમાત્ર સમષ્ટિમય હોવાથી, નામરૂપકલ્પનાએ ભિન્ન, ભાસે છે, એટલે જે વ્યષ્ટિની કલ્પનાનો જ્ઞાનદૃષ્ટિએ કરીને વિલય થયો, અને તેના અંતરનો અજ્ઞાનકૃત ચિત્જડગ્રંથિ તૂટી અભિમાનનો નાશ થયો, તેને અભેદસાક્ષાત્કાર કરતલગત જ છે. અને એ સાક્ષાત્કાર એક વાર પણ થઈ ગયો તો કદાપિ જતો નથી, જ્ઞાનકલા તો નિત્ય વૃદ્ધિમતી જ રહે છે એવો તેનો ચમત્કાર છે. કોઈ શાસ્ત્ર, કોઈ વિવાદ, કોઈ પ્રપંચજાલ, આ જ્ઞાનકલાને ક્ષીણ કરી શકતું નથી કેમકે એ સર્વ વિવાદ, સર્વ શાસ્ત્ર, સર્વ પ્રપંચને એકરસ કરી લેનાર સૂર્યની કલા છે. આ પ્રકારે જીવન્મુક્તિ, દેહપાત પૂર્વે પણ મુક્તિનો આનંદ, એક અદ્વૈત વિના અન્ય કોઈ શાસ્ત્ર

આવતું નથી. આત્મમાત્રની મુક્તિ પરોક્ષ છે, આ આત્માની મુક્તિ પ્રત્યક્ષ છે અને એવી પ્રત્યક્ષ મુક્તિનો અનુભવ થાય છે માટે જ એ શાસ્ત્રે આધિકારણ અજ્ઞાનને કલ્પી અનુભવાન્ત જે અવસ્થા કરી છે તે કરતાં કોઈ આત્મમાં સારી કે સયુક્તિક અવસ્થા હોવાનો સંભવ કે અવકાશ નથી એમ નિઃશંક રીતે કહી શકાય છે.

'સુદર્શન' : સપ્ટેમ્બર, ૧૮૯૯.

## અદ્વૈતજીવન

જે વસ્તુનો દીર્ઘ કાલથી પરિચય હોય તે સત્વર ભુલાતી નથી તો જેનો પરિચય અનન્ત યુગથી છે એવા ઉલટા વ્યવહારની છાપ હૃદયમાંથી ખસી કેમ શકે? તેમાં પણ બાલકનો જન્મ થતાની સાથે જ તેને દ્વૈતબુદ્ધિ વધે તેવું પેટભર શિક્ષણ, મોંએથી બોલીને તેમ અનેક પ્રતિકૃતથી સૂચવીને, આપવામાં કસર રખાતી નથી. આવો આગ્રહ શરીરના રુધિરમાં પ્રવેશ કરી જાય છે, જીવનરૂપ જ થઈ રહે છે. જેમ જેમ બુદ્ધિ વિચાર કરવાને સમર્થ થતી ચાલે છે તેમ તેમ હું અને તુંનો વિભાગ સ્પષ્ટ થઈ બહુ રીતે જુદો પડતો જાય છે; અને સાદૃશ્યને આધારે તર્ક કરતાં મનુષ્ય એમ વિચાર ઠરાવે છે કે મારાથી અમુક મોટું છે—શરીરે, બુદ્ધિએ, ઉત્કર્ષે—તેનાથી કોઈ ત્રીજું વધારે છે; એમ છેવટ કોઈક સર્વથી મોટું પણ હોવું જ જોઈએ. તે સર્વશક્તિમાન, કર્તુંમકર્તુંમન્યથાકર્તું સમર્થ, ને સર્વને ઘડનાર પણ હોવું, કે હોવો, જોઈએ. કારણ વિના કાર્ય છે જ નહિ, એટલે જે જે છે તે સર્વનું કારણ તે જ. મૂલથી જ હું અને તું બે વસ્તુ તો હતી જ તેમાં એ સર્વનો એક ઉપરી ઉમેરાઈને ત્રણ થઈ. એ ત્રીજાના ભયથી જ હું ને તું ઉભય સીધાં ચાલે છે, ને તેને ખુશી રાખવા માટે અમુક રસ્તો, જેને સન્માર્ગ, નીતિ ધર્મ કહેવાય છે, તે ગ્રહણ કરવામાં આવે છે. બની શકે તો તે ત્રીજાને જરાવાર ભુલવણીમાં પણ નાખવાનો યત્ન કરવાનું મન તો ખરું પણ તેનો ડર વધારે એટલે જેમ તેમ પણ નિભાવ કરવો પડે.

આવો વિચાર સર્વ કોઈ વિચારવંતને તુરત જ આવી શકે તેવો છે. એમાં કાંઈ વધારે બુદ્ધિબલની જરૂર નથી. માત્ર અવલોકન કરવાની જેવી તેવી શક્તિની જ અપેક્ષા છે. એ વિચારથી દ્વૈતબુદ્ધિ ભેદબુદ્ધિ જન્મ પામે છે, અને દુઃખમાત્રનો ત્યાંથી આરંભ થાય છે. એક એક માણસ સર્વ માણસથી જુદું પડી પોતાનું જ સાચવવા મથે છે, તેમાંથી વિશ્વનિયમોમાંના એટલા

બધા નિયમોનો ભંગ થાય છે કે મનુષ્યદેહ ઉપર વ્યાધિ દુઃખ અને શોકનું પૂર ઉભરાવા લાગે છે. અને આખાં મંડલોની કે રાજ્યોની નીતિ પણ તેવાં જ અન્ય પ્રકારનાં વ્યાધિ દુઃખ અને શોક વિનાની રહેતી નથી. જે નિર્દોષ મનુષ્યોના રકતનો સ્રાવ અનેક વખત કોઈ એક મનુષ્ય કે એક દેશના સ્વાર્થ માટે થયેલો છે; જે કલહથી એક એક કુટુંબ કે એક એક દેશ પોતપોતામાં જ તેમ પરકુટુંબ કે પરદેશ સાથે અસૂયાના વિષમ વિષમાં પીડાયાં છે; જે રીતે ગરીબોની મહેનતે પૈસાદાર પૈસાવાળા થયા છે, અને ગરીબોને ખાવાનું ન રહેવાથી અનેક અનર્થને માર્ગે ઊતરવાની જરૂર પડી છે; જેથી કરીને જગતમાંથી શુદ્ધ પ્રેમ, શુદ્ધ સ્વાર્પણ, શુદ્ધ ન્યાય, અને શુદ્ધ વિશ્વાસ, દિન પ્રતિદિન ઓછાં થતાં ચાલે છે, ને ઉદારતા અને દયાનો પ્રભાવ નબળો પડતો જાય છે; તે વસ્તુ ભેદબુદ્ધિ વિના બીજી કાંઈ નથી. મોટા મોટા ફિલસૂફો પણ સનાતન વિશ્વનિયમોથી પોતાના સિદ્ધાન્તોને સમર્થિત કરવાનું બાજૂએ રાખી આવી ભેદબુદ્ધિથી પ્રસરેલા અનાચારને અનુકૂલ પડે તેવા સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવાની ભૂલમાં પડેલા છે, ને પડે છે, તે પણ એ ભેદબુદ્ધિના ભ્રમથી જ. એ ભેદબુદ્ધિ શાનું પરિણામ છે? જે શિક્ષણ મનુષ્યોને અનન્ત સમયથી મળ્યાં ગયું છે, ને તેથી જે વાત સહજ રીતે તેમને ગળે ઊતરે છે, તે અજ્ઞાનનું જ એ પરિણામ છે.

અજ્ઞાન! આપણે એ સિદ્ધાન્તને, દ્વૈતબુદ્ધિના નિયમને, અજ્ઞાન એવું નામ આપી શકીશું? એમાં ભૂલ તો નહિ હોય? આર્યશાસ્ત્રોએ તેમ અર્વાચીન પાશ્ચાત્ય તત્ત્વશોધકોએ એટલો નિશ્ચય ખાત્રીપૂર્વક કર્યો છે કે આ વિશ્વનું બંધારણ દ્વૈતથી હોઈ શકવું એ યોગ્ય કે બુદ્ધિપુરઃસર નથી. પોતે જે જાણતાં હોઈએ, જે વાત સહજ ગળે ઊતરે તેવી હોય, તેના કરતાં વિપરીત વાત સાભળવી, અને ખરી માનવી, તે ઘણાંને બહુ વિકટ લાગે છે; ને એટલાથી જ તેઓ તે વિપરીત વાતને ખોટી માનવાનું વલણ ગ્રહણ કરે છે. આપણને ભાવે તે જ પથ્ય એવો કાંઈ નિયમ નથી, ભાવે કે ન ભાવે પણ જેથી ખરો લાભ હોય તે જ પથ્ય; સત્ય તે જ સત્ય, પછી તે આપણા હાલના વિચારોથી વિપરીત હોય કે તેને મળતું હોય.

વિશ્વની જે વ્યવસ્થા છે તેમાં યથાર્થ રીતે અવલોકીએ તો બે પદાર્થ હોય એમ લાગે છે; એક જોનાર ને બીજું તેને જોવાનું. જોવાના સાધનનો, હાલ, "જોવાનું" એમ જે વિભાગ ઠરાવ્યો તેમાં જ સમાસ રાખીએ તો દ્રષ્ટા અને દૃશ્ય બે જ વિભાગ આખા વિશ્વમાંના પ્રત્યેક પદાર્થના થઈ શકે. દૃશ્યમાં પણ ચેતનયુક્ત અને ચેતનહીન એવા બે વિભાગ છે. ચેત-

ન્યાહીનને જડ કહે છે, અને જડ તથા ચેતન એ જ પદાર્થમાત્રનાં તત્ત્વ છે એમ સામાન્યતઃ બોલાય છે. પણ કોઇ જડ પદાર્થ લો તો તેમાં શું સમજાય છે? માત્ર તેની અમુક આકૃતિ અને તેનું અમુક નામ, પણ તે પદાર્થ પોતે શું છે, વસ્તુતઃ શાનો બનેલો છે તે સમજાતું નથી, કે સમજાવાનું પણ નથી. તેનું કારણ તત્ત્વજ્ઞો એમ કહે છે કે દ્રષ્ટાનું જે ચૈતન્ય દૃશ્યને જુએ છે તે વાસ્તવિક રીતે દૃશ્યના યથાર્થ તત્ત્વને જોતું નથી, માત્ર દૃશ્યનું પ્રતિબિંબ પોતામાં પડે છે તેને જ જોઇ લે છે, ને તેને અમુક નામ રૂપ અર્પે છે. જોવું, જાણવું, સમજવું, એ આદિ ધર્મ તેને જ્ઞાન કહીએ, તો કેવલ જાણવું એટલા ધર્મે કરીને જ્ઞાન સર્વત્ર ને સર્વ પદાર્થોમાં એક જ પ્રકારનું સમજાશે. એ જ્ઞાન તે જ ચેતન. એ ચેતન તે જડનો ધર્મ નથી, કેમકે ચેતન વિનાનું જડ કહીં પણ છે જ નહિ, હોઇ શકે નહિ. ત્યારે સિદ્ધ એટલું જ થયું કે ચેતન એ જ સર્વત્ર એકાકાર એક વસ્તુ છે; જડ શું છે તે જાણવું અશક્ય છે, માત્ર તેના પ્રતિબિંબદ્વારા તેનાં નામ રૂપ સમજાય છે.

દ્રષ્ટા અથવા જોનાર જે અંતરમાંનું ચૈતન્ય તેનું બંધારણ જ એવું છે કે તે બાહ્યપદાર્થને જોવા જાય તે પૂર્વે તે પોતે જ તે પદાર્થરૂપ થઇ જાય છે, અને પોતે જ પોતાના રૂપને જુએ છે. અને વચમાં જે બાહ્ય પદાર્થ (દૃશ્ય) જાણવું ધાર્યું હતું તે તો બાજૂ ઉપર રહી જાય છે. જ્ઞાન થાય છે તેની પ્રક્રિયા જ આ કહી તે પ્રમાણે છે, બીજી રીતે નથી. જડ-વાદીઓ કહે છે કે પદાર્થને ચક્ષુરાદિ સાથે સંસર્ગ થયો એટલે ચક્ષુનાં પરમાણુ છે તેને ગતિ મળી, અને તે ગતિ મગજમાં પહોંચી, નાડીઓને સંક્રાન્ત થઇ. એ રીતે નાડીદ્વારા જે અનુભવ થયો તે જ્ઞાન એ નામથી વ્યવહરાયું. એટલે કે જ્ઞાન એ તો જડ પરમાણુની અમુક ગતિનું નામ છે, બાકી વસ્તુતઃ જ્ઞાન એવું જડથી ભિન્ન કાંઇ નથી; અને દ્રષ્ટા અને દૃશ્ય એવા ભેદ પાડી, દૃશ્ય કદાપિ જણાતું નથી, ને દ્રષ્ટા પોતે પોતાને જ જુએ છે એમ જે કહેવાય છે તે બિના કારણ યોજેલી યુક્તિ માત્ર જ છે. આના સામેના સિદ્ધાન્તવાળા એમ આક્ષેપ કરે છે કે જડ પરમાણુને જે ગતિ થઇ શકે છે તેનો પ્રકાર નિરંતર એકરૂપ જ હોય છે, તેનો ધર્મ ચલનવલન એવો સતત એક જ રહે છે, પછી તે ગમે ત્યાં અને ગમે તે રીતે પ્રવર્તતો હોય. પરંતુ જેને જ્ઞાન કહીએ છીએ, જે આ ગતિ કરતાં વિલક્ષણ હોવું જોઇએ એમ માનીએ છીએ, તે તો માત્ર અમુક એકાકાર નથી હોતું, એટલે ગતિથી પેદા થયેલી જે વસ્તુ હોઇ શકે તેની સાથેનું તેનું સાદૃશ્ય ભાગી પડે છે; જ્ઞાનમાં તો હર્ષ, શોક, ભય, ક્રોધ, લોભ,

લોહાદિ અનેક રંગ વર્તાય છે, જે જડપરમાણુની ગતિ માત્રથી સાધ્ય હોવા અશક્ય છે એટલે જડપરમાણુથી અતિરિક્ત એવો જ્ઞાન ધર્મ કે જ્ઞાન પદાર્થ સ્વતંત્ર સ્વીકારવો પડે છે. પ્રતિવાદી એમ કહે છે કે પરમાણુની અમુક પ્રકારની રચનાઓથી તેમની ગતિના પરિણામ પણ સુખદુઃખાદિ વૈચિત્ર્યવાળા હોઇ શકે, તો તે વાત સિદ્ધ થવી હજુ બાકી છે. એવો અનુભવ કદાપિ થયો નથી, થઈ શકે એમ અનુમાન કરવાનું સાધન પણ અદ્યાપિ સિદ્ધ થઇ શક્યું નથી. એટલે એ વાત તો બાજુ પર રહેવા દેવી પડે તેવી છે. પરંતુ એટલું તો સત્ય છે કે અમુક પ્રકારે જ્ઞાન થાય છે તેની સાથે જ તે જ્ઞાનના આધારરૂપ મગજ અને નાડીઓમાં પણ અમુક ફેરફાર અને ગતિ થયા વિના રહેતી નથી. જો કે આ ગતિનું પરિણામ જ જ્ઞાન છે એમ કહી શકાતું નથી, કેમકે, આગળ જે કારણ આપ્યાં તે ઉપરાંત વળી જ્યારે એ ગતિ થાય તેવો પરમાણુસંસર્ગ બને છે તે જ અવ્યવહિત ક્ષણે જ્ઞાન પણ હાજર હોય છે, જેમ હોવું એ, જો જ્ઞાન પોતે પરમાણુની ગતિનું પરિણામ હોય તો, સંભવે નહિ; વચમાં થોડો પણ વખત લે. ત્યારે એ જ સિદ્ધ થયું કે જ્ઞાન અને જ્ઞાનતંતુ અથવા નાડીઓમાં ગતિ થવી એ સાથે સાથે જ થાય છે. તે ઉભય એક બીજાનાં કાર્ય કારણ જેવાં નથી, તો હવે એમ પણ માનવું પડે કે એ બન્ને કોઈ એકાદ પદાર્થનાં જ બે રૂપાન્તર છે. કોઇ એક જ વસ્તુ એવી છે, કે હોવી જોઇએ કે જેનો એ બે પ્રકારે આવિર્ભાવ એક જ સમયે થયાં કરે છે. આ વાત સ્પષ્ટ સિદ્ધ કરી આપવી કઠિન છે કેમકે આગળ કહી ગયા તેમ આપણે જે વસ્તુ જાણવા માગીએ તે વસ્તુ બાજૂ ઉપર રહી જાય છે, અને જાણનાર પોતે જ પોતાને જોઇ લઇ અમુક નામાદિ તેને આપે છે, એવું આપણા મનનું કે જ્ઞાન પામવાના સાધનનું જ બંધારણ છે. છતાં નિદ્રા (સુષુપ્તિ), મૂર્છા, સમાધિ, એ આદિ અનુભવમાં એ ઉભયનું એકત્વ, અથવા કોઈ એકનાં જ એ બે રૂપાન્તર, એમ સમજાયા વિના રહેતું નથી.

આટલા જ ઉપરથી એમ કહેવાય છે કે જ્ઞાન એવો "જાણવા" રૂપે સર્વત્ર જે પદાર્થ છે તે જ પોતે પોતાને જુએ છે. અને વિવિધ નામરૂપાદિ, સૃષ્ટિ રચે છે. એ સૃષ્ટિ જે રચાય છે તે વસ્તુતઃ કલ્પિત જ છે. કેમકે તેનું તત્ત્વ શું, ઘોડો કે ઘડો જે નામ કહ્યું તેનું યથાર્થ તત્ત્વ શું, તે સર્વથા અગમ્ય છે. એક નામ માત્ર જ જે જોનારે પોતે પોતાની જ વૃત્તિને આપેલું છે, તે હાથમાં છે. અર્થાત્ સૃષ્ટિ મિથ્યા છે, અથવા જોનારની દૃષ્ટિમાં જ છે; અને જોનાર પોતે જ એક સર્વસિદ્ધ, સર્વદા અનુભૂત, અને પ્રત્યક્ષ છે, જે પોતાના જ સ્વરૂપને જુદાં જુદાં નામ આપી તેમને ખરાં માનવાના ભ્રમા-

વામાં મુઝાવ છે. જ્યારે એ મુઝાવો મટી જાય અને આ બધું રહસ્ય યથાર્થ સમજી જોનાર પોતે જ એક જ છે એમ થાય ત્યારે તેને સાક્ષાત્કાર કહે છે. પણ એ વાત આગળ કહેવાશે.

નિશ્ચય અત્યારે તો એટલો જ થયો કે જ્ઞાન એ વસ્તુ જડનો કોઈ પ્રકારે પરિણામ નથી, પણ સતત જડથી અભિન્ન છે. એટલે પ્રકારાન્તરે પણ પાછું જ્ઞાન અથવા જોનાર એ જ એક છે, બીજું કાંઈ નથી એમ માનવું પડશે. ઉપર જે વિવેચનો કરી તેમાંથી એટલું નીકળ્યું કે દ્રષ્ટા અને બીજું કાંઈક, જે શું છે તે કહી સમજાવવાનું નથી, તે છે. તો એ દ્વૈતનો પરિહાર શી રીતે કરવો ? એ પરિહાર સુલભ છે, કેમકે દૃશ્ય પોતે પોતાની મેળે અનન્ત યુગ પર્યંત હોય તોપણ તે "છે" એમ શી રીતે થાય ? ચેતન વિના તેનું થવું જ અશક્ય, અર્થાત્ તેનું અસ્તિત્વ જ ચેતનને આધીન. ચેતન વિના જડ છે જ નહિ. આવો સિદ્ધાન્ત થયો ત્યારે સમસ્ત વિશ્વમાં દ્રષ્ટા ચેતન છે એમ થયું. દૃશ્ય જે છે તે પણ હમણાં જ કહ્યું તેમ ચેતનનો જ પ્રકાર છે. દ્રષ્ટા અને દૃશ્ય એવું જે વ્યાવહારિક દ્વૈત છે તે પરમાર્થ દૃષ્ટિએ જોતાં અદ્વૈત જ છે, કેમકે ચેતન વિના એ ઉભયમાં બીજું કશું છે નહિ, હોય તો એ જણાવાનું નથી. બાહ્ય પદાર્થનો અનુભવ થવો એ વાત જ, અંદરના ચૈતન્ય વિના અશક્ય છે. કેમકે એ ચેતન, સર્વ અવસ્થામાં પોતાના ઐક્યને લીધે જ, બાહ્ય અનુભવનું પણ ઐક્ય સ્થાપી શકે છે, અને વ્યાપ્તિરૂપ જ્ઞાનના સિદ્ધાંત બાંધી શકે છે. એમ પણ ચેતન એ અદ્વૈત જ સિદ્ધ થયું. દ્રષ્ટા અને દૃશ્યનો જે ભેદ છે તે તો ત્યારે એમ જ સિદ્ધ થાય છે કે દ્રષ્ટા પોતે જ પોતાને જુએ છે. જો એમ જ છે તો ભેદ કેમ સમજાય છે ?

ભેદ શા માટે સમજાય છે ? આવો પ્રશ્ન શંકારૂપે આવી પડ્યો છે. એનું ઉત્તર આપતાં પહેલાં અત્યાર સુધીમાં આપણે જે સિદ્ધ કર્યું છે તે ફરી લક્ષમાં લેવાનું છે. જ્ઞાન અથવા ચૈતન્ય એ જ વિશ્વાસ કરવા યોગ્ય ખરી, અને સિદ્ધ વાત છે; તે ચૈતન્ય જડનો ધર્મ નથી; જડ પોતે અથવા જ્ઞાનથી બાહ્ય એવી જે જે વસ્તુ સમજાય છે તે અમુક નામરૂપે કરીને જણાય પણ તે યથાર્થ જણાતી નથી કે જણાવાની નથી; અને જડ તથા ચૈતન્ય એ બે કોઈ એક જ એકાકાર વસ્તુનાં કાર્ય અથવા રૂપાન્તર છે. આટલી વાત સિદ્ધ થઈ છે. હવે એમ પૂછવું કે જ્યારે બધું એકરૂપ છે ત્યારે ભેદ કેમ સમજાય છે ? એ યથાર્થ શંકા નથી; કારણ કે 'ભેદ છતાં એક' એવું જ આપણે જે અદ્વૈત સિદ્ધ કર્યું તેનું રૂપ નક્કી થયેલું છે. જે નામરૂપાત્મક બનાવને જડ એવું નામ આપવામાં આવે છે, તેની એક વિકૃતિ એવી થાય છે કે જે ચૈતન્યના સંબંધે અમુક ધર્મવાળી થઈ શકે છે, ને

જોનાર, બોલનાર, ચાલનાર, વિચારનાર, સુખી, દુઃખી, એવા નાના ધર્મ પામી શકે છે. એને સામાન્ય રીતે મન અથવા અંતઃકરણ કહેવાય છે. આ અંતઃકરણ પ્રતિ મનુષ્ય ને પ્રતિ વ્યક્તિએ ભિન્ન હોય છે, એટલે સર્વત્ર અનુભવની એકતા બની શકતી નથી, ને ભેદ સમજાય છે. એ ભેદ સમજવો તે જ વાસ્તવિક વસ્તુગતિ નથી, કેમકે ભેદજન્ય જે વ્યવહાર તે સિદ્ધ વસ્તુગતિથી નિરાળો છે. સિદ્ધ વસ્તુગતિને કોઇ અન્યથા કરી શકતું નથી, જે વ્યાવહારિક વસ્તુગતિ છે તેને અન્યથા કરી શકાય છે. ખરેખરો પુત્ર દૂર દેશમાં મરી ન ગયા છતાં, તે મરી ગયો એમ સાંભળતાં પીડા થાય છે તે કોના મરણથી? સિદ્ધ એવી વસ્તુ જે દૂરદેશસ્થ પુત્ર તેનું તો મરણ થયું જ નથી એટલે તેના મરણથી નહિ, પણ અંતઃકરણે કલ્પેલો જે પુત્ર તેના મરણથી. એમ જ હું તું એવી જે ભેદબુદ્ધિ તે પણ અંતઃકરણે કલ્પેલા ભેદથી, બાકી વસ્તુગતિએ જોતાં હું એ પ્રત્યયનું સ્થાન અને તું એ પ્રત્યયનું સ્થાન નિદાને એકાકાર જ છે. અંતઃકરણની કલ્પના એ જ ભેદનું કારણ, પણ તે મિથ્યા છે, અને સર્વત્ર એકાકારતારૂપ અદ્વૈત આ રીતે સિદ્ધ થાય છે.

અદ્વૈતવાદનું આ સંક્ષિપ્ત રૂપ છે, ને વસ્તુગત્યા તે જ યોગ્ય છે એમ વિચારવાનને પ્રત્યક્ષ થઈ શકે તેવું છે. ઉપર ઉપરથી જોતાં જીવ, જગત, ને ઇશ્વર એવા ત્રણ ભેદ જે લાગે છે તે કેવલ અવાસ્તવિક વિવેચકબુદ્ધિનો પરિણામ છે એમ પણ સહજ સમજાય છે. ચૈતન્ય એ જ વિશ્વસનીય અને સિદ્ધ જ્ઞાનનો દેશ ઠર્યો, ત્યારે તેનાથી જુદી જે વાત હોય તે અવિશ્વનીય એટલે અસત્ય અને અસિદ્ધ એટલે મિથ્યા ઠરવી જ જોઇએ. ચૈતન્ય એટલે જાણવું, સમજવું, ચાલવું, આદિ કોઈ ધર્મ સમજવો નહિ, પણ "છું કે છે" એમ કહેવા કે વિચારવામાં જ તેનું જે અસ્તિત્વ, હોવાપણારૂપે અનુભવાયું તે જ ચૈતન્ય. ચૈતન્ય વિના "છે–છું" એ અનુભવ જ અશક્ય છે. જેમ ચૈતન્ય વિના આ અનુભવ અશક્ય છે, તેમ એ ચૈતન્યની બહારની કોઇ વસ્તુને નિતાન્ત સત્ય કહેવી એ પણ તેટલું જ અશક્ય છે, કારણ કે ચૈતન્ય પોતાથી જુદો પાડીને કોઈ પદાર્થ સમજી કે ગ્રહી શકતું નથી, માત્ર તે તો પદાર્થનાં નામરૂપાનુસાર થયેલી અંતઃકરણવૃત્તિને અવભાસે છે. આવું હોવાથી ઇશ્વર એવો કોઈ પદાર્થ ચૈતન્યના પ્રદેશમાં સિદ્ધ થઈ શકતો નથી; કેમકે કર્તૃત્વ, નિયામકત્વ, મોક્ષદાતૃત્વ, એ આદિ ધર્મો ચૈતન્ય જે અનંત ધર્મરહિત છે તેમાં ઘટી શકતા નથી. અંતઃકરણની ઉપાધિથી ચૈતન્યમાં જેમ ભેદનો ઉપચાર થાય છે ને ધર્મ ઘટી શકે છે, તેમ ઇશ્વર માટે માનવાની ઇચ્છા હોય તો તેથી તો ઇશ્વરનું ઇશ્વરત્વ તૂટી જશે, ને ઇશ્વર પણ એક મોટો જીવ બની રહેશે. એને જો ઇશ્વરવાદી ઇષ્ટાપત્તિ કહેતો હોય

તો અદ્વૈતી પણ તેવો ઈશ્વર સ્વીકારવામાં હાનિ દેખતો નથી. વિશ્વથી નિરાળા અને કર્તા તથા નિયંતા એવા ઈશ્વરનું અસ્તિત્વ પ્રથમ આ પ્રમાણે જ સિદ્ધ થઈ શકતું નથી, તો તેના અસ્તિત્વને વૈષમ્યનૈર્ઘૃણ્યાદિ દોષથી નિષેધવાની જરૂર નથી. મનુષ્યોએ પોતાના સામાન્યજ્ઞાનથી પોતાના જે ધર્મો છે તેને ઉત્કર્ષ રૂપે કોઈક કલ્પિત મહામનુષ્યને આરોપ્યા, ને એમ સર્વરૂપ અદ્વૈત ચૈતન્યનો જે શુદ્ધ વિચાર અને જે મહાધર્મ તેને કેવલ મલિન કરી નાખ્યો. ઈશ્વરને જેવો તે સિદ્ધ થાય છે તેવો અગમ્ય, અવર્ણ્ય સર્વરૂપ એવો માનવામાં જે મહત્તા સમાયેલી છે, તે તેને રાત દિવસ સંસાર જેવી ખટપટ કરતો બનાવવામાં જરાપણ રહેલી નથી. કેટલાક કહેશે કે અમે ઈશ્વરને અવર્ણ્ય, સર્વવ્યાપી, આદિ માનીએ જ છીએ, તો તેમની તે વાત ઠીક છે. પણ તે યથાર્થ વિચારમર્યાદાથી એટલે અંશે વિદૂર છે કે તેમાં ઈશ્વરનું જે યથાર્થ રૂપ સર્વમયતા, તેને તેઓ ઈશ્વરનું તાટસ્થ્ય માનીને કેવલ બગાડી નાખે છે. ઈશ્વર તટસ્થ, પ્રસાદ આપનાર, તે છતાં નિરાકાર અને સર્વવ્યાપી, આ સિદ્ધાન્ત કેટલાક ધર્મવાળા માને છે; પછી તે ઈશ્વર શી રીતે અવિર્ભાવ પામે છે, શી રીતે વિશ્વને નિયમે છે, તે બાબત ગમે તેવા તફાવત તે જ મતની પણ જુદી જુદી શાખાઓમાં જણાય છે, તેથી કશો બાધ નથી. અવાંતર ભેદ ગમે તે હોય પણ ઈશ્વરસ્વરૂપ અમુક પ્રકારનું સ્વીકાર્યું એ જ મતાન્તરોના સાદૃશ્યનું મુખ્ય કારણ છે. ને એવું સાદૃશ્ય પોતાના મતને લીધે કદાપિ ક્રિશ્ચિયન ધર્મ સાથે કે મુસલમાન ધર્મ સાથે, બૌદ્ધ મત સાથે કે વૈષ્ણવ મત સાથે પ્રાર્થના સમાજ સાથે કે આર્ય સમાજ સાથે, ગમે તેની સાથે સિદ્ધ થતું હોય તેમાં સત્ય શોધવાના ઝુંડા નીચે ચાલનારે શરમાવાનું કાંઈ નથી. અદ્વૈતમતવાળા પોતે મુસલમાન સૂફીઓ સાથે, ક્રિશ્ચિયન કેબેલીસ્ટો સાથે, ચાઈનીઝ ટેઓઈસ્ટો સાથે, પોતાના મતનું ઐક્ય સ્પષ્ટ રીતે અને ખુલ્લે હૃદયે સ્વીકારે છે; તો તટસ્થ અને નિરાકાર ઈશ્વર સ્વીકારનારે પોતાના મતનું સાદૃશ્ય જ્યાં હોય ત્યાં સ્વીકારવામાં શા માટે હાનિ સમજવી જોઈએ? પણ એવું સાદૃશ્ય કોને કોની સાથે છે અથવા નથી એ વાત અત્રે સિદ્ધ કરવાની નથી, એ તો એક પ્રાસંગિક વાત થઈ. પણ મુખ્ય વાત એ જ છે કે તસ્ટસ્થ કર્તા, પ્રસાદ આપનાર, અને નિરાકાર કે સાકાર એવો ઈશ્વર કોઈ યુક્તિથી કે કોઈ આંતર અનુભવથી સિદ્ધ થતો નથી.

ઘણાક તટસ્થેશ્વરવાદીને એવું ભય રહે છે કે એમ ન માનવાથી અને ચૈતન્યને સર્વમય એક ગણવાથી, જીવ એવો જે પદાર્થ છે તે નીકળી જશે, અને તેથી માણસને પોતાનાં પાપ પુણ્ય માટે ફલ ભોગવવાં પડે છે તે

અન્યાય ગણાશે. અર્થાત્ દુનિયામાં ગમે તેમ કરીએ તોપણ કશી જવાબદારી નથી એમ થશે. અદ્વૈતવાદની કોટિ બરાબર ન સમજવાથી આ ભય પેદા થયું છે, ને જો એટલા જ કારણથી અદ્વૈતવાદ ન સ્વીકારાતો હોય તો અમને ખાતરી છે કે એ બાબતમાં એમ માનનારા ભૂલ કરે છે એવું અમારા કરતાં કોઈ વધારે સમર્થ અદ્વૈતાનુયાયી બતાવી શકશે. અંતઃકરણ-વૃત્તિથી ભેદબુદ્ધિ પેદા થાય છે એ વાત લક્ષમાં રાખવાથી, જીવનો વિભાગ રદ થવાની જે ભીતિ છે તે નિર્મૂલ થશે; અને જ્યાંસુધી ભેદબુદ્ધિ છે અર્થાત્ અંતઃકરણ અને તેની વૃત્તિઓ છે ત્યાંસુધી પાપ પુણ્ય જવાબદારી એ જે વ્યાવહારિક યુક્તિઓ છે તે પણ કાયમ રહેશે જ. વ્યાવહારિક યુક્તિઓ એમ કહેવાનું કારણ આગળ સ્પષ્ટ કરીશું, કેમકે જેને નીતિ કે પુણ્ય કહેવાય છે તેમાં યથાર્થ નીતિ કે યથાર્થ પુણ્ય શું છે તે જુદો વિષય છે, અને જેને વેદાંત, ગુરુ શિષ્ય અને શાસ્ત્ર સમેત, મિથ્યા, અત્યંત મિથ્યા, કહે છે તે નીતિ ને તે પુણ્ય એ જુદી વાત છે. એટલે કે તટસ્થેશ્વર ન માનવાથી જે ભય માનવામાં આવે છે તે નિષ્કારણ છે એમ માનવામાં બાધ નથી. તટસ્થેશ્વર માનનારા બીજું કારણ એમ કહે છે કે આપણા અંતઃકરણની લાગણી આપણને કોઈના ઉપર આધાર રાખવા, કોઈની ભક્તિ કરવા પ્રેરે છે, માટે તટસ્થેશ્વર જ તે ભક્તિનું ભાજન છે એવું આપણા સ્વભાવથી સિદ્ધ છે. આનું ઉત્તર એ જ કે આપણા શુદ્ધ ચૈતન્યની સાક્ષીથી તટસ્થેશ્વર કરતાં, સર્વ કરતાં સર્વમય એકરસ ઈશ્વરની સાક્ષી સિદ્ધ રીતે મળે છે એ વાત આપણે આ વિષયના પ્રથમ આરંભે જ સિદ્ધ કરી છે, અને તે ઉપરાંત વળી વિશ્વસ્વરૂપ સમજવાની બાબતમાં માત્ર લાગણીથી દોરાઈ, બુદ્ધિ અથવા આંતર ચૈતન્ય જે સિદ્ધ કરે તેને ન ગણકારવું એ યથાર્થ વિવેકવાનનું કામ નથી.

એકલી લાગણીને આધારે ધર્મ જેવી બાબતમાં સિદ્ધાન્ત બની શકે નહિ. પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, ભૂગોલ, કે ભૂસ્તર, એવા કોઈ એક-દેશી શાસ્ત્રમાં પણ લાગણીને જેમ બને તેમ અતિ વિદૂર રાખીએ છીએ તો સર્વ જીવિતનો હેતુ બતાવનાર ધર્મશાસ્ત્રની વાત વિચારવામાં માત્ર લાગણીનો જ આધાર પકડવો એ ઉપહાસાસ્પદ છે. કહેશે કે બુદ્ધિથી કશી તકરારનો અંત આવી શકે નહિ, માટે આંતરેન્દ્રિયની પ્રતીતિ અને તે તે પ્રતીતિ પ્રમાણે થતાં જ તે પ્રતીતિજન્ય આવેગની શાન્તિ, એ સિદ્ધ અનુભવને આધારે ધર્મસ્વરૂપ નિયમવું સુલભ છે. જો આવું જ હોય તો તો તટસ્થેશ્વરવાદ એક માનવા માત્ર રૂપ થઈ પડે, અને તે મતના અનુયાયી-ઓને, પોતે ધારેલી વાત જ જ્યારે કલ્પના માત્ર છે, ત્યારે બીજાનાં

રૂપણુ દેખવાનું લેશ પણ પ્રયોજન રહે નહિ. ક્બ્બિાના પથરાને ઈશ્વર કલ્પનાર, કે ઓરડો અડકાવી મૂકી તેમાં જ ઈશ્વર બેઠા છે તેનું ભજન કરવું એમ માનનાર, એવાને પણ હસવાનું તેમને કારણ રહે નહિ. પરંતુ અમને એમ લાગે છે કે કલ્પના તથા આવેશ અને લાગણી એ બધાંને બુદ્ધિએ તપાસવાની આવશ્યકતા છે, એમ ન હોય તો નીતિનિયમ પણ વિપરીત થવા જાય.

લાગણી માત્રથી જ ધર્મસ્વરૂપ નક્કી થતું હોય, તો તે ધર્મને આધારે રચાનારી નીતિના સ્વરૂપમાં પણ લાગણીનો વિભાગ અધિક માનવો જોઈએ. એમાં પણ જે દ્વારા શુદ્ધ લાગણી તૃપ્ત થાય તે જ ઉત્તમ નીતિ, જેમકે પ્રાર્થના આદિ, એમ શા માટે ન માનવું? પણ વાસ્તવિક વાત એવી છે કે બુદ્ધિના તત્ત્વને ન માનવાનું કહેનાર પણ, લાગણીને જ માનવી, તેનાં અમુક કારણ છે, ઈત્યાદિ વાદ કરે છે તેમાં જ તે બુદ્ધિને સ્વીકારે છે. માત્ર દુરાગ્રહથી કે જડતાથી, તેટલે સુધી આવેલી બુદ્ધિને આગળ લઈ જવામાં હાનિ દેખે છે, કે ડરે છે. આત્માની પ્રત્યક્ષ સાક્ષીને એક આધાર રૂપે રાખી બુદ્ધિને પ્રવર્તવા દેવાથી અદ્વૈત વિના બીજો સિદ્ધાન્ત સિદ્ધ થવો અશક્ય છે, અને એ પ્રમાણે બુદ્ધિને ચલાવવામાં લાગણીને નુકસાન થવાનો કે અનવસ્થારૂપ અપ્રતિષ્ઠાનનો ભય આવવાનો સંભવ નથી.

ધર્મસ્વરૂપ ઠરાવવામાં તો બુદ્ધિએ જ સુકાન હાથ રાખવું જોઈએ, પછીના નિર્ણય પ્રમાણે અમલ કરવામાં લાગણીને પોતાનું સ્થાન બુદ્ધિ આપે તો ઝાઝો બાધ નથી. એવો સમય આવે છે કે જ્યારે બુદ્ધિ અને લાગણીનો વિષય જુદો રહેતો નથી. જ્યારે જાણવું તે જ માનવું, અને માનવું તે જ જાણવું, એવી સ્થિતિ થઈ રહે છે, અને વ્યવહાર પરમાર્થ એક થઈ અભેદ સિદ્ધ થાય છે; એ સમયની સર્વને અપેક્ષા છે, એને જ આધારે નીતિનો પાયો ઊભો છે.

નીતિ શું? વ્યવહારમાં એમ વારંવાર જણાય છે કે જેને એક ઠેકાણે નીતિ કહેવામાં આવતી હોય છે તે બીજે ઠેકાણે અનીતિ કે નીતિ-બાહ્ય મનાય છે! વ્યવહાર ઉપર નજર કરીએ તો નીતિનો એક પણ માર્ગ હાથ આવતો નથી, કોઈ ઈશ્વરજ્ઞાનને, કોઈ અંતરની પ્રેરણાને, કોઈ ઉપ-યુક્તતાને નીતિના બંધારણના નિયામક રૂપે માને છે, પણ વ્યવહાર માત્ર ઉપર જ જેની દૃષ્ટિ છે એવું એકે ધોરણ ત્રિકાલાબાધ સિદ્ધાન્ત બતાવી શકતું નથી. તેમાં પણ જીવ, ઈશ્વર, જગત એવા ત્રણ ભેદ માનનારની નીતિનું ધોરણ તો બહુ જ અસંતોષકારક રહે છે. જીવ અને ઈશ્વરના વિષયો પોતાના વર્તનમાં ઘણીવાર વિરોધભાવ પકડે છે, કવચિત્ જગત

પણ તે બેના વિરોધમાં ત્રીજો વિરોધ ઉમેરે છે, ને એ સર્વનું સમાધાન તે મતવાળા પ્રાર્થનાથી, માફી માગવાથી, સાધે છે. પણ વિશ્વનિયમો માફી માગવાથી બદલાતા નથી. તેને બદલી શકે એવો કોઈ કર્તા નથી, હોય તો પણ તે વિપરીત વૃત્તિવાળો થવાથી કર્તા થવા યોગ્ય નથી.

અદ્વૈત પક્ષે જોતાં અભેદભાવના એ જ સર્વ ન્યૂનાધિકતા, દુઃખદોષ, ઇત્યાદિ તારતમ્યમાત્રને નિર્મૂલ કરવાનો ઉપાય છે, અને તે જ ઉત્તમોત્તમ નીતિનિયામક છે. વિશ્વના નિયમો જે પ્રકારે પ્રવર્તે છે તે પ્રવૃત્તિમાં એકાંત નઠારું એવું કશું છે નહિ, જે નઠારું સારું, સુખ દુઃખ, મનાય છે તે માનનારાની વૃત્તિનો જ ચમત્કાર છે. અર્થાત્ એવી ખોટી વૃત્તિ શમાવવી એ જ આવા ઉત્તમોત્તમ અભેદનો માર્ગ છે; ને તેવો અભેદ સિદ્ધ થયાનું ચિહ્ન એ છે કે સુખમય એવી જે વિશ્વરચના અને તેની પ્રવૃત્તિ તે સાથે —વિક્ષેપ કરનાર વૃત્તિને અભાવે—એકાકાર થઈ તદનુકૂલતામાં જ લય પામી જવું. બીજી રીતે કહીએ તો પિંડબ્રહ્માંડ એક થવું. આ ધોરણ લક્ષમાં રાખી વર્તવાથી વ્યવહારની પણ ઉત્પત્તિ સહજે થાય છે, અને જે જે વાત અભેદ પ્રતિ દોરનાર તે તે નીતિમય એવો સ્પષ્ટ અને સુગમ સિદ્ધાન્ત હાથ આવે છે.

નીતિનો નિયમ હાથ આવે તો જ સારા નઠારાનો વિવેક બની શકે. જ્યાંસુધી વિશ્વના સ્વરૂપ વિશેનો કાંઈ પણ નિર્ણય કરવામાં આવ્યો નથી, અર્થાત્ પદાર્થવિજ્ઞાનથી કે તત્ત્વવિચારથી જ્યાંસુધી જીવિતના હેતુનું સ્વરૂપ બંધાયું નથી ત્યાંસુધી નીતિનું ધોરણ હાથ આવવું અશક્ય છે. કારણ સ્પષ્ટ જ છે કે નીતિના ફલરૂપ જે સુખ તે સુખનું સ્વરૂપ બંધાવામાં કશો નિયમ હાથ રહેવાનો નહિ. કેમકે સુખના સ્વરૂપનો નિશ્ચય વિશ્વના સ્વરૂપના અને તે ભેગા જીવિતના હેતુના સ્વરૂપના, નિર્ણયની સાથે જ બની શકે તેમ છે. વિશ્વસ્વરૂપનો સિદ્ધ નિશ્ચય કર્યા વિના જે જે નીતિ-નિયમો રચાય છે તે માત્ર કલ્પના, સગવડ, કે આવેશને આધીન હોય છે.

અદ્વૈતમાં તો વિશ્વસ્વરૂપનો નિર્ણય કરાયેલો જ છે કે સત્‌રૂપ સર્વ-મયતામાં જે ભેદ જણાય છે તે એક કલ્પના માત્ર છે; અને તેની ઉપપત્તિ ગમે તે દ્વારા ગમે તે પ્રકારે કરવામાં આવતી હોય તથાપિ પરમાર્થ સત્તાનો સ્વીકાર કરવામાં આવે એ જ અદ્વૈતસિદ્ધાન્તાનુસાર વિશ્વવિવેક માન્યા બરાબર છે. અર્થાત્ યદ્યપિ પદાર્થવિજ્ઞાન તે અદ્વૈત પક્ષે વિશ્વવ્યવસ્થા સમજવામાં મુખ્ય નથી તોપણ તાત્ત્વિક દૃષ્ટિથી પરમાર્થ સત્તારૂપે જે વાત અદ્વૈતમાં સિદ્ધ છે તેનો ત્રણે કાલમાં બાધ થવો અશક્ય છે, એટલે એ અંશને અવલંબી તે સિદ્ધાન્તાનુસાર વિશ્વવ્યવસ્થા સુસંપન્ન છે.

અભેદ એ જ અદ્વૈતની નીતિ છે. એ પણ કલ્પના માત્ર જ હોય એવી શંકાના સમાધાન માટે અનુભવમાં પણ તે અભેદને ઉતારેલો છે. જે પ્રકારે બ્રહ્માંડની વ્યવસ્થા ચાલે છે તે પ્રકારમાંથી પિંડ કાંઇ જુદા હોઇ શકે નહિ પણ ચિત્તની કલ્પનાને લીધે એ બેની એકતામાં વિક્ષેપ થાય છે. એ કલ્પનારૂપ દ્વૈત ટળી અભેદ થાય ત્યારે પિંડબ્રહ્માંડ એક થાય એટલે કે તેનો અનુભવ પણ થાય જ. પિંડબ્રહ્માંડની એકતા કે તેનું સાદૃશ્ય માનવામાં બાધ નથી, કેમકે અદ્વૈતવાળા જે અનુભવથી તેમ માને છે તે અનુભવને હાલની પદાર્થવિજ્ઞાનવિદ્યા પણ અનુમોદે છે. ઇવોલ્યુશનમાં મનુષ્યસમષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ગર્ભરૂપ વ્યષ્ટિના ક્રમ ઉપરથી અનુમાનીને જ રચાયેલો છે, એટલે અર્થાંતરે પણ પિંડબ્રહ્માંડૈક્યવાદ સ્વીકારાયેલો સિદ્ધ છે. એ ઐક્ય દ્વારા જ્યારે અભેદનો અનુભવ થાય ત્યારે જ અદ્વૈતસિદ્ધાંતની નીતિની ટોચે પહોંચાયું એમ સમજાય છે.

જે લોકો અદ્વૈતને માનતા નથી, અને જેને માટે અનુભવનું કોઇ પણ પ્રમાણ નથી એવો તટસ્થેશ્વર કલ્પી તેનાથી પોતાને અને જગતને જુદાં માને છે, અને તે ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવામાં નીતિનો સમાવેશ કરે છે, તેમની નીતિ એક કલ્પના માત્ર જ છે એમ કહેવું જોઇએ. કેમકે તેમના નીતિનિયમનું મૂલ મંડાણ જ કલ્પનાથી છે. તેમણે જે દ્વૈતભાવ નિત્યસિદ્ધ માન્યો છે તેમાંથી અભેદ કોઇવાર ફલતો નથી, ફલી શકે નહિ અને એમ થાય ત્યારે પિંડબ્રહ્માંડનું જે વાસ્તવ ઐક્ય તે પણ તેમના અનુભવમાં આવે નહિ. દ્વૈતને અનુસરી બંધાયેલાં નીતિધોરણ સાર્વત્રિક કે સર્વમાન્ય પણ ન જ થાય, કેમકે દ્વૈત પોતે કલ્પિત છે એટલે કલ્પનાની ઉપપત્તિ અનેક પૂર્વાપર વિરુદ્ધ કલ્પનાથી પણ બને જ. એવા નીતિનિયમની પરાકાષ્ઠા ભ્રાતૃવત્ સર્વં એટલી જ છે, પણ અદ્વૈતના નીતિનિયમનું સ્વરૂપ-આત્મવત્ સર્વં એ છે.

નીતિનું એ પણ એક કામ છે કે જગતનાં દુઃખાદિનો યોગ્ય સ્થાને સમાસ કરી તેમનો અત્યંત અભાવ થાય તેવો માર્ગ બતાવવો. તો તે વાત દ્વૈતનીતિમાં કદાપિ બનવાની નથી. પ્રથમે તેમનો ઇશ્વર જ તારતમ્યનો વિસ્તારનાર છે, ત્યાં તેની સૃષ્ટિમાં તારતમ્ય સર્વથા ન્યાયપુરઃસર જ હોય, એમ માની શકાય નહિ, કેમકે દયાર્દ્રસર્વશક્તિમત્તા અને તારતમ્યસિસૃક્ષા બે સાથે રહી શકતાં નથી. અર્થાત્ એ મતાનુસાર એવી ઉચ્ચ ભાવનાના બોધનો અવકાશ જ નથી કે જેમાં પરમ અભેદ—પ્રેમ—એ જ સર્વ સુખરૂપ કર્તવ્યના સારરૂપ, અથવા જીવિતના હેતુરૂપ સ્થાપી શકાય, અને એમ વ્યવહારને પણ પરમાર્થ તરફ દોરી શકાય. એ મતમાં

પરમાર્થ એવું છે જ નહિ, સંભવતું નથી, કેવલ વ્યવહાર જ છે, અને તે વ્યવહારને ઉત્તમરૂપે, પણ વ્યવહારરૂપે જ સ્થાપવો એ, તે મતની નીતિનો ઉદ્દેશ. મોક્ષ પણ તે મતમાં એ જ છે કે ઈશ્વરનું સામીપ્ય, દ્વૈતદષ્ટિએ મારું તારું માનવા છતાં સર્વને ભાઈ જેવા માની સુખ પામવું, દુઃખનો અભાવ સાધવો. કેટલાક નવીન ઈશ્વરવાદીઓ બતાવે છે કે છેવટ મોક્ષ તો અભેદરૂપ જ છે, સર્વમય ઈશ્વરત્વમાં લય તે જ મોક્ષ છે. પણ ભક્તિ એ જ નીતિ છે, એ વિના અન્ય માર્ગ નથી. આ વાત તો વદતોવ્યાઘાત છે એટલે ઉપેક્ષણીય છે.

પરમ પ્રેમ, અત્યંત અભેદ, એ જ ઉત્તમોત્તમ નીતિભાવના જેને આધારે વ્યવહારમાત્રનું સ્વરૂપ દોરાવું જોઈએ. જે અદ્વૈતાનુયાયી છે તેનું જીવિત પણ અદ્વૈત, અદ્વિતીય જ છે. તેને નાત, જાત, વર્ણ, વ્યવહાર, દેશ, વિદેશ, એવા ભેદની ભાવનાઓ હૃદયના સ્વાભાવિક વિસ્તારનો અટકાવ કરવા આડી નડતી નથી. તે સર્વત્ર સમભાવ નહિ, પણ એકત્વ જ દેખે છે. અને દુઃખક્લેષદ્વેષાદિનો કે સુખનો પણ, અવકાશ દેખાતો નથી. તેને સુખાદિથી પણ અધિક પરમ પ્રેમરૂપ અભેદ સર્વત્ર અનુભવાય છે.

ત્યારે હવે અદ્વૈતનીતિના પક્ષ ઉપર એક જ શંકા રહે છે. જ્યારે બધું અદ્વૈત જ છે, સુખદુઃખ, રાગદ્વેષ, ઈત્યાદિ દ્વંદ્વનો અવકાશ જ નથી, ત્યારે પુરુષપ્રયત્નનો અવકાશ રહેતો નથી, અને મનુષ્ય પોતે સ્વતંત્ર રીતે કાંઈ પણ કરી શકે એમ માની શકાતું નથી, અર્થાત્ આ ઉપદેશ પોતે પણ વ્યર્થ જ છે. આ શંકાનું સમાધાન કરતા પૂર્વે સ્પષ્ટ જણાવવું જોઈએ કે અદ્વૈતસિદ્ધાન્તમાં ઉપદેશ, કે ગુરુશિષ્ય કશાનો અવકાશ છે જ નહિ. એવું જ સિદ્ધાન્તમાં સ્વીકારેલું છે કે અનાદિ વાસનાએ કરીને ભેદબુદ્ધિ જેવું લાગે છે તે ટાળવા સુધી જ ઉપદેશાદિની જરૂર છે, બાકી તો તે બધું મિથ્યા છે, વેદ, શાસ્ત્ર, ઇત્યાદિ પણ મિથ્યા છે. અદ્વૈત અભેદ, તેમાં ભેદ બને જ નહિ; ને તે ન બને ત્યારે એ આરોપ મટાડવા સુધી જ બોધ પણ બને તેટલા માટે એક માનવા માત્રથી ભેદ છે એમ આરોપ (મિથ્યા કલ્પના) કરીને વાદવિવાદની પ્રવૃત્તિ સ્વીકારે છે. એને જ (અધિ) આરોપાપવાદ કહે છે. એટલે કે વ્યવહાર અને પરમાર્થ એવા બે ભેદ આખા અનુભવના (ત્રીજો પ્રાતિભાસિક ભેદ હાલ દૂર રાખીએ) પડેલા છે. ભેદભાવનાને અનુસરી જે જે પ્રવૃત્તિ છે તે વ્યવહાર છે, અભેદમાત્ર, જે મૌનરૂપ છે, અવાચ્ય છે, તે પરમાર્થ છે. વ્યવહાર મિથ્યા છે—જ્ઞાનાવભાસ્ય છે, જ્ઞાન વિના કાંઈ નથી. આવો વિભાગ છે. તે લક્ષમાં લેતાં ઉક્ત શંકાનું સમાધાન થઈ શકશે. કાર્યકારણનો મહા નિયમ લાગુ કરવાથી,

અને તે નિયમને સર્વત્ર વળગાડવાથી, એમ ફલ થાય છે કે કારણ વિના કાર્ય બનતું નથી. કાર્ય છે તો કારણ છે જ, અને પ્રત્યેક કર્મ કોઈકનું કાર્ય અને કોઇકનું કારણ હોઇ શકે છે. એ નિયમને જડ, તેમ માનસિક સૃષ્ટિ સર્વમાં સરખી રીતે લગાડીએ તો પુરુષપ્રયત્ન એવું, એ નિયમની બહાર, કશું હોઇ શકવાનો સંભવ નથી. આપણા મનમાં કાંઈ ઇચ્છા થઇ, અને કાર્ય કર્યું, પણ તે જ ઇચ્છાની સાથે તેનાથી કેવલ વિરુદ્ધ ઇચ્છા પણ કરી શકાય છે. એટલે માણસ સ્વતંત્ર છે, કાર્યકારણના નિયમથી પ્રેરિત નથી એમ કેટલાક કહે છે; પણ કાર્ય થાય તેવી, કે તે ન થાય તેવી, જે ઇચ્છા થઈ તે અકારણ થઈ એમ તો છે જ નહિ, એટલે તે પ્રેરિત છે કે નથી એ નિશ્ચય બને નહિ. અલબત કોઈ સાક્ષાત્ પ્રેરણા કરનારનું ચક્ષુભિઃ સત્ય દર્શન, કે અંતરમાં તેવા પ્રેરકનો લાગણીરૂપે અનુભવ, એ કશું થતું નથી, પરંતુ અમે કાર્યકારણના નિયમને સાક્ષાત્ સશરીર પ્રેરકરૂપ—અર્થાત્ તટસ્થ ઇશ્વર—માનતા જ નથી, એટલે તે નિયમની અસર, તેના સાકાર પ્રેરકત્વને અભાવે, ખોટી ઠરી શકતી નથી. પરંતુ આ બધો કાર્યકારણનો નિયમ જેને નથી જ લાગતો તેવો પણ કોઇ પદાર્થ છે,—પદાર્થ એ નામ તો એક સમજવા માટે કહ્યું કેમકે તે વસ્તુ નથી, ગુણ નથી, કર્મ નથી, છતાં સર્વથી અભિન્ન છે. તે જ્ઞાન. જ્ઞાન એક રૂપ જ છે એટલે ત્યાં કાર્યકારણનો નિયમ નથી. માટે તે જ્ઞાન અનુભવવું એમાં પુરુષપ્રયત્ન કે સ્વાતંત્ર્ય માનીએ તો ચાલે; અને એ નિયમને વ્યવહાર સાથે યોજીએ તો, એમ પણ કહેવાય કે વ્યવહારમાં જે જે થાય છે તે કાર્યકારણથી નિયમિત રીતે જ થાય છે. પણ તેમાં જે જે જ્ઞાનાંશ છે તે તો કોઈ સ્વતંત્ર કર્તા ભોક્તા જ છે. એમ વ્યવહાર પરત્વે કાર્યકારણની દોરીનો બંધ સુદૃઢ છતાં પરમાર્થ પરત્વે તેનો અત્યંતાભાવ છે, એટલે અદ્વૈતમતની નીતિ સ્વીકારવાથી સ્વાતંત્ર્યની હાનિ કે પુરુષપ્રયત્નનો અનવકાશ, એવું કાંઈ નથી. વ્યવહારમાં સ્વાતંત્ર્ય કે પ્રયત્નથી કશું બદલાતું નથી, પરમાર્થનો અનુભવ જે નથી થતો તે પ્રયત્નથી થાય છે.

આ પ્રકારે અદ્વૈતમત અભેદરૂપ નીતિ જે પ્રેમનું રહસ્ય છે તે જ વિસ્તારે છે, ને તેમાં કાંઈ વિરોધ નથી એટલું જ નહિ પણ તે જ નીતિ જ્યારે સર્વત્ર પ્રવર્તશે ત્યારે તમામ દુઃખક્લેષાદિનો અત્યંત અભાવ થઇ રહેશે. એ નીતિ સુસાધ્ય હો કે દુઃસાધ્ય હો, કેવલ ભાવનારૂપ હો કે પ્રત્યક્ષસિદ્ધ હો, તે બાબતની અત્ર તકરાર નકામી છે, કેમકે માણસોએ પોતાના જીવિતને દોરવા માટે એક દૃષ્ટિબિંદુ રાખવો જોઇએ, ને તે ઊંચામાં ઊંચો હોય તેમાં જ લાભ છે એ વાત સર્વને અનુભવસિદ્ધ છે.

અદ્વૈતનીતિનો પાયો અદ્વૈતભાવના–અદ્વૈતજ્ઞાન–તે છે. તેની ઉપપત્તિ પણ સર્વ કરતાં વધારે સયુક્તિક અને સાનુભવ છે. એ પાયા ઉપર રહેલી અદ્વૈતનીતિ કદાપિ હાલે તેમ નથી.

'સુદર્શન' : ડિસેમ્બર, ૧૮૯૦ થી ઓગષ્ટ, ૧૮૯૧.

# વેદાન્ત

## પ્રાચીન અને અર્વાચીન

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

We believe that the earth is a stepping-stone towards heaven; that it represents a line in the immense poem of the universe; a note in the ever-lasting harmony of the divine idea; and that on tne accordance of our works with this harmony must depend the elevation of our actual being and hope of progress in that transformation of life which we call death." —Joseph Mazzini.

વેદાન્ત એટલે ઉપનિષદ્ અને ઉપનિષદ્‌માં વેદ એટલે જ્ઞાનમાત્રના અંતરૂપે દર્શાવેલું નિરંકુશ તૃપ્તિનું અપરોક્ષ જ્ઞાન એમ પંડિતો વદે છે; સામાન્ય બુદ્ધિમાં ન ઊતરી શકે એવી બુદ્ધિવિલાસોની પરંપરાનો આડંબર એમ પ્રાકૃતો સમજે છે. અત્ર પણ એમ કહેવાનો આશય નથી કે વેદાન્તનો અપરોક્ષ અનુભવ સહજ કે સરલ છે; એ માટે સાધનસંપત્તિની અપેક્ષા અને આવશ્યકતા છે. પરંતુ બુદ્ધિમાત્રથી વેદાન્તની પરિભાષાઓનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેમાં કૃતાર્થતા સમજવી એ વેદાન્ત નથી; વેદાન્તનું ગ્રહણ કરવાનું સાધન તો બુદ્ધિ ભલે હોય, પણ વેદાન્તના સાક્ષાત્કારનું સાધન તો બુદ્ધિથી અન્ય છે, એ દર્શાવવાને અર્થે આ ઉપક્રમ છે. અને એ ઉપક્રમના સંબંધમાં 'પ્રાચીન' અને 'અર્વાચીન' એવાં વિશેષણો વેદાન્તને લગાડવાથી, ઘણાક વાચકોને આશ્ચર્ય લાગવાનો સંભવ છે, તથાપિ કેવલ બુદ્ધિથી વેદાન્તને ગ્રહણ કરવાના અને તેવા બુદ્ધિ દ્વારા થયેલા ગ્રહણની તૃપ્તિમાં સાક્ષાત્કાર પર્યંત પહોચવાના માર્ગને આપણે અર્વાચીન વેદાન્ત એવી સંજ્ઞા આપીશું અને હૃદયના રસમય અભિદ્રવમાં અભેદસાક્ષાત્કાર ભરાઈ જતાં કોઈ અતુલ ભવ્યતાનો ઉદય થાય એને આપણે પ્રાચીન વેદાન્ત કહીશું.

અને આવા વિભાગની અન્વર્થતા સહજે સિદ્ધ થઈ શકે તેવી છે. સમગ્ર સિદ્ધિ તો આ ઉપક્રમનો ઉપસંહાર થશે ત્યાં થઈ આવશે; તથાપિ આરંભે એ તત્ત્વજ્ઞાનના ઉપયોગ વિશે વિચાર કરીશું તોપણ એ વિભાગમાં કંઈક સાર જણાશે. આર્યાવર્તનો ઇતિહાસ જેટલો જૂનો અને જેટલો ભવ્ય છે તેટલો કોઈ પણ પ્રજાનો નથી એ નિર્વિવાદ છે, આર્યાવર્તના ઋષિ-મુનિઓએ જે જે વિચાર, શોધ નિયમ આદિ રચ્યાં છે તેવાં, તે કાલે, કોઈ પણ પ્રજાએ જાણ્યાં ન હતાં. આપણે વ્યાસ, વસિષ્ઠ, વાલ્મીકિ, શુક, નારદ, શંકર આદિ તત્ત્વજ્ઞોનાં, જનક, પૃથુ, રામ, કૃષ્ણ, કર્ણ, અર્જુન, પરશુરામ આદિક અનેક મહાપરાક્રમી યોદ્ધા અને રાજાઓનાં નામ સાંભળીએ છીએ. સર્વેને પ્રવૃત્તિ હતી, કર્તવ્ય હતું, એમ પણ કથાઓમાંથી જોઈ શકીએ છીએ. ત્યારે પ્રશ્ન થઈ આવે છે કે વેદાન્તનું જ્ઞાન આવા મહાજનોને નહિ થયું હોય? તેમણે પ્રવૃત્તિનો અત્યંત અનાદર કરી વેદાન્તના વિષય ઉપર બુદ્ધિવિલાસોની જાલ વિસ્તારી તેની નીચે નિવૃત્તિનો આશ્રય કરવો યોગ્ય ધાર્યો નહિ હોય? રામ અને કૃષ્ણ એ બે આખી આર્યપ્રજાના ઇષ્ટદેવ છે, એમના સાક્ષાત્કારથી મુક્તિ થાય એવી એ ઉભય ભાવનાઓ આર્યાવર્તમાં પૂજ્ય ગણાઈ છે. છતાં એ ઉભયમાં કેટલા કેટલા વિરોધ છે? રામની સરલતા, એકતા અને કૃષ્ણની કુટિલતા, અનેકતા સર્વને સુવિદિત છે. પ્રસંગોમાં દબાઈ જતા, પરાક્રમથી પ્રસંગની ઉપર થઈ આવતા, પણ સર્વદા નમ્ર અને આર્દ્ર જણાતા શ્રીરામ; અને પ્રસંગોને ન હોય ત્યાંથી ઉપજાવી લેનાર, પ્રસંગની ઉપર ને ઉપર રહેવાની યુક્તિ રચનાર, બહુરંગી, બહુ રસવાળા શ્રીકૃષ્ણ, એ ઉભય ભાવના દેખીતી જ એક એકથી વિરોધી ભાસે છે; છતાં પરમ જ્ઞાનના સાધ્યરૂપે આખી આર્યપ્રજા અદ્યાપિ તેને નમે છે અને ઉપાસે છે. એનું શું કારણ હોવું જોઈએ!

આ બધા પ્રશ્નનું ઉત્તર થોડામાં જ છે. એ સર્વ મહાત્માઓ, રાજાઓ, ઋષિઓ, વેદાન્તને બુદ્ધિનો વિષય માનતા નહિ, વેદાન્તને કેવલ હૃદયનો જ વિષય માનતા. જેમ શીત, આતપ આદિનાં પ્રત્યક્ષ આપણને સહજ રીતે જ થાય છે ને હૃદયમાં અનુભવાય છે; તેમના વિશે બુદ્ધિથી લક્ષણ વિવાદ અને વિવેચન કરતાં પણ તેમનો સાક્ષાત્કાર થતો જ નથી: તેમ વેદાન્તના રહસ્યનો અનુભવ પણ બુદ્ધિના વિલાસોથી થતો નથી, કેવલ હૃદયથી જ શીત આતપાદિની પેઠે અનુભવાઈ જાય છે. એટલે કે પ્રવૃત્તિ કે નિવૃત્તિનો તેમાં વિચાર જ નથી, કેવલ કર્તવ્યની ભાવના એ જ સર્વોપરિ છે. અને તે કર્તવ્યને અભેદદૃષ્ટિથી કરાય એ જ એ સર્વ મહાજનોના જીવનનો સાર જણાય છે. જો આ સમજવું યથાર્થ હોય તો બુદ્ધિ માત્રના વિલાસોથી વેદાન્તને

ગ્રહણ કરી, ત્યાગ, નિવૃત્તિ, આદિ આચરણના તામસ માર્ગમાં વેદાન્તનો સાક્ષાત્કાર જોનારનો વર્ગ અર્વાચીન વેદાન્તના અનુયાયીમાં જ ગણાવો જોઈએ; હૃદયના આર્દ્રભાવથી અભેદદૃષ્ટિએ વ્યવહાર અને કર્તવ્યમાત્રનો નિર્વાહ અવિલિપ્ત રહી કરવાના રહસ્યયોગના માર્ગને અનુસરનારનો વેદાન્ત પ્રાચીન ગણાવો જોઈએ.

'જ્ઞાનમાં જ આનંદ છે' એ ઉક્તિ વારંવાર સંભળાય છે. એ જ્ઞાનમાં આનંદ નથી એમ જણાવવા 'શુષ્ક' એવું વિશેષણ જ્ઞાનને લગાડવામાં આવે છે તથાપિ 'શુષ્કજ્ઞાનમાં' પણ આનંદ છે એમ જ્ઞાન-પક્ષના આગ્રહીઓ વદતા રહે છે. જ્ઞાન એટલે હૃદયરસપૂર્વક અભેદનો અપરોક્ષ અનુભવ એમ વારંવાર આ માસિકના ગત અંકોમાં સમજાવવા યત્ન થયો છે; એ જ્ઞાન કરતાં કેવલ બુદ્ધિગમ્ય જ્ઞાનના આનંદને ઉદ્દેશીને જ જ્ઞાન-પક્ષના વાદીઓનું વદવું છે. તેમના મનમાં એમ છે કે વેદાન્તના અનેકાનેક ગ્રંથો જોવા, વિલોકવા, પરિભાષાઓનું જ્ઞાન પામવું, એ આનંદની સમાન અન્ય આનંદ નથી. જીવનનો સાર, તે પક્ષવાળા, વિચાર( Contemplation )માં જ માને છે. અને પ્રવૃત્તિનો ત્યાગ કરી, શાન્ત રીતે પડી રહી, વેદાન્ત-વિચારમાં નિમગ્ન રહેવું એ જ્ઞાનનો પરમાવધિ છે એમ તેમનો મત છે: 'અહંબ્રહ્માસ્મિ' એ ભાવના સિદ્ધ થવામાં જ અનુભવ અને નિર્વિકલ્પનો તેમણે અવધિ માન્યો છે. આ પક્ષનો શો સાર છે તે વધારે સૂક્ષ્મતાથી જોઈએ તો તેમાં વેદાન્તના સિદ્ધાન્ત કરતાં કેવલ વિરુદ્ધ વાતનો જ આશ્રય થયેલો લાગશે. પોતાની બુદ્ધિ અને તે બુદ્ધિના વિષયો ઉપર સાભિમાન આસક્તિ રાખી, તેમાં આનંદ માનવો એ વેદાન્તનો સિદ્ધાન્ત નથી; તેમ આ વિશ્વ અને જીવન કેવલ જોવાને અને વિચારવાને ઊભું નથી; કર્તવ્ય અને વૃદ્ધિના શિક્ષણની શાલા છે. પરબુદ્ધિના ચમત્કાર વાચતાં, સમજતાં, પણ વાચકને જે આનંદ થાય છે તે સ્વબુદ્ધિની અપેક્ષાનુસાર ન્યૂનાધિક રહે છે એટલે બુદ્ધિવિલાસનો જે આનંદ, વિચાર( Contemplation )નો જે આનંદ, તે સ્વપરાયણ બુદ્ધિનો અર્થાત્ અહંભાવ અને અભિમાનનો જ આનંદ છે. 'હું બ્રહ્મ છું' એવી સમાધિભાવના પણ અભિમાન વિના અન્યવૃત્તિને પુષ્ટ કરતી નથી એ વાત વિચારવાનને સુગમ છે. અને એ અહંતા અને અભિમાન તેવા માર્ગના ઉપાસકોને નિવૃત્તિ, ત્યાગ, શાન્તિ, આદિના આચાર સ્વીકારાવે છે. પ્રવૃત્તિ એવા એવા પ્રસંગ લાવે છે કે જ્યાં અભિમાન અને બુદ્ધિવૈભવનું અપમાન થવાના બહુ બહુ ક્ષણ પ્રતિદિવસ આવ્યાં જાય છે. એમાં બુદ્ધિનાં ઉપાસકને વિચરવું બહુ વિકટ, દુઃખદાયક અને અશક્યપ્રાય થઈ જાય એમ છે. વેદાન્તનો હૃદયદ્વારા જેને સાક્ષાત્કાર નથી,

તેવાને તો પ્રપંચની જાલમાં પેસતાં જ મરણ અને દુઃખપરંપરાનો જ પ્રસંગ છે. અર્થાત્ જનસંસર્ગનો ત્યાગ, સંન્યાસ, વિરાગ, ઇત્યાદિ કષ્ટપરંપરામાં જ તેમના અભિમાનની તૃપ્તિનો અવકાશ છે. જે વ્યષ્ટિભાવનો વેદાન્ત નિષેધ કરે છે, તેને જ બુદ્ધિદ્વારા અવલંબી આ પક્ષના વેદાન્તીઓ નિવૃત્તિ-માર્ગના ભક્ત થયા છતાં મુક્તિથી અતિ વિદૂર છે એમ માન્યા વિના ચાલતું નથી. એ બધો અર્વાચીન વેદાન્ત છે.

શ્રીકૃષ્ણ ભગવાનને 'ત્યાગ,' 'સંન્યાસ,' 'યોગ' આદિ શબ્દોના પ્રચલિત અર્થો ભગવદ્ગીતાનો ઉદ્ગાર કરવાને સમયે જાણવામાં ન હતા એમ નથી; તેમ જ એ શબ્દોના અર્થ અર્જુનને તેમની જ પાસેથી શીખવાના હતા તેમ પણ નથી. છતાં ગીતામાં એ જ શબ્દનો વારંવાર અર્થ કરવામાં આવ્યો છે એટલું જ નહિ, પણ એ અર્થ ઉપર જ આખા ગીતાશાસ્ત્રનો સાર આણી મૂક્યો છે તે પણ વિચારવા જેવું છે. શિખાસૂત્રાદિનો ત્યાગ કરી ગૃહમાં રાખેલા અગ્નિહોત્રનો ત્યાગ કરવો તે સંન્યાસ એમ અર્થ પ્રચલિત હતો; વર્ણધર્મનો ત્યાગ કરવો તે ત્યાગ એમ સમજવામાં હતું. ક્રિયામાત્રનો રોધ કરી અક્રિય થઈ જવું અને જ્ઞાનપક્ષવાળા જે નિવૃત્તિને વેદાન્તનું સાધ્ય ગણે છે તે પામવી એ યોગ એમ પણ પંડિતો અને જ્ઞાનીઓના વ્યવહારમાં જણાતું હતું, છતાં કલિકાલના આરંભને સમયે એ શબ્દોના એવા અર્થો કામના રહ્યા ન હતા. વર્ણ અને આશ્રમની વ્યવસ્થાનો ભંગ થતાં બાહ્યના આચાર માત્રમાં જ તે તે ભાવનાને દર્શાવવી, અંતરથી શઠતા અને દુષ્ટતામાં વિહરવું, એવો પ્રકાર ઉદ્ભવ્યો હતો. ક્રિયાનો ત્યાગ કરી મનમાં કોટિ કોટિ વિષયોનો વિલાસ લેનારા યોગી થયા હતા, કંચન અને કામિનીના ભક્ત છતાં ભગવાં ઓઢી અગ્નિહોત્ર ત્યજી સન્યાસીમાં પૂજાનાર વિશ્વમાં વિચરતા હતા, અને કર્તવ્યનો ત્યાગ કરવાથી, ત્યાગદ્વારા પરમફલ સાધવાની લાલસામાં, મહાપાતકના અધિકારી થવા લાગ્યા હતા. એ પ્રસંગે જ કહેવાની પૂર્ણ આવશ્યકતા હતી કે "કર્મના ફલનો આશ્રય કર્યા વિના, પ્રવાહ રૂપે પ્રાપ્ત થતા કર્તવ્યને કરનાર જ સંન્યાસી છે. તેમ યોગી પણ છે; અગ્નિહોત્રા-દિને છોડી દેનાર કે અક્રિય થઇ રહેનાર તે સંન્યાસી કે યોગી નથી;" "કર્મમાત્રનો ત્યાગ કરનાર ત્યાગી નથી, પણ કર્મમાત્રના ફલનો ત્યાગ કરનાર ત્યાગી છે;" ઇત્યાદિ કૃષ્ણ પરમાત્માના ઉપદેશનું તાત્પર્ય જો આ પ્રકારે યથાર્થ ગૃહાયું હોય તો જ્ઞાન–પક્ષનો આશ્રય કરનાર જે બુદ્ધિવિલાસોને ઉપાસે છે અને નિવૃત્તિ આદિમાં જ્ઞાનની પરાકાષ્ઠા માને છે તેમાં વેદાન્તના સાધ્યનો વિરામ નથી એ સ્પષ્ટ જ છે.

પરંતુ 'આનંદ' કે જે જ્ઞાનપક્ષનું સાધ્ય છે તે વાસ્તવિક રીતે

વેદાન્તનું સાધ્ય છે કે નથી તે પણ જોવાનું છે. સત્–ચિત્–આનંદ એવું, વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મનું સ્વરૂપ સમજાવવાને, એકલક્ષણમાત્ર કહેલું છે તે ઉપરથી સત્ ચિત્ આનંદ તે જ બ્રહ્મ એમ બહુ જનોના સ્વીકારવામાં આવી ગયું છે. પણ બ્રહ્મ તો સર્વ વિશેષથી રહિત નિર્વિશેષ, એક છે એટલે એમાં સત્ ચિત્ આનંદ ત્રણનો અવકાશ જ નથી. અને એ ત્રણ કહેવામાં પણ બ્રહ્મની એકતા કહેવાનું જ તાત્પર્ય છે, બ્રહ્મના ત્રણ ધર્મ કહેવાનો હેતુ જ નથી. જેમ અસ્તિ–અસ્તિ એ પ્રત્યય સત્તામાત્રમાં એકનો એક સર્વમય છે, બધાં નાના પ્રકારનાં અસ્તિત્વ એ અસ્તિપ્રત્યયથી ભિન્ન નથી; તેમ અસ્તિત્વમાત્ર પણ બ્રહ્મથી ભિન્ન નથી, માટે જ બ્રહ્મ સત્ છે. જેમ જ્ઞાનમાત્ર, ત્રિવિધ પ્રકારનાં ઈંદ્રિયજન્ય સંવેદનથી આરંભી મનોવિલાસ પર્યંત જ્ઞાનમાત્ર, 'જાણવું' એ પ્રત્યયથી ભિન્ન નથી, તેમ જેટલા જેટલા ચૈતન્યવાળા, જ્ઞાનવાળા, વ્યાપાર છે તે બ્રહ્મથી ભિન્ન નથી. જેમ વિવિધ પ્રકારના સક્, ચંદન વનિતા આદિ આનંદ એક આનંદરૂપ તૃપ્તિથી ભિન્ન નથી તેમ વિષયમાત્રના સંબંધનો આનંદ બ્રહ્મથી ભિન્ન નથી. સત્તા, ચૈતન્ય, તૃપ્તિ ત્રણે જેમ પોતપોતામાં એકનાં એક છે તેમ બ્રહ્મ એકનું એક છે. આટલું જ નથી પણ સત્તા એટલે જ ચૈતન્ય અને તૃપ્તિ એમ સહજ સમજાય છે. ચૈતન્ય વિના અસ્તિત્વનો અનુભવ થતો નથી અને ચૈતન્યવાળું કોઈ પણ અસ્તિત્વ અમુક પ્રકારની તૃપ્તિ વિના સંભવતું નથી, વૃદ્ધિ પામી અનુભવ લઈ શકાતું નથી; એટલે સમગ્ર બ્રહ્માંડનો સમાસ સત્માં થઈ રહે છે. ને તે સત્ બ્રહ્મ છે. એ સત્ જેમ કોઈ જુદો પદાર્થ નથી તેમ બ્રહ્મ પણ જુદો પદાર્થ નથી; સર્વ છતાં કાંઈ નથી. સાકાર છતાં નિરાકાર છે, એક છતાં અનેક છે. ત્યારે સત્ ચિત્ અને આનંદ એવું બ્રહ્મનું સ્વરૂપ જણાવવા જે કહેવામાં આવે છે તેમાંથી એમ ફલિત થઈ શકતું નથી કે આનંદ એવો બ્રહ્મનો કોઈ ધર્મ કે સ્વભાવ છે અને આનંદની પ્રાપ્તિ તે બ્રહ્મભાવ થયાનું સ્વરૂપ છે. વિદ્યારણ્યસ્વામી આદિ મહાત્માઓએ બ્રહ્મસાક્ષાત્કાર કરાવવાને, સાધકોની સુગમતા સારુ, વિષયાનંદના દૃષ્ટાંત આપી આનંદના બિંદુમાત્રને બ્રહ્માનંદના અતિ અસ્પષ્ટ અંકુરોરૂપે દર્શાવ્યા છે, પણ તેમાં તાત્પર્ય એ છે કે વિષયાનંદમાં એકાગ્રતા અને નિર્ભાનતા થાય છે, છતાં કોઈ અપૂર્વ ભાન રહે છે, તેવું બ્રહ્મસાક્ષાત્કારની એકતા, નિર્ભાનતા અને અપૂર્વભાનતાનું સ્વરૂપ છે. સાહિત્યકારો પણ પોતાના ઇષ્ટ 'રસ' અથવા ધ્વનિને, એટલા જ ઉપરથી, 'બ્રહ્માનંદસહોદર' કહે છે.

આનંદને વેદાન્તનું સાધ્ય માનવાને કોઈ કારણ સમજાતું નથી. આનંદ તો ક્ષણિક છે, વિષમ છે, એકરૂપ નથી, વ્યક્તિએ વ્યક્તિએ આનંદની

વ્યાખ્યા જુદી જુદી થાય છે. એ આનંદને વેદાન્તના સાધ્યરૂપે શી રીતે કહી શકાય? આનંદની વ્યાખ્યા વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન હોવાથી તથા વેદાન્તના સાધ્યરૂપે આનંદને માનવાની ભૂલ થવાથી, ઘણાક વેદાન્તાનુયાયીના આચારવિચારોમાં નિરંકુશ સ્વાતંત્ર્ય, સ્વચ્છંદિતા, અને સામાન્ય લોકો જેને અનાચાર અને અનીતિ કહે તેવું દીઠામાં આવે છે. 'જો ઘડી ગઈ આનંદમેં જીવનકા ફલ સોય' એટલા એક ચરણને મુખે રાખી, પોતપોતાની સમજણ અનુસાર આનંદની ઘડી ભોગવવાનો યત્ન કરનારા પામરો પણ વેદાન્તી હોવાનો દાવો કરી વેદાન્તને દોષ ચઢાવવાનું નિમિત્ત થઈ જાય છે. 'કહા લંકપતિ લે ગયો, કહા કરન ગયો ખોય', એ પ્રથમાર્ધને વિચારીએ તો જણાય કે રાવણે બહુ અભિમાન કરી ન્યાયે અન્યાયે પણ સંગ્રહ કર્યો તે તેની સાથે ન ગયો; કરણે અતિ દયા ધારણ કરી પરમ ઉદારતાથી સર્વસ્વનો વ્યય કર્યા કર્યો તેમાં તેની પાસેથી કાંઈ ખૂટી ન ગયું:—જે આવવાનું તે પ્રયત્ન વિના એ આવે છે ને જવાનું તે પ્રયત્ન વિના એ જાય છે; ત્યારે પ્રાપ્ત કરવાના વિષયો સંબંધે કે જે જતા રહે છે તે વિષયો સંબંધે, પ્રયત્નને વચમાં આણીને ક્લેષ કરેવો કે ઉપજાવવો વ્યર્થ છે; લાભ હાનિ ઉભયમાં સમાન રહી સમતાના સૂત્રને વળગી, રાવણે જેમ પોતાને પ્રાપ્ત થતું કર્તવ્ય કર્યું કે કરણે પોતાને પ્રાપ્ત થતું કર્તવ્ય કર્યું તેમ કર્તવ્ય-માત્રમાં આનંદવું, 'આનંદની ઘડી' તે જ ભૂત અને ભવિષ્યના અનુસંધાન વિના વર્તમાન ક્ષણ છે, અને વર્તમાનમાં જ જ્ઞાની વિચરે છે, માટે તે 'ઘડી'ને જીવનનું ફલ કહી છે. એવો કર્તવ્યમાત્રના વર્તમાન ક્ષણનો આનંદ તે જ જ્ઞાનીનું જીવન છે; એમ ન હોત તો હિરણ્યકશિપુ આદિની વૈરભક્તિથી પણ મોક્ષની પ્રાપ્તિ સંભવત નહિ. આ પ્રકારે 'આનંદ'ને સમજતાં પોત-પોતાની રુચિ અનુસારના આનંદમાં વિહરવાને જ આનંદ માનવાનો જે માર્ગ તે વેદાન્તસિદ્ધાન્તથી પ્રતિકૂલ છે.

આનંદને વેદાન્તનું સાધ્ય માનવું એ બુદ્ધિવિલાસોને વેદાન્ત સમજ-નારા પક્ષનું જ ફલ છે. બુદ્ધિના અભિમાનમાં વિલાસ ભોગવનારા, નિવૃત્તિને જ જીવિતનું કર્તવ્ય સમજનારા, જ્ઞાનપક્ષાનુયાયી વેદાન્તીઓ પોતપોતાના આનંદસામ્રાજ્યને મોક્ષ માને તો તે સ્વાભાવિક છે. જે જ્ઞાનને ઇષ્ટરૂપે સ્વીકારી તેઓ પ્રવર્તે છે તેનું વાસ્તવિક ફલ એવો આનંદ જ હોય. એ જ અર્વાચીન વેદાન્ત છે. કેવલ જ્ઞાનપક્ષ એ અર્વાચીન વેદાન્ત છે, અને પ્રસ્થાનત્રયનું શાંકરભાષ્ય, ગૌડપાદાદિના લેખ, તેમનો જે પ્રસાદ અને પ્રવાહ છે તે કરતાં અન્ય શૈલીના વેદાન્ત સંબંધી લેખો પણ અર્વાચીન વેદાન્તના મહિમામાં જ લખાયેલા છે. એ અર્વાચીન વેદાન્ત ઉપર [illegible]

થવામાંથી જ રામાનુજસંપ્રદાયનો ઉદ્ભવ છે. તેણે શુષ્કજ્ઞાનને સ્થાને ભક્તિનો અધિકાર સ્થાપી જનસમાજને આનંદમાત્રમાં મોક્ષ ન મનાવતાં શાસ્ત્રોક્ત વિધિનિષેધની મર્યાદામાં રાખી મોક્ષ મનાવવા યત્ન કર્યો છે. પણ એ ભક્તિમાં રસ નથી, જ્ઞાન ઉપરના તિરસ્કારની તેમાં બહુ છાંટ રહી ગઈ છે, અને જે આર્દ્રતા ભક્તિનું સ્વરૂપ છે તેની એકતાનતા એમાં અનુભવાતી નથી. વલ્લભાચાર્યે વેદાન્તનો સ્વીકાર કર્યો, રામાનુજની પેઠે સિદ્ધાન્તને નવો કરવા યત્ન ન કર્યો, માત્ર જ્ઞાનપક્ષમાં 'રસ' ઉમેરીને વેદાન્ત ઉપરથી બુદ્ધિનો અધિકાર ઉઠાવી હૃદયનો અધિકાર સ્થાપવા યત્ન કર્યો પણ તેમાં 'રસ' વધારે રેડાઈ ગયો છે; એક પાસા જેમ બુદ્ધિ વેદાન્તને શુષ્ક કરી નાંખતી હતી, તેમ બીજી પાસા રસ તેને એટલો બધો ઓગાળી નાંખે છે કે બાચકા ભરતાં પણ હાથમાં કંઈ આવતું નથી; શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે તેવું 'સમત્વ' સિદ્ધ થતું નથી, એ ગમે તેમ હો, પણ અર્વાચીન વેદાન્ત ઉપર અરુચિ થવાથી વલ્લભ અને રામાનુજનો ઉદ્ભવ છે એ વાત આપણી ચર્ચાને પુષ્ટિ આપે છે અને 'શુષ્ક' જ્ઞાનનો પક્ષ તે અર્વાચીન છે, પ્રસ્થાનત્રયના ઉદ્દેશાનુસાર પ્રાચીન વેદાન્ત નથી એમ સિદ્ધ કરી આપે છે. આવો ભેદ કરી બતાવવાને જ રામાનુજ તથા વલ્લભે નવું દર્શન ઉઠાવ્યા છતાં પોતાના મતને 'વિશિષ્ટ' તથા 'વિશુદ્ધ' એ વિશેષણો આપી અદ્વૈત વેદાન્તના સારરૂપે જણાવવાનો ધ્વનિ કરી રાખેલો છે.

પ્રસ્થાનત્રયમાં કહેલો, કોઈ પણ ટીકા કે ભાષ્ય વિના પણ સમન્વય કરી જોતાં સિદ્ધ થતો, જે વેદાન્તસિદ્ધાન્ત તે પ્રાચીન વેદાન્ત છે. અત્યાર સુધીમાં અર્વાચીન વેદાન્તને ઓળખાવવાને અર્થે કેટલીક ચર્ચા કરી પ્રાચીન વેદાન્તનું સ્વરૂપ બાંધવાનો ઉપોદ્ઘાત કર્યો. પ્રાચીન વેદાન્તનો સિદ્ધાન્ત કેવો છે તે સમજાવતા પૂર્વે એ સિદ્ધાન્ત અત્રે કહેવાશે તેવો જ હોવો જોઈએ એમ બીજી રીતે પણ કહી શકાય એમ છે. તત્ત્વજ્ઞાન એ વ્યવહારની પારનું, માટે વ્યાવહારિક મનુષ્યોથી પણ ન સમજાય તેવું, જ્ઞાન છે એમ ધારવામાં આવે છે અને અનંત વિક્ષેપવાળી પ્રવૃત્તિના પ્રવાહમાં તણાતા વર્તમાન સમયને તત્ત્વજ્ઞાન કે પરમાર્થ વિષયની વાર્તા સાંભળતાં પણ હસવું આવે છે. આલસ્ય, પ્રમાદ, કર્તવ્યને ઉડાવી દેવાની યુક્તિ, એવું તત્ત્વજ્ઞાન નીચે ગુપ્ત રહે છે, તત્ત્વજ્ઞાનની વાક્રચના તે માત્ર શબ્દજાલ જ છે, એમ ઘણાક માને છે. જે શાસ્ત્ર આપણા જીવનનો અર્થ કરી આપવાનો, જીવનનો ઉદ્દેશ અને હેતુ સમજાવવાનો, અને આચારવિચારનાં ધોરણ બાંધી આપવાનો, દાવો કરે છે તેના વિશે આવી ભ્રાન્તિ લોકમાં પ્રવર્તે એ ખેદની વાત છે. પરંતુ તેમ થવામાં તત્ત્વજ્ઞાનનો જે અર્થ જ્ઞાનપક્ષે ઘણા

સમયથી ઠરાવ્યો છે તે પણ એક કારણ છે. જ્ઞાનપક્ષને જે બુદ્ધિવિલાસોની અભિરુચિ છે તે બુદ્ધિવિલાસો અને શબ્દજાલોમાં, પરિભાષાનાં વિવેચનોમાં અને તેમનો મુખપાઠ કરવામાં, એ પક્ષે તત્ત્વ માન્યું છે; તેથી જ સામાન્ય જનોના મનમાં તત્ત્વજ્ઞાન ઉપર આવી અરુચિ થઇ આવી છે. એટલું જ નથી, પણ તત્ત્વજ્ઞાન અને વ્યવહાર એ બેનો એવો વિરોધ સમજાઈ ગયો છે કે એ ઉભય સાથે હોઈ શકે એમ માનનાર કોઇક જ મળી આવશે. છતાં સત્ય એ જ છે કે તત્ત્વજ્ઞાન વ્યવહારથી જુદું નથી, વ્યવહાર અને જીવનનો અર્થ કરી આપી જીવનનો હેતુ અને ઉદ્દેશ સમજાવવો એ જ તત્ત્વજ્ઞાન અથવા પરમાર્થવિચારનો મુખ્ય આશય છે. પરમાર્થવિચારરહિત જે જીવન તે અવ્યવસ્થિત, હેતુશૂન્ય અને મરણપ્રાય જ રહે છે. જીવનને અવશ્ય કોઈ ભવ્ય ભાવનાનું બલ હોવું જોઈએ, તે ભાવનામાં જ સર્વ બલ અને કર્તવ્યનું સમર્પણ થયેલું રહે એવો વેગ હોવો જોઇએ. એ ભાવના અને એ વેગ તત્ત્વવિચારમાંથી જ ઉદ્ભવે છે, ને તે તત્ત્વવિચાર વ્યવહારની બહારનો બહાર છે, જ્ઞાનપક્ષના આડંબરમાં અને પારિભાષિક વચનયુક્તિઓમાં છે, એમ માનવા કરતાં વધારે મોટી ભૂલ બીજી કઈ કહી શકાય?

ત્યારે તત્ત્વ જો વ્યવહારથી અભિન્ન હોય તો વેદાન્તસિદ્ધાન્તના સાધ્યરૂપે તે તત્ત્વ કેવલ બુદ્ધિવિલાસોમાં અને વાચોયુક્તિમાં જ સમાઈ રહેવું ન જોઈએ. એ તત્ત્વના ગ્રહણથી આચાર અને વિચારમાં તત્ત્વનું અનુસંધાન થવું જોઈએ. જેટલી જેટલી તાત્ત્વિક ભાવનાઓ છે, વેદાન્ત વિનાના જે જે તર્ક અને વિચારો છે, તે સર્વમાં ભેદનો આશ્રય કરેલો છે, ને તેટલા જ માટે તેમને અનિષ્ટ માની અદ્વૈતવાદે અભેદનો સિદ્ધાન્ત પ્રસિદ્ધિમાં આણ્યો છે. મનુષ્યો એક એકથી અનેક પ્રકારે ભિન્ન છેઃ સ્વાભાવિક રચનાથી તેમ જનસમાજે બાંધેલા અનેક નિબંધોથી મનુષ્યજાતિમાં જે ભેદ વંચી ગયા છે તેની ગણના કરવી પણ અશક્યવત્ છે. અને ભેદ હોય ત્યાંસુધી સંવૃદ્ધિ (Progress) થઇ શકતી નથી એ સુવિજ્ઞાત છે. ભેદવાળી પ્રવૃત્તિ કદાપિ અમુક એક સાધ્ય ભણી વળતી નથી, અનંત વ્યષ્ટિની અનંત પ્રવૃત્તિ અનંત સાધ્યને ઉદ્દેશીને થવાથી, પ્રત્યેક પ્રવૃત્તિ અતિ દુર્બલ રહે છે, અને એકે સાધ્યને સાધી શકતી નથી, સંઘાત અને સમૂહનું જે બલ સ્થૂલ વ્યવહારમાં આપણે અનુભવીએ છીએ તે સૂક્ષ્મ અને માનસિક વિશ્વમાં ઓછું પ્રબલ નથી. વ્યષ્ટિમાત્રનાં હૃદય એક અમુક ભાવના ઉપરના જ ભાવથી પૂર્ણ રહે અને તે ભાવનાને પ્રત્યેક વ્યષ્ટિ પોતપોતાના આચારવિચારમાં પ્રત્યક્ષ અનુભવવા યત્નવાન્ થાય એ કરતાં સંવૃદ્ધિ, ઉન્નતિ, શાન્તિ, અને સુખનો અન્ય માર્ગ છે નહિ. એક સ્થિતિથી તે કરતાં

ઉન્નત સ્થિતિમાં જવાને અર્થે આવું ઐક્ય અતિ આવશ્યક અને પ્રથમથી જ લક્ષમાં રાખવા જેવું છે. ભેદવાદનો અનાદર કરવામાં જનસમાજની વ્યાવહારિક તેમ પારમાર્થિક સંવૃદ્ધિ સિદ્ધ કરી આપવાનો હેતુ છે; અભેદભાવનાથી ભરેલાં હૃદયો જે સ્વાર્પણ અને પરાક્રમ કરી વિશ્વને પ્રકાશમય કરી ગયાં છે તે સ્વાર્પણ અને પરાક્રમનો અંકુર સર્વ કાલને માટે તાજો ને તાજો રાખવાનો તેમાં અતિ નિગૂઢ આશય છે. બુદ્ધિવિલાસોમાં નિમગ્ન જ્ઞાનપક્ષ તો એક વર્તુલમાં જ ગતિ કરે છે; ગતિ કરતો જણાય છે, પણ હોય ત્યાંનો ત્યાં જ આવે છે; કારણ કે એમાં અભિમાન અને બુદ્ધિની જે પૂજા થાય છે તે ભેદને પુષ્ટ કરવા કરતાં અન્ય કાંઈક સાધી શકતી નથી.

વ્યષ્ટિ અને સમષ્ટિની ભાવના સમજાવી એકાકાર એકરસ સમષ્ટિના એક એક અંકોડા રૂપે વ્યષ્ટિમાત્રને પોતપોતાનું સ્થાન અર્પનાર વેદાન્ત જો બલ, પરાક્રમ, સાહસ, સ્વાર્પણ, એકતા, અને પ્રેમનો વિસ્તાર કરી ન શકે તો વ્યવહારની પાર રહી બુદ્ધિવિલાસોમાં વેદાન્તજ્ઞાનની અને તત્ત્વજ્ઞાન-માત્રની કૃતાર્થતા શોધનાર જ્ઞાનપક્ષ નિવૃત્તિ, ત્યાગ, સંન્યાસ, વિરાગ એવા આડંબરનો આશ્રય કર્યા છતાં પણ વ્યર્થ, નિરુપયોગી, અને નિઃસાર છે એવું સહજ રીતે સ્વીકાર્યા વિના ચાલતું નથી. જ્ઞાનપક્ષે નિવૃત્તિ અને ત્યાગની પોતાની અભિરુચિને એટલે સુધી લંબાવી દીધી છે કે તેણે મોક્ષ પણ 'અપુનરાવૃત્તિ'—રૂપ, અર્થાત્ જન્મમરણના ફેરામાંથી સર્વ કાલને માટે છૂટી જવારૂપ સ્વીકાર્યો છે! અભેદભાવનાથી જે સ્વાર્પણ અને સાહસની દઢ નીતિ હાથ થવી જોઈએ તેને સ્થાને સ્વાર્થ અને કૃપણતાની સંકુચિત વૃત્તિથી અત્યંત નિવૃત્તિરૂપ ઉચ્છેદને જ જ્ઞાનપક્ષે મોક્ષ માની લીધો છે! વિશ્વમાં ઉચ્છેદ અને વિનાશ એવું કાંઈ જ નથી, માત્ર રૂપાંતર અને વિનિમય છે એ વાત આ પક્ષના ધ્યાનમાં રહેલી જણાતી નથી. જ્ઞાન—અહંબ્રહ્માસ્મિ એવું મહાવાક્યજન્ય અપરોક્ષ જ્ઞાન—થવાથી જાણે અત્યંત વિનાશ—અત્યંતાભાવ જ—થઈ જતો હોય એવું જ્ઞાનપક્ષના વિલાસીઓએ પોતાની નિવૃત્તિની નીતિને અંગે, મોક્ષસ્વરૂપ સ્વીકાર્યું છે. અભેદભાવનાનો વેગ લાગતાં ફલાભિસંધિનો નાશ થઈ રાગદ્વેષનો અભાવ સિદ્ધ થાય એટલે મનુષ્યનું અંતઃસ્થ ઓજ અથવા બલ બદ્ધ દશામાં જે ક્ષુદ્રતા, કૃપણતા, સ્વાર્થ, અને સંકોચ, ભય, શંકા આદિમાં ક્ષીણ થાય છે, તેમાંથી રક્ષિત અને સંચિત થઈ કર્તવ્યની ભવ્યતામાં વૃદ્ધિ કરે, સ્વાર્પણ અને પ્રેમની સમષ્ટિબુદ્ધિને સતેજ કરી પરાક્રમમાં ચમત્કાર અર્પે, એ વાત જ્ઞાનપક્ષના વિનાશરૂપ મોક્ષને વળગી પડેલા જનો સમજતા પણ નથી! સ્વાર્થ, પ્રમાદ, અહંકાર, એ આદિ જે ભેદભાવનાનાં ફલ છે તેમાં કૃતાર્થતા

જ્ઞાનવાથી આવો અભેદવાદ વિરુદ્ધ નિષ્કર્ષ ફલિત થાય છે. નીતિ અને કર્તવ્યની ભૂમિકા ઉપર ઊતરીને વેદાન્તસિદ્ધાન્તની કસોટી કરવા જતાં જ આપણને જ્ઞાનપક્ષની અત્યંત દુર્બલતા અને નિઃસારતા સ્પષ્ટ થઇ આવે છે. વૃદ્ધિ, ઉન્નતિ, સમૃદ્ધિ–કોઈ પણ પ્રકારના વિધિનો તેમાં અવકાશ જ લાગતો નથી, કેવલ શાન્તિ, વિનાશ, મૌન, આલસ્ય, અને નિરર્થક નિઃસાર શ્રમણ વિના બીજું સિદ્ધ થતું નથી; સ્વચ્છંદાચાર અને અહંકાર વિના અન્ય નીતિ નીકળતી નથી; સમષ્ટિભાવનાનો તેમાં ગંધ પણ જણાતો નથી. ત્યારે તત્ત્વજ્ઞાન અને અભેદવાદી અદ્વૈતવેદાન્તનો ઉપયોગ અને ઉદ્દેશ આવા અસાર બોધને અર્થે ન જ હોવો જોઇએ. જીવનના હેતુ અને સ્વરૂપને સમજાવી, સમષ્ટિભાવનામાં વ્યષ્ટિમાત્રને પોતપોતાનું સ્થાન સમજાવી, અસીમ નિરંકુશ તૃપ્તિનો અખંડ અનુભવ કરાવવો એ જ વેદાન્તનો ઉદ્દેશ અને હેતુ હોવો જોઇએ.

એ ઉદ્દેશ અને હેતુનું કેન્દ્ર આનંદ નથી એમ એક વાર આગળ કહેવાઈ ગયું છે. સમષ્ટિ અને વ્યષ્ટિ ભાવના યથાર્થ રીતે લક્ષમાં ઉદય પામી હોય તો વ્યષ્ટિનું એક પણ કાર્ય એવું ન હોઇ શકે કે જે સમષ્ટિની ભાવનાને વિરોધી હોય. આવી નીતિ સમજાવવાને જ વેદાન્તસાધ્યને અભેદ, પ્રેમ, ઇત્યાદિ નામાંતરોથી સ્પષ્ટ કરવાને વારંવાર યત્ન થાય છે. વ્યષ્ટિ સમષ્ટિની આ ભાવના જનસમાજના ઐહિક તેમ પારત્રિક હિતને અર્થે એટલી બધી ઉપયોગી અને આવશ્યક છે કે એ વિના કોઇ પણ કાલે કશી પણ અભિવૃદ્ધિ થઇ નથી કે થવાની નથી એવી ઇતિહાસની પરિપૂર્ણ સાક્ષી તે વિષે મળી શકે એમ છે. આવી જે અભેદભાવના તે જ્ઞાનના અંતરૂપ બુદ્ધિના વિલાસોમાં નહિ પણ હૃદયના અપરોક્ષ ભાવમાં રહે છે. નિશ્ચય છતાં પણ શ્રદ્ધા અને પ્રેમ વિના નિશ્ચય આચારકોટિમાં ઊતરી શકતો નથી; સત્યનો નિશ્ચય પણ શ્રદ્ધા વિના બલાત્કારે કરાવી શકાતો નથી; અભેદભાવનાનો અપરોક્ષ અનુભવ પણ શ્રદ્ધાના જેવો છે. બુદ્ધિ તેના વિષે અનંત વિવાદ કરી નિર્ણય કરે તથાપિ હૃદય તેને સહજ રીતે જ અનુભવી ન લે અને શ્રદ્ધાવાન ન થાય તો તે સાક્ષાત્કાર કશા કામનો નથી. રાગ, દ્વેષ આદિ ઊર્મિઓનો અનુભવ થવામાં જેમ બુદ્ધિ-વિલાસોની અપેક્ષા નથી, બુદ્ધિને તેમનો અનુભવ થતો નથી, હૃદયને તેમનો અનુભવ બુદ્ધિની સાહાય્ય વિના જ સ્વતઃ થઈ જાય છે, તેમ અભેદનો સાક્ષાત્કાર સહજ અને સ્વતઃ સિદ્ધ થયાં જ કરે છે. એમ હોવાથી એને સ્વસંવેદ્ય કહેવાય છે. અભેદસાક્ષાત્કાર તે જ્ઞાન નથી પણ લાગણી છે એમ ટૂંકામાં કહીએ તો પણ ખોટું નથી.

એ સાક્ષાત્કારથી શું પ્રાપ્ત થવાનું છે, એ સાક્ષાત્કારનો આચાર કેવો થશે એવો પ્રશ્ન અત્ર ઉપસ્થિત થાય છે, ને તેમનું ઉત્તર આપવામાં જ અર્વાચીન અને પ્રાચીન વેદાન્તનો ભેદ વધારે સ્પષ્ટ થવાનો સંભવ જાણી આટલું વિવેચન કરવું આવશ્યક થયું છે. સમષ્ટિભાવના ઉપર લક્ષ બાંધી વ્યષ્ટિએ જે નીતિ અને આચારનું ગ્રહણ કરવાનું છે તે તેટલામાં જ સમાપ્ત થાય છે કે સર્વેએ પોતપોતાનું કર્તવ્ય કરવું; કર્તવ્યની ભાવનાને, સર્વદા સમષ્ટિની દૃષ્ટિથી, વ્યષ્ટિમાત્રે પોતાના લક્ષ્યમાં રાખવાનો માર્ગ શ્રીકૃષ્ણે ગીતામાં અતિ સ્પષ્ટ રીતે દર્શાવેલો છે. પોતે જે સ્થાનમાં, જે સ્થિતિમાં, જે સામર્થ્યસહિત, જે પ્રકારે હોઈએ તે સ્થાન સ્થિતિ સામર્થ્ય અને પ્રકારને અનુકૂલ જે કર્તવ્ય હોય તે કરવામાં જ વ્યષ્ટિમાત્ર પોતપોતાનું સમષ્ટિની દૃષ્ટિએ જે કર્તવ્ય છે તે કરે છે એમ ભગવાને વારંવાર પ્રતિપાદન કર્યું છે; એટલા જ માટે અર્જુનને પ્રાપ્ત થયેલા યુદ્ધમાંથી નાશીને ત્યાગમાં મોક્ષ માનવાની બુદ્ધિ થઈ હતી તેનો નિષેધ કરી તે પ્રસંગે યુદ્ધમાં જ શ્રેય સમજાવ્યું છે.

પરંતુ કર્તવ્યને અંગે અનેક આશા નિરાશા, લાભ હાનિ, જય પરાજયનાં અનુસંધાનો ઉદ્ભવે છે, તેમાંથી સંસ્કાર અથવા વાસના બંધાય છે, ને પુનઃ તે વાસના તેનાં તે કર્મ અને કર્તવ્ય કરાવી, મનુષ્યને મોક્ષનો અનુભવ આવવા દેતી નથી, આવી શંકા સંભવે છે. પરંતુ સારગ્રાહી અભેદપક્ષવાળા જોઈ શકશે કે 'કર્મમાં અકર્મ જોનાર અને અકર્મમાં કર્મ જોનાર જ' યોગી છે એવી શ્રીકૃષ્ણની યોગ અને મોક્ષની વ્યાખ્યામાં જ એ શંકાનું સમાધાન છે. કર્મ, કર્તવ્ય, ઇત્યાદિ કેવે પ્રકારે કરવું એમાં, અભેદસાક્ષાત્કારનો સંબંધ છે, કેવલ કર્મ ન કરવું અને નિષ્કર્મ થઈ જવું એ તો જ્ઞાનપક્ષનો તમોગુણજન્ય ઉન્મત્ત પ્રલાપ છે. સમગ્ર ગીતામાં નૈષ્કર્મ્ય કે આનંદ એ શબ્દ પણ મોક્ષના સ્વરૂપ સંબંધે વપરાયા નથી એટલું જ નહિ, પણ કેવલ કર્તવ્યભાવનાને જ મોક્ષમાં મુકાઈ છે; અને 'નૈષ્કર્મ્યસિદ્ધિ' આદિ નામોથી કેવલ કર્મરહિત થઈ જવામાં મુક્તિ માનનારે પણ સમજવાનું છે કે કર્મ એટલે વિધિનિષેધની શંકાઓમાં અભેદસાક્ષાત્કારનો અનુભવ આવતો નથી એમ સમજાવવાનું એવા શબ્દોનું તાત્પર્ય છે; કેવલ કર્મરહિતતા તે તો અશક્ય છે, વિશ્વવ્યવસ્થાની વિરુદ્ધ છે, બ્રહ્મ અથવા ઈશ્વર પોતે પણ સિદ્ધસંકલ્પ હોઈ સંકલ્પ અને કર્મ ઉભય એક ક્ષણે કરે છે, એમ શ્રીમુખે ગીતામાં વારંવાર કહેવાયું છે. ત્યારે 'કર્મમાં અકર્મ તે અકર્મમાં કર્મ' એ જ કર્તવ્યને અનુસરતાં છતાં પણ અભેદસા-

ક્ષાત્કાર પામ્યાનો મહિમા છે. કર્તવ્ય કર્યા છતાં કર્તવ્યના ફલનો અભિસંધિ ન રાખવો એ કનિષ્ટ માર્ગ છે, પ્રવાહપતિત કર્તવ્યને કરી દેતાં કશો વિચાર જ ન લાવવો એ ઉત્તમ માર્ગ છે; પરંતુ તાત્પર્ય એ છે કે કર્તવ્ય કર્યા છતાં કર્તવ્યનો કશો ઘસારો લાગવા દેવો નહિ. ભૂતકાલ અને ભવિષ્યકાલને વિસારે પાડી વર્તમાન માત્રમાં વિહરવારૂપ જે જ્ઞાનલક્ષણ વારંવાર વદાય છે તે પ્રવાહપતિત કર્તવ્યને કરી દેવાના આશયથી જ ઉચરાય છે. માર્ગે ચાલતાં જેમ ગમ્ય સ્થાનની જ દૃષ્ટિ રહે છે, ચલનવ્યાપાર ઉપર લક્ષ રહેતું નથી, તેમ કર્તવ્ય થયાં જાય છે. રાગદ્વેષ લાભહાનિ, કશાનો વિચાર રહેતો નથી, સ્વાભાવિક રીતે જ, પ્રાપ્ત થતા કર્તવ્યને કરાય છે. આ પ્રકારે સર્વત્ર, સુખ–દુઃખ, સંપત્તિ–વિપત્તિ,–સર્વત્ર સમતા રહેવી, ગમે તેવા રાગ તાન આલાપ વ્યષ્ટિ વ્યષ્ટિમાં ચાલે તથાપિ સમષ્ટિના મધુર તાલનો સમ કદાપિ ન ચૂકવો, એવી સમતાને જ શ્રીકૃષ્ણે યોગ એવા નામથી વર્ણવી છે. અને જેટલી સાધનસંપત્તિ છે તે આ સમતાની પ્રાપ્તિને અર્થે અને સમતાપૂર્વક કર્તવ્ય થાય તેને અર્થે ઉપયોગી છે. સાધનસંપત્તિ કેવલ નિવૃત્તિ, પ્રમાદ, કર્તવ્યભ્રષ્ટતા, વિનાશ, તેને અર્થે નથી; સમતાને સૂત્રે ટકી કર્તવ્યપરાયણ થવાને અર્થે છે.

અને વ્યષ્ટિ વ્યષ્ટિને પોતપોતાનું કર્તવ્ય સમજવાનો અતિ સરલ માર્ગ પણ ગીતામાં ગવાયેલો છે. જે પોતાનું તત્કાલ કર્તવ્ય હોય તે જ તે તે વ્યષ્ટિનું કર્તવ્ય છે, અન્યને અન્ય અન્ય કર્તવ્યોમાં અભિરક્ત જોઈ, પોતાના કર્તવ્યની તુલના કરી, હર્ષ વિષાદ પામવાનું કારણ નથી. અધિકારાનુસાર એમ જ વિચરાય તો અધિકારની વૃદ્ધિ થતાં કર્તવ્યની વિપુલતા અને વૃદ્ધિ થશે. ગમે તો સ્થૂલ ભૂમિકા ઉપર કે અતિ ઉન્નત માનસિક ભૂમિકા ઉપર, ગમે તો એક ઝૂંપડીમાં કે ગમે તો મોટા રાજ્યના પ્રધાન મહાલયમાં, સર્વત્ર કર્તવ્ય તેનું તે જ છે; જે શીખવાનું છે, જે અભેદ-સાક્ષાત્કારથી અનુભવવાનું છે તે એ કર્તવ્યનો ઘસારો લાગી તૂટી ન જાય એવું સમતાનું સૂત્ર છે. ગમે ત્યાં રહીને પણ તે સૂત્રને પહોંચી અને ઝાલી શકાય છે. અને એ રીતે અભેદસાક્ષાત્કારને અનુભવવામાં વ્યષ્ટિ વ્યષ્ટિનાં બલ, પરાક્રમ, સાહસ, સ્વાર્પણ અને અભિવૃદ્ધિમાં કેવી ચમત્કારિક વિલક્ષણતા આવે છે, કેવી આહ્લાદકારક ઉન્નતિનો માર્ગ જણાય છે ! ક્ષારસમુદ્રતુલ્ય સંસાર પણ મિષ્ટ અમૃત તુલ્ય થઈ કેવો ઉપયોગી દીસે છે, અને શુષ્ક જ્ઞાનનો વિરસ વિરામ કેવો સુરસ અને રાગમય થઈ હૃદયને સમષ્ટિભારની આર્દ્રતાના આશ્રયમાં વિલીન કરી નાખે છે !

પ્રાચીન અને અર્વાચીન વેદાન્તના સ્વરૂપ અને સાધ્ય સંબંધે આવો વિભાગ કરી જોતાં બુદ્ધિ અને હૃદયનો જે ભેદ છે તે જ વધારે સ્પષ્ટ રીતે કહેવાયો છે એમ સુજ્ઞ વાચકને પ્રતીત થયા વિના રહેશે નહિ. નીતિ અને કર્તવ્યની ભાવનામાત્રનું સ્થાન હૃદય છે, ચલન, વલન, ગતિ, શક્તિમાત્ર હૃદયમાંથી જ ઝરે છે. શંકા, સમાધાન, ગણના, નિશ્ચય, આદિ બુદ્ધિથી થાય છે. તત્ત્વજ્ઞાન અને જગત, પરમાર્થ અને વ્યવહાર તેનું સમાધાન હૃદયમાં થઇ રહે છે. બુદ્ધિ તો ભેદ, વિરોધ, વિવેચન એ જ વિસ્તારનારી છે, હૃદય અભેદ, એકતા, એકીકરણ કરી આપનાર છે. બુદ્ધિ પરામર્શ કરી શકે છે, પણ હૃદય તો પરામર્શના જીવભૂત વ્યાપ્તિને ઉપજાવી લે છે; આમ બુદ્ધિ ઉપર હૃદયનું સામ્રાજ્ય કહેવામાં બુદ્ધિના ચમત્કારને કે તેના સામર્થ્યને અપમાન આપવાનો હેતુ નથી. જગતમાં જ્ઞાનમાત્ર બુદ્ધિને જ આધીન છે, બુદ્ધિ વિના વ્યવહારનો નિર્વાહ થાત નહિ, ચૈતન્યનો અનુભવ જ આવત નહિ, ઐહિક કે પારમાર્થિક શ્રેયનો માર્ગ જડત નહિ. પરંતુ બુદ્ધિ માત્રથી જ અભેદનું પૂજન કરવું અને હૃદયના પ્રેમથી આચાર પર્યંત વ્યાપી જાય એવો સાક્ષાત્કાર પામી ન શકવો એ વ્યર્થ જ છે. બુદ્ધિવિલાસોથી જે વિચારભાવના થાય તે તો અતિ ઉગ્ર પ્રતિભાવાળા જનોના અભિમાન અને સ્વાર્થનો જ વિલાસ છે; એમાં કર્તવ્ય અને આચારની ભવ્ય સાક્ષાત્કારજન્ય ચમત્કૃતિ અને સમષ્ટિભાવનાની સ્ફૂર્તિ છે જ નહિ. સાંખ્ય ન્યાય વૈશેષિકાદિ ભેદવાદોનું ખંડનમંડન કરવામાં પ્રવૃત્ત થયેલી બુદ્ધિની વાક્રચનાને જ વેદાન્તનું સર્વસ્વ માનનારા જ્ઞાનપક્ષાનુરાગી આધુનિક વેદાન્તીઓને હૃદયનો વેદાન્તમાં અવકાશ જ નથી એવી જે ભ્રાન્તિ થઈ ગઈ છે તે મટાડી, બુદ્ધિવિલાસ માત્રના આનંદમાં મોક્ષને નામે અનાચાર વિસ્તારતા વાચિકવેદાન્તમાં હૃદયદ્રાવનું નીતિરસાયન ઊમેરી, વેદાન્તની જે ઉન્નત ભાવના વર્તમાન સમયે આપણાં અનેક કષ્ટનું નિવારણ કરવા સમર્થ છે તેને તેના યોગ્ય સ્વરૂપે દર્શાવવી એ જ આ વિવેચનનો હેતુ છે. કેવલ બુદ્ધિવિલાસનો અને નિવૃત્તિપક્ષનો વેદાન્ત અર્વાચીન એટલે વેદાન્તના યથાર્થ સ્વરૂપથી વિદૂર વેદાન્ત છે; હૃદયરસથી અભેદસાક્ષાત્કારપૂર્વક કર્તવ્યને અનુસરવાનો પ્રવૃત્તિપક્ષનો વેદાન્ત પ્રાચીન એટલે પ્રસ્થાનત્રયના સમન્વયાનુસાર વેદાન્ત છે.

'સુદર્શન' : ડિસેમ્બર, ૧૮૯૭.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો વેદાન્ત

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ( ગીતાને જ સારી રીતે ગાવી, ગાઈ રાખવી, હૃદયમાં એનો આલાપ ભરી દેવો :—પછી બીજા શાસ્ત્રવિસ્તારના આડંબરનું પ્રયોજન શું ? ) એમ પ્રાચીન કાલથી કહેવાતું આવે છે. આપણને એમ પણ વારંવાર કહેવામાં આવે છે કે 'ઉપનિષદ્‌રૂપી જે ગાયો છે તેમને દોહોવાને સમયે અર્જુન જ્યારે વાછડારૂપે તેમને ધાવવા મંડ્યો ત્યારે તેમણે પાસો મૂક્યો અને કૃષ્ણ ગોવાળીએ મહાન ગીતામૃતરૂપી દૂધ સુબુદ્ધિવાનના ઉપભોગ માટે, તેમનામાંથી, દોહી લીધું ' ( सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः । पार्थोवत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ )

વેદાન્તના સારરૂપ ઉપનિષદોનો પણ સાર ગીતામૃત છે એમાં સંશય નથી. એ અમૃતનું અમરત્વ એટલામાં જ છે કે ગમે તેટલા વિરુદ્ધ મત અને સંપ્રદાયવાળા પણ ગીતાને પ્રમાણ ગણે છે. એમ તેનું પ્રામાણ્ય સ્વીકારવામાં તાત્પર્ય શું છે ? એવી રીતે અવિરુદ્ધ એકાર્થબોધ વિરુદ્ધ ભાસતા સંપ્રદાયાદિને પણ શાથી મળી આવે છે ? એ વિચારવાનું છે. કેવલાદ્વૈત અને આભાસ, પ્રતિબિંબ, અજાતિ આદિ વાદના બુદ્ધિવિલાસો, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈતવાદના અનેકવિધ ખંડનમંડનના મતિવૈભવો, વિશુદ્ધાદ્વૈત અને લીલાવિલાસનાં રસિક રાસમંડલો, એ સર્વમાં એ ગીતાની પૂજ્ય પ્રતિમા મધ્યે ઊભી રહે છે ને કોઈ અલૌકિક ચમત્કાર વિસ્તારે છે; ગીતામાં નથી કોઈ શાસ્ત્રચર્ચા, નથી દ્વૈત અદ્વૈત કોઈ વિવાદની રચના કે નથી કોઈ વચનોના સમન્વય સમાધાન આદિના પ્રકાર; છતાં સર્વને તે પ્રિય અને પૂજ્ય થાય છે.

ગીતાની પૂજ્યતા બહુ થોડાકમાં જ શ્રીકૃષ્ણે સ્પષ્ટ કરી દીધી છે. આર્યભૂમિને જે સમષ્ટિભાવનાની પરિપૂર્ણ આવશ્યકતા હતી અને છે તે આપવામાં આત્મજ્ઞાનનો વિસ્તાર કરી બતાવી, એ ભાવનાનું વ્યવહારની ભૂમિકાની ભાષામાં ભાષાન્તર કરી બતાવતાં કર્તવ્યની નીતિભાવના શિખવી છે. એટલામાં જ શાસ્ત્ર, યોગ, સંન્યાસ, ત્યાગ, કર્મ, ભક્તિ, જ્ઞાન,–સર્વનો સમાસ અને નિશ્ચય કરી દીધો છે. પ્રાકૃતો ઘણી વાર વિહ્વલ થઈ એમ વદે છે કે યુદ્ધને પ્રસંગે રાગદ્વેષના ત્યાગનો ઉપદેશ કરીને યુદ્ધપરાયણ અર્જુન પાસે નિકટનાં સગાંસંબંધીની અનેક અક્ષૌહિણી સેનાનું નિકંદન કરાવરાવ્યું એવી જ્ઞાન અને કર્તવ્યની ભાવના કશા ઉપયોગની હોઈ શકે નહિ. આ ઉક્તિ કેવલ ભ્રમમૂલક છે એટલું જ નથી, પણ ગીતાના તેમજ જીવિતમાત્રના, પરમ ઉદ્દેશને ન સમજ્યાનો એ પ્રલાપ માત્ર જ છે. યુદ્ધપરાયણતાને ગીતામાંથી ફલિત થતી જોવાય છે તે વિષયે તો આરંભમાં

પણ અર્જુનનું જ પ્રશ્ન છે; યુદ્ધ કરવા કરતાં, સગાંસંબંધીનો સંહાર કરીને રુધિરપ્રદિગ્ધ ભોગ પ્રાપ્ત કરવા કરતાં, ભિક્ષાથી નિર્વાહ કરવો સારો છે, એવું તો અર્જુનનું પોતાનું પણ માનવું છે, અને તે માનવામાં ચૂક છે એમ દર્શાવી અર્જુનને સ્વધર્મ શિખવવો એ શ્રીપરમાત્માના બોધનું તાત્પર્ય છે.

જીવિત શાને અર્થે છે એનો વિચાર કોઈ વાર પણ સ્થિર ચિત્તે કરાયો હશે તો સમજાયું હશે જ કે વૃદ્ધિ, ઉન્નતિ એને અર્થે જીવિત છે. સ્થૂલ વૃદ્ધિ અને ઉન્નતિ અનિત્ય અને ક્ષણિક છે; તથાપિ વિશ્વક્રમમાં વિનાશ એવું કાંઈ છે જ નહિ, વસ્તુ માત્ર રૂપાંતર જ લેતી ચાલે છે, એ વિચાર ઉપર લક્ષ રાખતાં, ક્ષણે ક્ષણે વેરાઈ જતાં સ્થૂલમાંથી પણ અધિક ઉચ્ચ અને વિશાલ અધિકારવાળાં સ્થૂલ, સૂક્ષ્મ, ઊપજી આવે એટલું થાય, તોએ, વૃદ્ધિ અને ઉન્નતિનો સ્વાભાવિક નિયમ સચવાયેલો રહે છે. પ્રતિદિવસ, પ્રતિમાસ, પ્રતિવર્ષ, પ્રતિક્ષણ જીવિત ઉત્તરોત્તર વૃદ્ધિ અને ઉચ્ચતા ગ્રહતું ચાલે નહિ તો વિશ્વક્રમમાં કશી ભવ્યતા, ઉત્તમતા, મહત્તા, કે સસારતા આવે જ નહિ. મરણ એ નામનો જે રૂપાંતર કરી આપનાર મુકામ વિશ્વરચનામાં ઠરાવેલો છે તેનો હેતુ શિથિલ અને વ્યર્થપ્રાય થયેલાં સાધનોને નવાં કરી આપી અધિક ઉન્નતિને માર્ગે તે તે વ્યષ્ટિ તેમ સમષ્ટિને ચઢાવવાં એટલો જ છે. સમગ્ર વિશ્વની વ્યવસ્થા વૃદ્ધિ, ઉન્નતિ, ઉચ્ચતા એનો જ બોધ આપે છે. કલ્પાંત થઈ નૂતન સૃષ્ટિ વિસ્તરે ત્યાં પણ પૂર્વ કલ્પના સંસ્કારોમાંથી અધિક ઉન્નતિ સિદ્ધ કરી શકે તેવી સાધનસંપત્તિવાળો નૂતન કલ્પ વિસ્તરે છે, એમ પુરાણોની આખ્યાયિકા પણ વિશ્વક્રમમાં વૃદ્ધિ અને ઉન્નતિની ભવ્યતાની સાખ પૂરે છે.

આ ઉન્નતિ, વૃદ્ધિ, ઉચ્ચતાના સૂત્રને જ ગીતામાં સમત્વ એ નામથી ઓળખાવ્યું છે, અને એ સૂત્રને અવલંબી કર્તવ્યને માર્ગે જવાનો ઉપદેશ કર્યો છે. કર્તવ્યને ન સમજવા દેનાર, તેમાં સારા અને ખોટાનો ભેદ ઉપજાવી વિધિનિષેધની કે પાપપુણ્યની શંકાઓ ઉપજાવનાર, જે જે કારણો છે તેનું સ્પષ્ટીકરણ કરી, કર્તવ્યમાં જ સર્વ પરમાર્થનો સાર આણી મૂકવાનો પ્રયત્ન ગીતામાં થયો છે તેવો કોઈ કાલે કોઇ પણ લેખમાં થયો નથી. કર્તવ્ય એ જ વૃદ્ધિ અને ઉન્નતિનો માર્ગ છે, અમુક કર્તવ્ય સારું, અમુક ખોટું, એવી શંકાથી કર્તવ્યભ્રષ્ટ રહેવું, પોતાના અધિકારમાં ન હોય તેની વાંછના કરી પોતાને પ્રાપ્ત એવા કર્તવ્યને ચૂકવું, એ જ અધઃપાત અને નીચતાનો માર્ગ છે. સાધારણ વ્યાવહારિક સિદ્ધિને સંબંધે એનો એ જ નિયમ સત્ય છે ત્યાં પારમાર્થિક ઉન્નતિને ઇચ્છનારને એ નિયમના દુર્લક્ષથી

પરાજય અને અધમતા પ્રાપ્ત થાય એ સહજ સમજાય તેવું છે. પ્રત્યેક વ્યક્તિ, પોતપોતાને તે તે ક્ષણે, પ્રાપ્ત થતા કર્તવ્યને કરી લે, એમાં જ તે પોતાની ઉન્નતિનો માર્ગ સાધે છે. કર્તવ્ય કર્યા વિના પણ કોઇ વ્યક્તિ, સમગ્ર વિશ્વનો એક અણુ પણ, ઉન્નતિ કે વૃદ્ધિ સાધી શકે એમ છે જ નહિ. કર્તવ્ય કરતે કરતે જ એક એક વાસના છૂટે છે, વાસના છૂટતે છૂટતે જ અધિકાર વિસ્તાર પામે છે, અને સંકોચ તથા ભયને સ્થાને વિસ્તાર અને નિર્ભયતાનો રસ હૃદયમાં ભરાતાં, જીવિત પરમોપયોગી, સર્વમય, રસમય, અને આત્મમય થઈ રહે છે. કર્તવ્ય કરવાથી આમ ઉત્તરોત્તર, વ્યષ્ટિમાત્ર, સમષ્ટિભાવનાની સમીપ જાય છે, એમ જ આત્મસાક્ષાત્કારનું અપરોક્ષ ઊપજે છે, સમતાનો યોગ સિદ્ધ થાય છે. આ પ્રકારે કર્તવ્યને સમજતાં અધિકારવૃદ્ધિનો સંભવ સ્પષ્ટ જ છે, ઉન્નતિનો માર્ગ પ્રકટ છે; પરંતુ અધિકારવૃદ્ધિ ન થાય, કર્તવ્યમાં એવી ન્યૂનતા રહી જાય, તોપણ પોતાના યથાયોગ્ય આવેલા કર્તવ્યને ચુકાવે તેવાં શંકા અને ભયમાં કાલક્ષેપ કરવા કરતાં કર્તવ્યને જેવું સમજાય તેવું પણ કરવું એમાં જ શ્રેય છે. એટલા જ માટે स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः એમ એક કરતાં વધારે વાર, આરંભના અધ્યાયોમાં ઉપક્રમમાં, તેમ અંતના અધ્યાયમાં ઉપસંહારમાં પણ શ્રી ભગવાને કહેલું છે.

કર્તવ્યથી માણસને ભ્રષ્ટ કરનાર તેના હૃદયની સંકોચવૃત્તિ છે તે છે. એમાંથી જ અનેક લાજ, મરજાદ, ભય, શંકા, આડંબર, આદિ પ્રકારો ઉદ્ભવે છે; જેનાં હૃદય અસંકુચિત, સ્પષ્ટ અને વિશાલ છે તેમને કોઈ કર્તવ્ય નાનું લાગતું તથી, કોઈ કાલે કર્તવ્યથી વિમુખ રહેવામાં ધર્મ સમજાતો નથી. અર્જુનનું પ્રશ્ન એવા જ આશયનું છે :—

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

હૃદયનો જે સંકોચ તેને જ ઉપનિષદ્ની વાણીમાં 'કૃપણતા' એ નામથી વર્ણવેલો છે. એ કૃપણતાનો જે ભાવ તે કાર્પણ્ય, એ કાર્પણ્યરૂપ દોષથી સ્વભાવ નામ સમષ્ટિભાવનામાં એકતાનતા પામેલો આત્મભાવ, ઉપહત થઇ ગયો છે. સ્વાભાવિક કે સાહજિક હોઇ કદાપિ નિવૃત્ત ન થાય તેવો નહિ, પણ આગામી હોઈ નિવૃત્ત થઈ શકે તેવો ધર્મ જે આ કાર્પણ્ય તે રૂપ ઉપાધિથી સ્વભાવ નામ આત્મભાવ સંકોચ, ભય, શંકામાં પડી, અમુક ધર્મ છે અમુક અધર્મ છે, ભીષ્માદિ પૂજ્યને હણવા એ અધર્મ છે, યુદ્ધ મૂકી ભિક્ષા કરવી તે ધર્મ છે, એવા વિચારોમાં બંધાઈ ગયો છે. એથી જ

બુદ્ધિ અતિશય મોહને પામી શ્રેયનો માર્ગ જોઈ શકતી નથી, માટે હે ભગવન્! આપને હું શરણે આવ્યો છું, મને અત્યારે રુચિકર એવું પ્રિય ન કહેતાં જે ખરેખરું મારું શ્રેય* હોય તે જ નિશ્ચય કરીને આજ્ઞારૂપે ઉપદેશો. અર્જુનનું આવું પ્રશ્ન છે, અને પરમાત્માનું ઉત્તર પણ એ પ્રશ્નને અનુરૂપ, આખા ગીતાશાસ્ત્રમાં, સમતાને સૂત્રે રહી કર્તવ્ય કરવાના ઉપદેશની ભાવનાદ્વારા, વિસ્તરેલું છે. હૃદયના જે સંકોચથી મોહ, શંકા, ભય આદિ ઉપજી કર્તવ્યભ્રષ્ટતા ઉદ્ભવે છે તેનું ઉપક્રમમાં પ્રશ્નદ્વારા સૂચન કરી ઉપસંહારમાં પણ તેનાથી જ અર્જુને વચન વાળેલું છે. ભગવાન સમગ્ર ગીતાશાસ્ત્ર કથી રહ્યા પછી પૂછે છે :—

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनञ्जय ॥

એકાગ્ર બુદ્ધિ રાખીને આ સર્વ તેં સાંભળ્યું? અને એ સાંભળવાથી અજ્ઞાનજન્ય જે અતિશય મોહ હતો તેનો નાશ થયો? અર્થાત્ આરંભે પ્રશ્ન કર્યું ત્યાં તેં કહ્યું હતું કે બુદ્ધિને મોહ થઈ જવાથી ધર્મ અધર્મના વિચારોમાં ગૂંચવાઈ હું શ્રેયને સમજી શકતો નથી; તો તે મોહ, અને તે મોહ ઉપજાવનાર જે કાર્પણ્યરૂપ ઉપાધિ, સ્વભાવને અન્યથા દર્શાવતી હતી તે, એ સર્વનો નાશ થયો? આવું ભગવાનનું ઉપસંહારે પ્રશ્ન થતાં અર્જુને ઉપક્રમાનુકૂલ ઉપસંહાર કર્યો છે :—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥

મોહ, બુદ્ધિને મૂઢ કરી ધર્માધર્મમાં ભમાવનાર મોહ ગયો; સ્મૃતિ, મારા સ્વભાવની. જે સ્વભાવને કૃપણતારૂપ ઉપાધિ લાગી સંદેહાદિક ઉપજ્યાં હતાં ને જે સ્વભાવનું વિસ્મરણ થયું હતું, તેની સ્મૃતિ પુનઃ આવી, સમષ્ટિભાવનાનો અને સમષ્ટિભાવનાના માર્ગરૂપ કર્તવ્યનો ઉદય મારા ભાનમાં આવ્યો, અને સંદેહમાત્ર નિવૃત્ત થઈ જતાં હું સમતાને સૂત્રે સ્થિત થઈ, તમારા ઉપદેશાનુસાર કર્તવ્ય કરવા હવે સર્વ પ્રકારે સજ્જ થયો.

આ ઉપક્રમ અને ઉપસંહાર જોતાં વિચારવાનને સહજે જણાય તેમ છે કે સમગ્ર ગીતાનો ઉદ્દેશ કર્તવ્યની ભાવના ઉપજાવી આપવા કરતાં અન્ય નથી. એ કર્તવ્યમાં ઊંચાં નીચાં કર્તવ્યના પ્રકારનો કે કર્તવ્યના અમુક ફલનો વિચાર નથી; એટલે સુધી નથી કે પ્રવૃત્તિ નિવૃત્તિ આદિ જે જે કલ્પનાઓ જનસમાજમાં હૃદયને અધર્મ કે ધર્મરૂપે લાગી હોય કે ઉપાદેય સમજાય છે

---

* કઠોપનિષદ્‌માં યમે નચિકેતાને अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयः એમ કહી 'પ્રેય' અને 'શ્રેય'નો ભેદ કરી આપેલો છે.

તેનો પણ વિચાર નથી. न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति પ્રવૃત્તિના ઉપાસકનો દ્વેષ કરતો નથી, નિવૃત્તિના ઉપાસકની ઇચ્છા કરતો નથી; લાભ, હાનિ, યશ, અપયશ, જય, પરાજય, વિચાર્યા વિના સ્વકર્તવ્યને કરે છે; કરવા છતાં 'કરવામાં' 'ન કરવું' ને 'ન કરવામાં' 'કરવું' અનુભવે એવી સમતા, તે તે કર્તવ્યવ્યાપારના ફલ ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લેઇને, સાચવી શકે છે. વ્યષ્ટિમાત્ર પોતપોતાનું કર્તવ્ય સમજે અને આચારમાં તેનો અનુભવ લે, કર્તવ્યના ફલનો સંબંધ ત્યજીને સમતામાં વિચરતાં સમષ્ટિના એકસૂત્રે પરોવાયલા મણિગણમાં પોતાનું સ્થાન સમજી રાખે, તો સંસારની સમગ્ર રચના જ નવા પ્રકારની અને નવા વૈભવવાળી થાય. પ્રતારણા, ક્લેશ વિગ્રહ, એ આદિ જે રાગદ્વેષજન્ય સ્વાર્થપરાયણ પ્રકૃતિના વ્યાપાર છે તેનો અત્યંત અસ્ત થઇ, સ્પષ્ટતા, શાન્તિ, એકતા, એ આદિ કર્તવ્યના ભવ્ય ગુણો સમષ્ટિભાવનામાં એવું બલ અને સામર્થ્ય અર્પે, કે વૃદ્ધિ અને ઉન્નતિનો કેટલો સંચય એક એક દેશ અને સ્થાનમાં થઇ શકે તેની ગણના કરવી પણ દુર્ઘટ છે. કર્તવ્યની આવી ભાવનાને સમગ્ર વિશ્વમાં દર્શાવી છે; સર્વત્ર ભગવાને પોતાના અંશો દર્શાવ્યા છે; દેવતામાત્ર પણ એ કર્તવ્યના દાસ છે એમ બતાવ્યું છે, અને એ પ્રકારે પ્રવર્તતા ચક્રને જે અનુસરતો નથી તે જ પાપી છે એમ ઉચ્ચાર કર્યો છે.

કર્તવ્ય કરતાં ફલનો અભિસંધિ ન રાખવાનો માર્ગ ત્યારે જ સિદ્ધ થાય છે કે જ્યારે વ્યષ્ટિમાત્ર પોતાના કર્તવ્યને એક યજ્ઞરૂપ માને. પોતાનું જે કાંઇ છે તેમાંથી સમષ્ટિને અથવા ઇશ્વરને અર્પણ કરવારૂપે પોતાના ચલનવલનાદિથી તે દ્રવ્યાદિ વ્યય પર્યન્ત કે દેહપાત પર્યંત કર્તવ્યને સમજે, ત્યારે જ ફલનો અભિસંધિ છૂટી શકે. અર્પણ થઇ ગયું તેમાંથી કોઇ કાલે કશી પણ આશા રખાતી જ નથી, પરમપ્રેમનો અવધિ સ્વાર્પણમાં જ આવી રહે છે, પોતાનું એવું કશું ન જાણવું, પરાર્થે જ અર્પવું એ સામાન્ય પ્રેમનું સ્વરૂપ છે; આત્મભાવ સમજી સમષ્ટિભાવના અનુભવનારના કર્તવ્યમાં એ પ્રેમના સ્વાર્પણનો પૂર્ણ પ્રકાશ દેખાય છે. એનાં કર્તવ્યમાત્ર અર્પણરૂપ છે; જીવન જેમ કર્તવ્યમય છે તેમ કર્તવ્યમાત્ર અર્પણરૂપ છે; ફલાભિસંધિનો વિચાર કે અવકાશ જ નથી. યજ્ઞથી ધૂમ, ધૂમથી મેઘ, મેઘથી અન્ન, અન્નથી ઉત્પત્તિ એમ સમગ્ર વિશ્વ, કાંઇ પણ આશા વિના, પોતપોતાનું કર્તવ્ય કરવારૂપ પરપ્રેમાર્પણ કર્યા જાય છે; એ ચક્રને જે અનુસરતો નથી, કેવલ પોતાને માટે જ પાક કરે છે, પોતાનાં સાધન, સંપત્તિ, બલ, પરાક્રમ સમષ્ટિભાવનારૂપ પરબ્રહ્મને અર્પતો નથી ને કર્તવ્યપરાયણ થતો નથી, તે જ પાપી છે. આવા બ્રહ્માર્પણમાં જ પરમાત્માએ કર્તવ્યની સિદ્ધિનો મોક્ષમાર્ગ વારંવાર સમજાવેલો

૧૯

છે. પ્રેમ એ જ ઈશ્વર છે, બ્રહ્મ છે એમ કહેવામાં 'સ્વ' એવું જે કાંઈ હોય તેનું અર્પણ થઈ જાય, સ્વત્વ જ રહે નહિ, અને સ્વત્વને અંગે સંકોચ, ભય, શંકા, આદિ કર્તવ્યભ્રષ્ટતાનાં જે બીજ રહે છે તે નિર્મૂલ થઈ જાય, એટલું જ તાત્પર્ય છે.

કર્તવ્ય પોતે જ અર્પણરૂપ છે; એ અર્થે જ ભક્તિપ્રધાન સંપ્રદાયો આત્મનિવેદનને પરાભક્તિરૂપે સ્વીકારે છે. પણ તે આત્મનિવેદન તે, સ્ત્રી પુત્ર ધનસંપત્તિ આદિનો પરપિંડોપજીવી આચાર્યને ઉપહાર કરવામાં સમાસ થતું નથી. પોતાના આત્મામાં જે બલ વીર્ય સાધન સમૃદ્ધિ આદિ હોય તેનો કર્તવ્યદ્વારા સમષ્ટિમય પરમાત્માને ઉપહાર કરવામાં સિદ્ધ થાય છે. એક જ પદાર્થના ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ અંત જેવો આત્મનિવેદનનો આ બે પ્રકારનો અર્થ છે. પ્રથમ જે અર્થ કર્યો તે નિકૃષ્ટ છે; અધમતા અને પાપનો જ તે માર્ગ છે, કારણકે વ્યષ્ટિભાવને જ તે પુષ્ટ કરે છે; બીજો જે અર્થ કર્યો તે ઉત્કૃષ્ટ છે, ઉત્તમતા અને ઉન્નતિનો તે પુણ્યમાર્ગ છે, કારણ કે તેમાં સમષ્ટિભાવનાનો સાક્ષાત્કાર છે. જેટલું જેટલું કર્તવ્ય છે તે બ્રહ્મને અર્પણ કરવાની દૃષ્ટિથી સિદ્ધ થાય છે, નહિ તો તેમાં વ્યષ્ટિના અભિમાનનો વિક્ષેપ ઊપજી નિષ્ફળતા આવે છે એટલું જ નહિ, પણ ફલાભિસંધિ બંધાઈ રાગદ્વેષની પરંપરા વિસ્તરતાં અધિકારભ્રષ્ટતા અને કર્તવ્યભ્રષ્ટતા ઊપજ્યા વિના રહેતાં નથી. કર્તવ્ય અને અર્પણ એ જ જીવનના મુખ્ય માર્ગ છે, એમાં જ જીવનનો ઉદ્દેશ છે, એથી જ આત્મસુખનો પરમાનુભવ છે. **તત્કુરુષ્વ મદર્પણમ્** જે જે કરે તે મને અર્પણ કર, એટલે સમષ્ટિભાવનાથી કર્તવ્ય કર એટલું જ તાત્પર્ય છે; તારું જીવન તારું સામર્થ્ય, તારા એકલાને માટે નથી, સમષ્ટિને માટે છે. ત્યાં અર્પણ થયેલું છે, એમ અનુભવીને કર્તવ્યપરાયણ થા. સમગ્ર ગીતાશાસ્ત્રનો સાર આ પ્રકારે ન જાણનારા 'મને અર્પણ કરીને કર્તવ્યમાત્ર કર' એનો અર્થ કોઈ ગુરુ, આચાર્ય, દેવ આદિને શિષ્યો તથા ભક્તોની સમૃદ્ધિ અને પ્રવૃત્તિ અર્પણ કરવારૂપે સમજાવે છે, કોઈ એથી પણ આગળ જઈ નૈવેદ્ય ધરાવવા જેવા અર્પણથી પ્રસાદી કરીને સર્વ કાંઈ વાપરવું એટલે સુધી ઊંડા ઊતરવાનો દાવો રાખે છે. પણ એ બધા કેવલ કર્તવ્યભ્રષ્ટતાના માર્ગ છે, એમાં અર્પણ કે કર્તવ્ય કશું નથી. हारिए न हिंमत बिसारिए न राम नाम, जाहि बिध राखे राम ताहि बिध रहिए એ સામાન્ય લોકોક્તિમાં **તત્કુરુષ્વ મદર્પણમ્** એમાં સૂચવેલાં અર્પણપૂર્વક કર્તવ્યનું એ કરતાં વધારે સારું અને સાચું પ્રતિબિંબ છે.

અર્પણપૂર્વક કર્તવ્યની ભાવનામાં જ સમષ્ટિનો અથવા બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર અનુભવવાના માર્ગમાં રહીને જોતાં, અર્જુને યુદ્ધપરાયણ થઈ

અનંત દલનો વિધ્વંસ કર્યો એ ભેદદૃષ્ટિનો વિવાદ તો એક પ્રલાપ માત્ર જ જણાશે. જેને કર્તવ્યની ભાવનાનો નિગૂઢ મર્મ સમજાયો તેને એવી શંકાનો સંભવ પણ નથી. કર્તવ્યના મધુર માર્ગમાં જે સમતાના ઉપાસક સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, આદિ રૂપે ગવાયા છે, તેમનાં જીવિત કેવાં લલિત, સુશ્લિષ્ટ, અર્પણમય, અને સર્વમય થયાં છે ! એક એક વ્યક્તિના જીવિતમાં કર્તવ્યભાવના કેવાં કેવાં યથાર્થ યોગક્ષેમ આણી શકે છે, કેટલી કેટલી વિષમતાને ટાળી શકે છે ! સમષ્ટિમાં કર્તવ્યભાવના તૃણનો મેરુ કરી શકે છે, હતું ન હતું કરી શકે છે, ન હતું હતું કરી શકે છે. કર્તવ્યભાવના અને અર્પણના તાલ ઉપર જે જીવિત દોરાયાં તે ખરેખર એક સંગીત જેવાં જ છે; એકે સ્વર કે આલાપ તેમાં નકામો કે વધતો ઓછો નથી, બધું જેવું છે તેવું જ યથાર્થ સંગીત છે; એવા જીવિતને અર્થે જ ગીતા ગવાઈ છે, અને એ ગીતના અનંત ભેદથી સિદ્ધ થતું અભેદમય બ્રહ્મનિસામ્રાજ્ય સૂચવતું 'ગીતા' એ નામ એમ જ સાર્થક છે.

'સુદર્શન' : જાન્યુઆરી, ૧૮૯૮.

## શુષ્કવેદાન્ત

कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेऽप्यज्ञानतयानूनं पुनरायान्ति यान्ति च ॥

(અર્થઃ—'બ્રહ્મજ્ઞાનની વાતો કરવામાં કુશળ, પણ બ્રહ્મરૂપ વૃત્તિ વિનાના ને ઊલટા અત્યંત રાગવાળા, તે પણ અત્યંત અજ્ઞાનરૂપ જ છે તે પુનઃ પુનઃ જન્મ મરણ અનુભવે છે.)

પ્રાચીન સમયથી જે ધર્મ આર્યાવર્તમાં પળાતો આવ્યો છે તેનો આજ ઘણોખરો ઉચ્છેદ થઈ ગયો છે. એનાં કારણ ઘણાં છે. પ્રાચીન પરંપરાથી વેદમંત્રોના જે અર્થ થતા તે પદ્ધતિ વિસ્મૃત જેવી થઈ જવા માંડતાં પુરાણાદિની યોજના કરવી પડી છે; પણ આજકાલ આપણું પાંડિત્ય શબ્દ માત્રને જ સમજવામાં આવી રહ્યું છે, એટલે આપણે પુરાણની કે વેદની કોઈની પણ વાર્તાનો ગુઢ મર્મ સમજી શકતા નથી. આ વાત ખરેખરી ખેદકારક છે કેમકે એમ થયાથી આપણે તત્ત્વને મૂકી છોડાને વળગતા શીખ્યા છીએ, અર્થને મૂકી શબ્દ માત્રને ગોખીએ છીએ, ને મૂલના હેતુને

તજી તે હેતુ પાર પાડવાની યોજનાને જ ખરી માની બેઠા છીએ. પ્રાચીન અભ્યાસ છૂટી જવાથી અક્ષરમાત્રને જ સમજી વિચિત્ર અશક્ય જેવી રચના-ઓને આપણે ધર્મ એ નામથી ઓળખીએ છીએ. આપણે તો પ્રાચીન વાત જાણુતા નથી, પણ તેનું યથાર્થ અવગાહન કર્યાનું અભિમાન રાખનારા કેટલાક પાશ્ચાત્ય પંડિતો પણ આપણુને અક્ષર માત્ર ઉપર જ રમાડે છે, કેમકે તેમને પણ ગુરુસંપ્રદાયના અભાવે, ખરી વાત માલૂમ નથી. આપણું પોતાનું અજ્ઞાન ને તેથી અક્ષર માત્રને જ ખરો માનવાની પ્રવૃત્તિ, અને તેને પાશ્ચાત્ય પંડિતોની પણ તેવા જ પ્રકારની અર્થ કરવાની શૈલીનો આધાર મળ્યો, એટલે ધર્મ શબ્દ સર્વરીતે છોકરાંની રમત જેવો થઈ પડયો. અશક્ય, અસંભવિત, મૂર્ખાઈભરેલી, વાતો ને કલ્પનાઓ તે ધર્મમાં ગણાવા લાગી, અને એમ થવાથી ધર્મનું નામ વગોવાયું. શુદ્ધ ધર્મ આવો હોય નહિ એમ બીજી તરફથી આપણા વધતા જ્ઞાને આપણને સૂચવ્યું, અને એ વિલક્ષણ જણાતા ધર્મનું રહસ્ય તો આપણે જાણી શકીએ નહિ, કેટલાક તો તે રહ-સ્ય હોવાની વાત જાણુતા કે સ્વીકારતા પણ નહિ હોય, એટલે માત્ર એક જ રસ્તો રહ્યા ને તે એ કે બધી જ વાતની ના કહેવી, નાસ્તિક થવું.

નાસ્તિક નાસ્તિકમાં પણ ફેર છે. કેટલાક ચૈતન્ય એવી શક્તિ જ માનતા નથી, એટલે તે નાસ્તિક કહેવાય છે; કેટલાક ચૈતન્ય માન્યા છતાં તેને કર્તૃત્વ આપતા નથી એ પણ નાસ્તિક જેવા મનાય છે; જે ખરા નાસ્તિક તે તો પ્રથમ પ્રકારના જ છે. તેમની સામા થવું એ આપણા વિલક્ષણ કલ્પનામય ધર્મને તો અશક્ય જ છે, એટલે ધીમે ધીમે વેદાન્તવાદ તેની સરલતાથી, તેની તત્ત્વવિવેચકતાથી, તેમ તેની યોગ્યતાથી બહાર આવવા લાગ્યો. એ વાદ જેવા જ વાદ પાશ્ચાત્ય પંડિતોમાંના પણ કેટલાક અગ્રગણ્ય મહાશયોએ સ્વીકાર્યા છે, એટલે વળી વેદાન્તવાદનો સ્વીકાર, પાશ્ચાત્ય પ્રમાણને અધારે સ્વીકાર કરનારને પણ રુચિકર થઈ પડયો. આજકાલ એ વાદને સ્પષ્ટ કરનારાં અનેક પુસ્તકો ગુજરાતીમાં થયાં છે, ઘણાક જૂના ગ્રંથો બહાર આવ્યા છે; ને જ્યાં જુઓ ત્યાં જેને ખરી રીતે આપણા ધર્મને ન માનતાં છતાં કાંઇક ધાર્મિક કહેવરાવવું હોય તે, પોતાને વેદાન્તી કહેવરાવે છે એવો લોકાચાર પણ પ્રચલિત થયો છે. આ પાખંડને પુષ્ટિ આપે તેવા ઉપદેશકો આચાર્યો સંતો પણ એના એ જ દીક્ષા લઈ પોતપોતાની વૃત્તિ ચલાવી રહ્યા છે।

નહિ કે અમે વેદાન્તમતના પ્રતિપક્ષી છીએ. એ વાદ જેવો વાદ, આ આખા જગતના પ્રાચીન તેમ અર્વાચીન તત્ત્વજ્ઞાનીને અનેક વર્ષસુધી વિવાદ કરવા મૂકો તોપણ સ્થાપિત થનારો નથી. એની જેટલી મહત્તા છે

તેટલી જ એની સત્યતા છે; એનો જેટલો ઉપયોગ છે તેટલું જ એનું ગાંભીર્ય છે. કહેવાની વાત પણ બહુ સાદી અને ટૂંકી છે; આ આખા વિશ્વમાં જે ભેદબુદ્ધિ ફેલાઇ છે તે જ દુઃખનું કારણ છે, ને અત્યંત અભેદ થઈ સર્વ એક થાય એ જ મોક્ષ અથવા બ્રહ્મભાવ છે. આટલી સારી વાત દરેક વેદાન્તી બોલે છે, યથાશક્તિ સમજાવે છે, ને તેને પોતાના બાહ્યોપચારથી જેટલો ટેકો અપાય તેટલો આપે છે. એ જ વેદાન્તીની પ્રિય પત્ની મરી જાય, કે એ જ વેદાન્તીનાં ઘરબાર લૂંટાઇ જાય, કે કાંઈ નહિ તો એની આંગળીએ છરીનો કાપ પડે; અથવા એને કાંઈ લાભની આશા ઉત્પન્ન થાય, કોઇ વણસાડે,—તો પેલો બાહ્યોપચાર, પેલું ગંભીર રાખેલું વદન, પેલા ધીમે સાદે કરેલા બ્રહ્મોપદેશ, ને પેલી ઉપર ઉપરની નિઃસ્પૃહા, બધું એ ક્યાંનું ક્યાં ઊડી જાય છે, એનો જીવ આકુલવ્યાકુલ થાય છે, એનાં નયન અશ્રુ ધારે છે, એનું હૃદય કાંપે છે, ને કોઇ કોઈ વાર ભીતિ પણ ભયાનક રૂપ ધારણ કરી એને હાથે અનેક લાજભરેલાં છીછરાં છાનાં કુકર્મ કરાવે છે! આ તો બ્રહ્મસાક્ષાત્કાર નહિ પણ માયાસાક્ષાત્કાર થયો; પણ એ વિના બીજું આજના વેદાન્તમાં શું જણાય છે? બહારથી વાતો કરી છલ-માત્ર કરવો એ જ વેદાન્તનું ચિહ્ન થઈ પડયું છે. જે ભેદબુદ્ધિનું ખંડન કરવાનું છે, તેનો વેદાન્તીઓએ અંગીકાર કર્યો છે, ને પોતાની જાતને લાભ કરવા માટે અનેક છલની રચના વિસ્તારી છે. कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव એ લોકોક્તિ તેમના આચારે ખરી કરી છે.

શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ શા માટે છે એ વિચારવાની વાત છે. ઈશ્વર આવો છે, તેને કર્તૃત્વ છે કે નથી, તે ને જીવ બે જુદાં છે કે એક છે, તે ઈશ્વર તટસ્થ છે કે સમષ્ટિરૂપ છે, એ ઈત્યાદિ તકરારો જાણી તોયે શું ને ન જાણી તોયે શું? જો જાણ્યાનો લાભ કર્યામાં થતો નથી, તો જાણ્યું ન જાણ્યું જ છે. વેદાન્તશાસ્ત્રનું જ્ઞાન ક્યારે કરવાથી જુદું છે? એમાં તો એવો જ નિયમ છે કે જે જાણવું તે ત્યારે જ જાણ્યું કહેવાય કે જ્યારે જાણ્યા પ્રમાણે થઈ જાય, જ્યારે શાસ્ત્ર જાણવાથી ને ઈશ્વરનું સર્વવ્યાપી એકત્વ સમજવાથી પોતાના હૃદયમાંની ભેદબુદ્ધિ નાશ ન પામી ત્યારે તે જાણવું શા ઉપયોગનું? જ્ઞાન પામ્યાથી તો શાન્તિ પેદા થવી જોઈએ, શાન્તિથી સંતોષ ઉદ્ભવવો જોઈએ, સંતોષથી સમાનભાવ વિસ્તરવો જોઈએ, સમાનભાવથી એકબુદ્ધિ થવી જોઈએ. પણ આજ આથી ઊલટી જ દશા જણાય છે, હું જ્ઞાની, હું બીજાનાથી બે વાતો વધારે લવું, એટલે હું મોટો સિદ્ધ, સર્વનો ગુરુ, આચાર્ય ને શાસ્તા, મારી સ્ત્રી, મારાં બાળક, મારી ગાડી, એ તો મારે પણ ખરું જ; એમાંથી તલપૂર પણ કોઈ

દુઃખીના દુઃખને ટાળવામાં જવાનું નહિ, તેમ કોઈનું સંગ્રહવું હોય તો તે લેવામાં બાધ આવવાનો નહિ. વેદાન્તની વાતો કરવી હોય તો આવજો, અમે પાછા હઠવાના નથી!

બ્રહ્મ સત્ય જગન્મિથ્યા એ કહેવું ઠીક છે પણ કરવું કઠિન છે. સાધનસંપન્ન વિના કોઈથી તે બનતું નથી. પ્રથમપહેલે જ તેમાં વિવેક જોઈએ છીએ. જડ ચેતનના યથાર્થ ધર્મનો વિવેક કરી આત્માનાત્મને ઓળખવા રૂપી વિવેક. પછી વિરાગ જોઈએ. વિરાગ એટલે કોઈપણ સ્થિતિ, વ્યક્તિ ભાવના કશા ઉપર ચોંટી ન રહેવાપણું, પણ જે કાલે જે પ્રાપ્ત થાય તેથી સંતોષ પામી, પ્રાપ્ત પ્રવૃત્તિનો નિર્વાહ કરી, દઢ અવિકૃત વિક્ષેપરહિત રહેવું તે. આ બે વાત સંધાયા પછી ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિ વિકાર ઉદય પામતા નથી, પણ કાંઈક પામતા હોય તો તે માટે શમ દમ એ બે સાધનથી ઇંદ્રિયમાત્રને આંતર અધિષ્ઠાન ઉપર ઠરાવવાની કહેલી છે. એમ થયા પછી ઉપરતિ તિતિક્ષા એ બે ગુણ ઉદય પામે છે. કોઈ અમુક ધર્મ અમુક વૃત્તિ એવા કશા ઉપર પ્રીતિ રહેતી નથી, ને સુખ દુઃખ સર્વનું, દુઃખ કે ગર્વ પામ્યા વિના જ સહન થઈ શકે છે. એ પછી શ્રદ્ધા અને સમાધાન છે. આટલા સાધન થાય ત્યારે મુમુક્ષુતા એટલે મોક્ષ પામવાનો વિચાર કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત થાય ત્યારે શ્રવણમનનનિદિધ્યાસનથી વેદાન્તવિચાર કરતાં પરમસમાધિરૂપ નિર્વિકલ્પમાં વિરમાય છે. પણ આ ચારે સાધન પૂર્વે કે તે સાથે આહારવિહારમાં પણ અતિ દઢ નિયમો પાળવા પડે છે. આ બધું શામાટે કરવું પડે છે? શું એ પણ નજીવી શાસ્ત્રશૃંખલા જ છે? નહિ. સર્વથી પહેલાં શરીરસંપત્તિ જોઈએ, તે પછી બુદ્ધિસંપત્તિ જોઈએ, તે પછી નીતિસંપત્તિ જોઈએ, ને તે પછી આત્મોન્નતિ જોઈએ. જો પ્રથમની ત્રણ વાત ન હોય તો આત્મોન્નતિની ગમે તેટલી વાત એ ત્રણને લાવી શકતી નથી.

આજકાલ જે વેદાન્ત પ્રવર્ત્યો છે તે માત્ર શરીરસંપત્તિથી જ આત્મોન્નતિ ઉપર કૂદી પડવારૂપી છે. કવચિત્ તેમાં બુદ્ધિસંપત્તિ મળેલી હોય છે. પણ શોચનીય છે કે નીતિસંપત્તિ બહુ થોડી છે. આત્માર્પણ, પોતે દુઃખી થઈને પણ પારકાને શુભ કરવું, એ ઉત્તમ નીતિ ન સમજાય ત્યાંસુધી તો "કથા સુણી સુણી ફૂટયા કાન, તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન" એ દશા રહેવાની, ને અધમાધમ સ્થિતિએ ઉતરાવાનું.

'પ્રિયંવદા' : જૂન, ૧૮૯૦.

## વણિગ્વૃત્તિ

किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः
स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः ।
मुक्त्वैकं भवबन्धदुःखरचनाविध्वंसकालानलं
स्वात्मानंदपदप्रवेशकलनं शेषा वणिग्वृत्तयः ॥

બધી વણિગ્વૃત્તિ છે. જે તે પ્રકારે उदरनिमित्तं कृतबहुवेषाः–ઉદરને માટે અનેકાનેક વેષ ધારણ કરી અનેક નાટક ભજવવાં એવી જ શ્રીમચ્છંકરાચાર્યે સંસારની–માણસથી તે આચાર્ય, ગુરુ, પંથ, સંપ્રદાય સર્વની–દશા વર્ણવેલી છે. બધી વણિગ્વૃદ્ધિ જ છે એમ સખેદ કહેનાર રાજર્ષિ શ્રીભતૃહરિએ પણ जठरपिठरी दुःपूरेयं करोति विडम्बनम्–મહા દુઃખે પણ પુરાતી નથી એવી આ જઠરરૂપી કલેડી મહા મહા વિડંબના કરાવે છે–એમ કહીને પેટને માટે જ બધા વેષ છે એ જ શ્રી શંકરવાક્યને કાવ્યરસના ચમત્કારપૂર્વક અનુમોદન આપ્યું છે. સત્ય જ છે કે વેદથી, વેદના પાઠથી ને વેદની કર્મક્રિયાઓના વિસ્તારથી; સ્મૃતિઓથી ને સ્માર્ત ધર્મના આડંબરોથી; કે ન્યાય મીમાંસા સાંખ્ય વ્યાકરણ જ્યોતિષ આદિ મહાવિસ્તારવાળાં શાસ્ત્રોની પરિભાષાઓને જિહ્વાગ્રે રાખવાથી; કે સ્વર્ગની એક કોટડીમાં જેથી વાસ મળે એવી યજ્ઞયાગાદિ અનન્ત શ્રેણીના કલેષથી;–કશાથી શો અર્થ સરવાનો છે ! સંસારના બન્ધની જે મોટી દુઃખરચના છે તેને પ્રજાળી ભસ્મ કરી નાંખે તેવા કાલાનલરૂપ જે આત્માનંદનો અનુભવ છે તે એમાંના કોઇથી પણ થતો નથી, ને જ્યારે તે થતો નથી ત્યારે તેના વિનાની જે જે પ્રવૃત્તિઓ છે. વેદીઆ, શાસ્ત્રી. પંડિત, પુરાણી, ગુરુ, આચાર્ય, યોગી, યતિ, એ, નામધારી, વેષવિડંબના છે, તે બધી વણિગ્વૃત્તિ જ છે ! !

આર્યધર્મનો પ્રાચીન અને મૂલ તથા મુખ્ય સિદ્ધાન્ત ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલો પરમ અભેદમય અદ્વૈત સિદ્ધાન્ત છે તે જ છે; ઉપનિષદ્‌વાક્ય માત્રથી જ તે સિદ્ધાન્તની સિદ્ધતા છે એમ પણ નથી, કેમકે યુક્તિથકી, છેક યુરોપ જેવા વિદ્યાવૃદ્ધિમાં આજ મોખરે ગણાતા દેશના સ્પિનોઝા, કેન્ટ, હેગેલ, સ્કોપનહોર, આદિ અનેક તત્ત્વજ્ઞોના સ્વતંત્ર વિચારની યુક્તિથકી, પણ એનો એ જ સિદ્ધાન્ત સ્વતઃ સિદ્ધ છે. અભેદ એટલે શું ? અભેદ એટલે પ્રત્યેક વ્યક્તિના મનમાંથી વ્યક્તિનો ભાવ અસ્ત થઇ નિર્મૂલ થઇ જાય, અને એકાકાર પ્રેમ ઉદય પામે, એ જ. અમુક દેશ મારો છે, અમુક પ્રાન્ત મારો છે, અમુક ગામ મારું છે, અમુક નાત મારી છે, અમુક ઘર મારું છે, અમુક કુટુંબ મારું છે, એવો જે મમત્વનો સૂત્ર આખા વ્યવહારને ચલાવી રહ્યો છે તે કેવલ તૂટી જાય એ અભેદ. * * * *

*                *                *                *

અભેદનો સામાન્ય અર્થ આ પ્રકારે સહજે લક્ષમાં આવે છે. આવો અભેદ તે જ મોક્ષ એ નામથી કહેવાય છે. સંસારરૂપી જે ભેદમય બંધ તેથી મોક્ષ તે અભેદ જ, બીજું કાંઈ હોય જ નહિ. આવા અભેદની દૃષ્ટિએ વેદ, શાસ્ત્ર, ધર્મ, કર્મ, ઈત્યાદિ વિસ્તારજાલ ખરેખર વણિગ્વૃત્તિ, વાણીઆનો વેપાર, રોટલા કમાવાનો માર્ગ કહી શકાય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી. કેવલ ભેદમયતામાં બંધાઇ રહેલા અનેક જન્મના સંસ્કારથી છૂટી એકાએક અભેદમાં આવી જવું અતિ કઠિન કાર્ય છે એ વાત સત્ય છે; તેમ એ પણ સત્ય છે કે આવા અભેદનો ગમે તેવો અર્થ લઈ વાચિક વેદાન્તીઓ અનેક અનાચારમાં ફસાઈ ઉભયભ્રષ્ટ થતા જાય છે. એટલે શાસ્ત્ર, વેદ, પુરાણ, ધર્મ, કર્મ, ગુરુ, આચાર્ય, એ સર્વની અપેક્ષા એવી અવ્યવસ્થા થતી અટકાવવા માટે છે ખરી, તથાપિ તે અત્યંત ગૌણ છે, અને કદાપિ પણ ફલરૂપ થઈ શકે એમ નથી જ નથી. કર્મ ધર્મ આચાર વિચાર બધું પાલવું જોઇએ, ઉચિત છે, પણ તેનો સતત લક્ષ માનસિક વ્યવહાર ઘટાડવા ઉપર હોવો જોઈએ, અને તે વ્યવહાર નિર્મૂલ થતાં એ માનસિક વ્યવહારના પેટામાં જ સમાયેલાં એ સર્વે કર્મ ધર્મ શાસ્ત્ર ગુરુ આચાર્યાદિ તે પણ અત્યંત નિર્મૂલ થવાં જોઈએ.

ધર્મનો આ પ્રકારનો સિદ્ધાન્ત છે. સર્વ શાસ્ત્ર કર્મ આદિની આ પ્રકારે વ્યવસ્થા છે. છતાં આધુનિક સમયમાં—એટલે કે છેલ્લાં ત્રણસો વર્ષથી—જે ઊલટો માર્ગ પ્રવર્ત્યો છે તે જ આપણા આર્યાવર્તની અત્યંત અધમતાનું મૂલ નિદાન છે એમ માન્યા વિના ગમે તેવા ધર્માંધને પણ છૂટકો નથી. સાધવો છે અભેદ અને શિખવવો, આચરવો, બતાવવો કેવલ ભેદ, એ નીતિ એ ધર્મ, કયે દિવસે કલ્યાણ કરશે? એટલે આ સાદો પ્રશ્ન ધર્મની ઝનૂનવાળા કર્મઠોએ, આચાર્યોને ઈશ્વર કે પરમાત્મા માનનાર દુરાગ્રહીઓએ, પંથ મત ઇત્યાદિમાં બંધાઇ વાડા બાંધનાર અજ્ઞોએ; અવશ્ય પોતપોતાના મનમાં વિચારી જોવો જોઇએ. કોઈ માણસને ઇશ્વર કે બ્રહ્મ કે પરમાત્મા થવાનો હક નથી; "અમુક પરમાત્મા છે" એ ઉક્તિ જ મિથ્યા છે, કેવલ અજ્ઞાની ઉક્તિ છે. પરમાત્માને અમુકત્વ હોય જ કેમ? વ્યક્તિભાવ જ જ્યાં મિથ્યા છે ત્યાં અમુક વ્યક્તિ જ પરમાત્મા, એમ કેમ કહી શકાય? પરમાત્મા તો સદા અવર્ણ્ય છે, અચિંત્ય છે, સર્વરૂપ હોઇ અનુભવવિષય હોવા છતાં, અવાઙ્મનસગોચર છે એને અમુકતા અર્પવી, એને વાણીથી બતાવવો, એ જ તેના સ્વરૂપની હાનિ છે, તેને કેવલ ન સમજ્યાનું જ લક્ષણ છે. માટે જ विज्ञातमविजानतां એ ઉપનિષદ્વાક્ય સત્ય છે. ન જાણનારે જાણ્યું છે. જેમ આવી મૂઢ જનોની પ્રવૃત્તિ કેવલ વણિગ્વૃત્તિ છે.

તેમ અનેક રઝળતા સિદ્ધ સંન્યાસી આદિની પ્રવૃત્તિ પણ તેવી જ છે. એવા લોકોમાંના કોઇ મૌન લઇને ફરે છે, કોઈ પ્રાણાયામની વાતો કરે છે, કોઈ સમાધિના ઢોંગ કરે છે, તો કોઈ મેસ્મેરિઝમના ચમત્કારોમાં પોતાની પ્રવીણતા પ્રસિદ્ધ કરી રોટલાનો રસ્તો યોજે છે. જે અભેદ સાધવો છે, તે માટે પ્રાણને અમુક રીતે દમવાની વાત ફલરૂપે કેમ માની શકાય? મમત્વ નિર્મૂલ થયા વિના બીજી સમાધિ શા ઉપયોગની છે? મેસ્મેરિઝમ જેવા તુચ્છ ખેલથી અભેદ નીતિનો લક્ષ પણ શી રીતે થવાનો છે? આવા ઢોંગી પરમહંસો, આચાર્યો, યોગીઓ, સર્વ પ્રકારે પોતે વિસ્તારેલી ભેદજાલ ન સમજાય તેવા જ યોગ રચતા રહે છે. મેસ્મેરિઝમનો તે લોક એ ઉપયોગ કરે છે કે સ્પર્શથી, સંસર્ગથી પણ શરીરગત મેસ્મેરિક તત્ત્વ બગડી જાય, માટે સર્વદા સર્વથી ખાધે પીધે મળવે હળવે વાતે વિચારે જુદા રહેવું, અને અમે જે વાત કહીએ છીએ તે ઉપર જ શ્રદ્ધા કર્યા જવી, અમારી કૃપા તમારા ઉપર થશે તો અવશ્ય મેસ્મેરિઝમના નિયમ પ્રમાણે અમે તમને લેઇને સાતમા સ્વર્ગમાં જરૂર જઇશું! કિંબહુના પોતાનું મહત્ત્વ સ્થાપન કરવા, અમુક અમુકને અમારી સાહાય્ય, અમારી કૃપા નહિ, માટે યોગથી, પ્રાણવિનિમયથી, અમુક હાનિ થઇ, એવા નિર્મૂલ અને અત્યંત મિથ્યા વાદ પણ ગંભીર વદને તે ઠગ લોક પ્રવર્તાવે છે, અને તેને મૂર્ખ શિષ્યો વેદવચન માની લઈ અંધપરંપરામાં મચ્યા રહે છે! વેદાન્તાદિ શાસ્ત્રોની પરિભાષાના અવચ્છેદાવચ્છેદકના શબ્દચમત્કારથી સર્વને ભડકાવવા મથે છે!! આવી ક્ષુદ્ર વાર્તાઓને અનુસરનારા અંધ મળી આવે છે, એ ખરેખર એવી વાર્તાઓ રચનારા સ્વાર્થી વણિકોની બુદ્ધિને ધન્યવાદ અપાવે તેવું છે—માત્ર બુદ્ધિનો અત્યંત દુરુપયોગ કરી, પોતાનું ને પારકાનું તે લોક કેવલ અનિષ્ટ કરે છે એટલું જ સખેદ વચન ઉચ્ચારવું અમારે ભાગ આવે છે! મેસ્મેરિઝમ–પ્રાણવિનિમય–ખોટું નથી, અને સંસર્ગાદિથી અસર થતી નથી એમ પણ નથી, પરંતુ જે જે ઉદરનિમિત્તકૃતબહુવેશ લોક કેવલ મમત્વ અને ભેદની મહાજાલમાં સપડાઇને બંધાયેલા છે તેમના સંસર્ગથી, તેમની કૃપાથી, અરે તેમને આપણે હાથેપગે બંધાઈ આંખો મીંચીને સ્વાધીન થવાથી, શો લાભ થવાનો છે? એમ કરવા કરતાં તો તેમનાથી દૂર રહેવામાં, તેમને તજીને મનઃકલ્પિત કેવલ પરમ અભેદમય દેવાદિનું ધ્યાન રાખવામાં, અનંતગુણ લાભ છે, તેમના સંસર્ગમાં વિવિધ હાનિ છે—દ્રવ્યની, વ્યવહારની, તો બાજૂ પર રહી, પણ પોતાનું આત્મિક સ્વાતંત્ર્ય ખોવાની, અને તેથી અધમ સંકોચ અને ભેદમાં બંધાઈ, મોક્ષ પણ વણસાડવાની મહા દુસ્તર હાનિ છે. અખા ભક્તે કહ્યું છે તે જ સર્વેએ

હૃદયમાં રાખવા જેવું છે "જો તુમડું માંહેથી મરે તો તારે ને પોતે તરે". મારો ધર્મ, મારો સંપ્રદાય, મારાં વચન તે જ સત્ય, એવા આગ્રહવાળા; અનેક યુક્તિપ્રયુક્તિથી પોતાના ઉપયોગ માટે વિત્તાદિ હરનારા; અને ડગલે ડગલે પોતાની કૃપાના વિસ્તારમાં ન્યૂનાધિકતા તે તે શિષ્યોએ કરેલા ઉપહારની ન્યૂનાધિકતાના પ્રમાણમાં દર્શાવનારા; પ્રાપંચિક લોક જે ભેદમય છે, તે શી રીતે તરેલા છે કે તારવાના છે, અને તેમને અંધ થઈ અનુસરનારાંની શી ગતિ થવાની છે તે કોણ કહી શકે? વણિગ્વૃત્તિ જ સર્વત્ર વિજયી વર્તે છે! પણ ધર્મમાંએ તેનો પ્રવેશ થયો એ મહા ખેદની વાત છે.

આ વાર્તા અત્રે કહી તેવી સ્ફુટ છતાં, સર્વ બુદ્ધિમાનોને સુગમ છતાં, બુદ્ધિમાનો પણ તેમાં કવચિત્ કવચિત્ ફસાય છે એ જોઈ જાણી અમને અતુલ ખેદ થાય છે. જે કોઈ લોક ભૂલમાં પડ્યા હોય છે તેમને તે ભૂલ બતાવવામાં આવે છે ત્યારે તે ક્રોધ કરે છે એટલું જ નહિ, પણ પોતાની ભૂલને ઊલટા વધારે વળગતા જાય છે. ગુલામોને સ્વતંત્રતા અપાવવાના મહાયુદ્ધ સમયે ગુલામોના કેટલાક માલિકો ખુદ ગુલામો પાસે પણ એમ કહેવરાવી શકતા કે અમારી દશા છે તેવી જ મહા સુખકર છે! અમને જે સાંકળો બાંધેલી છે તે જ અમને રુચે છે! જેણે સ્વાતંત્ર્યનો અનુભવ કર્યો નથી, ટેકા વિના રસ્તો ન જડે એવી જેમની ચર્મચક્ષુ અંધ થઈ અંતર્ચક્ષુને પણ અંધ કરી શકી છે તેમને સંપૂર્ણ પ્રકાશમય આત્મસ્વાતંત્ર્ય ન રુચે એ કાંઈ આશ્ચર્ય જેવું નથી. પરંતુ જાણવું જોઈએ કે ભેદમયતાને લીધે આપણા આર્યાવર્તનો વિનાશ થયો છે, વ્યક્તિ વ્યક્તિના, કુટુંબ કુટુંબના, નાત નાતના, ગામ ગામના, ધર્મ ધર્મના, પંથ પંથના, મત મતના, જે ભેદ થયા છે તે જ આપણને ડુબાવતા આવ્યા છે અને ડુબાવશે. માટે એક વાર પણ આંખોને ઉઘાડીને તપાસ કરી વિચાર કરવો એ વિચારવાનની ફરજ છે. મોક્ષની તમને ઇચ્છા હોય તો તે તો સ્વતઃસિદ્ધ અભેદમાં જ છે. એને માટે ગુરુ આચાર્ય શાસ્ત્ર સંપ્રદાય પ્રણાયામ કે પ્રાણ-વિનિમય કશાની જરૂર નથી. તે તે સ્થાને પૂછો, જુઓ, વિચારો, પણ હાથ પગ બાંધીને આત્મસ્વાતંત્ર્ય તજવામાં તો તમારી પોતાની તેમ આખા દેશની હાનિ જ છે. માણસોને જો ખરી મુમુક્ષુતા જ હોય તો માણસો આટલા બધા ન ઠગાય એમ મારી પ્રતીતિ છે. પરંતુ "જ્યાં લોભિયા વસે ત્યાં ધૂતારા ભૂખે ન મરે" એવો ઘાટ ચાલ્યો છે, એટલે "શિષ્ય ગર્દભ અને ગુરુ કુંભાર" ની પરંપરા વિસ્તર્યાં જાય છે. માણસો મોક્ષ ઇચ્છતા હોય તો તે તો સહજ છે. "મમત્વ દૂર કરો" એ સાત અક્ષરમાં જ રહેલો છે, પણ કોઈને છોકરાં જોઈએ છીએ, કોઈને પૈસા જોઈએ છીએ, કોઈને બાયડી

જોઈએ છીએ, કોઈને અધિકાર જોઈએ છીએ, કોઈને સિદ્ધિ ચમત્કાર જોઈએ છીએ, કોઈને ઓળખાણુપિછાણુ વગવશીલો જોઈએ છીએ, એટલે મોક્ષ તો ક્યાંનો ક્યાં રહે છે અને અનેક પ્રપંચની જાલમાં લોક ફસાતા ચાલે છે, અને પોતાના સ્વાર્થ આગળ એટલું પણ વિચારી શકતા નથી કે સ્વાર્થ કરી આપવાની શક્તિ હોવાનું જે માણસ અભિમાન રાખે છે તે પોતે પોતાની જાત સારુ શામાટે આવી વણિગ્વૃત્તિ વિસ્તારી રહ્યો છે। જાતે તો લાભ ન લેવાય એ વાત તૂત છે; જે વાર્તા, આ પ્રસંગે, પ્રસંગે, એકને અનિષ્ટ છે તે સર્વને તેટલી ને તેવી જ અનિષ્ટ છે.

આજકાલ પાશ્ચાત્ય જડવાદ અને વ્યક્તિપ્રધાન ભેદનીતિને આધારે પ્રવર્તેલો નવીનવાદ કાંઇક પાછો હઠતો જાય છે, અને પ્રાચીનતા ઉપર લોકની અભિરુચિ સારી વધતી ચાલે છે એ આ દેશના શુભોદયનું ચિહ્ન છે. પરંતુ લોકોની તેવી વૃત્તિનો લાભ લેવા માટે જે લોકો, આજકાલ, યોગી, સંન્યાસી, ગુરુ, આદિ રૂપે, તેમજ આમથી તેમથી ચોરી લાવી ગમે તેવી યોજના કરી ચમત્કાર અને મોક્ષના માર્ગરૂપ નુસખાઓનાં પુસ્તકોના પ્રસિદ્ધકર્તારૂપે, જે વણિગ્વૃત્તિ વિસ્તારી રહ્યા છે, તેમાં ફસીને પોતાનું તેમ દેશનું અકલ્યાણ કરતાં સત્યાનુયાયી જનો બચે એ હેતુથી જ મેં આટલી ચેતવણી આપવી ઉચિત ધારી છે. * * * *

'સુદર્શન' : માર્ચ, ૧૮૯૩.

## તત્ત્વમસિ

છાંદોગ્યોપનિષદ્‌માં આવો ઇતિહાસ છે. આરુણેય શ્વેતકેતુ પિતાની આજ્ઞાથી બાર વર્ષ બ્રહ્મચર્ય વસી મહાવિદ્વાન્ થઈ પોતાને પંડિત માનતો થયો. અભિમાનપૂર્ણ અને ઉદ્ધત થઇ સમાવર્તન પામ્યો. તેને, વિદ્યાથી વિનીતને સ્થાને ઉદ્ધત થયેલો જોઇ, પિતાએ પ્રશ્ન કર્યુંઃ 'તે આદેશ તારા જાણવામાં છે? જેથી અશ્રુતનું શ્રવણ થાય, અદૃષ્ટનું દર્શન થાય, અમતનું મનન થાય?' શ્વેતકેતુ તો દૃષ્ટના દર્શનની, શ્રુતના શ્રવણની વિદ્યા જ ભણ્યો હતો, ઈંદ્રિયોથી જેનો સંસર્ગ ન થાય, મનથી જેનું ગ્રહણ ન થાય, તેવા કોઇ પ્રદેશને સમજતો ન હતો. વિજ્ઞાન અને તર્કથી કોઇ પણ વાત અગમ્ય છે, અથવા વિજ્ઞાન અને તર્ક જેટલું સિદ્ધ કરી શક્યાં છે તે કરતાં અન્ય જ્ઞાનનો અવકાશ છે, એમ તે માનતો નહતો. છતાં વર્તમાન સમયના પદાર્થવિજ્ઞાનથી પ્રમત્ત અને તર્કમાત્રની જાલમાં સંતુષ્ટ શ્રોતાના જેવો

અશ્રદ્ધાવાન ન હતો. પિતા કહેનાર ત્યાં અશ્રદ્ધા સંભવે જ નહિ. પિતાના વચનનું "અદૃષ્ટ તે કેમ દેખાય?" એવું અભિમાન અને ઉપહાસગર્ભિત ઉત્તર ન નીકળતાં એ જ ઉત્તર નીકળ્યું 'ભગવન્ એ આદેશ કેવો છે?" પિતાએ તો એનું નામ જ આદેશ, કહેલું છે, એક આજ્ઞા માત્ર, વચન માત્ર શબ્દ માત્ર કહેવાનો છે એમ જણાવી દીધેલું છે. પુત્રને વિદ્યાથી સ્તબ્ધ જોતાં, તેનામાં વિદ્યાની પારનું જ્ઞાન આવ્યું છે કે નહિ, આવ્યું હશે તો તુરત 'આદેશ' એ શબ્દનું રહસ્ય સમજી સામો તેવો જ અનુભવસૂચક શબ્દ ઉચ્ચારશે, એવા આશયથી પિતાનું પ્રશ્ન છે. બ્રહ્મજ્ઞાન કોઈ વસ્તુ, પદાર્થ કે ચિહ્ન નથી, વચન માત્રથી જ, શબ્દ માત્રથી જ, સૂચન કરાય તેવું છે, એટલે પ્રતિવચન કેવું આવે છે તે જોવા જ પિતાનું પ્રશ્ન છે. આમ હોવાથી, પુત્રને, અતિશય સ્તબ્ધ છતાં પણ, 'ભગવન્! એ આદેશ કેવો છે?' એવા અતિ વિનીત નમ્રભાવથી, અજ્ઞાનનો સ્વીકાર કરી જ્ઞાનને પ્રાર્થતો જોઈ પિતા થોડાંક દૃષ્ટાંતથી જ પુત્રને બોધ કરે છે. જેમ મૃત્તિકાનો સાક્ષાત્કાર થયો કે મૃત્તિકાનાં જે જે નામરૂપ છે તેનો પણ થયો જ, એમ એકજ્ઞાનથી સર્વજ્ઞાનનો એ આદેશ છે. એવાં જ સુવર્ણ, લોહ, આદિ દૃષ્ટાન્તથી પણ ચેતાવે છે. એટલાથી શિષ્યને બોધ થતો નથી, બહુ બહુ ભેદમય નાનાત્વરૂપ જાલરૂપે વિસ્તરેલાં શાસ્ત્રોનો તેને પરિચય અને વિશ્વાસ છે; તેથી તેવા જ નાનાત્વરૂપ વાગ્વિસ્તારે કરી સૃષ્ટિનો ક્રમ કહે છે, અને તત્ત્વોનું એકએકમાં વિલય થવું સમજાવતે સમજાવતે નાનાત્વનો એકત્વમાં વિલોપ કરવાનું, નાનાત્વનો અધ્યારોપ કરી એકત્વે તેનો અપવાદ કરવાનું, શિખવે છે. પૃથ્વીથી અપ્, અપ્થી તેજ, તેજથી સત, એમ મૂલ શોધતે શોધતે સન્માત્રમાં સર્વ નાનાત્વને એકત્ર કરી આપે છે અને નાનાત્વ-માત્રથી વિમુક્ત છતાં સર્વ નાનાત્વનું નિર્વાહ જે સત્ તેનું ભાન કરાવે છે. મન, વાણી, ઇંદ્રિય તેના જે જે નિયમો છે, તેનાં જે જે શાસ્ત્ર છે, તેનાં જે જે સત્ય છે, તેમાંનું એ સત્ કાંઈએ નથી. એ બધામાં જે સ્થૂલતા આરોપીને વસ્તુ વિચારાદિ દર્શાવાય છે તે તે સ્થૂલતાનો અપવાદ કરતાં જે અવશેષ રહે તે રૂપે એ સત્ મન, વાણી, ઇંદ્રિય અને તેનાં કાર્ય એ સર્વે છે. આવો અભેદ જણાવવા સમષ્ટિગત અભેદ દર્શાવી, વ્યષ્ટિગત અભેદ દર્શાવે છે, ને પુરુષ જે વ્યષ્ટિચૈતન્ય તેની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં, તેજનો પરદેવતામાં વિલય દર્શાવે છે. અને છેવટ વ્યષ્ટિસમષ્ટિનો અભેદ અનુભવવા, આ વ્યષ્ટિરૂપ સત્ છે, એમ કહેતાં શ્વેતકેતુને પ્રત્યક્ષ કરાવી દે છે કે એ જે મનોવાગતીત સત તે જ તું છે: तत्त्वमसि

જેને ઇંદ્રિયો સ્પર્શી શકતી નથી, મન ગૃહી શકતું નથી, જે, કોઈ પદાર્થ કે કલ્પના નથી, જેને ગણાવી, હીસાબ કરાવી, તાળો મેળવી, વ્યવહારના પ્રત્યક્ષને નિયમે પ્રત્યક્ષ કરાવી શકાતું નથી, એવું જે સર્વ છતાં કાંઈ નથી, વિશેષવાળું ભાસતે સતે અભેદમય છે તેને મહાત્માઓ શિષ્યને કિયા પ્રકારથી સમજાવે ? કોઇ ક્રિયા કે કલ્પના પણ આ સ્થાને ઉપયોગની નથી. શિષ્યનું હૃદય એટલા વિકાસને પામ્યું હોય, સર્વ નાનાત્વના પ્રકારોમાં તેનો સ્થૂલાંશ ત્યજતાં જે અવશેષ રહે છે તે એકરસ એકાકાર સમતાના સૂત્રને તે સમજતો હોય, તો તેવી દશાને મહાત્માઓ તત્ સર્વ અનુભવીઓના અનુભવમાં સુપ્રસિદ્ધ—"તે"—'પેલું"—એમ કહીને સૂચવે છે. અને એ એકાકાર, એકરસ, તત્ ના પ્રત્યક્ષપ્રમાણની પ્રતીતિમાં त्वं જે શ્રવણ કરનાર વ્યક્તિ તેમાં રહેલા એ સૂત્રનું દર્શન નિર્દેશે છે. આ પ્રકારે કોઈ બીજા પ્રમાણથી નહિ પણ શબ્દ માત્રથી જ, ચેતવાને તત્પર થયેલી શિષ્યની ભાવનાને, ચેતી રહેલી ગુરુની ભાવના તુરત જ ચેતાવી દે છે, અને શ્રોતાવક્તા પર્યંત સર્વ નાનાત્વનો અભેદ અનુભવાવી, પરમ સમતાનો આનંદમય નીતિમાર્ગ ઉપદેશે છે. આમ હોવાથી જ વેદાન્તશાસ્ત્ર શબ્દપ્રધાન શાસ્ત્ર છે. ઉપદેશ જ એ શાસ્ત્ર કરી શકતું નથી, માત્ર કોઇ સંજ્ઞાથી કરીને જે સર્વદશારહિત, ભાવગમ્ય, હૃદયરસ છે, તેને સૂચવે છે.

નીતિ અથવા સારાપણા આદિની ભાવના બાંધીએ તો તે દર્શાવવાને પણ શબ્દ વિના બીજું સાધન નથી. નીતિ અનીતિ, સારું ખોટું, એનાં દૃષ્ટાંત જગતના વ્યવહારમાંથી આપી શકાય, પણ જે પરમનીતિમયતા કે સર્વથી ઉત્તમ સારાપણું તેની ભાવના, તેનાં દૃષ્ટાંત જગતમાં મળે નહિ. એ ભાવનાની ન્યૂનાધિકતા અનુસાર નીતિ અનીતિ આદિ વ્યવસ્થા કહેવાય છે. સર્વમાં સતે સર્વથી જુદી એવી એ ભાવના સર્વ પ્રવૃત્તિની ઇષ્ટ સાધ્યરૂપે સુવિચારી જનોની નિયંત્રી થઈ રહે છે. ભાવનામાં નાનાત્વ નથી, તેનાથી નાનાત્વ છે. એમ જ કોઈપણ પદાર્થની ભાવના લેશો તો તે પણ વ્યવહારથી ન દર્શાવી શકાય તેવી સૃષ્ટિમાં જડશે. આવી ભાવનાઓમાં વળી જે જે અભાવની ભાવનાઓ—અનીતિ, અસત્ય—આદિ છે તે પણ નીતિ, સત્ય આદિના ન્યૂનમાં ન્યૂન અંશના ભાવની જ વાચક છે, ત્યારે વિરોધી ભાવનાઓ પણ વસ્તુતઃ એક જ ભાવનાનાં રૂપાંતર છે. એટલું જ નથી. ભાવનામાત્રને જોઈશું, તો નામરૂપનો ભેદ સતે સર્વ ભાવનાનું તત્ત્વ એકનું એક જ સમજાશે. એવા એકરસને જ વિવિધ ભાવનાનાં નામ કલ્પ્યાં છે એમ અનુભવાશે. એવી જે ભાવગમ્ય એકરસ ભૂમિકા તે ભાવનાનો પ્રદેશ કહેવાય છે. એમાં વિચરવાથી રાગ દ્વેષ આદિ વિકલતા વિદૂર

થયે, પરમ સમતાનો દૃઢ માર્ગ જડે છે, અને આનંદમાં કદાપિ વિક્ષેપ ઊપજતો નથી. જેટલી જેટલી વાર ભાવનાને મૂકી વ્યવહારમાં જવાય છે— જેમકે નીતિભાવનાને મૂકી નીતિવાન અનીતિવાન એવા શાહુ અને ચોર, ઘાત્ય અને ઘાતક, નિંદ્ય અને નિંદક—તેના વિચારની માયામાં પડાય છે —ત્યારે ભાવનામાં વિક્ષેપ લાગતાં ક્ષણિક નાનાત્વ થઈ રહે છે. સમદર્શીને તો પ્રવાહપતિત પરવારતાં પુનઃ સમતાનો આનંદ અવિચ્છિન્ન રહે છે. સંગીતમાં જેમ ગમે તેવા તાન, પલટા, કોઈ સારો ગવૈયો લે પણ પરિણામે તાલના સમ ઉપર આવીને સર્વને આનંદ આપે તેમ જ્ઞાની પણ ગમે તેવા વ્યવહારમાં વિક્ષિપ્ત થઈ સમને કદાપિ ચૂકતો નથી. એમ શ્વેતકેતુને સંબંધે પણ, ગુરુ શિષ્ય એ ભાવ થતાં, સત્‌ની એકમય ભાવનામાં વિક્ષેપ થઈ, શિષ્યને એ ભાવનામય વિશ્વ તત્‌-શબ્દે કરીને કહેવાયું, અને પ્રત્યક્ષપ્રમાણમાં ત્વં—ને દર્શાવી અભેદનો બોધ શબ્દ માત્રે કરી થયો.

શબ્દથી જ મનુષ્યના વ્યવહારમાત્રનો નિર્વાહ છે, એટલે શબ્દશાસ્ત્રને સમજાવનારા વૈયાકરણો તથા સાહિત્યકારોએ પણ શબ્દનું આવું ભાવનામય તાત્પર્ય સમજાવવા પોતપોતાની પરિભાષા અનુસાર યોજના કરી છે. વૈયાકરણો એમ માને છે કે કોઈ પણ શબ્દનો જે અર્થબોધ થાય છે, તે શબ્દના અક્ષરોમાં નથી, પણ અક્ષરોથી ભિન્ન એવી સ્ફોટ નામની શક્તિ સાથે અન્વય પામવાથી શબ્દો સાર્થ થાય છે. આ સ્ફોટને મીમાંસકો જાતિ કહે છે, અને શબ્દમાત્ર જાતિવાચક છે, વ્યક્તિનો તેમાં આક્ષેપથી બોધ છે એમ કહે છે. નૈયાયિકો પણ જાતિને સ્વીકારી શબ્દમાત્ર જાતિવિશિષ્ટ વ્યક્તિના બોધક છે એમ કહે છે. સાહિત્યકારો તો શબ્દથી બોધેલા વાચ્યમાં તેમ વાચ્યથી અતિરિક્ત એવા લક્ષ્યમાં પણ કાવ્યત્વ માનતા નથી, કાવ્યનો આત્મા જે રસ તેની ઉત્પત્તિ જ, તે શાસ્ત્રવાળા વાચ્ય અને લક્ષ્યની પાર એવો, માત્ર સહૃદયોને જોતાંવેત, તુરત જ, પ્રતીત થતો જે આનંદજનક ચમત્કારિક અર્થ છે, તેમાં માને છે. એને વ્યંજના અને ધ્વનિ કહે છે. આમ સ્ફોટ, જાતિ, ધ્વનિ અથવા રસ એ બધાં સાક્ષાત્‌ શબ્દને મૂકી તેની પારના ભાવનામય પ્રદેશને દર્શાવવાનાં નામ છે; અને વેદાન્તશાસ્ત્ર જે પ્રદેશને 'જ્ઞાન'--સંજ્ઞાથી બોધે છે, તેનું જ એ નામો પણ સૂચન કરે છે. આ ઉપરથી સમજાશે કે तत्त्वमसि આદિ મહાવાક્યોનો વિવેક કરવામાં, तत्‌ અને त्वं એવાં પ્રથમાંત બે પદનો असि ક્રિયાપદથી અન્વય છે, એટલે તે બે પદનું એકાધિકરણ, અભેદ, હોવો જોઈએ; એમ વૈયાકરણો કહે છે તેનું શું તાત્પર્ય છે. સાહિત્યકારો પોતાની પરિભાષા પ્રમાણે तत्‌ ને त्वं નો વ્યાકરણાનુસાર ઠરતો અભેદ સમજાવવા યત્ન કરે છે; અને સર્વનાનાત્વરહિત तत्‌ તથા નાનાત્વમય त्वंનો લક્ષણાથી

અભેદ કરી આપે છે. એ અર્થે જહત્ અજહત્ તથા જહદજહદ્ અથવા ભાગત્યાગ લક્ષણાનો તે વિસ્તાર કરે છે. એ વિષય તો કોઇ પણ વેદાન્તના ગ્રંથમાંથી જાણી શકાશે. પરંતુ અત્રે એ સર્વનું સૂચન કરવામાં કેટલાક હેતુ રહેલા છે. એક એક શાસ્ત્રમાત્રની શાસ્ત્રતા જ્યારે તે શાસ્ત્ર પોતપોતાના વિષયને છેક ભાવના પર્યંત લઇ જાય ત્યારે જ થાય છે, વ્યાકરણ કે કાવ્ય ન્યાય કે મીમાંસા ગમે તે શાસ્ત્ર હોય, પદાર્થની કલાનું શાસ્ત્ર હોય, તોપણ તે તે વિષયની જે વ્યવહાર પારની ભાવના છે ત્યાંથી આરંભ કરી નિયમો રચવામાં, અને તે ભાવનાને સિદ્ધ કરવાનો યત્ન પ્રેરવામાં, પ્રત્યેક શાસ્ત્રની શાસ્ત્રતા છે. એટલું જ નથી, પણ જેમાં શુદ્ધ ભાવનાપ્રદેશનો સ્પર્શ થયો કે ભેદવાળાં એવાં પણ શાસ્ત્રમાત્રનો તે ભૂમિકામાં અભેદ સમજાય છે, અને એકના એક સત્નાં બધાં નામ છે, તેને જ સમજાવવા, અનુભવાવવા અનેક માર્ગ થયા છે, એવું અનુભવાય છે. તત્ત્વમસિ આદિ મહાવાક્યબોધિત જ્ઞાનનો સાક્ષાત્કાર ભાવનાની ભૂમિકામાં વિચરનાર જ્ઞાનીને થાય છે; કેવલ શબ્દ માત્રની ભૂમિકા જે જહતી ને અજહતી લક્ષણા આદિ પરિભાષિક વચનો તેના આડંબરમાં ભરાઇ રહેનારને એ સાક્ષાત્કાર થયો નથી કે થવાનો પણ નથી. એ જ શુદ્ધ રસમય વેદાન્ત અને દુષ્ટ શુષ્ક વેદાન્ત વચ્ચેનો ફરક છે જે આ પ્રસંગે વાચકના લક્ષ ઉપર સહજે આવી શકે તેમ છે.

આવા ગાંભીર્યવાળું તત્ત્વમસિ એ મહાવાક્ય સાંભળી શ્વેતકેતુ આશ્ચર્ય પામી ગયો. અનેક વિદ્યાને જાણતો સતો, આ પરા વિદ્યાના ચમત્કારથી ચકિત થઇ ગયો. ત્રિપુટી વિના જ્ઞાન કેમ સંભવે એમ માની પિતાને કહે 'ભગવન્! મને એ આદેશ પુનઃ સમજાવો.' પિતાએ મધુમક્ષિકા જે મધુ કરે છે તેનું દૃષ્ટાન્ત આપ્યું. અનેક વૃક્ષોના રસ લાવી મધુ કરે છે, મધુ થયા પછી હું અમુકનો રસ છું, એમ તે તે રસ જાણતા નથી;— એવો જ આ સત્ના અનુભવનો રસ છે. એમ જ નદી અને સમુદ્ર, વૃક્ષ અને શાખા, આદિ દૃષ્ટાન્તથી સમજાવે છે; શ્વેતકેતુ તે દૃષ્ટાન્તોમાંથી સ્થૂલતાનો ગંધ ત્યજી ભાવનાને ગ્રહી શકતો નથી, ત્યારે વટવૃક્ષનો ટેટો મંગાવી તેને ભંગાવે છે ને તેમાંથી જે દાણા નીકળે છે તેમાંનો એક ભંગાવે છે, ને પૂછે છે 'આમાં શું દેખે છે?' એ દાણામાં આખો મહા વટવૃક્ષ છે તેમ અદૃશ્ય ભાવનામાં સર્વ નાનાત્વનો વિસ્તાર છે એવું ગ્રહણ ન થતાં શ્વેતકેતુ અધિક પૂછે છે ને પિતા લવણને જલમાં સુકાવી તેના દૃષ્ટાન્તથી સમજાવે છે. છેવટ, કોઇ પુરુષને ગાંધારમાંથી આંખે પાટા બાંધી દૂર મૂકી જાય, ને ત્યાં તેને કોઇ બુદ્ધિમાન પાટા કાઢી નાખી માર્ગ બતાવે જેથી પૂછતો પૂછતો તે સ્વદેશને પ્રાપ્ત કરે, એવો આ શબ્દગમ્ય આદેશ છે એમ

કહે છે. સર્વથી અંતે મરવા પડેલા મનુષ્યનું દૃષ્ટાન્ત આપી કહે છે સગાં-સંબંધી આવી 'ભાઇ મને ઓળખે છે ?' એમ પૂછે છે, પણ જ્યાંસુધી વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ પરદેવતામાં વિલીન થયાં નથી ત્યાં-સુધી તે ઓળખે છે, પછી કાંઇ નથી. એમ જ વાણી, મન, પ્રાણ, તેથી પણ પારની ભૂમિકા જે તત્ તેમાં જ્યારે ત્વંનો વિલય થાય છે, ત્વં પોતાનું સ્થાન વાણી, મન, પ્રાણ આદિ ભૂમિકાઓમાં શોધતે શોધતે પર ભૂમિકામાં તત્ ની ભૂમિકામાં જાણે છે, ત્યારે એકરસ–ઘન અભેદનો પરમ આનંદ ઉદય પામે છે. એ ભાવનાગમ્ય તત્નો અનુભવ શબ્દમાત્રે કરાવી, એકથી સર્વ જ્ઞાનનો માર્ગ સૂચવી, તત્ત્વમસિ એ મહામંત્રના બલથી, પિતાએ પુત્રને કૃતકૃત્ય અને કૃતાર્થ કરી, સર્વ વિદ્યા સાર્થક કરી આપી.

'સુદર્શન' : જુન, ૧૮૯૭.

## સત્યકામ જાબાલ

છાંદોગ્યોપનિષદ્‌માં કથા છે કે સત્યકામ જાબાલ પોતાની માતા જાબાલાને કહેવા લાગ્યો 'માતા! મારે બ્રહ્મચર્ય માટે ગુરુ પાસે જવું છે, હું કિયા ગોત્રનો છું તે કહો.' માતાએ કહ્યું 'હું જાણતી નથી તું કિયા ગોત્રનો છે; બહુની પરિચર્યા કરનારી પરિચારિકા હું યુવાવસ્થામાં તને પામી છું, એટલે તું કિયા ગોત્રનો તે જાણતી નથી; મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે, માટે સત્યકામ જાબાલ એવું નામ કહેજે. પછી સત્ય-કામ હારિદ્રુમત ગૌતમ પાસે આવી વિનયભાવે વિનવવા લાગ્યો.

'બ્રહ્મચર્યને અર્થે આપને નિવાસે આવ્યો છું.'

'સોમ્ય! તારું ગોત્ર કિયું છે?' ગુરુએ પ્રશ્ન કર્યું.

'તે તો હું જાણતો નથી. મેં મારી માતાને પૂછી જોયું, તો તેણે કહ્યું કે બહુની પરિચર્યા પરિચારિકા હું યુવાવસ્થામાં તને પામી છું, એટલે કિયા ગોત્રનો તે જાણતી નથી; મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે. માટે ભગવન્! હું સત્યકામ જાબાલ છું.'

ગુરુએ પ્રસન્ન થઇ કહ્યું 'બ્રાહ્મણ ન હોય તે આવું (સ્પષ્ટ અને સત્ય) વદી શકે નહિ. હે સોમ્ય! તું સમિત્ ભેગી કર, તને ઉપદેશ દેઇશું, સત્યથી કદાપિ ચલીશું નહિ.'

આ પ્રકારે તેનું ઉપનયન કરી અતિકૃશ અને દુર્બલ એવી ચારસો ગાયો બતાવી કહ્યું 'સોમ્ય! આમની પાછળ જવું, અને એક સહસ્ર ન થાય ત્યાંસુધી પાછા ન આવવું.'

સત્યકામ તેમને લેઇ તે સહસ્ર થઇ તેટલાં વર્ષ પ્રવાસી રહ્યો.

પછી એને ઋષભે કહ્યું 'સત્યકામ!'

'ભગવન્!' એમ સત્યકામે ઉત્તર આપ્યું.

'સૌમ્ય! હવે અમે સહસ્ર થયાં છીએ, આચાર્યગૃહ ભણી અમને લેઇ ચાલ; હું તને બ્રહ્મનો એક પાદ કહું.'

'કહો, ભગવન્!'

'પ્રાચી દિક્ કલા, પ્રતીચી દિક્ કલા દક્ષિણા દિક્ કલા, ઉદીચી દિક્ કલા;–હે સૌમ્ય! આ ચતુષ્કલ એવો પ્રકાશવાન્ નામે બ્રહ્મનો પાદ જાણ. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા પ્રકાશવાન્ નામના બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં પ્રકાશવાન્ થાય, પ્રકાશવાન્ લોકને પ્રાપ્ત કરે. બીજો પાદ તને અગ્નિ કહેશે.'

પ્રાતઃકાલે ગાયોને હાંકી, તે નીકળ્યો. જ્યાં સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિનું સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

અગ્નિએ કહ્યું 'સત્યકામ!'

'ભગવન્!'

'સૌમ્ય! તને બ્રહ્મનો પાદ કહું.'

'કહો, ભગવન્!'

'પૃથિવી કલા, અન્તરિક્ષ કલા, આકાશ કલા, સમુદ્ર કલા;—આ ચતુષ્કલ એવો અનન્તવાન્ નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા અનન્તવાન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં અનન્તવાન્ થાય, અને અનન્તવાન્ લોકને પ્રાપ્ત કરે. બ્રહ્મનો તૃતીય પાદ તને હંસ કહેશે.'

પ્રાતઃકાલે ગાયોને હાંકી તે નીકળ્યો. જ્યાં સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિનું સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

હંસ તેની પાસે ઊડીને આવ્યો ને બોલ્યો 'સત્યકામ!'

'ભગવન્!'

'સૌમ્ય! તને બ્રહ્મનો એક પાદ કહું.'

'કહો, ભગવન્!'

'અગ્નિ કલા, સૂર્ય કલા, ચન્દ્ર કલા, વિદ્યુત્ કલા;—આ ચતુષ્કલ એવો જ્યોતિષ્માન્ નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા જ્યોતિષ્માન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં જ્યોતિષ્માન્ થાય, જ્યોતિષ્માન્ લોકને પ્રાપ્ત કરે. ચતુર્થ પાદ તને મદ્ગુ કહેશે.'

પ્રાતઃકાલે ગાયોને હાંકી તે નીકળ્યો. જ્યાં સાયંકાલ થયો ત્યાં તેમની પાસે અગ્નિનું સ્થાપન કરી, ગાયોને આંતરી, સમિધ્ હોમી, અગ્નિની પાસે પૂર્વાભિમુખ બેઠો.

મદ્ગુ (સમુદ્રનું પક્ષી) તેની પાસે ઊડીને આવ્યું અને બોલ્યું 'સત્યકામ !'

'ભગવન્ !'

'બ્રહ્મનો એક પાદ તને કહું.'

'કહો, ભગવન્ !'

'પ્રાણ કલા, ચક્ષુ કલા, શ્રોત્ર કલા, મન કલા;—આ ચતુષ્કલ એવો આયતનવાન્ નામે બ્રહ્મનો પાદ છે. એને યથાર્થ જાણી જે ચતુષ્કલ એવા આયતનવાન્ બ્રહ્મના પાદને ઉપાસે તે આ લોકમાં આયતનવાન્ થાય, આયતનવાન્ લોકને પ્રાપ્ત કરે.'

પછી સત્યકામ આચાર્યના નિવાસને પ્રાપ્ત થયો.

આચાર્યે કહ્યું 'સત્યકામ !'

'ભગવન્ !'

'બ્રહ્મજ્ઞાની જેવો તું ભાસે છે. તને કોણે અનુશાસન કર્યું ?'

'મનુષ્ય કરતાં અન્યે; માટે ભગવાન જ મને હવે ઉપદેશ આપે. ભગવાન જેવા પાસેથી મેં શ્રવણ કર્યું છે કે આચાર્યથી જ પ્રાપ્ત કરેલી વિદ્યા સાધુતા આપે છે.'

'તેં જે જાણ્યું છે તે કરતાં કાંઇ શેષ રહ્યું નથી.'

આ પ્રકારે બ્રહ્મજ્ઞાનથી કૃતાર્થ થયેલો સત્યકામ આચાર્યને વંદન કરી પોતાને સ્થાને ગયો. 'સત્યકામ'–સત્યની જેને કામના, ઇચ્છા થઇ છે તેવો સત્યકામ પોતાના પિતાને જાણતો નથી. જ્ઞાનાભિમુખ અધિકારી અનેક જન્મના સંસ્કારોથી મુક્ત થઇ, છેવટના જ્ઞાનપ્રાપ્તિ સમીપના સંસ્કારને અનુભવે છે, ત્યારે તેને પૂર્વનાં કર્મરૂપ પિતા નથી જ હોતો, તેને અમુક પિતૃપરંપરાનું સ્મરણ નથી જ હોતું. પિતા વિના કેવલ માતાને જ, જ્ઞાનબુદ્ધિને જ ઓળખતો સત્યકામ ગુરુ સમીપ જાય છે. ગુરુ તેને બ્રાહ્મણ-રૂપે, તેની સત્ય વાણીથી, ઓળખે છે, અને સો ગાયો હજાર થાય ત્યાં સુધી સાચવવા સોંપે છે, સો ગાયો સહસ્ર થાય એટલે કે જ્ઞાનાભિમુખ અધિકારીની જ્ઞાનેંદ્રિયો સંપૂર્ણ રીતે સ્થૂલાતિરિક્ત ભાવનાના પ્રદેશનો અનુભવ કરવા જેટલી પુષ્ટ, તીવ્ર અને સમર્થ, થાય ત્યાંસુધી ગુરુ, સત્ય-કામને ગાયોનું પાલન કરવાનું, પોતાની શક્તિને એકાગ્રભાવનાથી અધિક કેળવવાનું કહે છે. જ્ઞાનેંદ્રિયો પુષ્ટ થાય ત્યારે તીવ્ર થયેલી બુદ્ધિ જેને આખ્યાનમાં ઋષભ–આખલો–કહી છે, તે આવીને સર્વ શક્તિઓ પુષ્ટ

થયાની, સો ગાયો સહસ્ર થયાની ખબર આપે છે. તેની જ સાથે, એ બુદ્ધિ તેને જેવું એકાકાર અભેદનું ગ્રહણ થાય છે તેવું કરાવે છે અને કહે છે કે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર એ ચારે બ્રહ્મની એક એક કલા છે, એટલે એક એક અંશ છે, ચારે અંશ થઇને બ્રહ્મનો એક પાદ, નામ એક ચતુર્થાંશ થાય છે. દેશ અને કાલના પરિચ્છેદ વિના બુદ્ધિ કોઇ પણ પદાર્થને ગૃહી શકતી નથી એ વાત સુપ્રસિદ્ધ છે એટલે ગ્રહણ અથવા જેને સામાન્ય રીતે આપણે જ્ઞાન કહીએ છીએ, તે જ્ઞાનમાત્રમાં જે સ્થૂલતા કે નાનાત્વ છે, તેની પાર જે સૂક્ષ્મ ભાવરૂપ અને નાનાત્વરહિત, દેશ અથવા દિક્ છે, તેને એકાકાર બ્રહ્મભૂમિકાના એક પાદરૂપે બુદ્ધિ કહી બતાવે છે. નાનાત્વથી છૂટી દિક્‌ની જે એકતા અને વિશાલતા છે, તેટલી એકતા અને વિશાલતા, જેના હૃદયને થાય, તે બ્રહ્મના ચતુર્થાંશનો અનુભવ કરી શકે એ નિઃસંશય છે. તે પ્રકાશવાન્ લોકને પ્રાપ્ત કરે છે. સ્થૂલ પરિચ્છેદની પાર મનુષ્યને તેની બુદ્ધિ ઉપાડી જાય છે, પણ તેથી અધિક જે અનુભવની ભૂમિકા છે ત્યાં તેનાથી જઇ શકાતું નથી, માટે જ અગ્નિ તને બીજો પાદ કહેશે એમ કહીને ઋષભ વિરમે છે. સત્યકામ આટલું સમજી તુરત જ ગુરુ પાસે જવા નીકળે છે, પણ જ્યાં સાયંકાલ થાય છે ત્યાં થોભે છે, પોતાના સામર્થ્યને અધિક સંસ્કાર આપવાને અર્થે કોઈ કોઇ જન્માંતર કરવા પડે તો કરે છે; અને સ્થૂલ તથા સૂક્ષ્મથી વ્યતિરિક્ત જે ભાવનાની ભૂમિકા તેની સાથે સંબંધ કરાવનાર જે અગ્નિ–આધ્યાત્મિક જ્ઞાનાગ્નિ–તેનું પાલન કરે છે, તેને ઉપાસે છે. ઋષભરૂપ સ્થૂલજ્ઞાન અથવા બુદ્ધિ આ સ્થાને અધિક અનુભવ આપી શકતી નથી, એ અગ્નિ પોતે જ ઉપદેશ કરે છે. ઇંદ્રિયગ્રાહ્ય (સ્થૂલ) તેમ માનસિક (સૂક્ષ્મ) વિશ્વની પાર જે એકરસ અભેદભાવનાની ભૂમિકા છે તેનો અનુભવ કરાવવા અધિકારીની બુદ્ધિશક્તિ અસમર્થ છે. અગ્નિ કહે છે પૃથ્વી કલા, અંતરિક્ષ કલા, આકાશ કલા, સમુદ્ર કલા જ્યાં પરિચ્છેદનો પ્રદેશ છે તેવી પૃથ્વીથી આરંભ કરે છે, કેમકે દેશપરિચ્છેદને વિસરાવી દિક્ માત્રને જ બ્રહ્મના પાદરૂપે સત્યકામે જાણી છે. એ દિક્‌ના પ્રદેશમાંની જે પૃથ્વી તે એક કલા છે, તેથી ઉપર જે આકાશ તે એક કલા છે, ને જે આકાશની પાર સમુદ્ર તે એક કલા છે. અત્રે સમુદ્ર એટલે જલપૂર્ણ મહોદધિ ન સમજતાં મહોદધિતુલ્ય નિઃસીમ અપરિચ્છિન્ન જે સત્ તેને સમુદ્રશબ્દે કરીને સૂચવેલું સમજવું. માટે જ આ પાદને અનન્તવાન્ કહ્યો છે. દિક્‌રૂપી જે પ્રકાશવાન્, અને પ્રકાશે કરીને જેની સીમા બંધાયલી એવો પરિચ્છિન્ન, પાદ કહ્યો તે કરતાં જેને પરિચ્છેદ કે સીમા નથી એવો અનન્ત—અંત વિનાનો—પાદ આ પ્રકારે અગ્નિએ કહ્યો. ત્રીજો પાદ હંસ કહેશે એમ અગ્નિ કહે છે,

કારણ કે હંસ જે આત્મા તે જ પોતાનો અનુભવ કરાવી શકે, આત્માને ઓળખી શકે. આત્મા જ આત્માને ઓળખી શકે, એ અભેદાનુભવમાં અન્યની અપેક્ષા નથી.

હંસ ઊડતો ઊડતો આવે છે. આત્માનુભવ જેને થાય છે, ભાવનાની અભેદભૂમિકાનો અનુભવ જે મહાજ્ઞાનીઓને થયો છે, તેમનું કથન એ છે કે એ અનુભવ બુદ્ધિના તર્કથી, મનના વિલાસથી, ક્રમે ક્રમે વિકસતો હોય એવો નથી; જાણે શરીરની બહારથી જ આવતો હોય, કહીંકથી ઊડીને અંદર પડતો હોય, વીજળીના ચમકારાની પેઠે તત્ક્ષણ બધે પ્રકાશ વિસ્તારતો હોય તેવો આકસ્મિકવત્ સમજાય છે. માટે જ હંસ ઊડીને સત્યકામની પાસે આવે છે ને કહે છેઃ અગ્નિ કલા, સૂર્ય કલા, ચંદ્ર કલા, વિદ્યુત્ કલા, એ જ્યોતિષ્માન્ બ્રહ્મપાદ છે. જે ભૂમિકાનું છેવટમાં છેવટ ગ્રહણ, વર્ણન, જ્યોતિરૂપે અનુભવીઓ કરે છે, આત્મજ્યોતિ એવી જેને જણાવવાને સર્વ અનુભવીઓની સંજ્ઞા છે, તે બ્રહ્મના તેજોમય બિમ્બ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વિદ્યુતને દર્શાવી તેમના પ્રત્યેકમાં સ્થૂલ સૂક્ષ્મની પાર પડી, સાકાર છતે અત્યંત નિરાકાર, અદૃશ્યવત્ થવા તથા કરવાની જે શક્તિ છે, તે ઉપર સત્યકામના લક્ષને દોરે છે. અપરિચ્છિન્નતા અને અનન્તતાની પરિતૃપ્તિ દર્શાવે છે અને કહે છે કે હવે જે ચતુર્થ પાદ રહ્યો તે મદ્ગુ કહેશે.

મદ્ગુ એ સમુદ્ર જે હવણાં જ આપણે અનન્ત સતરૂપે કહી ગયા તેમાં રહેનાર પક્ષી છે, તે સર્વમય એકરસ સમુદ્ર જે બ્રહ્મ તેમાં વસનાર જ્ઞાનોન્મુખ જીવ છે. સત્યકામની ભાવના પ્રકાશ, અનન્ત જ્યોતિ ત્યાંસુધી વિસ્તાર પામી છે. હવે એટલું જ સમજાવવું રહ્યું છે કે એ જે બાહ્ય ભાવના તે આંતર ભાવનાના જ પ્રકાર છે. વ્યષ્ટિમાં જે ચૈતન્ય છે તે જ એ પ્રકાશ, અનન્ત જ્યોતિષ્ એ રૂપે વિલસે છે ને વ્યષ્ટિસમષ્ટિ એમ એકાકાર અભિન્ન છે. ભાવનાની ભૂમિકામાં કશો ભેદ જ નથી. આ ઉપદેશ જીવ પોતે જ પોતાને કરી જીવભાવ વીસરતાં સાક્ષાત્ એકરસનું પાન કરી કૃતકૃત્ય થાય છે. પ્રાણ કલા, ચક્ષુ કલા શ્રોત્ર કલા, મન કલા;—એવું પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર મનનું જે વ્યષ્ટિરૂપ આયતન-ભોગાયતન-તે જ બ્રહ્મનો આયતનવાન્ પાદ છે. પ્રકાશ, અનન્ત જ્યોતિષ તે જ આયતન—ભાવના તે જ મૂર્તિ અને મૂર્તિ તે જ ભાવના; આ અનુભવ સત્યકામને થઇ જાય છે.

સત્યકામ ગાયો સાચવતાં કૃતકૃત્ય થઈ ગુરુ પાસે જાય છે. તેના હૃદયમાંથી નાનાત્વમાત્ર ઓગળી ગયું છે. અનન્ત જ્યોતિરૂપ તે વિલસી રહ્યો છે. ગુરુ તેને જોતાં જ જાણી જાય છે ને કહે છે કે તું બ્રહ્મજ્ઞાની જેવો ભાસે છે. સત્યકામ કહે છે કે મને મનુષ્ય વિના અન્ય એવા

આચાર્યોએ ઉપદેશ કર્યો છે માટે આપ ઉપદેશ કરી મને કૃતાર્થ કરો. ગુરુ કહે છે કે હવે ઉપદેશ કરશો પણ શેષ નથી.

ઉપનિષદોમાં બ્રહ્મજ્ઞાન જેવા ભવ્ય અને મોક્ષપ્રદ વિષયનું આવી સાદી અને કલ્પનાને જાગ્રત્ કરી તે દ્વારા સાક્ષાત્કાર પર્યંતનો બોધ આપનારી વાર્તાઓથી કથન કરેલું છે. પાછળના સમયના વેદાન્તીઓએ અવચ્છેદાવચ્છેદક અને ઘટાકાશ મઠાકાશની જે તર્કજાળો રચી છે તે કેટલી ક્લિષ્ટ, બુદ્ધિનો ભ્રંશ કરનારી, અનેક બકવાદ માત્રથી જ વેદાન્તી બનાવવાનો સરલ માર્ગ કરી આપનારી છે, તે આ ઉપરથી સહજે જણાઈ આવશે. તર્ક અને બુદ્ધિ કરતાં કલ્પના અને પ્રતિભા આપણને બ્રહ્મજ્ઞાનનો અનુભવ સત્વર કરાવી શકે એમ છે. એક બીજી વાત પણ આ આખ્યાયિકામાંથી સ્પષ્ટ થાય છે. સત્યકામને ગુરુએ કેટલું જ્ઞાન આપ્યું એ સહજે જણાય એમ છે. પોતે પોતાની શક્તિથી અધિકારી અનેક સૂચનાઓના તત્ત્વનું ગ્રહણ કરી અનુભવ ન પામે ત્યાં સુધી ગુરુકૃપા કે ગુરુસેવા નિષ્ફલ જ છે.

'સુદર્શન' : જુલાઈ, ૧૮૯૭

# શંકરાચાર્ય

શંકરાચાર્યના સમયનો નિર્ણય કરવાને ઘણી પાસાથી લેખો પ્રવર્તે છે; તેમણે આર્યાવર્તની ચાર સીમાએ સ્થાપેલા શારદા, જ્યોતિષ, ગોવર્ધન અને શૃંગેરી મઠમાંની આચાર્યપરંપરાઓને આધારે, તેમ બહારનાં બીજાં પ્રમાણોથી એ સંબંધે વિવિધ પ્રકારના નિર્ણયો કરવામાં આવે છે. આટલું જ નથી, પણ શંકરાચાર્યના પોતાના અંતર્જીવન વિશે પણ આપણને ઝાઝું જાણવામાં નથી. આનંદગિરિ અને માધવાચાર્યના શંકરદિગ્વિજયોમાં પણ તેમના આચાર્યત્વને અનુકૂલ વાદવિવાદ અને જયપરાજયની કથા કરતાં અધિક આપેલું નથી. મલબાર કિનારા ઉપર કોઈ અપ્રસિદ્ધ ગામડામાં જન્મ પામેલું આ બાલક આચાર્યત્વને કેવા અંતર્વિકાસના ક્રમથી પ્રાપ્ત થયું તેનો ઇતિહાસ આપણી પાસે નથી, તે આપવાનાં સાધન પણ દુર્લભ છે, માત્ર તેમના અનેકાનેક ઉદ્ગારોમાંથી આપણને તેમના પરમાહ્લાદનો સ્પષ્ટ અનુભવ થઈ શકે છે. એ બધી વાત અતિ ઉપયોગી છતાં આ પ્રસંગે તેમના જીવનની કે તેમના દિગ્વિજયની કે તેમના સમયની એકે ચર્ચા કરવાનો આપણો ઉદ્દેશ નથી. શંકરાચાર્યે એવું શું કર્યું કે જેથી તેમનું જગદ્ગુરુત્વ સિદ્ધ થઈ આવ્યું એટલા એક પ્રશ્ન ઉપર જ આપણે વિચાર

કરીશું તો એ વ્યક્તિના અગાધ માહાત્મ્યનું આપણને કાંઇક ભાન થઇ શકશે; અને એવા ઈશ્વરાવતાર મહાત્માના ગુણાનુકીર્તનમાં આપણને આનંદ આવશે.

શંકરાચાર્યનું નામ અદ્વૈતવેદાન્ત—કેવલાદ્વૈત—સાથે જોડાયેલું છે; પણ વેદ અને ઉપનિષદો શંકરાચાર્યના પૂર્વેના સમયમાં વિદ્યમાન હતાં, વ્યાસનાં વેદાન્તસૂત્રો, શ્રીકૃષ્ણોક્ત ભગવદ્ગીતા, અને ગૌડપાદ આદિ મહાત્માઓના વેદાન્તની રહસ્યપરિપાટી પ્રસિદ્ધ કરતા મધુર લેખ પણ સર્વ સાથે વિદ્યમાન હતા. ત્યારે શંકરાચાર્યે અદ્વૈતનો કોઈ નવો શોધ કર્યો કે તે વિચારની નવી પ્રસિદ્ધિ કરી એવું કહેવાને આપણી પાસે વિશેષ કારણ જણાતું નથી. છતાં શંકર અને કેવલાદ્વૈત એ શબ્દો એક એકના પર્યાય જેવા થઇ રહ્યા છે, અદ્વૈતના ઉદ્ધારક, સ્થાપક, અને પ્રસિદ્ધિકર્તા જ આચાર્ય ભગવાન્ હોય એમ મનાયું છે. એ માનવામાં બહુ સાર્થકતા છે, ને તે સાર્થકતા શાથી છે એ જોવાનું જ આપણું કામ છે. એ જોવા જાણવાથી કેવલ ઐતિહાસિક મહાપુરુષના કર્તવ્યની મહત્તા સમજવી એટલો જ લાભ નથી; વેદાન્ત ઉપર શ્રદ્ધા કરતા સુજનોએ કેવા માર્ગથી તે પરમાનુભવનો સાક્ષાત્કાર પામવો એ સમજવાના ક્રમમાં પણ આ સમજણથી ઘણો લાભ થવાનો સંભવ છે.

આર્યાવર્તમાં વેદમાર્ગની પ્રવૃત્તિ થઇ રહી હતી; સર્વત્ર કર્મમાર્ગનું અતિશય પ્રબલ પ્રવર્તતું હતું. કાલક્રમે કરી આર્યજનો જેમ જેમ અધિકાધિક દેશ પ્રાપ્ત કરતા ગયા, દેશપ્રાપ્તિને અંગે અનેક પ્રકારની રાજ્યાદિવ્યવસ્થા તેમને માથે આવતી ગઇ, અને વિવિધ વર્ણ અને જાતિ આદિનો તેમને સંસર્ગ થતો ગયો, તેમ તેમ તેમના મૂલના આચારવિચારમાં કાંઇક શિથિલતા આવતી ગઇ. એ વાત તો નિર્વિવાદ હતી કે અદ્વૈતભાવના જ વેદ એટલે જ્ઞાનમાત્રના રાશિરૂપ જે સંગ્રહ તેના અંતના ફલરૂપ વેદાંત એ નામને યથાર્થ રીતે પાત્ર હતી. પરંતુ એ વેદાન્તની ભાવના અપરિપક્વ હૃદયોમાં ઠરી શકે એવી નથી, ઠરી શકે એવી નથી એટલું જ નહિ પણ યથાર્થ રીતે ઠરે નહિ તો હાનિ ઉપજાવે એવી છે. આપણા પ્રાકૃત કવિ દયારામભાઈએ કહ્યું છે તેમ,

સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણસુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે—પ્રેમરસ૦

વેદાન્તભાવના પણ એવા જ પ્રકારની છે. એવું એ ભાવનાનું ઉદ્ધારક પણ અનધિકારીને મારક સ્વરૂપ સમજી બ્રાહ્મણો એ ભાવનાનો ઉપદેશ અતિ વિરલ અધિકારીઓને કરતા, અને પોતે એ જ વિદ્યાની ઉપાસનામાં અવિદ્યા-

ના પ્રપંચ માત્રથી નિર્મુક્ત રહી વિદ્યાનો સંગ્રહ અને ઉદ્યોગ ચલાવતા. રાજ્યવ્યવસ્થા પણ આવા વિષયવિભાગને અનુકૂલ હતી, અને વર્ણાશ્રમધર્મની મર્યાદા સર્વને પોતપોતાની યોગ્યતાનુસાર ગુણાધાન કરતી હતી, એવામાં ધીમે ધીમે શૂદ્ર, નિષાદ, આદિ નવીન વર્ણોની વૃદ્ધિ થવા લાગી, વર્ણસંકર પ્રજાઓ પણ ઉત્પન્ન થતી ચાલી, અને બ્રાહ્મણોની આવી મહત્તાને એક પાસાથી સહન ન કરવાની તેમ બીજી પાસાથી કર્મકાંડના વિસ્તારમાં કાંઈ સાર ન જોવાની વૃત્તિ જન્મ પામી. આર્યાવર્તમાં ઘણેખરે સ્થાને આવો વિચાર પ્રવર્તવા લાગ્યો. એ જ સમયે કપિલવસ્તુના મહારાજાને ત્યાં પ્રસિદ્ધ મહાત્મા શ્રી બુદ્ધદેવનો જન્મ થયો. તેમને પ્રકાશની પ્રાપ્તિ થઈ, અને તે થોડાકમાં જ પ્રબુદ્ધ થયા. એમના ઉપદેશનો સાર એ હતો કે જગત્ મિથ્યા છે, દુઃખરૂપ છે, અને દુઃખમાત્રનું નિદાન તૃષ્ણા અથવા કામ છે; તૃષ્ણા-રહિત થઈ નિર્વાસન થવાથી મુક્તિ અથવા નિર્વાણ અનુભવાય છે. આ ઉપદેશમાં અને અદ્વૈતવેદાન્તના ઉપદેશમાં દેખીતો ફરક કશો નથી. મહાત્મા શ્રી બુદ્ધને જે પરમ સત્ય છે તેનું દર્શન થયું છે ને તે જ તેમણે ઉપદેશ્યું છે. જે હૃદયો પરમ જ્ઞાનને પ્રાપ્ત કરે છે, તેમનો દ્રવીભાવ એવો આર્દ્ર અને મધુર હોય છે કે તેમનામાં 'સ્વ' એવું ભાન પણ રહેતું નથી, હું જ્ઞાન પામ્યો છું, મને આનંદ થાય છે, એ ભેદબુદ્ધિ જ તેમનામાં રહેતી નથી; વિશ્વ-માત્રનાં સુખ અને દુઃખ પોતાના જ રુધિરમાં ધડકતાં હોય એમ તેમની કોમલ ઉદારતા સર્વત્ર વિલસી રહે છે. બુદ્ધ મહાત્માએ વિશ્વમાત્રનો ઉદ્ધાર કરવાને પોતાના હૃદયમાં પ્રગટ થયેલો પ્રકાશ સર્વના હૃદયમાં પ્રગટ થવાનો આરંભ કર્યો. તેમને પક્ષે તો સર્વથા તેમના હૃદયની પ્રસાદી વિશ્વને મળે એમાં વિશ્વનું અહોભાગ્ય હતું, પણ વિશ્વ પોતે તેમના એ પ્રસાદનો સદુ-પયોગ કરે એવા અધિકારને હજી પ્રાપ્ત થયું ન હતું.

બ્રાહ્મણોએ ચિરકાલથી કોઈને પણ પ્રવેશ આપવામાં ઘણો જ સખ્ત હાથ રાખી જે ગુહ્યાગારનાં દ્વાર સાચવી રાખ્યાં હતાં તે આમ એકાએક ઉઘડી ગયેલાં જોઈને સર્વ વર્ણ અને સર્વ આશ્રમના લોક નિર્વાણ પદવીએ પહોંચવાના ઔત્સુક્યથી મહાત્મા શ્રી બુદ્ધના ઉપદેશને બહુ ભક્તિપૂર્વક શ્રવણ કરવા લાગ્યા. નાત, જાત, વર્ણ, આશ્રમ કશાની અપેક્ષા નથી, વેદમાર્ગના કર્મકાંડ આદિનો આડંબર વ્યર્થ છે, એકના એક બુદ્ધપ્રોક્ત ધર્મદેશનાના આદેશને અનુસરતાં નિર્વાણ કરતલગત છે, એવી ભાવના સર્વત્ર પ્રસરતી ચાલી અને સર્વને પ્રિય પણ થવા લાગી. એ બુદ્ધધર્મની શક્તિનો વિચાર આપણને ત્યારે જ આવી શકે કે જ્યારે બુદ્ધના અનુયાયી મહારાજા અશોકનું આખા આર્યાવર્ત ઉપરનું ચક્રવર્તી સામ્રાજ્ય આપણા સ્મરણમાં

રહે. હિમાલયથી લંકા સુધી બુદ્ધનો જ મહિમા પ્રચલિત થઈ ગયો. આવા સમયમાં શંકર ભગવાનનો પ્રાદુર્ભાવ થયો. શંકરાચાર્યે બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના કરવા જે દિગ્વિજયાદિ મહાપ્રારંભ કરેલો છે તે ઉપરથી તેમના અનુયાયીઓએ બૌધ્ધોનો સંહાર કરી બુદ્ધધર્મને દેશમાંથી ઉચ્છિન્નપ્રાય કર્યો એમ માનવામાં આવે છે, પણ એ વાતનો પ્રતીતિકારક પુરાવો મળી શકતો નથી અને એમાં કાંઇ સત્ય હોય એમ લાગતું નથી. વાસ્તવિક વાત એવી જણાય છે કે બુદ્ધધર્મમાં અધિકારની અપેક્ષા વિના જ સર્વત્ર જે પરમ રહસ્યનો ઉપદેશ થતો હતો તેને પરિણામે ભ્રષ્ટતા વધારે પેસી ગઇ હતી, વાક્પાંડિત્ય માત્રમાં જ શુદ્ધતાની સમાપ્તિ થતી હતી, અને આધુનિક વેદાન્તીઓ જેવા બૌધ્ધો તે સમયે બુદ્ધના વિશુદ્ધિમાર્ગને કલંક લગાડતા હતા. એ ભ્રષ્ટતા વધતે વધતે એટલી બધી વધી કે અશોકના મહારાજ્યની ગાદીએ પણ એક શૂદ્ર પોતાના ધણીનો વધ કરીને ચઢી બેઠો. આવી અધમતાનાં કેટલાંક સૂચનો આપણને, તે સમયને ઉદ્દેશી લખાયેલાં નાટકોમાં બૌદ્ધ ભિક્ષુ અને ભિક્ષુકીઓનો જે ઉપહાસ યોજેલો હોય છે તેમાંથી પણ થઈ આવે છે. વિશિષ્ટાદ્વૈતવાળાએ ઘણે પ્રસંગે અદ્વૈતવાદીઓને 'પ્રચ્છન્ન બૌદ્ધ' એવો ઉપાલંભ આપેલો છે. ત્યારે એક પાસાથી બૌધ્ધોની પોતાની નિર્બલતા અને બીજી પાસાથી શંકર ભગવાનનો ઉપદેશ તે બેની વચમાં એ ધર્મ ધીમે ધીમે ઉચ્છિન્ન થઇ ટીબેટ, ચીન, જાપાન, આદિ વિદેશોમાં જઇ વસ્યો હોય તો તેમાં બહુ અસંભવ જેવું નથી.

શંકરભગવાને જે કર્યું તે એટલું જ કે બ્રાહ્મણધર્મ ઉપર એટલે વેદમાર્ગ અને વેદાન્ત ઉપર સર્વની શ્રદ્ધા પુનઃ સ્થાપન કરી બુદ્ધધર્મમાં કહેલા સત્યને ખોટું પાડવા જેવું હતું જ નહિ, પરંતુ તેમાં વર્ણ, આશ્રમ, કર્મ, આચાર આદિનો જે અનાદર કરવામાં આવ્યો હતો તેની આચાર્યે આવશ્યકતા દર્શાવી અધિકારાનુસાર જ્ઞાન થઇ શકે છે, અધિકાર વિના ગમે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન પણ લાભને બદલે હાનિ કરે છે એવું સમજાવ્યું, અને વેદમાર્ગમાં કહેલો ક્રમ અતિ આવશ્યક અને ઉપયોગી હોઇ વેદાન્ત પર્યન્ત પહોચાડનારો છે એવું સિદ્ધ કરી આપ્યું અને એ જ વાત યુક્તિથી સાચી છે. પ્રકાશ સહન કરવા જેટલું જેના ચક્ષુમાં સામર્થ્ય નથી તેને પ્રકાશ સહાય થવાને સ્થાને હાનિકારક નીવડે છે; ક્રમે ક્રમે સામર્થ્ય આવતાં સૂર્યના પ્રકાશને પણ સહન કરવાને ચક્ષુ શક્તિવાન થાય છે. અધિકાર અને સાધનસંપત્તિના પરિપાક વિના એકાએક વેદાન્તજ્ઞાન કશો ઉપકાર કરી શકતું નથી એમ સમજવામાં આવતાં, વેદમાર્ગ ઉપરથી ઊઠી ગયેલી શ્રદ્ધા પુનઃ સ્વસ્થાને સ્થિર થઇ અને બુદ્ધધર્મનો અસ્ત થઈ જઈ પ્રથમની પેઠે બ્રાહ્મણધર્મ વધારે શ્રદ્ધાપૂર્વક પ્રવર્તવા લાગ્યો.

અને આટલું કરવાથી એ મહાત્માએ વિશ્વને થોડો ઉપકાર કર્યો નથી; જે આત્મભાવના અથવા અભેદભાવના દુઃખમાત્રનો ઉપાય છે, મનુષ્યમાત્રનો તારક મંત્ર છે, તેનો ઉચ્છેદ થઇ જતો અટકાવી, તેની પુનઃ સ્થાપના કરી આપી, ભગવાન શંકરે આખા જગતને પરમ ઉપકાર કર્યો છે. એ મહાત્માની એટલી કૃતિમાંથી આપણે પણ આજ બહુ શીખવાનું છે. આજ કાલ છાપખાનાંની ખોટ નથી, છપાવનારાની પણ ખોટ નથી, એટલે વેદાન્તની વાત કરવી બહુ સરલ અને સસ્તી થઇ પડેલી છે. તેમાં વળી પાશ્ચાત્ય સંસર્ગોથી જન્મ પામેલી ધર્મભ્રષ્ટતા એટલી બધી વૃદ્ધિ પામી છે કે વેદોક્ત કર્મમાર્ગાદિ ક્રમ આપણને શરમભરેલા અને જંગલી લાગે છે, એટલે તેવે સમયે અધિકાર ન છતાં પણ વેદાન્તની વાતો કરવી એ જ શિષ્ટાચાર થઇ પડયો છે. પણ એ તો જે ભ્રષ્ટતાથી બુદ્ધધર્મનો વિનાશ થઇ, ચક્રવર્તી અશોકનું સામ્રાજ્ય સુદ્ધાંત ભાંગી પડયું તેનો જ માર્ગ છે. આપણે ક્રમે ક્રમે અધિકાર વધારતે વધારતે, વેદાન્તના અનુભવે પહોચવા યત્ન રાખવો એ જ ખરો માર્ગ છે; અને નવી પ્રજાના યુવકોને ઉચિત છે કે તેમણે પોતપોતાના કુલાચારાનુસાર ધર્માચરણ કરતે કરતે અધિકારવૃદ્ધિ કરી વિશેષ જ્ઞાનના અધિકારી થતા જવું.

'સુદર્શન' : જુન, ૧૮૯૮.

# અધ્યાત્મવિદ્યા

## મનોબલ

ચમત્કાર શાને કહેવો એનો જેણે નિશ્ચય કર્યો હશે તેના સમજવામાં એટલી વાત સહજે આવી હશે કે 'ચાલતા સ્થાપિત નિયમોનો ભંગ થયા જેવું કૃત્ય' એવા ચમત્કાર કદાપિ સંભવે નહિ. માનુષ કર્તારૂપ ઈશ્વર માનનારાને ચમત્કાર માન્યા વિના જગતના અનેક સંધિનું સમાધાન બની શકતું નહિ હોય. અને ઘરમાંથી નીકળીને બહાર જવાથી માંડીને તે આખી સૂર્યમાલા પોતાના સ્થાનમાંથી ક્વચિત્ નીકળીને ખાખ થઈ જાય ત્યાં-સુધી પણ તેમને ઈશ્વરના પ્રસાદજન્ય ચમત્કારનું જ ભાન પદે પદે થતું હશે. એવા ભક્તોની શ્રદ્ધાને આપણે માન આપીએ, પણ તેમની બુદ્ધિ તેમને સત્ય વાત જ કહેવરાવે છે એમ માનતાં આંચકો ખાવો પડે. કાયદો, નિયમ, અમુક ક્રમ, એ જ આ જગતના ઉદ્ભવ અને પ્રચલનમાં જેને સ્પષ્ટ જણાતો નથી, તેવા લોક ચમત્કારની ભાવના વડે તટસ્થ કર્તાની ભાવનાને દઢ કરી, કલ્પનાથી કલ્પનાને ટેકવતાં પોતાના હૃદયની શ્રદ્ધાનો આધાર શોધી લે છે. બાકી વસ્તુગતિ વિચારતાં ચમત્કાર એવું કોઈ છે નહિ, અસ્ખલિત અનિવાર્ય નિયમ વિના, કશું બનતું નથી. જે ચમત્કાર કહેવાય છે તેને પણ નિયમ છે, પછી તે નિયમોના અજ્ઞાનને લીધે ચમત્કાર લાગે એમાં વસ્તુગતિનો દોષ નથી. ચમત્કાર માનવો એ બુદ્ધિની જ ન્યૂનતા છે.

નિયમની સાર્વભૌમ શક્તિના અજ્ઞાનને લીધે, ચમત્કારવાદીઓ ચમત્કાર માનવા છતાં મનોબલની અસર કેટલી અને કેવી છે તે સમજી શકતા નથી એ વિલક્ષણ છે. જે જડવાદમાં જ સ્તબ્ધ થયેલા છે તેમને તો યોગ્ય જ છે કે તેમણે જેમ ચમત્કારની ઉપેક્ષા કરવી તેમ મનોબલનું સામર્થ્ય પણ ન સ્વીકારવું, પણ જે એમ માને છે કે અરૂપ, અવર્ણ્ય, સર્વવ્યાપી, તટસ્થ, ઈશ્વર ચમત્કાર કરી શકે છે, પહાડના પહાડ ઉપલાવી

શકે છે, કે જલનાં સ્થલ ને સ્થલનાં જલ સંકલ્પ માત્રથી કરે છે, તે જ્યારે એવી વાત ઉચ્ચારે છે કે મનોબલથી વસ્તુ પદાર્થાદિને અસર જ ન થઈ શકે, ત્યારે તેમના પોતાના મતમાંનો વિરોધ જોઇ તટસ્થ પ્રેક્ષકોને સહજ સ્મિત થયા વિના રહેતું નથી. મનોબલની અસર કેટલી છે એ બતાવવા માટે કોઈ લાંબી તકરારોની જરૂર નથી. સારે ભાગ્યે પ્રત્યક્ષ પ્રમાણથી અને સુદૃઢ અનુભવથી મનોબલની અસરનો નિશ્ચય બની શકે તેવાં સાધન આપણી સમીપ છે. મનોબલ ( આત્મિક બલ ) જડજન્ય છે કે નથી એ પણ આ પ્રશ્નનો પેટા સવાલ છે, પરંતુ તેનો નિશ્ચય કરવાની જરૂર અત્રે નથી. મન એટલે પ્રત્યક્ષ ઇંદ્રિયગ્રાહ્ય નહિ એવો જે કાંઇ જ્ઞાન–ધર્મ છે તેનાથી ઈંદ્રિયગ્રાહ્ય એવા પદાર્થાદિને અસર થાય કે નહિ એટલો જ વિચાર અત્રે પ્રકૃત છે. તેની ઉત્પત્તિ કેવે પ્રકારે છે, એ બાબત જરૂરની છતાં હાલ અપ્રકૃત છે.

પ્રથમે આપણે આપણા શરીરને જ તપાસો. એકાએક હર્ષ કે ભય થઈ આવતાં શરીરના રુધિરના આવમાં ફેરફાર થાય છે, કોઈ વાર જ્વર આવે છે, અને ધક્કો વધારે જબરો હોય અને શરીર નબળું હોય તો રક્તાશય તૂટી જઈ મરણ નીપજે છે. જે વસ્તુ મન નથી એવું જે રુધિર આદિ તેને ભય હર્ષાદિ જે મન છે તેણે પ્રત્યક્ષ અસર કરી એવો આ સ્પષ્ટ દાખલો છે. વળી ખોરાકનું પચવું, અને એકંદરે તંદુરસ્તી સારી રહેવી, એનો આધાર પણ મુખ્ય કરીને મનની સ્થિતિ ઉપર રહે છે એ વાત અનુભવ બહાર નથી.

પણ આટલી વાતને તો બધા સ્વીકારશે, અને કહેશે કે એમાં શું, અમારે તો એવાં દૃષ્ટાન્ત જોઇએ કે જેમાંથી મનની અસર શરીર બહાર થયેલી સાબીત થાય. તેવાં પણ ઉદાહરણની ખોટ નથી. થોડાં વર્ષ થયાં યુરોપ, અમેરિકામાં "મેસ્મેરિઝમ" ( પ્રાણવિનિમય )ની વિદ્યા પ્રસરી છે; દરેક વિદ્યાને આરંભે તેની મજાક મશ્કરી ઠઠ્ઠા પુષ્કલ ચાલે છે, તે સ્થિતિ આ વિદ્યાની હવે ટળી ગઈ છે, અને સિદ્ધપદાર્થવિજ્ઞાનશાસ્ત્રના પ્રણેતાઓએ તેના એકકેકને ખરા માની સ્વીકાર્યો છે. હીપ્નોટીઝમ યાને નિદ્રા અથવા મૂર્છા પર્યંત સ્થિતિ, અને તે સ્થિતિમાં અનુકરણનો મહાપ્રભાવ, સિદ્ધ રીતે પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્રના વિભાગમાં સ્વીકારાયો છે, જેનાં અનેકાનેક પ્રમાણ કરતાં એક જ પ્રમાણ એટલું બતાવવું બસ છે કે પારિસની જડવાદી વિદ્વ-મંડલી-ના અગ્રણી ચાર્કોટે પાંચેક વર્ષથી એ વિષય ઉપર સિદ્ધાનપૂર્ણ ગ્રંથ લખ્યો છે, ને તેને "ઇંટરનેશનલ સાયન્ટિફિક સિરિઝે" પ્રસિદ્ધ કરી વિદ્વદ્વર્ગમાં પૂર્ણ આવકારે પહોંચાડયો છે. મેસમેરિઝમથી પ્રાપ્ત થતાં

વિશ્વદૃષ્ટિ આદિ દૂર રાખતાં પણ આ હીપ્નોટીઝમમાં અનુકરણ અને સૂચનાના બલથી જે પરિણામો પેદા થાય છે તે જ આશ્ચર્યકારક છે, મનોમય સૂચના માત્રથી દૂર રહેલું માણસ ન જાણતાં છતાં પણ નિદ્રામાં ઢળે છે, અને પ્રત્યક્ષ સૂચનાથી ઘણાં વર્ષની હઠીલી કુટેવો ન હતી થઈ જાય છે, વ્યાધિ સારા થાય છે, અને નિદ્રાથી જાગ્યા પછી પણ સૂચવેલે વખતે —વર્ષોનાં વર્ષો પછી પણ—કહેલું કૃત્ય કરાય છે. આ બધી વાત ઉપરથી એ વાત પણ ત્યારે પ્રત્યક્ષ અનુભવમાં ઊતરી કે દેહ બહાર પણ મનોબલ અસર પહોંચાડી શકે છે, ને તે માત્ર સામા મન ઉપર જ નહિ, પણ સ્થૂલને પણ અસર પહોંચાડી શકે છે.

થોડાંક છોકરાં ભેગાં થઈને બેસે છે, ને એક છોકરાને બહાર મોકલે છે, ને અંદર રહેલાં બધાં એકાદ કાંકરી મનમાં ખૂબ ધારે છે. પેલું બહાર ગયેલું છોકરું અંદર આવતાં જ પેલી કાંકરી પકડી આપે છે. એને જ મળતા ખેલ થોડા વખત પર મુંબઈ તરફ આવેલો એક કંબરલેંડ નામે અંગ્રેજ પણ કરતો તે સર્વના જાણવામાં છે. એમાં પણ કારણ એ જ છે કે ઘણાં કે એક માણસ જે વાત બહુ મનોબલથી ધારે (=દૃઢ સંકલ્પથી વિચારે) તે વાત જે માણસના મનમાં ઉતારવી હોય તેના મનમાં એમની એમ ઊતરે. ઉપરનાં ઉદાહરણોમાં આપણે એમ જોયું હતું કે અનુક્ત પણ દૃઢ મનોબલથી મન માત્રને જ નહિ, પણ સ્થૂલને પણ અસર થાય છે, સ્થૂલમાં વિકૃતિ થાય છે; ને હવે આ ઠેકાણે આપ્યાં તે ઉદાહરણથી આપણે એમ જોઈએ છીએ કે મનની એકાગ્ર દૃઢતાથી કરેલો સંકલ્પ જ્યાં પ્રેરવો હોય ત્યાં યથાર્થ પ્રેરાય છે.

આ બે વાતને એક બીજા સાથે મેળવો. મનોબલ સ્થૂલ અસર કરવા સમર્થ છે. અને મનોબલ પોતાનો સંકલ્પ જેવા ને તેવા અન્યત્ર સ્થાપવા સમર્થ છે, ત્યારે સ્પષ્ટ જ છે કે ઉગ્ર મનોબલ હોય તો સ્થૂલના ફેરફાર, વિકાર, તેનું એકથી બીજે ઠેકાણે જવું, ખેંચાવું, એ બધું બનવું અશક્ય નથી. કોઈ તટસ્થ કર્તારૂપ બાજીગર પડદા પાછળ રહીને દોરી તાણે તે પ્રમાણે જ સ્થૂલ પૂતળાં નાચે એવો નિયમ નથી,—ચમત્કારની જરૂર નથી, મનોબલના નિયમોમાં જ સર્વ વાત સંભવિત છે. પરંતુ તે મનોબલ તે મારા તમારા જેવા સંકલ્પ વિકલ્પનું નહિ, પણ જેણે કેવલ સત્ત્વમય વૃત્તિ કરી છે તેવા મહા યોગીઓનું, એમ તો નિશ્ચય જાણવું. નાની વાતથી મોટાનું અનુમાન કરવું સુતર પડે તે માટે, ઉદાહરણો આપી મનોબલનો સ્વભાવ બતાવ્યો, ને તે સ્વભાવદ્વારા જે વાત સંભાવિત હોવાનું અનુમાન કરીએ છીએ, તે તો તે સ્વભાવનો ઉત્કર્ષ માત્ર જ છે એટલે

તેમાં વિવાદનો અવકાશ નથી. સમાધિ, વિશ્વદૃષ્ટિ, પ્રેતાવાહન કે જેનાથી પ્રત્યક્ષ રીતે દશ દશ મણની વસ્તુઓ મનોબલ માત્રે જ હવામાં ઊડે છે તે ઇત્યાદિના અમારે મન સિદ્ધ, પણ પ્રતિવાદીને મન શંકાસ્પદ, નિયમો તથા બનાવો, જે આ વાતની અનેકાનેક સાક્ષી પૂરે તેમ છે, તેને અમે જાણી જોઈને બાજૂએ રાખ્યા છે.

આવું છે એટલે ભક્તિપ્રાર્થના આદિથી ક્વચિત્ ફલપ્રાપ્તિ થાય તે માત્ર તે ભક્ત્યાદિ કરનારના ઉગ્ર મનોબલથી જ થાય છે, બાકી કોઈ ઈશ્વરાદિ પડદા પાછળ રહી તે ફલ ફેંકતું નથી, એમ કહેવામાં કશી વિચિત્રતા કે કશો બાધ નથી; અને તટસ્થ ઈશ્વર તથા તેના ચમત્કાર એ બન્ને અવાસ્તવિક કલ્પનાઓનો અંધકાર, વસ્તુગતિ સમજવામાં આપણી આંખેથી દૂર થાય એ લાભ છે. સકામ નિષ્કામ ભક્તિનો વિભાગ, અને તેનું હીનત્વ ઉત્તમત્વ, એ પણ જો આ પ્રમાણે હોય તો જ બંધ બેસે. વસ્તુગતિ જ તેવી છે. જડ એટલે એકાન્ત જડ, જેમાં ચલન વલન જ્ઞાન ઇત્યાદિ મનોધર્મ ન હોય તેવી વસ્તુ બ્રહ્માંડમાં કહીં પણ નથી; તેમ કેવલ ચલન વલન જ્ઞાન ઇત્યાદિ જડ વિના કહીં પણ અસ્તિત્વ ધરાવતાં નથી. અર્થાત્ જ્ઞાનવ્યતિરિક્ત કશું બની કે હોઈ શકતું નથી, એમ અદ્વૈત છે. એટલે મનોબલથી પ્રત્યક્ષ સ્થૂલ ફલ પણ નીપજે તેમાં ઝાઝા સંશયનો અવકાશ નથી, ઈશ્વરની શક્તિનો જ વિષય નથી. દ્વૈત મત પ્રમાણે હવા જડ છે, માટી જડ છે છતાં તે બેના યોગથી તેમાં સ્વતઃ જીવ પેદા થાય છે; અને માણસનું શરીર સજીવ છે, છતાં તેમાં જ થયેલાં એવાં નખ કેશાદિને જીવ-લાગણી-નથી. એમ જડ અને જીવનો વિભાગ જ સ્પષ્ટ નથી, બન્ને એક બીજામાં મળી જાય છે, ને એક એકમાંથી જ થતાં હોય, એક સ્વરૂપ જ હોય એમ લાગે છે—સત્ય એ છે કે એકાન્ત જડ કે એકાન્ત જીવ કશું છે નહિ, જ્ઞાન (જીવ) વિના કશું હોઈ શકતું નથી. આમ છે એટલે મનોબલ (જ્ઞાન-ધર્મ) નો પ્રભાવ આખી સૃષ્ટિ રચવાને પણ સમર્થ કહેવાય તો તેમાં કોઈને આશ્ચર્ય પામવાનું કારણ નથી.

પરંચ મનુષ્ય પોતે તો એક આખા બ્રહ્માંડની નકલ છે, તેના શરીર-માં ને મનમાં એવા એવા અવયવો ને ધર્મો છે જેને આખા બ્રહ્માંડનાં કાર્ય સાથે નિકટ સંબંધ છે. પિંડબ્રહ્માંડનું ઐક્ય સમજીને વાપરવાનો માર્ગ જેને જડ્યો છે તેને મનોબલથી સૃષ્ટિ થઈ શકવા સુધીની વાત કશું આશ્ચર્ય પેદા કરતી નથી; દ્વૈતભેદમાં ભમનારને તો ચમત્કાર વિના ચાલતું નથી.

'સુદર્શન': સપ્ટેમ્બર, ૧૮૯૧.

# પ્રાણવિનિમય

પ્રાણવિનિમયની માહિતી આપણી ભાષા દ્વારા કરવાને એક લેખ પ્રસિદ્ધ થયો છે; એ લેખ પ્રસિદ્ધ કરતી વખતે મનમાં શંકા હતી કે કેટલાક લોક એનો દુરુપયોગ કરશે. આ શંકાને લીધે ગ્રંથ ન જ છપાવવો એમ પણ તર્ક થયેલા, પરંતુ અંગ્રેજી ભાષામાં આજ કાલ એટલા બધા ગ્રંથો એ બાબત ઉપર થયેલા છે, ને તે દ્વારા એટલા બધા લોકોએ એ બાબત જાણી છે, કે ગમે તે પ્રકારે પણ એ વાત જ્યારે ત્યારે આપણી ભાષા દ્વારા પણ બહાર આવ્યા વિના રહેવાની નથી એમ સમજી, યોગ્ય સૂચનાદિ સમેત સવેળા તે વાત તેના ભય આદિના વિચાર સહિત પ્રસિદ્ધ કરવી એ ઉચિત જણાયું. ગ્રંથની પ્રથમ આવૃત્તિ છપાયાની સાથે જ બે ચાર માસમાં એક કે બીજી રીતે તે પૂર્ણ થઇ ગઇ.

ચમત્કાર જેવો જેમાં આભાસ હોય તે વાત મનુષ્યના સ્વાર્થમય સ્વભાવને બહુ મીઠી લાગે છે, ને જે તે પ્રકારે તેને હાથ કરવા માણસો બહુ ઇચ્છા રાખે છે. માન, પ્રતિષ્ઠા, વખતે કમાણી, એ આદિ અનેક અનેક પ્રકારે સ્વાર્થની સૂક્ષ્મ જાળમાં ફસેલાં મનુષ્યો આવી વાત ઉપર હાથ નાખી બહાર નીકળવા યત્ન કરે છે—પણ હું પોકારીને કહું છું કે એવાં માણસ બહાર નીકળવાને બદલે જાળમાં વધારે બંધાતાં જાય છે, વધારે ઊંડાં કળતાં જાય છે. એક મનુષ્યે બીજા મનુષ્ય ઉપર પોતાના મનની અસર કરવી તે શા માટે? તેને પોતાને સ્વાધીન કરવા? તેનું કાંઇ હરી લેવા?—તેનું વિત્ત, તેનું શીલ, તેનું વીર્ય, તેનું પરાક્રમ—ક્ષીણ કરવા? લોકોમાં તમાશા કરી જૂઠી અને ક્ષણિક પ્રતિષ્ઠા મેળવવા? જ્યાંસુધી સ્વાર્થનો લેશ પણ, ગમે તે આકારે, હૃદયમાં રહેલો છે ત્યાંસુધી આવા પ્રયોગ કરનારને તેમ કરાવનારને છેવટે હાનિ સિવાય બીજું કાંઇ મળતું નથી એ નિશ્ચય જાણજો.

પ્રાણવિનિમય કરનારો શા આધારે પ્રયોગ ચલાવે છે? જે અતિ સૂક્ષ્મ પ્રાણતત્ત્વ છે તે તેનું મુખ્ય સાધન છે, અને એ તત્ત્વદ્વારા એનો પ્રવેશ છેક આકાશતત્ત્વ પર્યંત થાય છે. આ આકાશતત્ત્વમાં કરોડો પ્રકારનાં વિવિધ સત્ત્વો–સત્ત્વ શબ્દ ન રુચતો હોય તો બલ કહો—વસે છે, તેમની પ્રકૃતિ સારી જ હોય છે એમ હોતું નથી. એટલું જ નહિ પણ એ આકાશમાં જંતુમાત્રનાં કર્મ—કરેલાં કરાતાં—કામ—ના સંસ્કાર એવા દૃઢ રીતે જડાયેલા હોય છે કે કોઇવાર પણ ત્યાંથી તે નાબૂદ થતા નથી, તેમના મૂલ કરનારને વખત આવ્યે સર્વથા વળગે જ છે. આ તત્ત્વ સાથે

પ્રાણવિનિમય કરનાર રમત કરે છે. સર્વાંગે વિષપૂર્ણ એવા કોઇ નાગના ભારા સાથે, કે બેતરફ ધારવાળા અને મૂઠ વગરની તરવારોના ઢગલા સાથે, વગર વિચારે રમત કરવી તે આ રમત કરતાં વધારે સલામતી-ભરેલી છે. બે ચાર માર્જન કરતાં આવડ્યાં, દૃષ્ટિ પા કલાક લાગી સ્થિર રાખતાં આવડી, ને પાંચ મિનિટ મનોવૃત્તિ(સંકલ્પ)ને એકના એક વિચાર પર ટકાવતાં ફાવ્યું, એટલે સિદ્ધ થઇ જવાયું ! સૂક્ષ્મ પ્રાણ અને આકાશના ગહન અને વિકટ માર્ગનું રહસ્ય હાથ આવી ગયું ! જાણો કે એ આકાશમાંથી અનેક ભયંકર સત્ત્વો તમારી સ્વાર્થવૃત્તિ-પછી તે ગમે તેવી શુભ હો-તેના આકર્ષણથી તમારા ઉપર પોતાનો પંજો ચોંટાડશે, જે વિષયને તમે એટલા વખત માટે મનોબલહીન કર્યો છે, તેનામાં નિરંતરને માટે વાસ કરશે--કોણ જાણે તેનામાં કેવી નીચ બુદ્ધિ, તેનામાં કેવા વિકટ ગાંડાપણા સુધીના ભયંકર ફેરફાર, પેદા કરશે ! અને પ્રાણ ! એનો જે બગાડ થશે તેથી તો મરણ થવાનો સંભવ આવશે, કવચિત્ તત્કાલ થશે પણ, પરંતુ તેનાથી એટલું ભય નથી કે જેટલું આ અજ્ઞાત આકાશ પ્રદેશના ઉમરા સુધી પહોંચવા જવામાં છે. આપણાં શાસ્ત્રો જેને વામમાર્ગ કહે છે, અધોગતિનું દ્વાર કહે છે, તે આ જ છે—સ્વાર્થ—ગમે તેવો ક્ષીણ અને શુભ સ્વાર્થ-તેને વળગ્યા છતાં આ અતીન્દ્રિય પ્રદેશમાં માથું ઘાલવા યત્ન કરશો. ગમે તેવી શુદ્ધ ક્રિયા કરતા હશો પણ સ્વાર્થ છે ત્યાંસુધી આ ભયમાંથી મુક્ત છો એમ ન જાણશો. સ્વર્ગ અને નરકનો રસ્તો આરંભે એક હોઈ સ્વાર્થની ફરકડી ઓળંગવાની આવે છે ત્યાંથી જ જુદો પડે છે.

અલબત ‘સુધારા’વાળા હસશે, આ બધી શી વહેમની વાત છે એમ કહેશે, પણ તેમને માટે આ વિષય લખ્યો નથી. જે લોકોએ પ્રાણવિનિ-મયનો અભ્યાસ કર્યો છે, અનુભવ કર્યો છે, અને તે વિદ્યાની ખાતરી કરી છે, તેમને અવળે માર્ગે જતા અટકાવવાને આ લખવાની જરૂર પડી છે. મને તેવું લખવાનો અને તેવી શિખામણ આપવાનો આ સંબંધમાં હક છે, અને જેમને મેં એ વિદ્યામાં દાખલ કર્યા છે તેમને આ વાત સ્પષ્ટ સમજાવવી એ મારો ધર્મ છે. ખરો પરમાર્થ એ છે કે જે તે પ્રકારે સ્વાર્થથી છૂટા થવું, સ્વાર્થના પાશ બહુ સૂક્ષ્મ અને જ્યાં ન ધારતા હોઇએ ત્યાં પણ વિંટાયેલા હોય છે. એમાંથી મુક્ત થયા પછી પ્રાણવિનિમય તો શું પણ મોટી સિદ્ધિ સુદ્ધાંત સાક્ષાત્ સ્વયમેવ પ્રાપ્ત થશે—પણ પછી તે સાપણનો ઝેરી દાંત પડી ગયેલો હશે એટલે ભય નહિ રહે

પ્રાણવિનિમયથી એક બીજું સાધારણ ભય પણ છે તે મારે અત્રે જણાવવું જોઇએ. જેના શરીર ઉપર એ ક્રિયા વારંવાર થાય છે, તેમ જ

જે પુરુષ તે ક્રિયા વારંવાર કરે છે, તેનામાં અમુક ફેરફાર બની આવે છે. ઘણાં વર્ષથી ઠરીને જામી રહેલાં કચરો, માટી, કોયલા, ધૂળ, ઇત્યાદિનાં પડ, ઉપર એક સુંદર લીલોતરીના પડ નીચે દટાયેલાં હોય, તેમાં મજબૂત લાકડી ઠેઠ સુધી ઘાલી હલાવતાં ડહોળો થઇ જાય તે વખતે કોઇ ગુપ્ત બદબો મગજને ફાડી નાખવા જેવી પણ નીકળી આવે. ઊંડામાં ઊંડી કોઇ નઠારી ખાસિયત, ગુપ્તમાં ગુપ્ત કોઈ દાબડ ડીબડ રહેલો રોગ, ખેંચાઇને સપાટી ઉપર તરી આવે છે. એમ થવામાં હાનિ કશી નથી પણ પ્રયોગ કરનારની કુશલતા ઉપર હાનિ કે લાભનો આધાર છે. પ્રયોગ કરનાર ખરો મર્મજ્ઞ હોય તો આખા સ્વભાવને સાફ કરી વિશુદ્ધ બનાવી દે છે, આખા શરીરને રોગમુક્ત કરી કાંચનમય કરી નાખે છે, પણ પોતાની મનોવૃત્તિનું જ ઠેકાણું નથી એવા માર્જન કરનારા આમાંનું શું કરી શકે? બિચારા તેવો માનસિક કે કાયિક ફેરફાર વિષયનામાં કે પોતાનામાં જણાતાં ઊલટા ગભરાઇને વાત મૂકી દે. અને અનેક વિટંબના પેઠે વૈદ્યોપચારને આવા વ્યાધિ સહજસાધ્ય થતા નથી, જે વાસણમાં પ્રાણવિનિમયનું તત્ત્વ એકવાર ભરાયું તેને એવો કોઇ પાસ બેસી જાય છે કે ગમે તે બીજું તેમાં ભરો તેથી તેનો વાસ નીકળતો નથી. પ્રાણવિનિમયનો ઉપાય પ્રાણવિનિમય જ છે. વિધાયક પોતાને આવી હરકત થાય તો તેનામાંથી ખરા યોગજ્ઞાન વિના તે દૂર થવી અશક્ય છે. વિષયને થાય તો ખરા મર્મજ્ઞ વિના દૂર થવી અશક્ય છે. નીરોગી અને પુષ્ટ જણાતા શરીરવાળા વિધાયક સારી રીતે પ્રાણવિનિમયના રહસ્ય પર્યંત પ્રયોગ કરી શકે એમ માનવું કેવલ ખોટું છે. એવા ભુલાવામાં જરા પણ ફસાવાથી બહુ ભય છે. જે પૂર્ણ જરૂરનું અને અત્યંત આવશ્યક છે તે શુદ્ધ મન, નિઃસ્વાર્થ મન, પરમ પ્રેમમય મન, એ જ છે.

તમે સ્વાભાવિક રીતે પૂછશો કે આવું છે ત્યારે 'પ્રાણવિનિમય' ગ્રંથમાં જ આ વાતો કેમ લખી નથી? લખી છે, પણ આટલી સ્પષ્ટ નથી લખી કારણ કે એ પ્રયોગ જ કોઇ ન કરે, માત્ર બુદ્ધિથી એ વાતની શક્યતાનો નિર્ણય કરી લે એવી યોજના રાખવાનો મુખ્ય હેતુ છે. પરંતુ આ ત્રણ વર્ષના અનુભવમાં મને જણાયું છે કે લોકોએ તે હેતુ દૂર રાખી સાક્ષાત્ પ્રયોગ કરવા માંડયા છે. કરતાં કરતાં કેટલાક કહીંના કહીં ફસાયા છે, કેટલાક, દીલગીરી સાથે કહેવું પડે છે કે, કુમાર્ગે વળ્યા છે. આવું જોઇ આટલો ખુલાસો કરવો મેં યોગ્ય ધાર્યો છે; તેમાં પણ જેટલું સ્પષ્ટ કહેવું જોઇએ એટલું મેં કહ્યું નથી, કેમકે માણસની સ્વાર્થબુદ્ધિનો મને ભરોસો નથી—ગમે તે ભય ભલે હો અમુક કામ થાય તો

તે સાધી લઇએ એમ એ બુદ્ધિ વારંવાર પ્રેરણા કરે છે. પરંતુ જે કાંઇ સૂચનારૂપ મેં કહ્યું છે તે ઉપરથી વિચારવાને બરાબર સમજણ લઇ એવા પ્રયોગથી અત્યંત દૂર રહેવું. એ ગ્રંથનો ઉદ્દેશ માત્ર જડવાદની તકરારોને પ્રત્યક્ષ પ્રમાણથી નિરસ્ત કરવાનો છે તે ઉપરાંત નથી; માટે બીજી કોઇ રીતે એનો ઉપયોગ કરવામાં હાનિ છે એ ખૂબ યાદ રાખવું.

'સુદર્શન': એપ્રિલ, ૧૮૯૨.

## અધ્યાત્મમંડલ

આપણા દેશ ઉપર પાશ્ચાત્ય વિદ્યાની છાયા પડયા પછી આપણાં આચાર વિચાર, નીતિ રીતિ, અને ધર્મ પણ, એ બધું ધીમે ધીમે બદલાતું ચાલે છે. તેમાં લાભ છે કે હાનિ છે એ વાત પ્રત્યક્ષ સિદ્ધ થવી બાકી છે, જો કે અનુમાનથી તેનાં ફલ વિશે વિચાર થઇ શકવો કઠિન નથી. પરંતુ એક વાત અત્રના સર્વ લોકને લક્ષમાં લેવા જેવી છે ને તે એ કે કેવલ જડવાદ, એટલે કે જીવ, આત્મા, ચૈતન્ય એવું કાંઇ કશું છે નહિ, માત્ર જડ પરમાણુના સંયોગથી કાંઇક પ્રકટ બલ થાય છે તેને એવું નામ આપવું હોય તો અપાય એમ માનવાનો વાદ, તેનાથી સ્તબ્ધ અને ધૃષ્ટ બની ગયેલા પાશ્ચાત્ય દેશોમાં પણ આજકાલ ચૈતન્યવાદ બહુ પ્રબલ પ્રકારે પ્રસિદ્ધિ પામી સ્વીકારાતો ચાલે છે. એટલું જ નથી પણ તે ચૈતન્યવાદના અનુયાયી મંડલમાં જડવાદના એક વારના મોટા મોટા અગ્રણીનાં નામ પણ આપણે જોઇએ છીએ. અમુક વસ્તુમાં સત્ય છે કે અમુકમાં એમ પરીક્ષા કરીને ગ્રહણ કરવાની જેમને શક્તિ છે તેમને આ દલીલ નકામી છે, પરંતુ જેમણે અમુક દેશ કે વર્ગના લોકને બુદ્ધિમત્તાની પરાકાષ્ઠાએ પહોંચેલા માન્યા હોય, અને તેમના ઘણાખરા વિચાર, માત્ર તે તેમના જ છે એટલી છાપ ઉપરથી જ ગ્રાહ્ય માન્યા હોય, તેવા લોકને માટે આ દલીલો થોડા વજનવાળી નથી.

જે તે પ્રકારે માનો, પણ એ વાત કહેવાથી બતાવવાનું એ છે કે ચૈતન્યવાદ તરફ લક્ષ વળવાને લીધે આપણા દેશનાં તત્ત્વશાસ્ત્રો ઉપર પાશ્ચાત્ય લોકોનું લક્ષ એટલું બધું ખેંચાયું છે કે તેઓ તેમનો અભ્યાસ કરવા માટે ઘરબાર અને માલમિલકત ધર્માદા કરી દેઇ તેમાંથી તે શાસ્ત્રોનાં ભાષાન્તરાદિ કરાવે છે, ત્યાગ કરી અત્ર આવી વસે છે, પૂછતા ફરે છે,

શોધતા ફરે છે, અને પગલે પગલે, અને પ્રસંગે પ્રસંગે, આ દેશની તત્ત્વસંબંધી વાર્તા, કિંબહુના, એક વહેમ જેવા ગપાટાને પણ, તેમાંથી કાંઈ ને કાંઈ તત્ત્વરૂપ સાર ગ્રહવા સારુ સાંભળવા ઇચ્છે છે. આપણા દેશના વિદ્વાનો ઉપર તે કેટલી પ્રીતિ ધરે છે તે એક વિદ્વાને પોતાના ખાનગી પત્રમાં અત્રે કોઈને લખ્યું હતું કે "જો તમે દુનિયાંના બ્રાહ્મણ થાઓ તો અમે તમારા ક્ષત્રિય થવા તૈયાર છીએ" એ ઉપરથી જ સમજી શકાશે. "બ્રાહ્મણ થાઓ!" અર્થાત્ બ્રહ્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન, યોગસાંખ્યાદિ જ્ઞાન, તંત્રવિદ્યા, ઇત્યાદિ જે જે તમારાં હોય તે અમને અને દુનિયાંને સરલ અને સ્વચ્છ અંગ્રેજી ભાષા દ્વારા શીખવો; તો અમે "તમારા ક્ષત્રિય" થઈએ અર્થાત્ એવા બ્રાહ્મણોની જે સેવા અસલ ક્ષત્રિયો બજાવતા તે બજાવીએ. તે સેવા હાલ શસ્ત્રયુદ્ધ કરવારૂપ નથી, પણ વાગ્યુદ્ધરૂપ તો છે જ—કેમકે સામા દલમાં પ્રથમે નાસ્તિક જડવાદીઓ છે, અને બીજે નંબરે અમુક ધર્મના વાડામાં બંધાઈ ગયેલા પંથ-સંપ્રદાયવાળા, તેમ જ બાહ્યાર્થ માત્રને સત્ય માનનારા તથા ક્રિશ્ચિયન પાદરીઓ તથા તેમની છાયામાં જ ચાલતા સંસ્કૃતના પારંગત હોવાનું ડોળ રાખનાર "ઓરિએન્ટલિસ્ટો" છે પણ તે બધાની સામે યુદ્ધ કરતાં જે વ્યય થાય, જે શ્રમ પડે, જે દુઃખ વેઠવું પડે, જે અન્યાય, જે નિંદા, દ્વેષ, ઈર્ષ્યાઅદેખાઈ, પક્ષપાત, ઇત્યાદિના ભોગ થવું પડે—તે બધું, વેઠવા યોગ્ય છે, ખરા ક્ષત્રિયની સહનશીલ અને પરાક્રમી ધીરજથી વેઠવા જેવું છે, કેમકે તેના પરિણામરૂપે પરમ સત્યનો—આર્યધર્મમાં અમુક મત પંથ સંપ્રદાય સર્વ બાજૂ પર રાખતાં જે પરમ સત્ય કહ્યું છે તે સત્યનો—આખા જગત ઉપર ઉદય થઈ, બધે આત્મભાવ વિસ્તરી, પાપી દુનિયાં પુણ્યમય સ્વર્ગ થવાની છે.

આવી આશા એક ગાંડા માણસના તરંગ જેવી જ વ્યવહારમાં બુઠ્ઠા થયેલાં માણસોને ભાસશે. પણ દુનિયાંમાં જે જે મહાભારત કર્મો સિદ્ધ થયાં છે તેનો આરંભ કરનારાએ પોતાની જિંદગીની શરૂઆત ગાંડાપણાના એલકાબથી જ કરી છે, ને તેનો છેડો સર્વના પૂજ્ય થવામાં આવેલો દીઠો છે. એટલું જ નહિ પણ આખા જગતને નહિ તો થોડા ભાગને, તેને નહિ તો જે દેશને, જે ગામને, જે કુટુંબને, જે એક વ્યક્તિને, એવા બોધથી લાભ થશે, તે એકલો પણ જે યુદ્ધ કહ્યું તે કરાવવા પૂર્ણ છે.

ત્યારે જે સત્ય આ પ્રકારે તમારા ઘરમાં જ દટાયેલું છે, તમારા હાથમાં જ છે, છતાં જેની હયાતીની પણ તમને ખબર નથી, તેની તમે ઉપેક્ષા ક્યાંસુધી કરશો? તમારે જાગ્રત થવું જોઈએ, તમારા પાશ્ચાત્ય બંધુઓ તમને સહાય થવા ઇચ્છે છે તેમની સાથે મળવું જોઈએ, અને એમ સત્યના પ્રાસાદમાં મોભ નહિ તો વળી, વળી નહિ તો સળી પણ તમારાથી જે

ઉમેરાય તે ઉમેરવું જોઇએ. કાંઈ નહિ તો એ પ્રાસાદનું અતિ અતુલ ભાર-વાળું પથ્થરનું શિખર ચઢાવવામાં તમે એક હલકારો કરી "હાં ઉપાડો!" એમ કહેશો તો પણ બસ છે.

આવા હેતુ સિદ્ધ કરવા માટે એક મોટું મંડલ—થીઓસોફીકલ સોસાયટી—આજે ૧૬ વર્ષોથી ચાલે છે. તેના મુખ્ય ચાર વિભાગ છે; યુરોપ, અમેરિકા, ઓસ્ટ્રેલીઆ, અને હિંદુસ્તાન દરેક ઠેકાણે તેની પચાસ પચાસ શાખા છે, ને હિંદુસ્તાન તથા જાપાન અને સીલોનમાં તો લગભગ બસેંને આશરે છે. દરેક શાખામાં વિદ્વાનો, પંડિતો, સરકારી નોકરો, ફીલસુફો, સાયન્ટિસ્ટો, ડાક્ટરો, યુનિવર્સિટીની મોટી ડિગ્રિવાળાઓ, બારિસ્ટરો, વકીલો, વેપારીઓ, એમ સારાં સારાં સ્ત્રી પુરુષો છે. એ મંડલનો વ્યવહાર બધો અંગ્રેજીમાં ચાલે છે, એટલે આપણા પ્રાંતના દેશી ભાષા જાણનારને એવા અમૂલ્ય પ્રસંગનો લાભ મળતો નથી. એ લાભ કોઈ પણ પ્રકારે સર્વને મળતો થાય, આવા મહત્કાર્યમાં સર્વ કોઈ મદદ કરવા શક્તિવાન બને, અને એમ એકતા વધતી ચાલે, એવા હેતુથી ગુજરાતી ભાષા દ્વારા જ કામ લેવાનો નિયમ રાખી અત્રેથી "અધ્યાત્મમંડલ"ની યોજના કરવામાં આવી છે. એમાં આજ પર્યંત પચીશેક ગૃહસ્થો સામીલ થયા છે, અને તેઓ જે જે સ્થાને રહે છે ત્યાં ત્યાં એક એક શાખા સ્થાપવા પ્રયાસ કરે છે, જેથી થોડા જ સમયમાં ઘણાં સ્ત્રી પુરુષો એમાં સામીલ થશે એવી આશા છે.

આ મંડલમાં જે જે ગૃહસ્થો સામીલ થયા છે તેમણે આજ પર્યંત અપાયેલી સૂચના મુજબ કર્યું હશે. પણ હવેથી તેમને પરસ્પર તથા મુખ્ય સ્થલ સાથે વધારે નિકટ સંબંધ રહે તે માટે એમ યોજના કરી છે કે એ મંડલના દરેક ગૃહસ્થને પોતાને જે યોગ્ય લાગે, પછી તે પોતાની શંકારૂપ હોય અથવા બીજાને બોધ કરવારૂપ હોય, તેવા ટૂંકા પ્રશ્નો મંડલના અધિકારી તરફ લખી મોકલવા. જ્યાં બની શકે ત્યાં ઉત્તર પણ ટૂંકામાં પ્રશ્નની સાથે જ લખવા. જે પ્રશ્નોના ઉત્તર નહિ હોય તેના ઉત્તર અત્રેથી જેમ યોગ્ય લાગશે તેમ યથાશક્તિ યોજવામાં આવશે. અને આવેલા તેમ યોજેલા સર્વ પ્રશ્નોત્તર આ પત્રમાં પ્રતિમાસ છપાશે; પણ આ પત્રના બીજા વાચકોને કાંઈ ઓછું ન પડે તે માટે, યદ્યપિ આ પ્રશ્નોત્તર પણ સર્વને વાંચવા યોગ્ય થશે, તથાપિ એ બાબતમાં ઘણામાં ઘણું એક પૃષ્ઠ કરતાં હાલ વધારે રોકવામાં નહિ આવે.

'સુદર્શન' : અગષ્ટ તથા અકટોબર, ૧૮૯૧.

# પ્રશ્નમાલા

## અધ્યાત્મમંડલ સંબંધી

* * * *

પ્ર. આત્મજ્ઞાનનો માર્ગ ખુલ્લો છે એમ કહ્યું ત્યારે જ્ઞાન તે જ મોક્ષ એમ માનવું કે બીજું કાંઈ ?

ઉ. જ્ઞાન તે જ મોક્ષ એ વાત યથાર્થ છે. પણ એમાં બે ચાર વાત સમજવા જેવી છે. મોક્ષ એટલે શું તે જ પ્રથમે બરાબર જાણવું જોઈએ. કેટલાક એમ કહે છે કે મુવા પછી વૈકુંઠમાં જવાય તે મોક્ષ, કેટલાક કહે છે કે મુવા એટલે સદૈવ મોક્ષ જ છે, કેટલાક ખાવાપીવામાં ને સંસારસુખમાં જ મોક્ષ માને છે; કેટલાક તત્ત્વજ્ઞાનથી વિચાર કરીને મોક્ષનું સ્વરૂપ બતાવે છે. તેમાં ન્યાયવાળા દુઃખાત્યન્તાભાવને મોક્ષ કહે છે, સાંખ્યવાળા કૈવલ્યને મોક્ષ કહે છે, એમ અનેક વિચાર ચાલે છે પણ તે બધામાં એવો ભાવ આવે છે કે મોક્ષ છે તે કાંઈક કરવાનું, પ્રાપ્ત કરવાનું છે. આ વાત જ મૂલે બરાબર નથી તો પછી તે જે પ્રાપ્ત કરવાનું તેમાં કાંઈક વિરોધાદિ છે કે કેમ એ તપાસવાની વાત જુદી છે. મોક્ષ થવાનો એ વાત માનવા યોગ્ય નથી, કેમ કે જે આત્મા સર્વત્ર વ્યાપક છે, નિત્યશુદ્ધ છે, નિર્વિકાર છે, તેને એવું કાંઈ વળગેલું જ નથી કે જેમાંથી તે મુક્ત થાય અને મોક્ષ પામે. જે જે વસ્તુ તેનામાં કલ્પિત છે તેનાથી તેને કશો બાધ નથી, એટલે કલ્પિતથી તેનો મોક્ષ થવાનો પણ અવકાશ જ નથી. આત્માનો સ્વભાવ જ મુક્ત છે, જેમ અગ્નિનો સ્વભાવ દહનાત્મક છે. એટલે સર્વથા મોક્ષ તો સ્વતઃસિદ્ધ છે, પણ તે વાત યથાર્થ અનુભવાતી નથી એટલે મોક્ષ નથી એવી ભ્રાન્તિ થાય છે. એ ભ્રાન્તિ મટાડવી એટલો જ શાસ્ત્રમાત્રનો ને ઉપદેશમાત્રનો ઉપયોગ છે, બાકી ભ્રાન્તિ મટ્યા પછી તે બધાં નિરુપયોગી છે. આવો વિવેક હોવાથી જ્ઞાન એટલે કે વસ્તુગતિ અમુક પ્રકારની છે એવું જ્ઞાન તે જ મોક્ષ છે એમ કહેવામાં કશો બાધ નથી, મેં ઉપર સમજાવ્યા પ્રમાણે તે જ ખરી વાત છે. પણ હવે એ જ્ઞાન પણ બે પ્રકારનાં થાય છે, પરોક્ષ અને અપરોક્ષ, તાવ આવતો હોય તો ઓસડ પીધાથી તાવ જાય એ અમુક ઓસડનું પરોક્ષ જ્ઞાન છે. પણ તાવ આવતાની સાથે તે ઓસડ પીધાથી તાવની નિવૃત્તિ થાય એ તે ઓસડનું અપરોક્ષ જ્ઞાન છે. આત્મા છે, બ્રહ્મ છે, બ્રહ્મ અને અને જીવ એક છે એ આદિ જે જ્ઞાન તે પરોક્ષ છે, પણ જ્યારે હું બ્રહ્મ છું, સર્વ બ્રહ્મ છે, એવો દૃઢ નિશ્ચય અનુભવાય ત્યારે તે અપરોક્ષ જ્ઞાન કહેવાય. એવું અપરોક્ષ જ્ઞાન અજ્ઞાનનિવૃત્તિથી થાય છે. એ અપરોક્ષને જ

સાક્ષાત્કાર, અભેદ, ઇત્યાદિ નામથી કહે છે. આ પ્રકારે જ્ઞાન એ જ મોક્ષ એ સિદ્ધાન્ત વાસ્તવિક છે.

પ્ર. ત્યારે ભક્તિ આદિથી મોક્ષ નહિ?

ઉ. કર્મ, ઉપાસના, અને જ્ઞાન એવા ત્રણ માર્ગ અનાદિ કાલથી પ્રસિદ્ધ છે; યજ્ઞયાગાદિ કરીને ચિત્તને અમુક દેવતા મૂર્તિ ઇત્યાદિ ઉપર શ્રદ્ધાવાન કરવું એ કર્મમાર્ગનું ફલ છે, ઉપાસનાનું ફલ એ છે કે તે તે દેવતાદિ ઉપર ચિત્તની એકાગ્રતા કરવી; અને જ્ઞાનમાર્ગનું ફલ એ છે કે તેવા અમુક સ્થાનમાંથી વૃત્તિને ખસેડી સર્વત્ર અભેદ ઉપર સ્થિર કરવી—આ ત્રણે માર્ગનો આવો ક્રમ છે, અને પૂર્વ પૂર્વ માર્ગ ઉત્તર ઉત્તરના કારણરૂપ છે, તેમાં જ્ઞાન એ જ છેવટનો ઉત્તમ માર્ગ છે, કર્મ ઉપાસના અથવા ભક્તિ, એ જ્ઞાનનાં સાધન છે, પણ તે જ ફલ નથી. જે આચાર્યો કેવલ ગુરુપ્રસાદથી મોક્ષ મનાવે છે તે ફક્ત ભક્તિને જ ફલરૂપે કહે છે, બાકી વાસ્તવિક રીતે જ્ઞાન એ જ સર્વનું ફલ છે. શ્રુતિ સ્મૃતિનો પણ આ વાતને ઘણો ટેકો છે.

પ્ર. આ વાત તો બધી બરાબર છે, પણ મોક્ષ પામવા માટે પ્રયાસ શા સારુ કરવો જોઈએ? આટલી બધી માથાકૂટની શી જરૂર છે?

ઉ. આ પ્રશ્ન સર્વના મનમાં વારંવાર ઉત્પન્ન થતો હશે. જ્ઞાન અને મોક્ષ અને તત્ત્વ અને આત્મા એ ઇત્યાદિ અઘરા શબ્દોના અર્થનો વિવેક કરવાના પાંડિત્યમાં લોકો શા માટે મહત્તા સમજતા હશે કે કલ્યાણ માનતા હશે એ વાત દુનિયાદારીના ડહાપણમાં પોતાને પ્રવીણ માનનાર લોકો ઘણી વખત ઉપહાસસૂચક ઇષત્સ્મિત સમેત પૂછે છે. પણ જે લોકો એ વાતોને નકામી ગણતા હશે તે તેમજ એને ઉપયોગની ગણતા હશે તે બધાએ સરખી રીતે વાતોનો વિચાર એક નામે નહિ તો બીજે નામે કરતા તો જરૂર હશે જ. દુઃખ કોને નથી લાગતું? સંપત્તિનાશ, પ્રિય પુત્ર કે પત્નીનો મરણજન્ય વિયોગ, શરીરની પીડા કે પ્રતિષ્ઠા માન આદિનો ભંગ, એ બધાં દુઃખથી કોનું હૃદય નથી ઉદ્વેગ પામતું? ત્યારે એ બધી વાતોને દુઃખ માની તે શા આધારે માની? એથી ઊલટી વાતોને સુખ માની તે પણ શા આધારે? એની એ જ વાતો એકને સુખરૂપે છતાં બીજાને દુઃખરૂપે નથી હોતી? એક સુંદર સ્ત્રી જોતાં કામીને દ્વેષ, તેના પતિને આનંદ, અને ત્યાગીને ઉપેક્ષા, એમ ત્રણ જુદા જુદા વિકાર એકની એક જ વસ્તુ નથી કરતી? અર્થાત્ સુખદુઃખ એ કંઈ વસ્તુસ્વભાવ નથી ત્યારે શું છે? કેવલ તેનો અનુભવ કરનારના મનની સ્થિતિનું રૂપાંતર છે. વળી અત્ર કોઈ પૂછે કે મનની સ્થિતિનું નામ જ સુખદુઃખ ભલે હો, અમુક બનાવની જે લાગણી થાય તે અત્ર તત્ર ભિન્ન ભલે હો, પણ શું

એવા સાર્વત્રિક અનુભવ પણ નથી હોતા કે જે સર્વને સરખા જ સુખદુઃખરૂપે લાગે? તાવ આવવાથી કોઇને સુખ લાગતું નથી—આંગળી કપાતાં કોઇ હસતું નથી, પરંતુ આવી બાબતમાં પણ એ માણસની લાગણી સરખી જ હોય છે એમ તો નથી જ બનતું, એકને સહજ તાવની પીડા મહાભારત અને પલંગમાં પોઢીને બેઠવા જેવી દેખાય છે, એક કહાડી લઇ લાકડાં કાપવા જઇ તાવને દૂર કરે છે. એવા પણ મનોબલવાળા હોઇ શકે છે કે જેને કાયિક દુઃખ પણ કશું કરી શકતું નથી. અર્થાત્ એ જ વાત સિદ્ધ રહી કે મનની સ્થિતિ ઉપર જ સુખદુઃખનો આધાર છે. વસ્તુસ્થિતિમાં કે વસ્તુગતિમાં એકાન્ત સુખ કે એકાન્ત દુઃખ એવું કાંઇ છે જ નહિ. જે છે તે જોઇએ તેવું જ છે, માત્ર અનુભવનારનું મન તે તે વસ્તુ સંભવ આદિને સુખદુઃખરૂપે માની અનુકૂલ પ્રતિકૂલ ગણે છે.

કેટલાક એમ કહે છે કે શરીરની જીવનશક્તિને અનુકૂલ તે સુખ અને તેને પ્રતિકૂલ તે દુઃખ, પરંતુ આ લક્ષણ માન્ય કરી શકાય તોપણ બાધ નથી; કેમકે અમુકને અનુકૂલ પ્રતિકૂલ માનવું એ પણ મનના ભાવ ઉપર જ રહ્યું એટલે મનની વૃત્તિને સુખદુઃખ માની એ વાત તદવસ્થ રહી. એમ કહેવામાં આવે કે વસ્તુતઃ પ્રત્યક્ષ રીતે જીવનશક્તિને અનુકૂલ પ્રતિકૂલ એવા બનાવને સુખ દુઃખ કહીએ છીએ તો મનની વૃત્તિ માત્રમાં તે શી રીતે સમાય? એનું સમાધાન એ છે કે મન દ્વારા જ તે વાત જીવનશક્તિને પણ અસર કરે છે, અને મનની અસર જડ ઉપર આપણે માની છે, એટલે મનોવૃત્તિને જ સુખદુઃખ કહેવી એ અબાધ છે. વિષ ખાવાથી મરણ થાય એ દુઃખ ગણાય છે, છતાં તેમાં મનોવૃત્તિ માત્રનું દુઃખરૂપે પરિણામ પામવાપણું આવ્યું નહિ, કેવળ જીવનશક્તિનું વિઘાતકત્વ એ જ દુઃખરૂપ થયું; આ ઉદાહરણ બતાવીને મનોવૃત્તિ તે સુખદુઃખ એ પક્ષનો આક્ષેપ કરવામાં આવે તો એ ઉદાહરણથી ક્ષતિ નથી, કારણ કે જે મરણરૂપ દુઃખ તે સોમલમાં સ્વતઃસિદ્ધ નથી કેમકે એનો એ જ સોમલ સુખ પણ કરે છે; અને મરણ પોતે પણ વસ્તુગત્યા દુઃખ જ છે એમ નથી; એટલે તે તે વસ્તુ, સંભવ, ઇત્યાદિને સુખ કે દુઃખ માનવું એ બધો માનનારના મનનો વિષય છે, અને મનોવૃત્તિ તે જ સુખદુઃખ એ વાત યથાર્થ છે. ટૂંકામાં કહેવાનું તાત્પર્ય એમ છે કે વિશ્વવ્યવસ્થામાં સુખ કે દુઃખ એવો એકાન્ત એક કોઇ ભાવ નથી, એ વ્યવસ્થામાં જે ચાલે છે તે બધું નિયમિત અને જે પ્રકારે તે વ્યવસ્થા અસ્ખલિત સચવાય તેવું છે, પછી તેમાં મનુષ્ય પોતાના મનથી સુખદુઃખ આરોપે છે એટલાથી જ તેને સુખ દુઃખ ભાસે છે.

માણસ માત્ર અનુકૂળ ઇચ્છે છે ને પ્રતિકૂલને પરહરે છે; અને તેના

આખા જીવનવ્યવહારનો ઉદ્દેશ જ સુખપ્રાપ્તિ અને દુઃખપરિહાર એ છે. સર્વે મનુષ્યો પોતાના મનથી કોઈ ને કોઈ સુખને પોતાની પ્રવૃત્તિમાત્રના કેન્દ્રરૂપે ધારતાં જ હશે. અર્થાત્ ઉત્તમ સુખ કિયું? પ્રયાસ શાને માટે કર્તવ્ય છે? ક્લેશ શાને માટે નથી કર્તવ્ય? એ અને એવા પ્રશ્નોનો ખુલાસો સર્વે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કરતાં જ હોવાં જોઇએ, કેમકે જો તેમ ન થતું હોય તો પ્રવૃત્તિ જ બને નહિ. ત્યારે બુદ્ધિમાનને જોવાનું છે કે જેને ધર્મ કહેવામાં આવે છે; જેને મોક્ષરૂપે સ્થાપવામાં આવે છે, તે, આ સુખની ઉત્તમતા શામાં છે અને કેવે પ્રકારે તે ઉત્તમતા જાણવાથી જીવિતનો હેતુ સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે એ બતાવવાનો માર્ગ માત્ર જ છે. બીજી રીતે કહીએ તો એક અથવા અન્ય પ્રકારે, નામ ગમે તે હો, પણ આ વાતના નિર્ણય વિના મનુષ્યપ્રવૃત્તિ જ બનતી નથી, તો એ નિર્ણય અત્યારે બની શકતો હોય તો કાલ ઉપર મુલતવી રાખવા જેવો નથી. ત્યારે મોક્ષ માટે પ્રયાસ શા માટે કરવો? એનું ઉત્તર થયું કે જે જે વાત સુખદુઃખરૂપે લાગી રાગદ્વેષ પેદા કરે છે તેનું બરાબર સ્વરૂપ સમજી પ્રવૃત્તિને સફલ અને સમાન કરવી એટલા જ માટે મોક્ષ માટેના પ્રયાસની અપેક્ષા છે, એને જ શાસ્ત્રમાં બંધનાશ કહે છે અને બંધનાશ થતાં, હીરા ઉપરથી કચરો દૂર થતાં જેમ હીરાનો પ્રકાશ ઝળકી ઊઠે તેમ પરમાનંદ તો સ્વતઃસિદ્ધ જ અનુભવાય. આવો નિશ્ચય કર્યા વિના જીવિત જ અશક્ય છે, અને ગમે તેવા ખોટા નિશ્ચયો કરી જીવિતને એળે ગાળવા કરતાં ઉત્તમોત્તમ માર્ગનો શોધ સવેળા કરવો ને તે પ્રમાણે અનુસરવું એમાં કશી માથાકૂટનો અવકાશ જ નથી.

પ્ર. મોક્ષ એટલે બંધનાશ અથવા સ્વરૂપસ્થિતિ, ત્યારે બંધનાશ થવા કે સ્વરૂપસ્થિતિ પામવા જે પ્રયાસ જોઇએ તે પુરુષાર્થથી થાય કે પ્રારબ્ધથી?

ઉ. આ પ્રશ્નનો ખુલાસો કરતાં પહેલાં બંધનાશ અથવા સ્વરૂપસ્થિતિ તે મોક્ષ એનો જરાક સ્પષ્ટાર્થ કરવો જોઈશું. બંધ એટલે હું અને તું એવો જે ભેદ સમજાયો છે તેના કારણરૂપ જે અધ્યાસ તે. અધ્યાસ એટલે જે વસ્તુ જે રૂપે નથી તેને તે રૂપે જોવી તે-હું તું મૂલ વસ્તુમાં નથી છતાં તે વસ્તુને ભેદવાળી જોઈ એ અધ્યાસ. આ અધ્યાસનો નાશ જ્ઞાનથી થાય છે, કારણ કે અધ્યાસ કલ્પિત છે અને કલ્પિતની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે, તેમાં પણ સૂક્ષ્મ સમજવાનું એ છે કે સાક્ષાત્ જ્ઞાન થતાંની સાથે જ અધ્યાસ નિવર્તે છે; એટલે એમ પણ કહેવાય કે બંધનાશ અથવા જ્ઞાનાનુભવ-સ્વરૂપસ્થિતિ એ બે એક જ વાત છે. આ પ્રકારે કહેવામાં ગૂઢ તાત્પર્ય એ આવ્યું કે વસ્તુ તો અવિકૃત છે, તેમની તેમ છે. માત્ર બંધથી કરીને તેનો અનુભવ થતો નથી; માટે બંધક્ષયની જ અપેક્ષા છે. ત્યારે મોક્ષ એવી કોઈ પ્રાપ્ય વસ્તુ ન

રહી. મોક્ષ સ્વતઃસિદ્ધ છે, છે ને છે જ પણ તેમ સમજાતું નથી એટલા પ્રતિબંધનો ક્ષય કરવો છે. આ પ્રતિબંધનાશ શાથી થાય ? એનાં ઉત્તર અનેક છે, પણ અત્રે તો એક જ વાતનો નિશ્ચય માગ્યો છે કે પ્રારબ્ધથી થાય કે પુરુષાર્થથી ? પ્રારબ્ધ એટલે શું ? કર્મ એટલે વસ્તુમાત્રને પોતાનાં પ્રાપ્ત થતાં સુખદુઃખાદિની વાસના પેદા કરનાર કારણ તે કર્મ, અને તે અનાદિ. તેનો જે ભાગ એક જીવિતકાલને માટે નિયંતૃત્વ ધરાવતો હોય તે પ્રારબ્ધ. એ પ્રારબ્ધના યોગે જ મોક્ષ થાય ? કે એમાં પુરુષને કાંઇ કરવું પડે ? આ શંકા જ વાસ્તવિક નથી. એમ ધારો કે આપણે પ્રારબ્ધને માન્યું તો પણ આવી શંકા ન બને; કેમકે જે માણસ પ્રારબ્ધ સ્વીકારે છે તેને મનમાં એમ નક્કી કરી બેસવાનો અધિકાર જ નથી કે "આ હું તો પ્રારબ્ધ ઉપર આધાર રાખી બેઠો." તેને તો માત્ર પ્રેક્ષક રહી થાય તે ખમી કાઢવાનું છે. આમ જ્યારે નિષ્કર્ષ થયો ત્યારે જે વાસ્તવિક ઉત્તર છે તે જ આવી રહ્યું કે પુરુષાર્થ અને પ્રારબ્ધ ઉભયનો વિષય જુદો જુદો છે એટલે એ ઉભયની પ્રવૃત્તિ એક જ વિષયમાં માની શકાય નહિ. પ્રારબ્ધ કાર્ય-કારણરૂપ છે અને તે તો દ્વૈત હોય તો જ બને, અર્થાત્ જડ જે દ્વૈતરૂપ છે તેને તે નિયમ લાગે છે; તે પરત્વે પુરુષાર્થનો અવકાશ જ નથી. ઊલટી રીતે જોતાં ચૈતન્ય જે સર્વદા એક જ છે જેમાં દ્વૈત નથી તેને પુરુષાર્થ જ લાગુ થાય છે ને પ્રારબ્ધ છે જ નહિ. બીજી રીતે કહીએ તો જે એમ કહ્યું કે પ્રારબ્ધ માન્યા પછી તો પ્રેક્ષકની પેઠે થાય તે ખમી કાઢવું એ જ વાત આવી. પ્રેક્ષકની પેઠે સર્વને મિથ્યારૂપે જોનાર–છતાં ખમનાર કે ન ખમનાર નહિ એટલો તદ્વાવત–તે જ ચૈતન્ય, અને પ્રારબ્ધથી જે થવાનું થાય તે ખમવાનું તે જડ. એટલે કે મોક્ષ એટલે સ્વરૂપસ્થિતિ તેમાં તો પુરુષાર્થનો જ અવકાશ છે; માત્ર બંધક્ષયમાં કાંઇક પ્રારબ્ધનો વિભાગ છે. "કાંઇક" એમ કહેવામાં તાત્પર્ય એ છે કે જ્ઞાનાનુભવ–સાક્ષાત્ સ્વરૂપ-સ્થિતિ–તેનું જ નામ બંધક્ષય એમ આગળ કહેલું છે; એટલે સ્વરૂપસ્થિતિ જો પુરુષાર્થથી સધાઇ તો બંધક્ષય સ્વતઃસિદ્ધ જ છે. પ્રારબ્ધનો જે કાંઇક અંશ તે નહિ જેવો જ રહ્યો, આવા પુરુષાર્થની અનુકૂલતા થાય એટલો જ રહ્યો.

*   *   *   *

પ્ર. જે મુક્ત છે તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે કે નહિ ?

ઉ. સામાન્ય લોકમાં એમ વિચાર ચાલે છે કે સિદ્ધિ અર્થાત્ જેમાં ચમત્કાર એટલે દુનિયાંના ચાલતા ક્રમથી કાંઇક વિલક્ષણતા હોય એવું પ્રાપ્ત ન થાય તો તે મોક્ષ કેમ કહેવાય ! સિદ્ધિ શબ્દનો પારિભાષિક અર્થ

કોઇ અણિમાદિ અષ્ટ સિદ્ધિ મુક્તને હોવી જોઈએ એમ કેટલાકનો આગ્રહ છે. સાધારણ માણસ કરતાં વધારે શક્તિવાળો માણસ અનેક મહત્કાર્ય કરી શકે છે, તેનાથી અધિક રાજા આદિ શબ્દ માત્રથી ઊંધુંચતું કરી શકે છે, તો જેને મોક્ષ મળી સર્વાત્મભાવ થયો છે તે તો બધું જ કરી શકવા સમર્થ હોવો જોઈએ, આમ તે લોકોનું માનવું છે. આ માન્યતા સાચી નથી, તેમ ખોટી પણ નથી. સમજવામાં ફેરફારને લીધે આ વાતનો ભ્રમ થાય છે. યોગને મોક્ષ માટે આવશ્યક માન્યો છે. એ યોગના પણ મુખ્ય અર્થને વિસારે પાડી લોકો કેવલ આસન પ્રાણાયામાદિ યોગને યોગ માની બેઠા છે. એનું નામ યોગ નથી. યોગ તો જે રાજયોગ અથવા જ્ઞાન-મય એકાત્મભાવમાં વૃત્તિનો લય થવો તે છે. ભગવાન પતંજલિએ પણ યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ એમ કહેલું છે. રાજયોગ વિના બીજો યોગ વ્યર્થ છે, અને મોક્ષ તો રાજયોગ છે તે છે. ત્યારે હવે જુઓ કે જે લોકો હઠયોગ એટલે આસન પ્રાણાયામાદિ યોગ કરે છે તેમને શરીર તથા પ્રાણની અનેક કસરતો આવડે છે, ને તે આવડવાથી તેમના શરીરમાં અમુક અમુક એવા ફેરફાર થાય છે કે જેથી પિંડના તત્ત્વને બ્રહ્માંડનાં અમુક તત્ત્વો સાથે સંબંધ થઈ શકે છે. એ સંબંધો દ્વારા તેવા યોગીઓ અમુક અમુક સિદ્ધિ બતાવી શકે છે. પણ તે બધો ખેલ મનોમય કોશ પર્યંતનો છે, તેની પાર તેમની ગતિ નથી. રાજયોગની ગતિ વિજ્ઞાનમય કોશ, આનંદમય કોશ, અને તુરીય-પદ પર્યંત છે. જ્યાંસુધી મનની સ્થિતિ છે ત્યાંસુધી જ સિદ્ધિનો અવકાશ છે, જ્યારે મનનો વિલય વિજ્ઞાન એટલે બુદ્ધિ, અર્થાત્ આત્માના શુદ્ધ પ્રતિબિંબમાં થાય છે ત્યારે સિદ્ધિને ઉદ્ભાવનાર “કામ”નો નાશ થયેલો છે. આ રીતે કહેતાં જે મુક્ત છે તેને સિદ્ધિ અવશ્ય હોવી જોઈએ એ વાત ખોટી છે. પણ એ વાત પાછી એક રીતે સત્ય પણ છે. જે જે વ્યવહાર બને છે, જે જે જ્ઞાન ઉદ્ભવે છે, તે બધા (વ્યવહાર પરત્વે બોલતાં) મનોમય કોશનો ને તેથી ઊતરતા કોશનો વિષય છે. વિજ્ઞાનમયનો ભાસ તો ક્વચિત્—મહાત્મા જેવા પુરુષોનામાં જ—જણાય છે, પરંતુ જે જે કાર્ય વિચાર બને છે પ્રવર્તે છે તે તે જેમ એક એક પિંડ દ્વારા બને છે પ્રવર્તે છે તેમ બ્રહ્માંડના તે તે કોશ સાથે પણ સંબંધ રાખે છે. મનોમય પર્યંતના કોશ પિંડ અને બ્રહ્માંડના જુદા જુદા રહે છે. પણ વિજ્ઞાન અને આનંદ એ કોશમાં નાનાત્વ નથી અર્થાત્ જે વિજ્ઞાન આનંદમાં સ્થિત છે તે જ્ઞાનીની આગળ વસ્તુમાત્ર પ્રત્યક્ષ જ છે. તેનામાં જે જે વિજ્ઞાનાનંદનો પ્રકાશ છે તે એવો સ્પષ્ટ અને સાહજિક છે કે તેને તે સર્વનું દર્શન કરાવી શકે. પરંતુ એવા યોગીએ પોતાના ઉચ્ચ સ્થાનમાં રહી, સિદ્ધિ માટે તો, મનોમય

કોશના નીચ સ્થાનમાં બનતા વ્યવહારનાં પ્રતિબિંબ ઉપર પોતાની નજર ફેંકવાની ઇચ્છા કરવી જોઇએ, જે થવું અશક્યવત્ છે—કેમકે એમ કરવાથી તેનો મનોમય સાથે વ્યવહાર પુનઃ ચાલતો થાય છે, "કામ" જાગ્રત્ થઇ તેનો યોગમાં વિક્ષેપ કરે છે. આમ હોવાથી મુક્તને સિદ્ધિ છે અને નથી એમ કહેવું પડે છે.

* * * *

પ્ર. એમ સમજાય છે કે વેદાન્તશાસ્ત્રની પરિપાટી કોઇ વિલક્ષણ પ્રકારની છે?

ઉ. વેદાન્તશાસ્ત્રની જ નહિ પણ શાસ્ત્રમાત્રની પરિપાટી વિલક્ષણ, એટલે સાધારણ લોક જે ધારતા હોય તે કરતાં કાંઇક જુદું બતાવે તેવી હોય છે. લોકો જે વાતો સાધારણ રીતે જાણતા હોય તેને યથાર્થ નિયમપૂર્વક યોજવી એનું નામ શાસ્ત્ર. વાણીનો ઉપયોગ સર્વ કરે છે, વાક્યો વાપરે છે, પણ તેમાં કર્તા કર્મ ક્રિયાપદ એનો વિવેક સર્વેના જાણવામાં નથી, એ તો વ્યાકરણશાસ્ત્ર ભણેલા જ સમજે છે. વાણીનો જે સામાન્ય વ્યવહાર તેના નિયમ બતાવવાથી વ્યાકરણ એ નામનું શાસ્ત્ર થયું. એ શાસ્ત્ર સમજતાં પૂર્વે પણ શબ્દોને ઓળખવા, તેમના અર્થ જાણવા, સામાન્ય રીતે ભાષાના પ્રયોગનો પરિચય હોવો, એટલું આવશ્યક છે. નાના બાલકને કે અભણ ગામડિયાને વ્યાકરણશાસ્ત્ર સમજાવવા બેસવું તે નકામું છે. એમ જ વેદાન્તશાસ્ત્રનું પણ જાણવું. માણસમાત્ર બોલે છે, અનેક વસ્તુ સંભવાદિનાં દર્શન પામે છે, વિચારે છે, સુખ ઇચ્છે છે, દુઃખ પરહરે છે, પણ આખા વિશ્વમાં બધાંમાં શો નિયમ પ્રવર્તે છે, સત્ય શું છે, સુખ શું છે, એ વાતનો પદ્ધતિપુરઃસર વિચાર બતાવવાનું કામ વેદાન્તશાસ્ત્ર કરે છે. એ શાસ્ત્રને સાધારણ રીતે અદ્વૈતશાસ્ત્ર કહે છે, કેમકે એ શાસ્ત્રનો સિદ્ધાન્ત એવો છે કે અદ્વૈત એટલે દ્વૈત નહિ—બે—નહિ—તે જ સત્ય. વેદાન્તશાસ્ત્ર એવું તેને નામ આપવામાં હેતુ એ છે કે જે ચાર વેદ છે તેનો જે અંત એટલે છેડાનો ભાગ તેમાં બતાવેલા સિદ્ધાન્તોનું એ શાસ્ત્ર છે. વેદના અંતને ઉપનિષદ્ કહે છે, ને તેમાંના સિદ્ધાન્તનો બરાબર અન્વયપૂર્વક વિવેક કરી બતાવનાર શાસ્ત્રને વેદાન્તશાસ્ત્ર નામ આપેલું છે.

પ્ર. અદ્વૈતશાસ્ત્ર એ નામ તો ઠીક છે; પણ વેદાન્તશાસ્ત્ર એ નામથી ઉપનિષદ્ના સિદ્ધાન્તનું શાસ્ત્ર એવું સમજાય છે તો તેવા નામની શી અપેક્ષા હતી?

ઉ. વેદના ત્રણ વિભાગ છેઃ સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ્. સંહિતામાં સૂક્ત એટલે દેવતાને આહ્વાન કરવાના મંત્રો છે, બ્રાહ્મણ ભાગમાં

તે સૂક્તના પ્રયોગના વિધિ છે, ને ઉપનિષદ્‌માં એ મંત્રોના રહસ્યનું વિવેચન છે. વેદમાં ત્રણ પ્રકારનો વિષય છે. કર્મ, ઉપાસના, જ્ઞાન. વિહિત, નિષિદ્ધ, નિત્ય, નૈમિત્તિક, કામ્ય આદિ જે જે કર્મનો વિવેક છે તે પ્રમાણે કરવું તે કર્મકાંડ. વિહિત એટલે આમ કરવું એવી આજ્ઞાવાળાં કર્મ; નિષિદ્ધ એટલે આમ ન કરવું એવી આજ્ઞાવાળાં કર્મ; નિત્ય તે જે કર્યા વિના હાનિ થાય તેવાં સંધ્યાવંદનાદિ કર્મ; નૈમિત્તિક તે પ્રસંગે કરવાં પડે તેવાં શ્રાદ્ધાદિ કર્મ; અને કામ્ય તે કામનાને લઈને કરવાનાં પુત્રકામેષ્ટિ આદિ કર્મ; એમ સમજવું એ બધો કર્મકાંડનો વિષય થયો. ઉપાસના એટલે કોઈ એક દેવતાને આરાધવાનો ક્રમ. અને જ્ઞાન એટલે આત્મસાક્ષાત્કાર પામવો તે. એ ત્રણે વિભાગ વેદમાં બતાવેલા છે. સંહિતા અને બ્રાહ્મણમાં કર્મ અને ઉપાસના કહ્યાં છે, અને ઉપનિષદોમાં કંઈક ઉપાસના છે પણ મુખ્ય રીતે જ્ઞાનમાર્ગ બતાવેલો છે. જ્ઞાનમાર્ગ છે તે શ્રેષ્ઠ છે, તેનાથી મુક્તિ છે, માટે તે મુખ્ય છે; અને ઉપનિષદ્ ઘણાં છે. તેમાં જ્ઞાનમાર્ગની વાર્તા જુદે જુદે પ્રકારે કહેલી હોવાથી ભ્રમ પેદા થવાનો સંભવ છે, એટલે ઉપનિષદ્ અથવા વેદનો જે અંત તેમાં કહેલા જ્ઞાનમાર્ગની શ્રેષ્ઠતા તથા એકરૂપતા બતાવવા માટે શાસ્ત્રની અપેક્ષા છે. એમ કર્મ, ઉપાસના જ્ઞાનને તેમાં સર્વોત્તમ જ્ઞાનમાર્ગ તેનું રહસ્ય બતાવનાર અને તેની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરનાર શાસ્ત્ર તે વેદાન્તશાસ્ત્ર એ ધ્વનિ, એ નામથી સૂચવેલો છે.

પ્ર. કર્મ, ઉપાસના ને જ્ઞાન તેમાં મોક્ષ તો જ્ઞાનથી છે એમ આગળ કહેલું છે, ને જ્ઞાન શ્રેષ્ઠ કહો છો, ત્યારે કર્મ અને ઉપાસનાનો શો ઉપયોગ?

ઉ. જ્ઞાન છે તે તો ફલ છે, પણ ફલ પામવા માટે કાંઈક તૈયારી જોઈએ. એકાએક ફલ હાથ આવતું નથી, જડ માણસ આગળ જ્ઞાન એટલે અપરોક્ષ આત્મસાક્ષાત્કારની વાત કરો તે નિરર્થક છે. જેનો જેવો અધિકાર હોય તેને તેવો માર્ગ ઉપયોગનો થઈ શકે. બાલકને રસાયનશાસ્ત્ર સમજાવીએ તો તે નકામું છે. તેને તો દિવાસળીના ભડકા અને દારૂના ફટાકડાથી જ આનંદ થઈ શકે, તે કેમ બન્યા એ સમજવાની તેને શક્તિ નથી. એમ જ મંદ અધિકારી છે તેને વિહિતાદિ કર્મ કરવાથી ફલ છે. કર્મ કરવાથી શ્રદ્ધા થાય છે, ને શ્રદ્ધાથી ચિત્તમાં પ્રસાદ એટલે સ્વચ્છતા આવે છે. અમુક વાત સત્ય છે, કર્તવ્ય છે, એવી આસ્તાપૂર્વક શુદ્ધ બુદ્ધિ પેદા થાય છે, શ્રદ્ધા બંધાય ત્યારે ઉપાસના માટે યોગ્યતા આવે છે. અમુક દેવતાને સંપૂર્ણ શ્રદ્ધાથી ઉપાસવામાં મનોબલ વૃદ્ધિ પામે છે, ને જે સંકલ્પ હોય તે સિદ્ધ થાય એટલું સામર્થ્ય પેદા થાય છે. શુદ્ધ શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરતાં આવું સામર્થ્ય આવે

તે થકી સન્માર્ગે ચાલતાં ચિત્તમાં વિવેકાદિ અંકુર પ્રકટે છે, અને જ્ઞાનનો અધિકાર આવે છે. જ્ઞાનમાં પણ જે આત્મસાક્ષાત્કાર થવાનો તે એક ભાવનાને પ્રત્યક્ષ અનુભવમાં લાવવાનું જ કામ છે, એટલે જેમ ઉપાસનામાં ચિત્તશુદ્ધિ સારી તેમ જ્ઞાન પામવામાં બહુ સુલભતા થવાની એમ સમજવું. સંકલ્પ બલવાન થયો એટલે આત્મસાક્ષાત્કારમાં વાર નથી લાગતી. એમ કર્મ ઉપાસના જ્ઞાન ત્રણેને ઉત્તરોત્તર સંબંધ છે, પણ જ્ઞાન વિના મુક્તિ નથી એ વાત સિદ્ધ છે. કર્મ ઉપાસના વિના જ્ઞાન ન જ થાય એવો પણ નિયમ નથી, કેમકે પૂર્વજન્મમાં ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી હોય તો આ જન્મમાં એકાએક જ્ઞાન પણ શુકદેવની પેઠે થઇ શકે.

પ્ર. વેદાન્તજ્ઞાન પામવા માટે અધિકાર જોઈએ એમ જે કહેવાય છે તેનો અર્થ ત્યારે શું એવો છે કે કર્મ અને ઉપાસના કરેલાં હોય તે પછી વેદાન્તનું શ્રવણ થાય?

ઉ. હવણાં જ કહ્યું કે કર્મોપાસના પછી જ વેદાન્તશ્રવણ કરવું એવો નિયમ નથી, એટલે આ પ્રશ્નનો અવકાશ નથી. પરંતુ આ પ્રશ્નનું તાત્પર્ય એમ હોય કે કર્મ ઉપાસનાની અપેક્ષા નથી, તે શા માટે નથી? તો તેનું ઉત્તર આ પ્રકારે છે. કર્મ અને ઉપાસના ઉભયથી વેદાન્તનો વિષય અત્યંત ભિન્ન છે એમાં તો એ જ વાત અનુભવમાં ઉતરાવવી છે કે જેટલો જેટલો ભેદ છે તે મિથ્યા છે. નાત, જાત, વર્ણ, પદવી, અધિકાર, સ્થિતિ, દશા, આદિ કારણથી જે જે ભેદ છે તે ખોટા છે, સર્વત્ર એક આકાર અભેદ—પરમપ્રેમભાવ—એ જ સત્ય છે. આ વાત વેદાન્તને તો અનુભવમાં લાવી આપવી છે, ત્યારે "ધર્મકર્મ આચાર્યગુરુ સંત મહંત અનેક, ભેદથકી જ બન્યા રહે તે શું આપે અભેદવિવેક?" એ પ્રમાણે કર્મ ઉપાસનાદિ તો ભેદમૂલક છે એટલે તેમનાથી કોઇવાર પણ અભેદ સમજાય એમ નથી. માટે યદ્યપિ કર્મ અને ઉપાસનાથી ચિત્તશુદ્ધિ આદિ થાય તથાપિ તેમનાથી કોઇવાર પણ અપરોક્ષસાક્ષાત્કાર સિદ્ધ થાય એ અશક્ય છે. ત્યારે સામાન્યરૂપે જેને અધિકાર એટલે વેદાન્તાભ્યાસ માટેની યોગ્યતા કહેવાય તેનું સ્વરૂપ તો સમજાઇ ગયું. જે જિજ્ઞાસુના હૃદયમાં અત્યંત પ્રેમભાવ હોય, જેને સર્વત્ર એકાકારતા મનથી પણ માનવામાં બાધ ન હોય, તે પ્રેમી પુરુષ કે સ્ત્રી વેદાન્તના સામાન્ય અધિકારવાળાં છે એમ જાણવું. દયા, નમ્રતા, અનહંકાર, મૃદુતા, સરલતા, સીધાપણું એ આદિ ગુણોથી એવા પ્રેમભાવનું અનુમાન જ્ઞાનીઓ કરી લે છે.

* * * * *

પ્ર. સાધનચતુષ્ટય તે શું ?

ઉ. વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, મુમુક્ષુતા, તે સાધનચતુષ્ટય કહેવાય છે.

૧. વિવેક. આત્મા ને અનાત્માનું પૃથક્ જ્ઞાન તે વિવેક. અર્થાત્ આત્મા શું છે, અનાત્મા શું છે, એનો સ્પષ્ટ વિચાર જેના મનમાં ઉદય થઈ શકતો હોય તે વિવેકી કહેવાય. વિશ્વ ઉપર દૃષ્ટિ કરતાં ચેતનમય કેટલું છે, જડમય કેટલું છે, એ વિભાગ જેને સમજાતો હોય, તેમ જ આત્મા જે પોતે—ચેતન—તે જ ક્યાં ક્યાં છે, શી શી વસ્તુ પોતારૂપ, પોતાની, પોતાના હિતની, છે, શી શી નથી, એનું જેને સૂક્ષ્મ જ્ઞાન હોય તે વિવેકી કહેવાય. વિશ્વના વસ્તુ પદાર્થાદિને એવી દૃષ્ટિથી અવલોકવાની ટેવ પાડવી જોઈએ કે તેમનું પૃથક્કરણ કરી પ્રત્યેકમાંથી શુદ્ધ આત્માને-પોતાના સદશ અંશને—ભિન્ન પાડી શકાય, અને પોતારૂપે અનુભવી શકાય, એ વિવેકનું લક્ષણ છે. વસ્તુમાત્રના ભિન્ન ભિન્ન અંશ ભિન્ન ભિન્ન મૂલે આરોપી દેવા, અને તેમાં જે આત્મબુદ્ધિ ભાસતી હતી તે મિથ્યા હતી એમ સમજી અંતરના રાગદ્વેષને શમાવવા એ વિવેકનું કાર્ય છે.

૨. વૈરાગ્ય. આવો વિવેક જ્યારે સ્ફુરે છે, અનેક જન્મ જન્માંતરના ભદ્ર સંસ્કારો એ ઉપચિત વાસનાને બલે જાગી ઊઠે છે, ત્યારે દૃશ્યમાન નાનાત્વમય જે પદાર્થસમૂહ તેમાં આત્મત્વ લાગતું નથી. વ્યવહારમાત્ર અનાત્મા ભાસે છે. તેમાં રાગદ્વેષનાં જે નિદાન તે પણ અન્ય રૂપે—આત્મારૂપે—ભાસે છે. કોઈએ કરેલો અપરાધ કે માનભંગ, વિરોધ કે અલાભ, કેવલ તેની પ્રકૃતિના સ્વાભાવિક ક્ષોભ રૂપે સમજાઈ, આત્મા પરત્વે તો કેવલ મિથ્યા સમજાય છે; વિવેકથી સ્થાપિત આત્મજ્ઞાનમાં તેને લીધે વિક્ષેપ આવતો નથી. આવું થતાં જ અંતરને કોઈ અમુક સ્થાન, અમુક વ્યક્તિ, અમુક વિચાર, તે ઉપર વળગી રહેવાપણું—બંધન—રહેતું નથી. અમુકત્વવિશિષ્ટ જે રાગ તે આ પ્રકારે તૂટી જાય છે, ને તેમ થાય છે એટલે વિરાગ સ્વતઃ સિદ્ધ સ્થિર થવા માંડે છે. એકે સ્થાનાદિ પરત્વે નિયત જે રાગ તે મટીને સર્વમયતા ગ્રહે એ જ વિરાગનું સૂક્ષ્મ તત્ત્વ છે. ઘર તજવું, કે અમુક આહારાદિ તજવાં, અમુક સંસર્ગ તજવા, એ આદિ જે વિરાગને નામે ચાલે છે તે વિરાગના મૂલાક્ષર ભણવા માટેની યુક્તિઓ છે, પરંતુ તેમ કરતાં કરતાં જો રાગમાત્ર જ હૃદયમાંથી ચૂકી જાય તો તો વિરાગ કશા કામનો નહિઃ—એવો વિરાગી હૃદયશૂન્ય મહારાક્ષસ થઈ રહે. પરંતુ વ્યક્તિનો રાગ તજતાં તજતાં સર્વમય રાગ અનુભવાય, ભેદ તૂટે, અભેદ થાય, તો વિરાગ સિદ્ધ થયો ગણાય. એવા વિરાગી બ્રહ્મલોકથી તે તૃણ પર્યંતની પણ સ્પૃહા ન

રાખે એ અર્થાત્ સિદ્ધ છે. સંન્યાસના લિંગવેષાદિથી વિરાગ થયો માનવો એ ભૂલ છે એમ સ્પષ્ટ સમજાવું હવે કઠિન નથી. ગમે તેવી સ્થિતિમાં, ગમે તે આશ્રમમાં, કોઈ પણ સંસ્કારી જીવ, વિરાગી હોઈ શકે છે. ભાસમાન પ્રવૃત્તિ તેવા વિરાગીને બાધકર્તા નથી. શ્રીમદ્ભગવદ્‌ગીતામાં સંન્યાસ તેને જ કહ્યો છે કે જે કામ્ય કર્મના ત્યાગરૂપ છે. અમુક મારું છે, અમુક કરવું છે, એવી કામનાપૂર્વક જે કાર્ય થાય તે બાધકર્તા છે, પણ તેવી વાસના વિના જે પ્રાપ્તાપ્રાપ્તનિર્વાહરૂપ પ્રવૃત્તિ છે, જેનાથી અંતરના નિશ્ચયમાં ક્ષોભ નથી, તે સર્વથા સંન્યાસરૂપ જ છે, એ જ ગૂઢ શાસ્ત્રમાં મર્મ કહ્યો છે કે "સર્વે પ્રકૃતિના ગુણે કરીને અવશ હોય તેમ કર્મમાં પરોવાય છે;" અર્થાત્ બુદ્ધિપૂર્વક કર્મત્યાગ એ વિરાગ તો અશક્ય જ છે; અમુકત્વવિશિષ્ટ રાગના ત્યાગરૂપ વિરાગ શક્ય છે અને ઇષ્ટ છે. વિરાગના પણ ઘણા ભેદ માનવામાં આવે છે; મંદ, મૃદુ, તીવ્ર. વિરાગની વાર્તા સર્વે સમજે છે, જાણે છે, કરે છે, પણ તેથી આગળ કેટલાક કશું કરી શકતા નથી, એ મંદ વિરાગવાળાં છે. જે વાતો કરે છે, સમજે છે, અને માયાએ ઉપજાવેલાં ભેદમય બંધનમાં માનેલી પોતાની અનુકૂલતાનો વિક્ષેપ ન થાય ત્યાંસુધી વિરાગમાર્ગે અનુસરે છે, તે મૃદુ વિરાગવાળાં છે. પણ જેમના મનમાં દારુના ઢગમાં અગ્નિકણ પડવાથી બધું ભસ્મ થાય છે, તેમ વિરાગજ્ઞાનનો નિશ્ચય પ્રકટતાં ભેદમાત્ર મિથ્યા થઈ જાય છે, તે તીવ્ર વિરાગી છે; જેમ દારુની ભસ્મમાંથી ફરી દારુ થતો નથી, તેમ વિરાગાનુભવથી ટાળેલા ભેદભાવનો તેમના મનમાં પુનઃ ઉદય થતો નથી. જેમનાં હૃદય વિવેકવિરાગને સમજી પણ શકતાં નથી તે તો પામર છે.

૩. શમાદિષટ્‌સંપત્તિ એ સાધકનું ત્રીજું અંગ છે. શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, એ શમ છે આદિ જેમાં એવાં ષટ્ સાધન જાણવાં. વિવેક અને વિરાગનું રહસ્ય એમ નીકળે છે કે આત્મભાવ સમજી સર્વાત્મભાવ પામવો; પરંતુ એમાં અલ્પજ્ઞને એમ ભાસે કે અંતઃકરણને એક સ્થાને ઠરવા ન દેતાં સર્વત્ર રાખવાથી વિરાગ અને વિવેક સિદ્ધ થશે, તો તે કેવલ ભ્રમાત્મક જ્ઞાન છે, એમ બતાવવા આ છ સાધન ઊમેરેલાં છે. વિવેક વિરાગ એ શમાદિની અપેક્ષાએ, બહિરંગ સાધન છે; તેમની અપેક્ષાએ શમાદિ અંતરંગ સાધન છે. એટલે કે શમાદિ છે તે કેવલ અંતઃકરણથી જ સાધ્ય છે, અને વિવેકાદિને પુષ્ટ કરે છે. વિવેકાદિ અંતઃકરણથી તેમ બાહ્ય કરણથી સાધ્ય છે અને શમાદિમાં ઉપયોગી થાય છે. વિવેક વૈરાગ્ય સિદ્ધ છતાં આત્માનંદના અનુભવને સારુ તો શમાદિની આપેક્ષા છે, તે ન હોય તો સાધક વિહ્વલ, અનિશ્ચિત, શંકાગ્રસ્ત, થઈ રહે. શમાદિ થકી અંતરનો

વૃત્તિઓ ઠરે છે. ડહોળાયેલું જલ ઠરવા માંડતાં જેમ મલમાત્ર તલ ઉપર વળગે છે, ને જલ કેવલ સ્થિર અને સ્વચ્છ થઈ પારદર્શક થાય છે, અને વસ્તુમાત્રના બિંબને સ્પષ્ટ રીતે ગૃહે છે; તેમ અંતઃકરણ પણ શમાદિથી ઠરતાં, રાગાદિ મલથી વિશુદ્ધ થઈ સર્વમય આત્મભાવનું બિંબ યથાર્થ ગૃહી તન્મય થાય છે. એ જ જ્ઞાનમાર્ગ છે; ઠરવામાંથી આનંદ આવે છે. આરે શમાદિનું સ્વરૂપ કહીએ.

શમાદિ ષટ્ સંપત્તિનો હેતુ ઉક્ત રીતિનો છે. તેમાં શમ એટલે વિષયસમૂહથી વિરાગ પામી, તેમાં દોષદૃષ્ટિ ગૃહી, સ્વલક્ષ્ય ઉપર મનની જે સ્થિતિ તે. જેને વિવેક થયો, આત્માનાત્મજ્ઞાન સ્પષ્ટ સમજાયું છે, તેવા પુરુષને અનાત્મ વસ્તુનું દોષદર્શન સ્વતઃ જ થાય છે, અને તેને વિરાગ દૃઢ થવામાં કાંઈ વિક્ષેપ રહેતો નથી. એ પ્રકારે વિરાગ સિદ્ધ થયા પછી સ્વતઃ જ શમનો ઉદય થાય છે. વિરાગ થયા પછી, વૃત્તિઓ જે જે વસ્તુ પદાર્થાદિ પ્રતિ વહન કરે છે તેમાં દોષદર્શન થાય છે, એટલે વૃત્તિ ત્યાંથી પાછી વળી સર્વમય એકરસ જે પરમ લક્ષ્ય બ્રહ્મ તેમાં જ વિરામ પામે છે. આ પ્રકારે વૃત્તિમાત્રને બાહ્ય વિષયથી વ્યાવૃત્ત કરી સર્વના અધિષ્ઠાનમાં સ્થાપવી તે શમ કહેવાય. એ રીતે વૃત્તિઓ જ્યારે બાહ્યવ્યાવૃત્ત થવા માંડે ત્યારે ઇંદ્રિયો પણ વ્યાપાર કરતી અટકે ઇંદ્રિયોને વ્યાપારથી અટકાવી પોતપોતાના સ્થાનમાં જ નિયમવી તે દમ કહેવાય. ઇંદ્રિયો બે પ્રકારની છે. જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય. તે ઉભયને પોતપોતાના સ્થાનમાં નિયમી રાખવી તે દમ. આ પ્રકારે શમ અને દમ સિદ્ધ થાય એટલે ઉપરમ એની મેળે ફલે છે. ઉપરમ એનો શબ્દાર્થ તો એટલો જ છે કે શાન્તિ; અર્થાત્ બાહ્ય આલંબન માત્ર તજીને આંતર આલંબન ઉપર વૃત્તિ માત્રને લગાડવી, અંતર્મુખ કરી નાખવી, તે ઉપરમ. બાહ્ય જગતમાં આસક્તિનાં અનેક કારણ વિદ્યમાન છે. સમૃદ્ધિ, અધિકાર, પુત્ર, દારા, પરિવાર, કીર્તિ, ઇત્યાદિ; તેમ જ અમુક ધર્મ, અમુક જાતિ, અમુક દેશ, ઇત્યાદિનું પણ અભિમાન પ્રાણીમાત્રને હોય છે. એ બધાં બાહ્ય આલંબન કહેવાય; વૃત્તિની બાહ્ય આસક્તિનાં સ્થાન કહેવાય. તે સર્વ ઉપરથી વૃત્તિને ઉઠાડી લેઈ કેવલ અંતર્મુખ કરવી, વૃત્તિમાત્રનો અવભાસક જે આત્મા તેના ઉપર સ્થિર કરવી, તે ઉપરમ. આવો તે ઉપરમ સિદ્ધ થાય એટલે તિતિક્ષા સ્વાભાવિક રીતે જ આવે. આત્માનાત્મ ઓળખી વૃત્તિઓને અંતર્મુખ જેણે કરી છે તેને શરીરે થતાં સુખદુઃખ કે મનમાં થતાં કલેશાદિ તેનાથી પરિતાપ થવાનો સંભવ નથી. વિશ્વવ્યવસ્થાના સર્વસાધારણ સ્વરૂપમાં ચિત્તવૃત્તિએ કરીને ભેદવિસ્તારમાં દોષ ઉદ્ભવે છે એટલે જે માનસિક ઉપાધિજન્ય

ક્લેષાદિ તે ચિત્તવૃત્તિ અંતર્મુખ થઈ અભેદ સમજે તે પછી રહેતાં જ નથી; પણ જે આધિભૌતિક અને આધિદૈવિક છે તેની પણ એવો દઢ ઉપરમવાળો મુમુક્ષુ ઉપેક્ષા જ કરે છે. ઉપેક્ષા કરે છે એટલું જ નહિ, પણ તે તે દુઃખાદિના પરિહાર માટે પ્રયાસ પણ આદરતો નથી. આવું જે ચિંતાવિષાદરહિત, અને પ્રતીકારના પ્રયત્ન વિનાનું, સર્વ દુઃખનું સહન તે તિતિક્ષા. આટલે સુધી આવ્યા પછી, સાધકનામાં શ્રદ્ધા સિદ્ધ થવી જોઈએ. એ પછી શ્રદ્ધા વિના સિદ્ધ થતું નથી; આપણને પગ વડે ચાલવાની સહજ શક્તિ છે તેમાં પણ જો અશ્રદ્ધા થઈ જાય તો ચાલવું કઠિન પડે એવો શ્રદ્ધાનો બહુ પ્રતાપ છે. ત્યારે જે સાધક છે તેને પ્રથમ તો પોતાના સામર્થ્ય ઉપર શ્રદ્ધા જોઈએ. પોતે જે માર્ગ ગ્રહણ કર્યો છે તેમાં સિદ્ધિ પ્રાપ્ત થશે જ, ગમે તેવાં વિઘ્નથી પાછો હઠનાર નથી, એવી દઢ શ્રદ્ધા પોતાના સામર્થ્ય ઉપર જોઈએ. ગુરુકૃપા, ઈશ્વરકૃપા, એથી જ સર્વ થશે એમ હોવા કરતાં પોતાના આત્મા ઉપર આવી શ્રદ્ધા હોય તે વધારે ઉપયુક્ત છે. એ શ્રદ્ધાની સાથે જ પોતે જે સિદ્ધાન્ત માન્ય કર્યો છે તે સિદ્ધાન્ત જણાવનારાં શાસ્ત્ર ઉપર પણ તેવી જ શ્રદ્ધા જોઈએ, સત્યને સત્ય માની ઉત્તમ સત્યરૂપે પૂર્ણ પ્રેમથી ભજવું જોઈએ. વળી એ સત્યના સમજાવનાર જે દેશિકો છે તેમના ઉપર પણ તેવો જ પ્રેમ જોઈએ. આવી શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યારે આગળના ચાર ગુણોને યોગે, સમાધાન એ શમાદિ સંપત્તિમાંનો છઠ્ઠો ગુણ ઉદય પામવાનો સમય આવે. પરબ્રહ્મ ઉપર ચિત્તનું સારી રીતે આધાન તે સમાધાન. એવું સમાધાન થયા પછી કોઈ પ્રકારનાં ક્લેશ દુઃખાદિ કે અસંતોષ રહેતાં નથી.

૪. આ પ્રકારે આ ષટ્ સંપત્તિ સિદ્ધ થાય એટલે સ્વાભાવિક રીતે જ, સાધકના મનમાં એવાં પ્રશ્નો સ્ફુરે છે કે હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? ક્યાં જઈશ? સુખ–મોક્ષ શું છે? શી રીતે સમજાય? ઇત્યાદિ. આવાં પ્રશ્નોના નિર્ણય કરવાની જે અતિ તીવ્ર અને દઢ ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય. એ પ્રકારે સાધનચતુષ્ટયનો વિવેક છે.

પ્ર. સાધનચતુષ્ટયસંપન્નની સાથે અધિકારીને પાછો પ્રમાતા કહેલો છે તેનું શું તાત્પર્ય છે?

ઉ. પ્રમાતા એટલે પ્રમા એટલે યથાર્થ જ્ઞાન તેને સમજનાર અર્થાત્ સાધનચતુષ્ટયસંપન્ન તેમ છતાં એવો કોઈ કહે તે બધું હાજી હા કરીને માન્યાં ન જાય, અથવા કહેલી વાતમાંથી યુક્તિ પ્રયુક્તિ સમજીને તત્ત્વ તથા તે તત્ત્વને સમજાવવાની યુક્તિને જુદાં પાડી ન શકે, અથવા તત્ત્વ ગ્રહણ કરતાં

શંકા સમાધાન ન ઉઠાવતાં શિથિલ રીતે જ વાતને ગ્રહણ કરે, ને ઉપરથી પોતાના નિશ્ચયને ફેરવવા તત્પર થાય ઇત્યાદિ. આવું જે બુદ્ધિમાંદ્ય તે અતીવ અનિષ્ટ છે; ઉપદેશનું રહસ્ય યથાર્થ રીતે પોતાની બુદ્ધિ થકી ગ્રહણ કરે, અને તત્વનિષ્ઠાની સૂક્ષ્મ વાત નિરાગ્રહ થઈ સર્વદા સ્થિર તથા શાન્ત મતિ વડે વિવેચી શકે તે પ્રમાતા કહેવાય. સાધનચતુષ્ટયસંપન્ન એવો જે પ્રમાતા તે વેદાન્તશાસ્ત્રનો અધિકારી છે.

પ્ર. અધિકારી થયા પછી શું કરવું?

ઉ. શ્રવણ, મનન, નિદિધ્યાસન. બ્રહ્મજ્ઞાનનાં શાસ્ત્રોનું ગુરુ દ્વારા શ્રવણ કરવું; જાતે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ થાય તેવી યુક્તિ પ્રયુક્તિ સાધી તેનો પ્રયોગ કરતા રહેવું, એ રીતે જે શ્રવણ થાય તેમાં શંકા સમાધાન થકી જે દૃઢ વાર્તા મનમાં ઊતરે તે ઉપર સર્વદા મનન કર્યાં કરવું અને અસ્ખલિત એક પ્રવાહરૂપે તે સત્યને વૃત્તિમાં ઠરાવવું. એમ જ્યારે વૃત્તિ બ્રહ્માકાર થાય ત્યારે તેમાંથી બીજું ભાનમાત્ર દૂર કરી કેવલ એકરસ બ્રહ્મદર્શન પામવું એ નિદિધ્યાસન. જે જાણ્યું હોય તે જ થવું એ અપરોક્ષ. પછી જ્યારે એમ થવાયું છે એનું પણ વિસ્મરણ થાય, ને સર્વદા એ સ્થિતિ રહે, તે નિર્વિકલ્પ.

'સુદર્શન' : નવેમ્બર, ૧૮૯૨ થી જુન ૧૮૯૩.

# નારીશિક્ષા

## ઘર

મનુષ્ય વર્ગની ઉત્પત્તિ ક્યારે અને કેવી રીતે થઈ એ વાતનો વિચાર આ ઠેકાણે કરી શકાય તેમ નથી; પરંતુ દિનપ્રતિદિન માણસ જાતિની કૃતિઓમાં જે સુધારા દૃષ્ટિએ આવ્યાં જાય છે તે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે જ્યારથી મનુષ્ય પેદા થયું હશે ત્યારથી જ હાલ છે તેવી સ્થિતિમાં હશે નહિ. આ ઉપરાંત વળી ઈતિહાસને માટે પ્રાચીન શોધ કરનાર પંડિતો કહે છે કે કોઇ કોઈ દેશનાં આસપાસના સંબંધથી નિરાળાં પડી ગયેલાં જંગલોમાં કે ઉજ્જડ મેદાનોમાં જનાવરને લગભગ મળતી આવે તેવી પ્રકૃતિનાં માણસ પણ હયાત છે. પ્રાણીશાસ્ત્રમાં વિશેષ ઊંડા જનારા વિદ્વાનો તો એમ પણ લાવ્યા છે કે આ જંગલી માણસને મળતાં એવાં એક પ્રકારનાં વાંદરાં થાય છે, ને તેમનામાંથી જ સુધરતે સુધરતે માણસ થયાં હશે. પણ આ બધા વિષયોનું વિવેચન અત્રે કરવાનો પ્રસંગ નથી. સિદ્ધાંત એ જ કે માણસ જાતિની પ્રકૃતિ ફેરફાર કરતાં કરતાં દિનપ્રતિદિન સુધરતી ચાલે તેવી–બુદ્ધિયુક્ત–છે. એના ઉદાહરણ તરીકે એટલું પુનરુક્તિ થતાં પણ કહી શકાય કે જે પ્રાણી કેવલ પ્રેરણાથી જ વ્યાપાર કરે છે તેમનાં કર્મમાં અદ્યાપિ પણ તફાવત જણાયો નથી પણ જેનામાં આ પ્રેરણા માત્ર કરતાં વિવેક* હોય છે તેનાં કર્મમાં જાણીતા ફેરફાર માલૂમ પડેલા છે. કૂતરાંની અથવા સસલાંની પોતાની બોડ બનાવવાની અનાદિકાલથી ચાલી આવતી રીતિને અને માણસ જાતિની પોતાનાં રહેવાનાં સ્થાન, પહેરવાના પોશાક, જમવાનાં ભોજન વગેરેની નિરંતર બદલાતી હાલતને સરખાવી જોવાથી આ સિદ્ધ રીતે જણાઈ આવશે. માણસમાં મૂલથી જ સારાસારવિચારપૂર્વક વ્યવહાર કરવાની શક્તિ–બુદ્ધિ–છે, એ વાત આમ સિદ્ધ કરી લેતાં જ આ પ્રશ્ન ઊઠે છે કે માણસ એક એકની સાથે

---

* ખરા ખોટાનો વિચાર કરવાની શક્તિ.

જોડાઈને ઘર, તે મળીને ગામ, તેમાંથી દેશ, ને તેમાંથી રાજ્ય એ તેની પ્રકૃતિના કયા અંશને આધારે રચે છે?

ભૂમિનો આકાર અને દેશની હવાને અનુસારે લોક અસલ તો પોતાનું ગુજરાન શોધવાની પ્રથમ મહેનત કરતા. જે દેશમાં જે મળ્યું તે લોકોએ ખાવા માંડયું; જમીન ઉપર સ્વાભાવિક રીતે ફલ મૂલ વગેરે કાંઈ ન નીપજતું હોય તો પછી માણસો દરિયાનાં માછલાં, કે જંગલનાં પક્ષી, અથવા અજાણ્યાં માણસ પણ—જે હાથ લાગે તે ખાય; તથા તેને ધંધામાં કામ લાગે તેવાં હથિયાર વગેરે બનાવી લે. જેમ જેમ જુદાં જુદાં માણસો જુદી જુદી ચીજો કરવા લાગ્યાં તેમ તેમ એકબીજાની મહેનતનાં ફલ પરસ્પર બદલવા લાગ્યાં. અસલ તો દરેક જણ ખેડુત, કુંભાર, દરજી, સુથાર, લડવૈયો વગેરે હશે પણ જેમ જેમ કોઈએ વાસણ બનાવવા માડયાં, કોઈએ કપડાં કરવા માંડયાં, કોઈએ લાકડાં ઘડવા માંડયાં ને કોઈએ શરીર દૃઢ રાખવા માંડયાં, તેમ તેમ તે બધા ધંધા એક જ જણે કરવા મૂકી દીધા, અને પોતે જે ધંધો કરતો હોય તેનું ફલ બીજાને આપી, તેના ધંધાનું ફલ પોતે લેવા માંડયું. આ જ સંકલના આગળ ચલાવવાથી આપણે છેક હાલની સ્થિતિ સુધી આવી શકીશું: પણ જે પ્રકૃત વિષય છે તેમાં ઉપયોગની બિના ફક્ત આટલી જ છે, તેથી અત્રે અટકી એમાંથી શું સિદ્ધ થયું તે વિચારીએ. આમ જ જ્યારે માણસ માણસના સંબંધ ઉત્પન્ન થયા હોય ત્યારે તેની સ્વાર્થબુદ્ધિ એ જ એ સંબંધનું કારણ ઠરી; અને માણસ જે એક એક સાથે મળીને ચાલે છે તેની મતલબ પણ પોતાનું રક્ષણ થાય એવા સ્વાર્થ સિવાય બીજી નથી એમ ફલિત થયું.

"સ્વાર્થ" એ જ માણસનાં કર્મનું કારણ છે એ પક્ષનો ઘણા પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનોએ અંગીકાર કર્યો છે. તેમના અભિપ્રાય પ્રમાણે તો સદાચાર, નીતિ, પ્રીતિ, પરોપકાર એ સર્વ આ સ્વાર્થવૃત્તિનાં જ રૂપાંતર છે. આ પક્ષથી વિરુદ્ધ પક્ષ એવો છે કે મનુષ્યના સ્વભાવમાં જ ન્યાય, પ્રેમ, ધર્મ એ વૃત્તિઓ અસલથી જ દૃઢ થયેલી છે; અને તે જ તેના મનુષ્યત્વનો સારાંશ છે. સ્ત્રી અને પુરુષ એવી વિજાતીય સૃષ્ટિ જ એમ બતાવી આપે છે કે સ્વાર્થ ઉપરાંત બીજી વૃત્તિ પણ માણસમાં હોવી જોઈએ. સિદ્ધપક્ષ એ જ છે કે માણસમાં ચૈતન્ય અનાદિકાલથી છે જ, ને તે આત્મા અથવા ચૈતન્યના ઉલ્લાસમાં જ તેનો આનંદ અને સુખ રહેલાં છે. સ્વાર્થબુદ્ધિનું સુખ અલ્પકાલનું છે પણ જાણીને અથવા અજાણતાં ગમે તેમ પ્રાપ્ત થયેલું પણ આત્મયોગનું* સુખ નિત્ય છે. સ્વાર્થથી વર્તનાર પણ સુખ સિવાય બીજું

* આત્મયોગ—બે આત્માનો યોગ, જેવો કે પ્રેમમાં મૈત્રીમાં થાય છે, અથવા કેવલ પોતાના આત્માને ઓળખવાનો જ આનંદ.

ચહાતો નથી-પણ જો તે તેને ન મળી શકતું હોય, અથવા મળે પણ નાશવાન એટલે દુઃખ પેદા કરનાર નીવડતું હોય, તો કેવલ સ્વાર્થબુદ્ધિમાં જ આનંદ, એ પણ સ્વતઃ ખોટો જ ઠરે. આ જે ભેદ બતાવ્યો તે તો સ્વાર્થના અને આત્મયોગના પરિણામમાં બતાવ્યો,-પણ પ્રેરક સ્વાર્થ કે આત્મયોગ એ સ્પષ્ટ થયું નહિ. આત્મયોગ મુખ્ય અને સ્વાર્થ એ ગૌણ પક્ષ છે; અર્થાત્ માણસનાં કર્મમાં આત્મયોગથી જ મુખ્ય વ્યવહાર ચાલે છે, પણ સ્વાર્થ તેના પેટામાં રહ્યાં કરે છે ને તેથી તેનાથી આડો ચાલી શકતો નથી. આ વાત મૂલપ્રકૃતિનાં માણસમાં કે પછી અતિશય જ્ઞાન પામી સિદ્ધ થયેલાં માણસમાં સિદ્ધરૂપે જણાઈ આવશે.

મૂલસ્થિતિમાં રહેલાં માણસનો પ્રથમ યોગ ઘણું કરીને સ્ત્રી સાથે થઇ આવે; ને તે થતાં જ અન્યોન્યને જે પ્રેમથી બંધન થાય છે તે કોઇ રીતે ટાળી શકાતું નથી. આ પ્રેમ એ આત્મધર્મ છે; ને એ પ્રેમનું મુખ્ય અધિષ્ઠાન* સ્ત્રી છે. પુરુષ અને પુરુષને કોઈ પણ કારણસર સ્પર્ધા+ થવાનો સંભવ આવી જઈ સંબંધ તૂટી જવાનો અવકાશ રહે છે; પણ સ્ત્રીપુરુષને તેમ થતું નથી, કેમકે તેમનાં બન્નેનાં કર્તવ્ય જુદા જુદા પ્રકારનાં છે. સ્ત્રીનો ધર્મ પોષણ કરવું, પાલવું, સાચવવું તથા સહન કરવું એવો તેની મૃદુ અને પ્રેમમય વૃત્તિથી જ સિદ્ધ થાય છે. પુરુષનો ધર્મ પેદા કરવું, રક્ષણ કરવું, વગેરે તેના સબલ શરીર અને બુદ્ધિયુક્ત મનથી નિશ્ચય થાય છે. જ્યાંસુધી આવાં સ્ત્રીપુરુષનો યોગ ન થયો હોય ત્યાંસુધી એક "ઘર" થયું કહેવાય નહિ. ઘરનો મુખ્ય વ્યવહાર પોષણ કરવામાં ને પાલવામાં અથવા જેને શાસ્ત્રમાં ક્ષેમ કહે છે તે સંપાદન કરવામાં રહેલો છે. જ્યાંસુધી આ ક્ષેમ રાખનાર સ્ત્રી ઘરમાં ન હોય ત્યાંસુધી ઘર બંધાતું નથી એ સાધારણ વ્યવહારમાં પણ પ્રસિદ્ધ વાત છે.

ઘરનું મુખ્ય બંધન આ પ્રમાણે "પ્રેમ" ઠરે છે; ને તે જ્યાં ન હોય ત્યાં ઘર નથી એ નિશ્ચય. એટલા જ માટે સ્ત્રી અથવા તે પ્રેમના સ્થાનને આપણા શાસ્ત્રમાં ગૃહિણી—ઘરવાળી એવી સંજ્ઞા આપેલી છે. આ પ્રેમ હાલમાં કેવો છે, તથા તેવો થવાનાં કારણ શું છે એ આ સ્થલે કહી શકાય તેમ નથી. એ બતાવવું એ જ આ પત્રનો ઉદ્દેશ છે એટલે કાલાંતરે તે વાત એની મેળે જણાઇ આવશે.

પ્રેમ આ શબ્દથી ઘણાને શંકા થઈ આવશે, ને અસલના ધર્મિષ્ઠ લોક તો આ શબ્દ સાંભળતાં જ આ પુસ્તક નાંખી દેશે. પણ પ્રેમ એટલે "ઇશ્ક" કે બીજું કાંઈ અમો કહેવા માગતા નથી એ ખૂબ સમજવું. એ

* ઠેકાણું. + હરીફાઇ.

શબ્દનો ભાષામાં કદાપિ અર્થ ફરી ગયો હોય તો ભલે, પણ અમે તો એ સંજ્ઞા વડે કરીને શુદ્ધ વ્યવહાર, શુદ્ધ આચાર, શુદ્ધ વિચાર, શુદ્ધ ધર્મ પણ સમજીએ છીએ. પોતાના હૃદયના અંગ તરીકે સ્વીકારેલા મનુષ્ય ઉપર દૃઢ ભક્તિ એ જ શુદ્ધ વ્યવહાર, એ જ સદાચાર, એમાંથી જ સદ્ધર્મ ને એ બધાનું નામ જ "પ્રેમ".

માટે આ છૂટ લઈને વાપરેલા શબ્દનું તાત્પર્ય જ્યાં જ્યાં નથી ત્યાં ત્યાં ઘર નથી એ તો સિદ્ધ જણાય છે. માબાપે ગમે તેમ જોડી દીધેલાં પૂતળાં આ દેવનું સ્વરૂપ ક્યાંથી જાણે? અથવા કક્કો અને આંક ભણ્યા પછી પણ હૃદય પણ શું સંસ્કાર* પામે કે તેમાંથી પ્રેમનો ભાવ ખડો થાય! કષ્ટમાં, કંકાસમાં, દુ:ખમાં દિવસ પૂરા કરતે કરતે ઉભયમાંથી એકાદને, ને વિશેષે કરીને ઓને વૈધવ્યનો મહા કાલાનલ બાળીને આબરૂથી, જાતથી, રીતથી, ભાતથી, ખુવાર કરી દુ:ખમાં જન્મેલી તે દુ:ખમાં જ સમાય તેવું કરી આપે. આ રીતિથી વિચારતાં કેટલાં ઘર હયાત છતાં ભાગેલાં છે, કેટલાં માણસ જીવતાં પણ મુવેલાં છે, કેટલા લોક સુખી છતે પણ દુ:ખી છે; કેટલાં જ્ઞાની પણ અજ્ઞાની છે, કેટલાં પીડાય છે, કેટલાં રડે છે, કેટલાં મરે છે એ સહજ ખ્યાલમાં આવશે.

'પ્રિયંવદા', ૧ ઑગષ્ટ, ૧૮૮૫

## ગૃહસ્થાશ્રમ

सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान्।
व्यसनार्णवमत्येति जलयानैर्यथार्णवम्॥
यामाहुरात्मनो ह्यर्धं श्रेयस्कामस्य मानिनि।
यस्यां स्वधुरमध्यस्य पुमांश्चरति विज्वरः॥
यामाश्रित्येन्द्रियारातीन् दुर्जयानितराश्रमैः।
वयं जयेम हेलाभिर्दस्यून् दुर्गपतिर्यथा॥
न वयं प्रभवस्तां त्वामनुकर्तुं गृहेश्वरि।

भागवत. स्कन्ध ३. अ. १४. श्लोक० १७–२०

કશ્યપે દીતિને કહેલાં વચનો આ પંક્તિઓના શમકમાં એવી સુરસ અને યોગ્ય રહસ્યવાળી વ્યવસ્થાથી આવી ગયાં છે કે તે પ્રત્યેક ગૃહસ્થને મનન

* એવી જાતની છાપ કે જેમાંથી કાંઈ વિચાર પેદા થાય. જેમકે ઝાડ જોયાથી તેનો સંસ્કાર મનમાં પડે, ને પછી ઘર આગળ વિચારીએ તોપણ ઝાડ નજરે આવે.

કરવા યોગ્ય છે. પ્રથમથી બ્રહ્મચર્ય પાળી દૃઢ અભ્યાસમાં લીન થયેલો જુવાન ગૃહસ્થાશ્રમ કરે છે, ને તેને તે કેટલો ઉપયોગનો છે તે આ શ્લોકમાં સુરસ વાણીથી થોડામાં બતાવી દીધું છે. કહે છે કે સર્વે આશ્રમ કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેનાર સહજ માત્રમાં દુઃખરૂપી સમુદ્રને તરી શકે છે. ગૃહસ્થના હાથમાં સારું તેમજ નઠારું કરવાનાં એટલાં સાધન રહે છે કે કોઈનું શ્રેય કરવાથી, પુણ્ય તથા પાપમાં ન ફસાવાથી ચિત્તવૃત્તિની દૃઢતા વડે પ્રાપ્ત થતી પ્રભુભક્તિ તેનો અભ્યુદય સહજમાં સિદ્ધ કરી આપે છે સંન્યાસી કે વાનપ્રસ્થના હાથમાં આમાંનું એક સાધન હોતું નથી. તેઓ યદ્યપિ આત્મયોગમાં મસ્ત રહી કલ્યાણ સાધે છે, અને મુમુક્ષુઓને ઉપદેશ પણ કરે છે, તથાપિ ગૃહસ્થના હાથમાં જેટલું ભલું કરવાનુ સમાયેલું છે, તેટલું તાદૃશ લાભકારક કાર્ય તેમનાથી સધાતું નથી. ગરીબને મદદ કરવી, દાન કરવાં, અતિથિપૂજન કરવું, તથા ચિત્તશુદ્ધિ માટે સત્કર્મનો આચાર કરવો, એ જેવું ગૃહસ્થથી બને છે તેવું બીજાથી નથી બનતું. જ્યાંસુધી હૃદયમાં દૃઢ વિરાગની છાપ લાગી નથી અર્થાત્ તમામ વિષયનો ઉપભોગ કરતે કરતે જ્યાંસુધી તેને વિષયની વાંછના મનમાંથી ટળી નથી ત્યાંસુધી તો પાકો ગૃહસ્થાશ્રમ જ મોક્ષકારક સમજવો. આ ઉદ્દેશથી જ ગીતાજીમાં કહે છે કે श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् પોતાનો ધર્મ કદાપિ થોડા ગુણવાળો હોય તોપણ પારકો ધર્મ કે જે વિશેષ ગુણયુક્ત લાગતો હોય તે કરતાં પણ સારો છે; કેમકે ખરો સંન્યાસ જે કામ્ય કર્મનો ત્યાગ ( काम्यानां कर्मणां न्यासं संन्यास कवयो विदुः ) તે પ્રાપ્ત ન થાય ત્યાંસુધી જૂઠો ત્યાગ ગ્રહણ કરવો એ તો 'અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ' જેવું તામસી વૃત્તિનું કામ ગણાય. એટલા માટે મોક્ષ પર્યંતના સર્વ આશ્રમોના સાધનરૂપે તથા પુણ્યકર્મના યોગ વડે સત્કર્મ પ્રાપ્ત કરી આગળ વધવાના પરમ માર્ગરૂપે ગૃહસ્થાશ્રમને સર્વમાં મુખ્ય ગણ્યો એ ઠીક કલ્પના કરી છે, ને એમાંથી સર્વને પરમ રહસ્યનો બોધ ગ્રહણ કરવાનો છે.

પણ આ ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર શા ઉપર સમજવો ? ગૃહસ્થ કોને કહેવો ? મહા માયાના સ્વરૂપનો આવિર્ભાવ જે સ્ત્રી તે આ ગૃહસ્થાશ્રમની મુખ્ય દેવી છે ને તેના સામર્થ્યથી જ ગૃહસ્થ આવો બલવાન તથા સત્તાવાન રહે છે, તેની જ કૃપા અને ઉપાસનાએ કરીને ગૃહસ્થ બીજા આશ્રમોને યોગ્ય થઇ પરમ પદ પામે છે. શંકરાદિએ બ્રહ્મરૂપે વર્ણવેલી માયાનો પ્રસાદ પ્રથમ થતાં જ બ્રહ્મભાવ પમાય છે ને તે માટે જ કહે છે કે હે ગૃહેશ્વરિ ! ધરતી મહાદેવિ ! તારા ગુણનું યથાર્થ કથન કરવા કે તારા ઉપર ઉપકાર કરવા કે તારી બરોબરી કરવા અમે–પુરુષો–સમર્થ નથી. આ

રીતિની સ્ત્રીની સત્તા કેમ પેદા થઇ આવે છે તો તે વિશે પણ આપણને પૂરતું વિવેચન આપેલું છે. જે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષો છે તેમનું તું અર્ધાંગ છે. મતલબ તારા આશ્રય કે યોગ વિના મોક્ષ પર્યંતનું પણ કલ્યાણ કોઈ જીવથી સધાય તેમ નથી. તું આવી રીતે પુરુષનું અર્ધાંગ ને તેમાં પણ ઘણું જરૂરનું અર્ધાંગ છે. હાલના આપણા અંગ્રેજી ભણેલા તરુણ વિદ્યાર્થીઓ સમજી શકશે કે હિંદુ શાસ્ત્રોમાં સ્ત્રીને તમારા "better half" એટલે દક્ષિણાંગ કરતાં પણ વધારે મોટી ઉપમા આપેલી છે, ને એથી જ તમે તમારું હતું તેવું કરવા પ્રયત્ન કરશો તો હાંસીકારક પારકી નકલ કરવાની તમારે જરૂર રહેશે નહિ. આ અર્ધાંગ ખરેખર ઉત્તમ પ્રકારનું જ છે તેની વિશેષ સાબિતી એટલી જ બતાવે છે કે એના ઉપર પોતાને ગળે ચડેલા ધૂંસરાનો ભાર નાખીને પુરુષ ચિંતારહિત થઈ ફરતો ફરે છે. જેમ પુરુષને ઘરબહારનાં પોષણાદિકને માટે જરૂરનાં ઉપાર્જન કરવાની મુખ્ય ચિંતા છે, તેમ સ્ત્રીને ઘરની વ્યવસ્થાની ચિંતા છે. આટલાથી જ એમ મનાય છે કે પુરુષ, સ્ત્રીને ઘરબાર સોંપી પોતે કમાયેલા ધનની વ્યવસ્થા સારી થાય છે એ જોઈ નિશ્ચિંત થઈ હોંસે હોંસે વધારે મેળવવા પ્રયત્ન કરે છે ને થાકી પાકી ઘેર આવી હસતા મુખચંદ્રની ચાંદનીમાં શીતલ થતો, મધુરવચનામૃતના પાને આનંદમાં મગ્ન થઈ રહે છે. સ્ત્રીઓની આટલી મહત્તા સંસારમાં સિદ્ધ રીતે જણાઈ આવે છે. જે કોઇ તકરાર કરે છે કે સ્ત્રી પુરુષના હક સરખા કેમ રાખતા નથી તેઓ સમજતા નથી કે 'સ્ત્રીના હક' એટલે શું? શું, તેઓ એમ કહેવા ઇચ્છે છે કે સ્ત્રીઓને સ્વચ્છંદે ફરવા દો, સ્વચ્છંદે મળવાહળવા દો, વેપાર કરવા દો, નોકરી કરવા દો? તે પોતે પરણીને પતિના યોગમાં પડી છે એટલે તેને પતિની મરજી ન હોય તેવો સ્વચ્છંદ તો કેમ ઘટી શકે? માટે વિશેષ લંબાણ ન કરતાં ટૂંકામાં જ સમજાવીએ છીએ કે, આચારની સ્વચ્છંદતા તો પતિ આપે તેથી વિશેષ લેવી એ કુલીન સ્ત્રીઓનું કામ નહિ. કોઈ સામા કહેશે કે પતિ પણ શા માટે પત્ની કરતાં વિશેષ છૂટાપણું ભોગવે? તો તે વાતનો જવાબ સર્વના અનુભવમાં જ હશે કે પત્નીઓ પણ પોતાને ન રુચે તેવો સ્વચ્છંદાચાર પતિને કરવા દેતી નથી. તો હવે સમાન હક થયો કે નહિ? નોકરી, વેપાર, વગેરે સ્ત્રી જાતિનું સ્વભાવથી તેમ કુદરતથી કર્તવ્ય હોય એ સાબિત થવું ઘણું કઠિન છે, તો તેને ગૃહેશ્વરી—ઘરની રાણી—માની સર્વેએ પૂજવા કરતાં બીજું વિશેષ માન શું હોઈ શકે? તે પોતે પણ એથી બીજું ભાગ્યે જ ચહાતી હશે. માટે સ્ત્રી એ ખરેખરી પુરુષના ધૂંસરા ઊંચકનારી અર્ધાંગના અને ઘરની પટરાણી છે; એને આશ્રયે જે પ્રેમભાવ ઉત્પન્ન થઈ આવે છે તે

પુરુષને પરમ પદે પહોંચાડી દે છે. એક જ વસ્તુ પર દૃઢ થઈ રહેલું મન પ્રેમભાવમાં એવું સ્થિર બને છે કે ધીમેધીમે જે પ્રેમભાવ સર્વ વિશ્વ ઉપર સરખી રીતે વિસ્તારી, બધે ઈશ્વરભાવ જ માનવાનો છે તેનો પુરુષને માર્ગે જડે છે. આવો દૃઢ પ્રેમભાવ બાન્યા પછી ઈતર વિષયવાંછના પેદા થાય એ તો અસંભવિત જ છે ને તેથી જ કહે છે કે મહામાયાનો આશ્રય કરી જે બીજા આશ્રમોમાં દુર્જય એવા જે વિષયરૂપ શત્રુ તેને માણસ સહજમાં જીતી શકે છે. જેમ મજબૂત કિલ્લામાં ભરાયેલો રાજા હજારો શત્રુનાં સૈન્યથી પણ ડરતો નથી તેમ આ મહાદેવીના પ્રેમના કિલ્લામાં પડેલો નિઃશંક ગૃહસ્થ પણ ગમે તે વિષયવાતથી આકર્ષાતો નથી, ડરતો નથી. આખો ગૃહસ્થાશ્રમ અને તેને લીધે બધો અવતાર પણ આ સ્ત્રીરત્ન વડે કૃતાર્થ થઈ માણસને પરમાનંદની નિઃસીમ અવસ્થા પ્રાપ્ત થાય છે એમ આ સર્વનો ફલિતાર્થ છે.

અહો વર્ણન ! અહો યુક્તિ ! આવી મહાપદવીએ ગયેલી સ્ત્રીઓ હાલ ક્યાં છે ? કયા ખૂણામાં પડી છે, ક્યાં સંતાઇ રહી છે, કાલના વિકરાળ ડાચાના કયા ગલેફામાં અથડાય છે, કયે દાંતે ચોટી ગઈ છે ? આ વાતો વાંચો, અસલનાં તમારી બેહેનપણીઓનાં ચરિત જુઓ, તેમના પતિ, મહામુનિ, ઋષિ, પણ કેવા તેમના ગુણગાનમાં લીન છે ! એ તેમની યોગ્યતાનો અંશ પણ તમારામાં લાવો, તમે તેવાં થાઓ એમ અમારી નિરંતર પ્રાર્થના છે. તમે ભણતાં નથી, વેહેમો રાખો છો, કલહ કરો છો, પણ તેથી તમને શો લાભ છે ? તમને ભણાવનારા પણ અક્કલના પાકા દુશ્મન છે, કે તમારો સ્વભાવ આટલાં આટલાં વર્ષના અનુભવથી ન સમજતાં ગમે તે વાતો તમારે ગળે ઉતારી તમને ખરાબ કરે છે ! ! તમારા પતિની સેવા સર્વથા કરો એમ બોધ અમે તમને આપીએ તો તેમાં તો કોઈ પ્રકારના ભણતરની કે ભૂગોળ ઇતિહાસ કે ગણિતની જરૂર નથી જ. સેવા સેવા ને સેવા. તે બોલે તે જ કાયદો, કહે તે જ નિયમ, બતાવે તે જ રસ્તો, ને રાજી રહે તેવો જ આચાર ને વિચાર. એ સમાન બીજું શું ભણતર, બીજો શો મંત્ર ! તરતજ ગમે તેવા કઠોર મનના પુરુષો પણ સ્વાધીન થશે ને તમે તમારી અસલની ગૃહેશ્વરીની યોગ્ય પદવી પામી અમ સરખા હિતૈષીની શુભાશિષને પાત્ર થશો.

'પ્રિયંવદા' : જૂન, ૧૮૮૬.

# ધર્મ

આર્યમહિલા! તારી હાલની અવસ્થાનું ચિત્ર વિલક્ષણ છે. તારાં અંગ શિથિલ થઈ ગયાં છે; તારો વર્ણ ફિક્કો પડી ગયો છે; ને તારી મુખમુદ્રા પણ હતી તે ક્યાં છે? ફાટલાં તુટલાં વસ્ત્ર પહેરી આંગળીએ બે ત્રણ મુડદાલ જેવાં નિસ્તેજ બાળક વળગાડી અંધારામાં અથડાતી કુટાતી તારા પતિની પાછળ જેમ તેમ ચાલી જાય છે! કોઈ ઠેકાણે તારી આકૃતિ આવી થઈ ગઈ છે; તો કોઈ ઠેકાણે તું પતિને હાથે વળગી હસતે મુખે વસ્ત્રાલંકારથી ને રૂપરંગથી સર્વને આનંદ પમાડતી ચાલી જાય છે. પણ અરે! આ ઉભય અવસ્થામાં તારું ખરું રૂપ, તારી ખરી મોટાઈ ક્યાં છે? તારું શરીર સારું થયું હશે, પણ તારા મનમાં શું છે? તારું મન કંઈક સહજ રૂપમાં હશે તો તારી સ્થિતિ કેવી છે! તારામાં જ્ઞાન આવ્યું હશે, પણ તારો સ્વભાવ ક્યાં છે? અમને તો તું જ્યાં ત્યાં પણ જુદે જુદે રૂપે ભાસે છે, તથાપિ તારું પરિપૂર્ણ મૂલ સ્વરૂપ કોઈ સ્થલે જણાતું નથી. જે મહામાયા સૂર્યચંદ્રરૂપ આંખ વડે જગતમાત્રનું પોષણ કરે છે, મેઘરૂપી કરુણામૃતથી શાંત પમાડે છે, પવનરૂપી શ્વાસથી ઉત્સાહમાં વૃદ્ધિ કરે છે, પૃથ્વીરૂપ પૃષ્ઠ ઉપર સર્વનો ભાર સહન કરે છે, તથા અનેક પ્રકારના નદી, વૃક્ષ પર્વત આદિ અંગો વડે ઘણા ઘણા ઉપકાર કરે છે અને નવીન નવીન રૂપ દર્શાવી પ્રમોદની વૃદ્ધિ કરે છે તેનું જ રૂપાંતર થયેલી તું તેના એક અંશને પણ મળતી આવે છે? તે પ્રેમ, તે કરુણા, તે સમદૃષ્ટિ, તે ધીરજ અને તે પ્રકટ રીતે આનંદ વધારવાનો ખુશ મિજાજ એ તારામાં છે? તું એમ સમજતી હશે કે હું પણ પુરુષોના સાથે વ્યવહારમાં વિચરું એટલે કૃતાર્થ થઈ; જરા જરા ગુજરાતી કે અંગ્રેજી ભણીને જેવું તેવું લખું વાંચું એટલે પાર પાડી. તે સર્વ ઉપરાંત સર્વના સાથે નિઃશંક ભાષણ કરી, બાલકાદિકને "આયા"ઓને સોંપી, મોજમઝામાં નિરાંતે ભાગ લઉં એટલે સ્ત્રીઓમાં પણ વરિષ્ઠ કહેવાઉં. પણ આ સર્વ રીતિ ખોટી છે. એથી તો તારા સ્વભાવને, જ્ઞાનને, શરીરને, ને રૂપને હાનિ થાય છે. તારા વ્યવહારનું સ્થલ જગત્ માત્ર નથી, પણ તારું ઘર ને તેમાં પણ તારા પતિનું નિવાસસ્થાન છે; પરિપૂર્ણ પ્રેમબુદ્ધિ દૃઢ કરી સર્વને આનંદ પમાડવો એ તારું ખરું જ્ઞાન છે; અનન્ય ભક્તિથી પતિ સાથે એકતા કરી પરમ પદ ઇચ્છવું એ તારો સ્ત્રીઓમાં અને મનુષ્યમાત્રમાં શ્રેષ્ઠ ગણાવાનો ખરો સ્વભાવ છે.

જ્યારે આ પ્રમાણેના તારા ખરા ધર્મ છે ત્યારે તારામાં આવી ચાલે છે તેવી નીતિરીતિ પેસી જવાનું કારણ શું? આ વાત તારે પોતે જ

વિચારવાની છે. અમો તને કહી કહીને થાકીશું પણ જ્યાંસુધી તારા મનમાં ખરા ખોટાનો વિચાર કરવાની શક્તિ આવી નથી, અથવા તારા મનમાંથી હું ઘણી સમજણી છું, મને શિખામણ કોણ દેનાર છે વગેરે ફુંપદ તથા અભિમાનના વિચાર નીકળી ગયા નથી, ત્યાંસુધી કોઇનું પણ કહેવું પથરા ઉપર પાણી રેડવા બરાબર છે. તને કેટલાક પ્રશ્ન પૂછીને તારા મનનું સમાધાન કરીએ. તું ગૃહસ્થાશ્રમમાં પડી શું ચહાય છે? સંસારમાં અવતરેલાં સર્વે પ્રાણી જે ચહાય તે કરતાં તું કાંઇ જુદું તો થોડી જ ઇચ્છનારી છે? માણસમાત્ર સુખ ઇચ્છે છે ને તું પણ ઇચ્છતી હશે જ. તારા ઘરમાં ધનધાન્યની સંપત્તિ સારી પેઠે રહે, તથા પુત્રકલત્રાદિકના સમૂહ તારી નજરને ઠારે, તેમ તારાં સગાંસંબંધી તારા ઉપર પ્રીતિ રાખે. અને તારો પતિ સર્વથા તને જ ઇચ્છે એ તારા સંસારી સુખનું મોટામાં મોટું સ્વરૂપ કહીએ તો તારે ભાગ્યે જ વાંધો લેવાનો હશે. તો આ બધી વાતો કાંઇ પોતાની મેળે આવી પડતી નથી, તે મેળવવા માટે તારે તારામાં પણ કાંઇ ગુણ રાખવા જોઇએ. પોતાનામાં યોગ્યતા ન હોય તો આ જગતમાં કોઇ કાંઇ પામતું નથી એવો પરમેશ્વરનો પણ કાયદો જણાય છે તો માણસનું કહેવું જ શું? તો પ્રથમ તો તારામાં સર્વ પ્રકારનાં ગૃહકર્મ કરવાની શક્તિ હોવી જોઇએ; ને તે પછી જેથી કરીને તારી તથા તારાં સંબંધી અને બાળકોની તંદુરસ્તી રહે તેવી સાધારણ અક્કલ પણ તારામાં આવવી જોઈએ. તારો પતિ છે તે તો બહારનો રાજા છે, પણ તું તેના ઘરની રાણી છે. લાવી આપવું એ તેનું કામ છે, બરાબર વ્યવસ્થા કરીને સર્વ સંભાળવું તથા સારામાં સારો તેનો ઉપયોગ કરી સર્વને સુખી કરવાં એ તારું કામ છે. ઘર એ એક વિશ્રામનું ઠામ છે. ને તે વિશ્રામઠામની મુખ્ય દેવી તું છે. તારા મોં ઉપર ગંદકી ને કલેશ ભરાયેલાં રહેતાં હોય, તારા મનમાં લડાઇ કરવાના ને કંકાસના વિચાર ચાલ્યા કરતા હોય તો તું દેવીને બદલે ખરેખરી રાક્ષસી થઇ પડવાની ને તારી જાતને તથા બીજાને મહા દુઃખનું કારણ થઇ રહેવાની. સંસારમાં માણસને હજારો વાતની ઇચ્છા તો થાય, પણ તે બધી પૂરી પડતી નથી. તેવા પ્રસંગમાં સંતોષ અને ધીરજ રાખી સામા માણસને ધીરજ આપવી એ તારું કામ છે. તો તે ગુણ પણ તારામાં હોવો જોઈએ. સર્વની સાથે બનાવ રાખવો હોય તો કોઈની અદેખાઇ ન કરતાં સર્વના સુખમાં રાજી રહી, આપણાથી બને તેટલું સુખ વધારી આપવાની મહેનત કરવી. આ બધા ઉપરાંત તારા પતિ ઉપર તારો અનન્ય પ્રેમ જોઈએઃ તો તારા સર્વ હેતુ સફલ થયા વિના રહે નહિ તારા વિચાર, તારાં કામ, તારાં આચરણ સર્વે તારા પતિને લક્ષમાં રાખીને જ થવાં જોઈએ. તું તે તારો પતિ ને

તારો પતિ તે તું એવી દૃઢ ભક્તિ તારા મનમાં નિરંતર જામી જવી જોઈએ. કે તારામાં કોઈ દિવસ પણ દુઃખનો અંશ સરખો પ્રવેશ કરી શકશે નહિ. આવી ભક્તિથી જ તને મોક્ષ પ્રાપ્ત થશે, ને ઘરમાં સર્વ રીતનો આનંદ રહી તને લોકોમાં યશ ને કીર્તિ મળશે. એક અનન્ય પ્રેમ ભક્તિ એ જ તારો ધર્મ છે, ને તે તારા સમજવામાં જ્યાંસુધી નથી આવતો ત્યાંસુધી તારા કોઈ કોઈ આચારમાં ઘણી ખેદ પેદા કરે તેવી ખામીઓ માલૂમ પડે છે. હવે તારા સમજવામાં આવ્યું કે તારી હાલની સ્થિતિનું કારણ શું. આ ધર્મ તારા સમજવામાં આવતો નથી તે. આ ધર્મનું સ્વરૂપ સ્ત્રીપુરુષ ઉભયના સમજવામાં યથાર્થ રીતે ન આવવાથી અમે ઘણીએક ડાહી સ્ત્રીઓ તરફથી પણ કંકાસની વાતો સાંભળી છે. તો તે મુજબ કરવું એ તારું ભૂષણ નથી.

ત્યારે આ ધર્મમાર્ગ તું ક્યાંથી જાણી શકે ? તને ભણાવવી એ તો સર્વે કબૂલ કરે છે, પણ આ ભૂપાના પાઠ વાંચવાથી કે ઇતિહાસ ગોખવાથી તારામાં શી સમજ આવશે એનો કોઈ ખ્યાલ કરતું નથી. અરે ! પણ વધારે દિલગીરી તો એ છે કે જે લગ્ન વગેરે કરવાની મુખ્ય બાબતોનું તને જ્ઞાન આપવું જોઈએ, તે આપવાથી તો તું અનીતિમાં પડી જશે એવું ધારનારા તને ભણાવનારા ડાહ્યા પડેલા છે !! તારા હાથમાં તારે માટે ભણવાની ગોઠવણ કરવાની હોત તો મને ખાત્રી છે કે તું તને ઉપર જણાવ્યા મુજબ અનુકૂલ પડે તેવું જ ભણતર ગોઠવી લેત. પણ આ તો તારું સ્વરૂપ ન સમજનારા દેહડાહ્યા ગોઠવવા બેઠા ત્યાં બધું બગાડે એમાં શી નવાઈ ? પણ તારે ફિકર કરવાનું કારણ નથી. વારંવાર અમારા જેવા તારી મદદે આવશે, તને ટેકો આપશે અને જો તું તારી મેળે કાંઈ ઉપાસન કરશે તો ફળ સારાં જ થશે. તારો ધર્મ છે કે તારે જાતે જેમ બને તેમ વૃદ્ધ પુરુષોના સદુપદેશથી, સારાં પુસ્તકોથી કે તારા પતિની સાથે વાતચીતથી જ્ઞાન પ્રાપ્ત કરવું અને તે તારી સખીઓમાં તથા તારાં બાળકોમાં પરિપૂર્ણ રીતે પ્રવર્તાવવું. આ રીતે જો તું તારી જાતિને જરૂરનું જે ધર્મજ્ઞાન છે તે ગ્રહણ કરવા માંડે તો અમારા જેવાના આ નિર્બળ પ્રયત્ન પણ સબળ નીવડી આવે. માટે તારે તારું સ્વરૂપ યથાર્થ રીતે સમજવું, અને તે પ્રમાણે વર્તવું. હાલ તરત તો આ પત્ર ઘણો લાંબો થઈ ગયો છે માટે ઘણું કહી શકતો નથી, પણ વળી આગળ ઉપર તારા મુખ્ય ધર્મોમાંના એક એકને લઈને થોડે થોડે તપાસવાનો મહેનત કરીશ. એવામાં તારા તરફથી પણ કાંઈ સૂચના મળી આવશે તો ઘણી ઉપયોગની ગણીશ, અને તેં આ કામમા મદદ કરવા ધાર્યું એ જાણી ઘણો પ્રસન્ન થઈશ.

'પ્રિયંવદા': ડિસેમ્બર, ૧૮૮૫.

# શ્રદ્ધા

આર્યમહિલા! તને સંબોધન કરીને લખવાનું ઘણું છે. તારે માટે અમારો સર્વ શ્રમ નિરંતર કાયમ છે ને તને સુખી કરવામાં અમારા સુખનો સમાવેશ છે. પણ તારા મનમાં શ્રદ્ધા ન હોય તો આ બધાનું ફળ થોડું જ થનાર છે. સુખ શોધવામાં માણસમાત્રની પ્રવૃત્તિ થયાં કરે છે ને જુદી જુદી યુક્તિઓથી તે તે સુખ સર્વ સંપાદન કરે છે; પણ શ્રદ્ધાથી જે સુખ મળે છે તેની બરોબર એક સુખ આવી શકતું નથી. જુદાં જુદાં સંસારનાં કે પરમાર્થનાં સુખનું રૂપ તપાસીએ તોપણ તેમાં મુખ્ય વાત શ્રદ્ધા નીકળશે. જગતમાં પરિપૂર્ણ તો કોઈ નથી. કોઈ એવું નથી કે જેનામાં કાંઇ ખામી ન બતાવી શકાય. પણ જે કાંઇ વધતું ઓછું હોય તે શ્રદ્ધા વડે પૂરું થઈ આનંદ પેદા થાય છે ને આનંદ એ જ સુખ. એક એકના ઉપર પ્રીતિ રાખવી એ તો સુખ જ છે એમાં કાંઇ સંદેહ નથી, તો તેમાં એટલે પ્રીતિમાં પણ શ્રદ્ધા વિના બીજું શું છે? જો સામા માણસ ઉપરથી કોઇ પણ કારણસર આપણી શ્રદ્ધા ઓછી થાય તો તેટલે જ અંશે તેના ઉપરથી આપણો વિશ્વાસ પણ ઊઠી જાય અને તેથી પ્રીતિ પણ તૂટી જાય. એ રીતે તપાસ કરતાં દરેક બાબતમાં શ્રદ્ધા એ મુખ્ય વાત જણાશે. ઘરસંસાર ચલાવવામાં પણ શ્રદ્ધા વિના ઘણું કષ્ટ પેદા થાય છે; ને ક્લેશને લીધે સુખનો વારો આવતો નથી.

શ્રદ્ધા બે પ્રકારની છે; જડ અને વિચારયુક્ત. જડ શ્રદ્ધા તે એવી કે કોઇ વાત કરવાની છે તેમાં આપણને બિલકુલ સમજણ પડી શકતી નથી, પણ કોઇ એ વાતનો પાકો જાણનાર છે તેના કહ્યા મુજબ ચાલવાથી કલ્યાણ થાય એમ છે તો તે મુજબ ચાલવું. આવી જડ શ્રદ્ધા કરતે કરતે કાલાંતરે વિચાર કરવાની બુદ્ધિ ખુલે છે, અને એમ જણાવા માંડે છે કે અમુક શ્રદ્ધાનું કારણ અમુક છે. આ જાણવા પછી જાણેલી અથવા કરવાની વાત ઉપર જે દૃઢતા થાય છે તે વિચારયુક્ત શ્રદ્ધા જાણવી. બીજા પ્રકારની શ્રદ્ધા ઘણી ઉત્તમ છે. પ્રથમ પ્રકારની શ્રદ્ધા તેને પેદા કરવાવાળી છે. નાનાં બાળક જેટલો વિષય શીખે છે તેટલો શ્રદ્ધાથી જ શીખે છે. જે વખતે તેમને વિશેષ વિચાર કરવાની બુદ્ધિ હોતી નથી તે વખતે કેવળ શ્રદ્ધા જ તેમને જ્ઞાન આપવામાં મદદ કરે છે. આવા પ્રસંગમાં જો વિચાર કરવા માંડે ને કેવલ જડ શ્રદ્ધા ન રાખે તો પરિણામ વિપરીત થયા વિના રહે નહિ. જ્યાંસુધી જે બાબતનું પાકું જ્ઞાન આવ્યું નથી ત્યાંસુધી તે બાબતમાં ગમે તેટલી અવસ્થા થયા છતાં પણ સર્વ બાળક જ છે એમ સમજવું.

સંસારમાં ગુરુ કરવાની અને તેની પાસે ઉપદેશ લઇ કેવલ જડ શ્રદ્ધાથી આચાર કરવાની જરૂર આટલા સારુ જ છે. આવી રીતની શ્રદ્ધામાંથી વિચારયુક્ત શ્રદ્ધા થાય છે અને તે વખતે એક વાર કસાયેલું બેવડું કસાવાથી જ્ઞાન એટલે સુખ પણ સજ્જડ થઇ આવે છે. તારો ગુરુ કોણ? તારો જે પતિ હોય તે જ તારે તો સેવ્ય છે. તે જે કહે, જે બતાવે તે ઉપર પ્રથમ જડ અને દૃઢ એકતા થયા પછી વિચારયુક્ત શ્રદ્ધા સહજ રીતે થઇ આવવી જોઇએ. જો તું જડ શ્રદ્ધાથી તારા પતિના હિતમાં રહીશ, તો તમારી એકતા એવી થશે કે વિચારયુક્ત શ્રદ્ધા તો એની મેળે જ થઈ આવશે અને તમારા બન્નેના સુખમાં ખામી રહેશે નહિ. વેપારને માટે ઠરાવેલા મંદિરમાં દોડાદોડ કરવા કરતાં, અથવા શરીરે દુઃખી થવાનાં વ્રત જૂઠી જૂઠી આશાઓ બાંધીને કરવા કરતાં, જો આ શ્રદ્ધા રાખવાનો નિયમ જળવાશે તો સર્વ વાત સિદ્ધ થઇ સમજજે, સર્વ દેવ સહજમાં પ્રસન્ન થશે, તારા સર્વ હેતુ તરત જ પૂરા પડશે.

સંસારમાં જન્મ લીધો પણ આત્માનું સાર્થક કર્યું નહિ તો જન્મ વ્યર્થ ગયો એ સિદ્ધ વાત છે. તો ધર્મનો વિચાર પણ સર્વ સ્ત્રીપુરુષને કર્તવ્ય છે. જે મોટામાં મોટું ને કદાપિ પણ ફરે નહિ તેવું સુખ હોય એ ખરા ધર્મનું પરિણામ છે અને તેને મોક્ષ કહેવાય છે. એ મોક્ષ મેળવવા માટે કોઈ સદ્‌ગુરુના બોધની અવશ્ય કરીને જરૂર છે. ખરા બ્રહ્મનિષ્ઠ જ્ઞાની વિના અનુભવનું સાક્ષાત્ જ્ઞાન આપવા બીજા લોક સમર્થ નથી. શ્રીમદ્ ભાગવતમાં ભરતજીએ પણ કહ્યું છે કે विनामहत्पादरजोऽभिषेकः મહાત્માના ચરણની રજનો માથે અભિષેક થયા વિના મોક્ષ થતો નથી. માટે મનુષ્યમાત્રને ગુરુની અપેક્ષા છે કેમકે ધર્મજ્ઞાન પરત્વે ઘણા લોક એંશી એંશી વર્ષના થયા છતાં પણ કેવલ એક એક વર્ષના બાળક જેવા અજ્ઞાન હોય છે. પણ ફરીથી કહીએ છીએ કે તારે તો આવો ગુરુ પણ તારો પતિ જ છે, પતિ વિના બીજો ગુરુ કરવો એ તારે માટે તો પરિપૂર્ણ પાપનું દ્વાર છે. જેને તારા પતિએ ગુરુ માન્યા હોય તેમને તારે તારા ગુરુ તરીકે માનવા એ તો ખુલ્લું જ છે. પણ તારા પતિથી કોઇ રીતે સંબંધ ન ધરાવનારને ગુરુ કરવો એ જ્યાંસુધી તું પતિ સાથે રહેતી હોય ત્યાંસુધી તો પાપનો જ રસ્તો છે. આવી રીતે આ ધર્મવિચાર કરી સ્ત્રીપુરુષને મોક્ષ મેળવવાનું જે મુખ્ય કર્મ તેમાં પણ શ્રદ્ધા વિના સિદ્ધિ થતી નથી. ત્યારે શ્રદ્ધાનું સર્વ રીતે કેટલું માહાત્મ્ય છે એ તારે જ વિચારવાનું છે.

શ્રદ્ધાનું આટલું રૂપ જાણ્યા પછી સિદ્ધ થઈ આવશે કે શ્રદ્ધા વિના કોઈ પણ રીતિનું જ્ઞાન માણસને થઇ શકતું નથી અથવા કોઇ પણ

પ્રકારનું સુખ તેને પ્રાપ્ત થતું નથી. આટલા વખત સુધી શ્રદ્ધાનું જે રૂપ નિરૂપણ કરી બતાવ્યું તે પોતાની પારકા ઉપર શ્રદ્ધા રાખવા બાબતનું હતું. પણ શ્રદ્ધાનું સામાન્ય રૂપ જો હવે સમજી શકાયું હોય તો એ કરતાં પણ વધારે જરૂરની શ્રદ્ધા તે પોતાની જાત ઉપરની છે. પોતાના ઉપર શ્રદ્ધા ન હોવાથી માણસોનાં કોઇ પણ કાર્ય સિદ્ધ થયાં નથી. જે જે મહાન કાર્ય કરવાવાળા થઇ ગયા છે તેમને આત્મશ્રદ્ધા અસાધારણ હતી એમાં શક નથી. ખરી વિદ્વત્તા કે ખરું જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે આવી આત્મશ્રદ્ધા અમુક અમુક કાર્ય પરત્વે આવે છે, ને તેમાંથી જ સારાં પરિણામ થાય છે. જ્ઞાનની શ્રદ્ધા એ એક વાત પણ અહીંથી અમુક ઠામે જવું છે અથવા અમુક કરવું છે તેમાં પણ પોતાની શારીરિક શક્તિ ઉપર કે સામાન્ય રીતના મનોબલ ઉપર શ્રદ્ધા ન હોય તો કાંઇ બની શકવાનું નહિ. અમુક પ્રસંગ એવો બન્યો કે જેમાં સત્ય પક્ષે ઊતરવાની જરૂર છે, ને સત્ય બોલવાની મરજી પણ છે, તે છતાં હું સત્ય બોલીશ તેથી બીજાને કોઇને ખોટું લાગશે માટે કેમ બોલાય એવી પોતાના વચન ઉપર શ્રદ્ધા નથી કે સત્ય વચન ખોટું કરે જ નહિ તો તેવા માણસ પ્રમાણિકપણે પણ કેમ વર્તવાના? ધર્મ કર્મમાં પણ ગુરુએ અમુક ક્રિયાનો ઉપદેશ કર્યો તે કરવાની મનમાં દઢતા નથી તથા ખોટા ભયનાં કારણોથી શ્રદ્ધા પેદા થતી નથી તો મોક્ષસાધન પણ કેમ થઇ આવવાનું! કુટુંબમાં કે રાજ્યમાં મુખ્ય માણસ જે આજ્ઞા કરે તે જ આજ્ઞાનો હેતુ પોતે જાતે તોડીને પોતાના ઉપર જ પોતાની અશ્રદ્ધા છે એમ બતાવે ત્યારે તે આજ્ઞાનુસાર બાળકને કે તાબાનાં માણસોને ચલાવવાની આશા કયાંથી રાખી શકાય? માબાપ છોકરાંને ચોરી કરવાની ના કહે છે ને પોતે જ એક બીજાથી છાની વાતો કરે છે ને તે છોકરાં જુએ છે તો પછી છોકરાં ચોરી ન કરવાનાં કે કરવાનાં એ વિચારવા જેવું છે. રાજા પોતાનાં માણસોને ઇન્સાફ કરવાનું કહે છે ને પંડે જ ખોટું બોલે છે તો તે માણસો પાસે ઇન્સાફ કેમ કરાવી શકનારો? પોતાના ઉપર જ પોતાને શ્રદ્ધા નથી એમ જણાયાથી જ્યારે આમ ખોટી અસર થાય છે ત્યારે પોતે જાતે તો કંઇ પણ કરી શાનું જ શકાય? માટે પોતાના ઉપર ને પોતાની શક્તિ ઉપર યથાર્થ રીતે શ્રદ્ધા રાખવી એ પ્રથમ જરૂરની વાત છે ને એથી જ નાનાં મોટાં સર્વ સારાં કામ જગતમાં બને છે.

પણ આ શ્રદ્ધા તેના યોગ્ય મિજાન પર હોવી જોઇએ. એક તરફ પોતાના ઉપર શ્રદ્ધા ન રાખ્યાનાં પરિણામ જેમ ખોટાં થાય છે તેમ પોતાની ઉપર વગર વિચારે શ્રદ્ધા રાખ્યા જ કરવાથી ઉદ્ધતાઇ અમર્યાદપણું અને

મૂર્ખાઇ પેદા થઇ આવે છે. સર્વે ગુણને માટે એવો જ નિયમ છે કે તે મધ્ય અવસ્થામાં હોય તો જ સારા. એક તરફ અશ્રદ્ધા એ જેમ બાયલાપણું છે, તેમ અતિશ્રદ્ધા એ મૂર્ખાઇ છે; એ જ રીતે કેવળ ન ખર્ચવું એ જેમ કંજુસાઇ છે, તેમ ખૂબ ખર્ચવું એ ઉડાઉપણું છે. માટે વચલો રસ્તો નિરંતર સારો છે. ઘણાંક બૈરાં પોતાના રૂપ ઉપર કે ગુણ ઉપર ઘટે તે કરતાં વિશેષ શ્રદ્ધા રાખ્યાથી એવાં મૂર્ખ બની જાય છે કે કુટુંબીઓને દુઃખનું કારણ થઇ પડે છે. માટે પોતાના પંડ ઉપર જે શ્રદ્ધા રાખવાની જરૂર છે તે આ પ્રમાણે વિચાર કરીને રાખવાની છે. જે શ્રદ્ધાથી કાંઈ ફલ નથી પણ બડાઇ માત્ર જ કરી શકાય છે એવા પ્રકારની જાત ઉપર રાખેલી શ્રદ્ધા નિશ્ચય કરીને ખોટી જાણવી; પણ જે પ્રકારની શ્રદ્ધાથી જાતે કાંઇ સારું કાર્ય સાધી શકાતું હોય તે શ્રદ્ધા કદાપિ સહજ મર્યાદાથી બહાર હોય તો પણ રીતિસર જ સમજવી.

અશ્રદ્ધા એ મહા પાપ છે. શ્રદ્ધા વિના કરેલું કોઈ કાર્ય સિદ્ધ થતું નથી. જે મનમાં તે મોઢે, માટે કોઇની સાથે બોલવા ચાલવામાં પણ અશ્રદ્ધાથી સારી અસર કરી શકાતી નથી. શ્રદ્ધા વિના કરેલાં કર્મ પણ ફળતાં નથી કેમકે તે કેવલ તામસી એટલે રાક્ષસી વૃત્તિનાં કાર્ય કહેવાય છે. જે લોક અશ્રદ્ધાળુ છે તેમને સંશય ઘણા થયાં કરે છે. ને સંશય થવાને લીધે કોઇ વાતનો નિશ્ચય ન હોવાથી તેઓ કશામાં સુખ લઈ શકતાં નથી. अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति એમ ગીતામાં પણ કહે છે

આટલી રીતે સર્વ સુખના સાધનરૂપ જે શ્રદ્ધા તે જ્ઞાન વિના પાકી થતી નથી માટે શ્રદ્ધાપૂર્વક જ્ઞાન મેળવવા જરૂર પ્રયાસ કરવો તેમાં તારે તો જ્ઞાનની ઘણી જરૂર છે. પણ જ્ઞાન પામવાની મુખ્ય વાત શ્રદ્ધા તે જ તારામાં મળે નહિ ત્યાં શો ઉપાય? વિદ્વાનો તો કહે છે કે સમજ્યા વિના શ્રદ્ધા કરવી એ મૂર્ખાઈ છે. સમજ્યા છતાં શ્રદ્ધા ન કરવી એ ગાંડાઇ છે. અર્થાત્ સમજણ અથવા જ્ઞાન ને શ્રદ્ધા ઉભય સાથે જ થાય છે. ખરી શ્રદ્ધા તે જ્ઞાનથી પ્રાપ્ત થયેલી તે જ છે માટે શ્રદ્ધાપૂર્વક જ્ઞાન પામવાને પ્રયત્ન કરવો એ તારું મુખ્ય કામ છે. તારામાં શ્રદ્ધા હશે તો દશ વર્ષનું કામ દશ દિવસમાં થશે. હજાર ગાઉની વાત બે હાથમાં આવી રહેશે ને પ્રતિકૂલ વાતો અનુકૂલ થઇ જશે એટલું જ કહીને હાલ તો આ પત્ર પૂરું કરીએ છીએ.

'પ્રિયવંદા' : જાનેવારી, ૧૮૮૬.

# જ્ઞાન

આર્ય મહિલા! તારા તરફ વિચાર કરતાં જે લખાણ ત્રણ ચાર વખતથી હું કર્યા જાઉં છું તેણે તને કાંઈ અસર કરી છે? એ વાતની તો કોને ખબર? અરે! આપણી કેવી દુર્દશા છે કે જેને માટે પ્રયત્ન થાય છે તેમાંનું કોઈ પણ એટલુંએ કહી નથી શકતું કે તે બરાબર છે, અથવા તેમાં અમુક ફેરફારની જરૂર છે! કદાપિ અમારા કેટલાક સહાય કરનારને લાગે છે તેમ તને અમારું લખવું દુર્ઘટ લાગ્યું હશે, પણ જરા વિચારીને વાંચશે તો તને તારો ધર્મ ને તારી ફરજ પૂરેપૂરી સમજાશે. પ્રથમ તો તને તારા ધર્મ વિશે અમે કહી ગયા, ને તે પછી તારે શ્રદ્ધાની કેટલી જરૂર છે એ પણ બતાવી ગયા. હવે એ બેની સાથેનું ત્રીજું અંગ જે જ્ઞાન તે વિષે કાંઈક લખી તને તારા સ્વરૂપનું ભાન કરાવી તારે કયે માર્ગે જવું તે માર્ગ બતાવવાની ઇચ્છા છે.

ગાન ગાતાં શીખવું, અથવા શરીરે શણગાર ધરતાં શીખવા એ પણ જ્ઞાન જ છે. તથાપિ તે કેટલું હલકા પ્રકારનું છે એ વિચાર કરતાં સહજ જણાઈ આવશે. મનમાં દરેક વાત સમજવી ને તે વિષે વિચાર કરી વિવેકબુદ્ધિથી વ્યવહાર કરવો એ વિષયનું જ્ઞાન અલબત ગાનતાન અને ટાપટીપ કરતાં ઊંચા પ્રકારનું છે એમ કહ્યા વિના ચાલશે નહિ. એથી પણ આગળ વિચાર કરતાં વિવેકબુદ્ધિને પ્રકાશ પમાડી ખરે માર્ગે ચાલવાની ટેવ પાડવી તથા નિરંતર નીતિમાં રહેવું એ જ્ઞાન તેથી પણ વધારે ઊંચા વર્ગનું માલમ પડશે. ને છેવટે વિચારતાં જેથી કરીને સુખ દુ:ખ સર્વ એકાકાર થઈ આનંદ માત્ર જ બાકી રહે અને બધે પ્રેમનો ભાસ દેખાઈ એકતા પેદા થાય એ જ્ઞાન સર્વથી ઉત્કૃષ્ટ નીકળી આવશે. આ રીતે જોતાં શરીર સંબંધી, મન સંબંધી, નીતિ સંબંધી અને ધર્મ સંબંધી એવા ચાર પ્રકારનાં જ્ઞાન થઈ શકે છે, અને તે ઉત્તરોત્તર એક એકથી વધારે જરૂરનાં છે.

બીજી રીતે વિચારીએ તો જ્ઞાન પામવાના હેતુ ઉપરથી પણ એવા જ વર્ગ આપણને માલૂમ પડી આવશે. જ્ઞાન પામવાનો હેતુ શો? આગળ કહેલું છે તેમ એ જ કે સંસારવ્યવહારમાં કુશળતાથી સત્યપક્ષે ઊતરી પરમપદને પામવું. આ વાત કાંઈ એકદમ બની જતી નથી, ધીમે ધીમે જેમ જેમ નીચા દરજ્જાનાં જ્ઞાન પ્રાપ્ત થઈ રહેતાં જાય છે તેમ તેમ ઊંચા દરજ્જાનાં જ્ઞાન પ્રકટ થતાં જાય છે. કોઈ લોક વચ્ચે જ અટકીને તેટલામાં જ આનંદ માને છે, તો તેઓને વિશેષ જ્ઞાનનું જે છેવટનું ફલ છે તે

કદાપિ મળતું નથી. આવી રીતે વિચારતાં માણસને જે રીતે જ્ઞાન મેળવવાનું છે તેના છ પ્રકાર કરી શકાય છે.

(૧) જેથી કરીને પોતાનું રક્ષણ થઈ શકે તેવું કામ સર્વ માણસે પ્રથમથી જ સાધવું જોઈએ. શરીરને સાચવવાનો એટલે ખાવાપીવાનો તથા બીજી જે સાધારણ ફરજો માથે આવી પડે તે પૂરી પાડવાનો પણ વિચાર રાખીને સર્વેએ તે બાબતનાં સાધન મેળવવામાં પ્રવૃત્ત થવું જોઈએ. આ માણસમાત્રનો પ્રથમ ધર્મ છે.

(૨) જેથી કરીને સંસારમાં જરૂરનાં સાધન પ્રાપ્ત કરતાં સ્વરક્ષણ પણ થઈ શકે તેવાં કામ.

(૩) બાળકોના ઉછેર માટે અને પોષણ માટે જરૂરનું જે જ્ઞાન હોય તે સંબંધી.

(૪) સંસારમાં એક ગૃહસ્થ તરીકે તથા જે મંડળીમાં રહેતાં હોઈએ તે મંડલીના માણુસ તરીકે બરાબર રહીને આપણી ફરજ અદા કરી શકાય તેવું જ્ઞાન.

(૫) રસેંદ્રિય તથા બીજી આનંદજનક ઇંદ્રિયોને ઉલ્લાસ પમાડે એવું કાવ્ય, ગાયન ઇત્યાદિક વિષયનું જ્ઞાન.

(૬) જેથી કરી સંસારનાં દુઃખ સુખથી મુક્ત થઈ કેવળ આનંદમાં મગ્ન થઈ રહેવાય એવું પરમ જ્ઞાન.

આપણે જ્ઞાનના જે ચાર પ્રકાર કરી બતાવ્યા છે તેમાં આ છ પ્રકારનાં જ્ઞાનનો સમાવેશ થઈ શકે છે, પણ માણસનાં આ જગતમાંનાં કર્તવ્ય તરફ જોતાં એમ સિદ્ધ રીતે જણાય છે કે એ ચારે પ્રકારે જે જ્ઞાન મેળવવાનું છે તે ઉત્તરોત્તર આ છ પગથિયાં બતાવ્યાં છે તેને ઉપ-યોગનું થઈ પડે તે રીતે મેળવવાનું છે.

પોતાના અંગને અનુકૂળ કસરત વગેરેથી શરીર દઢ થાય છે અને તે દ્વારા મન પણ દઢ થઈ જ્ઞાનનો લાભ થાય છે. વળી સંતતિ વગેરે ઉપર દઢ શરીરની જે અસર છે તે ફરીથી કહી બતાવવાની અત્રે જરૂર નથી. તો સર્વ લોકને પ્રથમ જરૂરનું કામ તો એ જ છે કે જેથી કરી શરીરની સુખાકારી રહે તે જાણવું. આટલા માટે શારીર વિદ્યા, ઓષધિજ્ઞાન, તથા સ્વચ્છતાના સિદ્ધાંત એ કાંઈક અંશે પણ સર્વ મનુષ્યે જાણવા જોઈએ કે વ્યાધિની ઉત્પત્તિ થવાનાં કારણથી છૂટાં રહેવાય તથા અકસ્માત્ દર્દ થવાની સાથે વૈદ્યની મદદ મલતાં સુધી કોઈ પ્રકારે ઉપાય યોજી શકાય, અને વૈદ્યના ગયા પછી પણ માવજત શાસ્ત્રોક્ત રીતે રાખ્યાથી આરામ જલદી થાય. આવી રીતનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી શરીરનું રક્ષણ થાય એ તો

ખુલ્લું જ છે, પણ બીજી રીતે જોતાં આવું જ્ઞાન પ્રાપ્ત કરવાથી જે યોગ્યતા પ્રાપ્ત થાય છે તેથી કરી પોતાના સિવાય બીજાને પણ ઉપયોગનાં થઈ પડાય છે, ને તેને લીધે આજીવિકા નિભે છે. આમ જોતાં પોતાને લાભ કરે, તથા જેથી કરીને પારકાને પણ આપણે ફાયદો કરી આજીવિકા પેદા કરી શકીએ તેવા પ્રકારનું જ્ઞાન પણ પૂર્ણ રીતે જરૂરનું છે, અને શરીર સંબંધી જ્ઞાન પામ્યા પછી તરત જ પામવા યોગ્ય છે. આ જ્ઞાન સર્વે પોતપોતાની યોગ્યતા અને મનોવૃત્તિ પ્રમાણે ગ્રહણ કરે છે. કોઇ રસાયન ભણે, તો કોઈ સુથારનું કામ શીખે, કોઈ ભણાવવાનો ધંધો કરે તો કોઈ તેલ પીલવાનું જ સમજી લે. પણ તારે તો જેથી કરીને શરીર-રક્ષણ થાય એ જાણ્યા પછી એ જાણવું જોઇએ કે જેથી કરીને તારી અને તારા પતિની એકતા થાય તથા તારો ઘરસંસાર શુભ રીતે ચાલી તને અને તારાં સંબંધીને આનંદ આપે.

બૂટમોજાં ને સાડીઓ પહેરી પંખા ઉરાડતાં બેસી રહેવાથી શરીરનું રક્ષણ થતું નથી. શરીરને જરા કસવું જોઇએ, તથા ઘરનાં નાનાં મોટાં બને તે કામમાં ભાગ લેવો જોઈએ તેમ જ બા ભૂ પા ની ચોપડીઓ વાંચી ચાવી ચાવીને વાતો કરવાથી તથા સાસુનણંદ સાથે સુધારાનો ડોળ ઘાલી લડાઇઓ કરવાથી કે જૂઠા જૂઠા મોઢા બોલથી ચીઠીઓ લખવાથી કાંઈ પતિ વશ થઈને ઘરસંસાર શુભ રીતે ચાલતો નથી. ખરો ધર્મ એ પતિ-ભક્તિ જાણી તેનાં સંબંધીને પોતાનાં સંબંધી સમજી મોટે મને અને પ્રેમ-નિષ્ઠાથી સર્વ સાથે વર્તવામાં કલ્યાણ છે અને તે જ તારે તો પ્રથમથી ભણવાનું છે. ઇતિહાસના બે પાઠ ઓછા ગોખાશે અથવા ત્રિરાશિ કે અપૂર્ણાંક મોડાં સમજાશે તો હરકત નથી. પણ જે સદ્વૃત્તિ તારામાં જોઈએ છીએ તથા રાંધવું, સંભાળવું, વગેરે જે ઘરકામમાં તારી કુશલતાની જરૂર છે તે મોડી આવશે તો ક્ષણ પણ ચાલવાનું નથી.

આ રીતે શરીર સંબંધી વ્યવસ્થા થઈ રહ્યા પછી સંસારમાં મુખ્ય કર્મ લગ્ન સંબંધી બને છે; તે પ્રસંગમાં પણ કેટલી બુદ્ધિ અને વિચાર વાપરવાં પડે છે એ જેમને વગર વિચારનાં ફલ અનુભવાતાં હશે તેમનાથી અજાણ્યું નહિ હોય. એ મહા વિકટ કર્મમાં પાર પડ્યા પછી ઉભયના પ્રેમરૂપ જે આનંદમૂર્તિ—બાલક—પેદા થાય છે, તેનું સુખ, તેનો વ્યાપાર અને તેની સમૃદ્ધિ તેમાં જ માબાપનું સુખ સમાયેલું રહે છે. તો તે બાલક કેમ મોટાં થાય તેમને જુદી જુદી ટેવો કઈ કઈ મનોવૃત્તિ દ્વારા કેવી રીતે પડે એ સર્વનો વિચાર થઇ શકે તેવું જ્ઞાન પણ પૂર્ણ રીતે જરૂરનું છે. નિશાળમાં જઈ સુધરેલાં થઈ "આયા"ઓ રાખી છોકરાંને ધવરાવવાં

પણ નહિ કે સાચવવાં પણ નહિ એથી તારું શું કલ્યાણ થવાનું છે? તને લખતાં આવડો કે વાંચતાં આવડો પણ જ્યાંસુધી ગૃહિણી તરીકેની તથા માતા તરીકેની તારી ફરજ તને અદા કરતાં આવડી નથી ત્યાંસુધી તારું ભણતર અને જીવતર પણ ફોકટ સમજજે.

આ રીતે સજ્જ થયા પછી તારાં સંબંધી તથા સવર્ગીય માણસો સાથે તારે કેવી રીતભાત રાખવી તથા તારો નીતિમાર્ગ તારે કેવો દૃઢ રાખી સત્ય માર્ગે ચાલવું એ જાણવાની પણ થોડી જરૂર નથી. સર્વની સાથે મિઠાશ રાખતાં કોઈ અનીતિમાં ફસાઈ ન જવાય એવી દૃઢતા માટે ઘણા મજબૂત સદુપદેશની અને સંતોષવૃત્તિની જરૂર છે. ગમે તે નવી વસ્તુઓ જોઈ તે પાછળ દોડાદોડ કરવી અને નજીવી જૂઠી આબરૂ ખાતર કે જરા ભપકા ખાતર મર્યાદા બહાર જવું એ સમાન પાપમાં લેઈ જનારું બીજું કાંઈ નથી. આ બધી વાતોથી દૂર રહી સંબંધમાં આવતાં સર્વ સ્ત્રી-પુરુષ સાથે પૂરો ભાવપૂર્વક સ્નેહ રાખી એક ભક્તિથી નીતિમાં રહ્યાં કરવું જોઈએ, આટલા માટે જે ઉપદેશની જરૂર છે તે તું લાખો નીતિના પાઠ વાંચે તેથી પૂરી પડનાર નથી. તારી મનોવૃત્તિ સ્વચ્છ અને દૃઢ કરે તેવી ભક્તિ બતાવે તેવા ગુરુની તારે અપેક્ષા છે; ને તે તને તારા પસંદ કરેલા પતિ સિવાય બીજો મળવો કઠિન છે. રાજકીય વ્યવહાર પરત્વે તો તારે કાંઈ કર્તવ્ય છે જ નહિ. તારું ઘર એ જ તારું રાજ્ય છે. ને તેમાં તું તારા પતિની પ્રધાન છે. તે તંત્ર જ તારે હાથે નિર્વિઘ્ન ચાલી આનંદકારક થશે તો તું કૃતાર્થ થઈ જાણજે.

આ રીતે ઉપયોગદૃષ્ટિથી જોતાં તું માણસની હારમાં અને સ્ત્રીવર્ગમાં આવે તેવું જ્ઞાન તો તેં જાણ્યું, પણ તને તારા અવકાશના વખતમાં આનંદ થાય, તથા તારાં સંબંધી પણ તારી કુશળતાથી આનંદ પામી તને ખરું સ્ત્રીરત્ન જ ગણે એ સમાન બીજું શું હોય? એ માટે કેટલાંક કારીગરીનાં સીવવાનાં તથા ભરતકામ ગાયન વાદિંત્રનો ઉપયોગ કાવ્યાલંકાર વગેરે પણ તારે જાણવાની જરૂર છે. એ દ્વારા તારાં પ્રેમનાં બંધન દૃઢ થઈ સ્થિર થશે અને તારા અંતઃકરણને આનંદિત કરી તે આનંદનો અંશ સર્વ ઉપર પસરાવશે.

આ સંસારસુખનો અનુભવ કરતાં જે એ સર્વ સુખનો દાતા છે, તેનું પણ સ્મરણ થયા વિના રહેવું ન જોઇએ. તે કારીગરની વિલક્ષણ ચમત્કૃતિ, તેનું પ્રેરેલું સૂક્ષ્મ વિશ્વયંત્ર એ જ તેની સત્તાનું ભાન કરાવવાને બસ છે. સંસાર તો કેવલ અનિત્ય છે. એમાંનાં સુખ નિત્ય નથી, તથા ભોગવતે ભોગવતે પણ વારંવાર નિર્વેદ પેદા કરે છે. તો આવા પ્રસંગે સિદ્ધ

જણાય છે કે પરમ આનંદ તો જગતના સારરૂપ પરમાત્માના ધ્યાનમાં અને સુખદુઃખથી વિરક્ત થવામાં રહેલો છે. આ સંબંધનું જ્ઞાન છે, તે સર્વ જ્ઞાનને માથે છે, પણ તે પૂર્વના મહાપ્રબલ સંસ્કાર વિના પ્રથમથી જ આવતું નથી, તથાપિ એ વાત સિદ્ધ કરી જાણવી કે જ્યાંસુધી આ વાતનો સિદ્ધાંત મનમાં ઊતર્યો નથી ત્યાંસુધી ઉપર જણાવેલો સર્વ બાબતમાં જ્ઞાન અપૂર્ણ રહેવાનું. પરમ સુખ તે શું! કદાપિ ચલે નહિ એવા સુખનું સ્વરૂપ શું? એ નક્કી થયા વિના તે આખરના સુખનાં સાધનરૂપ જે ઉપર કહેલાં સર્વ પ્રકારનાં જ્ઞાન તેમાંની પ્રવૃત્તિ અધૂરી ને અનિશ્ચિત રહેવાની માટે આ વિષયનું જ્ઞાન પણ અસલથી જ મેળવતાં જવું જોઈએ.

આ રીતે તારા ઉપયોગની ઉત્તરોત્તર જરૂર પ્રમાણે વાત કહી બતાવી. કઈ બાબતો કેવી રીતે ભણાવવી જોઈએ, અથવા શાળાઓ કેવી જોઈએ એ વિષે અત્રે વિચાર કરવાનો પ્રસંગ નથી, પણ જ્ઞાનનો જે મુખ્ય માર્ગ બતાવ્યો તેવા પ્રકારે જ્ઞાન પમાય તો જ સાર્થક છે નહિ તો નહિ. ધર્મ વિષે જે વાત તને કહી ગયો છું તે તથા શ્રદ્ધા માટે જે લખી ગયો છું તે બે સાથે આ જ્ઞાનનો સાધારણ વિચાર માત્ર અત્રે બતાવ્યો છે તે તું મેળવી જોશે તો તને વિચારવાનું અને કરવાનું ઘણું મળશે એટલું જ કહીને હાલ અટકું છું.

'પ્રિયંવદા' : ફેબ્રુવારી, ૧૮૮૬.

## વાચન

આર્યકુટુમ્બિની! બાલા! વારંવાર પોકારના પ્રહારથી પણ તને લગારે અસર થઈ જણાતી નથી! અસર નથી થઈ એમ કહીને અમે તારો તિરસ્કાર કરતા નથી, કે અમારા પ્રહારથી તારા હૃદયમાં ભેદ ન થયો માટે તે જ વજ્રતુલ્ય છે એમ પણ જણાવવા ઇચ્છતા નથી. લખ્યું તે વંચાયું કે તરત જ માણસની વૃત્તિમાં ફેરફાર થઈ જતો નથી. ને કદાપિ શિથિલ સરખો થાય તોપણ તે આચારરૂપે એવો સ્પષ્ટ જણાઈ આવતો નથી કે જેથી અસલ પ્રેરણા કરનારને પોતાના શ્રમનું ફલ સહજ જણાઈ આવે. તારામાં સદ્વૃત્તિનો આચાર એકદમ આવી જાય ને તે અમે જોઈએ એવી તો અમને લેશ પણ આશા નથી; વારંવાર સાંભળ્યાથી સંસ્કાર પામતાં કાંઈ પણ પરિણામ થાય તો તેટલેથી જ અમારો શ્રમ કૃતાર્થ

ગણીએ. મુખ્ય વાત જાણવાની તો એ છે કે તને અમારી કહેલી વાત પસંદ પડે છે? અમે તારા સ્વભાવને અનુસરીને લખીએ છીએ? અમારી માગણી ખરી છે? અથવા તારા મનને નાપસંદ જેવી વાતોની ગપ્પો ચલાવી ફક્ત અમે અમારી બુદ્ધિને તેમ બીજાને પણ છેતરીએ છીએ? આવી રીતે આમારા પોતાનાં જ ગુણદોષનો વિવેક તારી પાસે અમારે કરાવવો છે, પણ તે કરવાનો પ્રસંગ અદ્યાપિ તો આવ્યો નથી.

તને ભણવાનો અર્થાત્ લખવાવાંચવાનો અણગમો હોય એમ તો હવે અમારા માનવામાં આવી શકતું નથી. તારે માટે વિલાયતી ફેશનનાં કપડાં અને વિલાયતી ઢબની રીતભાતનો શણગાર લઈ આવનારા તને પુનર્લગ્ન કરવાનો માર્ગ બતાવી તારા સુખમાં જ લાભ લેનારા અને તને સર્વ જાતની સ્વતંત્રતા આપી પુરુષોએ તારા ઉપર અદ્યાપિ જે જુલ્મ ચલાવ્યો છે તેમાંથી તને છોડાવવાને હુંપદ ધરનારા જે પોકાર ચારે તરફ કરી મૂકે છે તે ઉપરથી તો તું હવે કોઈ રીતે ભણી રહી હોય એમ અમને લાગતું નથી પણ જેમ એ વિચાર કરનારાઓ પોતાના તરંગ માત્રમાં દોડયા જઈ ખરી વાત સાથે કલ્પનાને સરખાવતા નથી તેમ અમે કરવા રાજી નથી. તું ભણી તો નથી એમ કલ્પનાએ સંકલના કરતાં ફલિત થાય છે, પણ તે વાત સિદ્ધ કરવાનો અનુભવ–પ્રત્યક્ષ દાખલો–તો એક પણ નજરે આવતો નથી. આ ઉપરથી તારી સ્થિતિનું ખરું ચિત્ર હજુ તેમના કે અમારા એકે સમાજમાં નથી જ આવ્યું એમ કહ્યા વિના ચાલતું નથી. તથાપિ કલ્પનાના તુરંગમને કબજામાં રાખી વિચાર કરીએ ત્યારે તો તું જે ખરાબ સ્થિતિમાં હતી અથવા છે તે કરતાં એકાદ બે ડગલાં જ આગળ ગયેલી અમને તો માલૂમ પડે છે. અમે એટલું જ સમજી શકીએ છીએ કે જરા બે અક્ષર લખતાં વાંચતાં આવડયા પછી ભભકાદાર પોશાક પહેરી જરા સુધારાનો કરડો ડોળ બતાવી મનમાં તો માતા, મહાદેવ ને ભૂત–પ્રેતથી ડરતે ડરતે પતિની બરાબરી કરવી કે તેના ઉપર દાવ ફાવે તો રાજ ચલાવવું એ તારી અવસ્થા છે. હીન! નીચ! શરમભરેલી જ! માફ કરજે બહેન! કહ્યા વિના છૂટકો નથી ને કહીએ છીએ; કડવું ઓસડ મા જ પાય છે.

તને સદ્બોધ લેવાનો કેટલો શોખ છે? તું ભણી છે? તો તારો પુસ્તકનો સંગ્રહ તો જોવા દે. "બત્રીસ પુતળીની વાર્તા", "શુક બહોતેરી," "સંસારદુ:ખદર્શક નાટક," "કામસેન," કદાપિ "નીતિમાળા" કે ભગત થવું હોય તો "ભગવદ્ગીતા" (પણ અક્ષર માત્ર જ !!) આ તારો શોખ! વાતો વાંચવાની કે ઉદ્દીપક આખ્યાન શ્રવણ [illegible]

પણ તારા મનમાં તેં એકાંતમાં અમુક દુરાચારની વાત ને તેનાથી થતું નુકસાન એ બે વાંચીને શી તુલના કરી ? ન કહેવી જ સારી છે. "નીતિમાલા" કે તેવું જ કોઇ પુસ્તક લઇ કેટલી નીતિ સંગ્રહણ કરી ? ભગત થવાની મરજીથી કે તેમ બતાવવાની ઇચ્છાથી કે પછી વખતે એ વાંચવાથી પણ પ્રભુ પુત્રાદિક બક્ષી દે એવા અંતઃસ્થ સંકેતથી ભગવદ્ગીતા ભણી ગયાં તેથી પણ શું થયું ? વાચન તે મોજ-મઝાને માટે છે એની અમે ના નથી કહેતા, પણ વિચાર કરીને વાંચવું તથા તેમાંથી તુલના કરી સદ્બુદ્ધિ લેવી એ ખરું વાચન કહેવાય છે. તને રસ માત્ર તેજભરી વાતો વાંચવાનો થયો એટલે તારા તરંગ આડા થઇ જાય અથવા તને બીજી બાબત વિચારવાનું મન ન થાય એમાં શી નવાઇ ? જગતમાં ડાહ્યા થાય છે, પંડિત થાય છે, જ્ઞાની થાય છે તે સર્વ વાંચીને ને ભણીને; પણ વિચારયુક્ત વાંચવાથી અને તે પ્રમાણે તરત તરત આચાર કર્યાથી તેવા થવાય છે. ગમે તે પુસ્તક ગમે ત્યાંથી હાથ લાગ્યું તે વાંચવા લઇ બેસવું ને તેમાંની વાતોથી ખુશી થતાં જવું એમાં ઘણી હાનિ છે. સદ્ગુરુ કે જે તારો સર્વગુણસંપન્ન પતિ તેના કહ્યા મુજબ પુસ્તક વાંચવાં તથા તેનું જ મનન કરવું એમાં કુશલ કલ્યાણનો સમાવેશ છે; અથવા તારે પોતે પણ તુલના કરી વાચન ચલાવવું ને યોગ્યાયોગ્ય વિષય ગ્રહણ કરવો એ જ શ્રેયસ્કર છે.

'પ્રિયંવદા' તારી સખી થઈ તને વારંવાર મળી વાતચીત કરે તે જ તારે ગ્રહણ કરવી બીજી નહિ એમ પણ અમારું કહેવું નથી. તને તુલના કરતાં ધર્મબુદ્ધિથી ( ધર્મ વિષે અમે તને કહેલું જ છે ) જે ખરું લાગે તે ગ્રહણ કરવું તથા વિદ્વાન અને અનુભવી સ્ત્રીપુરુષના આદેશ પ્રમાણે ચાલવું એ અમારી પ્રાર્થના છે. 'પ્રિયંવદા'ને તું આજકાલ આઠ માસથી મળે છે તો તે તને કેવી ગમે છે અથવા તેને તું શા શણગારથી કે શાં વચનથી તારી સમીપ બેસાડવાને તારી પ્રિય સખી કરવા ખુશી છે તે તો કહી બતાવ ! તને ધર્મ, શ્રદ્ધા, જ્ઞાન ને આજે તે સર્વના પરિણામમાં વાચન વિષે કાંઈક સામાન્ય વાત જે કહી તે સર્વનું મનન કરી તું વિચારશે તો તને અમારા પ્રશ્નના જવાબ દેવા ઝટ લક્ષમાં આવી જશે.

'પ્રિયંવદા' : માર્ચ, ૧૮૮૬.

# સ્વતંત્રતા

સ્વતંત્રતા આ શબ્દના ચમત્કારથી હજારો દેશનાં ભાગ્ય ઉથલપાથલ થઈ ગયાં છે. લક્ષાવધિ માણસોનાં નામ અમર થઈ ગયાં છે. સ્ત્રીપુરુષો દેવત્વને પામ્યાં છે. અને સંસારનો સૂનો અરણ્યવાસ સતેજ થઈ આનંદમય થઈ રહ્યો છે. માણુસ જાતે જન્મથી સ્વતંત્ર છે? આ પ્રશ્નનો ઉત્તર હરકોઈ વિચારશીલ મનુષ્ય ના જ આપશે. માણુસને જે જે જરૂર પડે છે તે તે પૂરી પાડવાનું સામર્થ્ય એક જ જણના પંડમાં નથી; ને તેટલા માટે બીજાની મદદ લેવાની જરૂર પડે છે. જ્યાંથી આવી રીતે બીજાની મદદની જરૂર પડી ત્યાંથી થોડી કે વધતી પણુ સ્વતંત્રતા કપાતી ચાલે છે; તે એટલે સુધી કે ધીમે ધીમે છેક બોલવાચાલવામાં પણુ કાયદેસર વર્તવુ પડે છે. વધારે સુધારાને રસ્તે ચડેલા લોક આવા પ્રકારની સ્વતંત્રતા દિવસે દિવસે વધારે વધારે ગુમાવતા જાય છે. પંખા અને સાડીઓને પણુ સ્વચ્છંદે વર્તવાની રજા મળતી નથી, મોઢા ઉપર હાસ્ય પણુ સ્વતંત્ર રીતે રમી શકતું નથી, પગનો કે કમરનો ઘાટ પણુ બનતાં સુધી સ્વતંત્ર રહી શકતો નથી. આટલું જ નહિ, પણુ માણુસનાં અંતર્ગત હૃદય ઉપર પરતંત્રતાનો હુમલો પાકો થાય છે. જ્યારે આવી રીતે સ્વતંત્રતા અટકે ત્યારે ભાષા પણુ એક પંડિતે મશ્કરીમાં કહ્યું છે તેમ 'માણુસે પોતાના ખરા વિચાર સંતાડવા શોધી કાઢેલી' જ ઠરે. આમ એક તરફથી રૂઢિને અને મંડલના નિયમને તાબે થઈ કેવલ ગુલામ જેવા બન્યા છતાં પણુ, સર્વ સમાજને સાધારણુ એવા રાજકીય કે સામાજિક ધર્મમાં પ્રત્યેક દેશના લોક પોતાના સુધારાના પ્રમાણુમાં સ્વતંત્ર જ હોય છે. **જેવું લોકોનું આત્મશક્તિનું તોલન કરવાનું માનસિક બલ, જેવી તે શક્તિની તુલના કરી હોય તે પ્રમાણે અમલ કરી બતાવવાની બુદ્ધિ, અને જેવાં તે બુદ્ધિ અનુસાર વર્તવાનાં એકસંપ અને કૈવત, તે પ્રમાણે તે તે દેશનું સ્વતંત્રપણું સિદ્ધ સમજવું.**

આ તો સ્વતંત્રતાનું સર્વમાન્ય રૂપ થયું. પણુ પ્રસ્તુત વિષયમાં માંડલિક અથવા માણુસ માણુસ વચ્ચેની સ્વતંત્રતાનો જ વિચાર કરવાનો આપણો ઉદ્દેશ છે. એક માણુસ બીજાનાથી કેટલે અંશે સ્વતંત્ર રહી શકે? આ પ્રશ્નનો નિર્ણય કરવામાં પણુ હાલ તરત તો વિચારમાં નહિ પણુ પણુ આચારમાં કેટલી સ્વતંત્રતા રહી શકે તે વિચારનો લક્ષ છે. આમ જોતાં પણુ આપણુા વિષયને હાલના પ્રસંગ માટે જરા સંકુચિત કરવાની જરૂર છે, કેમકે લખવામાં મુખ્ય વલણુ કાંઇક બીજી જ વાત ઉપર

છે. માણસ માણસના વિચારથી સ્વતંત્રતામાં પણ પરણેલાં સ્ત્રીપુરુષના અન્યોન્યના આચારમાં કેટલું સ્વાતંત્ર્ય ઘટે એ વિચારવાનો પ્રાસંગિક વિષય છે. સંસારના સર્વ સંબંધનું શિરોબિંદુ* સ્ત્રીપુરુષનો સંબંધ એ જ છે; અને તે સંબંધ વિશે જેટલા જેટલા કુતર્ક કે ગેરસમજવાળા વિચાર મનમાં રહે છે તેટલું તેટલું દુઃખ પેદા થયા વિના રહેતું નથી. માણસો પોતપોતાના વિચાર પ્રમાણે આ સંબંધની કીમત કરે છે, ને તેમને સુખ પણ તે કીમતના પ્રમાણમાં જ મળે છે. કોઈને મન આ સંબંધ રાંધવું, દળવું, ખાંડવું વગેરે ગૃહકર્મ માટે જ છે, કોઈને મન પ્રજોત્પત્તિ માટે છે, કોઈને મન ઘરનાં ઘરેણાંલૂગડાંનો ઉપયોગ કરવા માટે છે, કોઈને મન ગૃહરક્ષા કરવા માટે છે, કોઈને મન પૂર્ણ પ્રેમનો અનુભવ કરી સંસારમાં પણ સ્વર્ગ ભોગવવા માટે છે. આમ અનેક ધોરણમાંથી જેવું જેનું આ સંબંધની કીમતનું ધોરણ તેવું જ તેનું સુખ. ઊંચું ધોરણ રાખવામાં જે ઊંચા પ્રકારનું સુખ મળે છે, તેમાં પ્રસંગે થઈ આવતું દુઃખ પણ તેવા જ ઊંચા પ્રકારનું અર્થાત્ ન ટળે તેવું અથવા મોટું થઈ આવે છે, કેમકે નીચેથી પડનાર માણસ કરતાં ઊંચેથી પડનારને વધારે વાગવાનો—ને વખતે જીવ જાય તેવું પણ વાગવાનો—સંભવ વિશેષ છે. આ વાત લગ્નના સંબંધ માટે જ નહિ પણ સંબંધમાત્ર માટે ખરી જાણવી. લગ્નનાં આવાં રૂપાંતરમાં વળી સ્વતંત્રતાએ એક નવો ઝગડો દાખલ કર્યો છે.

સ્ત્રી અને પુરુષનો લગ્ન થઈ સંબંધ થયો, તેથી ઉભયની સ્વતંત્રતામાં કાંઈ પણ ફેરફાર થયો કે નહિ? પુરુષ કે સ્ત્રી જો પોતાની સ્વતંત્રતાનો કોઈપણ અંશ તજતાં ન હોય તો સંબંધ થયો ગણાય જ નહિ, માટે ખુલ્લું જ છે કે ઉભયની કાંઈક સ્વતંત્રતા તો તેમનો લગ્નસંબંધ થતાં જાય જ. પુરુષનામાં જે ખામી છે તે પૂર્ણ કરવાને તે સ્ત્રી સાથે બંધાય છે, સ્ત્રીમાં જે ખામી છે તે પૂરી પાડવા તે પુરુષ જોડે બંધાય છે. બન્ને મળીને શારીરિક તથા માનસિક બલનું પૂર્ણ રૂપ ઘડાય છે. પુરુષના જે જે વ્યાપાર છે તે સ્ત્રીના વ્યાપારથી જેમ જુદા છે, તેમ સ્ત્રીના જે જે વ્યાપાર છે તે પુરુષના વ્યાપારથી જુદા છે. બન્ને પોતપોતાના વ્યાપારમાં જેટલાં જોઈએ તેટલાં સ્વતંત્ર છે. સ્ત્રીએ પુરુષવ્યાપાર જેવા કે નોકરી, વકીલાત, વગેરે પુરુષનો સંબંધ રાખતાં પણ કરવા એ વાત કદાપિ પણ સિદ્ધ કરી શકાય તેવી નથી; એટલું જ નહિ, પણ અનુભવમાં આવવી પણ લગભગ અશક્ય જેવી છે. આટલા ઉપરથી સ્વતંત્રતાપક્ષે જે એમ તકરાર કરવામાં આવે છે કે પુરુષવ્યાપારમાં પણ સ્ત્રીને સામેલ રાખો, તે વાત

* આખા રૂપનું માથું.

નિરાધાર ઠરે છે. આ સિદ્ધાંતનાં સવિસ્તર કારણ અમે સ્થાનાન્તરે* આપ્યાં છે, તથાપિ ટૂંકામાં એટલું જ કહેવાનું કે સ્ત્રીનું માનસિક અને શારીરિક બલ તપાસતાં તે કેવળ ગૃહકર્મ માટે અને સર્વને પોષણ આપનાર આહ્લાદકારક+ પ્રેમવૃત્તિની દેવીરૂપ થવા માટે જ નિર્ધારેલી છે. ગૃહધર્મપક્ષે સ્ત્રીનું જોર મુખ્ય વર્તે છે, બાહ્યધર્મપક્ષે પુરુષનું. આમાં ફેરફાર થવાથી સંસારનું યંત્ર કેવળ વિકલ થઈ ગયેલું જણાશે, અને જે ગુપ્ત પ્રવાહને આશ્રયે સંસારનો ડોહોળાયેલો વેહેળો કોઇ કોઇ સ્થળે નિર્મલ રૂપ પકડી અમૃતમય આનંદ વિસ્તારે છે, તે પણ નિરન્તર મલિન જ થઈ પડશે. સ્ત્રીમાં પુરુષભાવ જેટલો જણાય તેટલો નિષિદ્ધ છે, પુરુષને યોગ્ય ધૃષ્ટતા,× બળ, કઠણાઈ વગેરે સ્ત્રીને કેવલ રાક્ષસી જેવી બનાવી મૂકે છે. જે મહાપરાક્રમનાં વૃત્તાન્ત કોઇ કોઇ સ્ત્રીઓના સંબંધે આપણે સાંભળ્યાં છે, તે આમાંના કોઈ નિષિદ્ધ ગુણના‡ ઉત્કર્ષથી નહિ, પણ પોતાના સ્વભાવમાંના નિર્મળ પ્રેમના ઉત્કટ† તેજથી જ. પ્રેમવૃત્તિનો જ્યાં પ્રભાવ નહિ હોય ત્યાં સ્ત્રીધર્મ યથાર્થ રીતે ભાગ્યે જ પળાતો હશે. એક એકને આવી વૃત્તિ દૃઢ રહી અપૂર્વ શ્રદ્ધા પેદા થાય અને તેથી આનંદ મળે, એ માટે આ વૃત્તિનું જરા પણ આંદોલન થવા દેવું ઉપયોગનું નથી. ઉભયના વ્યાપાર એક થવાથી, અથવા પુરુષને યોગ્ય વ્યાપારમાં કોમળ અબળાઓને ઉતારવાથી, હૃદયની ભૂમિ કઠિન થઈ પ્રેમના અંકુરને ફૂટવા ન દે એવું ભય વિશેષ રાખી શકાય છે. આવાં કારણોથી તેમજ તેના શરીરની વિક્રિયાઓના§ વિચારથી પણ સ્ત્રી મૂલથી જ પુરુષવ્યાપાર માટે સર્જાયેલી અમે માનતા નથી. જે સ્ત્રી પોતાના સદાચારથી, પોતાની કોમળ પ્રેમવૃત્તિથી, ગૃહદેવી તરીકે પૂજાતી હશે, તે કદાપિ પણ આવા પુરુષવ્યાપારમાં ઊતરી પોતાના પતિની બરાબરી કરવા ઇચ્છતી હશે નહિ. પોતાના યોગ્ય કર્તવ્યમાં જ તેની વડાઈ રહેતી હશે, પોતાની ફરજ અદા કરવામાં જ તેની સુખની સીમા સમાતી હશે, પોતાના પ્રેમનો પ્રકાશ પ્રસારવામાં જ તેનું હૃદય ખીલી રહેતું હશે.

પુરુષધર્મથી સ્ત્રીધર્મ આમ જુદો ઠરે છે ને તે પક્ષે તે સ્વતંત્ર જ છે. ત્યારે સ્વતંત્રતા સ્ત્રીઓને મળતી નથી એ ખોટું છે, તે જંગલીપણાની નિશાની છે, એવી જે બૂમ 'સુધારાવાળા' પાડે છે તે સકારણ ઠરતી નથી. જે વાત હાલ કહેવા ઇચ્છીએ છીએ, તે ખરી રીતે તો ઉપરના મુખ્ય

* બીજે સ્થળે, 'નારી પ્રતિષ્ઠા''માં. + આનંદ પમાડે એવી.
× બેશરમપણું. ‡ વધીને સતેજ થયેલું રૂપ. † બહુ બળવાળું.
§ ફેરફાર.

વિચારના પેટામાં સમાઇ ગઇ છે, પણ સ્પષ્ટતા માટે વિશેષ કહીએ છીએ. સ્ત્રીપુરૂષે એક એક સાથે જાહેર રીતે ફરવાહરવા જવું, અથવા પુરુષ જેમ પોતાના મિત્રો વગેરે કરે છે તેમ, સ્ત્રીઓ પણ કરે એ વગેરે બાબતોમાં સ્ત્રીઓને પૂરી શા માટે સ્વતંત્રતા મળતી નથી? સ્ત્રીપુરુષે સાથે બહાર જવા-આવવામાં કોઇ જાતિનું એક એકના સ્વભાવ વિરુદ્ધ પાપ અમે દેખતા નથી, ને તેમ કરવામાં કશી હરકત પણ નથી; પરંતુ વૃદ્ધ વડીલોની જેને અદબ પડે છે, તે લોક સ્વાભાવિક રીતે જ તેમ ન કરતાં સ્ત્રીઓને સ્ત્રીઓ ભેગી જવા દે છે, ને પુરુષ પુરુષ ભેગા રહે છે. જમાનો પણ આ વિષયમાં નિયામક+ છે. મુસલમાનોના રાજ્યના પ્રસંગે સ્ત્રીઓ ઉપર જે જુલ્મ ગુજરતો તે વખતે જે રિવાજો દાખલ થઈ ગયા છે—બહાર ન જવાના, પરદેનશીન રહેવાના, લાજ કાઢવાના વગેરે—તે હાલ બદલાતા કાળને લીધે ફરે તો તેમાં કાંઇ દોષ સમજાતો નથી. જેમ જેમ લોકોની સમજમાં આ વાત ઊતરતી જાય છે, તેમ તેમ નવી રીતે ફરવાહરવાનો માર્ગ ઘણે ઠેકાણે ખુલ્લો થયો છે, જો કે આપણી પુરાતન રીતિથી દેવદર્શન વગેરે નિમિત્તે ફરવા વગેરેની છૂટ સ્ત્રીઓને તેમની રીતિ પ્રમાણે છે જ. આ બાબત નિર્જીવ છે, અને સ્વતંત્રતાના પ્રશ્નના સંબંધે ઘણી અગત્યવાળી નથી; પણ મૈત્રી વગેરે સંબંધની જે વાત કહી તેમાં તો સ્ત્રી કે પુરુષ કોઈ પણ સ્વતંત્ર નથી. સ્ત્રીની મરજીમાં ન હોય તેવા જુગારી, ગંજેરી, ભંગી મિત્રો પોતાને ગમે તેટલા રુચે તોપણ, પુરુષથી ક્યાં સુખે થઇ શકે છે? આમ છે ત્યારે સ્ત્રી પણ પોતાના પતિને રુચે તેવાં સ્ત્રીપુરુષોને ક્યાંથી પોતાના સંબંધમાં લાવી શકે? આ બાબતમાં વાજબી રીતે જોતાં ઉભયનો હક નિરંતર સરખો જ ચાલ્યો આવે છે, એટલે સ્ત્રીઓને એ સંબંધે ગેરલાભ કે સવિશેષ પરતંત્રતા વેઠવાં પડે છે એવી જે તકરાર ઉઠાવવામાં આવે છે તે નિરર્થક છે.

આ રીતિનો આર્યધર્મના નિયમ પ્રમાણે સ્ત્રીધર્મ ઠરે છે. જ્યાં લગ્ન એક જ અને અભિન્ન હોઈ સ્ત્રીપુરુષ મળી એક જ રૂપ બને છે, ત્યાં આવો જ ધર્મ જોઇએ. આ વાતનું રહસ્ય ટૂંકામાં પણ સત્સિદ્ધાન્તરૂપે, દર્શાવ્યું છે. તે મનન કરી વર્તનાર સ્ત્રીપુરુષ ઉભયને અહીં અને પરલોકમાં સુખની પરમ આશા સમજવી.

'પ્રિયંવદા' : ઓક્ટોબર, ૧૮૮૭.

---

+ નિયમમાં રાખનાર, રસ્તે પાડનાર.

# પુનર્લગ્ન

" જે હેતુથી લગ્નની જરૂર બતાવવામાં આવી તે પાર પાડવા માટે જરૂરનું છે કે તે એક અને અચલ હોવું જોઇએ. આ બન્ને શરત એટલી બધી જરૂરની છે કે તે સ્ત્રીપુરુષનો સંબંધ જ્યાં અયોગ્ય રીતિનો હોય ત્યાં પણ માલૂમ પડી આવે છે. પ્રેમમાર્ગમાં અચલ ન રહેવાથી, તથા પ્રેમને પોતાની સગવડનું સાધારણ સાધન ગણવાથી સુખ પ્રાપ્ત થઇ શકે છે એમ જે બોલવું થાય છે તે વ્યવહાર તથા નીતિના સિદ્ધાંતોના અત્યંત અજ્ઞાન સિવાય બીજા કિયાં કારણથી થતું હશે તે સમજી શકાતું નથી......માણસનાં સ્વાભાવિક અસ્થિરતા અને તરંગોને નિયમમાં રાખવા માટે મંડલીએ વચ્ચે પડવાની જરૂર છે, નહિ તો સુખને માટે એક પછી એક વ્યર્થ અને દુઃખકારક પ્રયત્ન કરતે કરતે માણસનું જીવતર છેક નિષ્ફળ અને નીચી પદ્ધતિનું થઈ પડે."

—'નારીપ્રતિષ્ઠા'માં ઑગસ્ટ કોમ્ટીની 'પૉઝિટિવ પોલિટી'માંનો ઉતારો.

સંસારમાં નીતિ તથા ધર્મનાં બંધારણના સિદ્ધાન્ત કેવા પ્રકારના છે; તે કેવા પ્રકારના હોવાથી સંસાર સુખમય નીવડે છે; અને પૂજ્ય સ્ત્રીપુરુષોનાં અનુકરણ કરવા યોગ્ય ઉત્સાહ, સાહસ અને ધૈર્ય જે આપણે જાણીએ છીએ તે કેવા પ્રકારના બંધારણથી ઊપજી આવેલાં છે; એ સર્વ વાતનો પૂર્ણ વિચાર કર્યા વિના પુનર્લગ્ન જેવા તકરારી સવાલનો ખુલાસો થવો મુશ્કેલ છે. જગતમાં પરંપરાથી એવો જ વ્યવહાર ચાલેલો છે કે ધર્મનીતિના સદ્બોધનું રૂપ એક તરફથી કઠિન અને કષ્ટકર્તા, પણ શુભ ફલદાયક માર્ગ યોજે છે. અને બીજી તરફથી દયા ઉપજાવે એવા કષ્ટની સંકડામણમાં આવેલાં મનુષ્ય તેમાંથી તાત્કાલિક છુટકારો થવા માટે મુક્ત થવાનો પ્રયત્ન કરે છે. પણ સિદ્ધ વાત તો એ જ છે, કે ઉચ્ચસ્વરૂપ ધર્મબુદ્ધિ આપણને બતાવે છે તે જ ખરો માર્ગ છે; અને તે વડે જ કોઇ સારી પ્રજા પોતાનું સારાપણું પ્રાપ્ત કરી શકી છે. યદ્યપિ તે ધોરણમાં હજારો વિરુદ્ધ દાખલા બની આવતા હશે, પણ તેવા દાખલા અપવાદરૂપે જ રહી, મૂલ નિયમને ઠેકાણે પોતે જ નિયમરૂપ થઈ પડવા કરતાં, તે મૂલ નિયમને ઊલટો વધારે સબલ કરે છે. સાધારણ ઉદાહરણ લેવાથી આ સર્વ વાત સ્પષ્ટ થશે. સત્ય બોલવામાં જ ફલ છે, તેથી જ ઈશ્વર રાજી રહે છે અને તેથી જ સર્વ સુખ પ્રાપ્ત થાય છે. આવો દૃઢ ધર્મોપદેશ છે ને જ્યાં જ્યાં એવો ઉપદેશ દૃઢ રીતે અપાયેલો છે ત્યાં ત્યાં સદ્વિદ્યા અને સદ્વિચાર સહિત ખરા સુધારાનો પ્રચાર સર્વથા આપણે સ્વીકાર્યો છે. આથી ઊલટું જ્યાં જ્યાં એ સત્ય વાત ઉપર વધારે વજન મૂકવામાં નથી આવ્યું, તેવા દેશને આપણે અધમ સ્થિતિનો પણ ધારેલો છે. આમ છતાં પણ, જ્યાં સત્યધર્મ સુદૃઢ છે, ત્યાં

કદાપિ અસત્યનાં, અને જ્યાં સત્યધર્મ દઢ નથી ત્યાં દઢ સત્યનાં વિરલ ઉદાહરણ શું મળી નથી આવતાં ? પરંતુ તેથી શું તે તે દેશની સ્થાપિત રૂઢિને લીધે મળેલી પ્રતિષ્ઠા કે અપ્રતિષ્ઠાને હાનિ થઇ શકશે ? આવાં વિરલ અપવાદરૂપ ઉદાહરણો મળવા છતાં પણ, મૂલના ઉચ્ચ સ્વરૂપને વળગી રહેવાથી જ દઢ સદ્વિચારયુક્ત નીતિવાળી પ્રજામાં-સંસારસમુદ્રના અવ્યવસ્થિત અંધકારમાં સર્વ સાધારણ બુદ્ધિના લોકને ખરે માર્ગે દોરે તેવા—મહા પુન્ય-શાળી પૂજ્ય સ્ત્રીપુરુષોના ભવ્ય ચરિતરૂપી તેજોમય દીપક સ્થળે સ્થળે પ્રકટી રહ્યા છે. ત્યારે આ સર્વ વિવેચનનો સાર એટલો જ ફલિત થાય છે, કે તરતનાં તીવ્ર દુઃખથી ગમે તેવો માર્ગ લેવો આપણે ઉચિત ગણીએ, તથાપિ તે વિષયનું જે મૂલ સદ્રૂપ હોય તે જ ખરો રસ્તો છે, એમ સ્વીકાર્યા વિના અને બને ત્યારે સંસાર સુખમય થવા માટે તે અમલમાં લાવ્યા વિના છૂટકો જ નથી.

આ સાધારણ નિયમોનું જે ટૂંકું વિવેચન કર્યું, તે તમામ સાંસારિક બાબતનો નિર્ણય કરવામાં અમને તો પ્રધાન લાગે છે. પુનર્લગ્નના સૂક્ષ્મ વિષયમાં પણ એ જ નિયમે વિચાર કરવા આવશ્યક છે. પુનઃ એટલે ફરીથી લગ્ન કરવું—સ્ત્રીએ પુરુષના અભાવે કે પુરુષે સ્ત્રીના અભાવે—તે યોગ્ય છે કે અયોગ્ય છે, એ વાત એમ કરવામાં જે હેતુ રહ્યો છે તે, અને એમ ન જ કરવું એમ સમજવામાં જે સદ્ધર્મ રહ્યો છે તે, ઉભયની તુલના કરવાથી સમજાશે. પ્રથમ લગ્ન એટલે શું ? લગ્નનો ઉદ્દેશ યદ્યપિ ભરણપોષણ એટલે સ્વાર્થનો જણાય છે, તથાપિ તે સંબંધને ખરી પવિત્ર ગાંઠ શાની છે ? અમારા તરફથી આ વિષય એટલી બધી વખત ચર્ચાયો છે કે હાલ એ વિશે કાંઇ પણ બોલવું તે કેવળ પુનરુક્તિ જ છે; છતાં "નારી પ્રતિષ્ઠા"નું ત્રીજું પ્રકરણ વાંચનારને ભાળવી, અમે અત્રે તો ફક્ત સિદ્ધાન્તરૂપ વિચાર જ દર્શાવીશું. સ્ત્રીને પોષકશક્તિનું સ્વરૂપ માની, તેને પ્રેમમય હૃદયની ઠરાવેલી છે, અને તેથી પુરુષ કરતાં એનામાં આ જે અધિક ઐશ્વર્ય છે, તે એને પૂજ્યસ્થાને પહોંચાડે છે એમ બતાવેલું છે. આત્રેયાદિ સ્મૃતિઓમાં સ્ત્રીઓનું પૂજ્યત્વ સ્પષ્ટ કહેલું છે, ને સર્વમાન્ય મહાત્મા મનુ પણ નવમા અધ્યાયમાં કહે છે કે ' प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः । स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन...दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मन श्च ह " પ્રજાની ઉત્પત્તિ કરનારી, મહાભાગ્યવાળી, ને તેથી જ પૂજ્ય એવી ઘરની દીપિકારૂપ સ્ત્રી અને લક્ષ્મી એ ઉભયમાં કાંઇ ભેદ નથી......પોતાનો તેમ જ પિત્રીઓનો સ્વર્ગવાસ સ્ત્રીઓને આધીન છે. વળી ત્રીજા અધ્યાયમાં પણ કહે છે કે "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः

स्त्रियः" જ્યાં સ્ત્રીઓનું પૂજન થાય છે ત્યાં દેવતાઓ આનંદથી વાસ કરે છે, ને જ્યાં તે પૂજાતી નથી ત્યાં સર્વે ક્રિયાઓ નિષ્ફળ જાય છે. એ જ પ્રમાણે મહાત્મા યાજ્ઞવલ્ક્ય પણ કહે છે કે "भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः बन्धुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः" ધણી, ભાઇ, બાપ, નાતવાળા, સસરો, સાસુ, દિયર તથા સર્વ બંધુઓએ સર્વથા–ભૂષણ વસ્ત્ર ભોજનાદિકથી સ્ત્રીઓની સેવા કરવી. સ્ત્રીઓને પૂજ્ય પદવીએ પમાડનાર, આવા સર્વસંમત ને આર્યધર્મના મૂલ સિદ્ધાન્તરૂપ પ્રેમમય ઐશ્વર્યના પ્રતાપની પ્રતિ પુરુષને એટલી અપેક્ષા છે કે તે વિના તેનું જીવતર કષ્ટમય થતાં રદ થઇ, પરમ ધર્મ સુધી તેની ગતિને પહોંચતાં અટકાવવાવાળું નીવડશે. પુરુષો પાસેથી પણ ઉત્પાદક બળ વડે પ્રાપ્ત કરેલા પોષણ વિના સ્ત્રીનો નિર્વાહ થઇ નહિ શકે. આમ ઉભયના યોગથી એક આખું મનુષ્ય બની રહે છે ને તેનું જ નામ અમે લગ્ન માન્યું છે–અર્થાત્ લગ્નને દૃઢ કરનારી ગાંઠ કેવળ પ્રેમની જ ઠરે છે. આ પ્રેમનું બલ દૃઢ થાય, અને તે બલ વડે જે મોક્ષાવધિ મોટા લાભ ઉભય પક્ષને થવાનો નિશ્ચય છે તેને માટે એ પ્રેમ કેવો જોઇએ ? અમારો સિદ્ધાન્ત છે કે એવો પ્રેમ એક જ અને અખંડ હોવો જોઇએ, નહિ તો જે અમૂલ્ય ફલની આશા રાખવામાં આવે છે તે વ્યર્થ સમજવી. પાશ્ચાત્ય પંડિતોમાં ચાલુ સૈકામાં પ્રસિદ્ધિ પામેલા ફ્રાન્સદેશીય જ્ઞાતા ઑાગસ્ટ કૉમ્ટી પણ કથે છે કે આવો પ્રેમ–ઇષ્ટ ફળ આપે માટે–એક, અવિચ્છિન્ન અને અખંડ–તે મરણ પછી પણ અખંડ–એવો જોઇએ. જ્યારે આમ જ ખરી વાત ઠરે ત્યારે સ્ત્રી કે પુરુષે ઉભયને એક પ્રેમબદ્ધ સંબંધ થયા પછી બીજાનો અવકાશ જ ક્યાં રહેશે ? સાધારણ જનવ્યવહારમાં પણ એ વાત આપણને પ્રત્યક્ષ સિદ્ધ છે કે ઘણાં સ્ત્રીપુરુષો જેને આવા પ્રેમમય લગ્નનો અનુભવ થયો હોય છે તે મરણજન્ય વિયોગના સંકટથી ડરતાં નથી; એટલું જ નહિ પણ બીજો સંબંધ કરવો એ પ્રથમના પવિત્ર ગ્રંથિને દૂષિત કર્યા સરખું સમજે છે. આમ છે માટે પુનર્લગ્ન થવામાં 'પ્રેમ' તો હેતુભૂત હોય જ નહિ, કેમકે તે વૃત્તિ એક વાર કોઇ સ્થળે લાગ્યા પછી બીજે સ્થળે લાગી શકતી નથી, તે એટલે સુધી કે તેમ લાગી શકે તો તે પોતાના સ્વરૂપને હાનિ કરે છે. તો હવે વિચારવું સરળ પડશે કે પ્રેમ સિવાય બીજી કોઇ વૃત્તિથી સંપાદિત પુનર્લગ્ન અને પ્રેમથી જ સંપાદિત લગ્ન એ ઉભયમાં શો તફાવત છે. લગ્નનો સંબંધ એક અને અખંડ હોઇ પુનર્લગ્નને અવકાશ ન આપે તો જ ઠીક એ પણ હવે સહજ જણાશે, અને પુનર્લગ્ન કેવળ નિષિદ્ધ આચાર છે એમ પણ સ્વતઃ ફલિત થશે.

જે દેશમાં પુનર્લગ્નનો રિવાજ લોકસંમત છે ત્યાં, તથા જે જે હિંદુ કોમમાં પણ એ રિવાજનો પ્રતિબંધ નથી ત્યાં પણ, પુનર્લગ્નનો લાભ કેટલાં વિયુક્ત સ્ત્રીપુરુષ લે છે અને તે લેવામાં કીર્તિ માને છે, એનો હિસાબ કાઢીએ તો એમ સિદ્ધ થયા વિના નહિ જ રહે, કે માણસ જાતિની સ્વભાવિક વૃત્તિ જ પ્રેમની એકતા ઉપર સુદૃઢ છે, ને તેમાં જ સુખનું ને દૃઢતાથી મહત્તાનું પર્યવસાન* માની રહેલી છે. થોડા વખત પર વ્યાખ્યાન કરતાં પ્રખ્યાત બાબુ પ્રતાપચંદ્રે પણ એમ જ સ્પષ્ટ કહ્યું હતું કે મનુષ્યની વૃત્તિ જ એક પ્રેમ કરવા તરફ સબળ જણાય છે. હિંદુ કોમ માટે કોઈ એમ કહે, કે ઊંચી પંક્તિ ભોગવતા બ્રાહ્મણોનું અનુકરણ કરી વૈશ્ય શૂદ્રાદિ વર્ણ પુનર્લગ્નમાં અપકીર્તિ આરોપે છે તો તે વાત સ્વીકારતાં પણ, જે દેશમાં તેમ નથી ત્યાં પુનર્લગ્નના અભાવનો આચાર સિદ્ધ જણાઈ આવે છે એટલે સિદ્ધાન્ત–પ્રેમની એકતા તરફ જ જનસ્વભાવનું વલણ–નિર્વિવાદ ઠરે છે. જેમ સંસારવ્યવહારનાં સામાન્ય કર્મોમાં દૃઢતાની મુખ્ય આવશ્યકતા છે, તેમ જેને આધારે સર્વ સુખની મર્યાદા બંધાય છે તેવા પ્રેમસંબંધના વ્યવહારમાં દૃઢ સ્થૈર્યની અતિશય જરૂર સ્પષ્ટ જ છે. સબબ કે પુનર્લગ્નના સંબંધે પ્રાપ્ત થતી વારંવાર લગ્ન શોધવાની ટેવથી કરીને માણસ કોઈ અમુક સ્થિતિમાં સુખ ન માનતાં આખું જીવતર સુખ મેળવવાની એક પછી એક અજમાસો કરવામાં જ વ્યર્થ ગુમાવી દુઃખી થાય એવો સંભવ સવિશેષ ભય સહિત આ દૃઢતા સિવાય આવી પડવાનો.

આમ છે ત્યારે કેવલ પ્રેમગ્રંથિથી લગ્ન બંધાય તે માટે વય, ઇચ્છા, જ્ઞાન વગેરેની જેટલી અને જે પ્રકારની જરૂર છે તેનો અત્રે વિસ્તારના ભયથી પૂરો ખુલાસો બને તેમ નથી, છતાં એટલું તો કહ્યા વિના ન જ ચાલે કે વય સમજશક્તિ ખૂલે તેટલું મોટું જોઈએ, જ્ઞાન એટલે કેળવણી હાલ અપાય છે તે કરતાં સ્ત્રીઓ પરત્વે તો તદ્દન જુદી જ જોઈએ, અને તે પછી માબાપ કે જે વડિલ હોય તેની યોગ્ય આજ્ઞાનુસાર ઇચ્છાની અનુકૂલતાએ લગ્ન થયેલું હોવું જોઈએ. આમ થયેલાં લગ્ન જ અમે કહો તેવી એકતાવાળાં સમજવાં.

લગ્ન વિષેનું આ સર્વ પ્રજાએ કરેલું માન્ય સ્વરૂપ, અને આર્યધર્મે તો વિશેષે પ્રતિપાદન કરેલું, સર્વ સંસારને નિયમમાં રાખનારૂં, એ જ ધોરણ અમને માન્ય છે. અને એવું રૂપ અમને માન્ય હોવાથી પુનર્લગ્નનો એટલે ફરીથી પરણવાના આચારનો અમને અનાદર છે. પણ અમારા મિત્રો કહે છે કે તમે બતાવો છો તેવાં લગ્ન થતાં નથી, આપણા રિવાજ

* આખર પરિણામ.

બગડી ગયા છે, કેળવણી મળતી નથી, બાલલગ્ન ચાલુ છે ને ઇચ્છાનું તો નામ પણ કોઇ સમજતું નથી, ત્યારે એ સમગ્ર દુષ્ટાચારનાં દુષ્ટ પરિણામનું નિવારણ કેમ કરવું? બાલાઓ જેમણે હજુ લગ્નનો અર્થ પણ સાંભળ્યો નથી કે વિચાર્યો નથી તેમને દુર્દૈવથી પ્રાપ્ત થતા વૈધવ્યને લીધે નીપજતાં પરિણામનો ભોગ થઇ વિના અપરાધે મરણ પર્યંત દુઃખને જ હવાલે કરવી? विषस्य विषमौषधम् થવા દો; આવાં દુઃખને માટે પુનર્લગ્ન પણ થવા દો. આમ કહેનાર પારકી દાઝ જાણનારા દયાશીલ જનસમૂહને અમે સર્વાંશે અનુમોદન આપીએ છીએ; પણ એટલું જ કે અમારો ખરો માર્ગ તો કહ્યું તેમ લગ્ન કરી વૈધવ્યધર્મ પાળવો તે જ, અને અમારી દુર્વૃત્તિને લીધે, અમારી નિર્બળતાને લીધે, લેવો પડેલો પણ ક્ષમા કરવા યોગ્ય અને સર્વેએ સહન કરવા યોગ્ય રસ્તો પુનર્લગ્ન. રખે અમારા આમ લખવામાંથી કોઈ એમ લઈ પડતા કે અમારા વિચાર મૂલ હતા તેમાંથી બદલાઇને નવે રસ્તે ચઢયા, કેમકે આજથી લગભગ બે વર્ષ પર લખેલી "નારીપ્રતિષ્ઠા" માં પણ અમે આનું આ જ કથેલું છે.*

પુનર્લગ્નને અમારા લોક પાપ માને તો તેમ કરવામાં સમાઈ રહેલી તેમની ઋજુબુદ્ધિ માટે અમે તેમને માન આપીશું, પણ કોઇ પુનર્લગ્ન કરનારને દુઃખ દેવા તેઓ તત્પર થાય તો તે અમે ક્ષણવાર પણ સહન નહિ કરીશું. આર્ય ધર્મસિદ્ધાંતની વિરુદ્ધના બીજા ઘણાએ આચારને તમે સહન કરો છો, ત્યારે આ એકને પણ કેમ ખમી ખાતા નથી? આવા લોક જે યોગ્ય પ્રકારની સહનશીલતા બતાવી શકતા નથી તેમને જેટલો ઠપકો ઘટે, તે કરતાં વધારે ઠપકો જેઓ એમ બતાવવા પ્રયત્ન કરે છે કે પુનર્લગ્નાદિ કરવાં એ જ ખરા સુધારાનું ભૂષણ છે, તેઓને ઘટે છે. પોતાને સંમત હોય તેવા આચાર-વાળાં માણસોને જ પાસે રાખવાં ને બીજાંને ન રાખવાં એવી સર્વેને છૂટ છે, પણ સનાતન સતસિદ્ધાંતોને ઊંધા વાળવા પ્રયત્ન કરવો એ વાજબી નથી. સુધારાવાળાઓ જેટલો શ્રમ આવો અનિષ્ટ આચાર પ્રવર્તાવવામાં કરે છે તેટલો જ લગ્નનું ખરું સ્વરૂપ સમજાવવામાં, લગ્નના સામાજિક નિયમોમાં ફેરફાર કરાવવામાં, અને ધર્મની મહત્તા સમજાવવામાં કરતા હોય, તો આ નકામી તકરાર ક્યારની પતી ગઈ હોય. પુનર્લગ્નના રિવાજને ઉત્તેજન આપતાં તેઓ એ વાત ભૂલી જાય છે કે તેવા ઉત્તેજનથી પુન-ર્લગ્નને કાંઇક અંશે ઉત્પન્ન કરનારાં જે અવ્યવસ્થિત લગ્નો થાય છે તે પણ કાયમ થઈ પડે છે ને તેથી દુઃખનું દુઃખ જ અંત સુધી સર્જક થાય છે. જે કારણથી આપણે નાની બાળકીઓની દયામણી સ્થિતિ જોઇ, વિષનો

* પાનું ૬૮.

ઉપાય વિષ માની, પુનર્લગ્ન કરવા બેઠા છીએ તે કારણોને કોઇપણ રીતે સબળ કરવાં જોઇતાં નથી. આપણો આચાર એવો ન જોઇએ કે જેથી તે ખોટા રિવાજ દૃઢ થઇ પડે કે જેને લીધે, આપણે આજે પુનર્લગ્નની સંક્રામણમાં સપડાયા છીએ, તરત વેળાનાં દુઃખ દૂર કરવા માટે લોકોને વધારે સહનશીલતા સમજાવો, પણ આ ઉપાયરૂપ જે અનિષ્ટ આચાર તે તરફ મૂળ વાતને છાઇ નાખે તેવો પ્રયત્ન ના આદરો. પુનર્લગ્નને વિધેય કોટિમાં લઈ ન જાઓ; પણ છે તે નિષેધ કોટિમાં જ તેને રહેવા દઇ ફક્ત સંક્રામણમાં ઉપયોગવાળું માનો, સદ્વિચારની પ્રવૃત્તિ કરવી એ સુધારાવાળાનું કામ છે, તો તે મૂકી બીજે જ રસ્તે તેમણે જવું અથવા એવો રસ્તો લેવાના કારણથી જ નિષ્ફળ થયાને લીધે છેવટે કાયદાની મદદ માગવી, એ ઘણું ભૂલભરેલું અમને તો ભાસે છે લોકો સન્માર્ગનું ખરું રૂપ સમજશે તો સ્વાભાવિક રીતે તે માર્ગે જશે અને તેમ થવાથી જેને માટે પ્રયત્ન કરવો પડે છે તેવા પ્રસંગ એટલા થોડા થશે, ને તે થોડા માટે પણ સદ્વિચારથી વિસ્તાર પામેલી સહનશીલતા એવો અવકાશ આપશે કે હાલની ચાલતી મારામારીની બિલકુલ જરૂર રહેશે નહિ. આમ ઉપાય કરવાને બદલે હાલમાં તો કોઇ અનાડી વૈદ્યની નીતિ પકડવામાં આવી છે. શરીરમાં થયેલા દોષને દૂર કરવાની દવા ન આપતાં ફક્ત તે દોષજન્ય તરતના વિકારોને દૂર કરવા પ્રયત્ન કરવાથી શરીરનું નિરંતર આરોગ્ય જેમ સિદ્ધ થતું નથી, તેમ મંડલ વિષે પણ સમજવું. તરત દવા આપવાથી જેમ કાંઇક આરામ મળે તેમ પુનલગ્ન કરવાથી મળે, એ અમે ના નથી કહેતા, ને તેમ થાય તે સારું છે એમ ધારીએ છીએ, છતાં મૂલ દોષને દૂર કરવા તરફ જે પ્રવૃત્તિનો અભાવ છે તેને ઘણો અનિષ્ટ માનિયે છીએ; અને એથી પણ વધારે ખોટે રસ્તે દોરનાર તો એ પ્રવૃત્તિને માનીએ છીએ કે જે વડે આ નિષિદ્ધ આચાર જ વિધેય આચારમાં ખપવા માંડયો છે અને આજકાલ સુધારાનું શુભ ચિહ્ન થઇ પડવાની તૈયારીમાં છે.

સુધારાવાળાઓને જે કહેવું અમે અમારી ફરજ ધારીએ છીએ તે કહ્યું, અને ખરો સુધારો જો તમને કરવાની જિજ્ઞાસા હોય તો તે માટેનો અમારી બુદ્ધિથી યોગ્ય જણાતો માર્ગ પણ સૂચવ્યો. પરંતુ આપણા લોકોમાં સુધારો અને મુખ્ય કરીને આ વિષયમાં સુધારો બની શકે તે માટે જરા વિચાર કરવાની જરૂર છે. પુનર્લગ્નનો પ્રચાર થતાં પેહેલાં લગ્નની વ્યવસ્થા બતાવી તેવી સ્થિર થવાની આવશ્યકતા છે, ને તે જ્યાંસુધી નાતના બંધનને લીધે સ્ત્રીપુરુષ વરકન્યા પસંદ કરવામાં સ્વતંત્ર નથી ત્યાંસુધી કદાપિ પણ સધાનાર નથી. અમે આગળ કહેલું છે ને વળી કહીએ છીએ કે હાલના

મતમતાંતરથી થયેલા જ્ઞાતિભેદ તજી અસલનો ચાતુર્વર્ણિક ધર્મ સ્થિર કરાય તો જ આપણી ઘણી સાંસારિક અડચણો દૂર થાય એમ છે. નહિ તો નહિ. સુધારાવાળાઓએ આ વાત પણ પૂર્ણ રીતે લક્ષમાં લેવા જેવી છે, અને લગ્નના શુભ વિચાર સાથે જ્ઞાતિબંધનના શુદ્ધ રૂપનું વિવેચન થવાની પણ તેમના તરફથી પૂરી જરૂર છે. આ સર્વ વાતોનું મનન ન કરવાથી તથા મૂલનાં સિદ્ધાંતરૂપ ન સમજી, તાત્કાલિક કષ્ટ દૂર કરવા પર જ પ્રવૃત્ત થવાને લીધે અસલના 'સુધારાવાળા' નિષ્ફલ પ્રયત્ન કરી ગયા એ હવે સ્પષ્ટ જ થઈ આવેલું છે; અને આટલા સારુ અમારા આધુનિક ભાઈબંધોને એવી ખાસ ભલામણ કરીએ છીએ કે પૂર્ણ વિચાર કરી આપણો સાંસારિક યંત્ર સૂક્ષ્મ રીતે તપાસી તેઓએ વ્યવહાર કરવો, નહિ તો લાભ કરતાં હાનિ વધારે થવાનો સંભવ આવી પડશે.

'પ્રિયંવદા' : ડિસેમ્બર, ૧૮૮૬.

# સુધારો

## સુધારાનો ક્રમ

ઑનરેબલ મિ. તેલંગે રાજકીય સુધારો પ્રથમ કે સાંસારિક સુધારો પ્રથમ, એ વિષયનું જે વ્યાખ્યાન થોડા દિવસ ઉપર કર્યું હતું તથા તે ઉપર જે ભારે ચર્ચા ચાલી રહી હતી, તે સર્વનો સંક્ષિપ્ત સાર આપી જતાં, અમે એમ કહેલું હતું કે, આ સર્વ બાબત ઉપર અમે અમારા વિચાર આગળ ઉપર દર્શાવીશું. તે વખતની તકરારમાં ઘણાનું કહેવું એમ હતું કે ઘરબાર સંસાર ગમે તેવી સ્થિતિમાં હોય તો પણ, રાજ્યવ્યવહાર ઘણી ઉત્તમ પંક્તિનો હોઈ શકે. કેટલાકનું કહેવું એમ હતું કે સંસાર સુધર્યા વિના રાજ્યવ્યવહારનું રૂપ બંધાતું જ નથી તો તે એકલો આગળ ધપી જ કેમ શકે? આ સર્વ તકરારમાં સુધારાનો ક્રમ નક્કી કરતાં પહેલાં, મુખ્ય જાણવાનું એ જ છે કે સુધારો તે શું? હાલ આપણે જે કરીએ છીએ તે સુધારો કહેવાય કે નહિ? નાતજાતનો ભેદ તોડી સ્વચ્છંદ કરવો તે સુધારો—કે પુનર્લગ્ન કરવાં તે સુધારો—કે બુટ સ્ટોકિંગ ને ચશ્માં પહેરી ભભકો કરવો તે સુધારો? રાજ્યમાં પણ રાજા હોય તે રાજ કરે તે સુધારો—કે પ્રજાના જ મતથી ચાલવા દેવું તે સુધારો—કે પ્રજા રાજા વ્યવસ્થિત રીતે કામ કરે તે સુધારો? ફરી પૂછીએ છીએ કે સુધારો શું? ધર્મમાં પણ મૂર્તિપૂજા તે સુધારો—મૂર્તિખંડન તે સુધારો—કે વલ્લભાચાર્ય સુધારો—કે દયાનંદ—કે કર્નલ ઑલકાટ—કે કેશવચંદ્ર સેન—કે રામમોહનરાય? સુધારાનું તત્ત્વ શું!

માણસની વૃત્તિ એવી છે કે જૂની જૂની વાત મૂકીને નવી વાતમાં મઝા માનવી, પણ તેથી કરીને જૂની ખોટી ને નવી સારી, એમ સાબિત થઈ શકતું નથી. ઘણાએક જૂની વાત ઉપર એટલી પ્રીતિ રાખે છે કે તેના વિના બીજી ગમે તેવી સારી વસ્તુને પણ હિસાબમાં ગણતા નથી, પણ તેટલા ઉપરથી નવું તે ખોટું ને જૂનું જ સારું એમ પણ સિદ્ધ થતું નથી. આ ઉપરાંત મોહ ને મુખ્ય કરીને લોભ કે સ્વાર્થની વૃત્તિ, માણસની બુદ્ધિને

જે જૂને કે નવે રસ્તે ડોળ કરાવે છે, તેનો વિચાર કરીએ ત્યારે તો કાંઈ સિદ્ધ થઈ શકે જ નહિ. આવાં ભિન્ન ભિન્ન કારણોથી માણસની થતી પ્રવૃત્તિમાંથી સારાનરસાનો નિયમ કરી શકાય તેમ નથી. જેમાં સર્વને મઝા પડે તેવી નવી વાત તે ઠીક, ને બીજી ખોટી એમે ન કહી શકાય, તેમ નવી ખોટી ને જૂની ખરી એમ પણ ન કહી શકાય. ત્યારે એક સ્થિતિમાંથી બીજી સારી સ્થિતિમાં જવું-એ સુ એટલે સારા ધારાનું સ્વરૂપ-સમજવું કેમ? આ જગતમાંની એક વાત લેવી ને બીજી પડતી મૂકવી એને અમે સુધારો કહેતા નથી. માણસના પોતાના સ્વભાવનું પૃથક્કરણ કરી જોતાં, તેના સ્વભાવથી જે તેનું ખરું સુખ ઠરતું હોય, તે સુખ તરફ, જેટલે દરજ્જે જે વાત ઉપકારક હોય, તેટલે દરજ્જે તે સારી કહી શકાવી જોઈએ. માણસ જે વસ્તુની શોધમાં છે, તે વસ્તુનું પૂર્ણ સ્વરૂપ જણાયેથી તેની પ્રવૃત્તિની કીમત સહજમાં બની શકે છે. સર્વને સુખ સંમત છે. એ કારણ આપ્યા વિના પણ સિદ્ધ જ છે. કોઈને પોતાના ઉપર જેટલી હશે તેટલી પ્રીતિ બીજા પર હશે નહિ, આત્મપ્રેમમાં જે સુખ તેને લાગે છે, તેવું બીજા કામમાં લાગતું કઠિન છે. આ ઉપરથી એમ તો જણાય જ છે કે આનંદ એ સુખનું સ્વરૂપ છે. આ આનંદ કેવા પ્રકારનો જોઈએ તથા ક્યાંથી પ્રાપ્ત કરી શકાય એ બીજો પ્રશ્ન છે. પરમ-એટલે કદાપિ ક્ષીણ ન થતાં નવો નવો લાગ્યાં જ કરે એવો અખૂટ આનંદ ક્યારે પ્રાપ્ત થાય એ વિચારવાનું છે; ને તે અવિચળ આનંદનું સ્વરૂપ જેવું બંધાય તે ઉપરથી સર્વ વ્યવહારની સારાસારતા ઠરવાની છે. જુદા જુદા દેશમાં હવા, સૃષ્ટિલીલા અને ખોરાક તથા ચાલી આવતી અનાદિ દંતકથાથી લોકના વિચાર બંધાય છે એમ કહેવામાં આવે છે, પણ જે આખરના અખંડ આનંદનું રૂપ છે તે કોઈ સ્થળે ભાગ્યેજ જુદું પડે છે. આ સર્વ બાબતનો નિર્ણય કરવાનું નામ અમે ધર્મજ્ઞાન એવું પાડેલું છે.

સાધારણ વ્યવહારમાં જોઈશું તો, જે માણસ જે તરફ જવાનું ધારે અથવા જે કરવાનું ધારે તેવી જ ગતિ કે કૃતિ તે આદરે છે. તેને જો મુંબઈ જવાની મરજી હોય તો તે તરફની ગાડીમાં તે બેસે છે; જો દ્રવ્ય મેળવવાની કે એવી જ કોઈ ઇચ્છા હોય તો તેને અનુકૂલ સાધનો તે યોજે છે. આ કાર્યકારણભાવનો નિયમ, ઉપર કહી તે બાબતમાં લાગુ કરતાં જણાઈ આવશે કે જેવો પરમ સુખનો આકાર તેવી જ માણસોની પ્રવૃત્તિ. જે દેશમાં જેણે જેવું પરમ પદનું રૂપ ધાર્યું હશે તેવી જ તેની પ્રવૃત્તિ થશે. આ વાત જરાક આગળ લંબાવતાં ફલિત થાય છે કે, જેવી પ્રવૃત્તિ તેવો જ સંસાર ને તેવું જ રાજ્યતંત્ર પણ. એ વાત આટલા ઉપરથી ત્યારે સ્પષ્ટ રીતે સિદ્ધ

થઈ કે, જ્યારે ધર્મસ્વરૂપ નક્કી થાય ત્યારે જ પ્રવૃત્તિ એટલે સંસાર અને રાજ્યનું રૂપ બાંધી શકાય. આ સર્વ લખાણનું તાત્પર્ય એમ સમજવાનું નથી કે આવા નિયમ રચી રચીને જ સર્વ બાબતના વ્યવહાર થતા હશે. ઇતિહાસમાંથી આ વાત તો સ્પષ્ટ જણાઇ આવે છે કે લોકોએ પોતાના સુખનું જેવું ધોરણ લીધું, તેવા તેમણે આચારવિચાર રાખ્યા, ને તદનુસાર તેમનાં રાજ્યતંત્ર પણ ઊભાં થયાં. આપણી આર્યપ્રજાને તો આ વાત સર્વ કરતાં સારી રીતે સ્પષ્ટ સમજાવી જોઇએ. જેવાં જેવાં ધર્મનાં રૂપ આ દેશમાં થતાં ગયાં છે, તેવો તેવો લોકનો વ્યાવહારિક આચાર ને રાજ્યનો રંગ પણ થતો ગયો છે.

આ પ્રમાણે જ્યારે ધર્મજ્ઞાન ઉપર જ સર્વ વ્યવહારનો આધાર છે, ત્યારે તેના સ્વરૂપને પામ્યા સિવાય, તરત જ કોઇ પણ સુધારાનો ક્રમ નક્કી કરવાનો પ્રયત્ન ફોકટ જેવો છે. કોઈ પ્રજા કેટલે દરજ્જે સુધરેલી છે એ જાણવું હોય, તો તેનો ઈશ્વર વિષે, મોક્ષ વિષે, જીવ વિષે, શો વિચાર છે, એ જાણવાથી તુરત સમજાશે. આ ધર્મસ્વરૂપનો નિર્ણય કર્યા વિના આપણે કેટલી કેટલી ભૂલો ખાધી છે, ખાઈએ છીએ, ને ખાઈશું ! આપણા સંસારમાં, વ્યવહારમાં, રાજ્યતંત્રમાં, સર્વથા આપણે ગમે તે અવિહિત* માર્ગે ચડી જઈ આડા અવળા ભટકાઈએ છીએ. લગ્નવિધિના વિચાર પણ, આ ધર્મના સ્વરૂપ વિના જ અપૂર્ણ રહી ગયા છે; આપણામાં ઐક્યનો અભાવ હોવાથી, જે રાજકીય યોગ્યતા આપણે સત્વર પામી શક્યા નથી, તેનું કારણ પણ આ ધર્મનો અભાવ છે. આપણી સ્ત્રીઓ ને બાલાઓ, દુઃખમાં દિવસ ગાળે છે અથવા તેમના હક આપણા સમાજમાં ન આવવાથી ઘણી વખત આપણે કલ્પિત તકરારો કરીએ છીએ તેનું કારણ પણ એનું એ જ છે. નાસ્તિક વર્ણસંકર તથા અમર્યાદ બાળકોને જોઇ વૃદ્ધનાં દિલ દુખાય છે, તે પણ હાલની આપણી કેળવણીથી જ, ને તે કેળવણીમાં પણ એમ બને છે તે ધર્મને અભાવે જ.

આ પ્રમાણે અમારો સિદ્ધાન્ત ટૂંકમાં જણાવી અમે આગળ આપેલું વચન પાળ્યું છે, એટલું જ નહિ, પણ 'પ્રિયવંદા'ના આ વર્ષની આખરના અંકમાં, આ સિદ્ધાન્તનું પ્રતિપાદન એવું સવેળા આવી પડ્યું છે કે અમારા આ બારે માસની વર્તણૂંકના સિદ્ધાન્ત આમાંથી સ્પષ્ટ થઈ જતાં, અતઃપર પણ અમે કેમ ચાલીશું તે સમજાઈ જશે. ધર્મના નામથી જે લોક પાછા ભાગે છે, તે સમજતા નથી કે ધર્મમાં આવું રહસ્ય રહેલું છે. અમે ધર્મને નામે તમને ભૂત વળગાડનારા નથી, તમને કૂવામાં ઉતારનારા નથી, કે

*જેનું શાસ્ત્રમાં ફરમાન ન હોય એવા-મનસ્વી.

તમને કેવળ બૈરૂકુંવરાઈની વાત બતાવી તમારી ઉમદા અક્કલનો હલકો ઉપયોગ સૂચવવાના નથી. જો કાંઈ પણ અક્કલ હોય તો તે આ વિષયના વિચારમાં જ કામે લગાડવાની છે, કેમકે તે આપણા આખા આર્યાવર્તની ઈમારતનો પાયો છે. જ્યાંસુધી આ સનાતન ધર્મરીતિ તમે જાણશો નહિ, તમે સમજશો નહિ, ને તે પ્રમાણે વર્તશો નહિ, ત્યાંસુધી તમારું, તમારા કુટુમ્બનું કે તમારા દેશનું કલ્યાણ થવાની થોડી જ આશા છે. ધર્મ વિના અમારી વાંચનાર સખીઓને જે હાનિ થઈ છે તે તો તેમનાથી ખૂબ સમજાઈ ગઈ હશે જ. કજીઆ કંકાસ, મનગમતાં જોડાં ન મળવાં વગેરે જે મહા મહા કષ્ટ તેમને માથે મહા ઘોર પાપનાં પરિણામરૂપે ઊતર્યાં છે, તે ધર્મના અજ્ઞાનનાં ફળ છે. માટે અમે સર્વ વિચારવંત પુરુષ કે સ્ત્રીને વારંવાર આટલા લખાણ ઉપર મનન કરી વિચાર દર્શાવવા વિનતિ કરીએ છીએ કે, આ સર્વથી ઘણામાં ઘણા ઉપયોગની વાત સ્પષ્ટ થઈ સર્વના ઉપયોગમાં આવવા માટે.

'પ્રિયંવદા' : જુલાઈ, ૧૮૮૬.

## સુધારાનું ધોરણ[1]

* * * *

આપ ગૃહસ્થોએ આ અગત્યની સભાના પ્રમુખનું માન મને આપ્યું છે તેમાં હું એક પ્રકારે મોટો લાભ માનું છું. સંસારસુધારાના વિષય ઉપર આજ પંદર વર્ષથી હું વિચાર કર્યાં કરું છું, દેશની ઉન્નતિના ઘણાક પ્રશ્નોએ મારું લક્ષ ખેંચ્યું છે અને ઘણે પ્રસંગે પુસ્તકો, વર્તમાનપત્રો, વગેરેમાં મેં મારા અભિપ્રાયો દર્શાવેલા છે. સંસારની અનેક પ્રકારની લાગણીઓ અને લાલચો આગળ માણસે માણસના વિચાર બધી બાબતમાં મળતા આવી શકતા નથી, અને એ લાગણીઓ અને લાલચોના ભરેલા સંસારને સુધારવાને કોઈ એક રસ્તો સર્વમાન્ય થાય એ વાત બહુ શંકાભરેલી છે તથાપિ પોતપોતાના વિચાર દર્શાવવામાં અન્ય જનોને વિચારવાનો ને પોતાની ભૂલ જાણવાનો પ્રસંગ મળે છે. ઉપરના કારણથી આપને કહી બતાવવાનો દાવો હું કરી શકતો નથી, કેમકે માત્ર પંદર વર્ષના અનુભવમાં પણ મને એમ જણાયું છે કે સંસારની વિચિત્ર રચનામાં એકનો એક વિચાર સ્થિર રહી

---

૧ નડિયાદ "ડિબેટિંગ સોસાયટી"માં પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

શકતો નથી. પરંતુ એવા વિલક્ષણ પરિવર્તવાળા સંસારમાં પણ ધર્મના વિચારો-ને મેં સર્વદા સ્થિર અને અચલ રહેતા જોયા છે અને તેને આધારે જ મારે આજ કાંઈ કહેવું છે. એ કહેવાનો પ્રસંગ આપ સર્વનું સાંભળ્યા પછી મને મળે છે એ આપની મારા ઉપરની આજની મહેરબાનીનો લાભ છે. વિષય ઘણો વિસ્તારવાળો ને ગંભીર છે, સંપૂર્ણ ચર્ચા કરવાને પાંચ છ કલાક પણ પૂરા નથી. આ પ્રસંગે તો માત્ર ભાષણકર્તાએ ઉઠાવેલા મુદ્દાને અનુસરીને ટૂંકામાં કાંઈક જણાવું છું.

ગૂજરાતના લોકોની રીતભાત અને પ્રકૃતિ ઉપર ટીકા કરતાં જમીન અને હવા બે કારણોથી તેવી અસર થઈ છે એમ કહેવામાં આવ્યું. મિ. બકલ નામના અંગ્રેજ લેખકે 'હિસ્ટરી ઑફ સિવિલિઝેશન' નામનો ત્રણ વૉલ્યુમનો ગ્રંથ લખેલો છે, ને તેણે જમીન, હવા, અને વિશ્વદર્શન એટલે કુદરતી દેખાવ એ ત્રણ વાત ઉપર સુધારાની ઉત્પત્તિ અને માણસના મનના વિચાર તથા વલણનો આધાર ઠરાવેલો છે. પણ એ ત્રણે કારણ વાસ્તવિક રીતે સુધારાનાં ખરાં એટલે મુખ્ય કારણ નથી, મુખ્ય કારણ કોઈ બીજું છે, ને આ ત્રણ કારણો એ મુખ્ય કારણનાં પેટાકારણ છે. હું પોતે આમ માનું છું એમ નથી પણ મિ. બકલના ઉપર ટીકા કરનાર અંગ્રેજ પંડિતોએ પણ તે વાત લખેલી છે. માણસની રચનામાં જો તેના શરીર એકલાનો જ વિચાર કરવાનો હોત, શરીર જે પરમાણુથી બને છે તેમાંથી તેનું મન અને તેની બુદ્ધિ અથવા તેનો આત્મા નીપજતો હોત, તો આ ત્રણ કારણ માણસના વિચારો અને તે વિચારોને આધારે ચાલતા સુધારાનો ખુલાસો આપવા પૂર્ણ થાત. પણ જે પરમાણુથી માણસનું શરીર બને છે તેમાંથી તેની બુદ્ધિ કે તેનો આત્મા પેદા થતાં નથી, આત્મા ને બુદ્ધિ તેના શરીરથી સ્વતંત્ર રહે છે, અને તે ક્યાંથી ક્યારે ને કેમ ઉત્પન્ન થાય છે એ વાતનો નિર્ણય કરતાં આપણે જુદા જ વિષયમાં ઊતરવું પડે એમ છે. માણસનામાં ઇચ્છા, બુદ્ધિ, મન, આત્મા, હૃદય એવા નામથી જાણીતી જે ચેતનશક્તિ છે તે અનાદિ અને શરીરથી સ્વતંત્ર છે. એટલે સુધી સ્વતંત્ર છે કે ભાષણકર્તાએ કહ્યું તેમ નબળા શરીરમાં નબળું મન હોય એ વાત ખરી જણાતી નથી, અને મોટા મોટા પંડિતો વિદ્વાનો ને ફિલસૂફોનાં જીવનચરિત્રથી સ્પષ્ટ જણાય છે કે મજબૂત શરીરમાં જ મજબૂત મન હોય એવો નિયમ નથી. ત્યારે કોઈ પણ દેશના રહેવાસીઓની પ્રકૃતિ, તેમનાં રીતરિવાજ, ને તેમનો એકંદર સુધારો તેમના દેશની જમીન, હવા કે વિશ્વલીલા ઉપર રહેતો નથી, પણ જે ચેતનશક્તિ તેમનામાં છે તેને પ્રથમથી જેવું વલણ મળ્યું હોય, પ્રથમથી એટલે ઘણાં

વર્ષની પરંપરાથી જે વલણ મળ્યું હોય, તેના ઉપર મુખ્ય કરીને રહે છે. જમીન, હવા અને વિશ્વલીલાને અનુસરી પરંપરાથી આવેલું આ વલણ જુદે જુદે આકારે દર્શન દે, ને જુદા જુદા સુધારાનાં સ્વરૂપ (ટાઇપ) બંધાય, પણ જે પરંપરિત વલણ હોય તે જ તે સુધારામાં પ્રધાન દેખાયા વિના રહે નહિ. હિંદુસ્તાનના દેશીઓ ગમે તેટલા યુરોપિયન રીતરિવાજ પકડે, ગમે તેટલી કેળવણી લે તથાપિ તેમના ચેતનને જે અનાદિકાલથી મળેલું વલણ છે તે તેમની પ્રકૃતિમાંથી ને તેમના સુધારામાંથી કદાપિ નીકળનાર નથી. ગૂજરાતી અને દક્ષિણી, ગૂજરાતીમાં પણ કાઠિયાવાડી કે ગૂજરાતી, કાઠિયાવાડીમાં પણ સોરઠી કે ઝાલાવાડી; એમ જ દક્ષિણીમાં પણ કોકણી કે દેશસ્થ, મરેઠા કે ચિતપાવન, એ બધા તફાવત મૂલના આવા વલણ ઉપરથી જ ઓળખાય છે, કેવલ જમીન અને હવા એ તેનાં કારણ નથી. વળી જો કેવલ જમીન હવા ને વિશ્વલીલા ઉપર દેશના સુધારાનો આધાર હોય તો એ સુધારો જેવો એક વાર સ્થપાયો તેવો ને તેવો અનંતકાલ સુધી ચાલવો જોઇએ, ને કશો ફેરફાર તેમાં થવો ન જોઇએ, કેમકે જમીન હવા વિશ્વલીલા એ ત્રણ કોઇ દિવસ પણ બદલાઇ શકતાં નથી. માટે માણસોમાં અમુક ઇતિહાસરૂપે, અમુક લોકવાયકારૂપે અમુક ધર્મભાવનારૂપે, અમુક ભાષારૂપે, અમુક કહેવતોરૂપે, જે કોઇ સર્વમાન્ય ભાવના ચાલી આવતી હોય, તે ભાવનાથી માણસ માણસના તેમ આખા દેશના ચેતનને જે વલણ મળ્યું હોય, તે પ્રમાણે તે દેશનો સુધારો બંધાય છે એમ પ્રથમથી જ સ્વીકારવું જોઇએ. મહાભારત અને રામાયણ જેટલી અસર હિંદુના ઉપર કરશે તેટલી બીજા ઉપર નહિ કરે, ને એ બે ગ્રંથોની ભાવના જ આ દેશમાં અનેકને જીવનરૂપ થઇ હશે.

ગૂજરાતના લોકોની વૃત્તિ દયાળુ, પ્રકૃતિ નરમ અને ચારિત્ર શિથિલ એવું જે કહેવામાં આવ્યું, તેમાં કેટલું સત્ય છે તે હું મારા અનુભવથી કહી શકતો નથી, પણ જો એ વાત સત્ય હોય તો તેનાં કારણો જમીન, હવા અને વિશ્વલીલા કરતાં પરંપરાથી ચાલી આવતી લોકભાવનાએ કરીને આ દેશના રહેવાસીની પ્રકૃતિને જે વલણ મળેલું તે છે. કુમારપાલના પછી એટલે આશરે છ સાત સૈકાથી ગૂજરાતમાં ગૂજરાતીઓનું રાજ્ય થયું નથી. તેઓ પરરાજ્યને જ તાબે રહી અંદર અંદર સંપ સાચવવાને બદલે સ્વાર્થ માટે કુસંપ કરી સ્વાર્થ સાધી આપનાર અમલદારોની તાબેદારી કરતા રહેલા છે. વળી છેક મૂલરાજ અને સિદ્ધરાજના વખતથી આ દેશમાં બ્રાહ્મણોની અને તેમને લીધે બીજા લોકોની અનેક નાતો કે જે હિંદુસ્તાનના બીજા કોઇ ભાગમાં નથી તે બંધાયેલી છે, તેથી પણ એકતામાં

ભાંગાણુ પડેલું છે; ને લોકોનાં મન નાત નાતના વાડામાં સાંકડાં અને સ્વાર્થી થઈ ગયાં છે. ત્રીજું કારણ જૈન ધર્મ કુમારપાલે રાજધર્મ કરી માન્યો તે છે. એ ધર્મની અસરથી ગૂજરાતમાં અનંત પ્રકારના દ્વેષ અને કલહ પેદા થયા, ધર્મમાં ફાટફૂટ થઈ, અને પછીના સમયમાં અનેક નવનવા પંથ, સંપ્રદાય, અને બાવા, વેરાગી, ગોસાઇ, ગમે તેવા લોકો ધર્મ ચલાવી શકે એવી સહેલાઈનો વખત સ્વધર્મના અજ્ઞાનને લીધે ગૂજરાતી લોકોમાં આવી ગયો. મુસલમાનોના સમય પછીના સમયમાં ગૂજરાતમાં અનેક નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં, જેથી પણ આખા દેશના લોકોની એકત્રતા રહી નહિ. આવાં આવાં કારણોને લીધે ગૂજરાતીઓને એટલે આખા ગૂજરાત દેશના રહેવાસીઓને સર્વને સામાન્ય, સર્વે જેને માને, સર્વે જેને માટે મરવા સુધીમાં કૃતાર્થતા માને, એવી કોઈ એકતાની ભાવના રહી નહિ. તેમના પાછલા ઇતિહાસમાં, તેમના ધર્મમાં, તેમના જ્ઞાતિબંધન વગેરેમાં એવું કાંઇ રહ્યું નહિ કે જે આખા દેશને માનવા જેવું હોય, જેને માટે સર્વે ભેગા થઈ પ્રાણાર્પણ કરે એવું હોય. આવી એક ભાવના ન હોવાથી મનુષ્યસ્વભાવને સહજ એવી જે સ્વાર્થબુદ્ધિ તેણે કરીને રાજ્યે રાજ્ય, ધર્મે ધર્મ, નાતે નાત, ગામે ગામ, ને છેવટે માણસે માણસ એમ સર્વના વિચારો જુદા પડી ગયા, અને ગૂજરાતીઓ સાહસ, બહાદુરી, પ્રાણાર્પણ, પરમાર્થ, એવી ભવ્ય વાતોથી વિમુખ રહેતા થયા. અને મુકાબલે મરેઠા કે દક્ષિણીઓ જેમણે આજ સુધી રાજ્ય ભોગવ્યું છે તેમને તેમે જોશો તો તે પણ માણસો જ છે એટલે તેમને એ અંદર અંદર તફાવતો, મતભેદો, પુષ્કળ હશે, પણ તેમના મગજમાં તાજેતાજી રાજ્યભાવનાની એવી ધૂન છે કે તેને બલે તે સર્વે અનેક કામમાં એકત્ર થઈ, સારી સારી વાતો સાધી શકે છે ને કેટલાક સુધારા પણ કરી શકે છે. આને મુકાબલે ગૂજરાતના લોકોની સ્થિતિ અવશ્ય શોચનીય છે, ને તેનું કારણ તેમની પ્રકૃતિને પાછલાં સાતસો વર્ષથી જે વલણ મળ્યું છે તેમાંથી વધારે સારી રીતે જડી શકે એમ છે એવું મારું માનવું છે. એમ માનવામાંથી જ ભવિષ્યના સુધારાનો પણ રસ્તો જડી શકે છે, સુધારાવાળા કેમ ફાવ્યા નહિ તેનો ખુલાસો મળે છે, માટે એવા મતને વળગી રહેવાનું મને વધારે મજબૂત કારણ જણાય છે.

પણ પ્રથમે એ સવાલ થાય છે કે સુધારો એટલે શું? * * *

સુધારાનો અર્થ હું મારે પોતાને માટે એટલો જ માનું છું કે ઘણાં માણસોની જે પ્રકારે એકતા થાય અને તેથી આખા સમૂહની ઉત્તરોત્તર કાર્ય સાધવાની શક્તિ વધે એવાં જે સાધનો, સાહિત્યો, વિચારો ઇત્યાદિ

હોય તે બધું સુધારો છે. સુધારાનું તત્ત્વ હું એકતા, ઐક્ય, સંપ એમાં સમજું છું, પણ તેમ સમજવા છતાં શરીરસંબંધોની એકતાને આજ સુધી સુધારાને નામે ચલાવવાનો જે યત્ન થયો છે તેને કેવલ અમાન્ય ગણું છું અને એ સુધારો ન ચાલી શકવાનું કારણ પણ કેવલ શરીરસંબંધોની એકતા કરવા યત્ન કર્યો તેને જ માનું છું. નાતો તોડી નાખવી, લગ્નની મર્યાદાનું ઉલ્લંઘન કરવું, મિશ્ર વ્યવહાર ચલાવવો, એ આદિ સુધારા કેવલ શરીરસંબંધના જ સુધારા છે. એ વાતો ન જ કરવી, કે થાય તો પણ અનિષ્ટ છે એવું હું કહેતો નથી, પણ સુધારો એથી જ થતો નથી, સુધારાનું એ ચિહ્ન પણ નથી. સુધારો તો મન અને મનનું ઐક્ય થાય, વિચાર અને વિચારનું ઐક્ય થાય, કર્તવ્ય અને કર્તવ્યનું ઐક્ય થાય, સર્વનું લક્ષ એકની એક ભાવના ઉપર રહે, એવો વખત આવે ત્યારે જ થાય છે એમ હું માનું છું.

કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઇત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે, તેમણે અવિવેક અથવા બળવો કર્યો એમ હું માનતો નથી, ઊલટો તે ગૃહસ્થોએ જેવું જાણ્યું અને માન્યું તેવું કરી બતાવ્યું એમાં તેમની ઘણી સ્તુતિપાત્ર મહત્તા હું સમજું છું. તેમને નિષ્ફલ થવાનું કારણ હું એમ માનું છું કે તેમના આગળ પૂરતાં સાહિત્ય નહિ, પ્રાચીન સ્થિતિરીતિની તેમને પૂરેપૂરી માહિતી નહિ, અને નવી વાતોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને દેશની, વ્યકિત વ્યકિત અને આખા મંડલની, પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવના ઉપર લક્ષ કર્યું નહિ; મુસલમાનોના સમયમાં આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઈ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી; અને તે અધમ ભાવનાને જો તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા યત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડયા હોત. તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા યત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફલ થયા. તેમનામાં વિચારની ખોટ ન હતી, તેમની શુદ્ધ બુદ્ધિમાં ખામી ન હતી, તેમનું ચારિત્ર ઉન્નત હતું, પણ તેમને પૂરતી માહિતી ન હતી એથી જ શરીરસંબંધોની એકતાને માર્ગે વળી તે લોકો નિષ્ફલ થયા. પ્રાચીન ભાવના ઉપર જે લોકો આ સમયમાં વળવા લાગ્યા છે તેમના ઉપર ભાષણકર્તાએ બે આક્ષેપ કર્યા છે કે તેઓ મહત્તાની ખાતર કે જૂનું તેટલું જ સારું એવી અંધ દુરાગ્રહબુદ્ધિ ખાતર પ્રાચીન વાતોને વળગે છે પણ તે બંને આરોપ કેવલ ખોટા છે એમ મને લાગે છે, અને પ્રાચીન વાતોને માન આપનાર વર્ગના

એક વકીલ તરીકે મને એ બાબત ખાતરીથી બોલવાનો હક છે. સુધારાવાળાઓએ મુસલમાન વખતમાં બગડી ગયેલી પ્રાચીન મહત્તાને ખરી પ્રાચીન મહત્તા માની અને તેને મુકાબલે પાશ્ચાત્ય વાતોને સારી ગણી તેમનું ગ્રહણ કર્યું એ ભૂલ હતી એની પ્રત્યક્ષ સાબિતી બે પ્રકારે આ ચાલુ સમયમાં થઈ ગયેલી છે ને થતી જાય છે. સુધારાવાળાઓમાંના જે જે ગૃહસ્થો હજી વિદ્યમાન છે તેમાંના ઘણાકે પ્રાચીન ભાવનાઓને ઉત્તમ માની તેમનો સ્વીકાર કર્યો છે, અને પાશ્ચાત્ય દેશના પંડિતો પણ એ જ પ્રાચીન ભાવનાનો સર્વોત્તમ ભાવનારૂપે સ્વીકાર કરવા લાગ્યા છે ત્યારે આપણી જે પ્રાચીન ભાવના તે જ સર્વોત્તમ અને સર્વકલ્યાણકારી છે એમ સમજાય છે. જે લોકો તે ભાવનાનો સ્વીકાર કરે છે તેમને કેવલ મહત્તાની ખાતર તેમ કરનારા કહેવા કે વગર વિચાર્યે પ્રાચીન માટે જ સારું એમ માનનારા કહેવા તે કરતાં તે લોકો વધારે વિચારવાન હોઈ યોગ્ય માર્ગને જ સ્વીકારે છે એમ શા માટે ન કહેવું તે હું જોઈ શકતો નથી.

આપણે જોઈએ છીએ કે સુધારાનું તત્ત્વ આપણા શરીરસંબંધોનું નહિ પણ આપણા અંતઃકરણની ભાવનાનું જે રીતે ઐક્ય થાય તેમાં રહેલું છે અને તેવી ભાવના આપણા આર્યાવર્તની પ્રાચીન ભાવનાઓમાંથી મળી શકે છે. જે વાત ઘણે મતે માન્ય થાય તે સાચી કહેવાતી હોય તો તેવો મતનો ટેકો પણ આ ભાવનાને મળે છે. બુદ્ધિથી પણ તે વાત સિદ્ધ થઈ શકે એવી છે. યુધિષ્ઠિર કે અશોકના જેવાં સામ્રાજ્ય એ ભાવનાએ જ ભોગવાવ્યાં છે, વ્યવહાર અને પરમાર્થનો એક સાથે જ નિર્વાહ કરવાનો કૃષ્ણાદિ મહાત્માઓએ સૂચવેલો માર્ગ એ ભાવનામાંથી નીકળ્યો છે, અને નાત, જાત, દેશ, ગામ, ઇત્યાદિ બાહ્યભેદ છતાં વર્ણ જાતિ, આદિ વિભાગ છતાં, સમગ્ર પ્રજાએ ઇતિહાસમાં અનેક પ્રસંગે જે ઐક્ય દર્શાવ્યું છે તે એ ભાવનામાંથી આવ્યું છે. શિબિ જેવા રાજાઓએ દાનમાં સ્વશરીરનું માંસ કાપી આપતાં રુંઉ ચોર્યું નથી, હરિશ્ચંદ્ર જેવા મહાત્માએ પ્રતિજ્ઞાભંગ ન થવા દેવા અનેક દુઃસહ વિટંબના વેઠી છે, રામ જેવા પવિત્ર રાજમણિએ આત્માથી અભિન્ન એવી પત્નીનો પણ વિયોગ સહ્યો છે, અર્વાચીન સમયમાં ક્ષત્રિયો, રજપૂતો, દેશ માટે, બ્રાહ્મણ માટે, ધર્મ માટે સર્વ ત્યજી રણમાં પડ્યા છે. શિવાજીની પછવાડે, અનેક મરાઠાઓએ પ્રાણ આપી આર્ય એ નામની રક્ષા કરી છે, તે બધો પ્રતાપ પ્રાચીન આર્યભાવનાનો જ છે એમ મારું માનવું છે.

પ્રાચીન ભાવના તે કેઈ અને કેવી એ પ્રશ્ન આ ઠેકાણે થશે જ. અને ભાષણકર્તાએ ધર્મનો સુધારો કરવાની જે વાત કહી છે તેનો વિચાર

કરવામાંથી હું આપને આ ભાવનાના સ્વરૂપનો પણ વિચાર બતાવી શકીશ. જેને અત્યાર સુધી પરંપરાએ ચાલી આવેલું, લોકની પ્રકૃતિને મળેલું, વલણ, ઐતિહાસિક ભાવના, ચેતનને મળેલું વલણ, એ વગેરે નામોથી આપને સમજાવવા મેં યત્ન કર્યો છે તે વાતને જ આપણે ધર્મ એવું નામ આપીએ તો પણ ચાલશે. અને ભાષણકર્તાએ ધર્મની જે વ્યાખ્યા કરીને ધર્મ તથા વ્યવહારને જુદા પાડી બતાવ્યા છે તે વ્યાખ્યા અને તે વિભાગ યથાર્થ નથી એમ પણ હવે આપણને સહજે સમજાશે. "ઈશ્વર પ્રતિ આપણું કર્તવ્ય અને એક બીજાની પ્રતિનું આપણું કર્તવ્ય" તે ધર્મ એમ ભાષણકર્તા કહે છે અને ઘરમાં જે કર્તવ્ય, વિવાહ, પરદેશગમન ઇત્યાદિ પરત્વે જે કર્તવ્ય, તેને આ ધર્મની બહાર એટલે વ્યવહારમાં તેઓ ગણે છે. આમાં પ્રથમે એટલું સ્પષ્ટ જણાય છે કે ધર્મ અને વ્યવહારનો જે આ રીતે વિભાગ કર્યો છે તે યથાર્થ નથી કેમકે એક બીજાની પ્રતિનું કર્તવ્ય તે જ્યારે ધર્મમાં ગણાય ત્યારે વિવાહ, ગૃહસંસાર, પરદેશગમન, ઇત્યાદિ વાતો એક બીજા પ્રતિના કર્તવ્યની બહાર જતી નથી, અને ધર્મમાં વિવાહ વગેરે વાતોનો સમાસ થતો નથી એમ માની શકાતું નથી. ભાષણકર્તાના પોતાના કહેવા પ્રમાણે જ ધર્મની બહાર કોઈ વાત જઈ શકતી નથી, વ્યવહાર પરમાર્થ સર્વનું ધોરણ ધર્મ જ છે એમ સિદ્ધ થાય છે, અને તે જ ખરી વાત છે. ભાષણકર્તા ધર્મની જે વ્યાખ્યા આપે છે કે ઈશ્વર પ્રતિ અને પરસ્પર પ્રતિ આપણું કર્તવ્ય તે ધર્મ એ વ્યાખ્યા ઠીક છે, એમાં મુખ્ય વાત 'કર્તવ્ય' એટલી જ જણાય છે, અને આપણું જે "કર્તવ્ય"— પછી તે ઈશ્વર પ્રતિ, આપણા પોતા પ્રતિ, જગત પ્રતિ, કે જનાવર પ્રતિ, પણ જે એકંદરે "કર્તવ્યની ભાવના" તે જ ધર્મ એમ એ લક્ષણમાંથી પણ નીકળી શકે છે. જેમ સુધારો એટલે શું તે વાત ભાષણકર્તાએ સ્પષ્ટ કરી નથી તેમ કર્તવ્ય એટલે શું તે પણ સ્પષ્ટ કરી નથી, અને વિવાહ, વિદેશગમન આદિ વાતોને ધર્મની બહાર રાખવાનો યત્ન કરીને પુનર્લગ્ન, વિલાયત જવું, એ આદિ વાતોમાં ધર્મનો બાધ ન આવે, ને જે સુધારો કહેવાય છે તે સુધારો થાય, એવો ધ્વનિ કરી બતાવ્યો છે. પરંતુ સુધારાનો અર્થ મેં આપને કરી બતાવ્યો કે જે પ્રકારે મંડલની એકતા વધે ને તેથી કાર્યસાધકશક્તિ વધે તે સુધારો, તેમ કર્તવ્યનો પણ અર્થ હું આપને કહી બતાવું તો તેમાંથી ભાષણકર્તાએ ધર્મ સંબંધે જે વિચારો દર્શાવ્યા છે તેમાં યોગ્ય વધઘટ બરાબર થઈ રહેશે. કર્તવ્ય એટલે જેનું તે કર્તવ્ય હોય તેના પોતામાં સ્વાભાવિક રીતે જે જે શક્તિઓ રહેલી હોય તે પૂર્ણપણે પોતપોતાનું સાર્થક કરી લે તે. માણસનામાં શરીર, મન અથવા બુદ્ધિ, અને

હૃદય અથવા આત્મા એવા ત્રણ વિભાગ સ્થૂલ રીતે માની શકાય અને એ ત્રણે વિભાગ જ્યારે પોતપોતામાં યોગ્ય રીતે વિકાસ પામે અને દુનિયામાં જ્યાં જ્યાં એ ત્રણે વિભાગ છે ત્યાં પણ તેટલો ને તેટલો વિકાસ ઉપજાવે એનું નામ એ ત્રણે ભાગોનું અર્થાત્ આખા મનુષ્યનું કર્તવ્ય કહેવાય. બીજી રીતે કહીએ તો શરીર બુદ્ધિ અને હૃદય ત્રણેથી માણસ એવી રીતે વર્તે કે પોતપોતાને જે ઇષ્ટ અનિષ્ટ માને તે જ સર્વને ઇષ્ટ અનિષ્ટ છે ને પોતે જે કાંઈ કરે છે તે સર્વરૂપે જ કરે છે તો તે માણસ પોતાનું કર્તવ્ય કરે છે એમ ગણાય. આ રીતે જે કર્તવ્ય કરવું એનો અર્થ પણ માણસે આખા જગત સાથે મન અને હૃદયથી એકતા સાધવી એટલો જ થયો. ત્યારે સર્વત્ર આત્મા તેનો તે જ છે ને જે ભેદ જણાય છે તે તો માત્ર પ્રકૃતિના-અને શરીરના ભેદ છે એવો પૂર્ણ પ્રેમભાવ અને એકભાવ થઈ જવો એનું નામ આપણા આર્યાવર્તના પ્રાચીન ઋષિમુનિઓ ધર્મ કહે છે. કોઇ પણ દેશના ધર્મગ્રંથમાં ધર્મનું લક્ષણ આ કરતાં બીજું આપેલું નથી એમ હું ધારું છું; અને અમુક આચાર, વિચાર, ધારા, કાયદા, વ્યવહાર, એ બધો તો વિશેષધર્મ એટલે કે આવી જે એકતા અથવા અભેદની ભાવના તે ઉપર પહોંચવાના સાધનરૂપે, દેશ દેશની સ્થિતિ રીતિ પ્રમાણે યોજેલો માર્ગ છે. જેને હું પ્રાચીન ભાવના કહું છું તે આ અભેદની જે ભાવના છે તે છે, એ જ ધર્મ છે. આવી ધર્મવ્યાખ્યાને અનુસરી સામાન્ય અને વિશેષધર્મ અથવા ધર્મ અને વ્યવહાર ઉપર લક્ષ રાખી ધર્મપુસ્તકોને જોશો, આર્યધર્મનાં જ નહિ પણ કોઈ ધર્મનાં પુસ્તકો જોશો તો તમને અમુક વચનોના વિરોધ જે વારંવાર નડે છે અને અશ્રદ્ધા ઉપજાવે છે તે નડશે નહિ. આ ધર્મના ઉપર લક્ષ રાખીને આપણે જો સુધારાને રસ્તે ચાલીએ તો આપણને કશો બાધ આવે નહિ. સ્થૂલ શરીરસંબંધોની આવી ભાવના સિદ્ધ થાય નહિ એ સ્પષ્ટ જ છે, માટે વિચારે વિચારથી, કર્તવ્યે કર્તવ્યથી મનોમનથી, હૃદયે હૃદયથી, એ ભાવનાને જેમ જેમ આપણે વળગતા જઈએ તેમ તેમ આપણે સુધરતા જઈશું, એકતા પામતા જઈશું, ને એકતાને યોગે જે જે મહાકાર્યો આપણે કરવા ધારીશું, તે કરતાં થઈશું. એ ભાવનાને વ્યવહાર સાથે કશો વિરોધ નથી, વ્યવહારમાં છતે એવી ભાવના રાખીને તે ઉપર ચાલી શકાય છે. શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને તે જ સમજાવેલી છે. રાજકીય સુધારા કરતાં પહેલાં સાંસારિક સુધારા કરવા જોઈએ એ આદિ જે જે તર્કવિતર્ક ચાલે છે તેનું આ ભાવનામાં સમાધાન છે, કેમકે જ્યારે આખા દેશ આગળ એક જ અભેદધર્મની ભાવના સિદ્ધ થઇ ત્યારે રાજ્ય, વ્યવહાર, સંસાર, સાહિત્ય, કેળવણી, બધું એ જ

ધોરણથી રચાશે અને કોઈ કોઈનો વિરોધ રહેશે નહિ. જે જે પ્રજાએ એ અથવા એવી કોઈ ભાવનાનો આશ્રય કર્યો છે, તે જ આજ પણ વ્યાવહારિક રીતે એ સુખી છે. ક્રિશ્ચિયન ધર્મને જ જુઓ. આખા યુરોપ ઉપર એ એક ધર્મભાવનાનું બલ હોવાથી તે દેશનો કેવો અભેદ છે એ તેમની ઉન્નતિ ઉપરથી તેમ તેમના મનમાં હવણાં જ એક આર્મિનિયાના પ્રસંગમાં જે ખળભળાટ પેઠો છે તે ઉપરથી સહજે સમજાશે. ઇસ્લામ ધર્મની ભાવનાથી એક સામાન્ય તોફાનમાં પણ 'દીન' શબ્દ કેટલાને ભેગા કરી દે છે તે તમે વારંવાર જોઈ શકો છો. તમારે સુધારો કરવો હોય તો આ અભેદભાવનાને વધારો, અને સમજો અને સમજાવો, એનું અતિ ઉચ્ચ સ્વરૂપ સર્વના આગળ ધરી પ્રાણાર્પણ કરવા સુધીની એની ભક્તિ સર્વના હૃદયમાં ઉપજાવો. આવી ભાવના કેવલ માનસિક છે, વિચાર અને બુદ્ધિથી બને છે, અને હૃદયના પ્રેમથી પુષ્ટ થાય છે. શરીરસંબંધો ઉપર સુધારાને ન સ્થાપો, બુદ્ધિ અને હૃદય એટલે વિચાર અને પ્રેમ ઉપર તેને સ્થાપો, એટલે જે જે વાતનો સુધારો કરશો તે થઈ શકશે. તમારા દેશની ઐતિહાસિક ભાવનાને તે જ અનુકૂળ છે ને તેમાં જ તમારો જય છે. પરદેશીઓ પણ એ ભાવનાનું ગૂઢ તત્ત્વ સમજવા લાગ્યા છે. એક નિયમ ખાસ કરીને મનમાં રાખજો કે જે વાતથી ભેદ વધે તે ચોખ્ખો કુધારો છે, ભેદ એટલે વિચારનો ભેદ, પરસ્પરની લાગણીનો ભેદ, પરસ્પરના આવેશનો ભેદ, એ જેનાથી વધે તેવી બધી વાત ખોટી ને હાનિકારક કુધારારૂપે જાણજો. ધર્મમાં જેથી નવા અને નકામા પંથ અને ગુરુઓ વધે તે વાત ધર્મને હાનિકારક જાણવી, સંસારમાં જેથી નવા નવા ફાંટા પડે તે વાત હાનિકારક જાણવી, રાજ્યમાં જેથી નવા નવા પક્ષ થાય તે વાત હાનિકારક જાણવી, મતભેદ એ વાત કોઈ દેશની વિદ્યાસમૃદ્ધિની સૂચક છે પણ મતભેદને સહન ન કરતાં દ્વેષ અને તેથી ભેદ વધે એ તે દેશના કુધારાનું પ્રથમ અને મુખ્ય લક્ષણ છે.

હવે જે મારે કહેવાનું તે કહેવાઈ રહ્યું છે. ભાષણકર્તાની એક બે બીજી વાતો ઉપર થોડાક વિચાર દર્શાવી સમાપ્તિ કરીશ. સુધારો કરવામાં વિવેક, મધ્યમાર્ગ, સમજૂત, સમાધાન, વાપરવાં, લોકોમાં ભળી જઈને સુધારો દાખલ કરતાં જવો એમ ભાષણકર્તાનું કહેવું છે. આ વાત સર્વથા યોગ્ય છે, પણ એમાં થોડુંક વિચારવાનું છે, વિચારવાનું હોવા કરતાં થોડોક વિવેક કરવાનો છે. સુધારો એટલે અભેદભાવના ઉપર સર્વનો લક્ષ કરાવી પ્રાણાર્પણ પર્યંતની કર્તવ્યભાવના તેના ઉપર ચોંટાડવી એમ જો ઠરતું હોય તો સમાધાનનો ઉપયોગ એટલો જ છે કે જેવો જેનો અધિકાર હોય

એટલે જેવી જેની બુદ્ધિની યોગ્યતા હોય તેવું તેને સમજાવી, અભેદભાવના ઉપર લાવવાનો માર્ગ કરવો. આમ કરવાનું કામ ભાવનાના ઉપજાવનાર અને ભાવનામાં એકતાર થઈ તે રૂપે જ વર્તનારનું નથી, એ કામ તેમના અનુયાયીઓનું છે. સમાધાનને રસ્તે ઊતરનારથી ભાવનાના સ્વતંત્ર મનોરાજ્યમાં રહેવાતું નથી, વ્યવહાર જોડેના સમાધાનથી ભાવના તૂટે છે. ઇતિહાસમાં જોશો તો ધર્મ કે વિદ્યા કે કલા ગમે ત્યાં પણ તે તે ભાવનાને ઉપજાવનારા તો ગાંડા, દુનિયાં અવિવેકી કહે તેવા, કે સમાધાનનો રસ્તો ન સમજનારા જ હોય છે. તેમની ભાવનાને અનુસરી બીજા લોકો તે ભાવનાને વ્યવહારમાં ગોઠવી લે છે, અથવા તે ભાવનાને અનુસારે વ્યવહારને ગોઠવી લે છે. આ વાત ઉપર લક્ષ એટલા જ માટે કગાવવું પડે છે કે ભાષણકર્તાએ કવિ નર્મદાશંકર આદિ સુધારકોને અવિવેકી એટલે સમાધાનને માર્ગે ન જનારા કહ્યા છે, અને તેથી તે નિષ્ફલ થયા એમ જણાવ્યું છે. તેઓ નિષ્ફલ શાથી થયા તે તો હું કહી ગયો છું, પણ તેઓ સમાધાનને રસ્તે ન ગયા એમાં જ તેમનું માહાત્મ્ય છે એ જણાવવાને આ પ્રસંગે આ વાત કહી બતાવું છું. એ કહેવાથી એમ પણ કહેવાની મારી ઇચ્છા છે કે પોતાના મનમાં ઉન્નત ભાવના રાખી, અભેદ સુધી સંબંધ ધરાવનારી હોય તેવી ભાવના રાખી, જે પુરુષો વર્તતા હોય તેમના દોષ ઉપર દૃષ્ટિ કરી તેમના ભક્ત થતાં અટકી જવાની જે ટેવ નવી કેળવણીએ આપણને પાડી છે તે પણ સુધારાને અટકાવનારું એક મોટું કારણ છે. અભેદભાવનાને કે તેની સંબંધી ભાવનાને ઉપજાવનાર મહાપુરુષોની આપણે સર્વદા ભક્તિ રાખવી જોઈએ, અને બીજાંને તેવી ભક્તિ વધે તેમ કરતાં જવું જોઈએ. જે વીર મહાત્મા, સંત સાધુ, કે પંડિત વિદ્વાન્, આદિનામાં એ ભાવના જણાય તેમની ભક્તિ વધે તેમ કરવાથી સુધારાનો એક સરળ માર્ગ યોજાય છે. સ્વધર્મના સ્વરૂપને વળગવાથી પણ એ લાભ સહજ છે.

આવી હૃદય અને બુદ્ધિમાંથી સિદ્ધ થતી અભેદની ભાવના તે જ ધર્મ છે, તે ભાવના આપણા તેમ સર્વ દેશના પ્રાચીન ધર્મોમાં છે, ને તેનો બગાડ થવાથી કુધારો વધ્યો છે, માટે તે ઉપર પુનઃ જવાય એ જ સુધારો છે, ગુજરાતનો કે હિન્દુસ્તાનનો જ નહિ પણ આખી દુનિયાંનો સુધારો છે. એવી ભાવનાને આશ્રયે થિયૉસોફિકલ સોસાયટી ચાલે છે, એવી ભાવનાને આશ્રયે ગોરક્ષા ચાલે છે, એવી ભાવનાને આશ્રયે કૉન્ગ્રેસ ચાલે છે, ને તેથી જ તે બધાં આ દેશની ઉન્નતિનાં ને આ દેશના સુધારાનાં સાધન છે. ધર્મમાં, વ્યવહારમાં, રાજ્યમાં, સાહિત્યમાં, ને કેળવણીમાં એ ભાવનાને અનુકૂલ ફેરફારો થશે તેમ તેમ સુધારો થતો જશે એમ મારું માનવું છે.

'સુદર્શન' : સપ્ટેમ્બર, ૧૮૯૫.

# જમાનાનાં ચિહ્ન

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

જેટલું જૂનું તેટલું સારું ને નવું તેટલું ખરાબ, કે નવું તેટલું સારું ને જૂનું તેટલું ખરાબ; એ ઉભય વિચાર બહુ ટૂંકી બુદ્ધિ જણાવનારા છે. આજકાલ એવો સમય આવ્યો છે, કે આપણે આપણાં પ્રાચીન શાસ્ત્રોને યથાર્થ રીતે જોઈ શકતા નથી; તેમ તે છે પણ એટલાં બધાં વિસ્તારવાળાં, અને પાછળથી મતમતાંતર અને સંપ્રદાય વગેરેમાં ગૂંચવાઈ ગયેલાં કે આખો જન્મારો તેમની પાછળ ગુજારતાં પણ સર્વ વાતનું સૂક્ષ્મ જ્ઞાન ન થઈ શકે.

બ્રાહ્મણો જે આપણને શાસ્ત્રકારોનો યથાર્થ અભિપ્રાય સમજાવી શકે, તે, આજે જુદી જ સ્થિતિમાં છે. જે વિદ્વાન્ અને બુદ્ધિમાન છે તે બ્રાહ્મણો, તો આજીવિકા માટે વ્યવહારોપયોગી જ્ઞાન પ્રાપ્ત કરી, તેમાં રોકાઈ પડેલા છે. જે બ્રાહ્મણો લાગવગ વિનાના, કે સાધનના અભાવે વ્યાવહારિક જ્ઞાન વિનાના છે તેઓ, પોતાની વંશપરંપરાની વૃત્તિ સંભાળે છે; પણ તે વૃત્તિ સંભાળવામાં એ, વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ, તેને તો દૂર મૂકે છે, પણ ભીખ માગવા માત્રનો મન્વાદિએ કહેલો આપદ્ધર્મ, આપત્તિ ન છતાં, ઉપજીવિકા માટે સાચવે છે ઉપજીવિકાનો માર્ગ જે ભિક્ષા, તેને ઉપયોગ જેટલી, પાંચ પંદર વાતો ધર્મને નામે, પુરાણોમાંથી કે કોઈ ગપસપમાંથી, યાદ રાખી લે છે. અને પોતાના યજમાનોને તેટલાથી ધર્મનો ઉપદેશ કરી, દક્ષણા પામી સંતોષ માને છે. યજમાનો પણ ગોર મહારાજ કહે તે જ ખરો ધર્મ અને તે જ આર્યશાસ્ત્રનું રહસ્ય એમ માને છે. નાનાં શહેર કે ગામડાંમાં છેક આવી સ્થિતિ થઈ ગઈ નથી, પણ મુંબઈ જેવાં મોટાં નગરોમાં આ અધમતા પરાકાષ્ઠાએ પહોંચી છે. ગામડાંમાં તો કોઈ વૃદ્ધ બ્રાહ્મણ ગૃહસ્થો ધર્મ વિષે સારા જાણીતા હોય છે, એટલે બ્રાહ્મણોમાં ગોરનું ટટ્ટુ બહુ ચાલતું નથી. બ્રાહ્મણ સિવાયના વર્ગને ત્યાં પણ ગમે તેમ સમજાવે છે. મુંબઈ જેવાં નગરમાં બ્રાહ્મણ, વાણીઆ સર્વને ગોર મહારાજ ઠીક ભણાવી શકે છે ! કર્મ કર્માંતર કરાવતાં, અમે, મુંબઈમાં તેમ બીજે સ્થલે, ગોર મહારાજોને ગમે તેવા પ્રાસ્તાવિક શ્લોક માત્ર ગગડાવતાં, કે કોઈ ગુજરાતી કીર્તન, શ્લોક જેવે રાગે ગાતાં પણ, સાંભળ્યા છે. અરે ! નહિ ગુજરાતી કે નહિ સંસ્કૃત એવું એક કપોલકલ્પિત 'વિશ્વકર્મા પુરાણ' પણ ગામડાના સુતારો આગળ વાંચી એક બ્રાહ્મણને હજારો રૂપિયા

કમાતાં અમે પ્રત્યક્ષ જોયો છે. આવે સમયે ધર્માચાર્યો પાસેથી આપણે કાંઈ આશા રાખીએ, પણ તેમના વિષે એ, જેટલું થોડું બોલીએ તેટલું જ ઠીક છે.

આપણને ધર્મ વિષે જાણવાનો અવકાશ નથી, અવકાશ હોય તો પણ તે માટે સહજસાધ્ય સામગ્રી નથી, ધર્મ સમજાવનારા ઉપર કહ્યા તેવા છે. *આવી અવસ્થા થઈ છે. આપણાં આચાર, વિચાર, કર્મ, નાત, જાત, ઇત્યાદિ તો, [illegible]ાં તેનાં તે પ્રાચીન સમયનાં જ છે. આપણને પગલે પગલે એ બધાંની સાંકળનો ભાર લાગ્યાં કરે છે. નવા વિચાર, નવા આચાર, નવા વ્યવહાર આપણી નજરે પડતા જાય છે. તે વ્યવહારોમાં વર્તનારા આપણા કરતાં વધારે સ્વતંત્ર, વધારે સુખ ભોગવતા જણાય છે. આપણી જૂની વાતો આપણને ઘણીએ વહાલી લાગે છે; માણસનો સ્વભાવ જ પોતાનું જે હોય તે જરા દોષવાળું હોય તોપણ તેને ચાહવાનો છે; છતાં ક્યાંસુધી દુઃખી થવું? જૂની વાતોમાં કાંઇ સાર જણાતો નથી, ગોર મહારાજ હસવા જેવાં કારણો, તે વાતોને માટે, બતાવે છે, એટલી આપણા ધર્મની વાત હશે તે દહાડે ભલે સારી હશે, આજ તો નકામી થઇ ગઇ છે. એને વળગી બેસવામાં સ્પષ્ટ રીતે મૂર્ખાઈ અને હાનિ છે. જૂની વાતો બધી વહેમ છે, તેમને બાજુએ મૂકી, સ્વતંત્ર રીતે સ્વચ્છંદે વર્તવું જોઇએ, અને તેમ વર્તવાથી સુખી થયેલા જણાતા લોકોનું જ અનુકરણ કરવું જોઇએ. આપણે પણ જેમ બને તેમ સ્વતંત્ર આચારવિચારનાં ફલના ભાગી થવું જોઇએ. દરેક બાબતમાં 'સુધારો' જ કરવાની જરૂર છે. સ્ત્રીપુરુષના વ્યવહારોમાં, ખાવામાં, પીવામાં, પહેરવામાં, ઓઢવામાં ને છેવટ વિચારવામાં પણ. * * *

* * * આવી તકરારોને આધારે આવી સ્થિતિએ પહોચેલા લોક, આવા વિચારમાં પડે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. આશ્ચર્ય પામવા જેવું નથી એટલું જ નહિ, પણ એ જ વિચારમાં તેમણે પડવું એ વાસ્તવિક છે. જૂનું તે ખોટું ને નવું તે સારું એ વિચારનું આવું રૂપ છે.

જૂની વાતના અનુયાયી ઘણા છે. તેમાં સરમોખરે ઉપર કહ્યા તે ભીખ માગનારા અજ્ઞાની બ્રાહ્મણો જ છે. તેમની આજીવિકા જ તેમ કરવામાં રહી છે. આ લોકનો આવો ઉઘાડો સ્વાર્થવ્યવહાર જોઈ, સુધારાવાળા શા માટે એમ ન કહે, કે આવા ને આવા બ્રાહ્મણોએ, લોકોને ભમાવી, પેટ ભરવા માટે, શાસ્ત્રોનાં ગપ્પાં ગોઠવ્યાં છે? ગોર મહારાજોનું સામર્થ્ય કાંઇ થોડું નથી. જૂના રિવાજ ઉપર માણસને સહજ પ્રેમ અને આસ્તા હોય છે જ; ને તેમાં જ્યારે પરમેશ્વરનું નામ ભેળવીને વાત કરવામાં આવે ત્યારે તે રિવાજ છૂટે પણ કેમ? સ્ત્રીઓને પુરુષો જેટલો, બહાર અવલોકન કરવાનો પ્રસંગ મળતો નથી, તેથી તે ગોર મહારાજના વધારે કબજામાં હોય છે.

તેમને લીધે, સુધારા પર વળવા માંડેલા જે થોડા પુરુષો હોય, તે પણ દબાયેલા ચંપાયેલા બેસી રહે છે. મોટે ભાગે તો પુરુષો પણ ગોર મહારાજના હાથમાં જ હોય છે. આવી રીતે જૂની વાતના અનુયાયી સુધારાવાળા કરતાં, લાખ ગણા છે. અને તે, કારણ જાણીને, પણ જેમ જેમ સુધારાવાળા તેમને ખોટા કહેતા જાય છે, તેમ તેમ જૂની વાતોને, વધારે વધારે વળગતા ચાલે છે. નવું તે ખોટું ને જૂનું તે સારુ એ વિચારનું આ રૂપ છે.

આવી અવસ્થા આપણા દેશમાં વર્તમાન કાલમાં આવી પડી છે. અહીંયાં જ એમ થયું છે એમ ન જાણવું. દેશેદેશમાં એક સમય આવો આવે જ છે. યુરોપમાં આવી ગયો છે; ને વળી આવવાની તૈયારીમાં છે, તે આગળ જણાશે. શું કરવું? કોણ સાચું? કયો માર્ગ ખરો? કે એની વચમાં કોઈ સમાધાનનો માર્ગ છે? કોઈને એમ લાગશે કે આવો પ્રશ્ન શા માટે પૂછો છો. અમુક રિવાજથી દુઃખ છે. તેને તજીને, અમુક સુખદાયક રિવાજ ગ્રહણ કરવાનો છે, એમાં આટલી ભાંજગડ શા માટે? ભાંજગડ એટલા માટે છે કે અમને અમારું એવું જે હોય તે તજવું ગમતું નથી; અમને પ્રાચીન વાતો ઉપર કાંઈક વિશ્વાસનું મન છે; હજારો વર્ષના અનુભવથી માણસની બુદ્ધિએ પરિશીલન કરી કરી આપણા સુધી સંક્રમિત કરેલી અમુક રીતિકૃતિઓમાં કાંઈ સ્વારસ્ય હશે, એમ અમને ઇતિહાસના અનુભવમાંથી કાંઈ શિક્ષા લેવાની ઇચ્છા છે; પાંચ પંદર વર્ષના અમારા હાલના વિચારો ઉપર અમને પાકો ભરોસો નથી; સુખ શાને કહેવું એ વિશે અમારા મનમાં બહુ બહુ સંશયો છે; અમારા દેશમાનને અનુકૂલ પ્રતિકૂલ વિચારશ્રેણી વિષે અમારે હજી સમજવાનું છે; ઇત્યાદિ. અમુક એક રિવાજને મૂકી દેતાં પહેલાં, તે રિવાજનું મૂલસ્વરૂપમાં તેની ઉત્પત્તિમાં કારણ, તે મૂલસ્વરૂપમાં બીજાં કારણો પરત્વે થયેલા આજ પર્યંતના ફેરફાર, અને એ રિવાજને અમુક અમુક રૂપે પાલનાર લોક ઉપરની સારી કે નઠારી અસર, એટલું વિચારવાનું છે. પછી એમ જોવાનું છે કે એ રિવાજને બદલી કેવલ તેથી જુદા પ્રકારનો રિવાજ દાખલ કરવામાં લાભ છે, કે એ રિવાજનું મૂલ રૂપ સિદ્ધ કરવામાં લાભ છે. જો નવો જ રિવાજ દાખલ કરવો ઠરે, તો નવા રિવાજ જ્યાં પ્રચલિત હોય ત્યાં, આપણે દૂર કરવા ધારેલા જૂના રિવાજથી જે દુઃખ હોય, તે બધું તે દૂર કરી શક્યો છે, ને સુખદાયી નીવડ્યો છે, એ જોવાનું છે. એ વિચારો તો ઉપર કરેલા સામાન્ય વિચારમાં અન્તર્ભૂત જ છે, કે રિવાજ, વ્યવહાર એ સર્વ સુખ માટે પાળવાનાં છે, ત્યારે તે સુખનું રૂપ કેવું માનવું; અને દેશદેશનાં હવાપાણીના માનને અનુસારે, તે

ઠરાવેલા સુખ ઉપર પહોંચવા, અમુક રિવાજનું સ્વરૂપ કેવું રાખવું. આ એ અર્વાંતર વિચાર, ઉપર કહેલા વિચારોમાં અન્તર્ભૂત છે, એમ કહેવા કરતાં, એમ જ કહીએ કે તે વિચારોના એ નિયામક જ છે. નવું તે ગ્રહણ કરવા જોગ એ વિચારે જનાર સુધારાવાળાની તકરારો તપાસતાં આપણે આગળ કહ્યું તે તત્ત્વ જણાય છે, તેમ જૂનું તેટલું સારું એ વિચારે જનાર વહેમી લોકની દલીલો તપાસતાં પણ આ પ્રમાણે તત્ત્વ હાથ લાગે છે.

ઉભય પક્ષની વાત નાંખી દેવા જેવી નથી. જૂના રિવાજથી ફલ થતું નથી, નવાથી થતું નજરે જોઈએ છીએ, ત્યારે સુધારો કેમ ના કરવો એ વાત કોઈ રીતે ન ગણકારવા જેવી નથી. તેમ, છે તે રિવાજને બદલતાં તે રિવાજનાં સ્વરૂપાદિ તથા નવા રિવાજની સુખ–સાધકતા, એ બે વિચારીને કામ કરવું તે ઠીક છે, એમ જૂના લોક કહે છે, તે પણ માન્ય કરવા યોગ્ય છે. જેમ સુધારાની ઝનૂનમાં આવી જઈ એકદમ ગમે તેવે નવે માર્ગે કૂદી પડવાની ઉતાવળ કરતાં આપણે સાવધ રહેવાનું છે, તેમ જૂના રિવાજમાં કાંઈ તત્ત્વ છે કે નહિ ને તેને બદલે અમુક નવો રિવાજ લાભ કરશે કે નહિ એ તપાસ કરવાનું કામ, આપણાથી બને તો, એક ક્ષણ પણ મુલતવી રાખવું વાજબી નથી. એક તરફથી છે તે વાતની ખૂબ બારીક તપાસ, અને બીજી તરફથી નવા વિચારની ફલ આપવાની સિદ્ધ શક્તિ, એ બેનો યથાર્થ મુકાબલો કર્યા વિના સુધારાના પ્રવાહમાં એકદમ ઝંપલાવી પડેલા સુધારકોને ઘણીવાર આગળ જઈ પાછા પડવું પડ્યું છે. એના દાખલા આપણી નજરે, ચાલતાં ત્રીશ ચાળીશ વર્ષમાં, ઘણાએ બની ગયા છે, એટલે છૂટા કરી ગણવાની જરૂર નથી.

ત્યારે આવા પ્રકારનો મુકાબલો કરવાનાં પણ કોઈ સરલ સાધન છે? જૂના રિવાજને શોધવા બેસતાં તો પાર આવે તેમ નથી, તેમ તે વિશે કોઇ તુરત સમજાવી દે એવો વિશ્વાસ કરવા યોગ્ય (ગોર) તૈયાર નથી, અને નવી વાતો તો સહજ સમજાય છે, તે વાતને માનનારા સુખી જણાય છે, ત્યારે મુકાબલો કિયે ભવે બને? સહજ સમજાય તે જ ગ્રહણ કરવું પડે. આમ છેક નિરાશ થવાનું પણ કારણ નથી. આપણે જરાક સ્થિર થઈ વિચારવું જોઈએ છીએ. જૂના વિચારોની ઉત્પત્તિ તો આપણા દેશમાંથી જ થયેલી છે, ને આપણને પરિચિત છે. નવા વિચારો પશ્ચિમ તરફથી આવ્યા છે, આપણા રાજકર્તાઓ તે વિચારોને લાવ્યા છે, ને તેમની ઉત્પત્તિ તેમના દેશમાં થયેલી છે. જૂના વિચારોની ઉત્પત્તિ આદિ વિચારવાનું મુશ્કેલીભરેલું છે, નવા વિચારોની ઉત્પત્તિ આદિ પણ પાશ્ચાત્ય દેશનો ઇતિહાસ યથાર્થ રીતે જાણ્યા વિના સમજાય તેમ નથી, ને તે

કામ પણ જૂના વિચારોનાં ઉત્પત્તિ આદિ શોધવાના પ્રયાસ કરતાં, ઓછી મહેનતનું છે, એમ નથી. આમ બન્ને તરફ એક રીતે તો મુશ્કેલી સરખી જ છે. ત્યારે તે બે પક્ષો વચ્ચે જે તારતમ્ય છે, તેને કોઈ અમુક, સમજી શકાય તેવો આકાર આપી શકાય તેમ છે? કોઈ વાતની સુખપરાયણતા વિચારતાં, નિયામકરૂપ જે ઉત્સર્ગ આપણે આગળ બતાવી ગયા છીએ, તે જ આ પ્રશ્નનું ઉત્તર આપવા સમર્થ છે. 'સુખ'નું જેવું સ્વરૂપ ધારેલું હોય, તે પ્રમાણે વિચાર આચારનું સ્વરૂપ બંધાય છે. જૂના વિચારવાળા પ્રાચીન લોકે 'સુખ'નું સ્વરૂપ એમ માન્યું લાગે છે, કે કદાપિ ભંગ ન થાય, અને જે વિશ્વક્રમાનુસાર સહજસાધ્ય હોય, એવો આનંદ, તે જ સુખ, એનું જ પ્રકારાન્તરે બીજું નામ મોક્ષ. આવો નિત્ય આનંદ પ્રાપ્ત કરવા માટે, વિશ્વક્રમાનુસાર આપણાં આચારવિચાર અને સ્થિતિ, નિયમ થઈ જવાં જોઈએ. એ ત્રણે વિશ્વક્રમાનુસાર ન હોવાનું કારણ આપણા મનોવિકાર છે. એ મનોવિકારને દૂર કરવા માટે સર્વાત્મભાવ યથાર્થ રીતે થઇ જવો જોઈએ. તેમ ન થાય ત્યાંસુધી વાસનાયુક્ત જીવ જન્મ પામતો ચાલ્યો જાય છે, ને પોતાનાં કર્માનુસાર ફલ ભોગવતાં, પરમાનંદ—મોક્ષ—પામતો નથી. જૂના વિચારોનું આવું રહસ્ય છે. નવા વિચારોમાં એવું તત્ત્વ સમાયેલું છે, કે જીવ એટલે જડ પદાર્થથી અતિરિક્ત, કોઇ ચૈતન્ય શક્તિ તે છે નહિ, અથવા સિદ્ધ થઈ શકતી નથી, એટલે જન્માન્તરાદિ કલ્પના અને કર્મનો ભોગ એ વાત, પાયા વિનાની લાગે છે, અને એટલા લાંબા અને અનિશ્ચિત વિચાર ઉપર રચેલા સુખ-મોક્ષ-ની મૃગતૃષ્ણા પાછળ દોડવા કરતાં, અહીંયાંનો જ વિચાર કરવો વધારે સુતર, દશ્ય અને નિશ્ચિત છે. જે રીતે મંડલસામાન્યને હરકત ન આવે, તે રીતે, ઘણામાં ઘણી સ્વતંત્રતા, છૂટ, સ્વચ્છંદપણું આચારમાં માણસમાત્ર-સ્ત્રી, પુરુષ—લેઈ શકે, એ જ સુખ. સુખની આવી કલ્પના પામનારા કોઇ પ્રકારનો ધર્મ પાળતા હોતા નથી, ને પાળતા હોય તોપણ ઈશ્વર એવો કોઈ શબ્દ માત્ર પ્રયોજે છે, ને તેની શક્તિ, તેનો સંબંધ, ઇત્યાદિ બાબતની કડાકૂટમાં ઊતરતા જ નથી. આ પ્રમાણે, જૂના અને નવા વિચારમાં જે આસમાન જમીનનો ફરક જણાયાં કરે છે, તેનું સ્વરૂપ છે. જરા વધારે વધીને હજુ કેટલાક ઉભય સામાન્ય અંશ બાતલ કરીએ તો આથી પણ ટૂંકામાં એ બે વિચારોના તફાવતનાં કારણને આપણે કહી શકીએ. એકમાં ચૈતન્ય, કર્મ, પુનર્જન્મ, મોક્ષ આ વિચારો ઉપર સુખસ્વરૂપ રચેલું છે, બીજામાં જડ પદાર્થની શક્તિમાત્રથી જ બધો નિર્વાહ થઈ શકે છે, તો ચૈતન્યાદિ માથાકૂટ ભરોસો કરવા જેવી નથી, માટે જડ કલ્પના ઉપર જ સુખની કલ્પના ઉઠાવેલી છે.

એક શબ્દમાં કહીએ તો જૂના વિચારો ચૈતન્યવાદ, આત્મવાદ ઉપર રચાયા છે; નવા વિચારો જડવાદ, ઉપર બંધાયા છે. કોણ ખરું ? વળી એનો એ જ પ્રશ્ન આવીને ઉભો. નવા વિચારવાળાએ ચૈતન્યવાદ સાંભળ્યો જ નહિ હોય, કે જૂના વિચારવાળાઓએ આટલાં વર્ષોનાં વર્ષમાં જડવાદ વિચાર્યો જ નહિ હોય, કે હવે વળી આપણે કોણ ખરું તે નક્કી કરવા બેસવું ? પાશ્ચાત્ય દેશમાં ચૈતન્ય-વિચાર સારી પેઠે સમજાયેલો હતો, છતાં જડવાદનું આજ પ્રબલ છે; તેમ અહીંયાં એ, ચાર્વાકાદિ જડવાદી થઇ જ ગયા છે, છતાં ચૈતન્યવાદનું જ પ્રબલ ચાલતું રહ્યું છે. એટલે એનો એ જ પ્રશ્ન આપણે જ વિચારવાનો ઠરે છે, કે કોણ ખરું ?

જે કારણોસર, ચૈતન્યવાદીઓએ, જડવાદને નહિ સ્વીકાર્યો હોય, અને જડવાદીઓએ ચૈતન્યવાદને અનિશ્ચિત ગણ્યો હશે, તે, ઇતિહાસ દ્વારા, વિચારતાં, અત્રે બહુ જ લંબાણુ થઈ વિષયાંતર થઇ જાય. અને તે વિચાર્યા પછી પણ, આજે જગતમાં બન્ને વાદ પ્રચલિત છે, એટલે, પ્રશ્ન એનો એ જ રહે, કે કોણ ખરું ? દુનિયાંનો મોટો ભાગ આજે જડવાદમાં ખેંચાવા લાગ્યો છે, ને ચૈતન્યવાદનાં મૂલ સ્થાન આર્યાવર્ત, હિન્દુસ્તાન, ઉપર પણ જડવાદે છાપો માર્યો છે. લડાઇ શરૂ થઈ છે. ચૈતન્યવાદવાળાની સેના નિર્બળ છે, જડવાદવાળાની ઉગ્ર, પ્રબલ છે. એટલે હારજીતનો નીવેડો ઝાઝો સંશયાત્મક નથી. પણ જડવાદની સેનાની છાવણીમાં જ તૂટ પડી છે, એટલામાં ચૈતન્યવાદની સેના ગમે તેવી નિર્બળ હોય, તો પણ સબળ નીવડવાનો સંભવ છે. જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા બેસે ત્યારે ત્યારે હું અવતાર લઇ ધર્મને સ્થાપું છું, એમ મહાત્મા શ્રી કૃષ્ણ ભગવાને સર્વાત્મભાવ ગ્રહણ કરી બ્રહ્મરૂપે કહ્યું છે. અર્થાત્ વિશ્વના અનાદિ ચક્રમાં અમુક અમુક કાલે અમુક અમુક ફેરફારો બધી દુનિયાંને હલાવે છે, ને એ જ વિચારે યુગાદિ કલ્પના ચાલે છે. બધા વિશ્વને આમ એકદમ અમુક વિચારો પર જ હલાવી દોરવી જનાર કોઈ મહાપુરુષ જ હોય છે. એટલે તે ઇશ્વરાવતાર જ મનાય. પ્રોફેસર કુસ નામના પ્રખ્યાત અમેરિકન શોધકે, બે ચાર માસ ઉપર, ન્યુયોર્કની 'આધ્યાત્મિક શોધ કરનારી' સભા આગળ ભાષણ કર્યું હતું, તેમાં રોઝીકુશીઅનોના મતને આધારે, કહ્યું હતું, કે પ્રતિ છસો સાડીછસો વર્ષે દુનિયાંમાં ભારે ભારે ફેરફારો થયેલા છે, જ્યારે ઇ. સ. ૧૨૧૫-૧૭ માં તાતાર દેશમાંથી પશુવૃત્તિરૂપ ઝંઘીસખાને નીકળી, હિન્દુસ્તાન, ઇરાન, ચીન, સર્વની પાયમાલી કરી કેવલ જંગલી પશુવૃત્તિનું જ-જડનું જ-પ્રબલ સિદ્ધ કર્યું; તે વખતે બધી દુનિયાંમાં માણસની પશુબુદ્ધિ-જડબુદ્ધિ જ-પ્રબલ વર્તતી હતી.*

* ઝંઘીસના પૌત્ર કુબ્લૈખાનની ગાદી પેકીનમાં હતી, ને ચીન, હિન્દુસ્તાન, ઇરાન, અરબસ્તાન, તુર્કીસ્તાન, તથા જર્મની સુધી, તેની આણ વર્તાતી હતી ( ૧૨૭૯ ).

એથી છસો સાડી છસો વર્ષ પાછા હઠો, તો મૂર્તિપૂજાની સામે થઇ, એક અવાજે નિર્ગુણ ઇશ્વરપૂજા સ્થાપવાને જ મહંમદનો અવતાર નજરે પડશે. હજુ છસો વર્ષ આગળ વધો, તો સાર્વત્રિક પ્રેમભાવને પરમપદે સ્થાપી, ચૈતન્યની શક્તિ સિદ્ધ કરવા, પરપ્રેમમાં આત્માર્પણ કરનાર, મહાત્મા ક્રાઇસ્ટ ઊભેલો જણાશે. વળી છસેં વર્ષ આગળ જાઓ તો તમે કોને જોશો? સાત્ત્વિક, શુદ્ધ બુદ્ધિમય, જ્ઞાનસ્વરૂપ, ચૈતન્યરૂપ, પરમ-નિર્વાણમાં નિમગ્ન મહાત્મા ગૌતમ બુદ્ધને!! પ્રોફેસર કુસે, આ પ્રમાણે છસો સાડીછસો વર્ષના નાના નાના યુગ બાંધી, એમ બતાવ્યું છે, કે દુનિયામાં એક એક વિચારસંગતિ, છ–સાડી છસો વર્ષ ચાલી શકી છે; તો ઝંધીસખાનથી આરંભાયેલી જડવૃત્તિ—ત્યારથી ચાલેલો જડવાદ, હવે, પોતાનો કાલ ભોગવી રહ્યો છે. અમેરિકા સ્વતંત્ર થયું, અને ફ્રેન્ચ રેવોલ્યુશન થઈ ગયો, એ જડવાદના ગ્રહોનો કેન્દ્ર કાલ હતો. હવે જડવાદની કુંડલીમાં રિષ્ટ યોગ થયો છે; જડવાદના છેવટના દિવસ ચાલે છે, ને આ ૧૯મું શતક પૂરું થતાં તેનું મોત થવું જોઈએ એમ અનાદિ સિદ્ધ યુગ-વ્યવસ્થાથી જણાય છે.

આવાં ચિહ્ન પણ સિદ્ધ રીતે પ્રસિદ્ધિમાં આવવા લાગ્યાં છે; એટલે પ્રોફેસર કુસે કરેલો આ વરતારો છેક અશ્રદ્ધેય નથી. યુરોપ અને અમેરિકામાં જ–જડવાદની ખરી ભૂમિમાં જ—ચૈતન્યવાદની સિદ્ધિ થવા લાગી છે. **મેસ્મેરિઝમ** એ નામથી ચાલતી તંત્રવિદ્યાથી એટલું સિદ્ધ થયું છે કે માણસ, પ્રાણી, પદાર્થ, સર્વમાં સર્વવ્યાપી કોઇ અવર્ણ્ય શક્તિ રહેલી છે, કે જેનાથી, જડની કોઈ પ્રકારની સહાય વિના, કાર્યો બને છે, રોગ જાય છે, દૂરની ખબરો મળે છે, ભવિષ્ય કહેવાય છે, એવી જ રીતે **સ્પિરિચ્યુએલિઝમ** નામની પ્રેતવિદ્યા તે દેશોમાં પ્રસરી છે, તેથી એમ સિદ્ધ થયું છે, કે કોઈ અવર્ણ્ય શક્તિ, જડની કશી પણ સૂક્ષ્મ કે સ્થૂલ સહાય વિના, હવામાં શબ્દો કરે છે, કોરા કાગળો પર અદૃશ્ય ખડિયા કલમે વિચિત્ર સંદેશા લખે છે, માગેલાં ચિત્ર પાડી દે છે, અને ટેબલ ખુરસીઓને હવામાં અદ્ધર નચાવે છે, તથા વીણાઓને સ્વતઃ જ ઊંચે ઉરાડી, ગાન કરાવે છે!! આ બધું વાત માત્ર જ નથી. જેને કરી જોવું હોય તેનાથી કરી શકાય તેવી સારી સમજવાળા ગ્રંથો પણ તે તે વિષયના, મળે છે. આ બે સિવાય બીજી પણ ઘણી બાબતો જણાઈ છે, જેથી એની એ જ અવર્ણ્ય શક્તિની સત્તા સિદ્ધ થાય છે. જડવાદીઓ સ્તબ્ધ જ થઇ ગયા છે, ને પોતાના જડવાદને આમતેમ મચડવા લાગ્યા છે. પણ જડથી જુદી એવી ઉપર કહેલી ચૈતન્ય-શક્તિ સિદ્ધ થઇ બેઠી છે. જડ વસ્તુઓ ભલે હો, તેમને અમુક ગુણશક્તિ ભલે

હો, પણ સર્વવ્યાપી ચૈતન્યશક્તિ વિના જડ હોઈ શકે નહિ; ચૈતન્ય એ જ સિદ્ધ છે, એમ માન્યા વિના હવે ચાલે તેમ નથી. પુરાવો એટલો બધો થઈ પડયો છે, કે તેને ન ગણકારી ખસી જવાનું હવે બને તેમ નથી. ત્યારે તો ચૈતન્યવાદ માનવો જ—હજારો વર્ષથી આર્ય ઋષિઓએ સાચવી રાખેલો ચૈતન્યવાદ!! આ વખતે, ભગવાને કોઈ પુરુષાકારે અવતરી ધર્મ સ્થાપવા માંડયો નથી. પણ મેસ્મેરિઝમ, સ્પિરિચ્યુએલિઝમ, ઇત્યાદિ ભાવનારૂપે અવતાર લઈ ધર્મવ્યવસ્થા આરંભી છે!! એ ભાવનારૂપ અવતારનું સ્થૂલ રૂપ પણ કાંઈક જણાયું છે. તે પણ પ્રોફેસર કુસે જ સૂચવેલું છે. ઓઓ જે સમાનભાવ માગે છે, તેમાં રહસ્ય એ જ છે, કે પ્રેમભાવ, ચૈતન્યભાવ, સમાન થાઓ. આમ સ્થૂલ, સૂક્ષ્મ રૂપે, ભગવાને સ્થિર કરવા ધારેલા ચૈતન્યવાદને જ માનવો પડશે. ત્યારે હવે ચૈતન્ય, કર્મ, પુનર્જન્મ, મોક્ષ એ પરંપરા સ્વીકારવી જ પડશે. સ્વીકારતાં કદાપિ ઢીલ કરો, તો પણ જૂના વિચારને મૂકવાને જે ચળ આપણને થઈ છે, તે તો જરા ટાઢી પાડવી જ પડશે, અને સુધારાને જરા વાર ઘોડા બાંધવાનું કહેવું જ પડશે. ચૈતન્યવાદનું ખૂબ મનન કરવાની આવશ્યકતા જ સ્વતઃસિદ્ધ ઊભી થાય છે. એ માટે આપણાં શાસ્ત્રો અને ધર્મ યથાર્થ રીતે તપાસી જોવાં જોઈએ છીએ, અને બને ત્યાં ત્યાં, દુનિયાંના બીજા ધર્મોમાં ચાલેલા વિચારોને પણ આપણા દેશના ધર્મવિચારો સાથે મેળવી જોવા જોઈએ છીએ, કે આપણને નિશ્ચયપૂર્વક એ વાત માનવાનો ઐતિહાસિક પુરાવો મળે. ચૈતન્યવાદનો, ઇતિહાસમાંથી પુરાવો મળે, તથા તેનું બધી દુનિયાં ઉપર બલ હતું. ને છે. એમ તે દ્વારા જણાય, એટલે તેના ઉપર શ્રદ્ધા થવામાં જરા પણ ન્યૂનતા રહે જ નહિ. પ્રત્યક્ષ પ્રમાણ, તો, હાલમાં આપણી નજર આગળ જ છે. અર્થાત્ સત્યનિર્ણય માટે હવે જ તત્પર થવાનું છે, અને સુધારાને હવે જ, કોરટે ચઢાવી, પોતાનો બચાવ કરવાની ફરજ પાડવાની છે!! આ પ્રમાણેની વ્યવસ્થા થયા વિના સુધારાનું નામ માત્ર પકડી ગમે તેમ જવું એમાં શ્રેય નથી જ. સુધારાવાળા ખોટા કે ખરા એમ કહેનાર ઉપર, સુધારાવાળા દ્વેષ કે પ્રેમથી ભલે જુઓ, પણ અમે તેમને ખોટાએ નથી કહેતા ને ખરાએ નથી કહેતા, તેમ જૂના વિચારોને જ વળગી પડવાનો બોધ નથી આપતા, માત્ર એટલું જ કહીએ **છીએ કે ઉતાવળા ન થતાં, જમાનાનાં જે ચિહ્ન છે તે યથાર્થ રીતે લક્ષમાં લઈ, નિષ્પક્ષપાત શોધ કરો, અને સત્યનિર્ણય પર આવો.** પછી તે સત્યનું નામ સુધારો પાડો કે કુધારો પાડો કે વ્હેમ પાડો ને તે, ગમે તો નવા કે જૂના ચહાય તે વિચારને, વધારે મળતું આવો, તેમાં અમને કોઈ બાધ નથી. સત્ય તે સત્ય હોય એટલે જ બસ છે, તેના રૂપરંગ જોડે લેવાદેવા નથી.

'પ્રિયવંદા' : ડીસેમ્બર, ૧૮૮૮.

# નવીન અને પ્રાચીન

'સુધારો' એ નામથી ચાલતી જે વિચારપરંપરાને આપણે 'નવીન' એ નામ આપીએ છીએ, અને જૂના વિચારોને આધારે ચાલતી જે પરંપરાને આપણે 'પ્રાચીન' એ નામ આપીએ છીએ તેની વચ્ચે વાસ્તવિક રીતે કેટલો અને કેવો ભેદ છે તેનો વિચાર આવશ્યક છે. કોઇ પણ દેશ એટલે તે દેશવાસી પ્રજાની વૃદ્ધિ અને હ્રાસ અથવા ઉન્નતિ અને અવનતિનો ક્રમ જોઈશું તો તે તે પ્રજાને પરાક્રમ, સાહસ, સ્વાર્પણ, આદિ ઉન્નત ભાવનાની સન્મુખ કે તેથી વિમુખ રાખનાર અનેક કારણો દૃષ્ટિમાં આવશે. ઇતિહાસ એટલે પ્રજાઓના ઐહિક તેમ પારત્રિક વિકાસનો ક્રમ વિલોકવાનું જેમને સામર્થ્ય છે એવા તત્ત્વજ્ઞ પુરુષો બાહ્ય અને આંતર એવાં બે કારણો દર્શાવી બાહ્ય કારણમાં સૃષ્ટિ અને આહારને ગણાવી, આંતર કારણોમાં અનાદિ લોકોક્તિ, લોકરુચિ, લોકમત, અર્થાત્, જેને એક શબ્દે કહેતાં શ્રુતિ એટલે અનાદિકાલથી મુખપરંપરાએ ચાલી આવેલાં વિચાર, ભાવના ઇત્યાદિ કહીએ તેને ગણાવે છે. બાહ્ય કારણો આંતર કારણ ઉપર અને આંતર કારણો બાહ્ય કારણ ઉપર, એકના એક મનુષ્યપિંડમાં જેમ મન શરીર ઉપર અને શરીર મન ઉપર અસર કરે છે, તેમ સમષ્ટિમાં અનંત વિકૃતિઓ ઉપજાવે છે. તે તે પ્રજાનાં શારીરિક અને માનસિક ( જેમાં નીતિ અને આત્માનો પણ સમાસ જાણવો ) બંધારણ અનુસાર તેમને ઐહિક જય પરાજય પ્રાપ્ત થઈ તે સ્વતંત્ર રાજ્યપ્રાપ્તિ કરી શકે છે વા પરતંત્રતામાં દિવસ નિર્ગમે છે.

આવો જનસમાજના સામાન્ય વિકાસનો ક્રમ વિચારવાન પુરુષોએ સ્વીકારેલો છે. એનું સ્મરણ એટલા અર્થે થયું છે કે જનસમાજને નિરંતર અનેક અનેક પરિવર્તોમાં જ વિહરવું થાય છે, અનેક અનેક સંસ્થાઓમાં વિચરવાનું આવે છે, અને એમ પ્રત્યેક વ્યક્તિના તેમ સમગ્ર સમષ્ટિના બાહ્ય અને આંતર સ્વરૂપને અસંખ્ય સંસ્કારો લાગ્યાં કરે છે. એવી અપરિમેય સંસ્કાર-પરંપરામાં જે કાંઇ સ્થિર, સ્થાયી રહેવા યત્ન કરે છે તે પ્રાચીનતાનું સ્વરૂપ ધારણ કરે છે, જે કાંઈ નવીન નવીન સંસ્કારાનુસાર પ્રતિક્ષણ બાહ્યાંતરના યથાયોગ્ય આકાર નીપજાવી લેવા તત્પર રહે છે તે નવીનતાનું સ્વરૂપ ધારણ કરે છે. વૃક્ષ ઊગે છે, અંકુર થાય છે, પલ્લવ થાય છે, શાખા થાય છે, સ્કંધ થાય છે, ઋતુ, પોષણ, સ્થાન આદિને અનુસારે તે તે પ્રકારના રંગ, આકાર, આદિ ધારણ કરે છે—પણ વૃક્ષનું જે સ્વતત્ત્વ—અમુક વૃક્ષરૂપે હોવાપણું—તે જતું નથી. મનુષ્યમાં પણ પ્રત્યેક વ્યક્તિનું

જે કુલ, જન્મ, જાતિ, દેશ, આદિથી ઘડાયેલું સ્વતત્ત્વ—તે તે વ્યક્તિનું તે તે વ્યક્તિરૂપે હોવાપણું—તે જતું નથી, શિક્ષણથી, સહવાસથી, ઉપદેશથી, અનુકરણથી, પ્રતિષ્ઠા આદિના આકર્ષણથી તેના આકારમાં અનેકાનેક સંસ્કાર અને પરિવર્ત થતા રહે છે. એમ જે કાંઇ સ્થિર રહેવા યત્ન કરે છે, કાઢતાં છતાં જતું નથી, જે તે તે પદાર્થ, પ્રાણી તેમ સમગ્ર દેશ કે પ્રજાની પ્રકૃતિ કહેવાય છે, તે પ્રાચીનતાનું મૂલ બીજ છે; જે સંસર્ગ, શિક્ષણ, અનુકરણ, આદિ કારણોથી નિરંતર પરિવર્ત પામતું રહે છે, જેને તે તે પદાર્થ, પ્રાણી, દેશ, પ્રજા આદિની વિકૃતિ કહેવાય, તે નવીનતાનું બીજ છે. નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતંત્ર્યનો માર્ગ છે, પ્રાચીનતા, આલસ્ય, સ્થિરતા, જડતા, પારતંત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી, ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે; વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે.

આ મધ્ય વર્ગમાં જ પ્રાચીનતાના આગ્રહી સુજ્ઞનું સ્થાન છે. પ્રાચીન અને નવીનનો વિરોધ આ મધ્યમાર્ગમાં નથી, એ માર્ગના અંત આગળ તેમનો વિરોધ છે. પ્રાચીનતા જ્યારે એક તસુ પણ આગળ જવાની ના પાડી, દુરાગ્રહી થઇ, હોય તેટલામાં જ સંતોષ માની આલસ્યનો આશ્રય કરે છે ત્યારે તે અતીવ હાનિકારક થઇ જાય છે, નવીનતા જ્યારે પ્રાચીનનો અત્યંત અનાદર કરી, આંખો મીંચીને આગળ દોડે છે, પ્રાચીનનો ઉચ્છેદ કરીને પણ પોતાનો આગળ વધવાનો ચડસ પાર પાડવા આતુરતા કરે છે, ત્યારે તે પણ અતીવ વિનાશકારિણી થઇ જાય છે. નવીનતા જ્યાં વિનાશનું રૂપ ધારણ કરે છે, પ્રાચીનતા જ્યાં સારાસાર ન વિચારતાં અંધ અવિવેકિતાનું રૂપ ધારણ કરે છે, ત્યાં ઉભયનો વિરોધ થાય છે. વિનાશ અને દુરાગ્રહ એ વિરોધ નવીનતા અને પ્રાચીનતાના અતિશય ઉત્કર્ષમાંથી થઇ આવે છે, નહિ તો પ્રાપ્ત કરનાર અને રક્ષણ કરનાર ઉભયે અંગ જેમ પ્રત્યેકને અને સર્વને આવશ્યક છે તેમ પ્રાચીનતા અને નવીનતા ઉભયે વ્યક્તિ વ્યક્તિનાં તેમ સમષ્ટિ સમષ્ટિનાં અતિ આવશ્યક અંગ છે એ ઇતિહાસ અને સ્વભાવ ઉપરથી સુપ્રસિદ્ધ છે.

જગતનો ક્રમ એવો છે કે ઘણી વાર તેની તે વાત નવીનરૂપે પ્રાપ્ત થતાં સ્વીકારને પાત્ર થઇ જાય છે, જ્યારે હતી તેવી ને તેવી તે ત્યાગ કરવા યોગ્ય લાગતી હોય છે. વ્યષ્ટિ અને સમષ્ટિના વિકાસને અર્થે આવી યુક્તિઓ સ્વાભાવિક

રીતે જ રચાયલી છે, અને કોઇ કોઈ કાલે કેવલ નવીનતાએ જ પરાક્રમ બતાવ્યાં છે તો કોઇ કોઈ કાલે કેવલ પ્રાચીનતાએ જ સંરક્ષણથી ઘણી ભવ્ય ભાવનાઓનું રક્ષણ કર્યું છે. પાશ્ચાત્ય પ્રજા આજ ભારતવર્ષ ઉપર સામ્રાજ્ય ભોગવે છે એ નવીનતાનો પ્રભાવ છે, તેમ વિશ્વને આત્મોન્નતિ, સ્વાર્પણ, ઐક્ય, અભેદ, આદિ ધર્મબુદ્ધિ પ્રેરનાર ભાવનાઓ, પછી તે ગમે તે નામથી વ્યવહારાતી હોય, ક્રિશ્ચિયન, ઇસ્લામ, બૌદ્ધ ગમે તે નામથી બોલાતી હોય, તોપણ તેવી ધર્મભાવના પ્રેરવામાં એ જ ભારતવર્ષની પ્રાચીનતાનો મહિમા છે. વર્તમાન સમયમાં કોઇ પાશ્ચાત્ય લેખકે વાસ્તવિક વચન ઉચ્ચાર્યું છે કે પશ્ચિમે પૂર્વના શરીર ઉપર જય મેળવ્યો છે, પણ પૂર્વ પશ્ચિમનાં મન અને આત્મા ઉપર જય મેળવશે. પ્રાચીનતાના અતિસેવનમાં ભારતવર્ષે અનેક યુગોનું પારતંત્ર્ય પ્રાપ્ત કર્યું એ પ્રાચીનતાનો અનિષ્ટ અંશ છે, તેમ નવીનતાએ ધીમે ધીમે કેવલ ઐહિકત્વ પ્રાપ્ત કરી નાસ્તિકતાનો સ્પર્શ લીધો એ તેનો અનિષ્ટ અંશ છે. પ્રેમ, શ્રદ્ધા, ભાવના એ પ્રાચીનતામાં જ સંભવે છે. નવીનતામાં અનાસ્તા, અસ્થિરતા, પ્રત્યક્ષતા એનો જ મુખ્ય ભાગ છેઃ આ પ્રકારે, તે તે કાલે તે તે સ્થાને, પ્રાચીનતા કે નવીનતા લાભકારી જણાઈ છે. પરંતુ કોઇ સ્થાને નવીનતાનો ઉદ્ભવ પ્રાચીનતા વિના થયો નથી. એ વાત એટલે સુધી સત્ય છે કે જ્યાં નવીનતાનો અત્યંત અસ્ત થયો છે ત્યાં પણ પ્રાચીનતામાંથી જ તેનો પ્રાદુર્ભાવ થઈ આવે છે. પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખૂટ બલનો ભંડાર છે, નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે; નવીનતા એ પૂર્ણ જોરથી છોડી દીધેલું 'એન્જિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર, 'બ્રેક' છે.

દેશ અને કાલના સંયોગોથી ત્યારે પ્રાચીનતા નવીનતાનું ચક્ર તલે-ઉપર થયાં કરે છે પરંતુ જોવાનું એ છે કે કોઇ પણ પ્રજાને પ્રાચીનતાને છોડીને અથવા પ્રાચીનતાનો અત્યંત ઉચ્છેદ કરીને નવીનતા માત્રનો જ આશ્રય કરવામાં લાભ છે કે નથી? પ્રથમથી જ આપણે કહી આવ્યા છીએ કે દેશની પ્રકૃતિ પ્રાચીનતા છે અને વિકૃતિ નવીનતા છે, મૂલ પ્રકૃતિ વિના વિકૃતિનો સંભવ જ નથી, એટલે પ્રાચીનતા વિના નવીનતા ઊભી રહી શકે એ તો કલ્પનામાં પણ આવવું અશક્ય છે. પ્રાચીનતામાંથી નવીનતાને ઉપજાવવામાં આવે તો જ તે લાભકારી થઇ શકે છે, કેમકે જનસમાજના મનને જે સંસ્કાર લાગેલા હોય છે તે સંસ્કારનો સંબંધ તજ્યા વિના જે નવીન સંસ્કાર પાડવામાં આવે તે સહજે મનમાં ઉતારી શકે છે ને આચારને અસર કરી શકે છે. શાસ્ત્રમાં જેને અધિકાર કહે છે તેનું એ જ સ્વરૂપ છે કે જે અંતઃકરણનો જે સંસ્કાર હોય તે અંતઃકરણને તે સંસ્કારથી આરંભ

કરાવી સર્વ નાનાત્વરહિત, સર્વ અધિકારરહિત, એવા એકરસ અભેદનો આનંદ પામવાનો માર્ગ કરી આપવો. એમ નથી કરવામાં આવતું ત્યાં કેવલ વાણીનો ધર્મ પ્રાધાન્ય પામી અંતરમાં અનાચાર, કપટ, પ્રતારણા, અને એવા દુષ્ટ ભાવોની પુષ્ટિ થાય છે. એમ જ પ્રાચીનતા અને નવીનતાનું પણ છે. જનસમાજનો અધિકાર અર્થાત્ તે તે સત્યને ગ્રહણ કરવાની શક્તિ પ્રાચીનતામાંથી જ ઉદ્ભવે છે, તે અધિકારને વધારી આગળ પહોંચવાનું સામર્થ્ય નવીનતામાંથી આવે છે; પણ એકાએક, પ્રાચીનતા વિના જ નવીનતા પોતાનું સાધ્ય સિદ્ધ કરી શકતી નથી. વિશ્વમાં ક્રમનો નિયમ છે, ને તેથી નવીનતા પણ મુક્ત નથી.

એ વાત સર્વ કોઈને ઇષ્ટ છે કે મનુષ્યે મનુષ્યે કુલ, જાતિ, વર્ણ, આદિ કોઈ કારણથી એક એકથી અસમાન નથી; કિંબહુના, સમગ્ર વિશ્વનો એક પરમાણુ પણ સર્વમય અભેદભાવનાના પરપ્રેમથી બાહ્ય નથી; એ પરપ્રેમના સર્વ આવિર્ભાવ હોવાને લીધે ભાસે છે. પ્રાચીન નવીન સર્વે આ સત્યને સ્વીકારે છે. ઐહિક તેમ પારત્રિક ઉપદેશ આપનારા તેને મુખ્ય માને છે, અને મનુષ્યના ઉન્નતમાં ઉન્નત આચારવિચાર એ ભાવની પુષ્ટિના પ્રત્યક્ષ પરિપાક છે. છતાં પ્રાચીનતાને અનુસરનારા જે વ્યવસ્થા કરે છે તે અધિકારાનુસાર, એટલે કે એ સત્યને સાનુભવ ગ્રહણ કરવાની માનસિક, અથવા, મન, શરીર, નીતિ સર્વને સામટાં લેતાં, આત્મિક શક્તિ અનુસાર કરે છે. અનધિકારીને એ સત્ય કેવલ અસત્યરૂપ થઈ વિષમતામાં ઉતારે છે; અધિકારીને પરમ સમતાનો પ્રમોદ ઉપજાવે છે. વર્ણ, જાતિ, આદિ વ્યર્થ છે એ જાણવા માત્રથી જ સરતું નથી; જેના અંતઃકરણની નીતિની બાજુ એટલી પકવ થઈ નથી કે માનસિક રાગદ્વેષથી મુક્ત થઈ સર્વદા વિશુદ્ધ રહે તેના આગળ એવો ઉપદેશ આવતાં તે પોતાના રાગ-દ્વેષાનુસાર તેનો ઉપયોગ કરી લે છે, સ્વાર્થ અને સગવડની ખાતર નાત-જાતનાં બંધનને તોડી નાખવા તત્પર થાય છે, અને બાહ્ય બંધનને તોડતાં છતાં રાગદ્વેષનાં આંતર બંધનને વધારે સજ્જડ સાંધે છે. કહેવાનું તાત્પર્ય એમ નથી કે જ્ઞાતિબંધન આદિ જે વર્તમાન સમયે કેવલ ક્લેશ અને દુઃખનું જ નિદાન થઈ પડ્યાં છે, તે સર્વથા રાખવાં અને પોષવાં; તેમને, થઈ શકે તો, વિદૂર કરવાં એ સંબંધે કશો વિવાદ નથી. તે કાર્ય કેવે પ્રકારે સાધવું ત્યાં પ્રાચીન અને નવીન પદ્ધતિને વિવાદ છે; આંતર બાહ્યનો વિવાદ છે, પ્રાચીનો અંદરથી બહાર આવવા ઇચ્છે છે. નવીનો બાહ્યના ભેદનો વિનાશ સાધે છે. પ્રાચીનો એમ માને છે કે બાહ્ય ભેદ તે તો કદાપિ મટી શકે તેવા નથી, કોઈને કોઈ રૂપે રહેશે જ, તેમના ઉપરનો આયાસ ફલપ્રદ

નથી, આંતર એટલે અંતઃકરણના જે રાગદ્વેષકૃત ભેદ તે મટે તેવા અને ફલપ્રદ છે, તે મટી જાય તો બાહ્ય ભેદ હાનિ કરી શકતા નથી.

જે અભેદભાવનાથી સર્વમય પ્રેમ એ જ ઇશ્વર અને ઐશ્વર્ય છે તેથી એમ સહજે ફલિત થાય છે કે દુઃખ અને સંકટને જ્યાં હોય ત્યાં નિવારણ કરવા, હલકું કરવા, મનુષ્યમાત્રે પ્રયત્ન રાખવો. અકાલે વૈધવ્ય પામેલી બાલાઓને જે હૃદયનું અને શરીરનું અવિષહ્ય દુઃખ છે તેનું નિવારણ કરવું, જે પતિપત્નીનો યોગ યથારુચિ ન હોય તેને છૂટાં થવાની સગવડ કરી આપવી, એ આદિ ધર્મકાર્ય છે એમ આપાતદષ્ટિએ દેખાય. પરંતુ જે સર્વમય પ્રેમભાવના જીવનમાત્રના હેતુરૂપે ઇષ્ટ છે તે જ મનુષ્યના સર્વ આચારવિચારની નિયંત્રી થવી જોઇએ; ને જો તેમ હોય તો પુનર્વિવાહ કે નાતરાના પ્રચારને મંડલીના એક સંસ્થારૂપે સ્વીકારવામાં હાનિ સ્પષ્ટ જ છે. પ્રેમભાવનાની જે અતિ ઉચ્ચતમ વિશુદ્ધિ અને દઢતા તથા ગાઢતા તે વ્યક્તિમાં આવે નહિ ત્યાં સુધી, સર્વમય પ્રેમનો અધિકાર થઇ શકતો નથી. લગ્ન આદિ સંબંધ આવા અધિકારની પ્રાપ્તિને અર્થે છે ને તે જ જ્યારે શિથિલ અને અનિયમિત તથા દુર્લભ જનસ્વભાવના ક્ષણિક આવેશાનુસાર નિયમાય ત્યારે જીવનનો હેતુ જ વ્યર્થ થવા જાય. એ હાનિ અટકાવવાને સમદષ્ટિની દૃષ્ટિ આગળ એક અને અનિવાર્ય એવા આત્મસંબંધરૂપે લગ્નની ભાવના સ્થિર રહેવી જોઇએ, અને સમષ્ટિની ભાવના વિશુદ્ધ રહે તે અર્થે કોઇ કોઇ વ્યક્તિને દુઃખ આવી પડે તો તેને થાય તેટલું નરમ કરી આપવા કરતાં વધારે થઇ શકવું જોઇએ નહિ. જેમ અસત્ય, ચોરી, વ્યભિચાર, એ પાપને માટે દંડ દેવાય છે, ને તે પાપ કરવાની ગરજ અને અડચણ ગમે તેવી હોય, તેવા પાપને તેની સ્થિતિ જોતાં વાસ્તવિક ઠરાવી શકે તેવી હોય, તોપણ પાપને પાપ જ ગણીને દંડ કરવામાં આવે છે, તેમાં જેમ સમષ્ટિની નીતિભાવના વિશુદ્ધ રાખવાનો મર્મ રહેલો છે, તેમ પુનર્વિવાહાદિના નિષેધમાં-એ સમષ્ટિની પ્રેમભાવના વિશુદ્ધ રાખી જીવનના પરમહેતુની સિદ્ધિનો માર્ગ સુકર કરી આપવાનો જ હેતુ છે. ચોરી આદિ પાપ કરનારને માટે, આપણે, તેની સ્થિતિ વિચારી દયા લાવીએ છીએ, કાલે કરી આપણો તિરસ્કાર પણ તેના ઉપરથી ઉઠાવી લઇએ છીએ, તેમ આવેશોને વશ વર્તી પુનર્વિવાહાદિ કરે તેને પણ તિરસ્કાર અને દ્વેષનાં પાત્ર ન કરતાં દયાનાં પાત્ર કરી લેવાં જોઇએ. પ્રાચીનતા એ જ કહે છે કે એવા પ્રસંગોને અપવાદરૂપ માની દયાથી તેની ઉપેક્ષા રાખવીઃ નવીનતા તેમને નિયમરૂપ કરી લેઇ વિધેય કોટિમાં આણવા યત્ન કરે છે; આમાંથી વિરોધ ઉદ્ભવે છે, બાકી જનસમાજની કોઇ પણ વ્યક્તિના દુઃખથી નવીનતા કરતાં પ્રાચીનતાને ઓછો આઘાત છે એમ નથી.

અને ધર્મના વિષયમાં પણ પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ જેવો માનવામાં આવે છે તેવો નથી. જે પૂર્ણતા, દયા, દીનતા, એકતા સર્વ ધર્મને ઇષ્ટ છે તે જ ઉભયેને ઇષ્ટ છે, અભેદ, પ્રેમ, બ્રહ્મ આદિ નામ પ્રાચીનતાએ તેને જ આપ્યાં છે; નવીનતાએ પણ બ્રહ્મ, ઇશ્વર, આદિ નામ તેને જ આપેલાં દીસે છે. તે જ જીવનમાત્રનું સાધ્ય છે, જીવન તે સાધ્યને અર્થે જ છે. પણ આટલેથી પ્રાચીનતા અને નવીનતા જુદાં પડે છે. નવીનતા પુનઃ પોતાના મૂલ સ્વરૂપ ઉપર જઈ બાહ્ય માત્ર ઉપર વધારે લક્ષ આપે છે, પ્રાચીનતા પોતાના મૂલ સ્વરૂપ ઉપર જઈ આંતરને વળગી રહે છે. પ્રાચીનતા કહે છે કે અધિકારાનુસાર ક્રમે ક્રમે ઉપદેશથી, આચારથી, નિયમથી, અંતર ઉપર આવો; નવીનતા કહે છે કે એ બધો મિથ્યા આડંબર અને સ્વાર્થ છે, એકાએક ઇશ્વરનું સ્મરણ, ભજન, કરવાથી મુક્તિ હસ્તગત છે. નીતિ, દયા, દીનતા, આદિને ઉભયે સ્વીકારે છે ને પૂજ્ય ગણે છે; પણ પ્રાચીનતા જે વ્રત, કર્મ, ઉપાસના, ભક્તિ, શ્રવણ, મનન આદિ અનાદિ કાલથી સાનુભવ ઉપયોગી ઠરેલા માર્ગ છે તેને પ્રમાણ ગણે છે, નવીનતા તે સર્વને અયોગ્ય અને વ્યર્થ કહી ઇશ્વરપ્રાર્થના અને નીતિમત્તામાં જ સર્વસ્વ માને છે. પ્રાચીનતા નીતિ, પ્રાર્થના, સર્વને ઉપયોગી ક્રમરૂપ કહે છે, એ પણ એક અધિકાર છે એમ સ્વીકારે છે, પણ નવીનતા એટલો એ જ એક જ માર્ગ છે, બીજા ખોટા છે એવે આગ્રહે ચઢે છે. 'અહં બ્રહ્માસ્મિ' કહેવાથી જેમ સર્વમય અભેદનો અનુભવ થતો નથી કે ઉન્નત જીવન આવતું નથી, તેમ નીતિના નામ માત્રથી અને ઇશ્વરના ભજનથી પણ સર્વ સિદ્ધ થઈ જતું નથી. જેવો જેવો અધિકાર તેવી તેવી પ્રક્રિયા યોજતે યોજતે છેવટનું ફલ સિદ્ધ થાય છે; અને સર્વત્ર શ્રદ્ધાપૂર્વક આગ્રહ જ કરે છે; પરંતુ કેવલ ઇશ્વરભજન એ જ એક માર્ગ સર્વને માટે છે એ દુરાગ્રહ જ છે.

શાસ્ત્રો અને પ્રાચીન મહાપુરુષોનાં વચનની પ્રમાણતા વિષે પણ પ્રાચીનતા અને નવીનતાને વારંવાર વિરોધ પડે છે. પ્રાચીનતા જે ભાવનાને જીવનના સાધ્યરૂપ માને છે, તે ભાવનાનો પુરાવો જ્યાંથી મળે ત્યાંથી લે છે, અને પ્રાચીન કાલથી પૂજ્ય થયેલાં જે વચનો પોતાના સમજવામાં તત્કાલ ન આવે તેનો વિચાર કરવા થોભે છે; નવીનતા પ્રાચીન વચનોનો બહુ આગ્રહ કરતી નથી, મળી આવે તો પ્રયોજે છે, ન સમજાય તેને સ્વાર્થ ઇત્યાદિ નામ આપી દૂર મૂકે છે, અને ઘણી વાર "જૂના શીશામાં નવો દારુ ભરી લે છે" અર્થાત્ જૂનાં વચનોનો પોતાની રુચિ અનુસાર અર્થ ઉપજાવી લે છે. પ્રાચીનતાને તો અધિકારાનુસાર વિવેક કરવાનો છે, એટલે ઇતિહાસ અને શાસ્ત્રમાં વિચારપૂર્વક જે ટંકાયું છે તેનો તોલ કરી,

પોતાની બુદ્ધિને તેમાં પ્રવેશાવવી છે; નવીનતાને અધિકારની અપેક્ષા નથી, તુરત જ બધી વાત બંધબેસતી કરવી છે, એટલે પોતાની બુદ્ધિને પ્રાચીન ઉક્તિઓમાં પ્રવેશાવવાને સ્થાને તે ઉક્તિઓના ઉપર પોતાની બુદ્ધિને સ્થાપવી છે. પ્રાચીનતા હૃદય, દીનતા, પ્રેમ, અને તે દ્વારા જ્ઞાન તથા જ્ઞાનનો વિસ્તાર ઇચ્છે છે, નવીનતા બુદ્ધિ, સ્વતંત્રત્વ, અભિમાન તેનાથી જ્ઞાન અને જ્ઞાનનો વિસ્તાર કરવા ધારે છે; છતાં ઉભયેનું સાધ્ય ભિન્ન નથી. પ્રાચીનતા અને નવીનતા ઉભયે સંસારમાં, રાજ્યમાં, ધર્મમાં સર્વત્ર સત્ય અને અભિવૃદ્ધિ અર્થાત્ ઉન્નતિને જ ઇચ્છે છે. ઉભયના માર્ગનો ભેદ છે, લક્ષ્યનો ભેદ નથી.

આવી રીતે ઉદાહરણ જોવા જઇએ તો અનેક મળી આવે તેમ છે. તાત્પર્ય એ છે કે પ્રાચીનતા અને નવીનતા એકના એક સાધ્ય ઉપર લક્ષ રાખ્યા છતાં, માર્ગ ભિન્ન ભિન્ન લે છે, ને તેથી વારંવાર વિરોધ જણાઇ આવે છે, પણ તે વિરોધ દેખાય છે તેટલો ઊંડો નથી કે ઉભયના ફલમાં પરિણામે ભેદ નથી. પ્રાચીનતા જ્યાં હોય ત્યાંથી ખસવા ન ઇચ્છે તો જેમ ક્લેશ અને હાનિને પાત્ર થાય છે, તેમ નવીનતા હોય ત્યાંથી ખસવાની અને દેશકાલાનુસાર ઊપજી આવતા સંસર્ગોને અનુકૂલ થઇ જવાની આતુરતામાં બહુ વાર અકૃત્ય કરી બેસે છે. સ્થિરતા, દૃઢતા, શાન્તિ એ જેમ કાર્યમાત્રની સિદ્ધિને આવશ્યક છે, તેમ તેનાં તે જ બહુ વધી જાય તો હાનિકર્તા છે; સાહસ, ચાંચલ્ય, પરાક્રમ, એ જેમ સાધ્યને સિદ્ધ કરવા આવશ્યક છે તેમ બહુ વધી જાય તો ઉન્માદ અને હાંસીનાં જ નિદાન થાય છે. મધ્ય માર્ગ સર્વત્ર સારો છે. પ્રાચીનતા અને નવીનતા એ પરસ્પરનાં મન અને શરીર જેવાં આવશ્યક અંગ છે, તેમનો વિરોધ હોવાથી વ્યાધિ, ક્લેશ, અને દુઃખ નીપજે છે, તેમની સમતા અને સમાધાનીથી સુખ શાંતિ અને વિજયની ઉત્પત્તિ થાય છે.

'સુદર્શન' : ઓક્ટોબર, ૧૮૯૭.

# પ્રાચીન અને નવીન

વર્તમાન સમય એ ભૂતનું બાલક અને ભવિષ્યનો પિતા છે. વર્તમાન સમયે મનુષ્યો ભવિષ્યનો આકાર સમજવા મથતાં ભૂત ઉપર દૃષ્ટિ કરી તેમાંથી કોઇ આધાર ગ્રહવા ઇચ્છે છે. અસ્પષ્ટ, અજ્ઞાત અને અનનુભૂત એવા ભવિષ્યને સમજવા સ્પષ્ટ, જ્ઞાત અને અનુભૂત એવા ભૂતમાંથી જ જનસમાજે, સર્વ કાલે, સર્વ પ્રસંગે, નવું સામર્થ્ય, નવું

બલ, પ્રાપ્ત કર્યું છે અને ઉન્નતિનો માર્ગ દીઠો છે. એમ પ્રાચીનતાનો આશ્રય કર્યા વિનો નવીનતાને ચાલતું જ નથી; એકલી નવીનતા વિનાશકારક થઇ પડે તેમ છે તેમ એકલી પ્રાચીનતા પણ દુરાગ્રહી થઇ વિનાશ જ પ્રાપ્ત કરે છે, આ વિષયે આ પત્રમાં થોડાક માસ ઉપર ચર્ચા થઇ ગઇ છે, અને પ્રાચીનતા તથા નવીનતાનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર કરવા યત્ન થયો છે. એની એ જ ચર્ચાને આગળ વધારી, વર્તમાન સમયની આપણી સ્થિતિનો વિચાર કરી, કેવા માર્ગમાં આપણું શ્રેય છે તે જોવાને યત્નવાન થઇએ.

એવા પ્રસંગો ઘણી વાર ઇતિહાસમાં આવી ગયા છે કે જે પ્રાચીન ભાવનાઓ એકવાર શ્રદ્ધા અને વિશ્વાસ પ્રેરી જનસમાજને કર્તવ્ય કરાવતી તેની તે જ નિઃસાર અને અવિશ્વાસ્ય જણાઇ કાંઇ પણ કર્તવ્ય કરાવી શકવા અસમર્થ થઇ પડેલી. વેદ અને ઉપનિષદ્‌ની જે ભાવનાઓએ અનેક મહાત્મા, મહારાજા, વીર, પંડિત, કવિ, શોધક, આદિ નીપજાવ્યા, આખું આર્યાવર્તનું સામ્રાજ્ય ભોગવ્યું અને મનુષ્યને સંસારની વિટંબના પારનું પરમસ્થાન પ્રાપ્ત કરવાનો માર્ગ સમજાવ્યો, તે જ ભાવનાઓ આજ આપણી શ્રદ્ધાને પાત્ર થતી નથી, ઘણાક તર્કવિતર્ક કરી જોયા પછી પણ આપણે તે ભાવનાઓને બુદ્ધિથીએ સ્વીકારતાં આનાકાની કરીએ છીએ, ત્યાં શ્રદ્ધા અને શ્રદ્ધાજન્ય કર્તવ્યમાં એ ભાવનાનું અપરોક્ષ થઇ આપણી ને આપણા દેશની ઉન્નતિનો માર્ગ તે કરી આપે એની તો વાત જ કયાં? આવા પ્રસંગો ઇતિહાસમાં જ્યારે જ્યારે આવ્યા છે ત્યારે ત્યારે જનસમાજ આગળ કે પાછળ વધ્યા કે હઠયા વિના એક પ્રકારની વિલક્ષણ નિદ્રામાં પડી રહી સડવાં જ ગયો છે, અને તેમાંથી નવું રૂપાંતર થવાને બહુ વાર લાગેલી છે. આર્યાવર્તની વર્તમાન સ્થિતિ કાંઇક એવા પ્રકારની છે. જ્યારે એવી સ્થિતિ થાય છે ત્યારે ભવિષ્ય બહુ અસ્પષ્ટ હોય છે, ને ભૂત ઉપર જ મનુષ્યો દૃષ્ટિ કરે છે. અનેક પ્રકારે ભૂતને સમજવા, વર્તમાનમાં લાગુ કરી ભવિષ્ય ઉપજાવવા, મનુષ્યો મથે છે. ચોંટી બેઠેલા જનસમાજના ગાડાને આગળ ચલાવવા યત્ન કરે છે; પણ જ્યાંસુધી વર્તમાન સમયને અનુકૂલ થાય એવી કોઇ શક્તિ ભૂતમાંથી પ્રાપ્ત થતી નથી ત્યાંસુધી આગળ વધવાનો કે વૃદ્ધિનો માર્ગ થઇ શકતો નથી.

પ્રાચીન ભાવનાઓમાં જ શ્રેય છે, પ્રાચીન સ્થિતિ ઉપર આપણે પુનઃ જઇએ તો વર્તમાનની જડતામાંથી મુક્ત થઇ કર્તવ્યને માર્ગે ચઢી ઉન્નતિ પ્રાપ્ત કરીએ આવું એક મત છે; પ્રાચીનતાનો અનાદર કરી વર્તમાનમાં જ આપણને જે યોગ્યાયોગ્ય સમજાય તે માર્ગે ચઢી ભવિષ્યને ઉપજાવી લેવું

એમ નવીન પક્ષનો આગ્રહ છે. પ્રાચીનતા એકલી દુરાગ્રહ અને જડતાનું રૂપાંતર છે, નવીનતા એકલી વિનાશ અને વિરોધનું રૂપાંતર છે; વૃદ્ધિ અને ઉન્નતિનો માર્ગ નવીનતા કરે છે, તે માર્ગને યથાર્થ રીતે યોજવાનું પ્રાચીનતાના અધિકારમાં રહે છે, અર્થાત્ જે સત્ય માર્ગ છે તે પ્રાચીન અને નવીન એ ઉભય અંતની મધ્યમાં છે, તેમાં પણ પ્રાચીનતામાંથી જ નવીનતાએ વર્તમાનને ભવિષ્યરૂપે કરી લેવાની કૂંચી શોધી લેવાની છે. પ્રાચીનતાના ભંડાર કરતાં અન્યત્રથી આણેલી કૂંચી વર્તમાનને ભવિષ્ય થતાં અટકાવી રાખનાર જે તાળું છે તેને ઉઘાડી શકનાર નથી. આપણા ભૂતકાલમાં જ અનેક ભાવનાઓ યોજાયેલી છે તેમાંની, વર્તમાનને, કોઈ યથાયોગ્ય બલ અર્પનારી નીવડશે એટલું વિચારી, તે ભાવનામાં જ પ્રાચીન અને નવીન ઉભયે પક્ષ એકતા ગ્રહે તો શ્રેયનો માર્ગ નિર્વિઘ્ને સિદ્ધ થયા વિના રહે નહિ.

અને એ રીતે ભૂતનો પ્રયોગ કરતાં પૂર્વે આપણા વર્તમાનને પરિપૂર્ણ રીતે સમજવાનો યત્ન કરવો જોઈએ; એ સમજ્યા પછી ભવિષ્યને અર્થે આપણને શાની આવશ્યકતા છે તેનું કાંઈક ભાન થવું જોઈએ. આપણી વર્તમાન સ્થિતિ અનેક કારણોમાંથી ઊપજી આવી છે. આપણે ગુજરાતના કે મુંબઈ ઈલાકાના કે હિંદુસ્તાનના જ રહેવાશીરૂપે આપણી સ્થિતિને વિચારવાની નથી, સમગ્ર મનુષ્યસમષ્ટિના એક અંગરૂપે આપણી સ્થિતિનો આપણે વિચાર કરવાનો છે. આપણી પ્રાચીન ભાવનાઓના સમયમાં આપણે જે સુખ શાન્તિ અને ઉન્નતિ ભોગવતા હતા તેનો વિનાશ થવામાં મુખ્ય કારણ એ ભાવનાઓમાંનો રસ આપણા હૃદયમાંથી સૂકાઇ ગયો એને જ માનવું પડે, એ તો નિર્વિવાદ છે. એવો પ્રસંગ લાવનાર બાહ્ય કારણો વિવિધ પ્રકારનાં ઊપજી આવ્યાં. સિકંદરથી તે બ્રિટનોના સામ્રાજ્ય પર્યંત બે હજાર વર્ષમાં આપણે પરદેશીઓની રાજકીય તેમ રાજ્યને અંગે આવશ્યક છે એવી સાંસારિક અસરોથી અનેક અનેક રૂપાંતર પામતા રહ્યા. આપણી પ્રાચીન ભાવનાની સસારતાને લીધે તે ભાવના ઉપરથી આપણાં રૂપાંતરો આપણને ખસેડી શક્યાં નહિ, પણ એ રૂપાંતર ઉપજાવનાર કારણો એટલું તો કરી શક્યાં કે એ ભાવનાઓમાં જે રસ હતો તે સૂકવી નાખી, આપણા હાથમાં શબ્દ માત્ર જ રહેવા દઈ, આપણને કર્તવ્ય પ્રેરનાર શ્રદ્ધા અને વિશ્વાસથી ભ્રષ્ટ થવાનો માર્ગ તેમણે કરી આપ્યો. એમ થવાથી કર્તવ્યને ચૂકી આપણે વિવિધ પ્રકારની ભ્રષ્ટતામાં પડયા; ઘરમાં, વ્યવહારમાં, નીતિમાં, સાહિત્યમાં—સર્વત્ર—ભ્રષ્ટતાનું સામ્રાજ્ય થયું. કોઈ વીર, ધાર્મિક, મહાત્મા, પંડિત, કવિ, રાજા, એવો આપણામાં એ બે હજાર વર્ષમાં થયો નહિ કે

જે સમગ્ર આર્યપ્રજાનો ઉદ્ધાર કરી શકે. અનેક નાની નાની વ્યક્તિઓએ અતુલ બલ અને ભવ્યતાથી પ્રાણાર્પણ કર્યો, પણ દેશકાલ અનુકૂલ ન થવાથી કર્તવ્યની પરાકાષ્ઠાને તેમના પ્રયત્નો પહોંચી શકયા નહિ. એવામાં, પાશ્ચાત્ય રાજસત્તા આપણા ઉપર સર્વોપરિ થઇ, અને રાજ્યને અંગે પાશ્ચાત્ય વિચારશ્રેણીઓનું રાજ્ય આપણાં મન અને હૃદય ઉપર, આપણા ઘરમાં ને દેવાલયોમાં, ધર્મમાં ને કર્તવ્યોમાં, ભૂતમાં ને ભવિષ્યમાં, અધિકાર ભોગવવા લાગ્યું. ભૂતની અશ્રદ્ધાથી પતિત થયેલા, કર્તવ્યને ભૂલી ગયેલા, આપણે પાશ્ચાત્ય ભાવનાઓને મોહથી શ્રેયસ્કારિણી માની આપણા આચાર-વિચારમાં દાખલ કરવા લાગ્યા. જે મહાપુરુષોએ એ ભાવનાને અનુસરતાં પરમ સ્વાર્પણનો ભોગ આપ્યો છે તેમનો ઉદ્દેશ, આપણે અત્ર કહીએ છીએ તેનો તે જ હતો; વર્તમાનમાંથી ભવિષ્ય ઉપજાવવાનો હતો, પણ ભૂતનું સ્વરૂપ યથાર્થ રીતે ધ્યાનમાં ન લેવાથી તેમને દેશકાલ અનુકૂલ થયો નહિ; વર્તમાન યંત્રની તે કલ તેમને હાથ ન આવી કે જેને દબાવવાથી એ યંત્ર ગતિમાન થઈ ભવિષ્યને પ્રાપ્ત કરે એ નિષ્ફલતાનો પ્રત્યાઘાત પ્રાચીનતાને જ પ્રાધાન્ય પમાડનાર નીવડયો. પણ શબ્દમાત્રરૂપે અવશેષ એવી પ્રાચીન ભાવનાઓ જનસમાજને શ્રદ્ધા અને વિશ્વાસ ઉપજાવી સ્વાર્પણપૂર્વક કર્તવ્ય કરાવવા અસમર્થ હતી તેવી ને તેવી જ રહી. નવીન પક્ષ જેમ વર્તમાનને ગતિમાં મૂકી શકતો નથી, તેમ પ્રાચીન પક્ષ વર્તમાનને ગતિમાં મૂકવાનો માર્ગ કરી શકતો નથી.

પ્રાચીન ભાવનાઓમાં મુખ્ય રસ એ હતો કે એકતા, અભેદ, સમષ્ટિ, તેની ભાવના મનુષ્યની દૃષ્ટિ આગળ રાખવી, તેના હૃદયમાં રોપવી, અને તેને એ રીતે સમષ્ટિદૃષ્ટિએ કર્તવ્યપરાયણ કરવું. પાપ, પુણ્ય, સ્વર્ગ, નરકની યોજનાઓ, ધર્મ, કર્મ, યજ્ઞ, યાગ, ઇત્યાદિના વિસ્તારો, દ્વૈત અદ્વૈત આદિ ભાવનાપ્રધાન તત્ત્વવિવેચનો, તે સર્વનું તાત્પર્ય એટલું જ જણાય છે કે મનુષ્યને સ્વત્વ ભુલાવી સમગ્રત્વની દૃષ્ટિએ પહોંચાડવું, સ્વાર્થ અને સ્વજીવનમાં કૃતાર્થતા માનવાનું મુકાવી પરાર્થતા અને સર્વમય જીવનમાં કર્તવ્ય સમજતું કરવું. આપણી ભૂતકાલની ભાવનાઓમાંથી જે રસ સુકાઈ ગયો તે જ આ સમષ્ટિદૃષ્ટિ કરાવી કર્તવ્ય કરાવનાર રસ હતો. આપણા હાથમાં એ રસ વિનાના શબ્દો જ રહ્યા અને બુદ્ધિવિલાસોએ એક એક શબ્દને આધારે અનેક અનેક રચનાઓ કરી જેટલા શબ્દ એટલા ધર્મ અને એટલી નાત, જાત, વર્ણ, આદિના ભેદ વિસ્તાર્યા; આપણી ધાર્મિકતાનો સાર એટલી હસવા જેવી હદે પહોંચ્યો કે આભડછેટ અને વટાળ વિના બીજી વાતે ધર્મને આપણે સમજતા જ રહ્યા નહિ. આ પ્રકારે ઘરમાં, દેવાયતનમાં, વિચારમાં,

વ્યવહારમાં, રાજ્યમાં, સાહિત્યમાં સર્વત્ર ભેદનું જ પ્રાધાન્ય થઈ ગયું, શબ્દપાંડિત્યનું સામ્રાજ્ય થયું અને આપણો અધઃપાત પરિપૂર્ણ થયો. પ્રાચીન ભાવનામાત્રનો હેતુ જે સમષ્ટિભાવના અથવા અભેદભાવના, આર્યસંસારના બંધારણનો મૂલ પાયો જ છે, કુટુંબભાવના અથવા અભેદભાવના, તેને સ્થાને ભેદભાવનાનું સામ્રાજ્ય થઈ, વ્યષ્ટિ વ્યષ્ટિએ નવે નવાં કર્તવ્યો ઉદ્ભવ્યાં. પાંચ પચીશ મનુષ્યની એક નાની સરખી મંડળીને પણ જો સર્વસામાન્ય એક જ ઉદ્દેશ ઉપર લક્ષ ન હોય તો તેના પ્રત્યેક સભાસદનું ગમે તેટલું બલ કામ આવતું નથી; તો પચીશ કરોડની એક આખી પ્રજાને સમષ્ટિભાવના જ રહી નહિ, કોઈ એક સર્વસામાન્ય સાધ્ય રહ્યું નહિ, ત્યાં ભેદભાવનાએ સ્થાપેલાં વ્યષ્ટિ વ્યષ્ટિનાં કર્તવ્ય વ્યર્થ, અસાર, અને નિષ્ફલ નીવડવા લાગે એમાં આશ્ચર્ય નથી. અને નિષ્ફલતા એ નિરાશાની માતા છે. નિરાશ થઈ આપણે આપણા પોતાના ઉપર પણ અશ્રદ્ધા કરવા લાગ્યા, કર્તવ્યના માર્ગથી અત્યંત ભ્રષ્ટ થઈ ગયા. આવી ભ્રષ્ટતાનું ફલ પરાધીનતા, ભારવાહિતા, કલેશ, વિગ્રહ, દુઃખ, વિપત્તિ એ વિના બીજું ક્યાંથી હોય?

આમ અનેક કારણોથી આપણા ઉપર ભેદનું સામ્રાજ્ય વર્તવા લાગ્યું. ભૂતને આપણે સમજી પણ શકતા નથી, ભૂતકાલની ભાષા જ અભેદની ભાષા છે, આપણે તો હવે ભેદ વિના બીજી ભાષા સમજતા જ નથી. આવી સ્થિતિમાં પાશ્ચાત્ય ભાવનાની ભાષાએ આપણા હૃદયમાં પ્રવેશ કર્યો. તે પણ ભેદમયી, અહંબુદ્ધિ, વ્યષ્ટિપ્રધાન ભાવનાની ભાષા છે; તેને આપણે તુરત ગ્રહણ કરી, તેમાં આપણા ભવિષ્યનો માર્ગ દેખવાને આંખો ઉઘાડી. પરંતુ વર્તમાન સ્થિતિ આપણને અનંત નિરાશા અને નિષ્ફલતાને જ નિરવધિ માર્ગ બતાવે છે એ કરતાં બીજું ભવિષ્ય એ રીતે પણ આપણને જણાયું નથી. પુનઃ વર્તમાન ભ્રષ્ટતામાં વિરમવું, કર્તવ્યભ્રષ્ટ થવું, જે થાય તે થવા દેવું, એવા કૃપણ પ્રલાપોમાં આપણો આશ્રય છે. દેશમાં નિર્ધનતા વધી છે, અનાચાર અને અનીતિનો પ્રસાર પૂર્ણપણે થયો છે, વિગ્રહ, પ્રતારણા, વિરોધ એ આદિ પાશ્ચાત્ય વ્યસનો આપણે ગળે પડયાં છે. ભેદભાવનાની ભ્રષ્ટતામાં આ નવી ભેદભાવનાએ અનંતગુણ વૃદ્ધિ કરી આપી છે. નવીન અને પ્રાચીન ઉભયે આ ભ્રષ્ટતા આગળ સ્તબ્ધ થઈ ઊભા છે; કર્તવ્ય શામાં છે, ક્યાં છે, તે નક્કી કરવાને અનેક સમાજો, પરિષદો, કૉન્ગ્રેસો, મથન કરે છે, વર્તમાન હજી પણ ભવિષ્યનો માર્ગ કરવાને વળતું નથી.

પરંતુ પાશ્ચાત્ય સંસર્ગોથી આપણને જો કોઈ પણ લાભ થયો હોય, પાશ્ચાત્ય રાજકર્તાઓએ જે શાન્તિ આપણને એકાદ શતકથી અર્પી છે તેનું

કોઇ પણ ફલ થયું હોય તો તે એ છે કે આપણા હૃદયમાં હવણાં હવણાં આપણે ભવિષ્યમાં જે સિદ્ધ કરવાનું છે તેનું કાંઇક ભાન થવા લાગ્યું છે. આપણે અભેદભાવનાને પૂજવા માંડવી જોઇએ એવું, પાશ્ચાત્ય દેશોમાં પણ અત્યારે વ્યષ્ટિપ્રધાન ભાવનાઓનો તિરસ્કાર થાય છે અને જનતા-(humanity)-ની સમષ્ટિભાવનાનો આદરપૂર્વક સત્કાર થાય છે તેથી એ, આપણને વિશ્વાસપૂર્વક સમજાતું જાય છે. 'ઘણાનું ઘણું સુખ' ઇત્યાદિ નીતિધોરણોએ કર્તવ્યને દોરવાની જે પ્રણાલિકાનો ઉદ્ઘોષ કહીં કહીં આ દેશમાં પણ સંભળાય છે તે આ સમષ્ટિપ્રધાન ભાવનાનું ફલ છે. એ ધોરણમાં જે દૂષણો છે તે ઉપર હવણાં લક્ષ કરવાનું નથી, વ્યષ્ટિવ્યષ્ટિએ પોતાની રુચિ અનુસાર કર્તવ્ય કરવાના માર્ગને લીધો એ વાત આપણા ભવિષ્યમાં આપણને શાની ગરજ છે તે દર્શાવવાને ઉપયોગી છે. આખા વિશ્વમાં અત્યારે સમષ્ટિભાવના ઉપર અભિરુચિ થવા લાગી છે; કર્તવ્યના અને નીતિના સ્વરૂપને વિચારનાર પંડિતો અને તત્ત્વજ્ઞો સમષ્ટિભાવનાને જન-પ્રવૃત્તિની નિયામક ઠરાવવા લેખો વિસ્તારી રહ્યા છે. અભેદભાવનામાં જ વિશ્વનું કલ્યાણ છે એમ ઉદ્ઘોષ થઇ રહ્યો છે. આપણે પણ બે હજાર વર્ષથી ભેદભાવનામાં અથડાઈ, કૂટાઈ દબાઈ મરણપ્રાય થયા છીએ, આપણું પોતાનું જે હતું તે ખોયાથી એવી અધમતામાં પડયા છીએ, જે અભેદ-ભાવના અત્યારે આખા વિશ્વને અર્પવાનો યત્ન થવા લાગ્યો છે, પદાર્થવિજ્ઞાન, તત્ત્વશાસ્ત્ર, સાહિત્ય, રાજ્ય સર્વમાં પરિણામ (evolution), અદ્વૈત, નવીન કાવ્ય વાર્તા, પ્રજાસત્તાક, આદિરૂપે જે અભેદભાવનાના ભણકારા વાગી રહ્યા છે, તે જ આપણને પણ ઉગારનારી, ઉદ્ધારનારી, વર્તમાનથી ભવિષ્યમાં લેઈ જનારી નીવડશે એવું ભાન આપણને પણ થવા લાગ્યું છે.

અધઃપાત અને ભ્રષ્ટતામાં પડેલો કોઈ પણ પ્રજાનું ઉત્થાન ત્યારે જ થવા લાગે છે કે જ્યારે ભેદદૃષ્ટિ ટાળીને સર્વસામાન્ય એવી અભેદની દૃષ્ટિ ઉપર સમગ્ર પ્રજાનું લક્ષ સ્થિર કરાવનાર કોઇ પ્રસંગ ઊપજી આવે. એવા પ્રસંગોને જ ચમત્કાર, ઈશ્વરેચ્છા, આદિ નામો અપાયાં છે; મહાપુરુષોનાં પ્રાણાર્પણો પણ એવા પ્રસંગ લાવવામાં પરમ ઉપયોગી થયાં છે; પ્રજાઓનાં ભવિષ્ય એમ જ રચાયાં છે ને ઈતિહાસનો પ્રવાહ એવી જ રીતે વહ્યો છે. મહાપુરુષો પોતે જે સમયે થયા છે તે સમયે અરુચિ અને તિરસ્કારને પાત્ર થઇ મરી ગયા છે, કારણ કે તેમની વાણી સમજવાને તેમના સંબંધીઓ તત્પર ન હતા; પણ તેમની વાણી જ તેમનો તિરસ્કાર કરનારના પુત્રો ઉચ્ચારતા થયા છે. આપણા દેશમાં 'સુધારો' જેને આપણે નવીન પક્ષ કહીએ છીએ તે ઉપજાવનાર સજ્જનોનો આશય, વર્તમાનને ભવિષ્યમાં

ઉતારવાનો જ હતો; વિશ્વમાં જે અભેદભાવના ઉપર શ્રદ્ધા થતી આવે છે તેનું પ્રતિબિંબ પ્રાપ્ત કરી તે પ્રતિબિંબનું પરાવર્તન તેમની આસપાસનાં હૃદયોમાં કરાવવાનો જ તેમનો હેતુ હતો. સમયની પ્રતિકૂલતાથી તે નિષ્ફલ થયા તથાપિ તેમના હેતુ અને ઉદ્દેશને માટે તેમને ધન્યવાદ આપવામાં કશો સંકોચ રાખવાનું કારણુ નથી, અદ્યાપિ પણુ એ પ્રતિકૂલતા ન્યૂન થઈ નથી, ઊલટી વધી છે; અને તે વધારાનાં કારણો છે. નવીન પક્ષના મૂલ સ્થાપનારમાં નર્મદાશંકર જેવા મન કર્મ અને વાણીની એકતા રાખનારા મહાત્માઓ થઈ ગયા છે, અને તેમના ઉપરની શ્રદ્ધાએ જ એ પક્ષને કાંઈક કાલ જીવતો રાખ્યો છે; પરંતુ ઉપદેશ આપનાર જ જે ઉપદેશ ઉપર પોતાના કર્તવ્યમાં શ્રદ્ધા દર્શાવે નહિ તે ઉપદેશ ગ્રહ્ય થતો નથીઃ એ કારણુથી નવીન પક્ષ નિર્બળ થઈ ગયો. એક બીજું કારણુ પણુ પ્રસિદ્ધ છે. અભેદભાવનાનો અપરોક્ષાનુભવ અંતરમાં થયા પછી બહાર થઈ શકે છે; વિચારમાત્રને માટે એ જ નિયમ છે. બહારથી અંદર ઊતરવાનો યત્ન કરવામાં પ્રતારણા અને જૂઠનો જ વિસ્તાર થાય છે. એટલે પોતાના જ ઉપદેશ જેટલા સ્વાર્પણુના સામર્થ્યના અભાવ ભેગી આ પદ્ધતિ પણુ નવીન પક્ષને પ્રતિકૂલ થઈ પડી. અને જે મુખ્ય પ્રતિકૂલતા થઈ પડી તે ઐતિહાસિક પ્રતિકૂલતા હતી. વર્તમાનમાંથી ભવિષ્ય ઉપજાવવાનો માર્ગ ભૂતનો ત્યાગ કરવાથી કદાપિ સિદ્ધ થતો નથી; ભૂતના અનુભવ અને પ્રકાશ વિના અદૃશ્ય અને અસ્પષ્ટ એવા ભવિષ્યમાં ઝંપલાવવાનાં, સાહસ, સામર્થ્ય અને શ્રદ્ધા કોઈને આવતાં નથી.

નવીન પક્ષની નિષ્ફલતાના પ્રત્યાઘાતમાંથી પ્રાચીન પક્ષનો ઉદ્ભવ થયો છે; પ્રાચીન પક્ષ સ્વતઃ વર્તમાનને સમજી ભવિષ્યમાં ઊતરવાને ઉદ્દેશે ઉદ્ભવ્યો નથી; આમ માનવાનું કારણુ એટલું જ છે કે પ્રાચીન પક્ષ ઉપર જે રુચિ અને પ્રીતિ તથા આદર થયાં છે તે બહુ ભાગે, સોમાં પંચાણું જેટલા ભાગે કેવલ વહેમરૂપ, અંધશ્રદ્ધારૂપ, સ્વાર્થ સાધવાના એક પ્રકારરૂપ, કે ધાર્મિક નીતિમાન ગણુાવાની લાલસાના એક માર્ગરૂપ દેખાય છે. પ્રાચીન પક્ષની સમગ્ર પ્રવૃત્તિમાં ભેદનું જ પ્રાધાન્ય દેખાય છે. નવા નવા પંથ, સંપ્રદાય, આચાર્ય અને તેમના શિષ્યોના કલહ, વિગ્રહ, દ્વેષ અને ઈર્ષ્યાના પ્રકારો, ગુરુ અને આચાર્યોને સર્વસ્વનું સમર્પણુ કરી અંધ થનાર પામરોની કર્તવ્યભ્રષ્ટતા; એ વિના બીજું પ્રાચીન પક્ષની પ્રવૃત્તિમાં ક્વચિત જ નજરે પડે છે, અને એ પક્ષની મુખ્ય હિમાયત કરવા છતાં આવો સ્વીકાર કરવામાં અમોને કશો બાધ જણુાતો નથી, કેમકે પ્રાચીન પક્ષ જ્યાં સુધી વર્તમાનની યથાર્થ ગણુના કરી ભવિષ્યનું દર્શન પામ્યા વિના કેવલ

પ્રાચીન એ નામને જ પૂજે છે ત્યાંસુધી તે કલ્યાણથી અતિ વિદૂર ને વિદૂર જ છે એવું અમારું મત છે. એક પાસા નવીનો સાથે વિવાદ કરી પ્રાચીનતાનો આગ્રહ ધારણ કર્યા છતાં, પ્રાચીન પક્ષના અનુયાયીઓનું અનુમોદન અમોને મળી ન શકવાનું આ જ કારણ છે. પરંતુ એ વિવાદ કે એ અનુમોદનની દરકાર વિના એટલું કહેવું જ પડે છે કે પ્રાચીન પક્ષે આપણા વર્તમાન અને ભવિષ્યનું માપ લીધા વિના જ ભૂતમાં ઝંપલાવ્યું છે, અને જે કર્તવ્યભ્રષ્ટતામાંથી છૂટવાનો માર્ગ શોધવા માંડયો છે તેમાં ને તેમાં જ તેમની સ્થિતિ હજી રહી છે. વર્તમાન અને ભવિષ્યને સમજી કર્તવ્યની શોધ કરવાનો જે ઉન્નતિનો માર્ગ છે તે ધ્યાનમાં લેઈ પ્રાચીન કે નવીનનો આદર કરવાનો વિચાર રાખવો ઉચિત છે; એ ધોરણે જોતાં અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે.

પરંતુ પ્રાચીન અને નવીન ઉભયની મધ્યમાં સ્થાન લેવું એ જ વર્તમાન સમયે કર્તવ્ય છે. સમગ્ર વિશ્વની ઉન્નતિને અર્થે જે અભેદભાવના અત્યારે જનમાજની પૂજાનો વિષય થતી ચાલે છે તે આપણને આપણા ભૂતમાં સમગ્રરૂપે તૈયાર રહેલી મળી શકે છે. અન્ય દેશના જનો જ્યારે હજી એ ભાવનાના ઝાંખા ઝાંખા પ્રકાશને ગ્રહણ કરી તેને દર્શાવવાની ભાષા અને વાક્યરચના પણ નવી ગોઠવવા બેઠા છે, ત્યારે આપણી પાસે તો તે ભાવનાના મધ્યાહ્નનું વર્ણન કરનારાં ઉત્તમોત્તમ કાવ્યો ને શાસ્ત્રોની ભાષા વિદ્યમાન છે. એ ભાષામાંથી જે રસ જતો રહ્યો છે, જે ધ્વનિ નીકળી ગયો છે, તે અર્પવો એ જ આપણા હૃદયનું આ સમયે કર્તવ્ય છે. નવીન પક્ષે ભૂત ઉપર લક્ષ કરીને આ ભાષામાં રસ ઊમેરવાનો યત્ન કર્યો હોત તો તેનો વિજય સમીપ હતો; ભૂતથી છૂટા પડીને તેણે જે પ્રવૃત્તિ કરી તેમાં જ તેની નિષ્ફલતા નીવડી. હવે નવીન પ્રાચીન સર્વ કોઈએ અભેદની સમષ્ટિભાવના ઉપર શ્રદ્ધા અને ભક્તિ પ્રાપ્ત કરવા યત્નવાન થવું જોઈએ; સમગ્ર જનસમાજની વર્તમાન સ્થિતિ અને પ્રવૃત્તિ એ જ બોધ આપે છે. એમાંથી આપણા સંસાર પરમાર્થ સર્વની ઉન્નતિ થવાનો માર્ગ છે; વર્તમાનને ભવિષ્ય કરી લેવાનો પ્રસંગ છે.

'સુદર્શન' : ડીસેમ્બર, ૧૮૯૭

# એક આવશ્યક સ્પષ્ટીકરણ

વર્તમાન સમય આર્ય દેશના પૂર્વ સંઘટ્ટની દશાનો સમય છે. ભૂતકાલમાં પ્રાચીનતા માત્ર જ માન્ય ગણાતી. એ સમયનો તિરસ્કાર કરવાને પાશ્ચાત્ય સંસર્ગબલ પ્રાપ્ત કરતાંવેત જ આપણે પ્રવૃત્ત થયા, પણ તેમાં કાંઇ ફાવ્યું નહિ. પુનઃ પ્રાચીનતાનું બલ સર્વોપરિ નીવડવાનો પ્રસંગ આવ્યો. આજ પર્યંત પ્રાપ્ત કરેલી નવીન સંસ્કારની અસરો અને તેની સામે પ્રાચીનતાની ભાવના એ ઉભયનો સંઘટ્ટ આ સમયે ચાલે છે. ભાવિ શું થશે એ કોઈથી કહી શકાતું નથી; પરંતુ જ્યાં બે પક્ષ પડે છે ત્યાં પક્ષપાતના તેજથી દૃષ્ટિ ઘણીવાર એવી ઝાંખ મારી જાય છે કે સત્ય કવચિત્ બે પક્ષની વચમાં જ રહી જાય છે; એટલે પ્રામાણિક બુદ્ધિથી અવલોકન કરનારને ઘણી સાવધાનીથી આ સમયે વર્તવું આવશ્યક છે. આ લેખનો લખનાર પોતે પણ તેમ રહેવાનો પ્રયાસ કરવા છતાં ભૂલ નહિ કરતો હોય એમ કહેવાનું તાત્પર્ય નથી.

પ્રાચીન નવીન બે વાર્તામાંથી કઈ ખરી છે? આ પ્રશ્નનો નિર્ણય કરતાં પૂર્વે ઉભય પક્ષનું સૂક્ષ્મ અવલોકન કરવા પૂર્ણ અપેક્ષા છે. ઘણાક નવીનો પ્રાચીન પક્ષ વિલોકન કર્યા વિના, એટલે કે પોતાને સાક્ષાત્ કે પરોક્ષ તે વિષયનું જ્ઞાન ન છતાં, અથવા માત્ર કોઇના કહેવાથી કે કોઇએ પોતાના કોઇ તર્કને અવલંબી કરેલા અર્થાનુસાર જ જ્ઞાન છતાં, પ્રાચીન પક્ષગત અનેક વાર્તાનું વિડંબન ખંડન કરવા પ્રવર્તે છે. તેમજ કેટલાક પ્રાચીનો પણ એ જ પ્રકારની ભૂલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી, સાંભળવાથી કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તે તે વાર્તાને અંગે એવી એવી તર્કજાલમાં તે ભરાઈ પડે છે કે નવીનતાનું નામ પણ સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનું સાક્ષાત્ જ્ઞાન હોવું બહુ આવશ્યક છે. પ્રારબ્ધયોગે તેવું કાંઇક પ્રાપ્ત કરવાના પ્રસંગ મને પોતાને મળેલા છે એ વાત કહેવામાં કશી આત્મશ્લાઘા થતી હોય તો ક્ષમા યાચું છું. પણ સંસારમાં મનુષ્યે કર્તવ્યાકર્તવ્યનો વિચાર બાંધવો તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે, ને મને તે જેવું ઉપયોગી થયું છે તેવું અન્યને થાય એ મારી પરમ વાંછના છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્ત જ છે.

પ્રાચીન મતો ને સિદ્ધાન્તો–ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને–વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાય છે પણ જે પૂર્ણ–આખું–અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો ગ્રહ છે. આમ હોવાથી મેં

મારા મનમાં અમુક સિદ્ધાન્તો રાખેલા છે, જે મારા લેખો વાંચનાર પંડિતોને તો સહજે સમજાયા હશે જ. તથાપિ પુનઃ સંક્ષેપે તેમને કહી બતાવવા એ, આ પ્રસંગે, મને આવશ્યક જણાયું છે. મારા ઘણાક મિત્રો ઉભયે પક્ષમાં છે. તેમને ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમાં પણ આંતર વિચારચર્ચામાં ઐક્ય સમજાયું છે. તેમનું કહેવું એમ થાય છે કે 'તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે, અને વહેમમાં વધારો થાય છે.' લોકો તે કિયા? વહેમ તે ખરો વહેમ કે વહેમ નામ? એ જુદી વાત છે; પણ ભ્રમ થાય છે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બતાવે છે કે તમારા સિદ્ધાન્તો અનિયત છે, તમારે કશું ધોરણ જ નથી. તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, આચારવિચારમાં ફેર પાડો છો. આ પણ ભ્રમ છે. ઉભયે વાર્તા બનવા સરખી છે. મારે નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે. નવીનો કહે છે તેમ વહેમમાત્ર મને અત્યંત ત્યાજ્ય છે, પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હું ખોટી માનું છું તથાપિ કર્મનો નિત્ય અને તદંગભૂત પ્રારબ્ધાદિવ્યવસ્થાનો હું દૃઢ ભક્ત છું. નિરાકાર અપરોક્ષજ્ઞાન એ જ પૂર્ણ તત્ત્વ એમ માનવા છતાં સાકાર મૂર્તિ આદિનો હું અનાદર કરતો નથી; અગ્નિ તાપવો, પ્રાણ દમવો, આદિ કષ્ટક્રિયાનો આદર ન કરતાં છતાં, ચેતન અને મનોબલની પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારું છું; આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે જેમાંથી એમ જણાય છે કે કાંઈક પ્રાચીન કાંઈક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે.

ત્યારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું—**सत्यं परं धीमहि।** ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એ જ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર હક્ષલીને પ્રેતવાહનના પ્રયોગ બતાવવા માટે, ખાતરી કરવા સારુ બતાવવા માટે, નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યું કે 'વાત ખરી હોય તોપણ મને તેમાં રસ નથી.' પ્રેતાવાહનને ખોટું, તરકટ, જૂઠું, ભ્રમ, કહેવામાં 'રસ' ખરો અને તેની ખાતરી કરવા વખતે રસ નહિ એવી નવીન પંથના આચાર્યની વૃત્તિ મને અત્યંત અનાદરણીય છે, તેની જ સાથે **ब्राह्मणोऽस्यमुखमासीत्** એવી એકાદ ઋચાને આધારે બ્રાહ્મણ તો વિષ્ણુ ભગવાન પુરુષોત્તમનું મુખ છે માટે તે જ ઈશ્વર છે, તે કહે તે સત્ય છે,

એવો અંધ પ્રાચીનભાવ પણ અત્યંત હાસ્યાસ્પદ લાગે છે. આંખો, કાન, અને બુદ્ધિ ખુલ્લાં રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે પરમ સત્યનું અનુમાન બાંધતાં રહેવું એ જ સત્યાન્વેષણનો સિદ્ધાંત મારો આધાર છે. તે સત્ય મને સમજાયું હશે ત્યાં મેં બતાવ્યું છે, તેમાં પ્રાચીન કે નવીનનો ભેદ માની, શબ્દમાત્રને બાંધે હું એકને વળગવા કે બીજાને પરહરવા પ્રવર્ત્યો નથી, ગમે ત્યાં પણ સત્ય જ છે.

પરંતુ યોગ, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, અદ્વૈત, અભેદવાદ ઇત્યાદિના અનુવાદ કરી બતાવવાની મારી પ્રવૃત્તિને લીધે કોઇ પ્રાચીન મતાવલંબી એમ ધારે કે હવે હું છૂટા વાળ મૂકી ડોકું ધૂણાવતી વધૂમાત્રને પ્રેતાવાહનના સંસ્કારયોગ્ય માનીશ, ભગવાં ઓઢીને આવનારમાત્રને મોટો સિદ્ધ માની લઇશ, બાધા માનવાથી જ લાભ થશે એ સ્વીકારીશ, ગુરુપદ ધારણ કરીને આર્યધર્મને ઉદ્ધારવાની બકવૃત્તિને નમીશ; અથવા કોઈ નવીનો એમ જ માને કે મેં આવી વાતોમાં સત્ય દીઠું તો નવીન વિચારસંગતિને હું સ્પર્શતો પણ નહિ હોઉં, સ્ત્રીઓના પૂજ્યત્વને, અસત્ય ઇંદ્રિયબલવાળી બાલ વિધવાનાં દુઃખના માર્ગને, યુરોપાદિ દેશમાં પ્રયાણના લાભને, નાતજાતના ભેદ એક પાસા રાખી અખંડ અભેદભાવને હું સ્વીકારતો જ નહિ હોઉં, તો તે ઉભય પક્ષના વિચાર ખોટા છે. મારે આમાંનો એકે પક્ષ 'મારો' નથી, સત્ય જે જણાય તેનો 'હું' છું. વહેમ, ઢોંગ, અનાચાર, કુટિલતા, એ બધાંને ઉભય પક્ષમાંથી તજવાનાં છે, ઉભયમાં સત્ય છે. નિષ્પક્ષપાતથી સંયોજી પરમ સત્યનો આકાર સમજવાનો છે.

પ્રાચીન મતાનુયાયીમાંના કોઇક કહે છે, નવીનોમાંના પરોક્તઅર્થસંગતિના સંસ્કારવાળા ઘણાક તે વાત અનુમોદે છે, કે 'તમે તો પ્રાચીન વચનોના નવીન અર્થ યોજો છો.' આ અપવાદ અત્ર લક્ષમાં લેવા યોગ્ય નથી, પરંતુ એ અપવાદના પ્રસંગો ઉપર મારું દુર્લક્ષ નથી એમ જણાવવાને જ અત્ર તેનું સ્મરણ કર્યું છે. તે જ અર્થસંગતિ ખરી છે એમ બતાવવાનાં કારણ તે તે પ્રસંગે જણાવવા હું ચૂક્યો નથી. જેવો આ અપવાદ છે તેવો એક બીજો પણ નવીનો મારા ઉપર અપવાદ લાવે છે કે મિથ્યા દેશાભિમાનથી આવી–પ્રાચીન મતને જ સત્ય કહેવાની પ્રવૃત્તિ થાય છે. આ પણ સર્વથા ભ્રમ છે. શબ્દમાત્રને આધારે સત્યાસત્ય કહેવાનો આગ્રહ જ નથી તો અમુક વાત પ્રાચીન છે માટે સારી છે કહેવામાં દેશાભિમાન માનવાની મિથ્યા ઇષણા કેવલ મૂઢ જનોના વિપ્રલંભાર્થે જ હોય અન્યથા તો સંભવે નહિ. સત્ય જણાય તે જ સમજાવવું એમાં વાસ્તવિક દેશાભિમાન છે, પણ

જે લોકો એમ કહે છે કે પ્રાચીનમાં કશું દેશાભિમાન યોગ્ય છે નહિ તેમની વાર્તા તો અનાદરણીય જ છે.

અભેદ એ જ મારો સિદ્ધાન્ત છે. ધર્મમાં અખંડ એકાકાર આત્માનો હું ભક્ત છું, વ્યવહાર નીતિમાં આત્મવત્ સર્વ એ સૂત્રને આધીન છું. આચારમાં એ ધર્મ અને એ નીતિને અનુરૂપ સરલતાનો દાસ છું. આટલા ટૂંકા વિવેચનથી મારા મત જેવો મત ધરાવનાર, તે મતનું ખંડન મંડન કરવા પ્રવર્તનાર, સર્વને સ્પષ્ટ રીતે મારો ઉદ્દેશ સમજાય તે સારુ આ સ્થલે આટલું લખવું આવશ્યક લાગ્યું છે. અમુક પુરુષનું અમુક વચન છે માટે તે માન્ય છે એમ કદાપિ ધારવું નહિ. સારી બુદ્ધિથી તેને વિવેચી, અનુભવથી તેની પરીક્ષા પણ કરવી.

'સુદર્શન' : જાનેવારી, ૧૮૯૩.

# શિક્ષણવિચાર

## શિક્ષણવિચાર

શિક્ષણપ્રકાર વિષેના પોતાના અપૂર્વ લેખમાં પ્રખ્યાત હર્બર્ટ સ્પેન્સરે એક બહુ માર્મિક ટીકા કરી છે જે અમારા હૃદયમાંથી કદાપિ વિસરતી નથી. વિસરતી નથી એટલું જ નહિ પણ જેમ જેમ અમે શાલાઓની રીતિ પદ્ધતિ વિશેષ વિશેષ અવલોકતા જઇએ છીએ તેમ તે અમને અધિકાધિક કષ્ટ પેદા કરે છે. તેણે લખ્યું છે કે જો કોઇ અકસ્માતથી આ દુનિયાંનો નાશ થઈ જાય, અને થોડાંક વાચનપુસ્તકો અને કેટલાંક પ્રશ્નપત્રો સિવાય બીજું કાંઇ અવશેષ રહે નહિ, તો નવી દુનિયાંના કોઇ પ્રાચીન શોધ કરનારને એ જીર્ણ દુનિયાંનું અવશિષ્ટ રૂપ જોઈ બહુ આશ્ચર્ય પેદા થાય. તેને એમ જ લાગે કે પ્રાચીન સમયમાં બધી દુનિયાં બ્રહ્મચારી અને સાધુઓથી જ ભરેલી હશે ! છતાં આપણે જાણીએ છીએ, ને જાણીને ખેદ પામીએ છીએ, કે આપણામાં કેટલા બ્રહ્મચારી છે, ને કેટલા સાધુ છે ! કેળવણીના સર્વ મર્મને સમજવાનું ડોળ ઘાલી તેના કાયદા બાંધનારાઓને વિચારવાનું છે કે તેમનાં પ્રયત્ન અને ડહાપણ પણ કેવાં ફળે છે !

આપણા દેશમાં પ્રાચીન શિક્ષણપદ્ધતિ દૂર કરી નવીન પદ્ધતિ દાખલ થયાને આજ લગભગ પચાસ કરતાં વધારે વર્ષ થયાં છે, પણ તેનાં પરિણામ મુચ્છવાયોગ્ય નીવડયાં નથી એમ સર્વ કોઈ જણાવે છે. પ્રાચીન શિક્ષણ-પદ્ધતિ કેવી હશે ? એમ કોઇ પૂછશે, અને નવા વહીવટમાં પડેલા "ગુજરાત શાળાપત્ર"ના એકાદ બે અંકોને વિષે જે કેવલ અજ્ઞાનભરેલું અને અવળું લખાણ આવ્યું હતું, તે ઉપરથી ભોળવાઈને કોઈને એ શંકા હજુ પણ અધિક બળથી ઊભી થશે—પણ જેની વિચારશક્તિ છેક બુઠ્ઠી ન થઇ ગઇ હોય, અને જેના મનમાં નિષ્પક્ષપાત અવલોકનથી જે નિશ્ચય થાય તેને પ્રવેશ પામવાની જગ્યા હોય, તેવાં સર્વને સહજ સિદ્ધ થઇ શકે તેમ છે કે પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં કાંઇ અદ્ભુત ચમત્કાર હોવા વિના જે મહાભારત ગ્રંથો અને શોધો આપણે પ્રાચીન ઇતિહાસમાં દેખીએ છીએ

તે સંભવે નહિ, તેમ તે પદ્ધતિ સંબંધી જે વિવેક સ્મૃત્યાદિમાં કરેલો છે તે ઉપરથી પણ તેનું મહાન રૂપ જણાયા વિના રહેતું નથી. આમ છતાં આજકાલના લખનારા તે પદ્ધતિનું રૂપ ગામઠી નિશાળના મહેતાજીના હોકારામાં ને તેના લાંબા કોરડામાં જ શોધવા જઈ પ્રાચીન શિક્ષણપદ્ધતિને હસે છે ત્યારે વિચારવાનને તો માત્ર એવા લેખકોના લખાણ ઉપર જ હસવું આવે છે. પણ એવાં લખાણ જો એક ખૂણે પડી રહેતાં હોત તો હરકત ન હતી, પણ આ તો તે ગંભીર વદને એવા લોકના હાથમાં સોંપાય છે કે જેને હાથ ઊછરતી પ્રજાના ભવિષ્યનો સંપૂર્ણ આધાર છે! હાલની કેળવણીનો દિવસ કાંઈક એવો ચાલે છે કે પાયામાંથી જ ઊંધી ઈંટ ચણાય છે. ત્યાં ઉપરના ડોળડમાકથી કાંઈ લાભ થતો નથી. મૂલમાં કેળવણીનું બંધારણ જ અયોગ્ય રાખી આપણે વારંવાર એવી તકરારો કરીએ છીએ કે ઊંચી કેળવણીવાળાને સ્વભાષાનું સારું જ્ઞાન નથી, એ કેવું વાસ્તવિક ગણાય? યુનિવર્સિટીમાં દેશી ભાષાને યોગ્ય સ્થાન આપેલું નથી, તેથી જે ગેરલાભ છે તેને જરા પણ ઓછો કર્યા વિના, એટલું તો આપણે કહી શકીએ કે હાલના ગ્રેજ્યુએટોની સ્વભાષા પરત્વે જે સ્થિતિ છે તેમાં ગૂજરાતી નિશાળોમાં અપાતી ગૂજરાતી કેળવણી પણ ઘણે અંશે જવાબદાર નથી એમ નથી. જેવો આપણે પ્રાચીન શિક્ષણ ઉપરના વિચાર સંબંધે ગોટાળો જોયો તેવો જ ગોટાળો શિક્ષણમાત્ર સંબંધે ઊતરતા દરજ્જાની નિશાળોમાં જોવામાં આવે છે. એનાં કારણોનો વિચાર આપણે હવે પછી કરીશું. હાલ તો જે બાબત ચર્ચવાની છે તેના સ્વરૂપ ઉપર જ જઈએ.

પ્રાચીન કેળવણીનું મુખ્ય રૂપ એ હતું કે કોઈ એક વિષયનું સાંગ જ્ઞાન મેળવવું. હાલની કેળવણીનું સામાન્યતઃ રૂપ એવું છે કે સર્વ વિષયનું કાંઈક કાંઈક જ્ઞાન મેળવવું. આ બેમાંથી કયો રસ્તો સારો છે તે સમજવું કઠિન નથી, પણ સમયાનુસાર વ્યવહાર પ્રવર્તે છે એમ જ કોઈ સમાધાન કરવા ઇચ્છે તો તે વાસ્તવિક ગણાય છે. વર્તમાન સમય એવો છે ખરો કે ઘણા વિષયોના થોડા થોડા પણ જ્ઞાન વિના માણસને ચાલતું નથી, ને એક જ વિષયના પૂર્ણ જ્ઞાનમાત્રથી જ નભતું નથી. પરંતુ વર્તમાન પરત્વે પણ એટલું તો સિદ્ધ અનુભવાય છે કે સર્વ વિષયનું થોડું થોડું જાણવાથી એકે વિષય પરિપક્વ થતો નથી, ને તેથી શિલ્પ, કલા, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ વિષયે કોઈપણ પ્રકારના પરાક્રમનો ઉદય થતો નથી. જે જે લોકો જુદા જુદા વિષયમાં પરાક્રમી નીવડયા છે તે તે કોઈ એકાદ વિષયમાં જ એક્કા હોય છે. કિંબહુના તેઓએ આપણી ગાંધીઆટાની "શાળા"ઓમાં કેળવણી પણ ઘણીવાર લીધેલી હોતી નથી!

આ પ્રમાણે યદ્યપિ વર્તમાનકાલીન શિક્ષણમાત્ર દૂષિત છે તથાપિ હાલ તુરત આપણે જે વિષયનું વિવેચન કરવાનું છે તે આટલો વિસ્તૃત નથી. આપણે જે બાબત બોલવા ઇચ્છીએ છીએ તે માત્ર આપણા દેશની ઊતરતા દરજ્જાની નિશાળોમાં અપાતી કેળવણી માટે બોલીએ છીએ. એમાં જે પુસ્તકો ચાલે છે તે એવા પ્રકારનાં છે કે તેમાં સંસારવ્યવહાર સંબંધી કાંઇપણ દીઠામાં આવતું નથી, ધર્મ બાબત જરા પણ વિવેક સમજાતો નથી. જાણે કે એ પુસ્તકો ભણનારને નિશાળમાંથી નીકળીને કોઈ સંન્યાસીના મઠમાં દાખલ થવાનું હોય, કે તુરત જ મરી જવાનું હોય ને તેથી બીજી કશી કર્તવ્યતા બાકી ન રહેતી હોય, એવું એ ગ્રંથોનું બંધારણ છે. બિચારાં બાલકો લડાઈ અને યુદ્ધની વાતો વાંચે છે, રાજાઓ અને યોદ્ધાઓ વચ્ચે થતા કલહનાં કારણો ગોખે છે, અમુક રાણીને લીધે અમુક થયું એમ પણ જેમ તેમ યાદ રાખે છે, પણ કવચિત જ સમજી શકે છે કે સ્ત્રીપુરુષનો સંબંધ શું છે, કેવો છે, ને કેમ ચાલવો આવશ્યક છે, તથા ખરાં સ્ત્રીપુરુષના ઉત્તમ ગુણ શાને કહેવાય છે. ધર્મ વિષે પણ એવું જ છે. બાલકોને અર્થશાસ્ત્રના ને ખગોળ ભૂગોળ તથા ભૂમિતિ અને રસાયણના પાઠ ભરડાવવામાં આવે છે ખરા અને તેમના આગળ કોઈ "પરમેશ્વર" એવા પ્રાણીનું કે પથ્થરનું નામ દેવામાં આવે છે ખરું, પણ તેમના સમજવામાં તો એટલું જ આવે છે કે માણસે જેમ બને તેમ સર્વ ધર્મની નિંદા કરવી, કશું માનવું નહિ, બહુમાં બહુ કરવાની ઇચ્છા હોય તો પ્રાર્થનાસમાજમાં જઇ પરમેશ્વરની સ્તુતિ ગાવી. અમે એમ નથી કહેતા કે બાલકોએ ઘર માંડવાનો વ્યાપારમાત્ર અધ્યયન કરવો જોઈએ અથવા ધર્મમાં ફિલસૂફીના વિચારો મગજમાં ઉતારવા જોઈએ પણ એટલું તો કહેવા ઇચ્છીએ છીએ જ કે બાલકોને ભણાવવામાં જે મુખ્ય હેતુ તેમની બુદ્ધિને ખીલવવાનો અને તેમને વિચારતાં શિખવવાનો છે તે હેતુ પાર પાડવામાં જે સાધનો વપરાય છે તે તેમને શાલા મૂકવાની સાથે જ જે વિષયમાં ગુંથાવાનું છે તેને લગતાં હોય તો એકપંથ દો કાજ થઈ અતિલાભ ઉત્પન્ન થાય, અને પુસ્તકો ગોખેલા મિથ્યાજ્ઞાની ફિલસૂફો કરતાં શાન્તિથી અને પ્રામાણિકપણે સંસારવ્યવહાર નિભાવતા બુદ્ધિમાન લોકો આપણી નજરે વધારે પડે.

પણ આ ખામી જ્યારે છોકરાઓને મૂકી છોકરીઓ તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે બહુ ભયંકર લાગે છે. છોકરાઓને માટે મૂળથી નિરધારેલી મુખ્ય પદ્ધતિ છોકરીઓને પણ, પ્રસંગ આવતાં, લાગુ પાડવામાં આવી છે. તેમાંથી પરિણામ શું થયું? કન્યાશાલાઓની સ્થિતિ સુધારવાને બદલે

બગડી છે એટલું જ નથી, પણ સ્ત્રીશિક્ષણ પોતે જ લોકોમાં અણગમતું થઈ પડયું છે. જે શિક્ષણથી કશો લાભ જણાતો નથી, ઊલટી હાનિ સમજાય છે, તે તરફ લોકો પ્રીતિની નજરે જોતા જ નથી. સ્ત્રીશિક્ષણની કાંઈ ગરજ લોકોમાં સમજાતી હોય તો એટલી જ છે કે નાની બાલકીઓ ઘર આગળ તોફાન કરે, ને આડી અવળી અથડાઈ હાથ પગ ભાંગે, તે કરતાં શાલામાં પુરાઈ રહે તો ખોટું નથી. છોકરાનું શિક્ષણ ગમે તેવું ખામીભરેલું હોય, તેથી ગમે તેટલો સારો લાભ તેમને અંતઃપુરના સંસારકાર્યમાં ન થતો હોય, તોપણ એ શિક્ષણદ્વારા જ તેમને ઉદરનિર્વાહનો માર્ગ મળે છે, માટે જેવું હોય તેવું પણ એ શિક્ષણ ગ્રહણ કરે છે પણ છોકરીઓના સંબંધે તેવી કશી લાલચ નથી. શિક્ષણ જાતે જ જો એવા પ્રકારનું હોય કે તેથી છોકરીઓ જ્યારે પત્ની, ગૃહિણી, અને માતા થાય ત્યારે તે શિક્ષણને લીધે વધારે સારી ગૃહિણી, કે સારી માતા નીવડે તો જ તે શિક્ષણ લોકો લેવા માટે તત્પર થાય.

આપણે પૂછીએ કે હાલના શિક્ષણથી આવું થાય? એક વાર નહિ પણ અનેક વાર અમે છાતી ઠોકીને "ના" એમ કહીશું, ને તે પણ ગદ્ગદ્-સ્વરે. અમારા સર્વજ્ઞ શિક્ષણાગ્રણીઓને કોણ જાણે કેવા પ્રકારનો વિચાર મનમાં વસ્યો છે કે તેઓ તેમની નજર આગળ જે બનાવો દેખે છે તેની પણ તુલના કરી શકતા નથી, ને કેવલ પોતાની જ ઢોલકી બજાવ્યા કરે છે. ચકલી અને પોપટની વાતો વાંચવાથી છોકરીને પોતાના ઘરસૂત્રમાં શી મદદ મળવાની છે? ઔરંગઝેબ અને વોરનહેસ્ટિંગ્ઝનાં નામ ગોખવાથી એનો પ્રેમપ્રવાહ શો વિપુલ થવાનો છે? ત્રિરાશિના હિસાબ ગણવાથી એને પુત્રપોષણમાં શો લાભ થવાનો છે? લાભ તો બધામાં છે જ છે. ને કોઈ આડકતરી રીતે પ્રતિવસ્તુ પ્રત્યેક વસ્તુને લાભકારી છે જ, પણ અમે પૂછીએ છીએ કે જે સ્ત્રીપુરુષનાં ખાસ કર્તવ્ય છે તેમાં સીધો અને સરલ લાભ એ બધી બાબતોથી શો થવાનો છે? ઇતિહાસ ભણાવવો હોય તો સારાં સતીચરિત્ર, પતિધર્મ, પત્નીધર્મ, પ્રેમમાહાત્મ્ય, ઇત્યાદિ શા માટે ઉપયોગમાં લેવાતાં નથી? ત્રિરાશિ શિખવવી જ હોય તો ગૃહનીતિ, ગૃહવ્યવસ્થા, એ શા માટે સ્પષ્ટ કરાતાં નથી? વાર્તા કવિતા આદિ વંચાવવાં જ હોય તો હૃદયનાં દયા, મધુરતા, કોમલતા, ઇત્યાદિને પ્રફુલ્લ કરનારા પ્રયોગ શા માટે અનુભવમાં આણતા નથી? અને એ સર્વ ઉપરાંત તેમના હૃદયમાં એવી અભિન્ન નીતિની છાપ પણ કોઈ રીતે મારવામાં આવતી નથી કે જેને આધારે તે આ સંસારમાં ખરા સુવર્ણને પિત્તળથી જુદું પાડી સુખને માર્ગે સર્વદા જાય. તેમાં પણ કેવલ સમયાનુકૂલ ઉપયુક્તતાને જ નીતિનું ધોરણ

રૂપાન્તરે બનાવવામાં આવે છે. પણ સનાતન સિદ્ધ મર્યાદા સમજાવવામાં આવતી નથી, કે જેથી બાલકો અસ્ખલિત પગલે શુદ્ધ માર્ગે જ જાય.

શિક્ષણનાં ધોરણ રચનારા કહે છે કે બાલકો આગળ વ્યવહારની વાર્તા થાય નહિ; તેમને તો સારી સારી વાતો જ બતાવાય. અમે આ વિચારમાં રહેલા તત્ત્વની અવગણના કરવા ઇચ્છતા નથી. પણ શિક્ષણક્રમમાં એવો અવસર જરૂર આવવો જ જોઈએ કે જે વખતે શિષ્યોને તે જે મહાભારત કાર્યમાં પડનારાં છે તે માટેની સામગ્રી પૂરી પાડવામાં આવે પ્રસંગ આવે તે વખતે વાલે મોઢે ઊભા રહી ગમે તે, ને ઘણું કરી અવળે જ માર્ગે ચડી જવું, તેના કરતાં આગળથી જાણી રાખવું વધારે લાભકારી છે. પ્રથમથી જ બધી વિગત જાણવામાં જેટલાં દુરાચારી થાય તેના કરતાં સહસ્રગણાં જાણ્યા વિના અવળાં ચઢી દુઃખી થાય છે, એ તો સર્વ સૂક્ષ્મ અવલોકન કરનારનો અનુભવ સાક્ષી પૂરે તેવી વાત છે. આમ છતાં અનેક કલ્પિત ભયની ગણના કરી આપણી શાલાઓની શિક્ષણપદ્ધતિને છેક નિર્માલ્ય જેવી રાખનારા બહુ મોટી ભૂલ કરે છે. આ વિશ્વ છે તે કાંઈ સાધુનું ભરેલું નથી, કેવલ સત્પુરુષોનું જ બનેલું નથી. આપણે એમ ઇચ્છવું કે તે તેવું થાય એ બહુ ઉત્તમ વાત છે, પણ તે જેવું હોય તેવું સ્વીકાર્યા વિના સિદ્ધિ નથી. તો તેમાં યોગ્ય રીતે રસ્તો કાપે તેવા પુરુષો તૈયાર કરવા ને તેવી સન્નારીઓ તૈયાર કરવી એ જ શિક્ષણમાત્રનું કર્તવ્ય છે.

જો સ્ત્રીપુરુષ નિરંતર બાલ્યાવસ્થામાં જ રહેનારાં હોત, જો તેમને પરણવું, પ્રજા ઉત્પન્ન કરવી, તેનું પોષણ કરવું, ઇત્યાદિ પ્રસંગો ના આવવાના હોત, તો તો જે શિક્ષણપદ્ધતિ હાલ ચાલે છે તેને આપણે સર્વથા આનંદપૂર્વક સ્વીકારત. આપણું દુર્ભાગ્ય છે, ને તે ભેગું એ શિક્ષણપદ્ધતિ રચનારાનું પણ, કે ખરી વાત તેથી તદ્દન ઊલટી જ છે, તો જે શિક્ષણપદ્ધતિ પોતાનો હેતુ સિદ્ધ કરી શકતી નથી તે વ્યર્થ જ છે એ સ્પષ્ટ છે.

કોઈ એમ કહેશે કે આવી રીતે વિચાર કરતાં તો શિક્ષણમાત્રનો હેતુ જે ઉચ્ચાભિલાષ વધારવાનો ને સિદ્ધ કરવાનો છે તે વ્યર્થ જશે, ને માણસો માત્ર સંસારમાં ખાવાપીવા ને વ્યવહારની યોજનામાં જ સર્વની સીમા માનશે. અમારો હેતુ આવો લેશ પણ નથી. અમે પ્રથમથી જ ધર્મજિજ્ઞાસાને કેળવવાની આવશ્યકતા લખતા આવ્યા છીએ. ધર્મજિજ્ઞાસા એટલે શું? આ વિશ્વ શું છે? મનુષ્ય શું છે? આ જીવિત શું છે? હવે પછી શું છે? ને પરસ્પર સંબંધ કેવો છે? આ પ્રશ્નોનો નિશ્ચય કરવાનો પ્રયત્ન તે જ ધર્મજિજ્ઞાસા. એ જિજ્ઞાસા સંતોષવા માટે જે જે ઉપાય યુક્ત હોય

તે સાધવા એ જ મુખ્ય વાત છે, ને તદધીન બીજી બધી વાત રાખી મનુષ્યને સ્વકર્તવ્ય માટે યોગ્ય કરવાનું છે. નહિ તો કોઈ પણ નિશ્ચય વિનાની પ્રવૃત્તિ, પરિણામે, હાનિકારક નહિ, તો નિષ્ફલ તો થાય જ. પેટ ભરવા અને વ્યવહાર ચલાવવાનું જ શિક્ષણ તે આખા શિક્ષણનો એક અંશ છે, પણ તેનો મુખ્ય વિભાગ તો સંપૂર્ણ પ્રેમભાવને ખીલવવામાં જ સમાય છે.

પ્રેમ! એ શબ્દથી આપણા અગ્રણીઓ અભડાશે! પણ તેમનો દોષ નથી. એ શબ્દના અર્થ કરવામાં અનેક એવી ભૂલો ખાધી છે કે જેથી ઘણી હાનિ થઈ આવેલી છે. અમે એ શબ્દનો અર્થ માત્ર એટલો જ કરીએ છીએ કે તે માણસના જીવિતનો સાર છે. માણસના ઐક્યનું મૂળ છે, વિશ્વની એકાકારતા સાધવાનો મંત્ર છે, ને ઈશ્વરનું બુદ્ધિગમ્ય પ્રત્યક્ષ તત્ત્વ છે. એને આકાર નથી, રૂપ નથી, કર્તવ્ય નથી. પણ એનાં કાર્ય એવાં અદ્ભુત, કોમલ, આર્દ્ર, દ્રાવક, છે કે પાષાણ પણ એના આગળ પીગળે છે. એ હૃદય તત્ત્વને અતિ ઉચ્ચરૂપે પ્રફુલ્લ કરવામાં જ શિક્ષણનું ઉત્તમ કર્મ સમાય છે, ને એને આધારે રહી મનુષ્યને પોતાના જીવિતનાં ઈતર કર્તવ્ય પણ કરવા યોગ્ય કરવું એ તે કર્મનો અવાંતર વિભાગ છે.

આપણી શાળાઓ એટલે ગૂજરાતી નિશાળોની પદ્ધતિ માટે જ આટલું બોલવાની આવશ્યકતા લાગી છે; ને તે ઘણાં કારણથી. એ કેળવણી ટ્રેનિંગ કૉલેજથી અટકે છે. આગળ વધે તો પણ નવો જ જન્મ પામેલી સ્કુલફાઇનલથી અટકે છે. એટલું જ નહિ પણ એ અટકેલા લોકો જ પાછા નવા વિદ્યાર્થીઓના પોષક ઠરે છે. ત્યારે જે એક દોષ છે તે એક બે દશ સો લક્ષ રૂપે ગુણિત થઈ, અતિ દૂર વિસ્તારથી વિસ્તરે છે. કોઈ તેને અટકાવશે?

'પ્રિયંવદા' : ઓક્ટોબર, ૧૮૮૯–જાનેવારી, ૧૮૯૦.

## સ્ત્રીઓને ભણવાથી હાનિ થાય છે?

આ પ્રશ્નનો જવાબ દેતા પહેલાં એવો પ્રશ્ન પૂછવાની પણ જરૂર છે કે માણસ માત્રને ભણવાથી નુકસાન થાય છે? માણસને ઈશ્વરે બુદ્ધિ આપેલી છે ને તે બુદ્ધિનાં બલ વડે જ તે પોતાનાં કામ કર્યાં જાય છે એ આપણે સારી રીતે જાણીએ છીએ. જેને પોતાનાં કામ કેવળ પ્રેરણાબુદ્ધિથી જ કરવાનાં છે તેમને વિશેષ અનુભવની જરૂર નથી, પણ જેને અભ્યાસથી જ પોતાનો વ્યવહાર નિભાવવાનો છે તેને તો અનુભવ વિના ક્ષણ

પણ ચાલી શકતું નથી. વળી માણુસની પ્રકૃતિ પણ એવી જ કરેલી છે કે તેનાથી એકલા રહી શકાતું નથી, તેમ તે પોતાને ઉપયોગનાં સર્વ કાર્ય જાતે જ સંપાદન કરી શકતું નથી. અનુભવની જરૂર, અને પોતાની પ્રકૃતિનો જનસંગતિમાં મળવાનો સ્વભાવ એ બે વાતનો વિચાર કર્યા પછી એક ત્રીજી વાત પણ, વિચારવા જેવી છે.

જેને પ્રેરણાબુદ્ધિ આપેલી છે તેને પોતાના સુખદુઃખનો વિચાર પણ તે પ્રેરણાબુદ્ધિથી સંપાદન થાય એવો જ આપેલો છે એમ અનુમાન કરી શકાય. ખાવું, પીવું, ફરવું, સમાગમમાં બેસવું વગેરે કર્મથી જ જે પશુ, પક્ષી, સંતોષ માનતાં જણાય છે તેમને, સુખ પેદા કરનાર તે તે કર્મ કરવાનાં સાધન, તથા જેથી એ સુખને પ્રતિકૂલ એવું દુઃખ પેદા થાય તે દૂર કરવાનાં સાધન પણ આપેલાં જ છે; મતલબ કે સુખ મેળવવા માટે જે કરવાનું અને દુઃખ દૂર કરવા માટે જે કરવાનું તે, તે પશુ, પક્ષી, સ્વભાવથી જ કર્યા જાય છે, જે સાધન તેમને આપેલાં છે તે સાધનોથી મેળવી શકાય તે કરતાં અધિક સુખની ઇચ્છા આજસુધી કોઈ પ્રાણીમાં આપણે જોઈ નથી. માણસને બુદ્ધિ આપેલી છે તે બુદ્ધિથી જેટલું પ્રાપ્ત કરી શકાય તે ઉપરાંતનું સુખ કોઈ ઇચ્છી શકે જ નહિ. આપણી બુદ્ધિથી આપણે જેને સુખ માનતા હોઈએ તે સુખને, જ્યારે આપણે જે જાતનું સુખ પશુ વગેરેને ભોગવતાં જોઈએ છીએ તેની સાથે સરખાવી જોઈએ ત્યારે આપણને પશુઆદિના સુખમાં ને આપણા સુખમાં ઘણો અંતર લાગે છે. એટલું જ નહિ, પણ જ્યારે જુદાં જુદાં માણસના સુખ વિષેના વિચાર આપણે મેળવી જોઈએ ત્યારે તેમાં જેવો ભેદ જણાઈ આવે છે તેવો ભેદ પશુ પશુના કે પક્ષી પક્ષીના સુખ વિષેના વિચારમાં જણાઈ આવશે નહિ. આથી શું સિદ્ધ થયું? એટલું જ કે જેને બુદ્ધિ આપેલી છે તેને જે પ્રકારનું સુખ જોઈએ છીએ તે, અને જેને બુદ્ધિ નથી તેને જે પ્રકારનું સુખ જોઈએ છીએ તે બે વચ્ચે ઘણો મોટો તફાવત છે.

વળી એમ પણ જણાઈ આવે છે કે જેને કેવલ પ્રેરણા જ છે તેમને સુખ પામવા માટે સાધન તે પ્રેરણાથી જ તૈયાર છે. ચકલીને ઘર બાંધવાનું મન થાય તો તે તેના સ્વભાવથી જ પોતાને અનુકૂલ પીછાં, લાકડાં, ચીથરાં, તરણાં લાવીને ઘર બાંધી સુખી થશે. પણ માણસને તેવો વિચાર થાય તો તરત જ ઘર કેમ બાંધવું, ક્યાં બાંધવું, થાંભલા કેમ ગોઠવવા, ને સર્વ ઉપરાંત ઘર બાંધવાનો સામાન ક્યાંથી લાવવો એ વિષેનો વિચાર પડી જશે; ને વિચાર કરતાં કાલાંતરે ઘર તૈયાર થશે. આમ જોતાં જેને બુદ્ધિ છે તેને સુખના વિચાર જુદા છે એટલું જ નહિ પણ, તે સુખ મેળવવાનાં

સાધન વિષે પણ ઘણી કલ્પના કરવી પડે છે એ વાત સ્પષ્ટ જણાઈ આવે છે.

માણસ આ જગતમાં સુખ શિવાય બીજું ઇચ્છતું નથી; પછી તે સુખનું સ્વરૂપ કેવું હોય, અથવા કેવું હોવું જોઈએ એ વિચાર કરવાનો આ પ્રસંગ નથી. પણ એટલું કહેવું બસ છે કે માણસ જેને પોતે સુખ માનતો હોય, તેવું સુખ ઇચ્છે છે; આ સુખ કેવું જોઈએ તથા કયાં સાધનથી પ્રાપ્ત થાય એ પોતાની બુદ્ધિથી નક્કી કરે છે. આટલા માટે એમ તો જણાય જ છે કે જેને કેવલ બુદ્ધિથી જ પોતાનો વ્યવહાર કરવાનો છે તેણે અનુભવ મેળવવો જોઈએ. અને તે અનુભવ પામવા માટે પોતાની જાતિનાં માણસ ભેગું ભળવું પણ જોઇએ. બુદ્ધિયઃ જ જ્યારે આપણો વ્યવહાર ચાલે છે અને અનુભવ એ જ્યારે તે બુદ્ધિને સહાયકારક છે, ત્યારે આ બુદ્ધિ જેથી પ્રફુલ્લ થાય, અને અનુભવ જેથી વિશેષ દૃઢ થઈ વધારે સહાયકારક થઇ પડે, એમ કરવું એ પોતાનું કલ્યાણ અથવા સુખ ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય ઠરે છે. એનું નામ જ ભણવું.

કોઈ એમ કહેશે કે જ્યારે બુદ્ધિ અનુભવથી જ પ્રાપ્ત થાય છે ત્યારે જો પ્રથમથી જ ભણ્યાગણ્યા ન હોઈએ ને કેવલ શૂન્ય બેસી રહ્યા હોઇએ તો પછી દુઃખ સુખ ક્યાં રહ્યું? એવાને ભણવાની શી જરૂર છે? માણસનામાં બુદ્ધિનો અંશ નથી એમ ક્યારે સાબિત થાય કે જ્યારે તે પોતાની સ્થિતિને પારકાની સ્થિતિ સાથે સરખાવી ન શકતો હોય, અને તે સરખાવટ ઉપરથી દુઃખ કે સુખ મનમાં કાંઈ માનતો ન હોય. ઘણો વિચાર કરવાથી, ઘણું જ્ઞાન મેળવવાથી, પરિણામ તો એનો એ જ થાય છે, પણ તે જાણીને થાય છે; કેવલ ન ભણવાથી, ન જાણવાથી જે પરિણામ થાય છે તે તે જ પ્રકારનો છે, પણ જરા જુદો છે. એક જ્ઞાની કહેવાય છે, બીજો જડ કહેવાય છે. મહા જ્ઞાની ને મહા જડ બે એક રીતે સરખા જ છે, કેમકે ઉભયના મનમાંના વિકાર શાન્ત થઇ ગયા છે, પણ જ્ઞાની તે વિકાર ખોટા છે એમ સમજીને શાન્ત થયો છે; જડ તે વિકાર શું તે જ સમજતો નથી તેથી અંધારામાં જ છે. આ શંકા ઉઠાવનારાની જે અમારે આખરે કહેવું છે તેનો પણ કાંઇક અંશ અત્રે આવી ગયો. ખરું સુખ જોઇએ તો પૂર્ણ જ્ઞાનમાં કે પૂર્ણ જડતામાં રહેલું છે. વચમાં રહેલા જ દુઃખી થાય છે. શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના સાતમા અધ્યાયના સત્તરમા શ્લોકમાં પણ કહ્યું છે કે:

यश्च मूढतमो लोके यश्च बुद्धेः परंगतः ।
तावुभौ सुखमेधेते क्लिश्यत्यंतरितोजनः ॥

( અર્થઃ–જે જગતમાં કેવલ મૂઢ છે અથવા જે બુદ્ધિની પરિસીમાએ પહોંચી ગયો છે, તે જ બે સુખ પામે છે, વચ્ચે રહેલા લોક દુઃખી થાય છે. ) જેને ઈશ્વરે જ બુદ્ધિ ન આપી હોય તે તો ખરા જડ અથવા મૂઢ રહી શકે ખરા. બાકી જે એમ ધારે કે હું જડ જ રહીશ તે તો, આ ધારણા કરે છે તે જ બુદ્ધિપૂર્વક કરે છે એટલે, ખરું જોતાં જડ ન રહેતાં, વચલા વર્ગમાં પડી, આખરે દુઃખી થાય. ભણવું એ બોલનો અર્થ કરવા માટે આટલા લંબાણથી લખવાની જરૂર એટલા માટે લાગી કે જે લોકો એમ માને છે કે જેને નોકરી કરવી હોય તે ભણે, અથવા જેને દાક્તર, વકીલ, માસ્તર થવું હોય તે શીખે, પણ બૈરાંને શીખવાનું કારણ શું ? તે લોકો ભણવું આ શબ્દનો ખરો હેતુ કાંઈક સમજે. લખતાં વાંચતાં શીખવું એનું નામ ભણવું નહિ, ગાતાં શીખવું તે ભણવું નહિ, સીવતાં શીખવું તે ભણવું નહિ, ગમે તે કોઈ એક વાત માટે એમ ન કહી શકાય કે આ વાત તે જ ભણવું, પણ એમ સમગ્ર વાત કહી શકાય કે જેમ ખરું સુખ પ્રાપ્ત થાય તેવી રીતે બુદ્ધિને સ્ફૂર્તિ આપવી અને અનુભવ મેળવવો તે ભણવું.

ભણવાની જ્યારે આ રીતે જરૂર છે ત્યારે શું સ્ત્રીઓ માણસ નથી, સ્ત્રીઓને બુદ્ધિ નથી, કે સ્ત્રીઓને સુખની ઇચ્છા નથી કે તેમને ભણવા ન દેવી ? સ્ત્રીઓને ને પુરુષોને કરવાનાં કામ જુદી જુદી જાતનાં છે એ વાત ખરી; પણ શું સ્ત્રીઓનાં કામ બુદ્ધિ વગર ચાલી શકે તેવાં છે ? તેમને પણ પોતાના ઘરકામમાં બુદ્ધિની જરૂર પડે છે; તેમને પણ પોતાના સંબંધીઓ સાથે રહી કામકાજમાં પ્રવીણ ગણાઈ સુખ પામવાની સબળ મરજી હોય છે; તે એટલે સુધી કે, અમે તો એમ ધારીએ છીએ કે પુરુષો-ને હશે તે કરતાં પણ વિશેષ, કેમકે ઘણા પુરુષો સુખી છતાં પણ ઘરની સ્ત્રીઓને જે જાતના સુખની ઇચ્છા હોય તેને તામે થઇ વર્તવાથી દુઃખી થતા માલૂમ પડે છે. પુરુષને છે તે પ્રકારની ઇચ્છાઓ ને વૃત્તિઓ સ્ત્રીઓને છે એટલું જ કહેવાથી તેમને ભણાવવાની જરૂર સાબિત થાય છે. તોપણ તેમને ભણાવવાના વિશેષ કારણ તરીકે હજુ તેમના સ્વભાવ વિષે જ બોલવાની જરૂર છે.

સ્ત્રીઓનાં કર્મ પુરુષના કરતાં જુદાં છે. આ વાત ઠીક છે, પણ કેવી રીતે જુદાં છે ? જુદા એટલે એવાં તો નહિ જ હોય કે પશુ વગેરે જેમ પોતાના કર્મમાત્રથી જ સુખ પ્રાપ્ત કરી લે છે તેમ સ્ત્રીઓ પણ કરી શકતી હોય ! પુરુષને જેમ ઘરબહારના ધંધામા બુદ્ધિ, બલ, વાપરવાં પડે છે તેમ સ્ત્રીઓને પણ ગૃહકર્મમાં તેનાં તે જ સાધન વાપરવાં પડે છે. જેમ

જે સ્ત્રીનામાં આ સાધનોની ખામી, તેમ તેનાં કર્મમાં વિરોધ અને તેના ઘરમાં કલેશ, સંતાપ અને દુઃખ. ઘરનું ખરું બંધારણ જ સ્ત્રી છે, ઘર એ પુરુષનું વિશ્રામનું ઠામ છે; ને તે જ જ્યારે વગર અક્કલે, વગર વિચારે ને વગર ધડે ચાલતું હોય ત્યારે પોતે પણ સુખ ક્યાંથી પામે ? સ્ત્રીઓની ઉન્નતિમાં, તેમના ભણવામાં, તેમના સદાચારમાં અને તેમની પ્રીતિમાં જ પુરુષના સુખનો સમાવેશ થઈ જાય છે, તો તેમને તેમના પોતાના સુખ માટે, તેમજ પારકાના (પોતાના પતિ વગેરેના) સુખ માટે ભણાવવી જ જોઈએ.

ભણવાથી કુમાર્ગે કોઈ ગયું છે નહિ, ને જશે પણ નહિ. સરસ્વતીનો પ્રસાદ પામીને કોણ કુપાત્ર થયું છે ? જે લોક ભણવાને માથે એબ લગાડે છે તે સમજતા જ નથી કે એમ થવાનું કારણ કેવલ ભણાવનારની જ ખામી છે; ભણવાની નહિ. ભણવાથી બુદ્ધિ શુદ્ધ થાય ને ખીલે, તથા અનુભવ વિશેષ સારો મળે, જે પ્રમાણે જેની બુદ્ધિ વૃદ્ધિ પામતી ચાલે તે પ્રમાણે તેના મનમાં સુખદુઃખના વિચાર પણ આવ્યાં જાય. અંગ્રેજી નિશાળે ભણી આવેલાં રૂખમાણીબાઈને બુટ, સ્ટોકિંગ ને પંખા વિના સુખ ન મળે, ને કૉલેજમાં પાસ થઈ આવેલો તેમનો ભાઈ અંગ્રેજી રીતભાત ન પાળી શકાયાથી મનમાં મુઝાઈને દુઃખ પામે એમાં ભણતરનો શો વાંક ? એ બાઈની ને એ ભાઈની અક્કલ જેવી ખુલી તેવું સુખ તેમણે ગ્રહણ કરી લીધું. જો તે પૂરેપૂરી રીતે સારી બુદ્ધિ પામ્યાં હોત તો બીજી રીતની વાતોમાં સુખ માનત એ ખુલ્લી વાત છે. ત્યારે તેમને ખરાબ જાતની કેળવણી આપનાર, તથા તેમને પૂરેપૂરી કેળવણી ન લેવા દેનારનો વાંક, કે જે કેળવણી તેમણે લીધી તેનો વાંક ? ભણેલી સ્ત્રીઓમાં જો કાંઈ દુરાચાર કોઈવાર જણાયો હોય તો, તેમને ઓછું ભણાવી તેમની અક્કલ કાચી રહેવા દીધાને લીધે જ, એમ અમે તો નક્કી માનીએ છીએ. જેઓ નીતિમાં, પતિભક્તિમાં, શ્રદ્ધામાં, મર્યાદામાં સુખ માનતી હોય તે કદાપિ કુમાર્ગે જાય જ નહિ, પણ જે આ શબ્દોનો અર્થ પણ ન જાણતી હોય તે જાય તો તેમાં તેને અજ્ઞાન રાખનારનો દોષ છે, તેમણે જે કેળવણી લીધી હોય તેનો દોષ નથી, માટે અમે તો અમારા અલ્પ અનુભવ પ્રમાણે અમારી ભગિનીઓ તરફથી એટલું જ કહી શકીએ છીએ કે તેમને જો તમારે પ્રેમાળ સ્ત્રીઓ, માયાળુ માતાઓ અને હેતસ્વી ડોશીઓ કરવી હોય તો નિઃશંક થઈ પરિપૂર્ણ કેળવણી આપો.

'પ્રિયંવદા' : સપ્ટેમ્બર, ૧૮૮૫.

# રાજ્ય અને ધર્મ

## રાજ્ય અને ધર્મ

સેવન, પોષણ, રક્ષણ, શાસન, એ ચાર વિના જીવનમાત્રનો નિર્વાહ અશક્ય છે. વ્યક્તિ વ્યક્તિને તેમ કુટુંબોને, વ્યષ્ટિ તેમ સમષ્ટિને, એ ચારે વિના ચાલે તેમ નથી. બાલ, વૃદ્ધ, આતુર આદિની સેવા કરવી, સમગ્ર કુટુંબનું અન્નવસ્ત્રાદિથી પોષણ કરવું, રોગ, શત્રુ આદિથી રક્ષણ કરવું, અને સર્વને નિયમમાં રાખી પોતપોતાનું અને સમગ્ર કુટુંબનું જે કર્તવ્ય તે કરાવવું, એ ચાર વિના કોઈ પણ વ્યષ્ટિ કે સમષ્ટિનો નિર્વાહ થઈ જ શકે નહિ. આર્યભૂમિમાં જે વ્યવસ્થા થઈ તે પણ એ ચારને અનુસરીને થઈ, અને શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય બ્રાહ્મણ, એ ચાર વર્ણ સમગ્ર ભૂમિના જીવનનો નિર્વાહ થવાને અર્થે કર્યા આવા ચાર વર્ણ વિના, અને એ ચારે વર્ણને રાજ્યવ્યવહારમાં ભાગ આપ્યા વિના, કોઈ પણ રાજ્ય સારી રીતે ચાલી શકે નહિ. રાજ્ય એ સર્વ વ્યાવહારિક વ્યવસ્થાનું આદર્શ છે, અને તેમાં રાજા, ગુરુ, સામંત અને પ્રકૃતિ એ વિના ચાલે જ નહિ. ઇંગ્લાંડ જેવા સુધરેલા રાજ્યતંત્રમાં પણ રાજા ( State ), ગુરુ ( Church ), સામંત ( Lords ) અને પ્રકૃતિ ( Commons ) વિના તંત્ર ચાલતો નથી એ સુપ્રસિદ્ધ છે આર્યાવર્તમાં તે જ વ્યવસ્થા હતી. ક્ષત્રિય જે રક્ષણ કરનાર તે રાજા થાય અને તેના આમ વર્ગમાંથી જે વીર્ય પરાક્રમથી સમૃદ્ધ હોય તે તેના રાજમાન્ય સામંત (અમીર, ઉમરાવ) થાય, તથા વૈશ્યશૂદ્રાદિ જે વ્યાપાર, કૃષિ, સેવા આદિ કરનાર તેમાંના માન્યપુરુષો પ્રકૃતિવર્ગમાં રહે. પણ એ સર્વમાં ધર્મગુરુ જે બ્રાહ્મણ તેનો અધિકાર સર્વોપરિ રહેતો. રાજાએ ન્યાય કેવે માર્ગે આપવો, રાજધર્મ કેવા છે, વ્યવહારમાં પણ રાજાએ ધર્મસંરક્ષણને અર્થે શું શું કરવું, એ બધું બ્રાહ્મણોની સભાને હાથ રહેતું. બ્રાહ્મણ પોતે સર્વનો શાસક હતો. આવી વ્યવસ્થાને બ્રાહ્મણોનો સ્વાર્થ ગણીને કેટલાક હસી કાઢે છે, પણ તેમ કરવા જેવું લાગતું નથી.

આપણને ધર્મની આવશ્યકતા દર્શાવવા અનેક કારણો કહેવામાં આવે છે, પણ ખરું કારણ એ છે કે જગતની સામાન્ય આપલેમાં જે રાગ-દ્વેષમય જીવન થાય છે, કલેશ અને વિષવાદમાં જે અનવધિ દુઃખ વિસ્તરે છે, તેમાંથી મનુષ્યને મુક્ત રાખી તેની પારના ભવ્ય જીવનનાં શક્તિ અને સુખ સર્વદા દૃષ્ટિ આગળ રાખનાર ધર્મ છે. ધૃ એટલે ધારણ કરવારૂપ અર્થથી ધર્મ શબ્દની વ્યુત્પત્તિ દર્શાવી, મનષ્યને ધારણ કરનાર તે ધર્મ એમ કહેવાય છે, પણ પ્રાકૃત એવું વ્યાવહારિક જીવન તેમાં રગદોળાવા ન દેતાં તેની પાર માણસને ધારણ કરી રાખનાર તે ધર્મ એમ જ આપણે સમજવાનું છે. ધર્મ જ આપણને સત્ય, ન્યાય, દયા, પ્રેમ આદિ સર્વ શુભ ભાવનાઓ આપે છે. એવી ભાવનાઓ અસાધ્ય અને અશક્ય જેવી લાગે છે, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી થવાનું કે રામ જેવા ન્યાયી થવાનું એક કલ્પના માત્ર જ જણાય છે, તથાપિ એટલું તો સર્વ કોઈ સ્વીકારશે કે એવી અશક્ય અને અસાધ્ય પણ ભાવનાઓ મનુષ્યની દૃષ્ટિ આગળ ન હોત તો આજ તેની અધમતાનો પાર રહ્યો હોત નહિ, પશુઓના અને મનુષ્યના જીવનની મારામારીનો અવધિ જ આવ્યો હોત નહિ. પક્ષપાત અને લાંચ લેવાથી ન્યાયના પવિત્ર નામને અપવિત્ર કરનારો આખો સંસાર છે, પણ ન્યાયની વ્યવહારાતીત ભાવના આપણી દૃષ્ટિમાં ન હોત તો આપણે શુદ્ધ ન્યાયે પહોંચવાને ભાગ્યે જ યત્નવાન થાત. મનુષ્યજીવનનાં જે સંકોચ અને કૃપણતા સ્વાર્થ એ નામથી ઓળખાય છે તેમાંથી છૂટી દાન, દયા, દીનતાનો માર્ગ મનુષ્યોને તે તે ભાવના વિના કદાપિ હાથ આવત નહિ. ઘણાક ધર્મોએ સ્વર્ગનરકની બિહામણી કથાથી, ઘણાકે કયામતની ધાસ્તીથી, ઘણાકે કર્મના વિચારથી, ઘણાકે ઈશ્વરના કોપના સંભવથી, આવી ઉન્નતિકારક ભાવનાઓને મનુષ્યની દૃષ્ટિ આગળ રાખવા યત્ન કરેલા છે. પણ એ સર્વથી એટલું જ સિદ્ધ થાય છે કે મનુષ્યને પ્રાકૃત જીવનની પારનું સુખમય, શાન્ત, ન્યાયી, જીવન ભોગવવાનો માર્ગ બતાવનાર ધર્મ જ છે. ગમે તે વ્યવહાર લઈએ પણ તે સ્થૂલ વ્યવહારની પાર કોઈ ભાવના હોવાની જ. કારીગર ઘાટ ઘડે કે ચોર ચોરી કરે તેના મનમાં પણ અમુક પ્રકારની અમુક સુખની ભાવના ખરી જ. ભાવના જેમ ઉન્નત, સંકોચની પારના જીવનને સમજાવનારી, તેમ તેમાં વધારે શાન્તિ અને વધારે સુખ. એ જ ભાવના ઉન્નત કહેવાય. જેટલી જેટલી ઉન્નત ભાવનાઓ છે તેનો આધાર ધર્મ ઉપર છે, અને મનુષ્યને અધમતામાં ન પડવા દેતાં ઉન્નત ભાવનાના વિશાલ ઉદાર ભાવમાં શાન્તિથી વિચરાવનાર પણ ધર્મ જ છે. વ્યવહારથી વ્યગ્ર થયેલાં જીવન જો ધર્મનાં આશ્રય અને આશ્વાસન ન લે, તો તેમનાં

દુ:ખ અને ક્લેશની સીમા રહે નહિ.

ધર્મની આવી મહત્તા અને આવશ્યકતા સમજનાર સ્વીકાર કરવાને આચકો નહિ જ ખાય કે જેમ એક એક વ્યક્તિનું જીવન ધર્મ વિના નિષ્ફળ છે તેમ સમગ્ર રાજ્યનું જીવન પણ ધર્મ વિના નિષ્ફળ જ છે. રાજ્યની ખટપટોને શાસન કરી નિયમમાં રાખી, રાજ્યભાવનાનો ઉન્નત માર્ગ દર્શાવનારી ધર્મભાવના જો સર્વોપરિ ન હોય, તો રાજ્ય એ જુલમ અને ક્રૂરતા વિના બીજું કાંઈજ થાય નહિ. રાજ્ય એટલે સમગ્ર વ્યક્તિધર્મનું આદર્શ, કુટુંબની જ વધારે વિસ્તારેલી ભાવના, એ વાત લક્ષમાં લેતાં જો રાજ્ય ઉપર ધર્મનું પ્રબલ ન હોત; રાજ્યના સંબંધે કરી અધમતાના એટલે અન્યાય, જુલમ, પક્ષપાત, આદિના જે જે પ્રસંગ આવે તે તે પ્રસંગે ઉન્નત રાજ્યભાવના ઉપર રાજાને પકડી રાખનારી ધર્મભાવના સર્વોપરિ ન હોય, તો રાજ્ય એટલે શરીરબલે કરેલો સ્વચ્છંદી અનાચાર અને ક્રૂરતા એ વિના બીજો અનુભવ આવી શકે નહિ. આટલા જ હેતુથી ધર્મભાવના એટલે ભાવનામાત્રને ઉન્નતિમાં રાખનાર સર્વમયી ભાવનાના રક્ષકો જે બ્રાહ્મણો તેમને રાજ્યમાં સર્વોપરિ માનેલા છે, અને શાસન એટલે ધર્મનું પ્રરૂપણ કરનારનો વર્ગ સર્વત્ર સર્વોપરિ છે. બ્રાહ્મણોને આથી કરી કોઈ પ્રકારે સ્વચ્છંદીપણું પ્રાપ્ત થતું નથી, તેમના ઉપર પણ રક્ષણ અને પોષણ તથા સેવન કરનાર વર્ગનો અંકુશ રાખેલો છે. પણ ધર્મની ભાવના કદાપિ કલુષિત થાય નહિ તે અર્થે જ બ્રાહ્મણોને રાજાએ પોષવા અને પાળવા, ધનસંગ્રહ કરવા દેવો નહિ, અકિંચન રાખવા, વનમાં રહેવા દેવા, હણવા નહિ, ઇત્યાદિ વ્યવસ્થાઓ રચેલી છે. એ વ્યવસ્થા સાચવવામાં સ્વધર્મ સમજનાર રાજા એટલા સાવચંત અને જાગ્રત રહેલા છે કે બ્રાહ્મણને રખે કાંઈ વિઘ્ન આવે એવી તેમણે ધર્મભાવના માટે કાળજી કરી છે. ચક્રવર્તી દુષ્યન્તે દરબારમાં ઋષિકુમારોને દેખતાં જ કહ્યું :—

किं तावद्व्रतिनामुपोढतपसां विघ्नैस्तपो दूषितं
धर्मारण्यचरेषु केनचिदुत प्राणिष्वसच्चेष्टितम्
आहोस्वित्प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधां

શું તપથી સમૃદ્ધ એવા વ્રતધારી મુનિના તપમાં વિઘ્ન આવ્યું ! એમનાં ધર્મારણ્યમાં વિચરતાં પ્રાણી પ્રતિ કોઈએ અસચ્ચેષ્ટા કરી ! અથવા મારા દુરાચરણથી વૃક્ષલતાદિના વિલસવાને વિક્ષેપ થયો ! કે આ મુનિકુમારોને મારી સુધી ફરિયાદ કરવા આવવું પડ્યું. પોતે સ્વધર્મથી ચૂકે, રાજ્યભાવનાથી ભ્રષ્ટ થાય તો જ શાસન કરનાર ગુરુવર્ગને વચમાં આવવું પડે એમ સમજનાર રાજર્ષિઓ ધર્મને રાજ્યનું કેટલું આવશ્યક અને ઉપયોગી

તથા ઉન્નતિ અને સુખના નિદાનરૂપ અંગ ગણતા હશે તે સમજવું કઠિન નથી. ધર્મ એ જ રાજ્યનું ઉત્તમાંગ કહેતાં મસ્તક છે, તે જ્યાં નથી તે રાજ્ય મસ્તક વિનાનું અમંગલ ધડ છે. આવો રાજ્ય અને ધર્મનો અતિનિગૂઢ સંબંધ લાગે છે.

સંસાર વ્યવહાર સર્વને ઉચ્ચ માર્ગે ચલાવવા સારુ ધર્મની ભાવના નિરંતર જાગ્રત અને ભવ્ય રહેવી જોઇએ. એ ન હોય તો વ્યવહાર અને રાજ્યની પ્રવૃત્તિમાં જે અનંત પ્રકારનાં પ્રલોભનો સ્વાર્થ અને અધિકારને અંગે પ્રાદુર્ભાવ પામે છે, તેનાથી જનસમૂહની નીતિ દિનપ્રતિદિન અધમ અને નીચ થઈ, રાજ્યકર્તાઓ પણ બહુ કષ્ટ અને ત્રાસના જ ઉપજાવનારા થઇ પડે. જે દેશમાં રાજા એ જ સર્વનો ઉપરી છે ત્યાં જો ધર્મભાવના સર્વોપરિ થઈ તેને પણ અંકુશમાં ન રાખે તો રાની જંગલી લોકોના શિકારી ટોળાના ઉપરી કરતાં એ રાજા વધારે સારો થઇ શકે નહિ. એક એક વ્યક્તિને ધર્મની ઉન્નત ભાવના લક્ષમાં ન રહે તો અનંત અધમતામાં પડવાનો સંભવ છે ત્યાં સર્વ વ્યક્તિની એક સમષ્ટિ જેવા રાજાને તો ધર્મ-ભાવનાના આશ્રય વિના ચાલતાં પગલે પગલે ભ્રષ્ટતા, અનીતિ, ક્રૂરતા, અને સ્વચ્છંદી અનાચાર વિના બીજું પ્રાપ્ત થાય નહિ. આટલા જ માટે રક્ષણ કરનાર વર્ગને શાસન કરનાર વર્ગે સર્વદા ઉચ્ચ ભાવનાના અંકુશમાં રાખવાની આવશ્યકતા છે.

ધર્મભાવના ઉપર લક્ષ રહેવાથી જે ભવ્ય પરિણામો ફળે છે તે આ સમયમાં સર્વની દૃષ્ટિ આગળ છે. રોમનું સામ્રાજ્ય અનેક કારણોથી ભાંગી પડયું અને છિન્નભિન્ન થઇ ગયું, તે સમયે જંગલી લોકોનાં ટોળાંએ આખા યુરપ દેશને ઉચ્છિન્નપ્રાય કરી દીધો હતો. એવી દુર્દશા, અધમતા, અંધકાર અને અવ્યવસ્થામાંથી ક્રિશ્ચિયન ધર્મની પરમ ભ્રાતૃભાવની ભાવનાએ યુરપનો અને તે દ્વારા આખા જગતનો જે ઉદ્ધાર કર્યો છે તે સર્વને સુવિદિત છે. એ ભાવનાને વશ વર્તી અનેક યોદ્ધાઓએ પોતાનાં જાનમાલનું સ્વાર્પણ કર્યું છે, ધર્મની સ્થાપના કરી છે, વ્યવહારને ઉજ્જ્વલ બનાવ્યો છે, વિદ્યા, કલા, આદિમાં અનંત વૃદ્ધિ કરી નવાં રાજ્યો પ્રાપ્ત કર્યાં છે. જંગલી અને નિરુદ્યમી લોકોમાં પ્રકાશ અને ઉદ્યોગનો મહિમા વિસ્તારતા, એકંદર વિશ્વના ઐહિક સુખની વૃદ્ધિ કરી છે. ક્રિશ્ચિયન ધર્મની ભાવનાનું એ બલ અતુલ અને અમેય છે. જ્યાંસુધી એ બલને રાજ્ય-કર્તાઓ નમે છે ત્યાંસુધી એ રાજ્યનો અસ્ત કદાપિ થવાનો નથી. ધર્મ-માં જ સર્વ સુખ છે, ધર્મભ્રષ્ટ થવામાં પરમ દુઃખ છે એ ઉક્તિ અક્ષરશઃ સાચી અને સાનુભાવ છે. ક્રિશ્ચિયન ધર્મની પ્રવૃત્તિ પછી એશિયામાં મહંમદ

પેગંબરે પ્રવર્તાવેલા ઇસ્લામનું સામર્થ્ય પણ જોવા જેવું છે. જે ધર્મભાવના મહંમદે જંગલી આરબોને સુમાર્ગે લાવવા પ્રવર્તાવી તેના મહિમા વડે છેક પેકીનથી તે પેરિસ સુધી એક વાર ઇસ્લામનું સામ્રાજ્ય થયું. તે કાલે જે સારામાં સારાં વિદ્યા, કલા, આદિ હતાં તે એ સામ્રાજ્યના ઓલમાઓના હાથમાં આવ્યાં; તેમાં તેમણે ઘણો વધારો પણ કર્યો. ઇસવી સનની પૂર્વે આપણા આર્યવર્તમાં જોશો તો કપિલવસ્તુના રાજાને ત્યાં અવતરેલા કુમારે સંસારનો ત્યાગ કરી જે અભેદમાર્ગનો ઉદ્ઘોષ કર્યો તેનાથી બસો જ વર્ષમાં લંકાથી તીબેટ પર્યંત એક મહા સામ્રાજ્ય ઊભું થઇ ગયું. મહારાજા અશોકનાં આર્યાવર્તની ચારે દિશાએ મળી આવતાં શાસનો આજ પણ તેની સાક્ષી પૂરે છે. એ બૌદ્ધ સામ્રાજ્યની પૂર્વે વેદધર્માનુયાયી આર્યો ભરતખંડમાં ઊતર્યા તેમનો જ પ્રભાવ વિચારો. મહાભારતનો સંગ્રામ થઇ જે કલહ ઊપજ્યો અને અસ્તવ્યસ્તતા વ્યાપી તે પૂર્વેની આર્યાવર્તની વિદ્યા, કલા, જ્ઞાન, સમૃદ્ધિ એ સર્વની મહત્તા વિચારો, પુરાણોમાં તે સમયે બતાવેલી ભૂગોલસીમાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી ભરતખંડ, ઇરાન, અરબસ્તાન, ચીન, જાપાન, અમેરિકા પર્યંત બ્રહ્મણ સામ્રાજ્યનો વિસ્તાર વિલોકો, એટલે વેદધર્મની ભાવનાના પરાક્રમનું સહજે ભાન થઇ શકશે. આમ વેદ, બૌદ્ધ, ઇસ્લામ, ક્રિશ્ચિયન, સર્વત્ર ધર્મ વિના ઐહિક સમૃદ્ધિ પણ મળી નથી એવું ઇતિહાસથી વારંવાર સિદ્ધ થાય છે.

તે તે ધર્મભાવનાની પડતી શાથી થઇ અને તે તે સમૃદ્ધિનો લોપ શાથી થયો એ વિષય પણ ટૂંકામાં ચર્ચવા જેવો છે કે જેથી વિચાર કરનારને વર્તમાન સમયે પોતાનો માર્ગ સમજવાનું બની આવે. આપણે એ વાત વારંવાર પ્રતિપાદન કરી છે કે ધર્મનો પ્રદેશ ભાવનામાં છે. માણસના શરીર સાથે, માણસના મન સાથે, ધર્મને સાક્ષાત્ સંબંધ નથી; માણસના આત્મા સાથે ધર્મને સાક્ષાત્ સંબંધ છે, અને આત્માના કલ્યાણને અર્થે શરીર અને મનને કેમ પ્રયોજવાં એ માટે ધર્મને શરીર તથા મનનો પણ વિચાર કર્તવ્ય થાય છે. પરંતુ ધર્મમાં આત્માનો વિચાર કરવાનો છે એનું તાત્પર્ય એ છે કે મનુષ્ય અને વસ્તુમાત્ર આત્માની ભૂમિકામાં અભેદ પામેલી છે, અર્થાત્ શરીર અને મનના પ્રકારોથી ભિન્ન છતાં જગતની વ્યક્તિમાત્ર કોઇ કોઇથી ભિન્ન નથી, એકનું હિતાહિત તે જ સર્વનું ને પ્રત્યેકનું હિતાહિત છે, અને રાગદ્વેષનો પ્રસંગ જ નથી; માત્ર કર્તવ્યપરાયણતામાં જ પરમ શ્રેય છે. આવી રીતે સ્વકર્તવ્યમાં સર્વ કર્તવ્ય સમજવું અને કર્તવ્યને અંગે કર્તવ્યના ધસારારૂપ જે રાગદ્વેષ તે ન પામવાં એવી સ્થિતિને મુક્તિ કહેલી છે. આવું મુક્તિ અને ધર્મનું સ્વરૂપ શરીરના

આયાસથી, મનના ને બુદ્ધિના વિલાસોથી, અનુભવમાં આવતું નથી; ને એ રીતે અનુભવમાં આવતું નથી માટે શરીર અને મનના ભેદને ટાળવારૂપ જે 'સુધારો' આપણે કલ્યાણકારી માનતા હતા તે ખોટો માર્ગ હતો. એ ધર્મભાવનાનો અનુભવ તો આપણા શરીરના જે અંગમાં કોઈ સારી ખોટી ઊર્મિનો આઘાત થતાં વેગ વ્યાપી જાય છે તે અંગમાં, અર્થાત્ હૃદયમાં ને હૃદયનાં પ્રેમ, શ્રદ્ધા, અને સ્વાર્પણમાં રહેલો છે. આમ હોવાથી ધર્મનો અનુભવ ભાવનાના પ્રદેશમાં છે એમ કહેવાય છે, ને એ ભાવનામાં સર્વનો અભેદ અનુભવાય છે એ સુપ્રસિદ્ધ છે. આવો ભાવનાનો પ્રદેશ અનુભવવાથી, તે અનુભવનું બલ મન અને શરીર પર્યંતના વ્યાપારોમાં વ્યાપવાથી, નીતિ, ભક્તિ, શુદ્ધિ, સ્વાર્પણ, સાહસ, પરાક્રમ, એ સર્વ ઉદ્ભવે છે. ભાવના વિનાનું જે ખૂહું, સંકુચિત, જીવન, અર્થાત્ જેને કશી વેગવાળી વાત સાંભળતાં હૃદયમાં ચળવળાટ ન થાય એવું જે વાણિયાશાહી જીવન, તેનાથી કશું પરાક્રમ થઈ શકતું નથી. ગમે તેટલા ધર્મઢોંગથી મુક્તિએ પ્રાપ્ત કરાતી નથી. જે જે ધર્મપ્રવર્તકો થયા છે તેમણે ભાવનાનું આ અતિ નિગૂઢ સ્વરૂપ સારી રીતે અનુભવેલું છે, અને તે પોતાની આસપાસનાને અનુભવાવવા યત્ન કરેલો છે; કેમકે ધાર્મિક મનુષ્ય જે આનંદ પોતાને આવે તે અન્ય સર્વની સાથે જ ભોગવવા ઇચ્છે છે. તે તે ધર્મપ્રવર્તકો જેવા જેવા દેશકાલમાં થયેલા, તેવાં તેવાં સાધનો વાપરીને તેમણે પોતપોતાની ભાવના સમજાવવાનો માર્ગ સાધેલો. આમ જોતાં વેદ, બૌદ્ધ, ઇસ્લામ, ક્રિશ્ચિયન કોઈએ ધર્મ મૂલમાં આ ભાવનાથી ભિન્ન નથી, તે તે ધર્મ પ્રવર્તાવવાનાં સાધનોએ કરીને ભિન્ન થઈ ગયા છે, અને એ સાધનોની પ્રકૃતિ ઉપરથી તે તે ધર્મનું આયુષ બંધાયું છે.

ધર્મભાવનાનું શુદ્ધ સ્વરૂપ કેવલ ભાવગમ્ય છે અને તે ભાવને સ્થૂલબુદ્ધિમાં ઉતારવાનાં સાધનોને યોગે તે તે ધર્મની ભિન્નતા થઈ છે એ વાત કદાપિ ભૂલવા જેવી નથી. જે ધર્મપ્રવર્તકને જેવાં જનોને ઉપદેશ કરવો પ્રાપ્ત થયો તેવું તેણે પોતામાં પ્રકટેલી ધર્મભાવનાને રૂપ આપ્યું. ભાવનાને સર્વ જનો સમાન રીતે સમજી શકતા નથી, કોઈને કાંઈ, કોઈને કાંઈ, એમ સર્વને ભિન્ન ભિન્ન સાધનથી ભાવનાની દૃષ્ટિ થઈ શકે છે. મૂલે એક છતાં તેથી જ ધર્મો પરસ્પરથી જુદા પડે છે; અને જુદા પડવા છતાં પણ સત્ય, સદાચાર, અસ્તેય, દયા, ક્ષમા, આદિ પરત્વે કોઈ પણ ધર્મને વિવાદ નથી. આમ હોવાથી જ ધર્મના સાધારણ અને અસાધારણ એવા ભેદ થયા છે જે અભેદભાવનાનો અપરોક્ષ અનુભવ કરાવવાનો ધર્મમાત્રનો હેતુ છે તે સાધારણ ધર્મનો વિષય છે; તે તે દેશકાલાનુસાર

એ ભાવનાને સમજાવવા તથા અનુભવવા જે યોજનાઓ કરેલી છે તે અસાધારણ ધર્મનો વિષય છે. સાધારણ ધર્મ તો સર્વત્ર એકનો એક જ છે; અસાધારણ ધર્મ સર્વત્ર ભિન્ન છે.

દેશ, કાલ, શ્રવણ કરનાર એ સર્વે ઉપર જેને શાસ્ત્રમાં અધિકાર કહે છે તે ઉપર લક્ષ આપીને રચેલી ધર્મવ્યવસ્થા જ્યાંસુધી સતેજ અને સજીવ રહી ત્યાં સુધી તે તે ધર્મનો વિજય થયાં ગયો પણ મનુષ્યોને એમ લાગતું ગયું કે અમુક ધર્મપ્રકારો તો ખોટા છે, ઢોંગ છે, માત્ર કલ્પેલી યુક્તિઓ છે, તેમ તેમ તેમના મનમાંથી ધર્મ ઉપરની શ્રદ્ધા ઓછી થતે થતે ઘસાઈ જવા લાગી અને ધર્મને અંગે જે ઉદારતા, સ્વાર્પણ, પરાક્રમ, ભવ્યતા, તેમના લોહીમાં જાગ્રત્ હતાં તે અસ્તપ્રાય થઈ જઈ તેમને સ્થાને સ્વાર્થ, આલસ્ય, કૃપણતા, કુસંપ, અને નિસ્તેજસ્વિતાનો ઉદય થયો. ક્રિશ્ચિયન ધર્મનું મૂલસ્થાન જેરુસાલેમ તેને મુસલમાનોના હાથમાંથી છોડાવવાને જે પ્રજાના રાજકુમારોએ, સામંતોએ, કોઈ કોઈ રાજકુમારિકાઓએ અને ગૃહસ્થની સ્ત્રીઓએ, અનંત ધનનો અને પ્રાણનો વ્યય કરેલો તેની તે જ પ્રજા એ સમય પછીના એક જ શતકમાં એના એ જ ધર્મનો તિરસ્કાર કરતી, તેને પોપનો ઢોંગ માનતી, અને ધર્મભાવનામાંથી શિથિલ પડતી કેમ થઈ ગઈ? પંદરમા સદીને આરંભે કોન્સ્ટેન્ટિનોપલ પડી ભાગ્યું, અને ત્યાં પ્રાચીન સમયથી સંઘરાઈ રહેલી વિદ્યાસમૃદ્ધિનો આખા યુરપ ઉપર પ્રસાર થઈ ગયો; એ પ્રસારને અંગે વિદ્યા, કલા, સાહિત્ય, આદિ સર્વમાં વધારે તેજ આવ્યું, નવા નવા શોધ થયા, ધર્મની પણ વધારે શાસ્ત્રીય ચર્ચા ઊઠી, બાઈબલનાં લાટીન અને ગ્રીક ભાષાંતરો, તે બાઈબલના હિમાયતી ધર્મ-ગુરુઓ તેનો જે અર્થ પોતાના આચારવિચારમાં દર્શાવતા હતા તેને અનુરૂપ છે કે નથી તે જોવા માટે ફરીથી તપાસવા લાગ્યા. ધર્મગુરુઓએ પણ જિસસ ક્રાઈસ્ટના પ્રતિનિધિ ઠરી, તેને નામે પાપની માફીઓ, સ્વર્ગમાં જવાના પરવાના, ઇત્યાદિ પૈસા લેઈને વેચવા માંડયું હતું; એટલે એક પાસા ધર્મની ઉત્તમોત્તમ ભાવનાને વિશુદ્ધ ન રાખતાં લોકના અજ્ઞાનનો લાભ લેઈ પોતાનો સ્વાર્થ સાધવાનો પ્રકાર ધર્મગુરુઓમાં આવ્યો હતો, બીજી પાસા જ્ઞાન અને વિદ્યાની વૃદ્ધિ થવાથી લોકો વિચારવાન થયા હતા; —લ્યુથર જેવા એક અપ્રસિદ્ધ ખેડૂતને જ ધર્મગુરુઓના અધિકાર ઉપર આક્ષેપ કરવાનું અને બાઈબલનો ખરો અર્થ પ્રસિદ્ધ કરવાનું શૂર આવ્યું. જેને 'રિફોરમેશન' કહે છે તે સર્વત્ર પ્રસર્યો અને ધર્મની ભાવનાને ધર્મ-ગુરુઓએ જે અધર્મતામાં ઉતારી દીધી હતી તેને ઉચ્ચ સ્વરૂપે સ્થાપવારૂપ 'પ્રોટેસ્ટ'—વિરુદ્ધ મત—દર્શાવનારો 'પ્રોટેસ્ટંટ' પંથ ઉત્પન્ન થયો. એ સમયથી

ક્રિશ્ચિયન ધર્મ લોકમત અને સમયક્રમના જ્ઞાનપ્રકાશને અનુરૂપ થતો જ રહે છે, અને એમ સમયે સમયે પ્રકટ થતા અધિકારાનુસાર ધર્મના બાહ્યસ્વરૂપને યોજી ધર્મની મૂલ ઉત્તમોત્તમ ભાવનાને ઝાંખી થવા દેતો નથી. આ ધર્મમાં જો આવું થયું ન હોત તો તે ધર્મની અધમતાનો પ્રતિધ્વનિ તે ધર્મના અનુયાયીમાત્રના હૃદયમાં થયા વિના રહેત નહિ અને ક્રિશ્ચિયન સામ્રાજ્યનાં જે વૈભવ અને વિજય આજ આપણી દૃષ્ટિ આગળ છે તે કદાપિ સિદ્ધ થાત નહિ.

વર્તમાન સમયમાં જ્ઞાન અને કલાનો યુરપ અમેરિકામાં એટલો બધો ઉદય થયો છે કે ઘણેક સ્થાને પુનઃ ધર્મ ઉપર અનાસ્તા અને અશ્રદ્ધા પ્રકટ થયાં છે; નાસ્તિકોનો એક પ્રસિદ્ધ વર્ગ તે દેશમાં સુવિદિત છે. ફ્રાન્સમાં જે મહોટો રાજ્યવિપ્લવ આ શતકને આરંભે થઇ ગયો તેનું મૂલ કારણ ધર્મની અશ્રદ્ધા અને નાસ્તિકતા હતું; તેની તે જ નાસ્તિકતા અને અશ્રદ્ધા પુનઃ આ શતકને અંતે આખા પશ્ચિમ ગોલાર્ધ ઉપર વિલસી રહી છે. એમાંથી શું ફલ થશે તે અત્યારે કહેવું અનુચિત છે; કદાચિત્ 'થિયોસોફી' અને તત્સદૃશ પ્રયત્નોના યોગે ધર્મભાવના ઉપર પુનઃ શ્રદ્ધા સ્થિર થતાં, આપણે ધારીએ તેવું ભાવિ હાલ તુરત અતિ વિદૂર થઇ જાય; તથાપિ ધર્મ ઉપર અનાસ્તા અને અશ્રદ્ધા એ જ કોઇ પણ પ્રજાના વિનાશનાં મૂલ કારણ છે, અને તે તે ધર્મના અનુયાયીઓના અધિકારાનુસાર ધર્મના અસાધારણ એટલે બાહ્યસ્વરૂપમાં ફેરફાર ન કરવો એ તે તે ધર્મને શિથિલ કરનારું મૂલ કારણ છે, એમ સિદ્ધરૂપે માનવાને એકલા ક્રિશ્ચિયન ધર્મનો ઇતિહાસ સારો પૂરાવો છે.

જ્યાં જ્યાં ઐહિક વૈભવની વૃદ્ધિ થાય છે ત્યાં ત્યાં ધર્મનું બંધન પ્રાયશઃ શિથિલ થઇ પડે છે. ધર્મનું ફલ અદૃષ્ટ છે, પ્રત્યક્ષ રીતે દૃષ્ટિમાં આવે તેવું નથી; ઐહિક વિલાસોનું ફલ દૃષ્ટ છે, પ્રત્યક્ષ દૃષ્ટિમાં, રાગદ્વેષની તૃપ્તિરૂપે, ઊતરી શકે છે. મનુષ્યો દૃષ્ટને મૂકી અદૃષ્ટ ઉપર શ્રદ્ધા કરી શકતાં નથી; તેમાં પણ જેને દૃષ્ટ એવો વૈભવ નથી કે અદૃષ્ટ એવો ધર્મ નથી, એકે નથી, તે તો દૃષ્ટનું સ્મરણ માત્ર કરવા કરતાં અદૃષ્ટનું સ્મરણ કરી, દુઃખના દિવસ રામ સંભારવામાં ગાળે છે. પણ જ્યાં વૈભવાદિ સમૃદ્ધિ અને ઐહિક ભોગસાધનની સામગ્રી પ્રાપ્ત થઇ ત્યાં તેવા દૃષ્ટનો અનાદર કરી અદૃષ્ટ ઉપર દૃષ્ટિ રાખવાનું કોઇ મહાભાગ્યશાલી સંસ્કારવાનને જ સુસાધ્ય રહે છે. જેમ એક એક વ્યક્તિ પરત્વે આ વાત ખરી છે, તેમ એક એક પ્રજા અને એક એક રાજ્ય પરત્વે પણ આ વાત ખરી છે. રાજ્યનો વિસ્તાર બહુ વધી જાય, વ્યવસ્થા સારી રહે નહિ, વૈભવના

વિલાસમાં અધિકારી પુરુષો પ્રમાદી અને સ્વચ્છંદી થઈ જાય, પરસ્પરમાં કલહ વધે, ટૂંકામાં ધર્મની જે ઉચ્ચ અભેદભાવના તે ઉપર દૃષ્ટિ ન રાખી, રાજ્યકર્તા અને સામંતો અધાર્મિક થાય, એટલે કાલચક્રના ક્રમમાં કોઈ અન્ય અધિકારી જનો ઉપર તરી આવી અધર્મને ધર્મથી પરાસ્ત કરે, તે આલતી રાજ્યવ્યવસ્થાનો ભંગ થાય. ઇતિહાસમાં આવું અનેક વાર બન્યું છે; ક્રિશ્ચિયન ધર્મને અવલંબતી પ્રજાનો રાજ્યવિસ્તાર હવણાં હવણાં આવી અધાર્મિકતાને જન્મ આપે તેવો થઇ ગયો છે, તથાપિ જ્યાંસુધી તેમાં ધર્મની ઉચ્ચ અભેદભાવનાનો અંશ પણ રહેશે, ત્યાંસુધી તેને ક્ષતિ થવાનો સંભવ નથી; અને એમ ન થાય એમાં જ, વર્તમાન સમયે, જગતનું કલ્યાણ છે.

ઇસ્લામ અને બૌદ્ધ એ બે રાજ્યો પડી ભાગ્યાં તે, રાજ્યના અતિશય વિસ્તાર અને વૈભવને અંગે ઉદ્ભવતી અધાર્મિકતામાંથી પડી ભાગ્યાં એમ કહેવાને આ ઉપોદ્ઘાત કરેલો છે. વેદધર્મનું વિશાલ સામ્રાજ્ય તૂટયું તેનું કારણ તે ધર્મના અસાધારણ સ્વરૂપે સમયકાલના વૃદ્ધિ પામતા અધિકાર ઉપર પૂર્ણ લક્ષ ન આપ્યું, લ્યુથરની પેઠે ઊભા થયેલા બાદ્ધાદિનો સ્વીકાર ન કર્યો, તે હોય એમ લાગે છે. આ વિષે ટૂંકમાં વિવેચન કરી આપણે જે સાર સિદ્ધ કરવો છે તેની પુષ્ટિ કરીએ.

ઇસ્લામ ધર્મના બલથી પ્રાણાર્પણમાં આત્મકર્તવ્ય માનનાર આરબો અને મુસલમાનોએ પૂર્વમાં તાતાર, ચીન, હિંદુસ્તાન અને પશ્ચિમમાં ફ્રાન્સ સુધી રાજ્ય સ્થાપ્યું હતું. પણ અતિ વિસ્તારને અંગે જે વ્યાપક બુદ્ધિ અને વ્યવસ્થાની શક્તિ જોઈએ તેનો એ રાજ્યમાં અભાવ દીઠામાં આવે છે; વૈભવની વૃદ્ધિ થવાની સાથે વૈભવને અંગે વળગી રહેલા દુર્ગુણોની પણ વૃદ્ધિ થાય છે, અને તેમના પ્રવેશની સામા થવાનું જેમાં બલ નહિ એવી ભૂમિમાં તે સત્વર મૂલ નાખી શકે છે. ઈશ્વરને નામે પ્રાણાર્પણ કરેલો વૈભવ ઇસ્લામ સામ્રાજ્યને આલસ્યપ્રમાદાદિ દુર્ગુણોથી શિથિલ કરી નાખનારો નીવડયો એટલું જ નહિ પણ એ ધર્મના સ્વરૂપમાં પરધર્મને સહન ન કરવાનો જે આગ્રહ હતો તેણે એ રાજ્યની પડતી બહુ વહેલી આણી આપી. ધર્મભાવનાના જે બલથી ઇસ્લામીઓ વૃદ્ધિ પામ્યા તે જ બલને અંગે જે ક્ષમારૂપ ભૂષણ જોઇએ તેનો તેમનામાં અભાવ હતો. જે તે પ્રકારે ધર્મમાત્રનો ઉચ્છેદ કરી એક ઇસ્લામ ધર્મ જ પ્રવર્તાવવાની તેમની ઝનૂને તેમને હાથે ઘણાં અકૃત્યો કરાવ્યાં અને આર્યાવર્તમાં તેમ અન્યત્ર, પોતાની વહાલામાં વહાલી ધર્મભાવનાનો ત્યાગ ન કરવાને આગ્રહે ચડી કોટિ કોટિ વીરોના રુધિરની નીકો વળી ગઇ. યુરપમાં ક્રિશ્ચિયન ધર્મનું ઐક્ય પ્રબલ

હતું, અને 'ફ્યુડલ' પદ્ધતિના મધ્યાહ્ન હતા, એટલે ફ્રાન્સમાં ચાર્લ્સ માર્ટેલે ઇસ્લામનો પરાજય કર્યો, પણ દિલ્હીની ગાદી તો ચોહાણ અને રાઠોડોનાં પરસ્પર ઇર્ષ્યા અને દ્વેષમાં ઇસ્લામને હાથ ગઈ, પણ તેમના ધર્મમાં રહેલું પરધર્મીને સ્વધર્મી કરવાનું બીજ તેમના રાજ્યને નિર્બલ આર્યાવર્તમાં પણ હાનિકર્તા થઇ પડયું. સ્વધર્મમાત્રમાં ન રહેતાં, વૈભવથી ઉન્મત્ત થઈ, પરધર્મીઓને પણ પોતાના રાજવૈભવથી અનેક રીતે ઉપદ્રવ કરવામાંથી, રાજસ્થાનના ક્ષત્રિય વીરોએ જર્જરિત કરેલા ઇસ્લામને મરેઠાઓએ આર્યાવર્તમાંથી અસ્તવ્યસ્ત કરી નાખ્યું છે. ક્રિશ્ચિયન ધર્મે જેમ દેશકાલને અનુસરી 'રિફોર્મેશન'–ની સાહાય્યથી ધર્મબલનું રક્ષણ સાચવી રાખ્યું; આર્યાવર્ત જેવા અનેક ધર્મવાળા દેશ ઉપર રાજ્ય પ્રાપ્ત થયા છતાં પણ જેમ દેશકાલ વિચારી ધર્મ સંબંધે મધ્યસ્થતાને માર્ગે ચાલવાની રાજનીતિ તેમણે તુરત જ સ્વીકારી, તેમ ઇસ્લામી ધર્મના રાજ્યકર્તાઓ અધિકારના મદથી ઉન્મત્ત થઈ પરધર્મ ઉપર અભિદ્રવ કરતાં પાછા હઠયા નહિ. ધર્મ પાલવાને નિમિત્તે પરધર્મનાં મનુષ્યોના મનને અનંત ક્લેશપરંપરા ઉપજાવવી એ કોઇ પણ ધર્મમાં ધર્મ કહી શકાય નહિ, અને જેને આપણે સર્વ ધર્મના મૂલરૂપ પરમધર્મ કહીએ છીએ તેમાં તો તેનો સમાસ હોય જ નહિ. રાજ્યપદને લીધે, 'પારકા' માનેલા ધર્મને પાલનારનાં સુખશાન્તિ આદિની લેશ પણ કાળજી કરવા વિના, ધર્માંધતામાં રહી, દેશકાલાનુસાર વર્તન ન રાખવાને લીધે, અર્થાત્ અધાર્મિકતાથી ઇસ્લામ સામ્રાજ્યનો વિનાશ થયો. કેવળ બળ અને બલાત્કાર ઉપર રાજ્ય ચાલતું નથી; પણ તે જ વાતનો આશ્રય કરી અધાર્મિક થઇ ઇસ્લામધર્માનુયાયીઓ રાજ્ય સાચવવા ગયા તે સચવાયું નહિ.

આ પ્રકારે રાજ્યના અતિશય વિસ્તાર અને વૈભવને અંગે ઉદ્ભવતી અધાર્મિકતામાંથી ઇસ્લામનું સામ્રાજ્ય ગયું એમ સમજાય છે. બૌદ્ધ સામ્રાજ્ય પણ એ જ રીતે ગયેલું છે. બૌદ્ધ સામ્રાજ્યનો મધ્યાહ્નકાલ અશોકના વખતમાં હતો. કાઠિયાવાડ, ઓરિસા, પેશાવર, પર્યંત તેનાં શાસનો પર્વતોમાં કોરેલાં મળી આવે છે, એ જ તેના સામ્રાજ્યની સાક્ષી છે; મહાન સિકંદરે પણ તેના વિષે પોતાના લેખોમાં વર્ણન કરેલું છે. બુદ્ધના ઉપદેશોનો સાર એ હતો કે તૃષ્ણાનો ઉચ્છેદ કરી નિર્વાણ પ્રાપ્ત કરવું. આ તૃષ્ણોચ્છેદને અર્થે વેદાદિકમાં કહેલાં આચાર કર્મ આદિની આવશ્યકતા નથી, જે દશ મહાવ્રતરૂપ નીતિનિયમ ( સત્ય, સંતોષ, ક્ષમા, બ્રહ્મચર્યાદિક ) છે તે જ વિશુદ્ધિનો માર્ગ દર્શાવી સર્વ સાધી આપવા સમર્થ છે; વર્ણાશ્રમ અને બ્રાહ્મણોએ પ્રતિપાદન કરેલો આચાર તેના ઉપર બુદ્ધનો બહુ કટાક્ષ છે,

અને સર્વ વર્ણને સમાનભાવથી તૃષ્ણોચ્છેદનો રહસ્યમાર્ગ સમજાવવાનો રાજયોગ બ્રાહ્મણો ગુરુભાવ રાખી છુપાવી રાખે છે તે પ્રસિદ્ધ કરી જગતમાત્રને નિર્વાણનો પરમાનંદ લેવરાવવો એ તેના પ્રેમાલ હૃદયનો ઉદ્ઘોષ છે. स्रजमपि शिरस्यंधः क्षिप्तां धुनोत्यहिशंकया। અંધને ગલે પુષ્પમાલા પડે તોપણ તે સર્પની ભ્રાંતિથી તેને ઉછાળીને ફેંકી દે એવો જનવ્યવહાર છે; ગમે તેવું પરમ સત્ય હોય તોપણ તે સર્વદા, કહેનાર સાંભળનારની સ્થિતિ સંબંધ આદિ અનુસાર જ સત્ય કે અસત્ય રૂપે ગ્રહાઇ જાય છે; પરમ શ્રદ્ધા છતાં કહેનારની પદ્ધતિથી પણ તેમાં ફેર પડી આવે છે; ને સર્વ કરતાં સાંભળનારની બુદ્ધિ જેટલે પહોંચી હોય તેટલે જ સત્યનો પણ પ્રકાશ પહોંચી શકે છે. ટૂંકામાં, સત્ય ગમે તેવું સત્ય હોય તોપણ અધિકારાનુસાર જ તેનું ગ્રહણ થાય છે, ને અનધિકારીના હાથમાં તે જઇ પડે તો તેને હાનિ કરી બેસે છે. કપિલવસ્તુના રાજકુમારને બુદ્ધત્વનો પ્રકાશ પ્રાપ્ત થયા છતાં, સંસારની રીતિ જાણવામાં ન હતી; 'કંદોઇની છોકરી સર્વને ખાજાંની ભૂકરી ખાતાં જાણે' એવી સંસાર સંબંધે તેની જ્ઞાનમર્યાદા હતી; એટલે જે બોધથી પોતે પરમાનંદનિમગ્ન હતા, તે બોધમાં અધિકારનો સંભવ છે એ ઉપર તેમનું લક્ષ રહેલું લાગતું નથી.

ફલ એ થયું કે વચનમાત્રનાં બુદ્ધનાં મહા સત્યોનો ઉચ્ચાર કરતા ભિક્ષુઓ આચારે નીચત્વને પામતા ગયા; બુદ્ધના પોતાના નિર્વાણ પછી તેના ઉપદેશની ભવ્યતાને પ્રત્યક્ષ દર્શાવનાર કોઇ એક પણ ભવ્યમૂર્તિ રહી નહિ; અને સર્વ સમાનતાનો સદુપયોગ થવાને સ્થાને દુરુપયોગ થઇ ધર્મની બહુ શિથિલતા વ્યાપી ઊઠી. એ ધર્મ આજકાલના વેદાન્તની પેઠે વાણીધર્મ થઇ ગયો; મૌર્યવંશની પડતીના સમયનાં નાટકાદિ જોતાં જણાય છે કે બૌદ્ધધર્મની કોઇ કોઇ આર્યાઓ અને કોઇ કોઇ ભિક્ષુઓના આચાર કેવા નિકૃષ્ટત્વને પામ્યા હોવા જોઇએ. આ પ્રકારે જે અધાર્મિકતા પ્રસરી તેને પરિણામે મૌર્યવંશી ક્ષત્રિયની ગાદી ઉપર શૂદ્રોએ રાજાનો વિઘાત કરીને પોતાનો પગ મૂક્યો, અને દબાઇ રહેલા બ્રાહ્મણધર્મનો પ્રત્યાઘાત* થતાં બૌદ્ધ સામ્રાજ્યને સાચવવાનું ક્ષત્રિયોના જેવું શૂદ્રો દર્શાવી શક્યા નહિ. મહાત્મા બુદ્ધના નિર્વાણ પછી અતિ ટૂંકા સમયમાં આર્યાવર્તમાંથી તેના ધર્મનું પણ નિર્વાણ થઇ ગયું, અને આર્યાવર્તની બહાર જે દેશોમાં, પ્રાચીન ધર્માચાર કે વર્ણવ્યવસ્થા તેને વિરોધી ન હતાં ત્યાં તે સ્થાન પામ્યો.

'સુદર્શન' : જુન–સપ્ટેમ્બર, ૧૮૯૭.

---

* બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓએ બૌદ્ધોની કતલ કરી નંખાવી એ વાત અપ્રમાણ છે.

# કૉન્ગ્રેસ—કૉન્વેન્શન

કૉન્ગ્રેસ! કૉન્વેન્શન! બન્ને અંગ્રેજી શબ્દો છે; પણ તેમનો અર્થ એક જ છેઃ સભા, મંડલ, સમાજ, મેળો. આવો સામાન્ય અર્થ છે ખરો, પણ તેમનો રૂઢાર્થ જુદો જ છે. કૉન્ગ્રેસ શબ્દ, આપણા દેશની રાજકીય સ્થિતિને ઉચ્ચતાએ પમાડવા સારુ તન મન અને ધનથી પ્રયત્નવાન થયેલા વીર પુરુષોનું મહામંડલ, તેનું નામ છે. કૉન્વેન્શન, દેશદેશના ધર્મ તપાસી સર્વમાન્ય એક ધર્મ બતાવતાં આર્ય ધર્મની મહત્તા સમજાવી માણસની આધ્યાત્મિક ઉન્નતિ પાછળ મથનાર પરમાર્થદષ્ટિવાળા વીરાઓનો મેળો છે. રાજકીય ઉન્નતિ! ધાર્મિક ઉન્નતિ! આ બે હેતુ! બન્ને હેતુવાળાં બન્ને મંડળ પ્રતિવર્ષ મળે છે, તેમનો જન્મ પણ લગભગ સમકાલીન જ છે, કૉન્વેન્શન એકાદ વર્ષ વધારે જૂનું છે એટલું જ. એકમાં સર્વ કોમના, હિંદુ, પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન, યુરોપિયન સર્વે લોક, દેશોન્નતિનાં સાધનનું ચિંતવન કરવા આખા હિંદુસ્તાનમાંથી હર્ષભેર ભેગા મળે છે. બીજામાં સર્વ કોમના, હિંદુસ્તાન તેમ ટીબેટ, બ્રહ્મદેશ, યુરોપ, અમેરિકા, અને આસ્ટ્રેલિયાથી અથાગ વ્યય કરી પરમાહ્લાદથી પોતાના ભાઈઓને મળી આધ્યાત્મિક શોધો સંબંધી વિચાર આપવા-લેવા ભેગા મળે છે. બન્ને મળે છે હિંદુસ્તાનમાં જ, એક વારાફરતી મુખ્ય મુખ્ય શહેરોમાં, બીજી નિરંતર મદ્રાસમાં જ. વળી બન્ને ડિસેંબરમાં જ મળે છે, ક્રિસ્તમસમાં જ! ઉભયને જન્મ આપનાર પણ, વિદેશીય-યુરોપિયન જ! આ બે સમાજનું આવું મળતાપણું, ઉભયના હેતુનું એકપણું-ઉન્નતિ—ને તે સાધવા માટે આ બન્ને સમાજોમાં ભાગ લેતા વીરપુરુષોનું વર્ણ જાતિ વિચાર ધર્મ ઇત્યાદિના ભેદ ભૂલી જઈ એક પ્રવાહરૂપે એકાગ્ર થવું એ બધું કાંઈ પણ સૂચવે છે! તર્કના તરંગને, આ બે બહેનોનું રૂપ વિચારી, નવો પાનો ચડે છે; તે કૂદી પડી આડો અવળો ઊંચો ઊંચો ઊડતા ગમે તેમ વિચારે છે-લવે છે-ગોઠવે છે! આવો, આર્યો! ભાઈઓ બહેનો, તમે એ તરંગ ઉપર સવાર થશો? થાઓ થાઓ! તમારું, તમારા દેશનું તમારા આત્માનું, તમારી પ્રજાનું બધાનું કલ્યાણ એમાં જ છે.

બિચારી થીઓસૉફિકલ સોસાયટીએ દશ બાર વર્ષ પર હિંદુસ્તાનના કિનારા પર પગ મૂકયો ત્યારે કોણ જાણતું હતું કે તે શું કરશે? એ તે કોણ છે? ભૂત છે, પ્રેત છે, રાક્ષસ છે, જાદુગર છે, ધર્મ સમજનારા છે, ક્રિશ્ચિયન ધર્મને ફેલાવવા ઢોંગ મચાવનાર છે, કે છેવટ રશિયન સ્પાઈ એટલે છૂપા બાતમીદાર છે? આજ જણાઈ ચૂકયું છે કે તે આમાંનું

કાંઈએ નથી. કેવળ નિઃસ્વાર્થ શોધ કરી આર્યધર્મની ખરી ઉન્નતિ કરવાને મથનાર પરમાર્થબુદ્ધિવાળું મંડલ છે. અલબત તેની રીતિમાં, તેની કૃતિમાં, તેના વિચાર લોકોમાં ફેલાવવાના યત્નોમાં અહીં તહીં ભૂલો ખામીઓ મતભેદ થયાં હશે, ને તેથી કોઈ ઠામે પ્રીતિ, કોઈ ઠામે દ્વેષ, કોઈ ઠામે તિરસ્કાર, એ તેને માથે પડયાં હશે, પણ તેનું કૃત્ય અવિચ્છિન્ન એકાગ્ર ચાલ્યું ગયું છે, આજ હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેરોમાં તેની એક એક શાખા છે, યુરોપ અમેરિકા આસ્ટ્રેલિયા, બરમા, ટીબેટ અને સીલોન પણ તેના ધ્વનિનાં અજાણ્યાં નથી. સર્વ ધર્મનો સાર આર્યધર્મ તે જ ખરો, તે જ પાળવાજોગ તે જ શોધવાજોગ,—ધર્મોન્નતિ, આત્મોન્નતિ, પ્રેમોન્નતિ, દેશોન્નતિ, સુખોન્નતિ, રાજ્યોન્નતિ–એ સિદ્ધાન્ત! તે ઉપર તેનું મથન, તેની લડત, તેનો શોધ, ને તેની મહેનત. ત્યારે પૂછીએ કે એ બધાથી હિંદુસ્તાનને શું? આજથી પંદર વર્ષ ઉપર કેવા હતા તે વિચારો એટલે એનું ઉત્તર આવી જશે. અમે તો નિર્માલ્ય છીએ, અમારા બાપદાદા બેવકૂફ છે; અમારો ધર્મ ઠીક છે, બીહીતે બીહીતે પળાયો તો પાળ્યો નહિ તો બળ્યો, આવા તમારા વિચાર હતા; આજ તમે અમો અમુક વાતના હકદાર છીએ, અમે એક મહાન પ્રતાપી પ્રજાના વંશજો છીએ, અમે અમારા ધર્મની મહત્તામાં મગરૂર હોઈ ટીલાં ટપકાં તાણી ગમે તેવા હડહડતા અંગ્રેજ આગળ ખડા છીએ, એમ વર્તો છો! આટલો બધો ફેરફાર કેમ થયો? અરે! એથી બીજી મોટી વાત વિચારો. હિંદુ, મુસલમાન, પારસી બધા–આપણે તો એક પ્રજા છીએ, આપણે એકધર્મી છીએ, ખુદા એનો એ જ છે, ચાલો આપણે ભેગા મળી મંડીએ. એમ બોલતા કયાંથી થયા? છેવટે પૂછીએ કે તમારી નેશનલ કૉન્ગ્રસ કયાંથી જન્મ પામી? આ નવા તાજા લોહીનું બચ્ચું સિંહબાલ જેવું પરાક્રમ કયાંથી પ્રકાશવા મંડયું?

પ્રખ્યાત ડાક્તર આર્નોલ્ડે કહ્યું છે કે જે દેશને પોતાનો પૂર્વનો ઇતિહાસ મગરૂર થવાજોગ નથી, તે દેશ છેક નિસ્તેજ, નિર્માલ્ય અને પરાક્રમહીન થઈ છેવટે ગુલામગીરીમાં ડુબે છે. એ ટીકા તેણે ફ્રેંચ રેવોલ્યુશનની કતલ સંબંધે કરી હતી. હિંદુ પ્રજા શું તેવી છે? તેમને પોતાના પુરાતન ઇતિહાસ માટે મગરૂર થવાનું કારણ શું નથી? છે, ત્યારે કયાં ગયું તેનું ફલ? શા માટે નિસ્તેજ થઈ પડી રહેવાય? મગરૂર થવા જેવું તો છે, પણ તેમ થવામાં આપણી હિંમત દબાઈ ગઈ હતી, આપણે સાહેબ સુધારામાં અંજાઈ પડયા હતા, એટલે કયાંથી પરાક્રમ ને કયાંથી ઐકય! જ્યારે 'સુધારા'નાં તમામ પીછાં વીખેરાવા લાગ્યાં, આપણાં પ્રાચીન ધર્મ-કર્મનું માહાત્મ્ય સમજાવા લાગ્યું, ત્યારે આપણામાં હિંમત જાગ્રત થઈ,

આપણે પુનઃ આર્યપદને પામવા ઊઠયા. પોતે પોતાને માન આપી ન શકે તો પછી બીજો કોણ તેને માન આપે? પણ પોતે પોતાને માન આપે તે માટે તો પોતાની યોગ્યતા, મહત્તા, જરૂરિયાત એ બધું સમજવું જોઈએ. એ હવે સમજાયું છે, અમે છિયે, એ બુદ્ધિ હવે જાગી છે, તો પરિણામ ઈશ્વર સારાં જ આપે છે.—'નેશનલ કોન્ગ્રેસ,' રાજકીય ઉન્નતિ, દેશોન્નતિ, એક સંપ, તમારા પાકા દુશ્મનો તરફથી પણ 'તમે ખરા' એવું તમને માન!!

ઉન્નતિ માત્રનું મૂળ ધર્મોન્નતિ છે, આત્મોન્નતિ છે. જ્યાંસુધી આત્મોન્નતિ નથી ત્યાંસુધી કોઇ પ્રકારની ઉન્નતિની આશા રાખવી ફોકટ છે. આત્મા શું છે, તેની કિંમત કેટલી છે, એ સમજાયા વિના, સંસાર, નીતિ, વ્યવહાર, કે રાજ્ય કોઈપણ વાત સમજાતી નથી. આત્મોન્નતિની કૂંચી હાથ લાગતાં બધાં તાળાં ખુલી જાય છે, ને ઉન્નતિમાત્રના ભંડાર નજરે રમી રહે છે. ત્યારે ધર્મોન્નતિ રાજ્યોન્નતિ ઉભય ઊલટા જણાતા વિષય એક છે એમ કહીશું!! આત્મોન્નતિ થવાના જ પરિણામમાં રાજ્યોન્નતિ પણ! અલબત ઘણાંએ કારણો છે, કે જેથી આ સમયે 'કોંગ્રેસ'નો ઉદ્ભવ થવો અંકિત હતો, પણ તે બધાંમાં આ ૧૫ વર્ષમાં ચાલેલી આત્મોન્નતિ એક મુખ્ય કારણરૂપ નથી એમ કોણ હવે કહી શકશે? અરે! કોંગ્રેસરૂપ પેલો પૂજ્ય પુરુષ-હ્યુમ-તે પણ એકવાર તો થીઓસોફિસ્ટ!! આ બધી આત્મોન્નતિને માર્ગે દોરનાર કોણ? પેલી બહુ વગોવાયેલી બિચારી થીઓસોફિકલ સોસાયટી, હો! કોંગ્રેસ-કોન્વેન્શન! સગી બહેનો! તેમનો નિરંતર જય જય ને જય થાઓ! આર્યભૂમિ તેમની માતા પરમ પ્રમોદ પામો!!

'પ્રિયંવદા': નવેમ્બર, ૧૮૮૮.

# ભાષા

## ભાષા

ભાષાની ઉત્પત્તિ મનુષ્યોએ સંકેતવાળા શબ્દો યોજવા માંડયા ત્યારથી થયેલી માનીએ તો બાધ નથી. ડા. મેક્ષમ્યૂલર જેવા સમર્થ પંડિતોએ ભાષાની ઉત્પત્તિ અને વૃદ્ધિ વિષે બહુ બહુ વિચારો કરેલા છે, તેના વિષે અત્ર કાંઈ પણ વક્તવ્ય નથી. ભાષા એટલે વિચારને આપેલો વેષ, કેવા કેવા વેષવાળો વિચાર કેવી અસર કરી શકશે એ વિવેકપૂર્વક યોજાયેલી શબ્દરચના, એટલું નિશ્ચયપૂર્વક સમજી રાખવા માટે આપણે ભાષાની ઉત્પત્તિના પ્રકારને સ્મરણમાં લાવવો પડે છે. અને ભાષાનું આ સ્વરૂપ લક્ષમાં ન રહેવાથી બહુ બહુ પ્રકારની ભૂલો થાય છે. કેટલાક એમ માને છે કે જે ભાષામાં આપણે જન્મ્યા છીએ, જે ભાષાની કેળવણી લીધી છે, તે ભાષામાં લખાયલું એવું કાંઈ ન હોઈ શકે કે જે આપણા સમજવામાં ન આવે. કેટલાક એમ માને છે કે ભાષાને સરલ કે કઠિન રાખી લેવાથી લેખનો હેતુ સિદ્ધ થાય છે; સરલ રાખવાની પક્ષમાં એમ કહેવાય છે કે વાચકને શબ્દના દર્શનની સાથે જ અર્થસંગતિનો બોધ થઈ જતાં લેખક વાચક ઉભયની કૃતાર્થતા થઇ રહે છે: કઠિન રાખવાની પક્ષમાં એમ કહેવાય છે કે ભાષા નિરંતર ઉચ્ચ વર્ગ અને ઉચ્ચ ગ્રન્થોમાં હોય તેવી જ રાખવાથી પુન: આપણે તેની ઉચ્ચતાએ જઈ શકીએ. આ બધા વિચારોમાં સત્યનો ઘણો અંશ રહેલો છે એમાં સંશય નથી, તથાપિ આ સંબંધનું સમગ્ર સત્ય એ જ છે એમ ન કહી શકાય.

આ બધા તર્કોમાં વિચાર અને ભાષા બે જુદાં રહી શકતાં હોય એવું સ્વીકારી લેવામાં આવ્યું છે એ જ ભૂલ છે. વિચાર આવે અને તે પછી તેને માટેની ભાષા યોજાય એમ માનવું એ ભાષા અને વિચારના સંબંધને ન સમજવાનું પરિણામ છે. વાણી વિના વિચાર થઇ શકે કે નહિ ? એ પ્રશ્ન ઘણા ઘણા તર્ક-વિતર્ક અને વિવાદનો વિષય થઈ પડેલો છે; તથાપિ એટલું સ્વીકારવામાં કાંઇ બાધ જણાતો નથી કે વાણી અથવા ભાષા એટલે કે

અમુક અમુક વિચારને દર્શાવનારા સંકેતરૂપ સંજ્ઞા ન હોય તો વિચાર ચલાવી શકાય નહિ. 'વિચાર કરવો' એનો અર્થ જ એ છે કે કોઈ બે સંજ્ઞા વચ્ચે શો સંબંધ છે તે જોવું અને તે સંબંધમાંથી બીજા સંબંધો ઉપજાવવા. મોઢે બોલ્યા વિના કે કાગળ ઉપર લખ્યા વિના કેવળ મનમાં ને મનમાં પણ જે વિચાર ચાલે તે કોઈ પણ બે અથવા તેથી વધારે સંજ્ઞાઓનો સંબંધ લક્ષમાં રાખ્યા વિના ચાલી શકે નહિ. આવા અનુભવથી એમ સમજાય છે કે ભાષા વિના વિચાર-થઈ શકતો નથી. વિચાર પ્રથમ કે ભાષા પ્રથમ એ તત્ત્વનિશ્ચયની ગૂંચવણમાં ન ઊતરતાં, પ્રકૃત પ્રસંગને અર્થે એવો સ્વીકાર કરવો ઉચિત છે કે ઉભયે સાથે જ ચાલે છે, સાથે જ ઉદ્ભવે છે, સાથે જ આકાર થાય છે. સ્પષ્ટ અક્ષરાત્મક ભાષા જેમને પ્રાપ્ત નથી તે સંજ્ઞાથી અને અંગવિકારોથી વિચારવ્યાપાર દર્શાવે છે, અક્ષરાત્મક ભાષાને જાણનાર શબ્દો અને વાક્યોની યોજનાથી વિચારનો વિનિમય કરે છે. વિચાર અને ભાષાનો આવો અભેદ હોવાથી વિચાર પ્રથમે આવે ને તે પછી તેને માટેની ભાષા યોજાય અને તે સરલ કે કઠિન, યથારુચિ, રાખી શકાય એમ માનવું તે, બુદ્ધિના વ્યાપારને યથાર્થ રીતે ન સમજવાનું પરિણામ છે.

વિચારને અનુકૂલ ભાષા સ્વતઃ જ ઉદ્ભવે છે. જેવો વિચારનો વેગ, વિચારની તન્મયતા, તેવી વાણી સ્વતઃ જ ઉચ્ચરાય છે. પ્રાણીઓમાં પણ એ નિયમનું સ્વરૂપ પ્રત્યક્ષ જણાય છે. જેવો તેમની પ્રેરણાનો વેગ અને પ્રકાર તેવી તેમની ભાષા આપણને સમજાય છે. મનુષ્યોમાં પણ એનું એ જ જણાય છે. અશિક્ષિત એટલે જેમને લખવાવાંચવાનો પરિચય નથી તેવા મનુષ્યો, પોતાના અંતરના પ્રકાર અને વેગને અનુકૂલ ભાષા સ્વતઃ જ ઉચ્ચારે છે. સાહિત્યશાસ્ત્રવાળાએ અમુક રસને અમુક પ્રકારની અક્ષરયોજના અને શબ્દરચના પોષક છે એમ કહ્યું છે ત્યાં પણ રસ ન છતાં તેવી અક્ષરયોજના બલાત્કારે લાવવાથી રસની નિષ્પત્તિ કે પુષ્ટિ થતી નથી; તે તે રસના આવેગવાળું હૃદય તેવા તેવા પ્રકારની ભાષાદ્વારા જ બહાર દર્શન દે છે એટલું જ તાત્પર્ય છે. એટલે ભાષાને અમુક પ્રકારની કરવી કે ન કરવી એવો જે વિચાર છે તે ભ્રમમૂલક જણાય છે. લેખકો પોતાની પ્રતિભાના વેગમાં જે ભાષાદ્વારા તે વેગ પ્રદર્શિત થઈ જાય તે ભાષાદ્વારા તેને પ્રકટ કરે છે; પુનરવલોકન કરતાં મૂલના વિચારને દર્શાવવાનો કોઈ ભાષાપ્રકાર વધારે સારો લાગે તો તેટલો ફેરફાર કરી કે કરાવી લે છે; પણ વિચારનો વેગ પ્રદર્શિત કરતી વેળાએ શબ્દો સરલ રાખું કે કઠિન રાખું, સંસ્કૃત રાખું કે પ્રાકૃત રાખું એ ઉપર તેનું લેશ પણ લક્ષ હોતું

નથી. લક્ષ હોતું નથી એટલું જ નહિ, હોઇ શકે પણ નહિ, શબ્દોને વિચારતાં તેવા લેખક પોતાના વિચારની ઊર્મિને જ બગાડી નાખે. વિચારને દર્શાવવાને સમયે જ્યારે શબ્દરચના ઉપર લક્ષ રખાય જ નહિ, તેમ પુનરવલોકનમાં એ મૂલ વિચારને દર્શાવવાની વધારે સારી રચના કરવા કરતાં બીજો ફેરફાર કરી શકાય નહિ, ત્યારે લખી રહ્યા પછી, જાણી જોઇને, આ શબ્દને સ્થાને આ શબ્દ મૂકો ને આ શબ્દને સ્થાને આ શબ્દ મૂકો, એવું કરનારને તો શબ્દશક્તિનું કે લેખકના ઉત્તમોત્તમ કર્તવ્યનું ભાન જ નથી એમ કહેવાય.

જે ઉત્તમ લેખકો પ્રતિભાનો પ્રસાદ પામી પોતાના અખૂટ અને અગાધ હૃદયરસનો આખા વિશ્વ ઉપર વાણીદ્વારા વિસ્તાર કરવા ભાગ્યશાલી થાય છે તે ભાષા અને શબ્દરચનાના વિચારોમાં કદાપિ ગૂંચવાતા નથી. ભવભૂતિએ કહ્યું છે તેમ,

> लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।
> मुनीनां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

જે પ્રતિભાપ્રસાદથી પુનિત મહાત્માઓ છે તેમની વાણી પૂઠે અર્થ સ્વતઃ જ દોડતો ચાલે છે, અર્થને આણીને તેને અનુકૂલ વાણી યોજવી એ તો પ્રતિભાશૂન્ય લૌકિક, વ્યાપારીઓનું, પ્રાકૃત કર્મ છે. પ્રત્યેક વિચાર અંતઃકરણમાં સાકાર થાય છે તે અમુક પ્રકારની શબ્દસંજ્ઞાને અવલંબે જ સાકાર થાય છે; તેવો ને તેવો જ જો એ વિચાર બહાર દર્શાવાય નહિ તો, એ વિચારના મૂલ ઉપાસકને જે આનંદ કે પ્રેમ આવીને તે વિચાર વાચકને આપવાની રુચિ થઈ તે આનંદ કે પ્રેમ કદાપિ સામાને આપી શકાય નહિ. એટલે પ્રત્યેક વિચાર, પ્રત્યેક શાસ્ત્ર, પ્રત્યેક લેખ, તેને પોતપોતાની વિશિષ્ટ વાણીનો પ્રકાર, સ્વાભાવિક રીતે જ, વળગેલો હોવો જોઈએ અને હોય છે. એમાં સરલકઠિનનો વિવેક કરવાનો અવકાશ જ નથી.

સરલ કે કઠિન એ વાત વાસ્તવિક દૃષ્ટિએ જોતાં, વાણીના પ્રસિદ્ધત્વ કે અપ્રસિદ્ધત્વ ઉપર રહેતી નથી. શ્રોતા અથવા વાચકને કોઈ એક વચનગત શબ્દમાત્ર પ્રસિદ્ધ હોય તથાપિ તે વચનમાં રહેલો અર્થચમત્કાર તેની બુદ્ધિમાં ઉદય થઈ શકે એવો તેનો અધિકાર ન હોય તો એ વચન તેને રુચિકર ન થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. ભાષા ઉપર આગ્રહ કરનારે આ વાત બહુ લક્ષમાં લેવા જેવી છે, સરલકઠિનનો વિવેક લેખકે કરવાનો નથી, વાચકે કરવાનો છે, કેમકે સરલ અથવા કઠિન તે વિશેષણ વાચકની બુદ્ધિને ગ્રહણ કરવાની જે શક્તિ હોય તેની અપેક્ષાએ યોજાયેલું છે. લેખક પોતે તો પ્રતિભાના પ્રવાહમાં સર્વદા નિરક્ષેપ વિહરે છે ને જે પ્રમોદ

પોતાના હૃદયમાં વ્યાપે છે તે પોતાના જેવાં હૃદયોમાં ઉપજાવવા તેનો ઉચ્ચાર કરી દે છે. તેનું ગ્રહણ થવું ન થવું એ શ્રોતા કે વાચકના અધિકાર ઉપર છે.

એ પ્રશ્ન થાય કે લેખકોએ પોતાના લેખને ગ્રહણ કરનાર હૃદયો ઉપજાવવાં એ તેમનું કર્તવ્ય નથી? જે હૃદયો એવા લેખકોના હૃદયની સમાન હોય તેમને તો તેમના લેખની અપેક્ષા નથી. જે હૃદયો તેમના લેખને ગ્રહણ કરવા તત્પર નથી તેમને તે લેખ નકામા છે, ત્યારે ઉભયે પ્રકારે તેમની પ્રવૃત્તિ વ્યર્થ નથી? સમાનરસવાળું હૃદય ઉપજાવવું એ તો પ્રત્યેક લેખક, વક્તા, ઉપદેશક, સર્વનું કર્તવ્ય છે, પરંતુ અમુક લેખ અવગત થવાને અર્થે જે બુદ્ધિ જોઈએ તે પણ તેના તે લેખથી જ કે તે લેખ વિસ્તારનારના અન્ય પ્રયત્નથી આવવી જોઈએ એ તો અશક્ય છે. લેખોના પણ અનંત પ્રકાર છે; પોતાની બુદ્ધિને અનુકૂલ પ્રકારનો આશ્રય કરતે કરતે અધિકારાનુસાર જે લેખનું હૃદય ગ્રહવાની શક્તિ આવે તે ગ્રહી શકાય છે. અર્થાત્ લખકો પોતે પોતાના લેખને ગ્રહવાનું સામર્થ્ય પણ ઉપજાવી આપે એવું કદાપિ થઈ શકતું નથી; સામર્થ્ય ઉપજાવી આપનારા લેખકો પણ હોય છે, ને તે તેમનું કાર્ય કરે છે. અને સમાનરસવાળાં હૃદયો પણ પરસ્પરના રસકલ્લોલના વિનિમયથી અતિ અલૌકિક પ્રસાદને પામતાં જણાય છે. રસના સ્વરૂપને સીમા નથી, એકની એક વાત અનંત રીતે, અનેક હૃદયોને સ્ફુરે છે. એટલે સમાનરસવાળાં હૃદયોને પરસ્પરના રસપ્રવાહનો વિનિમય વ્યર્થ કે નિરુપયોગી હોઈ શકતો જ નથી.

એ જ નિષ્કર્ષ છે કે વિચાર અને ભાષા ભિન્ન થઈ શકતાં નથી; વિચારને અનુકૂલ વાણી સ્વતઃ જ ઉદ્ભવે છે, તેને સરલ કે કઠિન કરવાની દૃષ્ટિથી ફેરવતા રહેવા એથી વિચારમાં વિકૃતિ ઊપજી, વિરસતા થતાં લેખનો હેતુ વ્યર્થ થાય છે. આ ફલિતાર્થ યથાર્થ હોય તો, આજકાલ, જે એક પવન ચારે પાસા વ્યાપલો જણાય છે તે ઉપર અરુચિ થયા વિના રહેવી જોઈએ નહિ. ગૂજરાતમાં અંગ્રેજી રાજ્યસત્તાને અંગે શિક્ષણપ્રકાર અને લેખનપદ્ધતિ યોજાવા લાગી ત્યારે એવો અભિપ્રાય સર્વોપરિ વર્તતો હતો કે સરલ, તલપદી, ભાષા જ લખવી, અને સર્વથી સમજાય તેવા લેખ વિસ્તારી, દેશોન્નતિનો માર્ગ કરતા જવો. આ વિચાર કેટલાક સમય સુધી સારી રીતે વિજયી થયો, તેનામાં જેટલું બલ હતું તેટલું કરી શક્યો; અક્ષરજ્ઞાન અને વાચનની રુચિ ઉપજાવી શક્યો, પરંતુ જ્યારે પારમાર્થિક વિષયો, શાસ્ત્રીય રચનાઓ, સમજવા અને સમજાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે આ વિચાર નિર્બળ થઈ મરણપ્રાય થઈ ગયો. એ સમયે સરલ

ભાષાના પ્રત્યાઘાતરૂપે કઠિન ભાષાનો સંસ્કૃતમયી વાણીનો પક્ષ ઉદ્ભવ્યો. પારમાર્થિક અને શાસ્ત્રીય વિષયોની ચર્ચા કરવામાં સ્વાભાવિક અને અપરિચિત શબ્દો આવી જાય છે, ને તે આપણા દેશમાં સંસ્કૃત ભાષાના જ હોય છે. એટલે સંસ્કૃતમયી કઠિન ભાષાના પક્ષને એક રીતે સંપૂર્ણ ટેકો મળવા જેવું છે. તથાપિ એ આગ્રહ મર્યાદામાં રહી શક્યો નહિ. જેમ સરલ ભાષાવાળા મોટા ફિલસુફીના વિષયને કે આયુર્વેદને પણ તલપદી ભાષામાં દર્શાવવાનો મિથ્યા આગ્રહ કરતા હતા, તેમ સંસ્કૃતમયી ભાષાના પક્ષવાળા પણ 'પાણી પીવું છે' એને સ્થાને 'જલપાન કરવું છે' અને હવણાં હવણાં તો 'જલપાન કાર્ય છે' એટલે સુધીના આડંબરમાં ઊતરી પડયા. તલપદી ભાષાનો પક્ષ એમ માને છે કે વિચારની સુગમતા રહેવાથી વિચારનો વિનિમય તુરત તુરત થઈ જતાં, જે સાધ્ય હોય તે તે સહજે અને સત્વર સિદ્ધ થાય છે. આમ માનવામાં બહુ તથ્ય રહેલું છે; કોઈ પણ વિષયનું તલસ્પર્શી જ્ઞાન હોવાનું એક ચિહ્ન છે કે તે વિષયને સાદામાં સાદી રીતે પણ દર્શાવી શકાય. આથી ઊલટી રીતે સંસ્કૃતમયી ભાષાના પક્ષનુ એમ માનવુ છે કે ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી થઈ છે, આપણા પ્રાચીન કવિઓ સંસ્કૃત શબ્દો જ પ્રયોજી ગયા છે, આપણાં શાસ્ત્રો સંસ્કૃતમાં છે, આપણાં બૈરાં અને ગામ્ર ખેડૂતો ઘણા સંસ્કૃત શબ્દો જ વાપરે છે, જે થોડા ઘણા ફારસી, અંગ્રેજી, શબ્દો પેઠા છે તે પરદેશીય સંસર્ગોથી વિકારરૂપે પેઠા છે;—માટે આપણે જો આપણી ઉન્નતિ ઇચ્છતા હોઈએ, તો સંસ્કૃત શબ્દો વિના બીજા શબ્દો પ્રયોજવા નહિ; એમ જ આપણે આપણી ભાષા અને આપણા દેશ માટે સાભિમાન થઈશું, આપણાં વેદ અને શાસ્ત્રોમાની ભાવનાઓને કોઈ કાલે પણ સ્પર્શીશું, અને પ્રાચીનતાના આશ્રયમાં પ્રાચીન મહત્તાના પુનઃ ભોક્તા થઈશું. પારિભાષિક અને શાસ્ત્રીય વિષયોની ચર્ચામાં સંસ્કૃત શબ્દો વિના ચાલે જ નહિ, વિષયાનુકૂલ ભાષા થાય જ, એટલે અંશે આ પક્ષમાં સંપૂર્ણ તથ્ય છે, તથાપિ છેક દેશોન્નતિ પર્યંતની જે ઇમારત સંસ્કૃત શબ્દો જ વાપરવાના પાયા ઉપર ઉઠાવવામાં આવી છે, તેમાં બહુ સાર જણાતો નથી.

'શિવાજી ન હોતા તો સુન્નત હોત સબકી' એવા ભવ્ય બિરુદને પ્રાપ્ત કરનાર વીરમહાત્મા એટલે સુધી દેશાભિમાની હતા કે પોતાની નોકરીમાં રાખવા પૂર્વે પ્રત્યેકની પાસેથી, પોતે રચાવેલા શબ્દકોશાનુસાર રાજકીય પરિભાષાના સંસ્કૃત શબ્દોના જ્ઞાનની અપેક્ષા કરતા. આ વાત સત્ય હશે, અને તેમનો એ કોશ અદ્યાપિ વિદ્યમાન છે, જેથી તેની સત્યતાને આધાર છે, તથાપિ દેશાભિમાન અને દેશોન્નતિનો એ જ માર્ગ છે એવું લેખકોએ

સ્વીકારી લેવામાં બહુ તત્ત્વ સમજાતું નથી. કેવળ ભાષા અને શબ્દો ઉપર આગ્રહ રાખી, તેમને સંસ્કૃત જ કરી નાખવા; શબ્દો સંસ્કૃત પ્રયોજવા, એટલું જ નહિ પણ પ્રત્યયો અને વિભક્તિઓ તથા વાક્યરચના પણ સંસ્કૃતપ્રાય કરવી, ક્રિયાપદો પણ સંસ્કૃત જેવાંને જેવાં વાપરી દેવાં, વિશેષણોને પણ વિશેષ્યનાં જાતિ આદિ લગાડવાં, બોધ પામ્યો, તેને સ્થાને 'બોધને પ્રાપ્ત થયો' એવું વચન યોજવું, એ આદિ શબ્દપાંડિત્યથી વિચારશૂન્યતા જ વ્યક્ત થાય, બીજું ક્વચિત જ સિદ્ધ થઇ શકે. કારણ વિના કઠિન કરી નાખેલી ભાષા વિચારનો વિનિમય કરવે કરાવવે બહુ સમય લે છે; જે વિચારો દર્શાવવાની સામગ્રી તૈયાર છે તેને માટે પણ નવી સામગ્રી યોજવી અને વાંચનારને તે નવેથી શીખીને આવવાની ફરજ પાડવી, એમાં દેશાભિમાન કે દેશોન્નતિનો માર્ગ પ્રતીત થઇ શકતો હોય, તો તે અમોને તો જણાતો નથી. અમને તો જે તે પ્રકારે વિચારના વિનિમયમાં સર્વ પ્રકારની ઉન્નતિ દીસે છે; કેવળ ભાષાના અભિમાનમાં તો માત્ર સ્વાત્મપ્રશંસા અને મિથ્યા આડંબરનો જ મહિમા જણાય છે. દેશોન્નતિ કે આત્મોન્નતિ, કોઇ પણ પ્રકારની ઉન્નતિ, સિદ્ધ થવાને અર્થે જે વસ્તુ આવશ્યક છે તે ભાવના અને વિચાર છે; તે વિચારનો આકાર જે ભાષા તેનો આડંબર તો કેવલ ક્ષુદ્ર જાદુના પ્રયોગ જેવો છે. ગમે તે ભાષામાં દર્શાવો તો પણ આવી જે જે ઉન્નતિકારક અને ઉદ્ધારક ભાવનાઓ છે તે સર્વ દેશમાં તેની તે જ છે. ત્યાં અમુક શબ્દો યોજવામાં ઉન્નતિનો માર્ગ ક્યાં રહ્યો? કેવલ વિચારના વિનિમયમાં જ તે માર્ગ છે. વળી ધર્મમાં જેમ પ્રાકૃત જનોની વૃત્તિની એકાગ્રતાને અર્થે મૂર્તિ આદિનો પ્રયોગ છે તેમ લેખમાંએ સામાન્ય વાચકોને અર્થે શબ્દરચનાની સંભાળ લેવાની આવશ્યકતા છે. પરંતુ મૂર્તિમાત્ર જ જેમ ઇષ્ટને સિદ્ધ કરનાર નથી, મૂર્તિનો ત્યાગ કરીને અમૂર્ત એવી ભાવનાનો અનુભવ થવામાં જ સિદ્ધિ છે, તેમ લેખમાંએ શબ્દ અને ભાષાથી ઇષ્ટસિદ્ધિ નથી, તેનો ત્યાગ કરી તે દ્વારા વ્યક્ત થતી ભાવનાના અપરોક્ષમાં ઇષ્ટસિદ્ધિ છે. અને જ્યારે પ્રત્યેક વિચાર સ્વાનુકૂલ ભાષાને સ્વતઃ જ પોતાની વ્યક્તિને અર્થે લેતો ઊપડે છે, ત્યારે સંસ્કૃતમયી ભાષા કરવાનો આગ્રહ કેવલ પાષાણમયી મૂર્તિને પૂજવામાં કલ્યાણ બતાવવાના માર્ગ કરતાં વધારે સારો કહી શકાતો નથી.

પ્રતિભાના પ્રસાદમાં વિલસતા દેશહિતૈષી સુજ્ઞ લેખકોને વર્તમાન સમયે જે વિચારવાનું છે તે આપણું ભાવિ છે. આપણા ભૂતકાલ ઉપર આપણને પ્રેમ અને ભક્તિ હોય એ સ્વાભાવિક છે, અને સુભાગ્યે તે ભૂતકાલ એવો ભવ્ય છે કે જેટલી ભક્તિ અને શ્રદ્ધા તેના ઉપર અર્પીએ તેટલી

શકી છે. તથાપિ ભૂતમાત્ર જ સારું અને ઉત્તમ છે એમ માની ભૂતકાલની આંધળી શ્રદ્ધાને આપણે એટલે સુધી તાણી જઇએ કે ભૂતકાલની વાણી વિના બીજી વાણી ન ઉચ્ચારવામાં જ ઉન્નતિ સમજીએ, તો વર્તમાનને કેવલ વીસરી જઇ, ભાવિનો માર્ગ આપણે કદાપિ કરી શકીએ નહિ. પ્રતિભા છે તે પૂજા કે શ્રદ્ધામાં સમાપ્ત થતી નથી, તે તો યોગ્યને યોગ્ય અર્પવા જતાં ભાવિનું દર્શન પામી, ભાવિને વર્તમાનમાં લાવવા યત્નવતી થાય છે. એ જ મહાત્મા, સંત, પેગંબર, કવિ, પંડિત, સર્વના સામર્થ્યનો સાર છે. એવા ઉપદેશકો, વક્તાઓ, લેખકો, જો ભૂતમાત્રની પૂજામાં અને ભૂતમાત્રની વાણી વિના અન્ય વાણીનો ઉચ્ચાર ન કરવામાં કૃતાર્થતા માની રહ્યા હોત તો વિશ્વમાં વૃદ્ધિ અને ઉન્નતિનો માર્ગ જ બંધ પડી ગયો હોત, અને આપણે જ્યાંના ત્યાં સડયાં જ કરતા હોત. ભાવિનો સ્પર્શ કરતી ભવ્ય પ્રતિભાવાળા જનો ભાવિનું દર્શન પામી અન્યને તે દર્શન કરાવવા મથે છે; વાણીમાત્રને ઉપાસવામાં તેમની કૃતાર્થતા નથી. વાણી-પારનો વિચાર અને ભાવનાનો વિનિમય કરવામાં તેમની કૃતકૃત્યતા છે. તો અખાભક્તની અતિ ગંભીર બાનીનો આશ્રય કરી સંસ્કૃતપ્રાકૃતના આડંબરથી દૂર થઇ, આપણે પણ એ સિદ્ધાન્તમાં વિરમવું ઉચિત છે કેઃ—

શું સંસ્કૃતથી આવી ગયું, શું પ્રાકૃતથી નાશી ગયું,
ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સબળો બાવનનો વિસ્તાર, અખા તેપનમો જાણવે પાર.

'સુદર્શન': જાન્યુઆરી, ૧૮૯૮.

## શબ્દકોશ

ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી, પ્રાકૃત અને અપભ્રંશદ્વારા, થઇ; ને તેમાં જે જૈન સાધુઓ તથા નૃસિંહ, મીરાં, ભાલણ, પ્રેમાનંદ, શામલ, અખો, અને બીજા અનેક ભક્તો કવિઓ, આદિનાં વિરચનો આરંભાયાં ત્યારથી તે સાકાર થતી ચાલી. ગૂજરાતમાં કાવ્યરચનાનો પરિચય હિંદીની મારફતે આવેલો હોય એમ માનવાને કારણ છે, અને હિંદી ભાષાના ઘણાક શબ્દો, નિયમો અને આખી વાક્યરચનાઓ ગૂજરાતીમાં દાખલ થઇ છે. હિંદીદ્વારા કે સાક્ષાત્ સંબંધથી ઉર્દૂ ફારસી, આદિ શબ્દો અને તે સાથે હવણાં હવણાં પરિચયમાં આવતા અંગ્રેજી શબ્દો ને વાક્યરચનાઓ પણ ઉમેરાઇ છે. શાલાખાતાએ આજથી આશરે ચાળીશેક વર્ષ ઉપર વાચન-

માલા રચાવી ત્યારથી વાચન અને લેખનનો નવો પ્રકાર ઉદ્ભવતાં વિવિધ વિષયો પરત્વે, વિવિધ શૈલી અને વિવિધ જોડણી આદિના પ્રકારોથી ભરપૂર લેખો વિસ્તરતા જ રહ્યા છે. આ બધા સાહિત્યને એકત્ર કરી ગૂજરાતી ભાષાનો એક સારો કોશ રચવાની બહુ આવશ્યકતા છે. એ કામ કોઈ મનુષ્યથી ઉઠાવી શકાય તેવું નથી, છતાં કવિ નર્મદાશંકરે એ મહાભારત કાર્યનો આરંભ કરી યથાશક્તિ જે કાંઈ કર્યું છે તે ઘણું સ્તુતિપાત્ર અને ભવિષ્યમાં તેવો યત્ન કરનારને અતિશય ઉપયોગી છે.

એમ સમજાય છે કે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી એક શબ્દકોશ તૈયાર થાય છે ને તે અર્થે શબ્દોની જોડણી નક્કી કરવાની બહુ જરૂર છે. આ કાર્યને માટે કેળવણી ખાતાના મહેરબાન ડાયરેક્ટર સાહેબે રા. બા. લાલશંકર ઉમિયાશંકર, રા. સા. માધવલાલ હરિલાલ, રા. રા. કમલાશંકર પ્રાણશંકર અને રા. રા. રમણભાઈ મહીપતરામ એટલા ગૃહસ્થોની એક કમિટી ઠરાવીને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને તે કામ સોંપેલું છે. રા. બા. લાલશંકરભાઈએ તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૮૯૮ની પોતાની યાદીમાં, આ કમિટીને એકલી જોડણી જ મુકરર કરવાની હોય એવી મતલબનું લખ્યું છે તથાપિ, તે સંબંધમાં રા. સા. માધવલાલભાઈએ તા. ૧૩–૧૨–૯૭ની જે યાદી પ્રસિદ્ધ કરી છે તેના મથાળા ઉપરથી જણાય છે કે શબ્દકોશ રચવાનું મુખ્ય કામ જ આ કમિટીને સોંપવામાં આવ્યું છે. તેમની યાદીમાંથી એમ પણ સમજાય છે કે કોશનું કામ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી કરશે અને આ કમિટી તે, એક સલાહકાર કમિટીરૂપે રહેશે. રા. બા. લાલશંકરભાઈની યાદી સાથે 'અ'–થી 'પ' સુધીના શબ્દોની ટીપ છપાવીને મોકલવામાં આવી છે, અને તે શબ્દોની જોડણી વિષે તથા એકંદર જોડણીના સ્વરૂપ વિષે અને લેખનના પ્રકાર વિષે અભિપ્રાય માગેલો છે. રા. સા. માધવલાલભાઈએ તે જ સંબંધમાં કેટલીક સૂચનાઓ કરી છે, જેનો સાર એ છે કે (૧) 'કોઠી' (દાણા ભરવાની) અને 'કોઠી' (વૃક્ષ) એમાં અને એવા પ્રકારના શબ્દોમાં 'ઓ' આદિ સ્વરોના બે પ્રકારના ઉચ્ચારને માટે બે જુદાં ચિહ્ન યોજવાં, તથા અનુનાસિકનો જ્યાં ઉચ્ચાર કરવાનો હોય ત્યાં સવર્ગીય અનુનાસિકનું ચિહ્ન યોજવું અને અનુનાસિક ઉચ્ચારવાની જરૂર ન હોય ત્યાં અનુનાસિકનું મીંડું થાય છે તે જ રાખવું. આ અભિપ્રાય ઉપર વડોદરા શાળાખાતાના રા. રા. છોટાલાલ નરભેરામે રા. બ. લાલશંકરભાઈ ઉપર કાંઈક લખી મોકલ્યું છે જે તેમણે છપાવીને વિદ્વાનોના અભિપ્રાય માટે મોકલ્યું છે. તેમનો અભિપ્રાય રા. સા. માધવલાલભાઈ જે ચિહ્નો યોજવાનું કહે છે તેની અને તેવાં

ચિહ્ન યોજવાની કોઇ પણ પદ્ધતિની વિરુદ્ધ છે. તા. ૬ઠી માર્ચના 'ગૂજરાતી' -માં કોઈએ રા. છોટાલાલના વિચાર જેવો જ વિચાર પ્રકટ કર્યો છે.

ગૂજરાતી ભાષાના શબ્દોનો કોશ રચાય એ જ વાત સર્વ રીતે ઇષ્ટ છે, અને ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સર્વ રીતે સમર્થ સભા એ મહાભારત કામ ઉઠાવી લેશે નહિ તો તે ક્યારે અને કેવી રીતે પાર પડી શકશે એ કહેવું કઠિન છે. અમારા આગળ આવેલી યાદીઓથી એમ માનવાને કારણ હતું કે આવો 'શબ્દકોશ' જ રચવાનો આ ઉપક્રમ છે, પણ ખાનગી તપાસથી અમોને એમ સમજાયું છે કે કેળવણી ખાતાનાં પુસ્તકોમાં આવતા શબ્દોનો જ એક નાનો સરખો કોશ રચવાનો ઉદ્દેશ હાલ રાખવામાં આવ્યો છે. આવો નાનો પ્રયત્ન પણ યોગ્ય માર્ગે છે અને ઉપયોગી છે, પરંતુ એ કરતાં સંપૂર્ણ કોશ રચવાની જ પ્રથમ અને ખરી આવશ્યકતા છે. કેળવણી ખાતાનાં પુસ્તકો માટે કોશની ખાસ જરૂર જણાતી નથી, કેમકે તે તે પુસ્તકો શીખવનાર ગુરુ સમીપ જ હોય છે. પ્રત્યેક પુસ્તકના અર્થની ચોપડીઓ પુષ્કળ મળે છે, અને કવિ નર્મદાશંકરનો મોટો કોશ વિદ્યમાન છે. વળી કેળવણી ખાતા એકલા માટે કોશ રચવાથી બહુ ઉપયોગ પણ સિદ્ધ થતો નથી, કારણ કે જેમને કોશની ખાસ જરૂર પડે એવો વાચકવર્ગ તે કેળવણી ખાતામાં ભણનારો વર્ગ નથી, અને જે પુસ્તકો તે વાચકવર્ગના હાથમાં આવે છે તેવાં પુસ્તકોનો કેળવણી ખાતામાં પ્રચાર નથી. આમ હોવાથી એકલા કેળવણી ખાતા માટે શબ્દસંગ્રહ તૈયાર કરવામાં અલ્પ ફલને અર્થે બહુ યત્ન કરવા જેવું જણાય છે, અને આવી સમર્થ સભાએ તો સંપૂર્ણ શબ્દકોશનો આરંભ કરવામાં જ પોતાના ઉદ્દેશની સાર્થકતા શોધવી એ વધારે યોગ્ય માર્ગ છે. સોસાયટી જેવા સમૃદ્ધ મંડલથી પ્રસિદ્ધ થતો સંપૂર્ણ કોશ સર્વને હાથ જઇ શકે તેવા મૂલ્યવાળો જ રહી શકે એટલે કેળવણી ખાતાના તેમ સર્વના ઉપયોગમાં તે આવી શકે એ સ્પષ્ટ જ છે.

પરંતુ જ્યારે માત્ર કેળવણી ખાતાના ઉપયોગ જેટલો જ સંગ્રહ તૈયાર કરી તેની જોડણીનો નિશ્ચય કરવાનો છે ત્યારે આપણે તેટલા જ વિષયનો વિચાર કરીએ. જોડણીનો નિશ્ચય થયા પછી ગૂજરાતી વાચનમાળાને પણ એ ધોરણે સુધારી લેવામાં આવનાર છે એવું સમજાય છે, શાલામાં શિક્ષણ લેતાં બાલકોને પ્રથમથી જ શુદ્ધ લખવાની ટેવ પડે એ બહુ ઇષ્ટ છે, અને તે અર્થે આ ઉપક્રમ ઘણો અગત્યનો છે. જ્યારે વાચનમાલા રચવામાં આવી ત્યારે બુક કમિટીએ જોડણીના કેટલાક સામાન્ય

નિયમો નક્કી કરેલા છે, ત્યારપછી કોઈ કોઈ વિદ્વાનોએ એ પ્રશ્નનો નિકાલ કરવા યત્ન કર્યો છે, પણ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. એઓએ તે વિષયનો એક ગંભીર લેખ પ્રસિદ્ધ કર્યો ત્યારથી એ ચર્ચા વધારે આકાર થતી ચાલી છે. 'ગુજરાતી'માં તે સમયે કેટલોક વાદ-વિવાદ થયો હતો, અને હમણાં રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી. એ. એલ એલ. બી. એમણે 'સમાલોચક'-માં રા. રા. નરસિંહરાવના નિયમોની પરીક્ષા કરી તે કરતાં વધારે સરલ નિયમો યોજવા પ્રયત્ન કર્યો છે. વડોદરાના ઉત્સાહી મહારાજા શ્રી સયાજીરાવે સ્થાપેલા કલાભવનમાંથી જે 'જ્ઞાનમંજૂષા' પ્રસિદ્ધ થવા માંડી હતી તેમાં જોડણીના કેવા નિયમો રાખવા એ સંબંધે પણ કલાભવનના પ્રિન્સિપાલ રા. રા. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર એમ. એ., બી. એસ. સી, એમણે એક લેખ પ્રસિદ્ધ કરેલો છે. કવિ નર્મદાશંકરે પોતાના કોશને માટે અમુક નિયમો સ્વીકાર્યા છે તે તો સુપ્રસિદ્ધ છે. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. એમનો આ વિષયનો અભ્યાસ ઘણો સૂક્ષ્મ અને સપ્રમાણ છતાં તેમણે અદ્યાપિ એ સંબંધે જો કે કાંઈ લખીને પ્રસિદ્ધિમાં મૂક્યું નથી તથાપિ તેમનું મત પણ જાણવા યોગ્ય થઈ શકે તેવું છે.

'જેમ બોલાય તેમ લખવું' આ એક પક્ષ આ વિવાદમાં ઉદ્ભવ્યો હતો. હમણાં સોસાયટી તરફથી પુછાવવામાં આવ્યું છે તેમાં પણ ગર્ભિત રીતે એ પક્ષનો આશ્રય થયેલો લાગે છે. ભાષાની ઉત્પત્તિ અને શબ્દ-સંજ્ઞાની યોજનાનો ક્રમ વિચારતાં એ વાત સહજ સમજાય તેવી છે કે મનુષ્યના મનોભાવ દર્શાવવાને જ તે બધા સંકેત થયેલા છે, એટલે તે તે સંકેત જેમ બોલાતો હોય તેમજ લખાય તેમાં સંકેતિત અર્થ બોધવાની સરલતા વધારે રહી શકે; પરંતુ 'જેમ બોલવું તેમ લખવું' એ નિયમને અમુક મર્યાદા હોવી આવશ્યક છે. બોલવું તેમ લખવું એ ધોરણ સ્વીકારતાં સર્વમાન્ય શિષ્ટ લેખનપદ્ધતિનો નાશ થાય, અને અમુક દેશ, શહેર કે જ્ઞાતિના બોલવાને જ સપ્રમાણ ગણી તે તે પ્રમાણે લખવું એવું ઠરાવવા જતાં તે સર્વમાન્ય ન થાય એટલું જ નહિ પણ શબ્દનાં મૂલ શોધીને જોડણી આદિ ઉપજાવવાની જે કડાકૂટમાંથી છૂટવા માટે 'બોલવું તેમ લખવું' એ નિયમનો આશ્રય કરવામાં આવે તે કડાકૂટ કરતાં પણ વધારે મુશ્કેલી ઊભી થાય. સંગીત જેવા વિષયો જેનો પ્રાણ ઉચ્ચાર અને બોલવામાં જ રહેલો છે તેમાં સંજ્ઞા અને ચિહ્નોની યોજનાથી તેનો તે યથાર્થ ઉચ્ચાર એકથી અન્યને સંક્રમિત કરાવવો આવશ્યક છે; ભાષા જેમાં શબ્દરૂપ સંજ્ઞાઓથી સંકેતિત અર્થબોધ ઉપજાવવો એ પ્રધાન વાત

છે તેમાં શબ્દોને જેવા બોલાય તેવા જ સંક્રમિત કરવાકરાવવાનો આગ્રહ પ્રધાનતાને પાત્ર નથી. વળી શબ્દ અને શબ્દોના ઉચ્ચાર કેવલ લખવાથી જ શિખાતા હોય એવી એકે ભાષા અદ્યાપિ વિદ્યમાન નથી, સંપૂર્ણ એવી સંસ્કૃત ભાષામાં પણ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત આદિના ઉચ્ચારને અર્થે ગુરુની અપેક્ષા રહે છે; તેમજ લેખનમાત્રથી જ ઉચ્ચારપૂર્વક ભાષાજ્ઞાન, ગુરુનિરપેક્ષ થઈ જાય એવી યોજના શકય છે કે નહિ તે પણ હજી વિવાદિત છે. કોઈ પણ ભાષાની પૂર્ણતાનું એ એક સુચિહ્ન છે કે શબ્દોની જોડણી અને ઉચ્ચાર વચ્ચે કશો ભેદ રહે નહિ, પણ ગૂજરાતી જેવી અનેક ભાષાનાં તત્ત્વથી બંધાયેલી અને હજી નવી નવી વૃદ્ધિ પામતી ભાષાને તેવી કરી લેવાનો યત્ન અકાલે થયેલો ગણાય તો આશ્ચર્ય નથી. આવાં કારણોને લેઈ આ સંબંધમાં અમારું મત એવું છે કે 'બોલાય તેવું લખાય' એ ધોરણ ઇષ્ટ અને લક્ષમાં રાખવા યોગ્ય છે તથાપિ તેને જ જોડણીનો નિર્ણય કરવામાં પ્રથમ ગણી શકાય નહિ.

ગૂજરાતી ભાષાના શબ્દોમાં શુદ્ધ સંસ્કૃત, પ્રાકૃત તથા અપભ્રંશદ્વારા આવેલા, કેવલ દેશી હિંદીદ્વારા કે સાક્ષાત્ આવેલા ઉર્દૂ, ફારસી, અરબી, મરેઠી રાજ્યની અસરથી આવેલા મરેઠી, અને છેવટ વર્તમાન સંસ્કારથી પ્રાપ્ત થતા અંગ્રેજી શબ્દો દીઠામાં આવે છે. આવા સમુદાયને અમુક એક જ પ્રકારે લખવાનો નિયમ યોજી શકવો અશકય છે; અને રા. બા. લાલશંકરભાઈ કહે છે તેમ "ગૂજરાતી ભાષાના શબ્દોની જોડણીના સર્વમાન્ય નિયમો થયેલા નથી, અને તેવા નિયમ સંભવિત નથી" એમજ કહેવું પડે છે. પરંતુ એમ જણાય છે કે થોડાક સાદા નિયમો લક્ષમાં રાખવાથી, સર્વને માન્ય થઈ શકે તેવું ધોરણ હાથ આવી શકે.

(૧) સંસ્કૃતમાંથી આવેલા શબ્દો અને સમાસોને મૂલ સંસ્કૃતમાં હોય તેવા જ લખવા.

(૨) પરભાષાના શબ્દોને તેમના જેવો શુદ્ધ ઉચ્ચાર હોય તેવા લખવા.

(૩) પ્રાકૃત અને અપભ્રંશદ્વારા આવેલા શબ્દોને પ્રયોગમાં જેવા મળતા હોય તેવા લખવા.

(૪) દેશી એટલે જેમનું મૂલ સંસ્કૃતમાં પ્રાકૃતમાં કે પરભાષામાં જણાતું નથી તેવા શબ્દોને જેવા બોલાતા હોય તેવા લખવા.

(૫) ગૂજરાતી ભાષાના વ્યાકરણના નિયમો ઉપરના ચારે પ્રકારના શબ્દોને લાગુ થાય ત્યારે પ્રત્યયાદિને યોગે તેમની જોડણી વ્યાકરણમાં ઠરી હોય તે પ્રમાણે કરવી; સંસ્કૃત વ્યાકરણનો નિયમ ગૂજરાતીમાં દાખલ કરવો નહિ.

આવા પ્રસંગ ઘણા છે. બહુવચનનો 'ઓ' પ્રત્યય લગાડવામાં ઈકારાંતનો 'ઇય' કરવો કે ઇ અને ઓ રાખવાં એ એક પ્રશ્ન છે. કવિ—કવિઓ, કવિયો; સ્ત્રી, સ્ત્રીઓ, સ્ત્રિયો. ક્રિયાપદના મૂલ ભેદમાં દીર્ઘ ઈકારનો સદા તથા કારકમાં હ્રસ્વ કરવો કે કેમ? શીખવું, શિખવવું કે શીખવવું? સંબંધ ભૂતકૃદંતમાં થઇને, લઇને, ઇત્યાદિમાં ઇકાર દીર્ઘ કે હ્રસ્વ માનવો? એમજ થયેલું કે થએલું, ગયેલું કે ગયલું ઇત્યાદિનો નિર્ણય પણ નક્કી નથી. સમાસ કરતી વખતે કેટલાક શબ્દો હ્રસ્વ થઈ જાય છે; ફૂલ, ફુલવાડી, કારણ કે, જેમકે, ઇત્યાદિ અવયવો બબ્બે છે તથાપિ તેમને જુદા લખવા કે ભેગા લખવા? 'એ', 'જ' ઇત્યાદિ અવયવો શબ્દને વળગાડીને લખવા કે જુદા લખવા? એ આદિ અનેક પ્રશ્નો આ વિભાગમાં વિદ્યમાન છે.

આટલા પાંચ જ નિયમો ઉપર સંપૂર્ણ લક્ષ અપાય તો જોડણીના પ્રશ્નનું ઘણે ભાગે નિરાકરણ થઈ જાય. પરંતુ વિચારવાન સહેજે જોઈ શકશે કે પ્રથમના ચાર નિયમો કરતાં જે ખરો અગત્યનો અને મુખ્ય નિયમ છે તે પાંચમો છે. એના પેટામાં જે જે દૃષ્ટાન્તો આપ્યાં છે તેમના વિષે હમણાં ને હમણાં નિર્ણય કરી આપવો કઠિન નથી, છતાં તે નિર્ણય અસ્પષ્ટ રહેવા દેવાનું કારણ એ છે કે ગૂજરાતી ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ રચતી વખતે, જેમ શબ્દોનાં મૂલ શોધતે શોધતે આપણે શબ્દની જોડણી નક્કી કરીએ છીએ તેમ, પ્રત્યયો અને પ્રત્યયને યોગે થતા વિકારોનાં પણ મૂલ તપાસી તપાસી તે તે રૂપની જોડણી નક્કી થયા વિના અભિપ્રાય આપવો ઉચિત નથી. કોશ અથવા જોડણીના પ્રશ્ન પહેલાં વ્યાકરણનો પ્રશ્ન છે અને વ્યાકરણનો નિશ્ચય થયા પછી જોડણી અને કોશનો નિર્ણય થવાને કશી વાર લાગશે નહિ. ગૂજરાતી ભાષામાં હોપ સાહેબનું, ટેલર સાહેબનું, રા. બા. લાલશંકર અને રા. બા. હરગોવનદાસે રચેલું, એટલાં ત્રણ વ્યાકરણ જાણવામાં છે; પણ એમાંનું એક વ્યાકરણના નિયમોનો ઇતિહાસ ધ્યાનમાં રાખીને રચાયેલું હોય એમ કહી શકાતું નથી. ટેલરના વ્યાકરણમાં તેનો પ્રયત્ન સ્વર્ગવાસી પ્રખ્યાત ભાષાપંડિત શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસની મદદથી થયો છે, પણ તેમાં અંગ્રેજી ધોરણના કેટલાક નિયમો રહી જવાથી વિકૃતિ ઉપજી આવેલી છે; હોપ સાહેબનું વ્યાકરણ તો છેક અંગ્રેજી ધોરણે જ રચાયેલું છે; અને રા. બા. હરગોવનદાસનો પ્રયત્ન સંસ્કૃત અને પ્રાકૃતના પૂર્ણ અભ્યાસ વિનાનો છે. માટે શબ્દકોશ કે જોડણી કાંઈપણ કરતા પૂર્વે સોસાયટીને અમારી એવી પ્રાર્થના છે કે તેણે એક સારું સંપૂર્ણ વ્યાકરણ રચાવવું.

આ સંબંધમાં હવે એક જ વાત વિષે બોલવું બાકી રહ્યું છે; લેખનને માટે અમુક ચિહ્નો નવાં ઉપજાવવાં કે નહિ? આપણે બોલીએ છીએ તેવું લખી શકતા નથી, એ સર્વત્ર સારી રીતે જાણીતી વાત છે. અમે, તમે, મોઢું, ઇત્યાદિમાં હકારનો ઉચ્ચાર છે પણ તે કેવી રીતે લખવો એ વિષે વિવાદ છે. કવિ નર્મદાશંકરે અકાર સાથે હકાર જોડવા સુધીનું સાહસ કર્યું હતું; કેટલાક મોઢું ઇત્યાદિને મો'ઢું એમ પણ લખે છે; કેટલાક કહેવું, મ્હોઢું, મ્હને એમ પણ લખે છે. આવ્યો; લાવ્યો ઇત્યાદિમાં પણ રા. રા. મનઃસુખરામભાઈએ હમણાં લાવો, આવો, એવું કાલું લખવાનું શરૂ કરી યકારનો ઉચ્ચાર વકારની નીચે એક નુકતો મૂકીને જ દર્શાવવો ઉચિત ધાર્યો છે. ઉર્દૂ, ફારસી, અરબી આદિ ભાષામાં 'ખુશ્કક' 'ખાક' ઇત્યાદિ શબ્દોમાં ખકારનો જે ઉચ્ચાર છે તેને માટે ગૂજરાતીમાં જે 'ખ' છે તે પૂર્ણ નથી ને નવા ચિહ્નને ઊભું કરીએ તો કરાય તેમ છે. આવી સ્થિતિ ચાલે છે તેવામાં રા. સા. માધવલાલભાઈના ઓકારના ઉચ્ચારોને તથા અનુનાસિકના ઉચ્ચારોને સ્પષ્ટ કરાવવા નવાં ચિહ્નો ઉપજાવવાની ભલામણ કરે છે. ઓ અને અના બે પ્રકારના ઉચ્ચાર અંગ્રેજી આદિ શબ્દો ગૂજરાતીમાં ભળવાથી બહુ આવશ્યક થઈ પડેલા છે, તેમજ અનુનાસિકની સ્થિતિ તો ગૂજરાતી ભાષામાં એવી થઈ ગઈ છે કે કેટલેક ઠેકાણે માત્ર અનુસ્વરનો જ ઉચ્ચાર થાય છે અને કેટલેક ઠેકાણે પાછળના અક્ષરના સવર્ગીય અનુનાસિક જ ઉચ્ચારાય છે એટલું જ નહિ પણ તેથી ઊલટું થતા ઉચ્ચારની વિકૃતિ થઈ જાય છે. જુદા જુદા ઉચ્ચાર દર્શાવવાને જુદાં જુદાં ચિહ્ન ઉપજાવવા જઈએ તો અનેક અનેક પ્રકારના ઉચ્ચારો માટે ચિહ્નો ઉપજાવતાં આપણને ઘણી અડચણ આવી પડે અને બોલવા પ્રમાણે લખવાના નિયમને અનુસરતાં જે મર્યાદા રાખવાની જરૂર છે તેની પાર નીકળી જઈ આપણે સરલતાને બદલે નવી અને નિષ્પ્રયોજન ગૂંચવણ પેદા કરીએ. ઉચ્ચારો ગુરુમુખે શીખવા દેવા અને કોશમાં કૌંસ કરીને અમુક ધોરણથી સમજાવવા એ જ સારો માર્ગ છે. રા. સા. માધવલાલભાઈ અનુનાસિક સંબંધે જે કહે છે તે તો ભાષાના સ્વરૂપમાં જ હવે સુદૃઢ રીતે ઘડાઈ ગયેલું છે એટલે તેની વ્યવસ્થા થવી ઉચિત છે. એમાં એવો નિયમ રાખ્યો હોય તો સારું કે જ્યાં પાછલા અક્ષરનો સવર્ગીય અનુનાસિક ઉચ્ચારવાથી જ યોગ્ય ઉચ્ચાર થતો હોય ત્યાં અનુનાસિક લખવાનો વહીવટ રાખવો અને તે વિના સર્વત્ર માત્ર માથે મીંડું મૂકીને ચલાવી દેવું.

'સુદર્શન' : માર્ચ, ૧૮૯૮.

# ગૂજરાતી ભાષાની ઉન્નતિ

સામાન્ય રીતે એવો સહજ સંપ્રદાય પડી ગયો છે કે પ્રત્યેક ગ્રંથની ભાષા ઉપર જ લોકો લક્ષ આપે છે; અને તેની ભાષા કઠિન છે કે આની સરલ છે એટલો જ અભિપ્રાય બાંધે છે. પૃથ્વી ફરે છે એ વાત જેમ અજ્ઞાની લોક સૂર્યને આરોપે છે તેવું આ વિષયમાં પણ થાય છે. વિચારની ગૂઢતાને લીધે જે વિષયમાં વાંચનાર ઊતરી શકતો નથી, તે વિષયના પુસ્તકની ભાષાને માથે દોષ મૂકી તે અળગો રહે છે. ઘણી વખત તો એવી જ ભૂલ બને છે કે ગૂજરાતી અક્ષરે લખેલું પુસ્તક, અમે ગૂજરાતી છીએ છતાં કેમ સમજતા નથી. માટે તે ખોટું!! આમાં પણ ભૂલ વિચાર પરત્વે જ છે. વિચાર સમજાતો નથી, એ જ ખરું કારણ છે. જો ધીરજ રાખીને, બબ્બે ત્રણત્રણવાર ઉલટાવીને, તથા ધીમે ધીમે મનમાં ઠસાવીને, કોઈપણ ગ્રંથ વાંચ્યો હોય તો ન જ સમજાય એવું છેક મૂર્ખ વિના બીજાને તો કવચિત જ બને. આવા જ પ્રસંગમાં અમારા એક મિત્રે કરેલી ગંમત અમને યાદ આવે છે. કોઈ ડાહ્યા માણસે તેને "માલતી-માધવ" ના ભાષાંતર વિષે કહ્યું કે ભાષા કઠિન છે તેથી સમજાતું નથી. ત્યારે તેણે ગમે તે એક શ્લોક કાઢી તેના શબ્દેશબ્દ પેલાને પૂછવા માંડયા, તો એકપણ શબ્દનો અર્થ તેના જાણવા બહાર ન નીકળ્યો. પછી પૂછયું કે આમાં એક શબ્દ તો અજાણ્યો નથી, ત્યારે શું સમજ્યા તે કહો? છતાં પેલો ગૃહસ્થ કાંઈ જ કહી શક્યો નહિ, અર્થાત અંદરનો વિચાર તેના મનમાં ઊતરે તેમ ન હતો. આવી જ ભૂલ ઘણા, સર્વ કહીએ તોપણ ચાલે, વાંચનારા ગૂજરાતી પુસ્તકો સંબંધે કરે છે.

આ વાતને આગળ આણવાની જરૂર એટલા સારુ જણાઈ છે કે બધા લોકો આજકાલ આપણી ભાષાને જ સુધારવામાં મંડી પડયા છે. તે ભાષામાં જેમ ભારે શબ્દો, ને તરેહવાર ઈબારતો દાખલ થાય તેમ ભાષા સુધરી એમ માને છે, આનું નામ અમે લેશ પણ સુધારો ગણતા નથી. જ્યારે વિચારો સારા થાય, બુદ્ધિ વધારે ખેડાય, ત્યારે જ અમે તો સુધારો થયો માનીએ છીએ. જ્યાં શુદ્ધ અને ઉચ્ચ પ્રકારના વિચારનું પૂર જોસભેર દોડે છે ત્યાં શબ્દરચનારૂપ પુષ્પપત્રાદિ તો સહજ તણાતાં ચાલે છે. આ ઠેકાણે ફારસી શબ્દ કેમ લખ્યો ને આ ઠેકાણે સંસ્કૃત કેમ લખ્યો એવી આભડછેટથી અમે ડરતા નથી; પણ અમુક વિચારપદ્ધતિમાં ગોળો પિંડાળો વળતો હોય તેવી અમે બહુ ભય પામીએ છીએ; વિચારોની નિર્માલ્યતા દેખી છેક ખિન્ન થઈ જઈએ છીએ. આજકાલ આપણી

ભાષામાં હજારો પુસ્તકો નીકળે છે; કવિતા, નાટક, રાગ, રંગ, અનેક બહાર પડે છે. પણ તે બધામાં અમે ઘણે ભાગે ઉપરની જ ટાપટીપ દેખી દુઃખી છીએ. સારામાં સારાં ગણતાં પુસ્તકોમાં પણ ભાષાની ટાપટીપ વિના બીજું અમે દેખતા નથી! ઉચ્ચ પ્રકારના વિચારવાળા ગ્રંથો છેક આંગળીએ ગણી શકાય તેટલા જ છે; પણ ભાષાના ભપકાવાળા અનેક છે. એવાથી ભાષા ઉન્નત થઈ મનાતી હોય તો ફૂલઝાડથી જ જમીન પણ ફલદ્રુપ થઇ મનાય.

અમુક વિષયને અનુકૂળ અમુક પ્રકારની શબ્દરચના જોઈએ છીએ એ અમે જરા પણ વીસરી જતા નથી બલ્કે કાવ્યગ્રંથોમાં તો એક એક શબ્દશક્તિ ઉપર જ બધા ચમત્કારનો આધાર હોય છે; છતાં શબ્દમાત્ર જ તત્ત્વજ્ઞાન નથી, શબ્દમાત્ર જ વિચાર નથી, શબ્દમાત્ર જ કુશલતા નથી એ તો સિદ્ધ જ છે. જે ગ્રંથોનો વિષય જ તત્ત્વજ્ઞાન કે બુદ્ધિપૂર્વક તર્કાદિ હોય તેમાં તો ભાષા ઉપર લક્ષ જ હોતું નથી ને હોય પણ નહિ. છતાં આપણા વાચકો તેવા ગ્રંથો પરત્વે પણ ભાષામાત્રમાં જ ગોથાં ખાધાં કરે છે! અમુક વિચાર કે અમુક કલ્પનાને રુચે તેવી ભાષા ઘડાવાની બહુ જ આવશ્યકતા છે, પણ તે કાંઇ શબ્દો નવા રચવાથી, કે ફારસી-સંસ્કૃતનો અદલોબદલો કરવાથી સાધવાની નથી, જેમ બને તેમ ઊંચી પ્રતિના વિચારો જેમાં સમાયેલા હોય તેવા ગ્રંથોની વૃદ્ધિ થતાં, જેવી જોઈશું તેવી ભાષા એની મેળે પ્રાપ્ત થઇ રહેશે.

વિચાર મુખ્ય છે, ભાષા ગૌણ છે. આ વાત વાંચકોએ, લેખકોએ, તેમ ટીકાકારોએ પણ બહુ લક્ષમાં રાખવાની છે. સારા લેખકો પણ એમાં જ ઘણી વખત બંધાઇ પડી પોતાના વિચારને બગાડી નાંખે છે; સારા ટીકાકારો ઘણી વખત કોઈ સારા સારા ગ્રંથોનું ગૌરવ એકાદ બે શબ્દરચનાને વળગી રહી, અવળું સમજે છે. ત્યારે એ જ સિદ્ધ છે કે વિચાર મુખ્ય છે. તો હવે જુઓ કે જેમાં ઊંડા કાવ્યતરંગ કે ગહન તત્ત્વવિવેક સમાયેલા હોય એવા વિચારનાં પુસ્તકો આપણી ભાષામાં કેટલાં છે? બહુ ખેદની વાત છે કે તેવાં પુસ્તકો ગણ્યાંગાંઠ્યાં ૫-૧૦ પણ મુશ્કેલીએ ગણાવી શકાશે. ત્યારે દશ દશ શેર વજનના, કવિતાના ચોપડાથી, કે રાસ અને કથાઓનાં ટાયલાંથી, દેશને કાંઇ જ સંગીન લાભ થવાનો નથી, ઊલટું નુકસાન છે. તે બધાં કેવળ નિરુપયોગી નથી, પણ એવાંની જ આજકાલ વૃદ્ધિ થઇ રહી છે, તે જોતાં અમારે આ પ્રમાણે લખવાની ફરજ પડે છે.

આપણી ભાષાની વિચારદ્વારા ઉન્નતિ થાય તે માટેનાં સાધન આપણી પાસે થોડાંઘણાં પણ છે. ગૂજરાત વર્નાક્યુલર જેવી સોસાયટી જ દરવર્ષે

ઘણા પૈસા ગ્રંથો રચાવવામાં વાપરે છે; મુંબઈમાં ફોર્બસ ફંડ જે ઘણું મોટું છે તે હજુ એમને એમ પડેલું છે. આ બધા ફંડોનો જે રીતે ઉપયોગ થવો જોઈએ તે રીતે થાય તો દેશને ખરો લાભ થયા વિના રહે નહિ. અમારા અભિપ્રાય પ્રમાણે આપણી ભાષામાં સારા વિચારવાળાં પુસ્તકોની વૃદ્ધિ કરવાને નીચે મુજબ ઉપાયો યોજવાની અપેક્ષા છેઃ—

(૧) સંસ્કૃત, અંગ્રેજી, ફારસી, અરબી, ફ્રેંચ, જર્મન, ઈત્યાદિ પરભાષાના તત્ત્વવિચારના ગ્રંથોનાં અક્ષરશઃ ભાષાન્તર થવાની જરૂર છે. આજકાલ એવો જ રિવાજ પડી ગયો છે કે અમુક બાબત અમુક ગ્રંથમાં શું છે તે યથાસ્થિત જણાવવું નહિ, પણ તેને ગમે તે પોતાની મરજી મુજબ સમજી, તે વિષેનો અભિપ્રાય વાંચનારને આપવો! આમ થવાથી કેવલ ખોટા વિચારો લોકોમાં પ્રવર્તે છે. આનાં ઉદાહરણ અનેક છે, ને જૂના સુધારાવાળા તરફથી તે ઘણાં મળી આવશે. માટે જે ગ્રંથો જેવા હોય તેવા ને તેવા અક્ષરશઃ ભાષાન્તર થઈ લોકો આગળ આવવા જોઈએ. આ જમાનો એવો છે કે તેમાં ખરી યથાર્થ વાત રજૂ કરવાની જરૂર છે, તે ઉપર વિચાર બાંધવાનું કામ વાંચનારને સોંપવું વ્યાજબી છે.

જેમ આવાં ભાષાન્તરની જરૂર છે, તેમ તેવાં ભાષાન્તરના ગ્રંથ જો કઠિન હોય તો તે ઉપર ટીકા લખવાની, તથા પ્રાચીન ગૂજરાતી ગ્રંથો જે જરૂરના હોય તે ઉપર પણ ટીકા લખાવરાવવાની તથા એ ભાષાન્તર અને એ મૂલ ગ્રંથોના પાઠ શુદ્ધ કરાવવાની ઘણી જ અપેક્ષા છે.

(૨) તત્ત્વજ્ઞાન, શોધ, કાવ્ય, કથા, કોશ ઈત્યાદિ વિષે નવીન ગ્રંથો રચાવવા.

(૩) કોઈ વિદ્વાને પોતા તરફથી જ, કોઈ અગત્યનાં ભાષાન્તર, વાર્તિક, કે નવો જ લેખ, પ્રસિદ્ધ કર્યો હોય, તો તેવા વિદ્વાન પાસેથી તેવા ગ્રંથનું સ્વામિત્વ ખરીદી લઈ, તે ગ્રંથ ઈતર લોકને કિફાયતે વેચવો. આમ થવાની ઘણી જ જરૂર છે. સુધરેલા દેશોમાં લખનાર અને વેચનાર જે વેપારી હોય છે તે ઘણો વખત પોતાના માલની ખપત માટે ખોટી થઈ શકે છે, ને એમ પુસ્તકોને થોડી કિંમતે વેચી શકે છે. આપણે અહીં તો લખનારને મૂલે દ્રવ્યની જ અડચણ હોય છે, ત્યાં છપાવવાનો ખર્ચ કરજે કરી તેનું વ્યાજ ક્યાંસુધી ભરે? માટે પુસ્તકની કિંમત તેવા લોકો ભારે રાખે છે, તેથી ગરીબ પણ વાંચવાના શોખીન લોક લાભ લઈ શકતા નથી જો કોઈ મંડલી કે ગૃહસ્થો સ્વામિત્વ જ ખરીદી લઈ ધીમે ધીમે ગ્રંથ વેચે તો થોડી કિંમતે વેચી શકે, ને તેથી સર્વને સારા વિદ્વાનના લખાણનો લાભ મળે.

વળી વિદ્વાનોને પણ એક હરીફાઇનું કારણ ઊભું થાય તેથી સારા વિદ્વાનો હમેશાં ઉમંગે લખવાનું લઇ બેસે–પોતાનો લેખ કોઇ આવી રીતે લઇ લે એ માનની અભિલાષા વિદ્વાનોને ઉત્સાહ પ્રેરવામાં બહુ પ્રબલ છે; ને વળી જ્યારે પોતાનો ખર્ચ પોતાને માથે પડવાની અડચણ દૂર થાય ત્યારે તે ઉત્સાહ દશગણો વધી, અનેક ફલ આપે એ સ્પષ્ટ જ છે. હાલમાં તો જેને ગાંઠનું ગોપીચંદન કરવું હોય તેઓ ગ્રંથ રચવાનું કામ એક વ્યસનની પેઠે કરે છે. તેવા વિદ્યાવ્યસનીઓ તો, કોઇ તેમના ગ્રંથ છપાવવા તત્પર હોય તો, સ્વામિત્વ માટે કાંઇ પણ લીધા વગર પણ દેશસેવામાં તત્પર હોય એમ પણ આશા બાંધી શકાય.

સ્વામિત્વ ખરીદવા ઉપરાંત એમ પણ થવાની જરૂર છે કે સારા ગ્રંથોની અમુક પ્રતિ ખરીદી, તેને ખોટ ખાંઇ થોડી જ કિંમતે ખરા ઉત્સુક પણ ગરીબ વાંચકોને આપવી. એમાં સર્ક્યુલેટિંગ લાયબ્રેરીની રીતિ રાખવી લાભકારી છે. કોઇપણ લાયબ્રેરીમાં ૧૦–૨૦ નકલો લેવી ને તે સભાસદોને વાંચવા આપવી, તથા પાછી આવ્યાથી થોડી કિંમતે જેટલી વેચવી હોય તેટલી વેચી નાખવી.

(૪) પ્રતિવર્ષે આખા ગૂજરાતના વિદ્વાનોનો સમાજ કરવો જોઇએ. સમાજમાં સભાસદ થવા માટે પ્રખ્યાત વિદ્વાનોને તથા સમૃદ્ધિવાન ગૃહસ્થોને નિમંત્રણ કરવાં જોઇએ. ગૃહસ્થોની મદદ પણ માગવી જોઇએ; ઉપરાંત પ્રતિસભાસદ પાસેથી કાંઇ લવાજમ લેવું જોઇએ, તથા અનિમંત્રિત ગૃહસ્થોને પણ સભાસદ થવું હોય તો છૂટ રાખવી જોઇએ. આવો સમાજ બેત્રણ દિવસ એક સ્થલે રહે; ને ત્યાં ધર્મ, સાહિત્ય, અને તત્ત્વજ્ઞાન એ ત્રણ વિભાગમાં વહેંચાઇ પોતાનું કામ ચલાવે. પ્રતિવિદ્વાન તે તે વિષયનાં પોતાનાં લખાણ શોધ ઇત્યાદિ ત્યાં રજૂ કરે; અને બધી જુદી જુદી શાખાઓની એક સમગ્ર બેઠકમાં જાણવાજોગ બાબતોનો રિપોર્ટ વંચાય, તથા યોગ્ય વક્તાઓને ભાષણ કરવા પણ વિનવાય. આ બધાનો સવિસ્તર રિપોર્ટ પછીથી પ્રસિદ્ધ થાય. આવી વ્યવસ્થા જો થઇ શકે તો આપણી ભાષાની અર્થાત્ આપણી બુદ્ધિની ઉન્નતિ સહજમાં થાય; અને જે નિર્માલ્ય લેખકોથી આપણો લેખકવર્ગ આજકાલ અધમતામાં અભડાયો છે તે લેખકો પણ તરત જ પરખાઇ આવે.

આ સમાજે એક વાર્ષિક પત્ર તૈયાર કરવો જોઇએ જેમાં આખા વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી આવે; એવી રીતે કે દરેક પુસ્તકોનો વિષય સારી રીતે સમજાય, ને તેના ગુણદોષ ધ્યાનમાં આવે.

આમાંની ઘણીક વાતો કરવામાં આવે જ છે, એમ સોસાયટીવાળા

કહેશે પણ તેમને અમારે એટલું જ જણાવવાનું છે કે તેઓ જે રીતે કરે છે તે રીતિથી લોકો અસંતુષ્ટ છે. તેઓએ હવે હરીફાઈથી ગ્રંથ તૈયાર કરાવવાની રસમ છોડી દેવી જોઈએ. એ રીતિ શિખાઉઓને કામની છે, પણ સારા વિદ્વાનો કદાપિ તેવી રીતિએ ગ્રંથ લખે નહિ. અમુક વિષય, તેની પદ્ધતિના સામાન્ય નિયમ, અને મહેનતાણાની બક્ષિસની રકમ, એ ત્રણે કોઈ પ્રસિદ્ધ અને યોગ્ય વિદ્વાનને જણાવવાં, તથા ગ્રંથ તૈયાર કરવા વિનતવું. જો તેની મરજી હોય તો તે લે. ગ્રંથ તૈયાર થાય તેમાં કાંઇ પણ ફેરફાર કરવાની પછી જરૂર રહે નહિ. એ કેવી અન્યાયની વાત છે કે હજીવીસ પ્રકારના અટપટા ને ઊલટસુલટ વિષયોના ગ્રંથ લખાવી મંગાવવા અને તે બધાયને તપાસવાનું અભિમાન ત્રૈણ જણાની એક કમિટી જે તેવો કોઈ વિષય લખવાને કે સમજવાને પણ શક્તિવાન ન હોય તેણે જ ધરવું!!

આ પ્રમાણેની યોજના થોડેઘણે કે આખે રૂપે પણ ગૂજરાતમાં કોઇ સભા તરફથી અથવા કોઈ ગૃહસ્થો તરફથી અથવા કોઈ રાજાઓ તરફથી અમલમાં મૂકવામાં આવે તો જ આપણા દેશને હાલમાં લાભ થવાનો સંભવ છે. બાકી અનેક ચીથરાં ઉભરાઈ જાય છે ને જશે તેથી કાંઈ ફાયદો થવાને બદલે હાનિનો સંભવ સ્પષ્ટ જ છે. અત્રે જણાવેલી અવસ્થા પ્રમાણે કોઈ પણ કામ ઉઠાવવાની કોઇ મંડલીને કે કોઇ ગૃહસ્થને ઇચ્છા હશે તો અમે બહુ ખુશીથી તેને મદદ આપીશું.

'પ્રિયંવદા' : મે, ૧૮૮૯.

# સાહિત્ય

## કાવ્ય

કવિતા એટલે છંદઃશાસ્ત્રના નિયમાનુસાર રચેલાં અને અનુપ્રાસવાળાં પદ (દલપતરામ), અર્થચમત્કૃતિવાળું રસિક ચિત્ર (નર્મદાશંકર), એવાં અનેક લક્ષણો આપણા ગૂજરાતમાં જ થયાં છે. પ્રાચીન સાહિત્યકારોએ જે લક્ષણ કર્યાં છે તેની અત્રે ચર્ચા કરવી અપ્રાસંગિક જેવી છે, પરંતુ કાવ્ય શાને કહી શકાય એ વિષય વારંવાર ચર્ચાયેલો છતાં ફરી ફરી ચર્ચવા જેવો હોવાથી તેના વિષે કાંઈક કહેવાનો અવકાશ રહે છે. કાવ્યમાં શું આવવું જોઈએ, કાવ્ય શાને કહેવાય, એ અને એવા પ્રશ્નો રહેવા દેઈ આપણે કાવ્ય શાથી થાય છે ? એ પ્રશ્નને જ વિલોકવા યત્ન કરીએ, તો તેમાંથી કાવ્યના સ્વરૂપનો આપણને કાંઈક ભાસ થયા વિના રહે નહિ. અને કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરતા જઈએ તો જે ઉત્તમ કાવ્યો છે તેમાં વાપરવાની ભાષા જ કોઈ જુદા પ્રકારની જણાય છે. જે શબ્દો ઉચ્ચારેલા છે તેમના વાચ્યાર્થ સ્પષ્ટ થતાં તેમાથી કોઈ બીજો જ અર્થ એવો ફલિત થાય છે કે જેને લખી કે કહી બતાવાય નહિ, માત્ર હૃદય જ તેનો આનંદ અનુભવી શકે. કાવ્યના એક એક શબ્દમાં આવી શક્તિ હોય છે એટલું જ નહિ, પણ એ કાવ્ય જે સમગ્ર કલ્પનાનું અંગ હોય તે કલ્પના પણ આપણને જાણીતા એવા વિષયોની છતાં તે વિષયો પારની છે એમ લાગતાં તેનો કોઈ અવાચ્ય આનંદ અનુભવાય છે; અને એ શબ્દો અને એ કલ્પના, એ કાવ્યખંડ અને એ સમગ્ર કાવ્ય, એ ઉભયના અંગાંગિભાવમાંથી પરસ્પરને જે પોષણ મળે છે તેની રમણીયતા હૃદયમાત્ર જ અનુભવી શકે છે.

ત્યારે એમ કહી શકાય કે કાવ્ય થવાનું નિમિત્ત અમુક પ્રકારની પ્રકૃતિમાં જ હોય છે. ગમે તેટલા અભ્યાસથી, ગમે તેટલા સાહિત્યસંગ્રહથી, કશાથી એ પ્રકૃતિ આવતી નથી. એને નૈસર્ગિક પ્રતિભા કહે

છે. જે એવી પ્રતિભાવાળા હોય તે કવિ થઈ શકે. કવિ શબ્દોને વાપરે છે પણ શબ્દોની પાર દેખે છે, વ્યવહારના સંબંધોમાં ફરે છે પણ તે સંબંધોની પારના વિશ્વને સર્વદા પોતાનું ગણે છે, ગદ્યનો ઉચ્ચાર કરે છે પણ વ્યાકરણની પારના પદ્યને જ સ્વીકાર કરતો હોય છે: જગતમાં અવલોકન કરવાની જેને ટેવ હશે તે જોઈ શકશે કે માણસોમાં પ્રકૃતિના અનેક અને અનંત પ્રકાર છે. કેટલીક પ્રકૃતિ એવી હોય છે કે સ્થૂલ પદાર્થ અને તેનો સ્થૂલ શબ્દ તે વિના બીજું સમજી જ શકતી નથી, કેટલીક પ્રકૃતિ એવી હોય છે કે સ્થૂલની પારના અર્થ અને સ્થૂલની પારના વિષયો જ સમજી શકે છે તે સ્થૂલ વ્યવહારમાં ભૂલો કરે છે; કેટલાકને ગદ્યની ભાષા જ સમજાય છે, કાવ્ય પણ તેવા લોક છંદઃશાસ્ત્ર પ્રમાણે ગોઠવેલા અને અનુપ્રાસવાળા ગદ્યને જ કહે છે; કેટલાકને પદ્ય જ એટલું બધું અનુકૂળ થઈ જાય છે કે તેમને ગદ્ય સમજાતું જ નથી, સૃષ્ટિના એના એ જ પદાર્થોમાં પ્રકૃતિ અનુસાર નવાં નવાં વિશ્વ જુદાં જુદાં મનુષ્યોને સમજાય છે; તેમાં જે મનુષ્યને સ્થૂલની પારનું દર્શન થતું હોય, સ્થૂલની પારની રચના કલ્પનામાં પ્રતીત થઈ જતી હોય, સ્થૂલની પારના સંબંધો ઉપજાવી નવાં વિશ્વ કરવાની શક્તિ સહજ રીતે જ આવેલી હોય, તે વર્ગમાં કવિઓની ગણના થઈ શકે છે.

એમ હોવાથી જ ઘણાક કવિઓ ભવિષ્યને પણ ભાખી શક્યા છે; ચંદ જેવા વીર કવિઓ, વ્યાસ જેવા મહાત્માઓ આગળ થવાની વાતોના ઈશારા કરી શક્યા છે, નહિ કે તેમને કોઈ દિવ્ય શક્તિ પ્રાપ્ત થઈ હતી; માત્ર એટલું જ કે સ્થૂલ વિશ્વના વ્યવહાર અને સંબંધની પાર તેમની દૃષ્ટિ પહોંચતી હોવાથી તેમને તે વ્યવહાર અને સંબંધોના નિત્ય પરિણામ પણ દૃષ્ટિમાં આવી શકતા, ને તેથી જ તેમના કાવ્યને ભવિષ્ય સમજ્યાનો રંગ ચઢી જતો. યોગાભ્યાસીઓ અને તત્ત્વજ્ઞો જે રીતે સિદ્ધિબલથી ભવિષ્ય કહી શકે છે તે અને આ રીતિ એકની એક જ છે; ઉભયની તીવ્ર લાગણી, તીક્ષ્ણ દૃષ્ટિ, અને શુદ્ધ બુદ્ધિમાં સહજ રીતે પ્રત્યેક વાર્તાનાં પ્રતિબિંબ પડી જાય છે. એવાં પ્રતિબિંબ સર્વના અંતઃકરણમાં પડે છે, પણ તેને સમજવાં, તેનો અર્થ કરવો, અને તેની સૃષ્ટિ રચી તેનો ઉપયોગ કરવો, એ આવડવાને માટે સાહજિક પ્રકૃતિનું બલ અથવા યોગાભ્યાસની સાધનસંપત્તિ આવશ્યક છે. એથી જ કવિનું સામર્થ્ય જેમ સ્વભાવોક્તિવાળા કાવ્યમાં સ્પષ્ટ જણાય છે તેમ તત્ત્વજ્ઞયોગીનું બલ સહજોપલબ્ધિની વિશાલતામાં પ્રતીત થઈ શકે છે. આ પ્રકારે કાવ્ય અને તત્ત્વને નિગૂઢ સંબંધ હોવાથી જ ધર્મમાત્ર મૂલથી કાવ્યનો

આશ્રય કરેલો છે. તર્કપ્રધાન પ્રકૃતિ, જેનું બુદ્ધિસ્થાન ભવ્ય અને વિશાલ છે, તેમને આ શક્તિ સ્વાભાવિક રીતે ક્વચિત જ હોય છે, કૃત્રિમ રીતે પ્રાપ્ત કરવાથી પણ સ્વાભાવિક જેવી વિશુદ્ધિને તે પહોંચી શકતી નથી. તાર્કિક પ્રકૃતિઓ આજ કારણથી ઘણી વાર નાસ્તિક કે ધર્મહીન હોય છે, હૃદય અને હૃદયનો રસ એ જ આનંદનું નિદાન છે; કાવ્યમાં કે ધર્મમાં પણ જેને આનંદ અથવા પરમ પુરુષાર્થ કહેવાય છે તેનું મૂલ હૃદય છે. કાવ્યથી આનંદ ઊપજે તે ક્ષણિક રહે છે, વીજળીના ઝબકારાની પેઠે પ્રાપ્ત થઈને વિલીન થઈ જાય છે; ધર્મવિવેકથી પરમ પુરુષાર્થ ઊપજે તે નિત્ય રહે છે; પણ ઉભયનું નિદાન એકનું એક જ છે.

હૃદય અને રસની વૃત્તિ બુદ્ધિથી નિયંત્રિત ન હોય તો વ્યવહારમાં ઘણીક હાનિ અને ઘણાક અનાચારનું નિદાન થઈ પડે છે એ અનુભવસિદ્ધ છે. પરંતુ જે હૃદય અને રસવૃત્તિ, બુદ્ધિથી સ્વતંત્ર હૃદય અને રસવૃત્તિની અત્રે વાત ચાલે છે તે અનાચાર ઉપજાવનારી હોઇ શકતી નથી. તે તો નિરંતર પોતાના રચેલા વિશ્વમાં જ વિહાર કરે છે, સ્થૂલમાં પોતાનો આનંદ શોધતી નથી, સ્થૂલનો સ્પર્શ થતાં જ પોતાની સૃષ્ટિનો ભંગ થયો સમજી કલેશ પામે છે. રસવૃત્તિ જ્યારે કેવલ બીજરૂપે એટલે તીવ્ર લાગણીરૂપે જ હોય છે ત્યારે, ભૂલ થવાથી, તે સ્થૂલમાં તૃપ્તિ શોધે છે. તીવ્ર લાગણીથી થતા રક્તપ્રક્ષોભની શાંતિ સ્થૂલ વ્યવહારમાંથી કરી લે છે, લાગણીની તીવ્રતા મંદ પડવાથી આનંદ ન આવે ત્યારે દારૂ, ગાંજો, આદિ કૃત્રિમ સાધનોથી પાછી તીવ્રતા પ્રાપ્ત કરવા મથે છે. આવો અનાચાર ઉપજાવનારી જે રસવૃત્તિ તે તો લાગણીમાત્ર જ છે, લાગણી તીવ્ર થાય, અને તીવ્ર થઈને સ્થૂલની પાર જોઇ શકે, ત્યારે તે રસરૂપે પરિપક્વ થાય છે. એનો રસ તે દીર્ઘ આયુષ ભોગવનારી, ભવિષ્યવાદિની, જનસ્વભાવ સમજનારી, હૃદયને હલાવનારી, અને સત્યાનુવાયી, વાણીમાત્રનો પોષક છે. તેનો આનંદ ભવ્યતામાં, કાન્તિમાં, સૃષ્ટિલીલામાં, અને તેવા તેવા ભાવના ચિંતનમાં જ રહે છે. નીતિ, ચારિત્ર, સ્વાર્પણ એ વ્યાવહારિક ભાવનાઓ તેમ કાન્તિ, સૌંદર્ય, ભવ્યતા આદિક માનસિક ભાવનાઓ તેના ઉત્તમોત્તમ સ્વરૂપના વિશ્વમાં જ એ ઉત્તમ રસનું રમણ છે, ત્યાંથી જ તે જીવન ગ્રહે છે, કવિ અને તત્ત્વજ્ઞ ઉભયનો મેળાપ એ ભૂમિકા ઉપર જ બની શકે છે.

કવિતામાં રસ હોવો જોઇએ એમ વારંવાર કહેવાય છે; રસાત્મક વાક્ય તે કાવ્ય એવું લક્ષણ પણ સિદ્ધ રૂપે મનાય છે. રસનું સ્વરૂપ એવું કહેવાય છે કે શબ્દાર્થનું ગ્રહણ થતાં આખો સંદર્ભ ચાલે ત્યાંસુધી જે આનંદની સ્થિરતા મનમાં થાય તે રસ છે, પરન્તુ પ્રકૃતિ અનુસાર સર્વને

જુદે જુદે ઠેકાણે જુદી જુદી ભાત્રામાં, જુદી જુદી સ્થૂલતા કે સૂક્ષ્મતામાં આનંદ આવે છે. એ બધા આનંદ રસ નથી, એમ હોય તો ગદ્ય જેવાં અનુપ્રાસવાળાં વચનો પણ કવિતા ગણાય, બીભત્સ વર્ણનો પણ ઉત્તમ શૃંગાર ગણાય. નીતિથી ભ્રષ્ટ કરનાર ઉત્તેજક વાક્યો પણ કાવ્યપ્રતિભાનાં બાલક થઈ જાય, જે રસનું આપણે આગળ વર્ણન કરી આવ્યા અને જે રસને અવલંબીને કવિ અને તત્ત્વજ્ઞ એકની એક જ ભૂમિકામાં ભેગા થઈ શકે છે તે રસ કાવ્યમાત્રનો જીવ છે એમાં સંશય નથી, એમાં અનીતિ, અસત્ય, અનાચાર તેનો સંભવ જ નથી; કેમકે અનીત્યાદિનો પ્રાદુર્ભાવ ભાવનાને સ્થૂલ કરવા માંડવામાં થઈ આવે છે, જેને ભાવનાના સામ્રાજ્યમાં વિહરવાનો સ્વભાવ છે તેને સ્થૂલ એટલે સ્વાર્થી, અયોગ્ય અપ્રામાણિક ભાવનામાં આનંદ આવી શકતો જ નથી. જાણી જોઈને ભાવનાને કુમાર્ગે ઉતારનારા વામપ્રયોગના હીમાયતીઓની જુદી વાત છે, પણ જે શુદ્ધ ભાવનાના વિશ્વમાં વિહાર કરનાર કવિ અને તત્ત્વજ્ઞો છે તેમનામાં અયથાર્થતા કે અયોગ્યતાનો સંભવ જ નથી.

આ પ્રકારે આપણે જોઈ શકીએ છીએ કે કવિતા કોણ કરી શકે છે, કોનાથી સ્વાભાવિક રીતે જ કવિતા બોલાઈ જાય છે; કવિતાનું જે વિશ્વ છે તે સ્થૂલ વાણીમાં ઊતરવું જ અશક્ય છે, તો પણ જેટલે અંશે જે પ્રકૃતિની તાદૃશ કરવાની શક્તિ તેટલે અંશે સ્થૂલ વાણી પણ સૂક્ષ્મ વિશ્વને સામી પ્રકૃતિમાં ઉતારવા સમર્થ થાય છે. પોતાનો ભાવ સ્પષ્ટ કરવા માટે જ આ ઠેકાણે કવિતા સંગીતની મદદ લે છે અને પદલાલિત્યરૂપ સંગીતથી સૂક્ષ્મ ભાવનાને સ્થૂલ રીતે દર્શાવવા મથે છે. અને કવિતા પોતે શું છે. ભાવનામાં આનંદતા આત્માનો એક ઉદ્ગાર તે જ કવિતા છે, એટલું કહ્યા પછી શાને કવિતા ન કહેવાય તે બતાવવાની અપેક્ષા રહેતી નથી.

'સુદર્શન' : ઓક્ટોબર, ૧૮૯૬.

## નાટક

નાટક એટલે શું અને તેનો ઉદ્દેશ અને હેતુ શો છે એ વિચાર વર્તમાન સમયે ઘણી ઘણી રીતે સર્વ કોઈને કરવા જેવો છે. દશરૂપક, ભરતસૂત્ર, સાહિત્યદર્પણ, ઇત્યાદિ સ્થાને નાટકની વ્યાખ્યા આપી છે, નાટકના જે વિભાગ કરી બતાવ્યા છે, અને નાટકોનાં રચના અને પ્રકાર સમજાવ્યાં છે તેનો વિસ્તાર કરવો અત્ર પ્રસ્તુત નથી; પણ નાટકના વિષયને શાસ્ત્રીય રીતે ન વિલોકતાં સામાન્ય રીતે વિચારીએ તો તે શું છે

અને તેનો શો હેતુ છે એ જ પ્રથમે જોવા જેવું છે; અને આ ચર્ચા આ સમયે બહુ રીતે એટલા માટે પ્રાસંગિક છે કે નાટકોની અધમ સ્થિતિ થઇ છે એમ સર્વ પાસાથી સ્વીકાર થતો આવે છે અને તેના ઉદ્ધારને માટે કહીં કહીં યત્ન પણ થતા જાય છે.

પ્રથમ એ જ જાણવાની આવશ્યકતા છે કે કાવ્ય, નાટક, નિબંધ, આદિ લખનારાની પ્રવૃત્તિ શાથી અને શા માટે છે? જેને અક્ષરો લખતાં આવડે પોતાના મનમાં આવે તેવા વિચારોને વ્યાકરણદોષરહિત વાક્યોમાં ગોઠવતાં આવડે, તે બધા લેખક કહેવાય? જેને પિંગલના ઝડઝમક અને પ્રાસાનુપ્રાસવાળી પંક્તિઓ રચતાં આવડે તે બધા કવિ કહેવાય? અથવા આવું ગદ્ય અને પદ્ય મેળવીને નિબંધો રચી કાઢનારને નાટકકાર કહેવાય? કવિઓ, લેખકો, તત્ત્વજ્ઞો, નાટકકારો, અને સામાન્ય જનસમાજ તેમની વચમાં તફાવત શો છે? સામાન્ય જનો જેને વ્યવહાર કહે છે તે તો સર્વને સાધારણ છે, વ્યવહારમાં જે રાગદ્વેષ, કલેષ વિગ્રહ, અધમતા ક્રૂરતા, સંકોચ મર્યાદા, ઇત્યાદિ વિદ્યમાન છે તેનાં તે જ કહી બતાવવાં કે કરી બતાવવાં એમાં કાંઇ નવાઇ કે આશ્ચર્ય નથી; બીજી રીતે કહીએ તો તેનું તે કહી કે કરી બતાવવાથી જનસમાજને લાભ નથી. વિશ્વમાં જ્યાં જોઇએ ત્યાં તો તે વિદ્યમાન જ છે. લેખકો, તત્ત્વજ્ઞો, કવિઓ, નાટકકારો એ સર્વ તો એ બધામાં પણ એની પારની કોઇ ભવ્યતા, ઉચ્ચતા દેખે છે; અને તે દર્શનની મદદથી તે મહાત્માઓ જગતમાં સ્થૂલતાનું સામ્રાજ્ય થતું અટકાવે છે, ક્રૂરતાનું ઝેર ચૂસી લે છે, પૈસાનો ગર્વ ઉતારી નાખે છે, અધિકારનો મદ ટાઢો પાડે છે, દુઃખનો કલેષ ધીરો કરી દે છે, વિપત્તિનો કાંટો બૂઠો કરી આપે છે,—અને ભૌતિક વિશ્વમાં છતાં ભૌતિક સમૃદ્ધિની પારના આત્મિક આનંદના સમાધાનમાં મનુષ્યને કર્તવ્યપરાયણ અને સુખી બનાવે છે. આવું કરવાને માટે કેટલું સામર્થ્ય કેટલી શક્તિ અને કેટલી સ્વાભાવિક ગ્યતા જોઇએ એ સ્પષ્ટ જ છે. કવિઓ આપણને આ વિશ્વની પાર ઉપાડી જઇ ક્ષણવાર પરમ આનંદનો રસ ચખાડે છે. તત્ત્વજ્ઞો વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કરી આપીને આપણી બુદ્ધિને અનિત્યનો ત્યાગ કરી નિત્યનો સ્વીકાર કરવાનો માર્ગ બતાવે છે, પણ નાટકકારો એ ઉભય કરતાં અધિક કરે છે; વિશ્વનો વ્યવહાર જેવો છે તેવો બતાવી તેમાંથી આપણા હૃદયને, આપણી બુદ્ધિને, આપણી ઇચ્છાને, આપણાં ચક્ષુને, આપણા શ્રોત્રને, આપણી પ્રત્યેક ઇંદ્રિયને ઉચ્ચગ્રાહી અને ઉચ્ચાભિલાષી કરી, ઉપદેશ આપે છે. કાવ્ય એ હૃદયની ભાષા છે, તત્ત્વ એ બુદ્ધિની ભાષા છે, પણ નાટક એ સર્વ ઇંદ્રિયોની, સર્વ કોઇની ભાષા છે. એટલા જ માટે કાલિદાસે नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं

સમારાધનમ્ (બહુ બહુ રીતે ભિન્ન રુચિવાળાં જનમાત્રને સરખી રીતે આરાધન કરી શકે તેવું નાટક છે) એમ કહ્યું છે. નાટક સર્વ ઇંદ્રિયોથી આપણને ઉપદેશ કરે છે, સર્વે ઇંદ્રિયોને કાર્ય કરાવે છે; એવો કોઈ માણસ ન હોય કે જેને પાંચે, છએ, ઇંદ્રિયોનો સ્વાદ ન હોય તોપણ એકબેનોએ ન હોય; એટલે નાટક સર્વનું સરખી રીતે આરાધન કરી શકે છે.

"સરખી રીતે સર્વનું આરાધન કરી શકવું" એટલે હૃદય, બુદ્ધિ, ઇચ્છા, શ્રોત્ર, ચક્ષુ, આદિ સર્વ દ્વારે ઉપદેશરૂપ થઈ, રસિકને રસ, બુદ્ધિમાનને યુક્તિ, નિશ્ચયવાનને ચારિત્ર, ચક્ષુનો ઉપગોગ કરનારને અવલોકન, શ્રોત્રનો ઉપયોગ કરનારને ધ્વનિ, ઇત્યાદિનું સાક્ષાત્ ઉત્તમ રૂપે, પાત્રોદ્વારા, દર્શન કરાવી સર્વનું આરાધન કરવાને નાટક સમર્થ છે એટલું જ તાત્પર્ય છે; નહિ કે સર્વ એટલે પ્રકૃતિ કે સર્વ રસ એકના એક નાટકમાં ભરીને સર્વ પ્રકૃતિના લોકમાત્રને ખુશી કરવાનું એ સાધન છે. જંગીભંગી, દારૂડિયા, લંપટ, એવા સર્વ લોક તેમ જ વિચારવાન અને ચતુર નાગરિક સર્વે એકના એક નાટકથી એકી વખતે પ્રસન્ન થાય એ વાત જ અશકય છે; ગમે તેવાં અપ્રાસંગિક અને અસંબદ્ધ ફારસો વચમાં વચમાં દાખલ કરીને તેવા તેવા લોકને ખુશી કરવાનો યત્ન કરવો એ વાત નાટકનો હેતુ અને ઉદ્દેશ સમજ્યા વિના નાટકને વ્યર્થ કરવાના યત્નની બરાબર છે. સર્વનું સરખી રીતે સમારાધન નાટક કરી શકે છે એટલે સર્વ પ્રકારે હૃદય, બુદ્ધિ, ઇચ્છા, ચક્ષુ આદિ ઇંદ્રિયમાત્રનું અને તે તે ઇંદ્રિયમાત્ર કે તેમાંની એકાદ બે જેમાં પ્રધાન હોય તેવી પ્રકૃતિમાત્રનું સમારાધન કરી શકે છે. નાટકકારે કલ્પેલાં પાત્રોના વર્તનદ્વારા અભિનયદ્વારા, વચનદ્વારા, કવિ પ્રત્યેક ઇંદ્રિયને વિચારવાનો, સમજવાનો, ઉપદેશ લેવાનો ખોરાક પૂરો પાડે છે અને એમ સર્વનું આરાધન કરવા સમર્થ થાય છે. એથી જ નાટક ઉપદેશ આપવાનું સારામાં સારું, સહેલામાં સહેલું, ને કઠિનમાં કઠિન સાધન છે.

પણ આવું છે માટે જ કવિ અને તત્ત્વજ્ઞના કરતાં નાટકકારનું કાર્ય વધારે મહત્તાવાળું, વધારે કઠિન, અને વધારે સૂક્ષ્મ તથા ઉત્તમ છે. પરંતુ નાટકના સ્વરૂપ અને ઉદ્દેશનો લેશ પણ વિચાર કર્યા વિના આપણે નાટકને એવું જ માની બેઠા છીએ કે આખા દિવસની મહેનતથી પરવારી રાત્રિને સમયે બે ઘડી હસવારમવાનું મળે અને થાક ઊતરી જાય તેનું એ એક સાધન છે. જૂના સમયમાં ભવાઈઓ થતી તેને સ્થાને અંગ્રેજી પદ્ધતિને અનુસરી નાટકો થવા લાગ્યાં ત્યારથી જેમ અંગ્રેજો ધારે છે તેમ આપણે પણ નાટકગૃહને એક નિર્દોષ રમતગમતના સ્થાન જેવું ધારતાં શીખ્યા છીએ. એમાં હાનિ પણ છે. કવચિત્ લાભ પણ છે, એકંદરે

સાક્ષાત્ શરીરને કુમાર્ગે ન દોરતાં મનની વાસનાને પોતાની રુચિ અનુસાર આનંદ આપનાર એ એક સાધન છે એમ આપણે માનીએ છીએ. કોઈ વાર પણ શાન્ત, ગંભીર, વિચારથી વિવેક કરી જોતા નથી કે નાટકનો શો ઉપયોગ છે ને તે ઉપયોગ સિદ્ધ કરવાનાં સાધનો યોજવામાં કેટલી જવાબદારી છે. જર્મની જેવા દેશોમાં નાટકનો આ કરતાં બહુ જુદા જ પ્રકારનો વિચાર પ્રવર્તે છે. તે લોકો નાટકને મનુષ્યનાં હૃદય તથા બુદ્ધિને નવીન વલણ આપવાનું એક ઉત્તમમાં ઉત્તમ સાધન માને છે; ધર્મોપદેશ અને કથાવાર્તાને ઉત્તમ સહાયરૂપ થઈ પડે તેવી ઉપદેશશાલા ગણે છે. પુરાણની અને પુરાણકલ્પનાઓની કથા અને આખ્યાનોથી જે અસર થતી તે જ જાણે નાટકની રચના અને કલ્પનાથી સર્વ ઇંદ્રિયોને વિચાર અને ઉપદેશનો ખોરાક પૂરો પાડી પુનઃ ઉપજાવવાનું નવું સાધન હાથ આવ્યું હોય તેમ એ દેશના લોકો નાટકની મહત્તા માને છે. અને આવું માનવાને લીધે નાટકની રચના તથા ભજવવાની વ્યવસ્થા તે લોકો ઘણા ગાંભીર્યપૂર્વક વિચારથી અને ઘણી દીર્ઘદૃષ્ટિથી યોજતા જાય છે. આપણે પણ નાટકની આવી મહત્તા લક્ષમાં રાખી તેનો ઉદ્ધાર કરવાને અર્થે વધારે ગંભીર, વધારે વિચારવાન થવાનું તથા ઊંડા ઊતરવાનું શીખવું જોઈએ કે જેથી આ પવિત્ર સાધનનો પાપભરેલો ઉપયોગ થતો અટકે.

'સુદર્શન' : અગષ્ટ, ૧૮૯૬.

## વર્તમાન નાટકો

એક વિદ્વાન અંગ્રેજ લેખક કહે છે કે “નાટકો જોવાથી કોઈ પ્રકારે પણ લાભ નથી.” વર્તમાન સમયે જે નાટકો ભજવાય છે તે જોતાં આ મત સર્વથા યોગ્ય અને ઇષ્ટ લાગે છે. આજથી વીશેક વર્ષ ઉપર મુંબઇમાં ગૂજરાતી નાટકો ભજવવાના પ્રચારનો આરંભ થયો. આરંભમાં સાક્ષરશ્રી રણછોડભાઈનાં નાટકો ભજવાતાં હતાં, ભજવનારા ચતુર અને હોંસવાળા હતા, અને એ નાટકોમાંના લલિતાદુઃખદર્શકથી પ્રેક્ષકવર્ગમાંના અનેક જનોને બહુ પ્રકારે લાભ થયો હતો. ત્યાર પછી એકંદરે નાટકોની પડતી દશા થઈ છે, અને મુંબઈમાં જ આજે પાંચસાત નાટકકંપનીઓ છે, તેમ ગુજરાતમાં બીજી ચારપાંચ ફરતી રહે છે. ઉદ્યોગ તરીકે દ્રવ્યોપાર્જન કરવા અર્થે આ ધંધો, ધંધામાત્રની પેઠે ચાલે છે, અને લોકરુચિને અનુસરીને, જે રીતે પૈસા મળી શકે તે રીત નાટકોમાં દાખલ કરીને,

કંપનીના માલિકો કામ લેતા જાય છે. જો આપણા દેશની અંદરની સ્થિતિ-નીતિથી કોઈ વાકેફ ન હોય અને નાટક માત્ર જોઈને આપણા દેશ વિષે અભિપ્રાય બાંધે તો તેને એમ જ લાગે કે આ દેશમાં વ્યભિચાર, હલકાઈ, ક્રૂરતા, દુષ્ટતા, નીચ બુદ્ધિ, એનો પાર જ નહિ હોય.

આ માટે નાટકોમાં એમ થાય છે? થોડાંક સ્ત્રીપુરુષ, તેમનો સદસદ્ આચાર, બેચાર મશ્કરા, અને પડદાસીનરીનો ભપકો, એટલાં વાનાં હોય તો નાટક થઈ રહે છે. આખો ખેલ જોઈ રહેતાં સુધી મનને આર્દ્રભાવ થાય, દિલ પલળીને એકરસ થાય, કે એકાએક આંખોમાં સળવળ થઈ એકબે ટીપાં પાણીનાં નીકળે, એવો એકે પ્રસંગ જોવામાં આવતો નથી. જ્યારે નટ રડે છે, ત્યારે પ્રેક્ષકો હસે છે, પોતાના ભાવ સાથે પ્રેક્ષકોને એકભાવ કરી શકે એવા અભિનયવાળા નટ પણ જણાતા નથી. જે બહુમાં બહુ અરુચિકર ગીત કે પ્રસંગ હોય તેને જ પ્રેક્ષકો “વન્સમોર” કહીને પાંચ પાંચ વખત ફરી ફરી કરાવે છે; નાટકો ભજવનારા પણ આ “વન્સમોર”માં પોતાની એટલી બધી કૃતાર્થતા સમજે છે કે કોઈ કોઈ લોકો તો “વન્સમોર” કહેનારા ભાડે પણ લાવે છે. એક નાટકમાં એક કારીગરના ઘરમાં કોઈ પુરુષ છિનાળું કરવા પેઠો હતો તે ધણી સંતાઈ રહી જોતો હતો, જોતે જોતે તેણે સ્ત્રી તથા તેના યારને પકડી સેપટાંનો માર માર્યો—આ પ્રસંગ પણ “વન્સમોર”ને પાત્ર થયો, ને ચાર વખત ફરી ફરી કરી બતાવવામાં આવ્યો. નાટકની રચના, વસ્તુસંકલના, કે આખા વસ્તુમાંથી ધ્વનિરૂપે ફૂલિત થતો બોધ, તેના ઉપર તો એટલું દુર્લક્ષ દીઠામાં આવે છે કે જાણે એ વાતથી જોનાર, રચનાર, ભજવનાર સર્વે કેવલ અજાણ જ હોય. એક નાટકમાં નાયકનાયિકા એકએકને ઓળખે છે, પણ પરણ્યાં નથી, તેવામાં નાયિકાનું હરણ થાય છે; એ નાયિકાના સ્મરણમાં નાયક મૃતપ્રાય બને છે; કોઈક પ્રસંગે તે જ નાયિકા કોઈ સંકડામણમાં ફસાય છે ત્યાં તે જ નાયક તેને ઉગારે છે;—છતાં કવિ પરસ્પરને ઓળખાણ થવા દેતો નથી. તે જ ઠેકાણે નાટક પૂરું કરતો નથી. પણ નાયકના મનમાં આવી ખૂબસુરત અજાણી સ્ત્રી ઉપર નવો પ્રેમ રોપી તેની પાસે વ્યભિચારનું પાપ કરાવે છે; એ વ્યભિચારમાં તેની પરણેત રાણી તેને પકડે છે ત્યાર પછી ખુલાસો થઈ નાયકનાયિકા પરણે છે ને નાટક સમાપ્ત થાય છે. પ્રેક્ષકવર્ગની રુચિને સંતોષવાને માટે નાટક જ્યાં વાસ્તવિક રીતે પૂર્ણ થાય છે ત્યાં પૂર્ણ ન કરતાં, નાયકને વ્યભિચારી બનાવી રસને બદલે રસાભાસ ઉપજાવી નાટકને વ્યર્થ કર્યું છે. બીજાં એક-બે નાટકમાં એમ જોવામાં આવ્યું કે બે જુદે જુદાં નાટક જ . એકમાં

મેળવીને આખું નાટક ઠરાવ્યું છે. એક નાટકનાં પાત્ર કોળી, વાઘરી, તાઈ તંબોળી, જમાદાર, કોળણ, વાઘરણ, ઇત્યાદિ, તેમના કર્તવ્યનું વસ્તુ એ કે નાયકનાયિકા (જો એવાં પાત્રને એ નામ આપી શકાય તો) વઢે, કજિયા કરે, વ્યભિચાર કરે, તેની મારામાર કરે, બાયડી નાસી જાય, ઇત્યાદિ ફારસ થતો આવે. બીજા નાટકમાં જુઓ તો પાત્ર સારાં દેવ અને દેવીઓ, રાજા અને રાણીઓ, મંત્રી પ્રકૃતિ આદિ ઉચ્ચ વર્ગ; અને તેમનું કર્તવ્ય પણ તેમની સ્થિતિરીતિપ્રકૃતિને અનુકૂલ શુભાશુભ મિશ્રણવાળું તથા બોધકારક ઉપદેશવાળું, પણ નાટકની રચના એવી કે એક પ્રવેશ સારાં પાત્રવાળાં નાટકનો થાય, એટલે એક પ્રવેશ પેલા ફારસવાળાં પાત્રના નાટકનો થાય, ને એમ ઠેઠ ત્રણે અંક સુધી ચાલે. આ બે નાટકને સંબંધ કેટલો કે પેલા ફારસવાળા નાટકનો નાયક વખતે મુખ્ય નાટકના નાયકનો ખાસદાર હોય કે કપડાં ધોનાર હોય કે તેની બાયડી મુખ્ય નાયકની કચેરીનો કોઈ સિપાઇ લેઇ ગયો હોય. મુખ્ય નાટકમાં ઉપદેશ જુઓ તો સતીપણાનો, શુદ્ધ પ્રેમનો, સ્વાર્પણનો—પેલા બીજા નાટકનો ઉપદેશ જુઓ તો તેથી ઊલટો, આવા મિશ્રણને મુખ્ય નાટકના નાયકનું નામ આપવા કરતાં પેલા ફારસના નાયકનું નામ આપ્યું હોય તોપણ કશો બાધ આવે નહિ. એક ત્રીજે ઠેકાણે એમ જોયું કે નાટકની વાત ગોઠવવામાં કશો સંબંધ જ નહિ; એક સીન થઇ રહે ત્યારે બીજો સીન આવે ને પાછળ ગોઠવણ કરવા માટે સમય જોઇએ તેટલો જ પ્રત્યેક સીનનો ઉપયોગ ગણાય. સમગ્ર નાટકના અંગરૂપે પ્રત્યેક સીન સંકળાયેલો હોય જ નહિ. આ જે દૃષ્ટાન્તો અમે કહ્યાં તે સારી સારી કંપનીઓનાં સારા કહેવાતાં નાટકોનાં દૃષ્ટાન્ત છે. વસ્તુસંકલનામાં આવા દોષ ઉપરાંત, ભાષણમાં, વિચારમાં, વર્ણનમાં અનેકમાં જે નાના નાના દોષ હોય છે તે તો રંગમંડપમાં બેસી એકાદ સારામાં સારા કહેવાતા નાટકને સબૂરીથી જોનારના મનમાં તુરત આવી શકે તેવા હોય છે. પ્રેક્ષકવર્ગને એટલો બધો અક્કલશૂન્ય ધારવામાં આવે છે કે પાત્રોના વર્તનમાત્રથી જ ઉપદેશનો ધ્વનિ સમજી લેવાને બદલે પ્રત્યેક ઠેકાણે તે ઉપદેશ પાકો સ્પષ્ટ શબ્દોથી કહેવરાવેલો હોય છે; અને નટલોકો તે ઉપદેશને ખાસ ભાર દેઈ જાણે ભાષણ આપતા હોય તેમ કહી બતાવે છે; પ્રેક્ષકો તેના ઉપર તાલીનો વર્ષાદ વર્ષાવી ખુશી થાય છે ને એવી નીતિની વાત તેમણે જાણે આજ નવી જ સાંભળી હોય તેમ આશ્ચર્ય દર્શાવે છે. પાત્રોના વર્તનથી નીતિનો ધ્વનિ ઉન્નેય છે એ વાત નાટકકારોના લક્ષમાં હોય એમ લાગતું નથી; તેમ સાક્ષાત શબ્દોથી કહેલો ઉપદેશ અનુપદેશ થઈ જાય છે, રસને રસવાચક

શબ્દથી નિર્દિષ્ટ કરતાં રસદોષ થાય છે, એવા અનુભવની પણ ખામી જણાય છે. ભરતસૂત્ર, દશરૂપક, સાહિત્યદર્પણ આદિમાં કહેલા નિયમોની વાત તો એક બાજુએ રહી.

આવી સ્થિતિ પ્રેક્ષકોની રુચિને અનુસરવાથી ઊપજી છે, ને પૈસા પેદા કરવા માટે એ જ સ્થિતિ રાખ્યા વિના છૂટકો નથી એમ નાટકવાળા વારંવાર કહે છે. રા. રણછોડભાઈનાં નાટકો થતાં ત્યારે 'ફુલહાઉસ' ન આવતાં એમ ન હતું. ઘણીવાર પ્રેક્ષકોને પાછું જવું પડતું; જેમ જેમ સામાન્ય પ્રતિના નાટક રચનારાઓ ખુશી કરવાના ધોરણ ઉપર ઊતરતા ગયા તેમ તેમ ઊંચી પ્રતિના પ્રેક્ષકો ઓછા થતા ગયા અને જેવા લેખક તેવા પ્રેક્ષક એવો યોગ થયો તેથી વર્તમાન અધમતાનો ઉદ્ભવ થયો. નાટક જોનારાં આવાં નાટકો જોઈ અનેક દુર્વ્યસનો શીખવા લાગ્યાં, નાનાં બાલકો નાટકોનાં ગીત ગાઇને નાટકો જોઇને, કે છેવટ નાટકોમાં ખુદ ભાગ લેઈને, નીતિ અને ચારિત્ર્યથી હીન થવા લાગ્યાં, અને અત્યારે ઘણું કરીને "શિષ્ટ" લોકો નાટક જોવા જતા નથી, જવામાં પ્રતિષ્ઠા નથી, એવો સમય આવી ગયો. આવું પરિણામ થવાની મુખ્ય જવાબદારી નાટકકારો ઉપર જ છે. પ્રેક્ષકો ઉપર નથી, પૈસાના લોભથી અને શક્તિના અભાવથી નાટકકારોએ લોકરુચિને પોતાનો ગમે તેવો સામાન ખરીદતાં શીખવ્યું એથી જ ઊંચા પ્રકારનો સામાન અને તેવા ઘરાક બન્નેનો અભાવ થઈ ગયો. આવા ને આવા ધોરણ ઉપર નાટકો ચાલશે તો કેવા અધમ પરિણામને પામશે એ કહેવું કઠિન નથી.

નાટકો સંસારમાં જે સાક્ષાત્ બને છે તેનું અનુકરણ છે, અને આશય એવો છે કે સંસારના ઉપદેશ લેવાયોગ્ય ઘણા પ્રસંગોની એક રચના સુશ્લિષ્ટ રીતે ગોઠવી તે ઉપદેશને તાદૃશ રીતે પ્રેક્ષકના મનમાં પાત્રોના વર્તનદ્વારા પ્રતિબિંબિત કરવો. જ્યાં નટલોકો પોતે જ નાટકનાં સ્વરૂપ હેતુ અને ઉદ્દેશ જાણતા નથી ત્યાં તેઓ એક અનુકરણ માત્ર જ કરે છે અને અનુકરણ કરીએ છીએ એવા ભાનથી જ અનુકરણ કરે છે એટલે અનુકરણ કરવાની કૃત્રિમતા વિના બીજો કોઈ પણ પ્રકારનો ભાવ કે ઉપદેશ જમાવી શકતા નથી; માત્ર અંગચેષ્ટાથી કે મશ્કરી જેવાં વચનોથી ઉપહાસવૃત્તિને જ ઉશ્કેરી શકે છે. સારામાં સારો ઉપદેશ પણ નટની ખામીને લીધે પ્રેક્ષકોના મનમાં ગંભીરતાને બદલે ઉપહાસદ્વારા પ્રવેશ પામી ખડખડ હસવામાં થયેલાં પહોળાં મોઢાંમાંથી તુરતજ બહાર નીકળી જઈ કશો લાભ ઉપજાવી શકતો નથી. એમ થતે થતે ગંભીર વાતોને પણ હલકી અને તુચ્છ ગણવાની ટેવ પડે છે, કશાનો હિસાબ રહેતો નથી, અને

પ્રેક્ષકોના ચારિત્રમાં લઘુતા તથા હલકાઈનાં બીજ રોપાતાં તેનાં આનુષંગિક દુર્વ્યસનોનો પણ પ્રાદુર્ભાવ થાય છે. એથી જ નિત્ય આવાં નાટક જોવાનું જેમને વ્યસન છે તેવા જનોને આપણે ગંભીર વિચારને માટે નાલાયક, દારૂ બીડી આદિ પીતા, લાલાઈમાં મહાલતા, અને શિથિલ ચારિત્રવાળા જોઈએ છીએ. નટલોકો જે વાતને અનુકરણ જાણી અનુકરણની ખાતર અનુકરણ કરે છે, પોતાના મનમાં અનુકૃત ભાવની છાપ રાખતા નથી, તે વાત તેમને પણ લઘુતા, હલકાઈ, વ્યસન ઈત્યાદિની ટેવ શીખવ્યા વિના રહેતી નથી;—નાટક ભજવવામાં ભળનારનો અવતાર રદ થઈ જાય છે એવી જે લોકોક્તિ છે તે જ આવી રીતિકૃતિના પરિણામનું વાસ્તવિક વર્ણન છે. આવા જે નટ તે નાટકના વિષયનું એક રમતની પેઠે અનુકરણ કરી જાય તેથી પ્રેક્ષકોના મનમાં પણ તેની તે જ રમત તેનું તે જ ગંભીરના કે ભાવ વિનાનું લૂખું અનુકરણ, અને એકંદરે નટના પોતાનામાં જે જે પ્રકારો, એવી ટેવથી ઊપજ્યા હોય તેનું જ પ્રતિબિંબ પડી શકે છે. નાટકો જ્યાંસુધી, સારા, એટલે નાટકના વસ્તુને અને પાત્રના ભાવને સમજનારા અને સમજીને ભાવપૂર્વક અનુકરણદ્વારા તેનો તે ભાવ ઉપજાવી આપનારા, નટલોકોને હાથે ભજવાય નહિ, ત્યાંસુધી આવી ખોટી અસર જ કરી શકે છે અને જે અંગ્રેજ પંડિતની ઉક્તિ આપણે આરંભે ટાંકી છે તે ખરી હોવાનાં કારણો વાસ્તવિક છે એમ આપણને લાગે છે.

લોકરુચિને અનુસરીને લેખ લખનાર–કવિ, નાટ્ટકાર, પંડિત,–ગમે તે હોય પણ નિષ્ફળ જ થાય છે એનું આ વર્તમાન નાટકો એ સારું ઉદાહરણ છે. અમુક ભાવનાનું ધોરણ લક્ષમાં રાખી જે જે રચના થાય છે તે જ દીર્ઘ જીવન ભોગવે છે અને ક્વચિત્ શુભ ફલ આપે નહિ તો પણ હાનિ તો કરતી જ નથી. લોકરુચિ જેવી અસ્થિર, પલે પલે બદલાતી, અને કોઈ એક નિશ્ચય કે એક સ્વરૂપ વિનાની વસ્તુને આધારે લેખકો પોતાના વિચારને દોરે તો જગતને છે તે કરતાં ઉચ્ચ સ્થિતિમાં લાવવાનો તેમનો પ્રયાસ નેવનાં પાણી મોભે ચડાવવાના પ્રયાસ કરતાં વધારે સારો ગણાય નહિ. અમુક ભાવનાના ધોરણથી લોકમતને અને લોકરુચિને દોરવાનો લેખકો પ્રયાસ કરે છે તે જ વિજયી થાય છે. નાટકો જનમનને અસર કરવાનાં ઘણાં સારાં સરલ સાધન છે, વર્તમાન સમયનાં બગડી ગયેલાં નાટકોએ પણ જે ખરાબી કરી છે તે જ એનો પુરાવો છે, તો નાટક કંપનીઓને, નાટકકારો ને નાટક ભજવનારાઓને ઘટે છે કે તેમણે આ ઉત્તમ સાધનનો સારો ઉપયોગ કરી લોકરુચિને ઉન્નત માર્ગ ઉપર લાવવા યત્નવાન થવું. એમ થવાથી તેમનો શ્રમ કૃતાર્થ થશે ને દેશને લાભ થશે.

'સુદર્શન' : જુલાઈ, ૧૮૯૬.

# ગૂજરાતના લેખકો

આખા મુંબઈ ઇલાકાના ગ્રંથસમૂહનો જે ત્રિમાસિક વૃત્તાન્ત સરકાર પ્રસિદ્ધ કરે છે તે ઉપરથી જણાય છે કે ગૂજરાતી ભાષામાં જેટલા ગ્રંથો લખાય છે તેટલા બીજી ભાષામાં લખાતા નથી, પરન્તુ તે બધામાંથી ક્વચિત જ એકએ ગ્રંથો ખરા ગ્રંથના નામને પાત્ર હોય છે એમ પણ તે ઉપરથી સહજે જણાય છે. જેમ નોકરી ચાકરી, ખેતીવાડી, વેપાર રોજગાર, એ આદિ ઉપજીવિકાનાં સાધનો છે તેમ લખવાને પણ એક ઉપજીવિકાના સાધનરૂપે માનનારા કહેવાતા લેખકો આવો શોચનીય પરિણામ ઉપજાવે છે. વ્યાકરણના દોષ વિના લખતાં આવડ્યું, અને અનુપ્રાસ મળતા આવે તે રીતે છંદો ગોઠવતાં આવડ્યા એટલે લેખક કે કવિ થતાં કોઇને વાર લાગતી નથી, અને તેવા લેખકો અને કવિઓ પોતાની શક્તિનો વિચાર કર્યા વિના ગમે તેવા મોટા અને પ્રતિષ્ઠિત લેખકો અને કવિઓના લેખ ઉપર પણ અભિપ્રાય અને વિવેચન કરવાની ધૃષ્ટતા કરી દા. જોન્સને પોતાના ટીકાકાર ડેનીસના સંબંધમાં જે ઉક્તિ કહી છે કે "એવા ટીકાકારો નાના પતંગિયાની પેઠે કોઈ ભવ્ય જીવની પીઠે ચોટીને પોતાનું જીવન પેલા જીવના ભેગું જ અમર કરવા મથે છે" તેને સત્ય કરી આપતા જાય છે. આવી સ્થિતિમાં વાચકવર્ગને સારાસાર સમજાતો નથી. કયા ગ્રંથને સારો ગણવો, કયાને પ્રમાણ ગણવો, કયો ગ્રંથ કોને વાંચવા આપવાથી લાભ થશે, એ આદિ વિવેક વાચકો કરી શકતા નથી. એવો વિવેક વાચકો કરી નથી શકતા તેમાં વાચકની બુદ્ધિનો દોષ હોવા કરતાં આવા નિર્માલ્ય લેખકો જે ભ્રમ વિસ્તારે છે તેનો વધારે અને મુખ્ય દોષ છે. પુસ્તકો માટેની જે જાહેરખબરો પ્રત્યેક વર્તમાનપત્રમાં નિત્ય આપણે હાથ આવે છે તેમાંનાં વર્ણન વાંચતાં પ્રત્યેક પુસ્તક જાણે હમણાં જ પરમ સ્વર્ગ આપણને પ્રત્યક્ષ કરી આપશે એમ જણાય છે, જ્યારે ખરેખરી કૃતિને જોઈએ છીએ ત્યારે તે કરતાં કાંઈક વિપરીત જ નીકળે છે. જેને ભાષાનું જ્ઞાન નથી, વિચાર કરવાની શક્તિ નથી, તેવા લોકો પુસ્તકો લખી કેવલ ઉપજીવિકાને અર્થે લોકોના હાથમાં તે પુસ્તકો આગ્રહ-થી મૂકતા ચાલે છે, અને વાચકવર્ગની રુચિને અયોગ્ય રંગ લગાડી, અવળે માર્ગે દોરી, ખરા ઉપયુક્ત વાચનથી વિમુખ રાખે છે. આવી અવ્યવસ્થાને લીધે અદ્યાપિ સુધી આપણામાં અમુક લેખકોનાં નામ પ્રમાણ-રૂપે થઈ શક્યાં નથી; અને તેમ ન થવાથી વાચકવર્ગને લેખકોની પ્રવૃત્તિનો જે લાભ થવો જોઈએ તે થતો નથી. આવી સ્થિતિને સમયે આપણા

લેખકોની પદ્ધતિ અને તેના વર્ગ કરી બતાવવાથી વાચકવર્ગને લાભ થશે એટલું જ નહિ, પણ ક્ષુદ્ર લેખકોની મિથ્યા પ્રવૃત્તિ ક્ષીણ થવાનો પણ માર્ગ થઈ આવશે એમ આશા છે. યુનિવર્સિટીમાં વર્નાક્યુલરને દાખલ કરવાનો પ્રયાસ ચાલે છે તે સમયે આવા વિવેકની પૂર્ણ અપેક્ષા છે.

ભાલણ, નૃસિંહ, અખો આદિ ગૂજરાતના આદિ કવિઓનાં કવન તો સર્વમાન્ય સુપ્રસિદ્ધ છે, તેમના વિષે અત્ર ચર્ચા કરવાનો ઉદ્દેશ નથી. પ્રેમાનંદ, શામલ, આદિ મધ્યકાલના કવિઓ વિષે પણ વધારે કહેવા જેવું નથી. એ બધામાંથી જે વાત સિદ્ધ થાય છે તે એ છે કે એ સમયે (૧) કાવ્ય લખવાનો પ્રચાર વધારે હતો, અને (૨) ગદ્યલેખનનો જોઈએ તેવો આવિર્ભાવ થયો ન હતો. પ્રેમાનંદના સમયમાં કાવ્યપદ્ધતિ અતિસુંદર સુરસભાવને પામી છે એ સર્વમાન્ય સુવિદિત વાત છે, અને તેણે રચેલાં એકબે નાટક વિના અન્ય પ્રકારનું ગદ્યલેખન પ્રાચીન કવિઓને હાથે થયું નથી એ પણ નિર્વિવાદ છે. જૈન કવિઓનાં કેટલાંક અપભ્રંશમય ગદ્યલેખન મળી આવે છે, પણ તે હાલ જે ગદ્યલેખન ચાલે છે તેના ઇતિહાસ વિના અન્ય ઉપયોગમાં આવે તેવાં નથી.

આપણા સાહિત્યનો ભૂતકાલ ત્યારે સારો વિશાલ અને વિપુલ છે. સંસ્કૃત પદ્ધતિ એ જ તેમાં સર્વથા નિયામક છે; સંસ્કૃત કાવ્યો, સંસ્કૃત ગદ્ય, એ સર્વનું તેમાં અનુકરણ છે; સંસ્કૃતનાં ભાષાન્તરોથી તે ભરપૂર છે, અને સંસ્કૃતમાંથી પ્રાકૃત અને અપભ્રંશદ્વારા બંધાતી ગુજરાતી ભાષાના ઇતિહાસનું પણ તેમાં દર્શન છે. એ સમયને સંસ્કૃત સમય એવું નામ આપણે આપીશું, અને તેનો અવધિ પ્રેમાનંદ અને શામલ સુધી બાંધીશું. એ સમયના લેખકોએ કવિતા વાર્તા ઇત્યાદિ દ્વારા જનસમાજને સામાન્ય નીતિનો બોધ આપવા પ્રયાસ કર્યો છે; જો કે એમાં પણ પ્રેમાનંદ કે ભાલણની ઉત્તમ પ્રતિભાનાં સુરસ ફલ નથી મળતાં એમ નથી; કે અખા અને નૃસિંહ જેવાનાં જ્ઞાનવિચારમય તત્ત્વનિરૂપણ નથી સંભળાતાં એમ નથી. તથાપિ તે સમય પ્રાધાન્યે સામાન્ય નીતિ અને પ્રાચીન શાસ્ત્રાનુસાર પદ્ધતિને જ અનુસરતો હતો એમ કહેવામાં બાધ નથી.

એ સમય વીતવાની લગભગમાં અને મુસલમાની રાજ્યના અંધકારની અવધિમાં અંગ્રેજ સરકારનો અને પાશ્ચાત્ય સંસર્ગોનો આપણા લોકને પરિચય થવા લાગ્યો. અમદાવાદમાં સર અલેકઝાન્ડર કિન્લોક ફોર્બ્સે ગૂજરાતના ઇતિહાસ માટે ઉપકરણ શોધવા માંડયાં, અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ગૂજરાતી ભાષાના ઉત્તેજનાર્થે સ્થાપી મુંબઈમાં પાશ્ચાત્ય

વિદ્યાના તાજા અનુયાયીઓએ પણ બુદ્ધિવર્ધક સભા તેના તે જ ઉદ્દેશથી સ્થાપી. ઉભયે મંડલે પોતપોતાનાં કાર્ય કરવા માંડયાં, ભાષણો આપવાં, ગ્રંથ લખવા, કવિતાઓ કરાવવી. એ જ સમયમાં શાલા ખાતાનો સરકારે વિસ્તાર કર્યો, તે માટે પણ પુસ્તકોની યોજના કરવાની હતી; અને એ કામ પણ પાશ્ચાત્ય ધોરણોને અનુસારે પૂર્ણ કરવાનું હતું. કેમકે નવીન શિક્ષણપદ્ધતિના અનુકરણ કરવા યોગ્ય ગ્રંથો તે પદ્ધતિથી જ અને અંગ્રેજી-માં જ લખાયલા હતા.

વઢવાણનો એક બ્રાહ્મણ પ્રાચીન પદ્ધતિથી હિંદી ભાષામાં કવિતા કરવાનું શીખ્યો હતો, અને સારી પ્રાસાનુપ્રાસવાળી પ્રાસાદિક વાણી ઉચ્ચારતો હતો. તેને અમદાવાદની સભાએ પોતાના કવિસ્થાને નિયુક્ત કર્યો. એ જ આપણા લોકપ્રિય કવીશ્વર દલપતરામ. આણી પાસા મુંબઈમાં એવો કોઈ નોકર કવિ રાખવાની સગવડ નહોતી, પરંતુ પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારો પામી અનેક ઉત્કટ તરંગે ઊછળતો, ગૂર્જર સાહિત્યમાં અનેક નવીન પદ્ધતિને દાખલ કરવા આતુર, એવો એક સાહસિક નાગરવીર સુરતમાં ગર્જના કરી રહ્યો હતો, તેણે મુંબઈની બુદ્ધિવર્ધક સભાના કવિનું સ્થાન સ્વીકાર્યું. એ જ આપણા વીર કવિવર નર્મદાશંકર. આણી પાસા રા. સા. મહીપતરામ, રા. સા. મોહનલાલ અને તેમના હાથ નીચે કેળવાયેલા અને પાછળથી તેમનું અનુકરણ કરનારા રા. લાલશંકર, હરગોવનદાસ, વગેરેની એક મંડળી કવિ દલપતરામને મોખરે કરીને કામ કરવા લાગી. પેલી પાસા રા. કરસનદાસ, ગીરધરલાલ, નગીનદાસ વગેરેની એક મંડળી કવિ નર્મદા-શંકરને મોખરે કરીને કામ ચલાવવા લાગી. આ બે મંડલોથી તટસ્થ પણ એ જ સમયને અનુસરનાર એક તૃતીય મંડલ પણ હતું; જો કે તેની અસર એ સમયમાં વધારે જણાઈ નથી. એ મંડલ રા. મનઃસુખરામ, ઝવેરલાલ, રણછોડભાઈ, એ આદિનું હતું. અમદાવાદી, સુરતી, અને ચરોતરિયા, એવાં ત્રણ મંડલ આ પ્રકારે થયાં હતાં; એમનાં વિશેષ નામ હજી એમનાં સ્વરૂપનો વિચાર કરીને આપણે પાડીશું.

આ સમય પાશ્ચાત્ય કેળવણી તાજેતાજી આપણા દેશમાં આવી તે હતો. દા. વીલ્સન જેવા લોકપ્રિય વિદ્વાન પાદરીઓના સમાગમો ઘણા નિકટ થયા હતા, અને પાશ્ચાત્ય વિચારપદ્ધતિને અનુસરનારા જ વિદ્વાન, ડાહ્યા, અને વિચારવાન ગણાતા હતા એટલું જ નહિ, પણ તેમને જ સર-કારથી પણ સારા સારા હોદ્દા અને સારી સારી પદવીઓ મળતી હતી. સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ આગળના મુસલમાની વખતથી જ બંધ પડી જઈ, ખૂણેખોચરે ટકાઈ રહેલો હતો, એટલે આવા નવીન સંસર્ગોમાં આવી

પડેલા આપણા અગ્રણીઓને પાશ્ચાત્ય પદ્ધતિને મુકાબલે વિચારવા જેવો કોઈ પણ વિષય હતો નહિ. એ વાત ખાસ લક્ષમાં આવે એવી છે કે જે ત્રણે મંડલ કહ્યાં તેમાંના પ્રત્યેક ગૃહસ્થમાંનો એકે સારો સંસ્કૃતજ્ઞ પંડિત નથી, અને તૃતીય મંડલવાળાએ પાછળથી એ વિદ્યાનો કાંઇક સંસ્કાર પ્રાપ્ત કર્યો છે એટલે તેમને બાતલ કરતાં, બાકીનાં બે મંડલમાં તો બે અગ્રણી કવિઓને પોતાના સાહિત્ય પૂરતો જે સંસ્કાર હોય તે વિના કોઇને સંસ્કૃતનો સ્પર્શ પણ હતો નહિ. પ્રાચીન વિચારોમાંનું જે કાંઈ આ વિદ્વાનોના આગળ હતું તે મુસલમાન સમયના અંધકારમાં થઇને આવેલું હતું; કેવલ વહેમ, અધમતા, બ્રાહ્મણોનાઃ નિરક્ષર ગોરપદાનો ત્રાસ, નાતજાતનાં બંધનની મોટી વિપત્તિ, લગ્નાદિ ઉચ્ચ ભાવનાની અધમ સ્થિતિ, એ રૂપે તેમને પ્રાચીન મહત્તા દેખાતી હતી. સ્વાભાવિક જ છે કે એ વિદ્વાનોએ બધી પ્રાચીન વાતને તિરસ્કારયોગ્ય ગણી અને અર્વાચીન પાશ્ચાત્ય વાતમાત્રને સ્તુતિપાત્ર માની. પુનર્લગ્ન, જ્ઞાતિબંધનાભાવ, વિદ્યાવૃદ્ધિ, એક ઈશ્વરની ભક્તિ, મૂર્તિપૂજાખંડન, ઉદ્યોગનું પ્રાધાન્ય, એ આદિ નવીન વિષયો ઉપર તેમની કલમ વારંવાર કસાયેલી છે; તેમના લેખ એ જ વિષયોથી ભરપૂર છે.

આ તો તેમના વિચાર વિષે વાત થઇ; તેમના લખાણ વિષે હવે વિચાર કરીએ. ગૂજરાતી ભાષામાં જ તેમણે સર્વેએ લખાણ કરેલાં છે, પરંતુ મુંબઇ અને અમદાવાદ એ બે મંડલોની ભાષામાં ઘણો અંતર છે. મુંબાઈવાળાના વિચારો કેવલ પાશ્ચાત્ય વિચારમય હતા, અમદાવાદવાળાના વિચાર પણ તેવા જ છતાં "સજ્જન સમજાવજો રે ધીમે ધીમે સુધારાનો સાર" એવા તેમના અગ્રણી કવિના સૂત્રને અનુસરતા હતા. મુંબઇવાળા ઉદ્ધત, અમદાવાદવાળા વ્યાવહારિક લેખકો હતા. ઉભયે સંસ્કૃતજ્ઞ ન હતા, તેથી શુદ્ધ ગૂર્જર ગિરા લખવામાં વિજયી નીવડયા નથી.

તથાપિ ઉદ્ધત લેખકોએ તે ભાષાની જે સેવા કરી છે તે સેવા વ્યાવહારિક લેખકોથી થઈ નથી એમ કહ્યા વિના ચાલે એમ નથી. ઉદ્ધત વર્ગવાળાના મનમાં અમુક અમુક ભાવનાઓ હતી; ઉત્તમ કાવ્ય કેવું થાય, ઉત્તમ લખાણ કેવું થાય, ઉત્તમ સંસાર કેવો થાય, ઉત્તમ રાજ્ય કેવું થાય, એવી ઉત્તમતાની ભાવના ઉપર તેમનું લક્ષ રહેતું હતું; એ ભાવનાને તે લોકો આપણા સંસારની તે વખતની અધમ સ્થિતિમાં દેખતા ન હતા, હવે પછીથી જે નવો સંસાર તે ઉપજાવવા ઇચ્છતા હતા, તેમાં તેમને તેનું દર્શન થતું હતું. વ્યાવહારિક વર્ગવાળા તો વ્યવહારમાં જ પોતાની ભાવનાને સિદ્ધ કરતા હતા, ચાલતા વ્યવહારથી છૂટા ન પડતાં ધીમે ધીમે એમાંથી જ કાંઈક કરાય તો કરવું

એ તેમની વ્યાવહારિક દૃષ્ટિ હતી. આમ હોવાથી વિચારમાં તર્કવિતર્કનો ચમત્કાર, ભાષામાં હૃદયને હરી લે તેવું જોર, કાવ્યમાં રોમાંચ ઉપજાવે તેવી ભવ્યતા વ્યાવહારિક લેખકો સાધી ન જ શકે, અને નથી સાધી શક્યા એ નિર્વિવાદ છે. જ્યારે ઉદ્ધત લેખકો અમારા વિચારને કોઈએક જણ પણ સમજીને ગ્રહણ કરશે તો પૂર્ણ છે એવા લક્ષથી પોતાના લેખને દોરતા હતા, ત્યારે વ્યાવહારિક લેખકો સર્વને સમજાય તેવા લેખ લખવાનો યત્ન કરતા હતા. અમારા વાચક, કવિઓ, પંડિતો, સુધારકો વિચારકો હોવા જોઈએ એમ ઉદ્ધત લેખકોની વાંછના હતી, ત્યારે વ્યાવહારિક વર્ગવાળાની વાંછના મહેતાજીઓ, નિશાળિયાઓ, દુકાનદારો અને ખેડૂતો અમારા વાચક થાય એવી હતી. સ્પષ્ટ જ છે કે ગદ્ય લખાણની પદ્ધતિ જે બળથી ઉત્તમતા પ્રાપ્ત કરે છે તે ઉપજાવવાનું સામર્થ્ય વ્યાવહારિક પદ્ધતિવાળાને ન હોઈ શકે; તેને ઉપજાવવાનું માન તો ઉદ્ધત પદ્ધતિનો પ્રથમાગ્રણી નર્મદાશંકર જ લેઈ ગયો. દુકાનદારો અને ખેડૂતોની ગદ્યરચનામાંથી ઉત્તમ ગદ્ય ઉદ્‌ભવતું નથી, મહેતાજીઓ નિશાળમાં સમજી કે સમજાવી શકે તેવી કવિતાઓનાં જોડકણાંમાંથી કાવ્ય ઊપજતું નથી. ફલ પણ સર્વના આગળ સુવિદિત છે. નર્મગદ્ય, કરણઘેલો, નર્મકવિતા તથા ગિરધરલાલ અને કરસનદાસના છૂટક લેખ તેની સામે વનરાજ ચાવડો, ગર્ધવસેન, કે દલપતકાવ્ય, ટકી શકે એમ નથી જ. એકમાં અપૂર્ણ પણ ભવ્ય ઉત્તમતાનાં દૃષ્ટાન્ત ઉપરની નજર વાચકને આનંદ સાથે નૂતન સુવાસવાળા વિચારમાં અને નૂતન ભાષાના પ્રમોદકારક જોસમાં તાણી લસડી જાય છે, ત્યારે બીજામાં ખેડૂતો અને દુકાનદારોના વેપારની ગંધ આવે છે, આંકડા અને ક્ષુદ્ર વિચારથી વાચકના મનને ઘણી મૂંઝવણ થાય છે. મુંબઈના ઉત્તમ વિચારસંસર્ગોમાં રહેનાર ઉદ્ધત વર્ગના વિચાર ઉત્તમ, અને તદનુસાર ભાષા પણ તેમની શક્તિ પ્રમાણે ઉત્તમ; અમદાવાદના વ્યાવહારિક સંસર્ગવાળાના વિચાર પણ વેપારશાઈ તેમ ભાષા પણ વાણીઆના ચોપડામાં લખવા જેવી. વાસ્તવિક વાત એવી છે કે અમદાવાદ સુધી હજી વિદ્યાનો પ્રકાશ જ પહોંચ્યો ન હતો. અમદાવાદી મંડલવાળા પણ બધાએ સુરત તરફના જ છે, પણ તેમના ધોરણમાં માત્ર ફેર છે. અમદાવાદ તરફની વિદ્યાનો ખરો પક્ષ તો અમદાવાદ અને નડિયાદના હાલના વિદ્વાનોથી બંધાયો છે.

આ ઉભય પદ્ધતિમાં સાર નથી એમ કહેવાનું તાત્પર્ય નથી. જેમ ઉત્તમ વર્ગ માટે જ વિચાર અને લખાણ કરનાર, લોકને દોરી શકે તેવા પોતા જેવા નિયંતાઓ ઉપજાવવા માટે પ્રયત્ન કરવા ઇચ્છે છે, તેમ હલકા વર્ગને માટે વિચાર અને લખાણ કરનાર મૂલથી જ સુધારણાનાં બીજ

રોપવા પ્રચ્છે છે, પરંતુ અમને એમ લાગે છે કે લોક તો ગતાનુગતિક છે, માટે ઉત્તમ દૃષ્ટાન્ત ઉત્પન્ન કરવાની નીતિ જ વિજયવતી છે. પરંતુ એ વાતનો વિચાર બાજુ ઉપર રાખતાં ભાષાને પ્રથમ નવીન સ્વરૂપ આપવાનું તથા ગૂજરાતમાં કેળવણીનાં બીજ રોપવાનું ઉત્તમ માન આ ઉભય પક્ષના અનુયાયીઓને અસંકુચિત હૃદયથી સર્વ દેશહિતૈષીએ આપવું જોઈએ એ વાત નિર્વિવાદ છે.

આપણા નવીન સાહિત્યના મૂલ સ્થાપકોએ જે બે પદ્ધતિ ચલાવી તે કરતાં કાંઈક વિલક્ષણ પદ્ધતિ સુરતનો એક નાગર સાક્ષર રાજકોટમાં રહ્યો રહ્યો રચ્યાં કરતો હતો. રા. સા. નવલરામ સુધારક ન હતા એમ નથી, પરંતુ તેમના વિચાર છેક પાશ્ચાત્ય સુધારણા ઉપર જવાના હોય એમ પ્રમાણ મળ્યું નથી; અને તેમને પ્રાચીન સાથે અર્વાચીન સાહિત્યનો સારો સંસ્કાર હોવાથી ઉત્તમ વિચારપદ્ધતિ અને ઉત્તમ ગદ્ય તથા પદ્ય શાને કહેવાય તે ઉપર તેમણે મુખ્ય લક્ષ આપ્યું છે એમ જણાય છે. એ પંડિતે એક વિવેચક વર્ગ ( Critical school ) ઊભો કરવાનો યત્ન ચલાવ્યો હતો, જે ઉક્ત ઉભયના કરતાં ભિન્ન હોઈ, ઉભયના ગુણદોષને, ઉત્તમ લેખનના દષ્ટિબિંદુએ રહી, બતાવી આપવા એટલામાંજ પર્યાપ્તિ માનતો હતો. દુર્ભાગ્યે એ લેખકના મરણથી ગૂર્જર સાહિત્યમાં જે ખોટ પડી છે તે હજી પુરાઈ નથી; જો એ યત્ન ચાલતો રહ્યો હોત તો ભાષાના સાહિત્યને અતુલ લાભ થવાનો સંભવ હતો.

પરંતુ જે તૃતીય વર્ગ વિષે આપણે સૂચન માત્ર કર્યું છે તે યદ્યપિ આ સમયમાં વિદ્યમાન હતો તથાપિ તેના વિચાર અને તેનું મન આ સમયના અગ્રણીઓની સાથે ન હતું. રા. રણછોડભાઈએ યદ્યપિ સંસારસુધારણાના ઉદ્દેશથી કેટલાંક સારાં નાટકો લખી ગૂર્જર નાટકકારમાં પ્રથમ હોવાનું માન પ્રાપ્ત કર્યું તથાપિ રા. ઝવેરીલાલ અને મનઃસુખરામ સમયપ્રતીક્ષા કર્યા કરતા હતા, અને એકે મનુસ્મૃતિના ભાષાન્તરથી, તો બીજાએ અસ્તોદય આદિ નિબંધથી પોતાની ખરી આંતરવૃત્તિનું તે સમયમાં પણ દર્શન કરાવ્યું હતું. સંસ્કૃત વિદ્યાના અભ્યાસમાંથી આ દેશને અતુલ લાભ થશે, પ્રાચીન પદ્ધતિનું જ્ઞાન થતાં નવીન પદ્ધતિનો અનાદર થશે, અને પ્રાચીન પદ્ધતિમાં કાંઈ ફેરફાર કરવા જેવો હશે તોપણ તે પ્રાચીન પદ્ધતિને અવલંબીને ઠીક થશે, એમ તે પક્ષવાળાની ગણના હોય એવું તેમના લેખમાંથી સમજાય છે. આવા વિચારોથી તે મંડલવાળાએ પોતપોતાનો સંસ્કૃત અભ્યાસ વધાર્યો, અને તેમને પ્રાચીન પદ્ધતિ ઉપર જ દઢ આસ્થા થઈ. રા. ઝવેરલાલ યદ્યપિ રાજકીય લેખકરૂપે આ પક્ષથી ભિન્ન થઈ ગયા, તથાપિ એમ માનવાને

કારણ છે કે તેમના વિચાર તે પક્ષથી જુદા થયા નથી. રા. મનઃસુખરામે પ્રાચીનતા ઉપરનો પોતાનો ભાવ એટલે સુધી લંબાવ્યો કે જેટલી પ્રાચીન રીતિકૃતિ વિચારપદ્ધતિ આદિ છે તે સારી છે એટલું જ નહિ પણ ભાષામાંએ સંસ્કૃત વિના અન્ય શબ્દપ્રયોગ કરવો એ આપણા ઇતિહાસને ભૂલી જઈ અનાર્યત્વમાં પડવાનો માર્ગ કરવા સરખું છે. ભાષા સંબંધીના આ વિચારમાં તે તેમના આખા પક્ષથી આગળ વધી ગયા છે એમ કહેવું જોઈએ, અને યદ્યપિ ભવિષ્યમાં તે વિચાર કેવો માન્ય થાય છે એ જોવાનું છે, તથાપિ વર્તમાનમાં તો તેમનું એટલા અંશમાં એમણે ધારેલી સીમા સુધી કોઈ સપ્રમાણ લેખકે અનુકરણ કર્યું જણાતું નથી. એ વાત હમણાં જ ચર્ચાશે. રા. મનઃસુખરામના અગ્રણીપણાવાળા આ પક્ષને આપણે પ્રાચીન પક્ષ એ નામ આપીશું. પ્રાચીન પક્ષની જે આશા કે સંસ્કૃત અભ્યાસની વૃદ્ધિ થવાથી વિચાર અને ભાષામાં ઘણો ફેરફાર થઈ જશે તે રા. મનઃસુખરામ પોતાના જીવતાં જ સફલ થયેલી જોવાને ભાગ્યશાલી થયા છે. ઉદ્ધત પક્ષના અગ્રણી કવિ નર્મદાશંકરે છેક મરણ સમયે તે વાતની સત્યતા સ્વીકારી છે, અને એ પક્ષના જે અનુયાયીઓ હાલ જીવે છે તેમાંના ઘણાક સ્વપક્ષપરિત્યાગ કરી પ્રાચીન પક્ષમાં આવ્યા છે. આ પક્ષવાળાએ વાદપદ્ધતિને પ્રાધાન્ય આપ્યું છે, અને લેખનપદ્ધતિમાં જેમ સંસ્કૃતમય ભાષા દાખલ કરી છે, તેમ વિચારમાં પૂર્વોત્તર પક્ષ સ્વીકારી પ્રત્યેક વાતનું વિલોકન કરવાની, ઉદ્ધત પક્ષવાળાના જેવી પણ તેમના કરતાં વધારે શાન્ત, ગંભીર, અને સયુક્તિક રીતિ પ્રકટ કરી છે.

આટલે સુધી તો ઉદ્ધત, વ્યાવહારિક, વિવેચક, પ્રાચીન, એ ચાર પદ્ધતિનાં સ્વરૂપ અને ફલ અમે દર્શાવ્યાં. એ ચાર પદ્ધતિ અદ્યાપિ થોડી ઘણી વિદ્યમાન છે; જો કે એમાંથી ઉદ્ધત અને વિવેચક પદ્ધતિનો મુખ્ય રૂપે ઉચ્છેદ થયો છે એમ કહેવામાં બાધ નથી. મુખ્ય રૂપે એમ કહેવાનું કારણ છે કેમકે ઉદ્ધત પદ્ધતિની જે વિચારપદ્ધતિ તેને, તથા વિવેચકપદ્ધતિની સાહિત્યમાત્રની જ ઉત્તમ ભાવનાને અવલંબી વિવેક કરવાની રીતિને, અનુસરનાર હાલમાં એક પાંચમો પક્ષ ઉદ્ભવ્યો છે જેને અમે યથાર્થ પક્ષ એ નામ આપવું ધાર્યું છે. વ્યાવહારિક પક્ષ અને પ્રાચીન પક્ષમાંનો વ્યાવહારિક પક્ષ અનેક ક્ષુદ્ર લેખકો જેના વિષે આપણે આરંભે જ ફરિયાદ કરી તેમના શરીરમાં જીવતો છે. એવા ક્ષુદ્ર લેખકો એ પક્ષના અનુકરણથી ઉદ્ભવ્યા એ જ એ પક્ષની નિઃસારતાનું એક પ્રમાણ છે. એ પક્ષવાળાએ લેખનને એક વ્યાપારતુલ્ય, ઉદરપોષણના સાધનતુલ્ય કરી નાખ્યું છે. એમના વિચાર પ્રમાણે કોઈ પણ માણસ લેખક ન થઈ શકે એમ નથી. પ્રાચીન પક્ષની ભાષાનું કાંઈક

અંશે યથાર્થ પક્ષવાળા અનુકરણ કરે છે. પરંતુ "અલ્પ સાર અને બહુ વિસ્તાર" એ પદ્ધતિને અનુસરનાર શબ્દપંડિતો આજકાલ કેટલાક નીકળ્યા છે, જેમના શરીરમાં એ પક્ષ તેના ક્ષુદ્રરૂપે જીવતો ગણાય ખરો.

જે ચાર પક્ષ કહ્યા તેમાંથી સહજે અનુકરણ થઈ શકે તેવો વ્યવહાર-પક્ષ છે; એ પક્ષનું અનુકરણ કરનારા પણ ઘણા થયેલા છે, અને તે જ આજકાલ આપણને નિર્વેદ ઉપજાવનાર ગ્રંથોના ને કાવ્યોના લખનારા પેદા કરે છે એમ પણ ખેદપૂર્વક કહેવું પડે છે. એ પક્ષના મૂલ સ્થાપકોમાં જે શુદ્ધ વિદ્યાભિલાષ હતો તે તેમના અનુકરણ કરનારમાં જણાતો નથી, એટલે વ્યવહારપક્ષની શિથિલ લેખનપદ્ધતિ આ અનુકરણ કરનારાઓના હાથમાં વધારે શિથિલ અને ઉપહાસાસ્પદ થઈ પડે છે, ગદ્યમાં પણ લખતાં કોઈને વાંચવાની રુચિ ન થાય એવી પ્રાસાનુપ્રાસ મેળવેલી કડીઓને કાવ્ય ઠરાવી મોટા ગ્રંથના ગ્રંથ ભરી અનેક કવિઓ ગૂજરાતમાં આજકાલ ફરતા ફરે છે, જેમાં શુદ્ધ વિચારના તત્ત્વનો એક છાંટો પણ નહિ, કેવલ અમુક મરોડવાળાં વાક્યમાત્રની, કે ગદ્ય રચવામાં પણ તડ–ફડ–વડ–લડ એવા કોઈ વર્ણસાદૃશ્યના ચમત્કારની, યુક્તિપ્રયુક્તિને નિબંધ–નાટક–કથા–કાદંબરી–શિક્ષા–ઉપદેશ–ગમે તે નામ આપતા ગ્રંથકારોનો વર્ગ પણ નાનો નથી. આવા ક્ષુદ્ર લેખકોને જ વ્યવહારપક્ષના મૂલ સ્થાપનારાઓ ઉત્તેજન આપે છે. કેમકે તે પક્ષના અગ્રણીઓની પોતાની શક્તિ તેટલું જ સમજવા જેટલી છે. અને તેથી વધારે સારું કેવું હોઈ શકે તેનો તેમને ખ્યાલ પણ નથી. વળી માણસની સ્વાભાવિક સ્વપરાયણવૃત્તિ અનુસાર પોતાના માર્ગનું ઈતર જનો અનુકરણ કરે તે જોઈને પણ માણસને અમુક પ્રકારનો સંતોષ થાય છે, જેને આધીન થઈને પણ વ્યવહારપક્ષના અગ્રણી-ઓ પોતાને આવા અનુકરણ કરનારાઓના દેવરૂપે થયેલા જોઈ પોતે પરમ પાંડિત્યને પામી ચૂક્યા છે એમ માની, તેવો વ્યવહાર પણ કરતા ચાલે છે, અને ગમે તેના ઉપર અભિપ્રાય આપતાં પાછા હઠતા નથી. તેમને ગૂર્જર ભાષાના નવીન રૂપના મૂલ સ્થાપનારનું માન આપવામાં આવે છે તેટલાથી તે સંતોષ માની રહેતા નથી એટલા જ માટે અમારે તેમને તેમના સ્વરૂપનું ભાન કરાવવાના નિષ્પક્ષપાત વિવેચનમાં જે કાંઈ કહેવું પડે તે ક્ષન્તવ્ય ગણાવું જોઈએ. અમારી ફરજ એ જ અમારો બચાવ છે. ત્યારે કહેવા દો કે તેમના અભિપ્રાયનું સૂત્ર જ્યાં જુઓ ત્યાં એકનું એક જ છે. ગમે તે વિષય હો, ગમે તો રસાયનશાસ્ત્રનો વિષય હો કે અદ્વૈતનો વિષય હો, ગમે તો કાવ્યનો વિષય હો કે કથાનો વિષય હો, ગમે તો સંગીતનો વિષય હો કે ખેતીનો વિષય હો,—પણ વ્યવહારપક્ષવાળાને તો બધાએ

સરખા છે. જો તેમની પોતાની અક્કલમાં વાત ઊતરી શકી તો લેખ સારો, તેમની સમજણમાં ન ઊતરી તો લેખ ખોટો, અને તેનું કારણ એટલું જ કે "ભાષા બહુ કઠણ લાગે છે!!" આ પંડિતો એમ જ માની બેઠા છે કે પોતે પણ લેખક, બીજા પણ લેખક; પોતે ગૂજરાતી ભાષાના જ્ઞાતા, બીજા પણ તે જ ભાષાના જ્ઞાતા; પોતે વિચાર કરનાર, બીજા પણ વિચાર કરનાર;—તો જગતમાં એવા વિચાર કે એવી ભાષા હોય જ નહિ કે ગૂજરાતી લિપિથી લખી નાખે એટલે અમારા સમજવામાં આવે નહિ. વિષય ગમે તેવો હોય, પણ ગૂજરાતી ભાષામાં લખ્યો છે ત્યારે અમે ન સમજી શકીએ એવું બને જ કેમ? આવી ભ્રમિત અહંકારબુદ્ધિ તેમના વ્યાવહારિક પાંડિત્યે તેમના મનમાં ઘાલી દીધી છે, અને તેમને દુનિયામાં જે જે સારી વાત હોય તે પોતાની જાતના ધોરણથી, પોતાની વિદ્વત્તાની સરખાવટથી, સારી ખોટી કહેવાની ટેવ પડી છે. ઉત્તમમાં ઉત્તમ લેખક તે પોતે, પછી બીજા જે સારા કહેવાતા હોય તે ગમે તેટલા સારા પણ પોતાના પછી, ઉત્તમમાં ઉત્તમ ગ્રંથ ગર્ધવસેન કે વનરાજ ચાવડો એ તેમના વિચારનું અધમ ધોરણ છે, પોતાને જે વાત લખતાં કે વિચારતાં છ માસ લાગે તે વાત કોઈ એક માસમાં લખી કે વિચારી લાવે તો તેવા લખનાર કે વિચારનારની ઉત્તમ શક્તિનો સ્વીકાર કરવાને બદલે એવા લેખક કે વિચારકે તો અમુક ઉતાવળ કરી, અમુક શબ્દો ભારે નાખ્યા, અમુક મૂકી દીધું, ઇત્યાદિ દોષ કલ્પીને જ તે લોકોને પોતાના મનને સંતોષ મનાવતા અમે પ્રત્યક્ષ જોયા છે.

એમને તો બધી વાતમાં "ભાષા" એ જ મુખ્ય વાત થઈ પડી છે. "દેશી" "સાદી" "ઘરગતુ". "તળપદી" એવી ભાષા, એ જ પાંડિત્યનો સાર છે, એમ તેમનું માનવું છે; ને એ માનવાએ જ આપણા ગૂજરાતમાં વ્યર્થ લેખકોનો ઉભરાટ વધારી દેઈ, વાચકવર્ગને ભ્રમણામાં નાખી, વિચારબલને ક્ષીણ પાડી દીધું છે, એમ અમે માનીએ છીએ. વિચાર કઠિન હોય, મગજમાં સહેજે ન ઊતરે તેવો પણ હોય, અમુક વિચારે પહોચવા માટે અમુક અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ, એ વાત ઉપર તો તે લોકો લક્ષ જ આપતા નથી. એ તો એમ જ માને છે કે વિચાર ગમે તે હો, પણ સાદી "તળપદી" ભાષામાં કેમ ના લખાય? ગમે તે વિચારને પણ સાદામાં સાદી ઘરમાં વપરાતી ભાષામાં લખી શકાય તો તે અવશ્ય ઘણી જ ઇષ્ટ અને ઘણી જ સુભાગ્યની વાત છે, પણ આખી દુનિયાના ઇતિહાસમાં અદ્યાપિ એવો લેખક ઉત્પન્ન થયો હોય એવું અમારા જાણવામાં તો નથી. એમ હોઈ પણ ન શકે. એમ કહેવાનું તાત્પર્ય શું નીકળે છે તે વિચારો.

એમ કહેનારા એમ કહેવા ઇચ્છે છે કે લખાણને વાંચતા બરાબર તે લખાણમાંનો અર્થ મનમાં આવવો જોઈએ; એટલે કે લખાણને વાંચ્યું અને શબ્દબોધ થયો તેની વચમાં બીજો કશો વ્યાપાર ના જોઈએ; એટલે કે આખું ન્યાયશાસ્ત્ર (Logic) જે દીઠેલા સાંભળેલા શબ્દાદિનો શો અર્થ શા પ્રકારે માનવો તે માટે જ રચાયેલું છે તેની વચમાં જરૂર જ નથી, કેમકે જ્ઞાનમાત્ર સાક્ષાત્ થઈ જવું જોઈએ;—સાદી રીતે બોલીએ તો, લખનારે જે વિચાર લખ્યા હોય તેમને વાંચનારે વિચાર કરીને મનમાં ઉતારવા એટલી વાંચનારને જે તસ્દી પડે તે, પણ ન પડવા દેવી, અને વાંચનારને જે વિચાર કરવાનો તે પણ લખનારે લખતી વખતે લખવાના શબ્દોમાં જ કરી આપવો જોઈએ. શબ્દ અને તદ્દગત અર્થ એ બે વચ્ચેનો ભેદ જ કાઢી નાંખવો જોઈએ કે જેથી વાંચનારને શબ્દનો વિચાર કરીને અર્થ ગ્રહવો પડે છે તે મહેનત ન પડે;—એમ વ્યવહારપક્ષના પંડિતો કહેવા ઇચ્છે છે. કાલિદાસ કવિ અને કાલિદાસનાં વાસણ અજવાળનાર નોકર, ન્યુટન અને તેના લખાણના કાગળો ઉપર દીવાના કોડિયાને ઊંધું વાળી તે કાગળોને બાળી નાખનાર તેનો કૂતરો ડાયમન્ડ, શંકરાચાર્ય અને ડુકૃઞ્કરણે ગોખનારો મણિકર્ણિકાના ઘાટ ઉપર બેઠેલો બ્રાહ્મણ, તેમને, રસ—Gravitation—અદ્વૈત—અભેદ—ઇત્યાદિ સર્વ વાતો ભાષાદ્વારા લખવામાં આવી એટલે સરખી રીતે વગર પ્રયાસે સમજાવી જોઈએ; અને એમાંના કોઈ પણ જો એમ કહે કે મારાથી અમુક તો સમજાતું નથી, તો તે સમજનારનો એમાં કાંઈ દોષ નહિ એ તો લખનારને લખતાં આવડયું નહિ!! કિંબહુના ભણવાભણાવવાનો શ્રમ પણ હવે લેવાનો નથી, કેમકે વાંચતા બરાબર સમજાય એવી રીતે લખાણ લખવાનું છે, એટલે ભણાવવું શું રહ્યું? માત્ર ભાષા ભણાવવાની,—અથવા ભાષા પણ નહિ, કેમકે ભાષા એટલે અમુક શબ્દથી અમુક જ્ઞાન થાય એ તો નિરક્ષરમાં નિરક્ષર ગામડિયાને પણ લોકરૂઢિથી જ હોય છે;—ભણાવવાનું એટલું જ કે અક્ષરોનાં સ્વરૂપ ઓળખવાં અને લખતાં વાંચતાં શીખવું! એ કરતાં આગળ જઈને મોટી પાઠશાલા, ને કૉલેજોમાં જવાનું કાંઈ કારણ જ નહિ;—કદાપિ એકાદ ગૂજરાતી કૉલેજ કાઢી હોય, ને સાધારણ એટલે કે આ પંડિતોનાં રચેલાં ધોરણથી ચાલતી નિશાળોમાં એકલા ગૂજરાતી અક્ષર ઓળખવાનું શીખવાય છે, તો પેલી કૉલેજમાં ગૂજરાતી, સંસ્કૃત, મરાઠી, ફારસી, બધા અક્ષર ઓળખવાનું શીખવાય એટલે માણસ મોટું સર્વવિદ્યાગ્રણ સર્વજ્ઞ થાય, એવો અભિલાષ ખરો ખરો!!!

"ભાષા" "ભાષા"—"તળબદ્દી ભાષા"—એ બૂમ પાડવામાં આ

પંડિતોને પરિભાષા પણ ન જોઈએ. ગમે તે વિષય લખવો હોય તેની પરિભાષા વાપરવી નહિ. ન જ વાપરવી, કેમકે ગૂજરાતી ભાષામાં લખવાનું એટલે ગૂજરાતી અક્ષરોથી લખાય તો ન સમજાય એવું થવાનું જ નહિ ! મોટી ફિલોસોફીનો વિષય હોય તો પણ ચેતન, જડ, પ્રકૃતિ, આત્મા, અભેદ, ઇત્યાદિ શબ્દો વાપરવા નહિ, એવી રીતે લખવું કે એ શબ્દોના જે પારિભાષિક અર્થ તે લખાણમાં જ સમજાઈ જાય. આમ કહેવાનો અર્થ શો થયો ? એટલો જ કે તે તે શાસ્ત્રમાં આજ સુધીના પંડિતોએ જે વિચાર કર્યા હોય તે બધા ભૂલી જવા, અને આપણને જો તે વિષયે લખવા બેઠા તો આપણે જ જાણે આજ તે વિષય નવો કાઢયો હોય તેવી ઢબથી લખવા માંડવું. આમ કરવું એ વાચકોની અક્કલને અપમાન આપવા બરાબર છે એ તો ઠીક જ છે, પણ જગતમાં જે વિચાર ચાલી ગયા તેની સાથેનો સંબંધ જે પરિભાષાથી સચવાય છે તેને પણ ભૂલી જઈને હજારો વર્ષથી મળેલો જ્ઞાનનો વારસો પાણીમાં ગુમાવી દેવો !! કરોડો રૂપિયાની પૂંજી પાસે છતાં, વાપરવાની શક્તિ છતાં;—વાપરવાથી કરોડના દશ કરોડ કરવાની વૃત્તિ ન રાખતાં, પૂંજી નથી જ એમ માનીને મજૂરી કરવાથી આરંભ કરવો !

કોઈને એમ લાગશે કે વ્યવહારપક્ષવાળા છેક આવા અજ્ઞાન હશે નહિ, આ તો તેમની એક રમૂજ કરવાનો જ યત્ન કર્યો છે, પણ અમે પુનઃ ભલામણ કરીએ છીએ કે એમનું જે કોઈ પુસ્તક ઘણા ઉત્તમ વિચારના કે ભાષાના નમૂનારૂપે કહેવાતું હોય તે કોઈ વિદ્વાને વિચારપૂર્વક વાંચી જોવું; અન્ય વિદ્વાનો વિષે તે પક્ષવાળા જે અભિપ્રાયો દર્શાવે છે તે સાંભળવા કે વાંચવા; એટલે અત્રે જે કાંઈ કહ્યું છે તેની ખાતરી થયા વિના રહેશે નહિ. અમને પોતાને તો એ જ રીતે થઈ છે. એ લોકોએ પોતાના જ્ઞાનને સર્વ જ્ઞાનનું માપ માન્યું છે એ જ ટૂંકામાં તેમના મતનો નિષ્કર્ષ છે. જ્યારે એ મત આવો અસાર છે ત્યારે તેનો પ્રચાર આટલા બધા લેખકોમાં કેમ થાય છે એવી શંકા પણ કોઈને થશે, પણ તેનું ઉત્તર સહજ છે કે તે અસાર છે માટે જ સહજે પ્રચાર પામે છે. જેમાં કશો આયાસ નથી, જેમાં વધારે શ્રમ કરવાનો નથી, તે વાતનું અનુકરણ સહજે થાય છે એ તો સ્વાભાવિક જ છે; પણ તેવા અનુકરણને પ્રમાણરૂપે ઠોકી બેસાડવામાંથી કેટલી હાનિ થાય છે તે ઉપર લક્ષ કરીને અમારે આટલું લખવું પડે છે.

જેમ વ્યવહારપક્ષનું અનુકરણ આવાં રૂપાન્તરોમાં રમી રહ્યું છે, તેમ પ્રાચીન પક્ષની ભાષામાત્રનું અનુકરણ પણ કેટલા જનો "અલ્પ સાર અને બહુ વિસ્તાર" વાળા લેખોમાં કરી રહ્યા છે ! તે બીચારા એમ જ માને છે

કે વક્તવ્ય ગમે તે હોય પણ સંસ્કૃત શબ્દો, સારી વાક્યરચના, સારું શ્લેષાદિ ઉક્તિવૈચિત્ર્ય, સાધારણ શબ્દોથી ચાલે ત્યાં પણ ચાવળા ચાવળા સંસ્કૃત શબ્દો અને ટૂંકી વાક્યરચનાને બદલે વિસ્તારવાળી રચના, ઇત્યાદિતમાં આણી શકાય તો વિચારની અલ્પતા ચાલી જશે. બાણની કાદંબરીનું ભાષાન્તર પ્રસિદ્ધ થયા પછી આ વાતની વધારે વૃદ્ધિ થઈ છે, અને વ્યવહારપક્ષ કરતાં ઊલટી ભૂલમાં કેટલાક લોકો પડતા ચાલ્યા છે. એ લોકો એમના જેવી શૈલી ન હોય તે લેખને સારો ગણતા નથી. વિચારને બાજુએ રાખી, સંસ્કૃતમય ભાષાને જ તે લોકો પણ પ્રાધાન્ય આપે છે, ને તેને જ પાંડિત્યની નિશાની માને છે, તથાપિ ભાષાથી વિચાર પણ આવી જવા જોઈએ એવી વ્યવહારપક્ષના જેવી હાસ્યાસ્પદ ચૂક આ લોકો કરતા નથી, માત્ર અલ્પ વિચારને બહુ વિસ્તારથી ઢાંકવાની યોજના કરે છે, જે એની મેળે જ વાચકોની અરુચિ પ્રાપ્ત કરી ક્ષીણ થઈ જાય છે, એટલે તે વિષે વધારે કહેવાનું નથી. આ અનુકરણ કેટલાંક વિરલ પુસ્તકો તથા વર્તમાનપત્રોમાં જણાય છે.

ઉદ્ધત, વ્યવહાર, પ્રાચીન, વિવેચક, એ ચારે પક્ષનો સારસાર ગ્રહણ કરી, વ્યવહારપક્ષના અને પ્રાચીન પક્ષના ભાષાપાંડિત્યની વિરુદ્ધ હવણાં દશપંદર વર્ષથી યથાર્થ પક્ષ ઉદ્ભવેલો છે; વાસ્તવિક રીતે તેનો મૂલ બીજારોપક તો કવિ નર્મદાશંકર જ છે. ઉદ્ધત પક્ષવાળા વિચારને જે પ્રાધાન્ય આપતા હતા તેનો તથા પ્રાચીનપક્ષવાળાના વિચારપ્રાધાન્ય અને ભાષાપ્રાધાન્ય ઉભયનો, અને વિવેચક પક્ષના સાહિત્યભાવનાદિ પૂર્ણતાના વિચારનો, આ પક્ષે સ્વીકાર કરેલો છે; એટલું જ નથી પણ વ્યવહારપક્ષના "ભાષાથી જ વિચાર દર્શાવી દેવાના" આગ્રહને તથા પ્રાચીન પક્ષના કેવલ સંસ્કૃતમયી ભાષા લખવી એ આગ્રહને યથાર્થ પક્ષવાળાએ થોડોક ઢીલો પાડ્યો છે. યથાર્થ પક્ષવાળાએ ટૂંકામાં એવો નિયમ કર્યો છે કે વિષયને યથાર્થ રીતે યોગ્ય અધિકારીને ઉદ્દેશી સ્ફુટ કરી શકાય તે ઉપર મુખ્ય લક્ષ રાખી સહજ લખતાં જે પારિભાષિક સંસ્કૃત કે અસંસ્કૃત કે દેશી ગમે તે ભાષા આવી જાય તે વાપરીને શુદ્ધ લેખ રચવા. આ પક્ષમાં વિચારનું જ પ્રાધાન્ય છે, ને તે ઉપરથી જ તે યથાર્થ એ નામને પામવાને પાત્ર છે. અંગ્રેજી કેળવણીનો ઊંચો સંસ્કાર પામી, સંસ્કૃત ફારસી આદિનું સારું અધ્યયન કરી, સર્વ વિચારની તુલના કરતાં, જે યોગ્ય યોગ્ય ફેરફારો લાગે તે કાવ્ય, કથા, વ્યાખ્યાન, આદિ વિષયોમાં દાખલ કરવા, અને નવા નવા વિચારોનો પણ, જગતમાત્રના વિદ્વદ્વર્ગના નિત્ય આગળ વધતા વિચારાનુસાર, વાચકવર્ગને પરિચય કરાવવો, એવો આ પક્ષનો ઉદ્દેશ છે.

એ ઉદ્દેશ કેટલાક ગ્રેજ્યુએટો વગેરે આજકાલ પાર પાડી રહ્યા છે, તેમની કૃતિના ફલ ઉપર વિવેચન કરવાનું બીજા પ્રસંગ ઉપર રાખી તે પક્ષના અગ્રણીઓનાં નામ માત્ર ગણાવાથી, અત્ર આપેલા તે પક્ષના સ્વરૂપની વાચકને વધારે સ્પષ્ટતા થશે. રા. રા. ગોવર્ધનરામ માધવરામ, હરિલાલ હર્ષદરાય, કેશવલાલ છગનલાલ પંડયા, બાલાશંકર ઉલ્લાસરામ, નૃસિંહરાવ ભોલાનાથ, રમણભાઈ મહીપતરામ, મણિશંકર ભટ્ટ, તથા આ લેખક પોતે એ આદિ આ પક્ષના જ અનુયાયી છે.

વાચકવર્ગને આટલા વિવેચનથી સ્પષ્ટ થવું જોઈએ કે ગૂજરાતમાં જે જે લેખકો છે તે કયા પ્રકારના ને કેવી પદ્ધતિથી લખનારા કોણ કોણ છે. જે પાંચ વર્ગ પાડયા છે તે પ્રત્યેક વર્ગમાં જેનાં જેનાં નામ ગણવામાં આવ્યાં છે તે બધાના વિચાર એક સરખા જ છે એમ માનવાનું કારણ નથી, તેમને એક વર્ગમાં ગણવામાં માત્ર તે લોકો કેવી શૈલીના ઉપાસક છે એટલા સાધારણ અંશનો આશ્રય કરવામાં આવેલો છે. તથાપિ કોના લેખ વાંચવાથી કેવા વિચાર, કેવી શૈલી, આદિનો પરિચય થઈ શકશે તે વાત આટલા વર્ગ બાંધવામાંથી વાચકવર્ગ સહેજે સમજી શકશે. વિચારના ભેદ પ્રમાણે એના એ પાંચ વર્ગમાંના ગૃહસ્થોના વર્ગ પાડતાં જુદા જ વર્ગ પડી શકે; આ તો માત્ર લેખકોના જ વર્ગ છે.

'સુદર્શન' : જુન, ૧૮૯૪.

# નિવાપાંજલિ

## કવિ નર્મદાશંકર લાલશંકર[1]

ગૂજરાતી સહૃદ્વંશી આર્યબંધુમાં ટૂટ પડી, ગૂર્જરીના સૌભાગ્યનો અસ્ત થયો, આર્યત્વનો ઉજેશ ઝાંખો થયો, ધીરજનો દૃઢસ્તંભ ભાગી પડ્યો, ધર્મનું ધૂંસરું નમી ગયું, પ્રચંડ પ્રતાપનો તાપ મલિન થયો, એક વ્રતનું ઐક્ય ગયું, કે અમારી પ્રિય આર્યરત્નમાલાનો મધ્યમણિ કવિ નર્મદાશંકર લાલશંકર અમને તજી ગયો! એ આર્યસજ્જનની સ્મૃતિ જ હવે રહી! પણ તે સ્મૃતિ કાવ્યરૂપે, સુધારારૂપે, ધર્મરૂપે, શૂરરૂપે, સાહસરૂપે, દૃઢતારૂપે, વિવિધ રૂપરૂપાંતરે અમારા હૃદયને પ્રમોદ પમાડે છે, અંતરને ઉત્સાહ પ્રેરે છે, મનને શોક સૂચવે છે, અને આ સ્તુતિગાનરૂપી છેલ્લી શ્રદ્ધાઞ્જલિના કર્તવ્ય તરફ અમને દોરે છે. અહા કથમપિ ભુવનેઽસ્મિં તાદૃશા સંભવન્તિ એવા મહાપુરુષો તે કોઈ વાર જ જેમ તેમ અર્થાત્ મહા પુણ્યપ્રતાપમાં કાંઈ વિક્ષોભ થતાં દેવલોકમાંથી કાંઈક કાલ મનુષ્ય લોકને પણ તેજિત કરી જાય છે. સત્ય છેઃ क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति —પણ તારા પ્રતાપથી, ધૈર્યથી, સાહસથી, વિદ્યાથી ને સર્વ કરતાં સ્પષ્ટ વક્તૃત્વયુક્ત નિઃશંક સત્યમાત્રપરાયણ એકવ્રતથી પ્રાપ્ત કરેલા પુણ્યે તને સ્વર્ગવાસ અવિચલ હો, અને તારા અંત્યસમયે પ્રાર્થેલો કૈવલ્યાનંદ, તને તો અજાણ્યો, પણ અમારી દૃષ્ટિએ તને નિરંતર રહો!

દુરાચારી, દુરાગ્રહી, જેમ તેમ ઝંપલાવવા તૈયાર થઈ હઠીલા માણસ ઉપર આ શો મોહ! આ શી ખુશામદ! એમ અમારા ભાઈબંધો ભલે કહો. અમારા હૃદયનો આવેગ અમે સત્ય માનીએ છીએ અને અમારા

---

૧ આ લેખમાં સુધારા વિષે વિસ્તૃત ચર્ચા કરેલી હોવાથી લેખકે આ લેખનું મથાળું મૂળે 'સુધારો' એમ બાંધેલું અને તેથી 'સુદર્શન ગદ્યાવલિ'માં એને 'ગૃહ' વિભાગમાં સ્થાન મળેલું. પરંતુ સમગ્ર દૃષ્ટિએ જોઈએ તો આખો લેખ કવિ નર્મદાશંકર લાલશંકરની મૃત્યુનોંધરૂપે લખાયેલો છે. એટલે મથાળું ફેરવીને તેને અહીં 'સાહિત્ય' વિભાગમાં નિવાપાંજલિ તરીકે ગોઠવવો વધારે ઉચિત લાગ્યો છે.

—સં.

મરનાર મિત્રના સ્વરૂપની હકીકત જણાવતાં અમારા વિચારની સત્યતા સમજાવીએ છીએ. માણસનાં છિદ્ર જોવાને તો ઘણાએ ભેગા થશે, ચંદ્રમાં પણ કલંકનો આરોપ કરવા લાખો કવિઓ પણ કથી મરશે તથાપિ, ચંદ્રનું ચંદ્રત્વ ઢાંક્યું રહેશે શું? મરનાર પણ માણસ જ હતો, એટલે દોષ તો હતા ને હશે, પણ હાલ તેનું વિવેચન કરવાની અમારી ધારણા નથી, અમને તો સત્પુરુષોના સદ્‌ગુણનું વર્ણન કરી સદ્‌વસ્તુ ઉપર સર્વને પ્રીતિ કરાવવામાં જ આનંદ લાગે છે, ને તેટલામાં જ અમારા શ્રમની પણ કૃતાર્થતા અમને સમજાય છે. હો. એ મહાપુરુષનું જીવનચરિત લખનાર એ વિશે વિચાર કરશે.

સર્વ ગૂજરાતમાં આ પુરુષ માનપાત્ર થઈ ગયો એમાં કાંઈ વાંધા જેવું નથી. આ માનનું શું કારણ? એવું માન પામવાની ઇચ્છા રાખનારાઓએ પણ એ વાતનો વિચાર કરી જોયો છે? એની કવિતા કે એના સાહસથી કે સુધારાથી કે પુનર્લગ્નથી કે શાનાથી એ પુરુષની મહત્તા ગણાય છે? અમારા કવિ સુધારાનું ઉત્તમાંગ હતા એ નિર્વિવાદ છે. ગૂજરાતમાં જ્યારે ચોતરફ અંધકાર ચાલતો હતો ત્યારે મુંબઈમાં કવિ નર્મદાશંકર, રા. ગીરધરલાલ, રા. કરસનદાસ, રા. નગીનદાસ, રા. ગંગાદાસ, દાક્તર ભાઉ દાજી, શેઠ નાનાભાઈ રૂસ્તમજી વગેરે ગૃહસ્થો અંગ્રેજી કેળવણી પામી વિલાયતનો સુધારો આપણામાં દાખલ કરી સર્વને સુખી કરવા ધમધોકાર મહેનત ચલાવી રહ્યા હતા. તેમને પ્રથમ તો જ્ઞાતિભેદથી અડચણ આવવા માડી ને વિલાયત જઈ ત્યાના તેજોમય સુધારામાં ભળવામાં વિઘ્ન આવવા માડ્યા; મિત્રવર્ગમાં પણ સ્નેહનો પ્રયોગ મંદ થવા માંડ્યો; સ્ત્રીવર્ગ તરફ જોતાં પુનર્લગ્ન વિના તેમની સ્થિતિ ઘણી દુર્ઘટ અને તેથી મંડલ સમસ્તમાં અનીતિનો પ્રચાર તેમની દૃષ્ટિએ ચઢવા લાગ્યો: ધર્મ તરફ વિચારતાં પણ એકેશ્વરનું પૂજન કરતાં ક્રિશ્ચિયન લોક કરતાં આપણા દેવદેવલાંના પંથ તેમને વિકટ લાગવા માંડ્યા તથા લોકોની અત્યંત મંદતા તેમના લક્ષમાં આવી. ધર્મ, પુનર્વિવાહ ને જ્ઞાતિબંધન સિવાય બીજી ઘણી બાબતો ઉપર તેમણે લક્ષ આપ્યાં હશે, પણ તે હાલ વિવેચનમાં લેવા જેવા પ્રસિદ્ધ પદવીએ તેમના શ્રમથી પહોંચ્યાં નથી. આ બધી વાતમાં કવિ અગ્રણી હતા તે ફક્ત વચન માત્રથી જ નહિ પણ મન કર્મ ને વાણી સર્વથી!! કવિના ભાષણો તથા તેમના સાથીઓનાં લખાણથી ગૂજરાતી ભાષામાં પણ નવું વિત્ત આવવા માંડ્યું. અને "બુદ્ધિવર્ધક" તથા "દાંડીઆ" રૂપે પરિણામ પામતે પામતે હાલનાં આપણાં પ્રસિદ્ધ ગદ્ય અને કાવ્યનું રૂપ સ્પષ્ટ રીતે બંધાયું. આ તમામનો સમાહાર કરી એમ

કહીએ તો ચાલે કે સંસાર, ધર્મ ને વિદ્યા એ ત્રણ બાબતમાં જેમ બતાવ્યું તે રીતે આ ગૃહસ્થોએ ઘણી હોંસથી હાથ ઘાલવા માંડયો હતો. તેમના શ્રમથી જે પરિણામ થયું હોય તે ખરું; આપણે એ વાતનો વિચાર છેવટે કરીશું પણ જે બાબતો વિશે આપણે અદ્યાપિ પણ નિર્ણય કરી શક્યા નથી તે બાબતોમાં આજથી ત્રીશ વર્ષ ઉપર પગ ઘાલી લોકના તિરસ્કાર વેઠીને પણ જેમણે એકનિષ્ઠાથી પોતાનું કર્તવ્ય કરી ઈશ્વરપૂજન કર્યું તે શામાટે સર્વને વંદનીય નથી, શા માટે સર્વને સ્તુત્ય નથી ?

ધર્મની બાબતને સંસારની બાબતથી જુદી પાડવી ઘણી મુશ્કેલ છે; માટે ધર્મ ને ઘર ઉભયનો વિચાર સાથે જ કરવાની જરૂર છે. વિવિધ પ્રકારની મૂર્તિનાં પૂજન કરવાથી વ્યગ્રચિત્ત થવામાં શો લાભ છે ? શાસ્ત્ર-પુરાણમાંની વાતો અસંગત અને અસમંજસ છે એટલે તે ઉપર બુદ્ધિવાન લોક કેમ પ્રત્યય કરે ? સ્વર્ગનરકના વિચાર અનઃપર જન્મ થવાનો સંભવ જ નથી એટલે વ્યર્થ છે, કેવળ નીતિમાર્ગમાં રહી, એક ઈશ્વરનો ભય રાખી, સર્વને સુખ થાય એવો માર્ગ સાધવો એ જ ખરો ધર્મ છે. આ રીતે વિચાર કરતાં જ્ઞાતિનો ભેદ પાળવાથી શો ફાયદો છે ? સ્ત્રીઓએ પતિના મરણ પછી ફરી પરણી આનંદમાં રહેવું તેમાં શી હરકત છે ? એ વગેરે વિચારો પ્રચંડ રીતે જાગૃત થયા અને પાશ્ચાત્ય લોકના અભિપ્રાય સાથે મળતા આવવાથી, તથા તે લોકના મુખ્ય ગૃહસ્થો તરફથી અનુમોદન મળવાથી આપણા સુધારક મંડળના મુખ્ય સિદ્ધાંત થઈ બેઠા. આ જ વિષયોનાં ભાષણ, એ જ રીતિનાં કથન વારંવાર ચાલુ થયાં, કવિએ તો તન મન ને ધનથી ઝંપલાવ્યું. દેશ વિદેશ પોતાને ખરચે અટન કરી જ્ઞાતિભેદ, વિધવાવિવાહ, દેશાટન, સભાના લાભ વગેરે ભાષણોનો આરંભ કર્યો. પણ રંગ છે કવિ! ધીરજ એનું જ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિ બહાર થયેલા રા. મહીપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિદ્ધાંત ખરો કરી બતાવ્યો; પોતાના જ આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાને માથે મોટો દાવાનલ ખેંચી લેતા પણ આંચકો ન ખાધો! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો એ સર્વ મંડલને કે તેને તથા કવિને અતુલ સહાય કરવા બાકી ન રાખી! મુંબઈમા 'બુદ્ધિવર્ધક' સભા પણ ગર્જના કરવા લાગી અને તેની વિદ્વત્તાથી, શૌર્યથી, એકાગ્ર બુદ્ધિથી આનંદ પામી સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા જૂના આસ્તિક ગૃહસ્થો પણ રંજિત થયા, અને રા રા. મનઃસુખરામભાઈ જેવા તથા રા. પ્રાણલાલ મથુરદાસ જેવા ગૃહસ્થોને પણ તે જ સ્થલેથી પસંદ કરી પોતાના

સહવાસ માટે રાખતા ગયા ! આખરે આ મંડલે લોકો ઉપર એટલી તો અસર તાદૃશ રીતિએ જોઈ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણા કાલથી સ્થિર થયેલા દુષ્ટ પ્રચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો, અને કુલીન અબલાઓની શુદ્ધ વૃત્તિ સાચવવા તથા તેમને પુરુષતુલ્ય બનાવવા પ્રયત્ન કરનાર લોક ધર્મને નામે ચાલતા અનાચાર ઉપર ક્રોધ કરે એમાં નવાઈ પણ શાની ? પણ લોકો પોતાની મેળે જઈ જઈને ખુશીથી અનીતિમાં ફસાવામાં પુણ્ય સમજે એવી રીતે જે ધર્મ સર્વત્ર મૂલ ફેલાવેલાં તેના ઉપર હાથ ચલાવવો એ એક બે માણસનું કામ નહિ. પણ આપણા સુધારાવાળાનાં વચનો કાંઈ વ્યર્થ જતાં ન હતાં, તે કાંઈ રેતી ઉપર પાણી ન હતું; અરણ્યમાં રુદન ન હતું; લોકોને અસર થઈ હતી, લોકના મનમાં સત્યાસત્યનો જેવી રીતે બતાવ્યો તેવી રીતે તર્ક પેદા થયો હતો. આવી અવસ્થા હતી ત્યારે તો પછી સુધારકોને બાકી જ શું ? તેમણે મહારાજોની સત્તા ઉપર તડાકો કરવા માંડયો ને પ્રખ્યાત લાયબલ કેસમાં સર્વ વાતની ફજેતી બહાર પાડી એવા ગુરુઓનો ઘણોખરો ઢોંગ તો ખરેખરો તોડી પાડયો. આ રીતે લોકને ધર્મના બંધનમાંથી છોડવ્યા ! જ્ઞાતિભેદનો બંધ પણ શિથિલ પાડયો. આ ઉપરાંત સામાન્ય રીતે કેલવણીમાં પણ આ મંડલનું લક્ષ ન હતું એમ નહિ. બુદ્ધિવર્ધક કન્યાશાલા સ્થાપી તેમાં છોકરીઓને જ્ઞાન આપવાનો પણ આરંભ થયો, અને એક રીતે સ્રીકેલવણીનો પણ પાયો રોપાવા માંડયો. સ્રીપુરુષના હકની સમાનતા વિશે તકરારો શરૂ થઈ, અને જે છૂટથી પુરુષો હરે છે, ફરે છે, મળે છે તે જ છૂટ સ્રીઓને માટે પણ આ નવા લોકો માગવા લાગ્યા. આ પ્રમાણે સંસારમાં સુધારાના ફેરફાર થવાથી તમામ જૂના પ્રચારનો નાશ થવા લાગ્યો, કહીં ખૂણે ખોચરે તે ભરાઈ રહેવા લાગ્યા. મુંબઈ શહેરમાં તો આ સર્વ વાત ખૂબ જામી ગઈ. બહાર પણ સુરતમાં સુધારાના અગ્રણી પ્રસિદ્ધ મહેતાજી દુર્ગારામના સપાટા જારી જ હતા; અમદાવાદ, નડિયાદ તરફ પણ રા. ગિરધરલાલ કે રા. મહીપતરામ જેવાનાં પ્રયાણ કે સ્થિતિ ચાલુ જ હતાં પણ ઉત્તર તરફ તો ઝાઝી અસર થઈ શકી નહિ. આટલી વાત તો સિદ્ધ રીતે ફેલાઈ ગઈ કે જેને સારા વિદ્વાન વર્ગની સંમતિ મેળવવી હોય, જેણે જાતે પણ તેવામાં ગણાવું હોય તેણે સુધારાવાળા કહેવાવું જોઈએ. સુધારો શબ્દ જે અર્થમાં હાલ વપરાય છે તે ઘણું કરી તે વખતથી જ ઘડાયેલો છે; જ્ઞાતિનો બાધ ન ગણવો, પુનર્વિવાહને ઉત્તેજન આપવું, સ્રીપુરુષને સમાન ગણવાં ને પુનર્જન્માદિક ન માનતાં કેવલ માણસનું સુખ સધાય તેવી નીતિમાં લક્ષ રાખી સાધારણ રીતિના ધર્મકર્મના વહેમ ન રાખવા એ સુધારાનાં

લક્ષણ અદ્યાપિ પણ સુપ્રસિદ્ધ છે. સુધારકો ધર્મની બાબતમાં નાસ્તિક યાને અંગ્રેજીમાં જેને સ્કેપ્ટિક કહે છે તેવા નીવડ્યા, અને સંસારની બાબતમાં કેવળ ઐહિક સુખને વળગી રહેનાર ચાર્વાક જેવા અથવા અંગ્રેજીમાં જેને યુટિલિટેરિયન કહે છે તેવા થઈ બેઠા. મનુષ્યજાતિનો સ્વભાવ છે કે જેમ બને તેમ સ્વતંત્ર થઈ સ્વચ્છંદી થવાય તો તો તે તરફ પ્રથમ લક્ષ આપવું, ને વળી લોકમાં માન પમાય એવી રીતે જો સ્વચ્છંદી થવાતું હોય તો તો તે કોણ આજે પણ નહિ ઇચ્છતું હોય ? આમ હોવાને લીધે સુધારકોએ જેટલો બન્યો તેટલો નાશ તો ઘણી ઝડપથી કરી આપ્યો, ને લોકોને પણ તે અનુકૂલ પડ્યો. નાશ કરવાનું કામ ઘણું સહેલું છે, તેમ જરૂરનું પણ છે. જ્યાંસુધી કોઈ રિવાજ કે ધર્મ શુદ્ધરૂપે દૃઢ હોય છે ત્યાંસુધી તો તેના ઉપર નાશનું બલ ચાલી શકતું નથી પણ જ્યારે તે એટલી બધી વિકૃતિ પામે છે કે શુદ્ધ શું ને અશુદ્ધ શું તેનો પણ નિર્ણય થઈ શકતો નથી, તથા અમુક સિદ્ધાંતનાં કારણ પણ આ વિકૃતિને લીધે સમજાઈ શકતાં નથી, ત્યારે આ વ્યવસ્થામાંથી સારી સ્થિતિ ફરી પ્રાપ્ત થવા માટે તે વ્યવસ્થાનો નાશ થવો આવશ્યક થઈ પડે છે. પોતાની મેળે જ ભાંગી પડવા તૈયાર થયેલી વાતને જ્યારે અનુકૂલ મદદ કરનાર કોઈ મળી આવે છે, ત્યારે તેનો નાશ થવામાં વાર લાગતી નથી. આ પ્રમાણે આ પ્રસંગે થયું.

નાશ અને સ્થિતિના સાધારણ નિયમો પ્રમાણે આપણા સુધારાવાળા જે નાશ કરી શક્યા તે ઘણો જરૂરનો હતો, તથા સિદ્ધસ્વરૂપે વ્યવહારને દર્શાવવા માટે યુક્ત કસોટીરૂપે હતો. નાશ કરવાનું કામ જેમ સહેલું છે, તેમ નવીન રચના કરવાનું કામ સુલભ નથી. મનુષ્ય જાતિની સહજ પ્રકૃતિમાં પણ એવો જ નિયમ જણાઈ આવે છે. જેથી કરી સ્વચ્છંદે ચાલી શકાય એવો આચાર કોઈ તુરત પકડી લે છે, જેમાં કાંઈ સંકોચ વેઠવો પડે તેવો સદાચાર તેટલો જ સરલતાથી ગ્રહણ થતો નથી. સુધારાવાળાઓએ જે નાશનાં બીજ રોપ્યાં તેનાં ફલ માણસ જાતિની આ સહજ પ્રકૃતિને લીધે ઘણાં સારાં થવા લાગ્યાં; ને જો કેવલ ફલ ઉપરથી જ અમુક વ્યવહારની સારાસારતા સિદ્ધ થઈ શકતી હોય તો આપણા સુધારાવાળાનો શ્રમ સારરૂપ હતો એમ પણ કહ્યા વિના ચાલે નહિ. લોકોમાં એક તરફથી અંગ્રેજી વિદ્યાનો શોખ પેસતો જતો હતો ને બીજી તરફથી સુધારાના ઉપદેશ નિરંતર જાગૃત જ હતા. આ ઉપદેશનું મુખ્ય સ્વરૂપ અંગ્રેજ લોકના રિવાજ ઉપરથી લીધેલું હોવાને લીધે એવી સ્વાભાવિક સંકલના થઈ આવી કે અંગ્રેજી ભણવા સાથે જ સુધારાનો પ્રવેશ પણ થવો જોઈએ. આટલું જ

નહિ, પણ આગળ કહ્યું છે તેમ પ્રતિષ્ઠિત વર્ગમાં ગણાવાની ઇચ્છા રાખનારને પણ સુધારાની છાપ સિવાય સત્કાર મળતો નથી એમ સર્વને લાગવા માંડ્યું. અંગ્રેજી ભણતર અને સુધારાના વ્યવહાર એનો નિકટ સંબંધ થતો ગયો, તેમ અંગ્રેજી ન ભણેલામાં પણ પ્રતિષ્ઠાનો ને સુધારાનો તેવો જ દૃઢ સંયોગ મનાતો ચાલ્યો. આમ થવાને લીધે સમજીને કે વગર સમજીને, કારણે કે અકારણે પણ ઘણાખરા મુખ્ય કહેવાતા લોકોમાં 'સુધરેલા' આચારોની પ્રવૃત્તિ થવા માંડી.

જ્યારે કોઈ કાંઈ કામ લઈ બેસે છે ત્યારે તે કામના ફલની ગણના બે રીતે સંભવે છે. એક તો તે કામે કેટલા ઉપર અસર કરી તે સંખ્યા ઉપરથી, અથવા કેવી અસર કરી તે ગુણ ઉપરથી. માણસને અમુક આચારની યોગ્યતા બતાવવા માટે ને તે યોગ્યતા બતાવી લલચાવવા માટે સંખ્યાના નિયમથી જ કાર્યમાત્રની સારાસારતા તુલવી ઠીક પડે છે. પણ જો ગુણનો નિયમ લાગુ કરવામાં આવે તો સંખ્યાના નિયમે બતાવેલાં પરિણામ તરતજ ઊંધાં થઈ બેસે. જે તત્કાળ સર્વને રુચિ કરાવી પ્રવર્તાવવાના વિષયો છે તેમાં સંખ્યા એ સારો રોચક નિયમ છે, તે પ્રમાણે આ સુધારાનાં પરિણામમાં પણ થવા માંડ્યું. સંખ્યાબંધ સ્ત્રીઓએ કેળવણી લેવી શરૂ કરી, ઘણા લોકોએ જ્ઞાતિભેદ ખાનગી ખાનગી રીતે ન ગણકારવા માંડ્યો, સ્ત્રીઓના હક એકંદરે પુરુષની સમાન મનાઈ સ્ત્રીઓને છૂટ પણ મળવા લાગી, પુનર્લગ્નનાં પણ ઠામ ઠામ દર્શન થવા લાગ્યાં, ધર્મકર્મની કેવલ શિથિલતા થઈ ગઈ;—આ બધું ખરું પણ કોણે કઈ વાત કેટલો ગુણ ગ્રહણ કરીને સ્વીકારેલી એનો તપાસ કરીએ તો આ બધાં પરિણામ ફક્ત દેખાવમાત્રનાં જ હતાં અને મૂલમાં કાંઈ ફરક પડ્યો ન હતો એમ હાલ આપણે નિઃશંક થઈ કહી શકીશું. સ્ત્રીઓએ ભણવા માંડ્યું પણ શું? પોતાને ખરા ઉપયોગનું? ખરો ખોટો ઉપયોગ નક્કી કરનારા આ સુધારકો જ હતા એટલે તેમણે જે યોજના કરી તે રસ્તે સર્વે વળ્યા, પણ પરિણામે જણાય છે કે આજ સ્ત્રીકેળવણીમાં એક તલભાર પણ વધારો ન થતાં ઊલટો કાંઇક અંશે તે વિષયનો અનાદર પેદા થયો છે તો તેનું કારણ તે વખતની યોજનાની શિથિલતા અને દેખાવ માત્ર સંપાદન કરવાની આતુરતા સિવાય બીજું કાંઈ હોવું જોઈએ નહિ. લોકોના મનમાં આ વિષયનો અણગમો થવાનાં કારણ એ કેળવણીનાં ફલ સિવાય બીજાં તે શું હોય? જો આ ફલ ઠીક ન નીવડ્યાં, ને તે આખાં ત્રીશ વર્ષ સુધીમાં પણ ઠીક ન નીવડ્યાં, ત્યારે તો દોષ કોને દેવો? જે યોજના થઈ તે લોકે તો ગ્રહણ કરી પણ તેમાં વળ્યું કાંઈ નહિ. એ જ રીતે જ્ઞાતિબંધનની

શિથિલતામાંથી પણ લોકોમાં સ્વચ્છંદ વધ્યો ને ગુપ્ત દુરાચાર સિવાય બીજું પેદા થઈ શક્યું નહિ. સ્ત્રીપુરુષને સમાન ગણવાનાં પરિણામમાં પણ એથી સારી આશા રાખી ક્યાંથી શકાય? મૂલે જે સ્ત્રીઓ પોતાનું સ્વરૂપ કે કર્તવ્ય સમજતી ન હોય, ને જે તેમને સમાન ગણી હક આપનાર તેમના પતિ તે પણ સ્વતંત્રતાનો પૂરો અર્થ સમજતા ન હોય, ત્યાં સારાં પરિણામની આશા કેટલી રખાય? પુનર્લગ્નનાં પરિણામ અદ્યાપિ પણ આપણી દૃષ્ટિએ જ છે. લગ્ન એટલે શું તે ન સમજે તેને વળી પુનર્લગ્નનો શો વિચાર? કેવલ પશુવૃત્તિ–પોષણાદિક–માટેનાં જેવાં લગ્ન તેવાં પુનર્લગ્ન! એમાં પરણનાર કે પરણાવનારની કોઈ પ્રકારની કૃતાર્થતા અમારી નજરે તો જણાતી નથી. આ સર્વ ઉપરાંત ધર્મની બાબતમાં જે શિથિલતા આવી ગઈ તેણે તો સીમા કરી નાંખી. ઈશ્વર છે પણ તે કેવો ક્યાં અને કેવી રીતે તેનો વિચાર કોઈએ કર્યો નહિ. જો ઈશ્વર હોય તો તેની મરજી સંપાદન કરવી એનું નામ જ સુખ હોવું જોઈએ. પણ આપણા સુધારાના પાદરીઓ ઈશ્વર શું તે બોલતાં છતાં પણ જેમ સમજતા ન હતા તેમ ઈશ્વરેચ્છાને અર્થાત્ સનાતન ધર્મને શું અનુકૂલ છે તેના આભાસને પણ સ્પર્શ કરી શકતા ન હતા. ઈશ્વર હો તો ભલે હો પણ ઈશ્વરેષ્ટ સિદ્ધાન્ત તો આ અમે તમને સમજાવીએ છીએ તે જ છે એમ તેઓ વારંવાર લોકોને સમજાવતા, અને મૂર્તિપૂજન, યજ્ઞકર્માદિ ક્રિયાને દૂર ખસેડીને સર્વ સ્થલે પોતે જ પૂજ્ય થઈ ઊભા રહેતા. જેથી કરીને જાતે સુખી રહેવાય, સંકોચ થોડો ખમવો પડે, અને સર્વની સાથે સ્વચ્છંદે વર્તાય એવી નીતિનો એકંદરે સ્વીકાર કરી ઈશ્વર છે એમ કહેવું એ સ્પષ્ટ રીતે વ્યર્થ જ છે. આટલા જ કારણથી અમે ગત સુધારાને નાસ્તિક ગણ્યો છે, અને તે સુધારાના સિદ્ધાન્તોમાં દોષ પણ ગુણરૂપ જણાયા તેનું મુખ્ય કારણ પણ આ નાસ્તિકપણું જ છે. આ વાત અમે ફરીથી સ્પષ્ટ કરી બતાવીશું.

આ પ્રમાણે જ્યારે તે વખતે પ્રવર્તેલા સુધારાને તેનાં હાલનાં પરિણામ સાથે મેલવી જોઈએ છીએ ત્યારે આપણને તે કાલના સુધારાની નિઃસારતા અને શુષ્કતા સિદ્ધ રીતે જણાઈ આવે છે. એ ઉપરાંત જ્યારે આપણે એમ જોઈ શકીએ છીએ કે તે વખતે જે જે વાતો દાખલ થઈ હતી તે આજ વૃદ્ધિ ન પામતાં ઊલટી બીજે જ માર્ગે જવા લાગી છે, અથવા બહુ તો છે, તેમ જ છે ત્યારે આપણને તે વખતના સુધારાની નિઃસારતા જણાયા વિના કેમ રહે? આર્યધર્મની મહત્તા આ પચીશ વર્ષમાં બહુ રીતે સિદ્ધ થઈ આવી છે, ને તેમાંથી એમ સ્પષ્ટ ફલિત થયું છે કે અત્રત્ય રિવાજ અને નીતિ કેવલ અવિચારવાળાં કે અસલ જાણતા હતા તેવાં

એવકુફાઇ ભરેલાં નથી. આજ તો હિંદુશાસ્ત્રના સિદ્ધાંતોનું રક્ષણ કરનારા ઠામેઠામ જડી આવશે, હિંદુશાસ્ત્રના નિયમોની મહત્તા સાબિત કરનારા બહાર નીકળી આવશે. આ ઉપરથી હમના વિચારોમાં, કેળવણીના વિચારોમાં, ધર્મમાં ને જ્ઞાતિબંધન વગેરે બાબતોમાં લોકોની વૃત્તિઓ જેવી થઈ છે તેવી જોઈને રા. કરસનદાસ કે રા. ગીરધરલાલના સ્વર્ગવાસી આત્માને ખેદ થતો હશે! લોકોમાં સાધારણ રીતિએ આવી વૃત્તિ થઈ છે, તેવામાં જો કોઈ સુધારાનું નામ દે છે તો તિરસ્કારયુક્ત મંદ હાસ્ય સિવાય આપણા આર્યબંધુના મુખ ઉપર બીજું કાંઈ જણાતું નથી. સુધારાવાળા ઉપરથી સર્વનો વિશ્વાસ ઊઠી ગયો છે, ને તેમાં પણ અસલના જે કોઇ કોઈ રહેલા છે તેમના આચાર તેમની કહેણી સાથે મળતા ન આવવાથી આ વિશ્વાસ ઊઠી જઈને તિરસ્કારરૂપે પરિણામ પામ્યો છે. આવી રીતે સુધારાનો ખેલ લગભગ પૂરો થઇ ગયો છે એમ કહ્યા વિના ચાલતું નથી.

ગત સુધારાના સાથીઓએ જે આ નાશ કર્યો તે કેવલ નિરુપયોગી હતો એમ અમારું કહેવાનું તાત્પર્ય નથી; તેનો પરિપૂર્ણ ઉપયોગ અમે અમારી હાલની આ લખવાની પ્રવૃત્તિમાં જ જોઈ શકીએ છીએ. જો તેમણે આવો નાશ ન કર્યો હોત તો આ સમયે સુધારાના શુદ્ધ સ્વરૂપના જે વિચાર ચાલે છે તે ક્યાંથી ચાલતા હોય? સુધારકોના ગુરુ તો અંગ્રેજ હતા! અને ધર્મગુરુ પાદરીઓ હતા! આપણા હાલના ગુરુ અને ધર્મગુરુ તો મનુ, પરાશર, વ્યાસ, શંકર વગેરે જે પુરાતનથી છે તે જ છે! અંગ્રેજ પાદરીઓના ગુરુપણાથી જ ઇશ્વરનો ભ્રમ કાયમ રહ્યો ને સુધારામાં ધાંધળ પેસી ગયું! આપણને તો પૂજ્ય મહાત્મા દયાનંદ જેવાએ તથા પોતાના ધર્મનો તિરસ્કાર કરીને આપણા ધર્મની મહત્તા બતાવનાર પ્રસિદ્ધ કર્નલ ઓલ્કાટ અને મેડમ બ્લેવેટસ્કી જેવાંએ પરમધર્મનું તત્ત્વ તપાસવાની રુચિ પેદા કરી છે, ને આપણે આપણા પુરાતન કાલથી અવિચલ રહેલા તેજસ્વી સ્વરૂપને ઓળખી તે સ્વરૂપને પામવાનો પ્રયત્ન કરવામાં મગરૂર છીએ. અમને ખાત્રી છે કે જેને વિચારવાને મન છે અને જોવાની આંખ તથા સાંભળવાના કાન છે તેને તો આ બધું જોઈને વિચાર થયા વિના રહે નહિ. અસલના સુધારાવાળાના પ્રસંગે કરીને હજુ પણ 'સુધારા'ની હીમાયત કરનારા ગૂજરાતી કે પારસી ભલે ન સમજે, પણ અમને પાકો ભરોસો છે કે એ જ કરસનદાસ અને ગિરધરલાલ જો જીવતા હોત તો આપણા પ્રિય નગીનદાસની પેઠે ભુલેશ્વરનાં દર્શન કરવા પણ જાત અને એકાદશીનાં જાગરણ પણ કરત. જે લોકોએ સુધારાના ઇતિહાસ ઉપર આ રીતે દૃષ્ટિ ચલાવી ગૂજરાતના અથવા હિંદુ કોમના સુધારાનું હાલનું અને અસલનું સ્વરૂપ

મુકાબલે મૂકી જોયું નથી તેવા, કેવલ એક જ વાતથી ટૂંકી દૃષ્ટિમાં મશગુલ થઈ ગયેલા પુનર્લગ્ન કરાવવા માટે સરકારને કાયદા કરવાની ભલામણ કરે અથવા હિંદુઓ કહે તેમ કરતા નથી એવાં ટાણાં મારે તેથી તેમની જ આ બાબતો ઉપર બોલવાની અયોગ્યતા સિવાય બીજું કાંઈ સિદ્ધ થતું નથી.

જેમ રા. 'નગીનદાસ હાલ કરે છે તેમ કવિએ પણ કરવા માંડયું હતું. અથવા કયો વિચારવંત માણસ યોગ્યાયોગ્ય વાત સમજ્યા પછી પણ તેમ નહિ કરે ? એક વખત જે કહ્યું તે જ ખરું ને તે ખોટું જણાય તોપણ તે જ ખરું એમ તો કેવલ મૂર્ખ હોય તે જ આગ્રહ કરે. છતાં પણ ઘણાએક તેવો આગ્રહ નથી કરતા તેમ નથી. તેથી જ કવિને પરિપૂર્ણ માન ઘટે છે કે જે વાતમાં ભૂલ જણાઈ તે તિરસ્કારના દાવાનલની દરકાર ન કરતાં તરત સુધારી અને જેટલી દૃઢતાથી અસલ સુધારો પકડ્યો હતો તેટલી જ દૃઢતાથી ખરો માર્ગ ગ્રહણ કર્યો. ખરી વિદ્વત્તાનું, ખરા જ્ઞાનનું, ને ખરી દેશદાઝનું એ જ સુલક્ષણ છે. સિદ્ધ રીતે હાલ એમ સમજી શકાય છે કે ધર્મનું સ્વરૂપ ન સમજવાને લીધે જ અસલના સુધારકો આડે માર્ગે ગયા અને લોકોમાં જોઈએ તેવાં પરિણામ પેદા કરી શક્યા નહિ. તેમનો ધર્મ કેવલ ક્ષણિક સુખ ઉપર દૃષ્ટિ રાખતો હતો તેથી તેમના સુધારા પણ તેવા જ ક્ષણિક અને ખેદકારક નીવડ્યા ! ધર્મ અને નીતિ અથવા સુધારો એ બે વચ્ચેનો આવો દૃઢ સંબંધ અમે વારંવાર પ્રતિપાદન કરેલો છે અને જૂના સુધારકોમાંના અમારા પ્રિય કવિ આ સંબંધ સારી રીતે સમજી શક્યા હતા એમ કહેવાની અમને પૂરેપૂરી હિંમત છે. ધર્મ એ નિત્ય છે, જે માણસને મોટામાં મોટું જે સુખ મલી શકે તેનું સ્થાન છે; ને નીતિ કેવલ તે સુખને પામવાનો રસ્તો છે. જે લોકો સાધારણ વાતોને મહાસુખરૂપ માને છે તેની નીતિ પણ તેવી જ ઘટે છે, ને જે પરમ બ્રહ્મરૂપ તત્ત્વને સુખથી લહે છે તેની દૈવી ગતિ પણ ઓર જ નીવડે છે ! કવિ આ વાત ખૂબ સમજ્યા હતા અને તેથી જ પોતાના કરેલા સુધારાની ભૂલ તેમણે દીઠી હતી. પાકી મર્દાઈ, પાકી વિદ્વત્તા ને દૃઢતા એનું જ નામ કે એક વાર જે ભૂલ થઈ તે પાછી સુધારી; ને એટલા જ માટે કવિની મહત્તામાં અમારી દૃષ્ટિએ તો ઘણો સારો વધારો થયો છે. જે લોકોએ કવિને પૂજ્ય ગણેલા તે આ વખતે કવિને તુચ્છ માનતા હતા, પણ તેનો દોષ શો ? ફક્ત ગધેડાનું પૂછડું પકડી ન રાખ્યું તે જ કે બીજો ? એમ છે ત્યારે તુચ્છ કોણ ? કવિના અંત સમયે લોકો એના ઉપર જે તિરસ્કાર બતાવતા હતા તે કેવલ અયોગ્ય હતો; કવિએ જણાવેલો હવેનો સુધારો તે જ ખરો સિદ્ધાન્ત છે એમ સર્વેને સમજવું જરૂરનું છે. લોકોનો વિચાર સારાસાર ગ્રહણ કરી

શકતો નથી એ માટે કવિને જેટલો ખેદ હતો તેટલો બીજાને નહિ જ હોય ને તે ખેદ તેમણે આ લખનારને મરતા પહેલાં બે એક માસ આગળ ઘણી કરુણાથી આ મુજબ કહેતાં જણાવેલોઃ "મને તો લોક મૂર્ખ કહે છે, મારા વિચાર બદલાયા તેથી મને મારા મિત્રો તજી ગયા છે—પણ હું મારા મનમાં સંતોષ રાખું છું કે ફિકર નહિ તમારા પોતાના જ મંડલમાં મારા જ વિચાર ખરા કરી બતાવનાર એક છે" વગેરે વગેરે. કવિની આ લાગણી કોને અસર ન કરી શકે ? એ સજ્જનની આવી આશા આ લખાણથી કોઈ પણ અંશે પૂર્ણ થાય એટલા ઉદ્દેશથી જ આ ચર્ચા ચલાવેલી છે. લોકો તેની ગમે તે ગણના કરો.

સુધારાનું આ પચીસ વર્ષનું સ્વરૂપ આપણે સ્પષ્ટ કરી તપાસી જોયું તે સાથે કવિનો તે સુધારા સાથેનો સંબંધ પણ નક્કી કર્યો. કવિના વિચારોમાં જે ફેરફાર થયો તે એમના ધર્મવિચારમાં જણાવ્યા પ્રમાણે ખૂબ સમજવા જેવો છે, એ પણ આપણે જણાવી ગયા છીએ, અને તે ઉપરથી હાલના સુધારાવાળાને કાંઈ નાનોસૂનો બોધ લેવાનો નથી. સુધારાના મુખ્ય સિદ્ધાન્તનું પાકું સ્વરૂપ લક્ષમાં આવ્યા સિવાય, ફક્ત બહારના ડોળની ખાતર કે વિદ્વાન કે સુધરેલા વર્ગમાં ખપવાની છીછરતી જિજ્ઞાસાની ખાતર, જે ફાંકો રાખવામાં આવે છે તેનાં પરિણામ સારાં ન થતાં નઠારાં થાય છે એ નિઃસંદેહ છે. આ સર્વ બાબતના ઉદાહરણરૂપ આપણા મરનાર મિત્રની જિંદગીનું ચિત્ર છે. તે ગમે તે રસ્તે ગયો, તેણે ગમે તેવા કુમાર્ગગામી ચેલા પોતાના દાખલા ઉપરથી ઠામઠામ કરી મૂક્યા, પણ સદ્યોગે કરી મરણ વખતે તેની બુદ્ધિમાં પોતાના સ્વરૂપનો શુદ્ધ સંસ્કાર ઊઘડ્યો અને સુધારાનો સિદ્ધ નિયમ તેના લક્ષમાં જડાયો. જેમણે એને એક વખત ગુરુ માનેલો તેઓ હાલ તેને તજી ગયા પણ તેમાં તમણે જ ભૂલ કરેલી તેમના ગુરુની ભૂલ અમને જણાતી નથી, એ અમે પ્રતિપાદન કરી ગયા છીએ. સુધારાનું ઉત્તમાંગ એવી ઉપમા જે પ્રારંભે આપી હતી તે આ રીતે આપણા કવિના સંબંધમાં સાર્થક થઈ રહે છે.

હાલ મરનારના સંબંધમાં તેનાં લખાણ અને તેની અસર તથા કિમતનો વિચાર કરવો જ બાકી રહેલો છે. સુધારાનો સંગ્રામ મચાવતે આ શૂરવીર જે 'નાહામ કરીને પડો,' તે વખતના તેના મનોબલથી, રાજ્યરંગના તરંગમાં જ્યારે એ વીર દેશદાઝથી ઘૂમ્યો ત્યારના તેના વીરત્વથી, શૃંગારનાં પ્રેમમય ગાનમાં વસંતઋતુ જેવા વિલાસમય થઈ રહેલા એ રસિકના ઋતુવર્ણનથી, સર્વને એના પ્રેમાનુભવનો, દેશપ્રીતિનો તથા વીરત્વનો પ્રત્યક્ષ અનુભવ થતાં તેની સ્તુતિ ચારે તરફ ગવાઈ રહી છે.

આજ પણ એ વાત વિવાદગ્રસ્ત છે કે નર્મદાશંકર તે કવિ કહેવાય કે નહિ અથવા અમુક લખનાર કરતાં તે સારો કહેવાય કે નહિ. જેમ ઉત્તર ગૂજરાતમાં ફોર્બ્સ સાહેબ, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી અને દલપતરામે દેશી ભાષા ઉપર સર્વનો પ્રેમ ઉત્પન્ન કર્યો તથા કવિતાનો રસ ચખાડવા માંડ્યો, તેમ દક્ષિણ ગૂજરાતમાં મુંબઇના શેઠિયાઓ, બુદ્ધિવર્ધક સભા અને નર્મદાશંકરે સર્વને તેવો જ બોધ કરવા માંડ્યો. જેમ ઉત્તરના લોક કહેવાતા સુધારામાં મંદ હતા તેમ તેમની કવિતાશક્તિ પણ ઊછળતી ન હતી; જેમ દક્ષિણના લોક સુધારામાં કૂદી પડ્યા હતા તેમ તેમની કવિતા પણ તેવી હતી. વિચારનું ઉચ્છૃંખલપણું* અને કાવ્યનો આવિર્ભાવ એ બેનો સંબંધ નિકટ છે. આ તરફના પંડિતો જૂના વિચારના ને જૂના મતના અનુયાયી એટલે જૂને રસ્તે જ ચાલ્યા જતા, તે તરફના પંડિતો નવા સુધારાના શિષ્ય એટલે નવે રસ્તે ગયા. જૂના સિદ્ધાન્તગ્રન્થોનાં રહસ્ય કોઈ દેશના રહસ્યગ્રંથોથી હઠે તેવાં નથી, તથાપિ તે દૃઢ અભ્યાસથી સાધ્ય છે; આધુનિક અંગ્રેજી મારફતનાં વિવેચન જેના લક્ષમાં કાંઈક સૂક્ષ્મતાથી ઊતરે છે, તેને તે ગ્રંથાવલોકનનું ફલ સહજમાં મળે છે. આનો યોગ આ કાવ્યકલાના સંબંધમાં અમદાવાદ મુંબઈ વચ્ચે થઈ આવેલો સમજવામાં આવે છે. જૂને રસ્તે ફૂંકીને+ પગ ભરનારા અમદાવાદી પણ ઊંડા ઊતરી શકયા નહિ, તેમ સુધારાનું પાકું સ્વરૂપ આમ કે તેમ સમજી શકયા નહિ, તેથી કાવ્યમાં પણ તેવા મધ્યસ્થ રહી અલંકાર પિંગલાદિકને રસ્તે ચાલતાં રૂઢિમાં છપાઈ રહેલી કવિતા કરવા લાગ્યા. મુંબઈવાળા તો જૂની વાતનું તત્ત્વ સમજવા દરકાર કરતા ન હતા, છતાં કાંઈ થોડુંઘણું જાણી અંગ્રેજીદ્વારા સંસ્કાર પામી પિંગલ અલંકાર ઉપર લક્ષ ન દેતાં, છૂટે વિચારે કાંઈક રસની છાયામા પોતાના કાવ્યના ઉદ્ગારને ઘસડી જવા લાગ્યા. આ રીતનું વિવેચન એક બે અંશ આગળ લેઈ જતાં એક તરફનું 'દુરાચારી વ્યભિચારી જો વિચારી' અને બીજી તરફનું 'ધમ ધમ ધમ લોહી વહે ઈશકડો મહાલે' એ વૃત્તિનું આંદોલન× સહજમાં સમજી શકાશે. કવિ તો ઉભય તરફનાને થવાની મરજી, પણ કાવ્યના મૂલ સ્વરૂપને ન વળગતાં, એકે છૂટ લીધી તો બીજાએ સજડ પકડી રાખ્યું. એમ વિચારમાં—ને તે પણ ફક્ત સુધારાના સંબંધના વિચારમાં કાંઈક વાર તો યુદ્ધ ચાલ્યું આ એક રીતની છોકરવાદીના તોરમાં એક તરફથી 'જ્ઞાતિભેદ તોડો બાકી હવે એટલું છે, બંગલાબારીઓ બની કીધાં ઢાંકણ કાચનાં' તથા બીજી તરફથી 'કોની પાઘડી છે શેર પાંચ, જેની લાંબી

* સ્વતંત્રપણું. + ડરી ડરીને. × ઝોકાં ખાવાં, ઘડીમાં આમ અને ઘડીમાં તેમ.

ઘણી છે ચાંચ' એમ અન્યોન્યના ઉપહાસ કરવા પર વૃત્તિ ચાલી. ઉભયે કાવ્યમાત્રને ઉદ્દેશીને પણ ઘણુંએ લખાણ કરેલાં છે તે ઉપરથી જ તેમના કવિત્વનું અનુમાન કરવાને બની શકે તેમ છે. ઉપર જણાવ્યા તેવા વિષયનાં ઉભય પક્ષનાં જેટલાં કાવ્ય છે તે ચાલુ વિવેચનના સંબંધમાં બાજુ પર રાખવા જેવાં ઠરે છે.

કાવ્ય અથવા જેને હાલ આપણે કવિતા કહીએ છીએ તેનું સ્વરૂપ આપણે કેવું માનવું? આ વિષયનો નિર્ણય કર્યા સિવાય કોઈના પણ કવિત્વ ઉપર અભિપ્રાય આપવો વ્યર્થ છે. કાવ્યનાં ઘણાં લક્ષણ બંધાઈ ગયેલાં છે, પણ તેમાંનું એક જ અત્રે ટાંકી જેમ બને તેમ ટૂંકામાં આ વિષયનું વિવેચન કરવાની મરજી છે. वाक्यं रसात्मकं काव्यम्. રસ એ જ જેનો આત્મા હોય અર્થાત્ કેવલ રસમય હોય તેવું વાક્ય (શબ્દ તથા અર્થની યોગ્ય રચનાએ ઘડેલું) તે કાવ્ય સમજવું. આ લક્ષણમાં જે રહસ્ય બતાવ્યું છે તે થોડે ઘણે અંશે પણ સર્વ સાહિત્યકારોએ કબૂલ રાખ્યું છે. કાવ્યનો આત્મા રસ કહ્યો છે, અર્થાત્ કાવ્યરૂપ શરીર જો રસરૂપ આત્મા ન હોય તો હજારો વસ્ત્રાભૂષણથી આનંદ પેદા કરનાર નથી જ. યદ્યપિ 'વાક્ય' શબ્દ વડે કરીને શબ્દ તથા અર્થનું ગ્રહણ કર્યું છે, ને શબ્દાલંકાર તથા અર્થાલંકારને સ્વીકાર્યા છે, તથાપિ તે શબ્દાર્થાલંકાર જ કાવ્યરૂપ છે એમ નીકળતું નથી. સિદ્ધ એ થયું કે કાવ્ય શરીર, રસ જીવ અને અલંકાર આભૂષણ. રસ જ્યારે કાવ્યનો આત્મા છે ત્યારે રસ તે શું? હર્ષ, ભય, શોક, વિષાદ, ઉત્સાહ વગેરે જે વિકાર તેવા તેવા પદાર્થ જોતાં હૃદયમાં પેદા થઈ કાંઈક કાલ પર્યંત સ્થિર ઠરી રહે છે ને હસવું, રડવું, નાસવું, લડવું વગેરે રૂપે બહાર જણાઈ આવે છે તથા આસપાસના સંબંધ વિચારતાં પુષ્ટિ પામે છે, તેને રસ એવું નામ કવિઓ આપે છે. આ રસની તાદૃશ છાપ જ્યારે કોઈ કાવ્ય વાંચતાં જ મનમાં ખડી થાય, ત્યારે તે કાવ્ય કે તેના લખનારા 'રસિક' કહેવાય છે. આ રસ કાવ્યમાં આવ્યો કે થઇ રહ્યું, એમ પણ કવિઓએ રાખ્યું નથી. જે રસ ઢાંકયો રહે અને ખરા સહૃદયના હૃદયમાં જ નિર્મલ સ્ફટિકમાં પ્રતિબિંબની પેઠે પ્રવેશ કરી જાય, તે રસને પ્રથમ પંક્તિ આપી છે. આવાં કાવ્યને વ્યંગ્ય કે ધ્વનિવાળાં કાવ્ય કહે છે. ને આ રીતે કાવ્ય કરવામાં શબ્દોનો યથાર્થ ઉપયોગ થાય માટે શબ્દના અર્થ વિષે પણ અભિધા લક્ષણા વ્યંજના વગેરે યુક્તિ ગોઠવેલી છે. જેમાં રસ સ્પષ્ટ રીતે પ્રતીત થતો હોય તેવા કાવ્યને બીજા વર્ગમાં મૂકયું છે; ને शब्दचित्रं वाच्यचित्रमव्यंग्यं त्ववरं स्मृतम् જેમાં વ્યંગ્ય અર્થાત્ પ્રથમ કહ્યા તેવો ગૂઢ રસધ્વનિ નથી, પણ કેવલ શબ્દાલંકાર (ઝડ યમક અનુપ્રાસ વગેરે) કે

અર્થાલંકાર ( ઉપમા ઉત્પ્રેક્ષા વગેરે ) થી જ દીપતું છે તેને તો 'અધમ' આ સંજ્ઞાથી કહેલું છે.

આ અમારો કાવ્ય વિષેનો સિદ્ધાંતઃ ને એમાં જે 'પાસ' થાય તે કવિ. આ કસોટીએ ચઢાવતાં નર્મદાશંકરને કવિનો ખરેખરો ઇલકાબ અપાય કે નહિ એ સંશયની વાત થઈ પડે છે. એમણે 'દલપત પ્રાસે વહાય' તથા 'શામળ જેવા કવિ થકી ગામડીઆ રહે મ્હોઈ' વગેરે આરોપ કરી કાવ્યના સ્વરૂપનું પોતાને ભાન છે એમ સૂચના કરેલી છે ખરી, પણ પૂર્ણરૂપે પોતે આ રસની અચૂક અભિવ્યક્તિ બતાવી નથી. તથાપિ અમે નર્મદાશંકરને કવિ કહીશું; પણ કેવલ ઉન્મત્ત અને ઉચ્છૃંખલ એટલે લગામ વગરના કવિ કહીશું. આ કહેવાથી એમ ન સમજવું કે કવિત્વની શક્તિને વળી લગામ હોઈ શકે એવો અમારો નિયમ છે, અમે સારી પેઠે માનીએ છીએ કે 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ થવાને તો લગામ ઘોડાની પીઠ પર જ મૂકવી પડે; પણ જ્યાં રસ ભેગા રસના અયોગ્ય વ્યભિચાર થઈ પડતા હોય, શૃંગારમાં બીભત્સ કે કરુણામાં હાસ્ય દાખલ થઈ જતા હોય, ત્યાં લગામ હાથ ન રાખવી એ દોષ છે; નહિ તો માણસના મનોભાવનું ચિત્ર કરનાર કવિ અને લવારો કરનાર ગાંડા વચ્ચે તફાવત શો? કવિ થવા માટે પ્રથમ તો વસ્તુમાત્રમાં તન્મય થઈ જઈ મનોભાવ પૂરેપૂરા પરખાય એવી રસબુદ્ધિ જેને 'શક્તિ' એ નામથી શાસ્ત્રમાં કહે છે તે જોઈએ, પછી અભ્યાસ ને પછી ગુરુ પાસે બોધ. આ શક્તિ નર્મદાશંકરમાં સર્વાંશે હતી એમાં શક લેવાનું જરા પણ કારણ નથી ને તેથી જ એમને કવિની સંજ્ઞા નિર્વિવાદ ઘટે છે. માણસના મનોભાવ એટલે રસ ને તેમાં પણ રસરાજ--શૃંગાર–એમણે સારો હાથ કરેલો હતો; તેમ જ વીર, કરુણા પણ વારંવાર ઠીક ચીતરતા હતા.

પણ એ પુરુષે આખા ગૂજરાત ઉપર જે મોહોર મારી આપી છે, તે તો એમનું ગદ્યનું લખાણ છે. ગદ્યમાં કવિતા ન આવે એમ જાણવું મૂર્ખાઇનું કામ છે. वाक्यम् આમ આગળ કહેલું જ છે, એટલે વાકયમાં પણ કવિતા રહે છે, કેવલ છંદમાં જ નહિ. એનું ગદ્યલખાણ રસમય તથા જોરદાર અને કેવલ કાવ્યરૂપ ઠામઠામ જણાઈ આવે છે. ગૂજરાતમાં ગદ્યરચના પ્રથમ હતી જ નહિ એમ કહીએ તો ચાલે, પણ કવિ નર્મદાશંકરના સમયથી તે શુદ્ધરૂપે ચાલુ થઈ. આ ઉભય કારણથી અમે એ પુરુષને કવિ અને એક વિરલ બુદ્ધિમાન પુરુષની પદવી નિઃશંક આપીએ છીએ. પોતાના વચલા સમયનું મહાકર્મ એમનો " કોશ " છે. એ કોશની અંદર પોતે જે શ્રમ લઈ ગૂજરાતી ભાષાનાં તત્ત્વનો સંગ્રહ કરવાની યોજના કરી છે તે

જોઇ અમે એમને ગૂજરાતના ડાક્તર જોન્સનની ઉપમા આપીએ તો વ્યર્થ ગણાશે નહિ. હવે પછી થનાર વિદ્વાનો ગમે તેવા ગ્રંથ રચે અથવા તે ઉપરથી એ કોશમાં સુધારો કરે, તથાપિ પ્રથમ એ કોશનું મહાભારત કામ સંપાદન કરનારને જ ખરું માન ઘટે છે.

કોઈ માણસ સર્વ વાતે પૂર્ણ હોતું નથી. લખનાર તરીકે પ્રૌઢ પંક્તિએ ચઢેલા આપણા કવિએ ઉત્તરાવસ્થામાં થોડાં નાટક વગેરે લખવાનો પ્રયત્ન આરંભેલો; પણ તે કેવલ નિષ્ફલ થયો એમ જો કે કહી શકાતું નથી, છતાં એમના બીજા ગ્રંથ જેવો સફલ થયો મનાય તેમ લાગતું નથી.

આ પ્રમાણે સુધારાના મુખ્ય વીર નાયક તરીકે આધુનિક કવિઓમાં અગ્રણી જેવા તથા ગૂજરાતી કોશના પ્રથમ રચનાર અને ગૂજરાતી ગદ્યના નિરૂપક તરીકે કવિ નર્મદાશંકરને કોણ માનની દૃષ્ટિથી નહિ નિહાળે? આ સર્વ ઉપરાંત તેનું ધીર, સાહસ, તથા સત્યપરાયણ એકતાની બુદ્ધિ માટે કોણ એનું અનુકરણ કરવા નહિ ધારે? જે 'ઉત્તમ નાયિકા'નો એ શુદ્ધ નાયક હતો, તેનાં પ્રેમજલ લોહોવા આજ કોણ પોતાના હાથ ઊંચા નહિ કરે? આવા વીર મહાત્માઓનાં જીવનચરિત સર્વને હજાર રીતે બોધદાયક હોય છે, જેને માટે જ તેમની યાદગીરી જે તે રીતે સર્વને લક્ષમાં નિરંતર રહે તેવી યોજના સર્વ દેશોમાં પ્રસિદ્ધ રીતે થતી ચાલી આવે છે. સાધારણ લોકોનાં પરાક્રમ આવા સદુપદેશના બલથી જ સતેજ થાય છે, ઉદ્દીપિત* થાય છે ને વધે છે. આવા હેતુથી જ આપણા મરનાર કવિ જેવા પુરુષોનાં ચરિત અભ્યસનીય છે, અને તેમના સ્મરણાર્થે કાંઈ તાદૃશ પ્રયત્ન બને તેટલી ત્વરાથી થવાની જરૂર છે. અમારો આ લખાણ કરવાનો હેતુ આ સત્પુરુષની ગૂજરાત ઉપર કેટલી ભક્તિ હતી, તથા તેણે શું શું એ દેશ માટે કર્યું છે એ બતાવતાં એમના ભવ્ય ચરિતની નોંધ રાખવાની સર્વને કેટલી જરૂર છે એ બતાવવાનો છે. તે જો કાંઈ અંશે પણ પૂર્ણ થયો હોય અને સર્વની દૃષ્ટિમાં અમે જે નિષ્પક્ષપાત વિવેચન એક તટસ્થ તરીકે કરી ગયા તે ઉપર ભાવ થઈ આવ્યો હોય તો આવા સજ્જનના નામસ્મરણાર્થે તત્પર થવામાં વિલંબ કરવો વ્યર્થ છે. સાંભળવા પ્રમાણે મુંબઈના કેટલાક મુખ્ય ગૃહસ્થો તરફથી એમના કુટુંબના પોષણ માટે એક ફંડ ચાલતું થયું છે, તથા બીજું તેમના નામસ્મરણાર્થ 'સત્યવકતા'ના તંત્રીઓ તરફથી થવાની વાત આ સાથે વધારા તરીકે વહેંચવા મળેલા હેંડબિલ પરથી જણાય છે. આ પ્રમાણે થશે તો બહુ આનંદની વાત છે, અને આવા યોગ્ય પુરુષને યથાર્થ અનુમોદન મળ-

* અધિક પ્રકાશિત

વાથી ગુજરાતને સામાન્યતઃ ઘણા લાભની વાત છે. અમે અમારી આ વિવેચનની વાત બંધ કરતાં મરનારના આત્માને સર્વથા અવિચલ આનંદ ચાહીએ છીએ, તેના કુટુંબના શોકમાં ભાગ લઈએ છીએ, ગુજરાતમાં એ વીર પુત્રના અભાવે બીજા એવા થાઓ એવી આશીષ આપીએ છીએ અને સત્પુરુષના ગુણસ્તવનના યત્નથી અમારો શ્રમ કૃતાર્થ સમજીએ છીએ.

'પ્રિયંવદા' : એપ્રિલ થી જુન, ૧૮૮૬.

# કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઈ.

ગુજરાતે એક અવાજે પોતાના કવીશ્વરરૂપે સ્વીકારેલો તારો આજે આપણી દૃષ્ટિથી અસ્ત પામે છે. તેના જવાની નોંધ ઇતર જનોનાં પ્રયાણની નોંધ જેવી નથી. કવિ પોતાના સમયનું પ્રતિબિંબ હોય છે, પોતાના સમય કરતાં આગળનો સમય જોનાર પેગંબરો કે કવિઓ પણ પોતાના સમયનું પ્રતિબિંબ નથી જ હોતા એમ નથી. સમષ્ટિમય કવિરત્નનો અસ્ત એ, કોઇ એક વ્યક્તિના અસ્ત કરતાં વધારે બોધક હોવો જોઇએ. અને એટલા જ માટે અમોએ કવીશ્વરની ખોટને માટે શોક દર્શાવી, તેમનું સ્થાન લેનાર કોઇ નથી એને માટે એથી પણ અધિક ખેદ દર્શાવી, કેટલીક પ્રાસંગિક કે અપ્રાસંગિક ચર્ચામાં ઊતરીએ તો તેમાં શિષ્ટાચારનો ભંગ થયો ગણાશે નહિ.

પુરુષપ્રયત્ન શું કરી શકે છે તે વિચારીએ, નીતિ અને ચારિત્રની એકાગ્રતાથી કેવું પૂજ્યત્વ આવે છે તે ધ્યાનમાં લઇએ, પોતાના નિર્વાહના કર્તવ્યમાંથી પણ પરમાર્થ સિદ્ધ કરવાને મથવાનો આગ્રહ અવલોકીએ, ગુજરાતમાં વાચન અને કાવ્યનો કાંઇ પણ શોખ ઉપજાવવાનો વિદ્યાદાનનો રસ લક્ષમાં રાખીએ, અને તે સર્વ સાથે તેમનાં કાવ્યના ચમત્કારની ખૂબી પણ અનુભવમાં આણીએ ત્યારે કવિ દલપતરામ એ નામ કવીશ્વર કે એથી પણ વધારે પૂજ્યતા સાથે આપણા સ્મરણમાં રહેશે. કવીશ્વર જે સમયમાં વિચરતા હતા તે સમય અર્વાચીન ગૂજરાતી સાહિત્યનો આરંભકાલ હતો. શાલાઓની યોજના તેમ શાલાઓમાં ચલાવવાનાં પ્રત્યેક વિષયનાં પુસ્તકોની યોજના એ બધું નવું જ આરંભાતું હતું. આપણે એક પ્રકારની માનસિક નિદ્રામાંથી જાગતા હતા અને જગાડનારનો પરમ ઉપકાર માની તેમાં પૂજ્યના પૂજનમાં જ કૃતાર્થતા સમજતા હતા. આજને સમયે સંસાર, ધર્મ, જીવન ઇત્યાદિ સંબંધે ગૂજરાત કે આખા દેશના આગળ જે જે ભાવનાઓ છે તે બધી તે વખતે ન હતી. ગૂજરાતના ચારણોની વાતોને રાસમાલા

રચવાને અર્થે સાંભળવાનો રસ લાગતાં દલપતરામને પાસે રાખી ગૂજરાતી કાવ્યનો પણ કાંઈક ઉદ્ધાર કરવાનો આદર સર અલેકઝાન્ડર કિન્લોક ફાર્બસને થઈ આવ્યો. તેમને દલપતરામના અને ગૂજરાતના ભોજની ઉપમા આપીએ તો અયોગ્ય નહિ ગણાય. પરંતુ એમણે ભાટચારણોની કવિતા ઉપરાંત માત્ર દલપતરામની કવિતાને જ ઉત્તેજન આપ્યું, તે જ સાંભળી અને વખાણી. જૂના કવિ, ભાલણ, દયારામ, અખો, પ્રેમાનંદ, શામળ આદિનાં કાવ્યોનો ઉપયોગ 'કાવ્યદોહન'માં થયો છે તે કરતાં વધારે ઉપયોગ તેમનામાં તેમણે દીઠો નહિ. અંગ્રેજીમાં બોધક (Didactic) અને સ્વભાવોક્તિમય (Narrative) કાવ્યો હોય છે તેનો તેમને ઉત્તમ કાવ્યરૂપે રસ લાગ્યો હોય એ સંભવિત છે, એટલે તેમણે દલપતરામનાં તે પ્રકારનાં કાવ્યોને પસંદ કર્યાં. અથવા અમને તો એમ ભાસે છે કે ફાર્બસ સાહેબે પોતાની કાવ્યભાવના દલપતરામને શીખવી.

વાચનમાલાની રચના થઈ તેમાં પણ મહેરબાન સાહેબનો અભિપ્રાય સર્વને માન્ય થવા જેવું ધોરણ હતું. તે પુરુષ આ દેશની કેળવણીની સ્થાપના કરવામાં દેશકાલાનુસાર મોટો ભગીરથ પ્રયત્ન કરી ગયા છે; તેમના લક્ષમાં અંગ્રેજી 'રીડર્સ'ની ભાવના રહેલી, તેમાંનાં સ્વભાવવર્ણનરૂપ કે બોધક કાવ્ય જેવાં જ કાવ્યો આ દેશની વાચનમાલામાં પણ આવવાં જોઈએ એ તેમનો ઉદ્દેશ રહેલો. એટલે જેમ એક પાસાથી ફાર્બસ સાહેબે તેમ બીજી પાસાથી હોપ સાહેબે પણ દલપતરામને બોધક અને સ્વભાવોક્તિમય કાવ્યોની પદ્ધતિ શીખવવા માંડી. કાલાન્તરે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રહી ગૂજરાતી સાહિત્યને સ્વરૂપ આપી શકાય તેવી સ્થિતિ થઈ, શાલાઓમાં ગૂજરાતી કાવ્યના શિક્ષકરૂપે કાવ્યભાવનાની ઉત્તમોત્તમ સ્થાપના કરવાનો ભાગ્યશાલી સમય આવ્યો, ત્યારે તો કવિ એટલી વયે પહોંચ્યા હતા કે જ્યારે ઘણું કરી મનુષ્યમાત્ર પોતાના અભિપ્રાયો તુરત બદલી શકે એવી સ્થિતિમાં હોતું નથી. ગૂજરાતને વાચન અને કાવ્યસ્વરૂપનો કાંઈક પણ સ્વાદ લગાડનાર રૂપે દલપતરામને આપણે જેટલું માન આપીએ તેટલું ઓછું છે, પણ જે કાવ્યભાવના એમણે અને એમના અનુયાયીઓએ ગૂજરાતને આપી છે, અને છેવટની કરીને આપી છે, તેટલી જ તેમના કવિત્વમાં હતી કે વધારે હશે ? એ પ્રશ્ન થાય છે; તેમજ કાવ્યભાવનાનો પરમાવધિ એ જ છે ? એમ પણ પ્રશ્ન ઊઠે છે. ફાર્બસ અને હોપ સાહેબના ભાષા અને કાવ્યના ધોરણ પ્રમાણે કાવ્યતરંગને વહેવા દેવાની દલપતરામની પ્રકૃતિ જોતાં એ પ્રશ્નનો નિર્ણય કરી શકાય તેમ નથી કે દલપતરામ છે તે કરતાં વધારે ઉત્તમ પ્રતિભાને પાત્ર હતા કે નહિ.

પરંતુ એ પ્રશ્નનું ઉત્તર આપવામાં તો ઘણા સુજનો એકમત થશે કે કાવ્ય-ભાવનાની પરમાવધિ તે દલપતકાવ્ય જ નથી.

પણ આ વાર્તા અત્યારે આપણે જ કહેવી પડે છે એમ નથી. દલ-પતરામના પોતાના સમયમાં, વાચનપ્રકારની અને કાવ્યભાવનાની ટંકશાલ ચાલતી હતી તેવામાં જ, મુંબઈ અને સુરત તરફ એક વિદ્વાન મંડલ પોતાની નવી જ ભાવનાએ વાચન અને કાવ્યના પ્રવાહને દોરવા યત્ન કરતું હતું. સંસ્કૃત વિદ્યાના સંસ્કાર પામી તેના કાવ્યચમત્કારનો ભક્ત થયેલો, ટેનિસન, શેલી અને બાયરન શેક્સપિયરથી તે મિલ્ટન અને કાઉપર સુધી કાવ્યપ્રતિભાને ઓળખતો, અંગ્રેજી ઉપરાંત જર્મન, ફ્રેંચ, લાટિન, ગ્રીક, સાહિત્યમાં વિહરતો, કાલિદાસ, શૂદ્રક, જયદેવ, આદિનો રસ પોતાના દેશીઓને ચખાડવા યત્ન કરતો, અને દેશી યુવકોને રસની ઉત્તમોત્તમ ભાવના શીખવવાનો જ ધંધો કરતો, ડાક્ટર હોરેસ હેમન વીલ્સન, એ મંડલનો સહાય અને પ્રેરક હતો. તે મંડલ ઉપર તેની છાપ પડી હતી. બુદ્ધિવર્ધક, ડાંડિયો, એ નામનાં પત્ર કાઢી, બુદ્ધિવર્ધક સભા સ્થાપી, અનેક ગ્રંથો લખી, તેઓ જે પ્રયત્ન કરતા, વાચન અને કાવ્યની જે ભાવના ગૂજરાતને આપવા ઇચ્છતા તેનું સ્પષ્ટ આદર્શ કવિ નર્મદ જેવો તેમનો પરમ પૂજ્ય અગ્રણી હતો. સંસ્કૃત સાહિત્યના સર્વસ્વનો થોડોઘણો પણ સ્વાદ લેઈ, દયારામભાઈ જેવા કવિને અંધકારમાંથી બહાર લાવવાનો યત્ન કરી અંગ્રેજી કાવ્યસાહિત્યનો પણ વિહારી, અતુલ બલવતી પ્રતિભાવાળો, એ પુરુષ નવી જ જાતનું કાવ્ય ગૂજરાતને સંભળાવવા લાગ્યો. એ પણ કાવ્યભાવનાનો પરમાવધિ છે એમ કહેવાનો આગ્રહ કરવાનો હેતુ રાખ્યા વિના પણ એમ કહી શકાય કે દલપતશાહી કાવ્યભાવના કરતાં આ નર્મદશાહી કાવ્યભાવના વાસ્તવિક કાવ્યભાવનાની વધારે સમીપ હતી. વળી આ નર્મદપક્ષનું સુભાગ્ય હતું કે એ પક્ષમાં નર્મદાશંકર ઉપરાંત બીજા પણ બે ચાર સારા લેખક હતા. દલપતરામના પક્ષમાં તેમના વિના અન્ય સારા લેખકો તેમના સમયમાં એટલે કે જે સમયે તેઓ ગૂજરાતને પોતાની કાવ્યભાવના શીખવતા હતા તે સમયમાં ઝાઝા હતા નહિ. બન્ને પક્ષની ભાવનાઓની તુલના કરનારાં ભાષણો, વ્યાખ્યાનો, ચર્ચાપત્રો, અને રમુજી નકલો સુદ્ધાંત પણ આપણને જૂના બુદ્ધિવર્ધક અને બુદ્ધિપ્રકાશની ફાઈલો-માંથી મળી શકશે.

કોઈ પણ બે કાવ્યમાંથી કિયું સારું ને કિયું નહિ, એકના એક પુરુષનાં રચેલાં બેમાં પણ કિયું સારું ને કિયું નહિ એ કહેવું અતિશય કઠિન છે. જોનારની પોતાની રુચિ અનુસાર તેને સારું નહિ સારું લાગે

એ કારણ ઉપરાંત મુખ્ય કારણ એવું છે કે પ્રત્યેક કાવ્યને પોતપોતાની જ ખૂબી હોય છે, વખતે બીજા સાથે સરખાવી શકાય એવો સાધારણ ધર્મ જેમાં ન હોય તેવી પણ ખૂબી હોય છે. આમ હોવાથી કાવ્યત્વની એક અમુક ભાવના સાથે મેળવવાથી જેનું કાવ્યત્વ સિદ્ધ થાય તે સારું કાવ્ય એવો શિષ્ટ સંપ્રદાય છે. પરંતુ એ કાવ્યભાવનાએ પાછી સહૃદયવેદ્ય છે, અને સહૃદયત્વ સર્વને હોતું નથી એ દુર્ભાગ્ય છે. એટલે દલપતશાહી કે નર્મદશાહીની ઉત્તમતાઅધમતાનો નિકાલ ન થઈ શકયો ત્યારે સામાન્ય જનો જેમ એક ગુણને બીજી ખામીથી હલકો પાડવા ઇચ્છે છે તેવી, સંભારતાં પણ અતિ શોચ કરાવતી, પદ્ધતિએ એ તુલનાનો ન્યાય થયો જણાય છે. એ પદ્ધતિ જ જાણે ખરા પ્રશ્નનો નિર્ણય કરી શકતી હોય, પાત્રની અન્ય પ્રકારની ખામીને પાત્રસ્થિત વસ્તુના અન્ય પ્રકારના ઉત્કર્ષમાંથી કાંઈક ઊણું કરી શકવાનું ધોરણ જાણે સત્ય હોય, તેવા ઉદ્ગારોનાં કાવ્યો પણ એક અથવા બીજા પક્ષે ગાળાગાળી કર્યા જેવાં ગાયાં છે. તેમનાં નામ નિર્દેશ કરવાં અત્ર આવશ્યક નથી.

દલપતરામ ગ્રહણ કરનાર, નર્મદ આપનાર હતો. સ્વચ્છ કાચમાં પડતા પ્રકાશને દર્શાવનાર દલપતનું હૃદય, પ્રકાશ પડતાં જ ભભૂકી ઊઠતા સૂર્યકાન્ત જેવા નર્મદહૃદયથી જુદું જ હતું. દેશકાલ અને અધિકારીને વિચારી વિચારી કાવ્યતરંગને મર્યાદામાં રાખવાનો યત્ન કરનારા દલપતરામ અને કાવ્યપ્રતિભાના સ્વતંત્ર સ્વરૂપને દેશકાલનિરપેક્ષ પ્રાપ્ત કરવાના અભિલાષી નર્મદાશંકર એમની વચ્ચેનો તફાવત તુરતજ સમજાઇ શકે એવો છે. અમદાવાદમાં રહી ગૂજરાતી સાહિત્યનો ઉદ્ભવ કરાવનાર ગૂજરાતના ભોજ સર એલેકઝાન્ડર કિન્લોક ફાર્બ્સના હાથ નીચે ગૂજરાતના ગ્રાહક કવિને હાથે જ્યારે આટલું બધું કરાવી શકાયું છે ત્યારે મુંબઈમાં એ જ ભોજના આશ્રયથી સ્થપાયેલી ફાર્બ્સ સભા "રાસમાલા"–ના ભાષાંતર કરતાં વધારે સંગીન કામ કરી શકી નથી. કારણ સ્પષ્ટ જ છે. અમદાવાદમાં બધા ગ્રહણ કરનારા પંડિતો હતા. મુંબઈમાં તો કાંઈક પણ આપવાના ઉન્માદમાં ચડેલા પંડિતો હતા. ગ્રાહકોએ જે જે ગ્રહણ થયું તે તે લખ્યું અને ગાયું, અર્પનાર તેનો તે છતાં જે ગ્રહણ કરવા નહિ પણ સામા અર્પવા તૈયાર હતા તેમણે તેની વાંસળીના નાદ પ્રમાણે પદવિન્યાસ ન વિસ્તાર્યો. આ રીતે પણ આ બે પક્ષનો તફાવત ખુલ્લો છે. નર્મદાશંકર અને દલપતરામ એ બે શરીરોને ન ઓળખનાર, એ બે શરીરને અંગે જે જે સંબંધી, સહાય, મિત્ર મંડલો આદિ હતાં તેમનું લેશ પણ ભાન ન પામેલો, કોઈ વિદેશી સહૃદય આ બેની કૃતિને વિલોકે તો વાસ્તવિક પ્રતિભાના પ્રદેશ

ઉપર નર્મદાશંકરનું છે તેટલું દલપતરામનું લક્ષ નથી એમ તે તુરત જ કહી શકે. પણ આપણા દેશમાં તે સમયે જે વિવાદ ચાલ્યો હતો તેમાં આવો નીવેડો થઈ શક્યો નથી. જે નર્મદાશંકરમાં હતું, તે દલપતરામમાં ન હતું. દલપતરામમાં હતું તે નર્મદાશંકરમાં ન હતું. પરંતુ તે એકના એક કાવ્યના કે લેખનના વિષયમાં હોત તો તુલનાનો અવકાશ ઠીક હતો, એકલી કાવ્ય-યોજના પરત્વે જે નર્મદમાં હોય તે દલપતમાં ન હોય અને દલપતમાં હોય તે નર્મદમાં ન હોય તો તો કવિપદ ઉપર ઉભયનો સમાન અધિકાર થઈ શકે; પણ આ જુદે જુદા વિષયમાં એકમાં હતું તે બીજામાં ન હતું એમ સમજવામાં હતું, અને તેવી સમજણને આધારે કાવ્યત્વમાં આ બે પુરુષોની તુલનાનો ન્યાય જનસમાજે આપવા યત્ન કર્યો. નર્મદાશંકરની વૃત્તિ ઉદ્ધત, ઉચ્છૃંખલ, સ્વતંત્ર છે એટલે તેનું ચારિત્ર અને તેમની નીતિ પણ, જેને સંપૂર્ણ માનવાનો પ્રચાર પડેલો છે તેવી સંપૂર્ણ નથી, દલપત-રામની વૃત્તિ સુશીલ, નિયમિત, સર્વને રંજન કરવાની છે એટલે તેમનું ચારિત્ર અને તેમની નીતિ સંપૂર્ણ નીતિપદ્ધતિના તે સમયે માન્ય થયેલા ધોરણ પ્રમાણે ઉત્તમ છે. આવી એક સરખાવટ ઊભી કરીને એમ પણ સ્વીકારી લેવામાં આવ્યું કે નર્મદની કવિતા અને તેના લેખ વાંચવાથી અનીતિની વૃદ્ધિ થાય છે. દલપતની કવિતા અને તેના લેખ વાંચવાથી નીતિને પુષ્ટિ મળે છે. "ભાઈબ્હેન સાથે બેશીને વાંચી શકે એવી દલપતરામની કવિતા છે" એ દલપતરામને ઉત્તમ કવિ કહેવાનું અને "ભાઈબ્હેન સાથે બેશીને ન વાંચી શકે એવી નર્મદની કવિતા છે" એ નર્મદની કવિતાને ઊતરતી પંક્તિ કહેવાનું ધોરણ આ પ્રકારે ઉપજાવી લેવામાં આવ્યું.

'સુધારો' એ નામની જે નવીન ભાવનાએ કાંઈક સમય ગૂજરાતનું સામ્રાજ્ય ભોગવ્યું તેના તો આ બન્ને પક્ષવાળા પરમ ભક્ત હતા. ડૉક્ટર વીલ્સનને કે ફાર્બસ સાહેબને કે હોપ સાહેબને 'સુધારો' તો પરમ પ્રિય હતો જ. નર્મદ અને દલપત બન્ને સુધારાના જ કવિ હતા. પણ સર્વનું રંજન કરનાર, ગ્રહણ કરીને પ્રતિબિંબ ઉપજાવનાર દલપત જ્યારે સુધારાનો સાર "ધીમે ધીમે સમજાવતા" હતા, ત્યારે "મહારાજ લાઈબલ કેસ"માં ધર્મને નામે ચાલતી અનીતિને ખુલ્લી પાડવામાં યાહોમ કરી વિજયી થયેલા સુધારા–મંડળનો કવિ નર્મદ "યાહોમ કરીને" આગળ પડવાની જ બાનીથી પોતાના દેશીઓને બરદાવતો હતો. વિચાર અને આચાર વચ્ચે અંતર રહે તો ગમે તેવા વિચારો પણ શ્રોતાને અસર કરી શકે નહિ એવી જે જે ભાવના ઉદાર હૃદયોમાં રહે છે તે નર્મદ અને નર્મદના પક્ષની

ઇષ્ટદેવતા હતી; વિચાર કરતે કરતે, સર્વનાં મન મેળવતે મેળવતે, સમય આવે ને સર્વે કરવા તૈયાર થાય ત્યારે, વિચાર પ્રમાણે આચાર કરવો, એવી જે ભાવના સંસારને સંસાર કરતાં અધિક કરવાની ઇચ્છા છતાં કાર્યબલ અને સાહસના અભાવવાળાં હૃદયો ગણુગણ્યાં કરે છે તે દલપત અને દલપતના પક્ષની સમાધાનમૂર્તિ હતી. સુધારો અને સુધારાનો ઉપદેશ ખોટો છે કારણ કે તે ઉપદેશ કરનાર જ તે પ્રમાણે વર્તતા નથી એવી જે સામાન્ય ઉક્તિ તે સમયે સુધારાની સામે લાવવામાં આવતી હતી તેને તેવું બોલનારના મોઢામાં પાછી ઘાલવા સુધીનાં સાહસ અને સ્વાર્પણ નર્મદ અને નર્મદના પક્ષમાં હતાં. તેણે પોતે જ નાત, જાત, કુટુંબ, આદિ અનેક લાભોનો ભોગ આપી, પરણેલી સ્ત્રી વિદ્યમાન છતાં, પુનર્લગ્ન કરી બતાવી સુધારાના ઉપદેશને પોતે સંપૂર્ણ રીતે સત્ય માને છે એમ સિદ્ધ કરી બતાવ્યું હતું. દલપત અને દલપતના પક્ષમાં આ પરાક્રમનો અંશ પણ હતો નહિ. એક કવિનું જીવન પણ જ્યારે કવિતા હતું ત્યારે બીજા કવિનું જીવન તો વ્યવહારરૂપ રહ્યું હતું. મન કર્મ અને વાણીની એકતા જે કાલે જે માનવું તે જ બોલવું અને તે જ કરવું એવો મહાજનોની મહત્તાનો જે રાજમાર્ગ, કવિઓનું કવિત્વ, તેનાથી દલપત અને તેનો પક્ષ વિમુખ હતા. વિમુખ હતા એટલે તે માર્ગને ખોટો કહેતા હતા કે માનતા હતા એમ ન હતું, પણ તેવે જ માર્ગે આચરણથી વિચરવાનું સાહસ તેમનામાં ન હતું.

કવિ તો બન્ને હતા; પાંડિત્ય, પ્રતિભા અને જીવન જોતાં નર્મદને કાવ્યના પ્રત્યક્ષ રસરૂપ હરકોઈ સહૃદય સ્વીકારી લે તેમ હતું; દલપતમાં તેવો ધ્વનિ પણ સમજાય એમ ન હતું. આવી અસમાનતાનો ન્યાય કરવાનો હતો અને તે ન્યાય, આ દેશના દુર્ભાગ્યે, દલપતના પક્ષને હાથે થવાનો હતો. તે જ સરકાર સુધી લાગવગવાળા હતા, કેળવણીખાતાની નવી વ્યવસ્થામાં અગ્રભાગ લેનારા હતા. ન્યાય અપાયો, નર્મદ અનીતિવાળો છે દલપત નીતિવાળો છે. માટે નર્મદ સારો કવિ નથી, દલપત કવીશ્વર છે, એ ન્યાયને સરકારની પણ મહોર છાપ લાગી ગઈ અને કવીશ્વર દલપતરામને સી. આઇ. ઇ. નો માનવંતો ઇલ્કાબ આપવામાં આવ્યો. આ ન્યાયની સામે યુદ્ધ ચલાવવાને નર્મદના પક્ષના અગ્રણીઓ જીવતા રહ્યા નહિ, નર્મદ પોતે પણ ઉત્તરાવસ્થામાં સાત્ત્વિક થઈ એવા વાક્‌કલહમાં ઊતર્યો નહિ. પણ મન કર્મ વાણીની એકતાના ઉપાસક એ મહાન હૃદયને જે વિચારવિપર્યય તેની ઉત્તરાવસ્થામાં થયો તે કેવો ભવ્ય, કેવો ચમત્કારિક, અને તેના દૃઢ નિશ્ચયને લીધે કેવો અસરકારક નીવડ્યો

તે જાણવાને એટલું જ લક્ષમાં લેવું પૂર્ણું થશે કે તેના ઉત્તરકાલના ધર્મવિચારો પછી જ પ્રાચીન ભાવનાની ઉપાસનાનો પરમ વિસ્તાર આપણી ભૂમિમાં થતો ગયો છે. દલપતશાહીના વિસ્તારમાંથી કશી ભવ્યતા કે સસારતાનો જન્મ થયો નથી. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી સંશયાત્મક ઉપયોગિતાવાળાં ભાષાન્તરો અને નિર્જીવ અનુકરણો કરવામાં જ પોતાની સમૃદ્ધિ અને સાધનોને અત્યારસુધી પણ ગુમાવતી રહી છે. કેળવણી ખાતાની પવિત્ર ઠરાવેલી સીમાની અંદર એક પણ અપૂર્વ લેખક નીવડ્યો નથી, ગૂજરાતી સાહિત્યે આ પચાસ વર્ષમાં જે કાંઇ વૃદ્ધિ કરી છે, જે કોઇ નવું સાહિત્ય અને કાવ્યબલ ઉપજાવ્યું છે, તે 'સોસાયટી' અને 'શાલા'ના આશ્રય વિનાનાં સ્થાનોમાં રખડી, રઝળી, ભીખ માગીને ઉપજાવેલું છે. નર્મદ વીરે પોતાના કોશને આરંભે ગૂર્જરીને આપેલા આશીર્વાદની છાયામાં જ ગૂર્જર સાહિત્ય, લાગવગવાળા સુજનોના સત્કાર અને સેવન વિના પણ પુષ્ટ થયાં ગયું છે. આટલું જ નથી પણ અનીતિની જે આભડછેટથી કેળવણી ખાતાને ચોખું રાખવા યત્ન થયાં ગયો છે, કાવ્યસાહિત્યમાં પણ જે ભયને લીધે દલપતશાહી કરતાં બીજી શૈલીનો સત્કાર થયો નથી, તે બધું તો આપણાં બાલકો હવે નર્મદને હાથે નહિ, પણ નિર્માલ્ય, નિસ્તેજ, ખરેખરા દુરાચારી ગણવાને પાત્ર એવા કેટલાક હલકા નાટકકારોને હાથે બહુ સારી રીતે શીખવા લાગેલાં છે. આ રીતે વિચાર કરતાં 'સુધારા'માં કે સાહિત્યમાં એકેમાં જીવનમાં કે કાવ્યમાં એકેમાં દલપત–શાહીથી લાભ થયો નથી, નર્મદશાહીથી લાભ થયો છે; છતાં એક 'અનીતિ'–શબ્દની છાપ મારીને કવિ નર્મદના કવિત્વને કવીશ્વર દલપતરામના કવિત્વ કરતાં હલકું ઠરાવવાનો અન્યાય થયો તે કિયા સાહિત્યવિલાસીને આજ પણ શરમમાં નહિ ડુબાવે! કવીશ્વરનું સ્થાન લેનાર કોઇ નથી એમ કહી આપણે શોક દર્શાવીએ છીએ પણ તેવો સ્થાન લેનાર ઉપજાવવાનું સામર્થ્ય દલપતપક્ષમાં હતું નહિ, જ્યાં તેવું સામર્થ્ય હતું તેવા નર્મદપક્ષને આપણે હલકો પાડી ગૂંગળાવી મારી નાંખ્યો; તો એ શોકને માટે આપણે આપણને જ આશીર્વાદ દેવો જોઇએ; ગૂર્જરીનો શાપ એવો ન્યાય કરનારને માથે ઊતરવો જોઇએ.

અને એ ન્યાય માટે અમે આટલી બધી દિલગીરી દેખાડીએ છીએ અને સહૃદયોને એ દિલગીરીમાં ભાગ લેવા નિમંત્રણ કરીએ છીએ તે એટલા માટે નથી કે દલપતરામને જે માન અને સમૃદ્ધિ મળ્યાં તે નર્મદાશંકરને રહી ગયાં કે નર્મદાશંકરને જે મળ્યું તે દલપતરામને રહી ગયું. નર્મદ પણ એકવાર મુંબઇના મુખનું પાન હતો, લક્ષ્મીની

છોળોમાં વહેતો હતો; અંતસમયે, ઉદારતાથી નિર્ધનતામાં મુકાયેલો છતાં, પરમાનંદમાં હતો. પણ એવી વાતો તો એક ક્ષુદ્ર ગણના છે; એવી ગણના ઉપર લક્ષ રાખીને સાહિત્ય અને દેશહિતના પ્રશ્નોનો નિર્ણય થઈ શકતો નથી. લોકોનું માન અને તેથી પ્રાપ્ત થતી સમૃદ્ધિમાં પણ જે સુખ ન હોય તે બહુ વાર એકાન્તમાં, મિત્રોથી પણ ત્યાગ થયેલા એકાન્તમાં, પડી રહી પોતાની ભાવનામાં વિહરનાર નિર્ધન કવિને સહજે મળી રહે છે. વ્યક્તિનો આ પ્રશ્ન જ નથી. કાવ્ય અને વાચન, ભાષા અને શિક્ષણ કેવા ધોરણ ઉપર રાખવું, તેમનું ઉત્તમોત્તમ સ્વરૂપ કેવું સ્વીકારવું એ વિષયે જે ભાવના આખા દેશની દૃષ્ટિ આગળ ધરવામાં આવે તેથી જે લાભહાનિ થાય તેના ઉપર લક્ષ રાખીને આ બધી ચર્ચા કરવામાં આવેલી છે. અને સરસ્વતીના સ્વતંત્ર સામ્રાજ્યમાં નીતિઅનીતિના પ્રશ્નો વચમાં લાવી સાહિત્યભાવનાને છેક દલપતશાહીના અતિ પ્રાકૃત ધોરણ ઉપર જ લાવી મૂકવી, તે જ છેવટનું અને ઉત્તમોત્તમ સ્વરૂપ છે એમ કહેવું, અને તે કહેવાને જ છેક સરકાર સુધીથી સર્વમાન્ય ઠરાવવાનો યત્ન કરવો; એ સમગ્ર ગૂર્જરભૂમિની સાહિત્યસમૃદ્ધિને અપમાન આપવાનો, મારી નાખવાનો, અને ભ્રષ્ટ કરવાનો જ પ્રકાર છે એમ અમોને ભાસે છે. જગત જે નાના મોટા પ્રકારોથી ખરી વાતને ખોટી ઠરાવી શકે છે, ખોટીને ખરી ઠરાવી શકે છે, તેવા ધોરણથી કાવ્ય અને સાહિત્યના વિષયનો આ બે વ્યક્તિ વચ્ચે ન્યાય થયો તેથી જે દિલગીરી થાય છે તે કરતાં પણ એવા ન્યાયથી ગૂર્જર સાહિત્યને જે અપાર હાનિ થઈ છે તે માટે અનેકગણી દિલગીરી થાય છે. સાહિત્યનો વિષય પ્રપંચ અને જગતની પારનો છે. સંસારનાં તાજવાં અને કાટલાં બન્ને તેનું માપ કરવાને સમર્થ નથી; તેથી જ તેનું માપ થયું છે, ને તેમ થવાથી સાહિત્યને મહા હાનિ થઈ છે.

સાહિત્ય, પાંડિત્ય, પ્રતિભા, ઇત્યાદિ સદ્ભાવોની પૂજાથી જનસમાજને અતુલ લાભ છે, ઉન્નતિનો માર્ગ જણાય છે, વિટંબના અને ક્લેશમય સંસારની અધમતામાં વિરામ અને સુખનો અવકાશ જડે છે, એ સત્ય સ્વીકારવાની સાથે જ એવું પ્રશ્ન થાય કે સાહિત્ય આદિની પૂર્ણતાની સાથે નીતિની પૂર્ણતા શું ન હોવી જોઈએ ? પ્રતિભામાં જે પૂર્ણતા છે તે નીતિ અને ચારિત્રની પૂર્ણતા સાથે રહી શકતી નથી ? રહેવી ન જોઈએ ? અને જ્યાં એ ઉભયે સાથે હોય ત્યાં આપણી પૂજ્યબુદ્ધિ વધારે થાય તેમાં યોગ્ય શું નથી ? કવિ નર્મદાશંકર નીતિમાન હતા કે ન હતા, કવીશ્વર દલપતરામ નીતિમાન હતા કે ન હતા એ તે તે વ્યક્તિનો અંગત પ્રશ્ન છે. એ વિષયે કાંઈ પણ નિર્ણય કોઈથી પણ કરી શકાય એમ નથી; કોઈ પણ કરી

શકે તો તે પુરુષોના જીવનચરિતને લખનાર પુરુષનું તે કામ છે. અનેક વાતો જેને લોકદષ્ટિએ નીતિ કે અનીતિ, ન્યાય કે અન્યાય માની હોય, તેની વાસ્તવિક હકીકત જ્યારે સર્વ પ્રસંગોનો વિચાર કરી તે તે વ્યક્તિને સ્થાને આપણે પોતે ઊભા રહી જોઈએ, ત્યારે થોડો પણ થઈ શકે છે. ત્યાંસુધી ગતાનુગતિક લોકમતમાં તણાઈ ગમે તેમ માનીએ તેથી તે તે વ્યક્તિના સ્વરૂપમાં કાંઈ જ ફેર પડવાનો નથી, આમ હોવાથી આવા અંગત પ્રશ્નમાં ઊતરવાનું બાજુ ઉપર રાખતાં પણ આપણે કેટલોક સામાન્ય વિચાર કરી શકીશું. પ્રતિભાની પૂર્ણતા અને ચારિત્રની પૂર્ણતા એ બે સાથે હોવાં જોઈએ, સાથે હોય તો જ પૂજ્ય થાય, એ વાત એટલી બધી સર્વમાન્ય છે કે એનું પ્રતિપાદન કરવાની આવશ્યકતા નથી. જે પ્રતિપાદન કરવાનું છે તે એ છે કે જ્યાં પ્રતિભાની પૂર્ણતા હોય ત્યાં ચારિત્રની અપૂર્ણતા હોઈ શકે એવું લોકો માને છે તે ખોટું છે. લોકમત એવું છે કે પ્રતિભા અને ચારિત્ર ઉભયની પૂર્ણતા હોવી જોઈએ, અમારું માનવું એવું છે કે ઉભયની પૂર્ણતા સાથે સાથે જ હોય છે, એકની પૂર્ણતા વિના બીજાની પૂર્ણતા સંભવતી પણ નથી. જેનામાં પ્રતિભાની પૂર્ણતા નથી, ને તેથી, અમારા વિચાર પ્રમાણે ચારિત્રની પણ પૂર્ણતા નથી, તેનામાં તે ઉભયે છે એમ દર્શાવવાને પ્રતિભાની સાથે ચારિત્રની પૂર્ણતા હોવી જોઈએ એવી એક દલીલ ઉપજાવેલી છે. વસ્તુગતિ તો એવી જ લાગે છે કે જ્યાં પ્રતિભાની પૂર્ણતા સ્વીકારાઈ ત્યાં ચારિત્રની પૂર્ણતા સ્વીકારવી જ જોઈએ, પ્રતિભાની પૂર્ણતા અને ચારિત્રની પૂર્ણતા સાથે હોવી જોઈએ. અમુકનામાં ચારિત્રની પૂર્ણતા નથી, માટે પ્રતિભાની પણ નથી, એવો ન્યાય ખોટો નથી, પણ તેને ઊલટી રીતે લગાડીને આપણે એમ કહીએ કે પ્રતિભા પૂર્ણ છતાં ચારિત્ર પૂર્ણ નથી તો તે વાત યથાર્થ નથી.

પ્રતિભાની પૂર્ણતા મનુષ્યપ્રકૃતિના જે અંશનું કાર્ય છે તે જ અંશનું કાર્ય તેના ચારિત્રની પૂર્ણતા છે. પ્રતિભાનું દર્શન ત્યારે જ થઈ શકે છે કે જ્યારે પ્રાકૃતજનસુલભ શંકા, ભય, સ્વાર્થ, કૃપણતા ઇત્યાદિમાંથી મુક્ત થઈ મનુષ્ય પોતે પોતાને પણ ભૂલી જાય એવી ઉદાર, ઉન્નત, સર્વમયતાની ક્ષણ અનુભવે છે. ચારિત્રની પૂર્ણતા પણ એવી સ્વ અને સ્વાભિમાનને ભૂલવાની ક્ષણોમાં જ સમજાય છે, એવી ક્ષણોમાં કરેલા નિશ્ચયો જ ચારિત્રને પૂર્ણ કરી શકે છે. સર્વમયતાની તે ક્ષણમાં જે અર્પણ થઈ જાય છે, પરાર્થે સ્વમાત્રનો ફલની આશા વિનાનો વ્યય થઈ જાય છે, તે જ ચારિત્રની પૂર્ણતા છે, ચારિત્રમાત્રનું તત્ત્વ છે. મન વાણી અને કર્મની એકતારૂપ જે માહાત્મ્યને ચારિત્રનો સાર કહેવામાં આવે છે તે આ હૃદયવિસ્તારમાંથી

અને તે વિસ્તારે પ્રતિપદે ભેળવેલા સ્વાર્પણમાંથી જ સંભવે છે. તો જે હૃદય પ્રતિભાની પરિપૂર્ણ ઝાંખી પામવા જેટલો વિસ્તાર અનુભવી શકે છે તે જ હૃદય ચારિત્રને પૂર્ણ થતાં અટકાવનાર જે સ્વાર્થ સંકોચ અને કૃપણતા તેમાં બંધાઈ રહે કે કૃતાર્થતા માને એવું સ્વીકારવું સામાન્યબુદ્ધિમાં ઊતરી શકે તેવું નથી. અને પૂર્ણતા—પછી પ્રતિભાની ચારિત્રની કે ગમે તેની, તેનો જે ભક્ત છે તે અપૂર્ણતાને કેમ વરી શકે? જેને સૌંદર્ય, રમણીયતા, કાન્તિ એવાં નામોથી તત્ત્વજ્ઞો વર્ણવી ગયા છે, જેનું નિર્વચન 'પદે પદે નવીન થયાં જાય એવું' કાંઈક એ કરતાં વિશેષ શબ્દોથી કરી શકાયું નથી, તે જ પૂર્ણતા છે; અંગની, બુદ્ધિની, ચારિત્રની, લાવણ્યની, ભવ્યતાની, ભાવનાની પણ જે પૂર્ણતા છે તે જ સૌંદર્ય છે, તે જ પ્રતિભાવાનની ઉપાસ્ય છે. તો જે પ્રતિભાની પૂર્ણતાને ઉપાસે તે ચારિત્રની અપૂર્ણતાને ઉપાસે એવા સ્વીકારનો સંભવ જ જણાતો નથી.

છતાં પ્રતિભાવાન કવિ, શિલ્પી, ગાયક, જ્ઞાની આદિના આચારો જગતને અનેકવાર નિંદ્ય ભાસ્યા છે તેનો ખુલાસો શી રીતે કરી લેવો? અમારું માનવું તો એવું છે કે જે પ્રતિભાની પૂર્ણતાને સમજે છે તેનામાં ચારિત્રની અપૂર્ણતાનો સંભવ નથી; નીતિને તાબે ન રહેવાનો દોષ તેવાં જનો કરતાં હોય તે કરતાં નીતિને તાબે રહેવાનો દોષ તેઓ વધારે કરે છે. જગત જેને નીતિ કહે છે તેને પ્રતિભાવાન જનો નીતિ માનતાં નથી એ વાત ખરી છે; મન કર્મ અને વાણીનો સર્વદા વિયોગ રાખી સ્વાર્થ સિદ્ધ કરવાને માર્ગે વિચરતા ડાહ્યા, સમજુ, અને ચારિત્રવાન દેખાતા રહેવામાં વિક્ષેપ ન આવવા દેવો એવી જે રીતિને જગત નીતિ કહે છે તેનો પ્રતિભાના પ્રદેશમાં અવકાશ નથી. એટલે પ્રતિભાનાં બાલકો મનકર્મવચનની એકતાના સરલ એકમાર્ગીપણાની જે સત્ય નીતિ તેને જ વળગી રહે છે, જગતની પેઠે પોતાનું ખરું જીવન છાનું રાખી, ખોટું જીવન ખરાને નામે બહાર ચલાવવા મથતાં નથી. તે કોઈ પણ ભૂલ કરતાં હોય તો પોતાની આવી સત્ય નીતિને વળગી રહી, તેને જ સર્વદા વશ રહી, જગતની પેઠે છૂપું જીવન જુદું રાખી શકતાં નથી, જાહેર જ જીવન ગાળે છે, એટલી જ છે. જે સ્વાર્થ સંકોચ અને ભય કૃપણતા આદિથી આખા વિશ્વનાં પાપમાત્ર ઉદ્ભવે છે તેનો ગંધ પણ જેને લાગી શકતો નથી એવી પ્રતિભા જગતની ને કોઈની આંખથી છુપાવવા જેવું પોતામાં કાંઈ જ દેખતી નથી, એ જ તેનું પરમ સ્વાર્પણ અને પરમ નીતિમય સંપૂર્ણ ચારિત્ર છે. પણ એને જ જગત અનીતિ અને ચારિત્રની અપૂર્ણતા કહે તો ખોટું નથી, કેમકે જગત જેને નીતિ અને ચારિત્ર કહે છે તે તો લોકદષ્ટિ

માટેની એક અને પોતાના ઓરડા માટેની બીજી એવી નીતિના ધોરણથી ઠરાવેલું છે. એક દીવાનાશાલામાં પૂરેલા દીવાનાને પૂછવામાં આવ્યું કે તું ડાહ્યો હોય એમ જણાય છે છતાં તને કેમ અહીં પૂર્યો છે? તેણે ઉત્તર આપ્યો 'બધો વધારે મતનો સવાલ છે; હું છું તો ડાહ્યો જ, પણ મને ગાંડો કહેનારના મત મારા કરતાં વધી ગયા એટલે હું અહીં છું અને તે મત આપનારા છૂટા છે.' પ્રતિભાને જગત અનીતિનો છાપ મારે ત્યાં પણ આ ગાંડા માણસે બતાવેલી વધારે મતની કસોટી કરતાં બીજી કસોટી લાગુ થતી નથી. છતાં એવા વધારે મતે કેટલી પ્રતિભાને, કેટલા કેટલા દેશમાં રંજાડી છે, બાળી નાખી છે, મારી નાખી છે, તિરસ્કાર અને અપયશમાં ડુબાવી દીધી છે! પ્રતિભા અતિ વિરલ હોય છે, વધારે મતે તે હારે તો તેમાં આશ્ચર્ય નથી. પરંતુ કેદખાનાં, અગ્નિ, વિષ, તિરસ્કાર કે અપમાન કશું પણ પ્રતિભાને અપ્રતિભા કરી શકતું નથી, કાલનાં અનેક પડ તેના ઉપર ફરી જાય તોપણ તેની ખાક નવી પ્રતિભાના અગ્નિની ચિણગારીઓથી ભરેલી રહે છે.

અને એ જ ન્યાયે આપણે આપણા કર્તવ્યની ખાતર, આપણા દેશની ખાતર, આપણા ગ્રંથકારોની ખાતર, આપણાં બાલકોના ઊગતા ચારિત્રની ખાતર, આટલે વર્ષે પણ દલપત અને નર્મદ એ બે ભાવનાને ન્યાય આપી શકીએ તો આપવો જોઈએ. ઉભયે નરરત્ન હવે વિદ્યમાન નથી, લાભ-હાનિના પ્રસંગ તે તે વ્યક્તિને અંગે હોઈ શકે તેનો હવે અત્યંત અભાવ થયો છે તેવે સમયે એ ઉભય ભાવનાની યથાર્થ તુલના કરી જેને જે યોગ્ય હોય તેનો સ્પષ્ટ સ્વીકાર કરવામાં જ આપણું શ્રેય છે, અને એ હેતુથી જ અમારે આ ચર્ચાને કવીશ્વરના સ્વર્ગવાસ માટે અતિશય શોકાતુર હૃદયે પણ પુનઃ સંભારવી પડે છે. સત્ય અને સમયનું બલ અગાધ છે; મનુષ્ય કે મનુષ્યની ગમે તેવી રચનાઓથી સત્યને દબાવી શકાતું નથી, તેનો ક્ષણિક પરાજય ભાસે પણ કાલગતિએ તે પુનઃ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યા વિના રહેતું નથી. કવીશ્વરનું સ્થાન લેનાર હવે કોઈ નથી એમ કહેવામાં જ દલપતશાહીની નિર્બલતાનો સ્વીકાર થાય છે, અને એ પક્ષનો યોગ્ય હતો તેવો સ્વાભાવિક અવસાદ થઈ ગયો લાગે છે. શાલાખાતામાં અને તેના લાગતાવળગતાઓમાં માન્ય ઠરેલી સીમાની બહાર જે સાહિત્યસરિતાનો વિપુલ થતો પ્રવાહ નર્મદની પૂજ્ય કાવ્યભાવનાદ્વારા વહ્યાં ગયો છે તેનું જ આજ ગૂર્જરીના હૃદય ઉપર સામ્રાજ્ય છે, તેના રંગથી રંગાયેલા જ કાવ્યો-દ્ગાર સર્વત્ર પ્રસરી રહ્યા છે. દલપતશાહીમાં ઊછરેલા તેને જે સર્વોત્તમ માનનારા, એ નવા પૂરને જોઈ શકતા નથી; તેમ હજી તે પૂર એટલું

બલવત્તમ પણ નથી કે તેમને તાણી નાખીને પોતાનું નિરકુંશ સામ્રાજ્ય સરજાવી શકે. એવે સમયે આટલી ચર્ચા કરવી આવશ્યક છે કે જે માન્ય અને પ્રતિષ્ઠિત સીમા મનાઈ છે તેની બહાર પણ સાહિત્ય અને કાવ્ય હોઈ શકે છે, અને છે, એ સીમામાં હોય તે કરતાં પણ ઉત્તમોત્તમ છે.

'સુદર્શન' : એપ્રિલ, ૧૮૯૮.

## રા. રા. બાલાશંકર ઉલ્લાસરામ

આ નિપુણ પુરુષનો તરુણ વયમાં સ્વર્ગવાસ થયાના સમાચાર જાણી તેના મિત્રો, સંબંધીઓ, અને ભક્તોને અપાર શોક થયા વિના રહેશે નહિ. સમૃદ્ધ અને કુલીન કુટુંબમાં જન્મ પામી આજસુધીના માત્ર ચાલીશ વર્ષના વયમાં એમણે જે કાંઈ કર્યું છે તે એમનું નામ ગૂજરાતનાં નરરત્નોમાં સર્વકાલને માટે સ્થિર રાખવાને અને તેથી જ એમના પ્રયાણથી આપણને શોકાકુલ કરવાને પૂર્ણ છે. ગૂજરાતી, હિંદી, અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, આરબી એટલી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવી ગૂજરાતી સાહિત્ય અને ગૂજરાતી વાચનની ઉન્નતિ માટે એમણે જે જે યત્નો કર્યા છે તે સર્વને સુવિદિત છે. "ભારતીભૂષણ" માં જ્યારે તેઓ પોતાની સાહિત્યભાવના વિસ્તારી રહ્યા હતા ત્યારે "ઇતિહાસમાલા" માં તેમણે પોતાના ફારસી જ્ઞાનને આધારે ગૂજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ખરી હકીકત બહાર લાવી ઐતિહાસિક ચર્ચાનાં સપ્રમાણ ધોરણો સમજાવવાનો યત્ન આરંભ્યો હતો; પ્રાચીન સિક્કા અને લેખો વિલોકવાનો અને તે ઉપરથી અનુમાન કરવાનો પણ એમને એટલો બધો શોખ હતો કે તેમાં પણ કાલ અને દ્રવ્યનો ઘણો વ્યય કરી ઇતિહાસના કામને ઉપયોગી હકીકત મેળવ્યાં કરતા. પ્રખ્યાત કવિ હરિશ્ચંદ્રની ચંદ્રાવલી નાટિકાનો તેમ દેવીદાસરાજનીતિનો રસ ગૂજરાતીમાં આણવા ઉપરાંત શૂદ્રકના મૃચ્છકટિકને એવી સારી રીતે તેમણે ગૂજરાતીમાં મૂકયું છે કે તે અદ્યાપિ પણ અતિ લોકપ્રિય છે. 'સાહિત્યસિંધુ' જેવો ગૂર્જર સાહિત્યમાં એક અપૂર્વ ગ્રંથ ઉપજાવવાનો મહા યત્ન જેમ તેમણે આરંભેલો આપણે ભારતીભૂષણમાં જોઈએ છીએ તેમ તેમનાં ખાનગી લખાણોથી એક એ કરતાં વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન તેમણે એકલાએ ઉઠાવેલો આપણને સમજાય છે. શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વસંગ્રહ (સાઈક્લોપિડિયા) તેમણે રચવા માંડયો હતો. સર્વ કરતાં મુખ્ય તો તેમની અતિ આકર્ષક, અતિ લાવ-

રસમયી, અતિ મધુર, પ્રાસાદિક કાવ્યકલા જ તેમનું નામ અમર કરી શકે તેવી છે. સંગીતનો અતિ નિપુણ પરિચય હોવાથી એમના કાવ્યોદ્‌ગારમાં પણ બહુ સંગીત રહેતું. કલાન્ત કવિ, સૌંદર્યલહરી, અને છૂટક છૂટક કાવ્યો કરતાં વધારે સંગ્રહ આપણી પાસે નથી તથાપિ તેટલાથીએ તેમની અપૂર્વ પ્રતિભાનું આપણને પ્રમાણ મળી શકે છે. કાવ્યપદ્ધતિ પરત્વે નવીન શૈલીને અનુસરતાં છતાં તેઓ સર્વદા કવીશ્વર દલપતરામને પોતાના ગુરુ માનતા કેમકે તેમની પાસે પ્રથમ કાવ્યકલા શીખ્યા હતા.

તેમના પિતા મામલતદાર હતા અને સારી સમૃદ્ધિ મૂકી ગયા હતા. રા. રા. બાલાશંકરને વિદ્યાવિલાસનો એટલો બધો રસ હતો, વિદ્યાના ખરા ભક્તોને જે સ્વાતંત્ર્ય હોય છે તેની એટલી બધી ઉત્કટતા એમનામાં હતી, કે સરકારી નોકરીમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા છતાં, આજસુધી તેમાં ને તેમાં રહેવાતાં મામલત સુધી ચડાય તેવી મદદ અને આશા છતાં, તેમણે નોકરી છોડી દીધી અને સ્વતંત્ર ધંધો કરવાનો આદર કર્યો. લોઢાના બીડનું તેમણે એક મોટું કારખાનું કાઢયું અને તેમાં સામાન્ય બીડ ભરવા કરતાં વિલાયતથી આવતા માલ જેવું બીડ કાઢવાની ઇચ્છા રાખી એટલું જ નહિ પણ ખેતીવાડીના કામને સસ્તા, સાદા અને સરલ એવા પાણી લેવાના સાંચા પૂરા પાડવાના પ્રયોગોમાં ઘણો વ્યય કર્યો. એ કારખાનામાં તેમને ઘણી ખોટ ગઈ અને તેઓની વ્યાવહારિક સ્થિતિ વિપરીત થઈ ગઈ. પણ લોઢાની ભઠ્ઠીઓ ઊકળતી હોય ત્યાં પણ જે પુરુષ કાવ્યનિમગ્ન રહી શકતો તેનો વિદ્યાવિલાસ તેનો તે જ રહ્યો; તેની સ્વાતંત્ર્યપ્રિયતા તેની તે જ રહી; તેનો ટેક તેનો તે જ રહ્યો;–અને તેને વ્યવહારકુશલ મિત્રો, સ્નેહીઓ, સંબંધીઓ અનેક રીતે વ્યવહારચાતુર્યમાં ઊણો કહી ત્યજી ગયા તોપણ તેણે પોતાને હાથે પોતાના નિશ્ચયોથી ઊલટું કાંઈ જ કર્યું નહિ. જે મૃચ્છકટિકનું આ પુરુષે બહુ સુરસ વાણીથી ભાષાંતર કર્યું છે તેનો નાયક ચારુદત્ત એ જ જાણે એની નિરંતરની ભાવના રહી. મહાવિપત્તિ અને ભાગ્યના વિપર્યય આ તરુણ કવિએ અનુભવ્યા, તેમાં જે ધીરજ, પરાક્રમ, અને ભવ્યતા સાચવી રાખ્યાં, તે એના વિદ્યાવિલાસ જેટલાં જ હરકોઈને બોધક અને અનુકરણ કરવા જેવાં છે. તેના આશયો અતિ વિશુદ્ધ હતા, તેના વિચારો અતિ વિશાલ હતા, તેની યોજનાઓ સર્વગ્રાહી હતી. આવા એક નરરત્નનો વિલોપ થતાં સર્વ સુજનોનાં હૃદયમાં અત્યારે અતિ આર્દ્રતાભરેલો શોક વ્યાપી રહે એ સ્વાભાવિક છે. તેમની પાછળ તેમનાં માતા, પત્ની, ત્રણ પુત્રો અને બે પુત્રીઓ વિદ્યમાન છે.

'સુદર્શન': એપ્રિલ, ૧૮૯૮.

# ગ્રંથાવલોકન

## અવલોકન

પ્રખ્યાત શ્રી ભોજરાજે પોતાની રાજમાર્તંડ નામની યોગસૂત્રટીકાના મંગલાન્તે ઠીક કહ્યું છે કે :

दुर्बोधं यदतीव तद्विजहति स्पष्टार्थमित्युक्तिभिः
स्पष्टार्थे ष्वतिविस्तृतिं विदधति व्यर्थैः समासादिकैः ।
अस्थानेऽनुपयोगिभिर्बहुतरैर्व्यर्थं भ्रमं तन्वते,
बोद्धृणामिति वस्तुविक्लवकृत प्रायेण टीकाकृतः ॥*

સત્ય છે કે ટીકાકારો વસ્તુવિકલવ કરનારા જ છે. પોતાના પાંડિત્યનું દર્શન કરાવવાની મિથ્યા લાલચમાં તેઓ પોતાનું કર્તવ્ય વિસરી જાય છે, ને જેનું વિવેચન કરવાનું છે તેને બાજુ પર મૂકી માત્ર પોતાના પાંડિત્યનું વિવેચન કરવા બેસે છે. ભોજરાજે આ અભિપ્રાય આપ્યો તે વખતે તેના હૃદયમાં શ્રી શંકરાચાર્ય, કે શ્રી મલ્લિનાથ જેવા વિવેચકો નહિ જ હોય. યદ્યપિ ટીકાકારો મૂલ વસ્તુનો વિકલવ કરનારા છે એ નિઃસંશય છે તથાપિ ટીકાકારોને લીધે જ કાવ્ય, શાસ્ત્ર, આદિ અનેક દર્શનના પ્રણેતા અમરત્વ ભોગવવા સમર્થ થયા છે એમ કોણ નહિ સ્વીકારે ? કાલિદાસને જેમ મલ્લિનાથે અમર કર્યો છે, તેમ તેના પાશ્ચાત્ય સમધર્મા શેકસપીઅરને જરવાઈન્સે અમર કર્યો છે. શેકસપીઅર અંગ્રેજ કવિ છતાં પોતાના દેશીઓથી એટલો અવમાનિત હતો કે તેની મહત્તા અને ચમત્કૃતિ સમજાવવાનું માન એક પરદેશી જર્મનને ઘટે છે. કાલે કરીને જ્યારે નાટકશાળાના પડદા સંભાળનારાને સંભારનારા અસ્ત થયા, અને દેશકાલપ્રમિત મૂર્તિ ઉપરથી હૃદયના આવેશનાં આવરણ દૂર

---

* જે દુર્બોધ હોય તેને "એ તો સ્પષ્ટ છે" એમ કહીને તજી દે છે, ને જે સ્પષ્ટાર્થ હોય તેના ઉપર પંડિતાઇ બતાવવા, નકામા નકામા સમાસાદિના વિગ્રહ સમજાવવાનું ડોળ કરી બહુ ટાયલું વિસ્તારે છે, જ્યાં જરૂર ન હોય તેવે ઠામે કેવલ નિરુપયોગી બહુ બહુ વાતો દાખલ કરી ઊલટો વાંચનારને મિથ્યા ભ્રમ પેદા કરે છે, એમ પ્રાયશઃ ટીકા કરનારા જે શુદ્ધ કાલવસ્તુ હોય તેને કેવલ ચૂંથી નાંખે છે.

થયાં, ત્યારે—મોડું તો મોડું, પણ અસંશય યોગ્ય માન જેને ઘટતું હતું તેને મળ્યું. ગુણની ગણના તેના ઉદ્‌ભવની સાથે જ થાય એવું કવચિત જ બને છે, પણ તે થયા વિના રહેતી નથી. उत्पत्स्यतेऽस्ति ममकोऽपि समानधर्मा कालोह्ययं निरवधिर्विपुला च पृथ्वी × એમ જે ભવભૂતિએ કહ્યું છે તે વાસ્તવિક છે. એ વાક્ય પણ ટીકાકારોથી નિર્વેદ પામીને સાર્થ સ્વગુણાભિમાની પંડિત કવિએ કહ્યું છે, ને તેની સત્યતા કાલે સિદ્ધ કરી છે.

આટલું તો આપણા ટીકાકારોના સંબંધે કહ્યું. પણ પ્રકૃત વિષય સાથે એને કાંઈ સંબંધ છે ? ટીકા એ શબ્દના અર્થમાં જે અન્તર આજ થયું છે તેને લીધે આ શંકાનો અવકાશ છે. લોક એમ જ જાણે છે કે ટીકા એટલે નિંદા; કોઈનો દોષ કાઢવો, ગુણમાં પણ દોષ આરોપવો ! ટીકા શબ્દનો મૂલ અર્થ તો માત્ર સ્પષ્ટીકરણ, વિશેષ વિચાર, વિવેચન, અવલોકન, એટલો જ છે. ને આપણે જે કહી ગયા તે પણ તેને જ માટે. ટીકાનો જે અર્થ આજકાલ પ્રચલિત છે તેને ટીકા કહેવાય જ નહિ, તેની જરૂર પણ નથી. એનું નામ તો માત્ર નિંદા છે, ને તે અધમ લેખકોની ઉપજીવિકા છે. એના વિશે આપણે કાંઈ બોલવાની જરૂર નથી. દા. જૉન્સને બહુ માર્મિક રીતે એવા નિંદકો માટે કહ્યું છે કે "તેમનામાં જે ન્યૂનતા હોય છે તેને પૂર્ણતાને રૂપે જણાવવા એવા લોકો કોઇ સંપૂર્ણ જણાતા મહાશયોને નીચા નમાવવા વેવલાં વીણે છે, કે તેમ કરવાથી તેઓ પોતે કાંઈ પ્રસિદ્ધિ પામે. પણ તેમને જે અપ્રસિદ્ધિ અતિ ઉચિત છે તેમાં જ રહેવા દેવાનો એક જ રસ્તો છે, ને તે એ કે તેમની કોઈએ દરકાર ન કરવી." લોક અર્થાત્ વાચકવર્ગ પણ એમ જાણે છે કે ટીકા થવી એ મહાહાનિ અને કષ્ટ છે. ટીકા થઈ એટલે જ જાણે કાંઈક દૂષણ છે એમ સિદ્ધ થઈ ચૂક્યું ! આવો લોકભ્રમ પણ અધમ ટીકાકારોના અસદાચરણથી પેદા થયો છે પણ એમાં કાંઈ સાર નથી નિંદા કરનારની નિંદા સત્ય હોતી નથી, ને નિંદાને બદલે વાસ્તવિક ટીકાકારના મતભેદથી જે હોય તેને દૂષણ લાગતું નથી. લોક એમ માનતા હોય કે એક માણસ જે લખે અથવા બોલે તે ત્યારે જ ખરું કહેવાય કે જ્યારે તેને સર્વ પ્રણામ કરે, તો આ કરતાં વધારે મોટી ભૂલ બીજી કોઈ નથી. શ્રી રામ જેવા અકલંકિત મહાત્માનું શુદ્ધ ચરિત પણ લોકદૃષ્ટિએ કેવલ અદૂષિત નથી, તો સામાન્ય આચારવિચાર પરત્વે મનુષ્ય એકમત થાય એમ આશા રાખવી વ્યર્થ છે. એવું સામાન્યતઃ મનાય છે કે "સો શાણાનો મત એક જ" તથાપિ અમારું માનવું તો એમ જ છે કે

× છે કો સમાન મમ કે પછી કોઈ થાશે, પૃથ્વી વિશાલ વળી કાલ અનન્ત ભાસે.
મા. માધવ : ભાષાન્તર.

મતભેદ એ કોઈ પણ દેશની વિદ્યાસમૃદ્ધિનું સુચિહ્ન છે, ને જેમ વસ્તુગત્યા અનિવાર્ય છે તેમ લાભકારી છે. સત્ય છે તે એવું નથી કે મતાંતર સહન ન કરી શકે, જે અસત્ય છે તે જ મતાંતર સહન કરવા અસમર્થ છે. ગમે તે બાજુએથી જુઓ પણ સત્યપ્રતિમા સર્વથા એકરૂપે જ સમજાશે. પણ અસત્ય તો માત્ર જે બાજુએથી જ જોવાને લીધે સત્યાભાસ જણાઈ શકતું હોય તેટલી બાજુએથી જ ઇષ્ટરૂપે સમજાશે. આમ સત્યને મતાંતરનું ભય નથી. મતાંતર સહન કરવું એ અતિ ઉદાર બુદ્ધિ અને વિશાલ વિદ્યાપ્રસાદનું ફલ અથવા લક્ષણ છે. ત્યારે લોક એમ સમજે છે કે ટીકા થઈ એટલે જ દોષ સિદ્ધ થયો ! તે ભ્રમ છે એટલું જ નહિ, પણ જેના ઉપર ટીકા નથી થતી તે દોષવાળું છે એમ હોવાનો સંભવ છે. જે ગ્રંથ, જે લેખ, જે ઉક્તિ, વિદ્વચ્ચર્ચાને યોગ્ય થઈ તે, યદ્યપિ મતાંતરગ્રસ્ત હોય તથાપિ, સાર્થ છે, ધન્ય છે, ઉત્તમ છે, વિશુદ્ધ છે.

ત્યારે હવે આપણે ટીકા શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા સમર્થ થઈશું. ટીકા એ શબ્દ પ્રાચીન સમયમાંનો વિવેચન કે વિવરણ માટે રૂઢ હોય એમ જણાય છે. પ્રાકૃત સમયમાં પાશ્ચાત્ય રીતિને અનુસરતાં, જે રીતે ગ્રંથાદિને તપાસવાનો પરિચય પ્રચલિત છે, તેને ટીકા એ નામ ઘટતું નથી. અંગ્રેજીમાં એને "રિવ્યુ" કહે છે ને તેનો ધાત્વર્થ 'પુનરવલોકન' એટલો જ છે. એટલે આપણી ભાષામાં પણ એને આપણે 'અવલોકન' એમ કહીએ, કે એવા જ અર્થના કોઈ શબ્દથી વ્યવહરીએ, તો યથાર્થ છે. એમ કરવાનું બીજું પણ કારણ છે. ટીકામાં જે હોય તેનો જ આશય સ્પષ્ટ કરાય છે. અવલોકનમાં તે ઉપરાંત તે વિષયનું સાંગ સ્ફોટન નિરૂપાય છે. જે વિષય હોય તે જ વિષયને પુનઃ અવલોકી તેનું રૂપ જેવું નિરૂપ્યું કે આલેખ્યું હોય તેવું અન્ય રીતે, પણ મૂલને અધિક પ્રકાશ મળે તેમ, સ્પષ્ટ કરવું એ અવલોકનનો વિષય છે. શબ્દભેદ નક્કી કરતાં, આ પ્રમાણે, આપણે, અવલોકનનો અર્થ પણ જોઈ લીધો. દોષ કાઢવા બેસવું એ અવલોકન નથી, અર્થાત્ અવલોકનનો હેતુ નથી. એટલે સુધી પણ કહીએ કે અમુક રચનાને સારી નરસી જણાવવી એ પણ તેનો હેતુ નથી. અવલોકનનો હેતુ તો માત્ર એટલો જ છે કે પ્રકૃત વિષય જેવો આલેખાયો હોય તેવો સ્પષ્ટ કરતાં તેના ઇતરથા સિદ્ધ થતા સંપૂર્ણરૂપે વાચક આગળ મૂકવો. એમ કરતાં હેયોપાદેય અંશ બતાવવા પડે તેમાં કાંઈ હાનિ નથી, પણ તે બતાવવા એ જ અવલોકનનો હેતુ નથી. બીજી રીતે બોલીએ તો પ્રકૃત લેખકને ઉપદેશ આપવો એ અવલોકનનો હેતુ કે વિષય નથી. તન્નિરૂપિત વિષયને સ્પષ્ટ કરી વાચકોને શુદ્ધ બોધ કરવો એ તેનો હેતુ ને વિષય છે.

ત્યારે એમ કલ્પના થાય કે પ્રકૃત વિષયનો નવીન ગ્રંથ જ લખવો ! ના, એમ કરવામાં જ આપણા આજકાલના કહેવાતા ટીકાકારો ગોથું ખાય છે. પોતાના મનમાં કોઈ વિષયનું રૂપ ગમે તેવું કલ્પેલું હોય તેને અને તે જ વિષય જે રૂપે પ્રકૃત નિરૂપકે ચિતર્યો હોય તેને કાંઈ સંબંધ કરાવવો એ મોટી ભૂલ છે. એ જ ભૂલમાં ટીકા કરવાનું ડોળ રાખનારા વારંવાર પડે છે, ને સૂર્યમાં પણ અંધારું દેખી બીજાને દેખાડવાનો વ્યર્થ પ્રયાસ કરે છે. આગળ લખી ગયો છું કે મતાંતર સહન કરવો એ ઉદાર બુદ્ધિનું લક્ષણ છે. તો વિષયને રૂપાંતરે નિરૂપનારને પણ સહન કરવો એ અવલોકન કરનારનું પ્રથમ અને મુખ્ય કાર્ય છે. પોતે તે વિષયને કેવો નિરૂપત એ બતાવવાનું કામ તેનું નથી, પણ જેવો નિરૂપિત કર્યો છે તેવો શા પ્રકારે કર્યો છે તથા શું રહસ્ય છે એ સમજાવવાનું તેનું કર્તવ્ય છે. એટલા જ માટે આપણાં શાસ્ત્રોમાં અનુબંધચતુષ્ટયનો વિવેક રાખેલો છે. પ્રત્યેક અવલોકનકારે એ ચાર અનુબંધપૂર્વક પ્રતિલેખને અવલોકવો, એટલે ઉક્ત દોષ થવાનો સંભવ પ્રાયશઃ આવશે નહિ. અનુબંધ ચાર છે. વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકાર. વિષય એટલે લેખનો વિષય; સંબંધ એટલે તે લેખ અથવા લેખક અને પ્રતિપાદ્ય વિષયનો સંબંધ; પ્રયોજન એટલે એ લેખની પ્રવૃત્તિનું કારણ; અને અધિકાર એટલે કોને માટે એ લેખ રચાયો છે તે. આ ચાર વાતનો યોગ્ય વિચાર કરી અવલોકન ચલાવ્યું હોય તો પોતાના અભિપ્રાયો અંદર ન આવી જતાં પ્રકૃત વિષયના રૂપને જ સ્પષ્ટ કરવામાં વળગી રહી શકાય, અને એમ અવલોકનકાર પોતાના કૃત્યમાં વિજયી નીવડે. અવલોકનનો હેતુ જ ઉપદેશ આપવાનો છે, અર્થાત્ જે વિષયનો લેખ હોય તે વિષયથી જે લાભ થાય તેને અધિકતર ફલપ્રદ કરવાનો છે. કેવલ "સારું" કે "નઠારું" એમ મત આપવાનું કામ જ તેનું નથી, કેમકે કારણ વિનાનો મત, સારો હોય તથાપિ, બુદ્ધિમાનોને સંતોષ આપી શકતો નથી, ને સકારણ નઠારો હોય તોપણ તેમને તે માન્ય થવામાં નિષ્ફલ થતો નથી. આટલું જ નથી, પણ એવો મત એ તો ગૌણ વિષય છે, ને તે જ્યારે મુખ્ય વિષય, એટલે પ્રકૃત વિષયનું સ્પષ્ટીકરણ તેના અંગે હોય ત્યારે જ આસ્વાદયુક્ત લાગે છે. માટે વિષયનું નવું જ રૂપ પોતે બાંધવા બેસવું કેવલ ભૂલ છે, ને તે તજવા માટે અનુબંધચતુષ્ટય ઉપર લક્ષ રાખી વિવેક કરવો. અનુબંધચતુષ્ટય ઉપર લક્ષ રાખી વિષયનું અધિક સ્ફોટન કરવું એ જ અવલોકન કરનારનો આશય હોવો જોઈએ. એનું પ્રાચીન પ્રમાણ તો એ જ છે કે કોઈ પણ સંસ્કૃત ગ્રંથ હું કહું છું તેથી જુદા પ્રકારની ટીકાવાળો જડતો નથી. માલવિકાગ્નિમિત્ર કે રત્નાવલી કે નાના સ્તોત્ર–તે

પણ અતિ ઉત્તમ ટીકા વડે ઘણાં ગૂઢ ને રહસ્યવાળાં જણાયાં છે, મને લાગે છે કે એ જ ગ્રંથો કે છેક માલતીમાધવ, કે ઉત્તરરામચરિત શાકુંતલાદિ પણ, હાલના "ટીકા" કરનારાઓને સોંપ્યાં હોય તો તેમને ભાગ્યે જ પ્રતિપદ દોષ જડ્યા વિના રહે. અરે! પાણિનીયનાં ટૂંકાં ટૂંકાં સૂત્રથી વ્યાકરણનો ભાષ્યાન્ત અનન્ત ભંડાર કે વ્યાસસૂત્રથી વેદાન્તભાષ્યોનો વિપુલ સમૂહ આમ હોત તો જન્મ પામ્યો હોત! ત્યારે એ જ સિદ્ધ છે કે અવ. લોકનકારનો હેતુ વિષયના અનુબંધને અનુસારે તે વિષયને અધિક સ્પષ્ટ કરવા વિના બીજો છે નહિ, હોય નહિ, હોવો ઘટે નહિ.

બીજી પણ એક શંકા ઊઠશે. શાસ્ત્રસિદ્ધ નિયમાનુસાર વિવેક કરવો એ અવલોકનારને સિદ્ધિપ્રદ છે કે નહિ? આ શંકાના સમાધાન પરત્વે ઐક્યમય હોવું અશક્યવત્ છે. તથાપિ વિસરી જવું જોઈતું નથી કે મહા લેખકોના પ્રયોગ એ જ એ શાસ્ત્રના પણ કારણરૂપ છે; એટલા ઉપરથી જ निरंकुशाः कवयः એ સંસ્કૃત ઉક્તિ અને "લાઈસેન્સ" ઇત્યાદિનો પાશ્ચાત્ય વિચાર બે ઉદ્ભવ્યાં છે. અર્થાત્ સિદ્ધ મહાશયોના પ્રયોગ આગળ શાસ્ત્ર એક સમયે, અસિદ્ધ ગણાય તોપણ બાધ નથી; તથાપિ સૂક્ષ્મ અને વિશાલ અવલોકનશક્તિના પ્રભાવે જે નિયમો અનાદિ ઇતિહાસથી સિદ્ધ માન્યા છે તેમનો અનાદર પણ યોગ્ય નથી. આરંભમાં શાસ્ત્રદષ્ટિએ વર્તવું જ યોગ્ય છે, આવશ્યક છે, સંપૂર્ણ થવાયું હોય તો પછી યથારુચિ જવામાં બાધ નથી. એમાં પણ બે વાત છે. વિષય માત્ર દ્વિપ્રકારે રહેલા છે. સિદ્ધ અને કલ્પિત, અથવા અનુભવવિષય અને વિચારવિષય. જે જે સિદ્ધ વિષય છે, તેમાં તો શાસ્ત્રની શૃંખલાને વળગી રહેવાથી કશો લાભ નથી, ઊલટી હાનિ છે, સિદ્ધ વિષયની શૃંખલા તોડવાથી જ કપિલ, બુદ્ધ, શંકર, ગેલીલીઓ, બેકન, કેન્ટ, આદિ અનેક મહાપુરુષો થયા છે. કલ્પિત વિષયમાં પણ તેમ નથી થયું એમ નથી, પણ તેનાં શાસ્ત્રસંપ્રદાયને વળગી રહેવાથી વધારે લાભ છે.

માઘ કે ભારવિ કવિનાં કાવ્યને ભવભૂતિ કે કાલિદાસનાં કાવ્ય સાથે, કે પોપ અથવા ડ્રાયડનની રચનાને વર્ડસ્વર્થ કે શેલીના તરંગ સાથે સરખાવીએ તો તુરત એમ સિદ્ધ થાય કે શાસ્ત્રશૃંખલા આવા વિષયમાં પણ લાભકારી નીવડી નથી. છતાં જ્યાં કલ્પના માત્ર જ આપણને રસ્તો બતાવવામાં સહાય છે, ત્યાં પૂર્વના અનુભવે સિદ્ધ કરેલા નિયમોનો કેવલ અનાદર ઇષ્ટ નથી. એ અનાદરથી જ ઉત્તમતા સિદ્ધ થાય છે એમ જે સમજવું છે તે સમજણનાં પરિણામ તો આપણને નિત્ય અનુભવાય છે. જે પતંગવત્ લેખલીલા આપણી દૃષ્ટિમર્યાદામાં પ્રતિસૂર્યોદયે ઉદય પામી એ અવિકૃત તેજસ્વીના નૈમિત્તિક અસ્તસમયે નિતાન્ત નાશ પામે છે તે

એનું જ શોચનીય પરિણામ છે. કાવ્ય, તત્ત્વદર્શન, ઇત્યાદિ કલ્પનાપ્રભવ શાસ્ત્રોમાં પ્રાચીન અનુભવ બહુ ઉપયુક્ત થાય છે, તોપણ તેના જ દાસ થવાની ભલામણ, હું પોતે તો, લેખક કે અવલોકનકાર કોઇને કરી શકતો નથી. એક ઉદાહરણથી વાત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરૂં. લોક જાણે છે કે કાંઇ પણ કલ્પવું, ગોઠવવું, એ કલ્પના છે. ચાર પુરુષ, બે સ્ત્રી, અને બે ચાર ગીત, એટલે કલ્પિત કથા, જેને કાદંબરી એ હાસ્યજનક નામથી તેઓ ઓળખે છે, તે થઈ! આવી કથાઓનાં પાત્ર જુઓ, તેમની વૃત્તિ જુઓ, તો તમને હમેશાં કોઇ પણ ગામના ગમે તેવા વિભાગમાં સહજમાં સો વાર નજરે પડે. આવી રચનાથી શો લાભ છે? એનાથી હૃદયમાં કયો વિસ્તાર વ્યાપવાનો છે, બુદ્ધિમાં શી શક્તિ ઉમેરાવાની છે, કે સંસારમાં ઉત્તમાધિકારી ગૃહસ્થપણું ઉદ્ભવવાનું છે? એ વાર્તા તે કલ્પના નથી પણ માત્ર રચના છે. તેમાંનાં પાત્ર ખરાં નથી, પણ ઊભાં કરેલાં છે, કલ્પેલાં નથી.* કલ્પનામાં કાંઇક દિવ્ય શક્તિ છે, કાંઇક આર્દ્રતા છે, કાંઇક રસાયન છે. તેની દૃષ્ટિ જ જે ઇષ્ટ ભાવ હોય તે ઉપજાવવાને, તેમાં જ બીજાને પિગળાવવાને સમર્થ છે. તેની અસર આજીવિત છૂટતી નથી. એવી કલ્પના કરવા માટે શાસ્ત્રાનુશીલનની આવશ્યકતા નથી, પણ જે ક્ષુદ્ર લોક રચના-માત્રને જ કલ્પના ઠરાવી ખ્યાતિ પામવા મથે છે તેમને શાસ્ત્રાનુશીલનથી બહુ અપ્રતિમ લાભ છે. અવલોકનારને તો પાછું અનુબંધચતુષ્ટય ઉપર જઈ તપાસ કરવાનું છે, પણ તેણે કયાં કયાં શાસ્ત્રોને જ વળગવું, કયાં બીજાને જ જોવું, તે આ રીતે સ્પષ્ટ થઈ શકે. તત્ત્વશાસ્ત્રમાં પણ એવું જ છે. પ્રાચીન ઇતિહાસ અતિ લાભપ્રદ છતાં, તેને જ વળગી રહેવું એ ઇષ્ટ નથી. સર્વત્ર નૂતનતાનો ઉદ્ભવ શાસ્ત્રોલ્લંઘનથી થયો છે. પણ તેમ કરવાની શક્તિ શાસ્ત્રા-ભ્યાસથી આવી છે. આમ જ્યારે દ્વિધા નિયમ બતાવ્યો ત્યારે સિદ્ધ એક જ વાત શી છે, કે જેને અવલોકનકાર પકડે? બધામાં સિદ્ધ નિયમ અનુભવ એ જ છે. આ વિશ્વની જેવી રચના છે, તેના જેવા નિયમ છે, તેમાંનાં મનુષ્ય પ્રાણી પદાર્થ ઇત્યાદિની જેવી પ્રકૃતિ છે તેનાથી વિરુદ્ધ કાંઇ પણ વાત ન હોય એ જ તે વાતની યોગ્યતાની પૂર્ણ સૂચના છે. ગમે તેવા સંભવ પણ

---

* આ સ્થલે કોઇને સહજ શંકા થાય કે સ્વભાવ માત્ર અર્થાત્ જેવું છે તેવું જ વર્ણન હોય તે શું નિરર્થક છે? તેમાં બુદ્ધિશક્તિની જરૂર નથી? મારો મત એમ નથી કે તેમાં બુદ્ધિની જરૂર નથી કે તે વ્યર્થ છે. પણ તેમાથી પણ એકત્ર કોઈ ઉચ્ચતર ભાવ ફેલાવ્યો ન હોય તો એ પ્રયાસ કેવલ ચર્વિતચર્વણ હોઈ નિઃસાર છે. જેને અંગ્રેજીમાં "રિયલિસ્ટિક" પદ્ધતિ કહે છે, તે આ પ્રમાણે લેખનશક્તિનો સાર નથી, તેનું એક અંગ છે, ને જ્યાં જ્યાં કોઇ ઉત્તમાભિલાષા કે ઉત્કૃષ્ટ ભાવની એકત્રરૂપે પણ સૂચક નથી, જેવી તે વારંવાર હોય છે, ત્યાં તો નિઃસાર, અધમ જ છે.

શક્ય હોય એ જ તેમને યોગ્ય ગણવાની કસોટી છે. અવલોકનકારને નાના નાના લેખનું અવલોકન કરવાનું નથી, તેને આખા વિશ્વનું, જનસ્વભાવનું, ને અનેક સંભવોનું, સૂક્ષ્મ અવલોકન કરવાનું છે કે જેથી વિવિધ કલ્પનાથી ઉદ્ભવતાં ચિત્રની શક્યાશક્યતાનો વિવેક કરી તેમાંથી તે સાર કાઢી શકે. સિદ્ધ કે કલ્પિત શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ વિશ્વના ચમત્કાર કે સંભવનો ખુલાસો આપવા માટે જ છે. એક સરસ કાવ્યથી માંડીને તે રસાયન કે ખગોલ કે ભૂસ્તરના શોધ પર્યંત કે તત્ત્વજ્ઞાનનાં રહસ્ય પર્યંત પણ હેતુ તેનો તે જ છે. તો એ હેતુ પાર પાડવામાં જે જે સંબંધ જે જે સંભવ કે સિદ્ધ અનુભવ યોજ્યા હોય તેમને માત્ર શક્યતાના ધોરણથી તપાસવા; અને એમ કરતાં તે સંભવોની યોજનાથી ચાલતી વિશ્વરચનાને સમજવામાં એક અતિ અલક્ષિત અંશે પણ સહાય મળતી હોય, ચાલતી નિકૃષ્ટ પ્રવૃત્તિને ઉત્કૃષ્ટ કરવામાં સહજ પણ માર્ગ બતાવાતો હોય, તો તે મુખ્ય રીતે સ્પષ્ટ કરી પ્રયત્નને સાર્થ ગણવો. ત્યારે શક્યતા અને ઉપયોગ એ બે જ વાત, અનુબંધચતુષ્ટય ઉપરાંત, અવલોકનકારે લક્ષમાં લેવાની છે. દેશકાલાદિ જે જે વિચાર છે તે શક્યતામાં જ અંતર્ભૂત છે, ને એ શક્યતા તથા ઉપયોગ ઉભયને પ્રાચીન શાસ્ત્રકારો ઔચિત્ય એવું એક જ રમણીય નામ આપે છે.

શાસ્ત્રસિદ્ધ નિયમો પણ દેશકાલગત ઔચિત્યને વશ છે; કેમકે શાસ્ત્રનો ઉદ્ભવ જે અનુભવથી થાય છે, તેના પ્રયોગ આ અઘટિતઘટનાપટીયસી માયામાં નિત્ય નવા નવા ચાલતા જ છે. એવાં ઘણાં ઉદાહરણ મળી આવે કે જ્યાં અનેક પ્રાચીન નિયમ અર્વાચીન સમયે બદલાઈ ગયા હોય છે. એક નાટ્યશાસ્ત્રમાં જ લઈએ તો પ્રસ્તાવનાનો જે આવશ્યક નિયમ "નાસૂચિતં વિશેત્પાત્રમ્" એ ભરતમતાનુસાર હતો, તે હવેની રંગરચના જોતાં બહુ જરૂરનો નથી. એમ જ નવીન રંગરચનાએ "પ્રવેશ" પાડવાનો યોગ દાખલ કરાવ્યો છે તે આવશ્યક અને યોગ્ય જ છે. વળી, નાટકાદિ પરત્વે પણ નિર્વહણસંધિમાં કરુણ ન જોઈએ અથવા અદ્ભુત ન જોઈએ આવો જે શાસ્ત્રપ્રચાર છે તે વર્તમાન સમયને ક્વચિત જ સુશ્લિષ્ટ લાગે તેવો છે. કાવ્યાદિ પરત્વે આવું છે એમ નથી પણ શાસ્ત્રમાત્રમાં એવું છે એટલે અવલોકનકારે કેવળ શાસ્ત્રબદ્ધ થવું અનેકવાર હાનિકારક છે.

શાસ્ત્રશૃંખલાને ક્યાંસુધી સ્વીકારવી એ સમજાવતાં આપણે ઔચિત્યનો વિચાર નિયામક ઠરાવ્યો. એ ઔચિત્યને અંગે જ એક બીજો વિચાર પેદા થાય છે. લેખમાત્રમાં જે કથાકાવ્યનાટકાદિ વિષયના લેખ છે તેમાંના પાત્રોના વર્તનાનુકૂલ ફલ પરત્વે ઘણા ભિન્ન ભિન્ન વિચારો છે. આમાં મારું અધીન મત તો એ જ છે કે ઔચિત્યભંગ થતો હોય તો કોઈ અદ્ભુત

કાલ્પનિક નિયમને વળગી વસ્તુયાથાત્મ્ય બગાડવાની જરૂર નથી. "પોયટિકલ જસ્ટિસ" ( કવિકલ્પિત ન્યાય ) એ સારાને સારું, નઠારાને નઠારું, એમ જ આણવામાં રહ્યો છે, ને તે યોગ્ય છે, પણ તેમાંએ વાસ્તવિક ન્યાયથી વસ્તુગત્યા જે થતું હોય તેને ઉલટાવી નાખી એક એ ન્યાયની જ ખાતર અકલ્પિત કલ્પના કરવી એ ઔચિત્ય નથી. આ ઔચિત્યને કેટલાક આધુનિકોએ એટલે સુધી તાણી મૂક્યું છે કે જે લેખમાં કાંઈ પણ અનાચારની નોંધ હોય, અનાચાર નહિ પણ સંસારના મૂલભૂત સ્ત્રીપુરુષના સંબંધની સદાચારની નોંધ હોય, તે લેખ ઔચિત્ય વિનાનો છે! આમ સમજનારાએ જાણવું જોઈએ કે સંસાર કાંઈ દેવથી ભરેલો નથી ને જો કે આપણે તેને તેવો કરવા ઇચ્છીએ છીએ તો પણ ઇચ્છા પાર પાડવા માટે સદ્ગુણમાત્રનાં જ ચિત્રના સ્વાદ જોડે દુર્ગુણનાં દુઃખની ભીતિ પણ બતાવવી પડે છે. કવચિત્ એમ થાય છે કે કેવલ દુરાચારમય વર્તન અને તેનાં પ્રત્યક્ષ નહિ પણ સૂચિત પરિણામથી જ ગ્રંથસમાપ્તિ થતી હોય છે, પણ તેટલાથી તે લેખ અધમ ગણવો કઠિન છે. અનુબંધ પરત્વે ઔચિત્યનો એમાં ભંગ ગણાય નહિ. આવા ભેદમાં જ પાશ્ચાત્ય અને અત્રત્ય લેખની પદ્ધતિનો ભેદ છે. આપણા કવિનાં પાત્રો ઉત્તમ તે ઉત્તમ જ—અલૌકિક. પાશ્ચાત્યનાં સામાન્ય, જનસ્વભાવની જ પરાકાષ્ઠા. ઉત્તમ દૃષ્ટાન્તથી ઉત્કૃષ્ટતા માત્રનો જ બોધ કરવો એ આપણા લેખકોનું પ્રવૃત્તિનિયામક છે, અધમતાનાં દુષ્ટ પરિણામથી પણ ભીતિ પમાડી સન્માર્ગ બોધવો એ પાશ્ચાત્ય લેખકોનું છે. હું જાણું છું કે ઉભયનું મિશ્રણ લાભકારી છે, કેમકે એકથી જો કેવલ આ સંસારની પારનાં માણસ તૈયાર થાય છે તો બીજાથી કેવલ નિકૃષ્ટ પ્રવૃત્તિ જ અયોગ્ય અધિકારીઓ ગ્રહણ કરે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે લેખનો એકત્ર હેતુ સામાન્ય પ્રવૃત્તિ કરતાં ઉચ્ચતર પ્રવૃત્તિ ને તેથી ઉચ્ચતર સુખ બોધવાનો છે તે લેખમાં અન્યોન્ય વિષમતાના પ્રદીપન માટે યદ્યપિ શુભાશુભ ચિત્રોનો યોગ હોય તથાપિ તેમાં ઔચિત્યભંગ થતો નથી. આમ વિચાર કરી અનેક રીતે અવલોકન કરનારે નિર્ણય કરવાનો છે. એકાન્તશુદ્ધ કે એકાન્તદુષ્ટ એવી કોઈ વસ્તુ નથી. વસ્તુમાત્ર અધિકાર પરત્વે શુદ્ધ અશુદ્ધ ઉભય કે અનુભયરૂપે જણાય છે, પણ અવલોકન કરનારનું તો એ જ કર્તવ્ય છે કે અશુભમાંથી શુભને ફેલાવવું, નિઃસારમાંથી સાર સમજાવવો, સંસારને સ્વર્ગ કરવો.

ઘણાક અવલોકન કરનારમાં એક બીજો પણ દોષ નજરે પડે છે. તેઓ સમગ્ર ચિત્રને વિલોકી શકતા નથી; તેના કોઈ એક દેશને ગ્રહણ કરી વિચાર આપવા વળે છે. આપણે જાણીએ છીએ કે મનોહર સુંદર ચિત્ર, હૃદયના મર્મભેદક ભાવના આવિષ્કારયુક્ત વદનવાળું ચિત્ર, તે બનેલું તો અનેક

રંગના લીટાલીટાનું જ હોય છે. એનાથી જે અસર થાય છે તે કહી શકાતી નથી કે તેના ચક્ષુના ભાવથી થાય છે, કે તેના વદનની આકૃતિથી થાય છે, કે તેની સ્થિતિના મરોડથી થાય છે। તથાપિ તે પ્રતિવસ્તુ જુદી જુદી લઈએ તો કાંઈ અસર કરતી નથી, કવચિત્ તુચ્છત્વનો વિચાર પ્રેરે છે. સમગ્ર જોતાં હૃદયમાં કેવાં ભવ્યતા, પ્રીતિ, તન્મયતા, આનંદ ઉદય પામે છે! લેખકોનાં પરિણામ પણ ચિત્ર જેવાં છે. ચિત્રનો ચીતરનાર, તેની પીંછી, તેનો રંગ, કે ચિત્રના ભિન્ન ભિન્ન અવયવ, એ બધું જેમ વિસરી જવાનું છે, તેમ લેખનું પણ જાણવું. સમગ્ર ચિત્ર માત્ર જ કેવું છે? સમગ્ર વિષયનિરૂપણ કેવું છે? આટલો જ વિચારવાનો વિષય છે, ને તે વિચારનું ફલ બીજાને સ્પષ્ટ રીતે સમજાવવું છે. જેનો સ્વભાવ નિંદા કરવાનો હોય, જેને જાણી જોઈને દોષારોપમાં જ પ્રીતિ રાખવી હોય, તેને તો સુલભ માર્ગ છે, ચિત્રની રેખ રેખ લેવી એટલે તે પોતાને તેમ જોનારને કોઈને સુંદર, સુશ્લિષ્ટ કે શુદ્ધ લાગવાની નહિ. કાંઈ ન ચાલે તો ચિત્રકારને જ વળગવું એટલે નિંદાનો પ્રસંગ સંપૂર્ણ રીતે મળશે. મારો આ સ્થળે મનુષ્યાવલોકન માટે લખવાનો હેતુ નથી, કેમકે તેને માટે શાસ્ત્રોના થોકથોક લખાતાં પણ પાર આવ્યો નથી, છતાં એટલું તો કહેવા ઇચ્છું છું કે આચાર અને વિચાર એ બે વાત એક હોય એ તો ઉત્તમ છે. પણ તેમ ન હોય તો એ આચારની વિરુદ્ધતાને લીધે, ક્ષણસુખલોલુપ જનસ્વભાવમાં વિચાર પણ ખોટા ઠરતા નથી. વિચાર પ્રમાણે આચાર ન રાખનારને બીજાની નિંદા કરવાનો હક નથી. પણ યોગ્યાયોગ્ય વિચાર આપવાનો તો છે. આપણા વિચાર આપણા ઐશ્વર્યનો અંશ છે. આપણો આચાર આપણા મર્ત્યત્વનો અંશ છે. ઐશ્વર્ય અધિક અસર કરનારું ને નિત્ય છે. મર્ત્યત્વ થોડાક જ ભાગમાં અસર કરનાર અને અનિત્ય છે. મનુષ્ય માત્ર પરત્વે જ્યારે આમ છે ત્યારે તે નિયમ લેખકોના લેખ જોતાં તો જરા પણ વિસરવો જોઈતો નથી. એવી દોષ આરોપવાની પ્રવૃત્તિ નિરર્થક, નિષ્કારણ છે, ને તેનું કારણ અને કાર્ય તે પોતે જ છે. એનાથી કોઈને લાભ નથી, ને તેવી પ્રવૃત્તિ ન થઈ હોત તો હાનિ નથી. અવલોકનકારે આ વાત બહુ જ લક્ષમાં રાખવાની છે. એટલી લક્ષમાં રાખવાની છે કે જ્યાંસુધી તેને સમગ્ર ચિત્ર વિલોકી સમજતાં આવડતું નથી ત્યાંસુધી તે અવલોકનના કાર્યને જ લાયક થયો નથી.

આ બધા નિયમો સામાન્ય રીતે સર્વના જાણવામાં છે, પણ થોડા જ તેને પાળે છે. લોકપ્રીતિ, કીર્તિ, માન એ એવી અદ્ભુત વસ્તુ છે કે જ્યાં તેનો આપણે સ્વપ્નામાં પણ અવલંબ ધારતા હોઈએ ત્યાં જ તે હાજર હોય છે. ઉદાર નિઃસ્વાર્થના ઉજ્જ્વલ પ્રકાશથી માંડીને તે કેવલ સ્વાર્થમગ્ન પાતક-

ગૃહના અંધકાર સુધી પણ તેની મર્યાદા સર્વોપરિ વર્તે છે. જેમ અસંખ્ય અંધકારપતંગ એ દીપમાં ઝંપલાવે છે, તેમ તે પતંગને ભક્ષણ કરવાનું સામર્થ્ય જણાવવામાં જ શક્તિની સિદ્ધતા દાખવનારા તે દીપ પાછળ અસંખ્ય ભમે છે. ઉભયનાં ઉત્પત્તિ ને લય સાથે જ થાય છે; પણ ક્ષુદ્ર મગજને એ લિપ્સા સહજમાં થાય છે કે અન્યના દોષ દેખાડવાથી તે મારાથી નિકૃષ્ટ ગણાશે ને એમ હું ઉત્કૃષ્ટ થઈશ. મિથ્યા આશા! એમાંનું કાંઇ થતું નથી, ને નિકૃષ્ટનું ફલ નિકૃષ્ટ જ આવે છે. કેટલાક એવા પણ હોય છે કે પ્રકાશમાન મહાજીવની પીઠે વળગી પ્રસિદ્ધિ શોધે છે, પણ તેમનો વિનાશ તે પ્રકાશના અનાદરરૂપ અગ્નિમાં જ સહજે થાય છે એ આગળ કહેલું જ છે. આવાં ફાંફાં મારવા છતાં લોકપ્રીતિ શું છે? કેવલ ધૂમનો બાચકો. લોકમત છે તે મેઘધનુષ જેટલા રંગનું બનેલું છે, ને તેટલું જ ક્ષણિક છે. તેને ધોરણે વર્તનારનું વર્તન અને તે વર્તનનાં ફલ પણ તેવાં જ અનિયમિત અને ક્ષણિક થાય છે. કિંબહુના આજના માનિત પુરુષો કાલના અવમાનિતમાં પડે છે, ને લોકપ્રીતિના અભિષેકનું જલ સુકાતા પૂર્વે જ તે પદભ્રષ્ટ થાય છે. લોકમતને અનુસરનાર એમ પરિતાપ, પશ્ચાતાપ ને નિષ્ફલતા ભોગવે છે. પોતાનું હૃદય અને અસ્ખલિત અનાદિસિદ્ધ વિશ્વનિયમ એ જ ઉચ્ચાભિલાષાનાં પ્રવૃત્તિનિમિત્ત છે ને અવલોકનકારે કે ગ્રંથકારે સર્વેએ તેને જ વળગવામાં સ્વાર્થ માનવાનો છે. વળી, જે ન્યાય કરવાની ઇચ્છા રાખે છે, જે અવલોકન કરવાનું અભિમાન ધારે છે, તેણે તો "હું અને મારું" એ વાત અત્યંત વિસરી જવી જોઈએ, અર્થાત્ દોષદષ્ટિમાં સંતોષ ન માનવો જોઈએ, ગુણનિરૂપણમાં જ પ્રીતિ રાખવી જોઈએ. કોની પ્રવૃત્તિ લક્ષમાં લેવી? એક ક્ષણ માત્રમાં જ ઉત્પત્તિ સ્થિતિ લય ત્રણે અનુભવનાર પંતગની? તેમાં પણ સમાનજાતીય પતંગે પતંગનું તો ઠીક જ છે, પણ અવલોકન કરનાર કરાવનાર સૂર્યે તેના ઉપર દષ્ટિ કરવા નીચા નમવું? એમ કરનારા અવલોકનકાર ગણાય જ નહિ.

આપણી ભાષામાં આજકાલ અનંત લેખકોની પ્રવૃત્તિ જાગી છે, તેમાંની જે જે નિકૃષ્ટ પ્રવૃત્તિ છે તેથી ઉત્કૃષ્ટને પણ લોકો ઓળખી શકતા નથી. માટે કોઈ અવલોકન કરનારની આવશ્યકતા છે એવું સામાન્ય લોકમત છે. આ વાત બહુ ઉચિત છે, ને એમ થવાની આવશ્યકતા છે. પરંતુ આ સ્થલે જે અલ્પ વિવેક કર્યો છે તેથી સિદ્ધ જણાશે કે અવલોકન શું છે, ને તે કેમ અને કોણે કરવું. એ વાત જો યથાર્થ રીતે ન સમજાય તો જેટલા લખનારા છે તેટલા અવલોકન કરનારા પણ ભલે ઉભરાય; એથી કશો લાભ થવાનો નથી. હાનિ તો સ્પષ્ટ જ છે.

'પ્રિયંવદા': મે-જુલાઇ-ઑગષ્ટ, ૧૮૯૦.

## ક્લાન્ત કવિ[1]

આ નામનું નાનું ખંડકાવ્ય અમને ઘણા વખતથી મળેલું છે, પરંતુ તે ઉપર અમે આજસુધી કાંઈ નથી બોલ્યા તે તેનો અનાદર કરીને નહિ પણ એ કાવ્ય જેવો વિષય અમારા આ કાવ્યના રચનારે અમારા ઉપર 'વિજ્ઞાનવિલાસ' તથા 'ગુજરાત શાળાપત્ર'માં આવેલી ટીકાના જવાબમાં જે લખાણ કર્યું છે તે મોકલતાં એમ વિનંતિ કરેલી કે તમારે તમારો અભિપ્રાય જરૂર જણાવવો, તથા તે પછી પણ વારંવાર એ વાત અમને સૂચવેલી તેથી આજ કાંઈક લખવાની ઇચ્છા ધારી છે. વર્તમાનપત્ર અને ચોપાનિયાં ફક્ત છપાઈ બંધાઈને જરા સારા આકારનાં થઈ બહાર પડ્યાં માટે તેમાં લખાય છે તે બધું સિદ્ધ વાક્ય છે એમ માનવાનું કાંઈ કારણ નથી. ગૂજરાતમાં લખનાર વર્ગની સ્થિતિ વિલક્ષણ છે. હાલમાં આપણા ભાઈઓ એમ સમજતા જણાય છે કે જો કાંઈ ધંધો ન મળે તો જે મગજમાં આવે તે બે વાતો લખીને ચોપડી ચોપાનિયાં વેચી ખાવાં એ પણ એક વેપાર છે ! આમ છે ત્યારે તેવા લોક ગમે તેવા ડોળ ઘાલીને સારા વિદ્વાનોને ખોટાં કે ખરાં સર્ટિફિકેટ આપે તેથી ખરા લખનારે બિલકુલ નિરાશ થવાનું નથી. અમે કાલિદાસનું आपरितोषाद्विदुषां એ વાક્ય વિસરી જતા નથી. પણ જે વિદ્વાનોને સંતોષ થવાથી કાવ્યની કૃતાર્થતા છે તેવા તો ગૂજરાત શાળાપત્રના અધિપતિ રા. નવલરામભાઈ જેવા થોડા જ હશે. આ કાવ્ય માટે રા. નવલરામભાઈએ પોતે જ ગૂજરાત શાળાપત્રમાં આપેલો અભિપ્રાય લખ્યો હોય એમ માનવાની પણ અમને હાલ તો મરજી નથી.

આમ છતાં અને ગ્રંથકર્તા પોતાનું ચિત્ત જાતે સમજવા છતાં શા માટે નિરાશ થઈ ખરું ખોટું કરાવવાનો આગ્રહ કરે છે ? જે ખરા ચિત્તવાળા છે તે તો લખ્યા જ જાય છે—લોકો કાલાંતરે પણ તેમની ગણના કર્યા વિના રહેતા નથી, કેમકે આ વિશાલ ભૂમિમાં કાલાન્તરે પણ કોઈ એક રસિક કે સુજ્ઞ ન નીકળી આવે એમ તો બને જ નહિ. અમારા હાથમાં જે ખંડકાવ્ય છે તેમાં સો શિખરિણી છંદની અંદર જુદા જુદા વિષયનું મેલન કરી પ્રેમનો, જ્ઞાનનો, કાવ્યનો કે વિશ્વવર્ણનનો વિષય સમાવેલો છે. આખું કાવ્ય જોઈ જતાં કર્તાના મનમાં પ્રેમનો સંસ્કાર શુદ્ધ રૂપે અને દૃઢ પડેલો જણાય છે, તેમજ શ્રી શંકરાચાર્યના વેદાન્તનો પણ ભાસ ધીમે ધીમે પ્રવેશ કરી પ્રેમને બ્રહ્મભાવમાં પરિણામ પમાડતો નજરે ચડે છે, ભવભૂતિના

---

૧ લેખક બાળાશંકર ઉલ્લાસરામ કથારીયા

ઉત્તરરામચરિતના ઊંચા પ્રેમ સાથે શંકરાચાર્યની આનંદલહરીના મહામાયા-રૂપના રસિક પ્રમોદનો સંસ્કાર ઝાંખો ઝાંખો પણ ઠીક મિશ્ર થયેલો જણાય છે. આ બે વિષયને મેળવીને સમાનતાએ લખવાની પ્રસિદ્ધ રૂઢિ ફારસી તથા તે પરથી ઉર્દૂમાં ઘણી છે, ને તેનો જ મુખ્ય સંસ્કાર જેમ કવિને બેઠો હોય નહિ તેમ અમને વારંવાર લાગ્યાં કરે છે. ફારસી કાવ્યો વગેરેમાં જેમ પ્રેમાંશ કાંઈક તરતો અને જ્ઞાનાંશ કાંઈક ઢંકાતો ચાલ્યો આવે છે, તેમ આ કાવ્યમાં પણ જણાયા વિના રહેતું નથી. વાસ્તવિક રીતે જોતાં આ કાવ્ય આ બે વાત ઉપર જ લાગુ થઈ શકે છે, પ્રેમ કે જ્ઞાન. કવિએ વિશ્વલીલાવર્ણનનો તથા કવિતા અને કવિ વિષયના અર્થોનો જે આરોપ ૬૫મા છંદમાં કર્યો લાગે છે, તે ઠીક છે; પણ કવિ–કવિતા એ પતિ–પત્નીમાં એટલે પ્રેમમાં, અને વિશ્વલીલા એ પ્રેમ જ્ઞાન ઉભયમાં સમાઈ જાય છે: કેમકે પ્રેમનું તેમ જ જ્ઞાનનું પણ આલંબન વિશ્વ જ છે; અને કવિ–કવિતા કે પતિ–પત્ની કે ગમે તેમાં પણ રૂપ પ્રેમનું જ છે. આ વિષયો એટલા ગહન છે કે તેનો બોધ સર્વાંશે પૂર્ણરૂપે થવો એ વિરલ છે. તથાપિ યોગ્ય અધિકારીઓ અમારા કહેવા પ્રમાણે આ કાવ્યનો વિષય સમજશે તો કોઈ કોઈ ઠામે ભાસતા દોષ વાસ્તવિક ઠરશે નહિ.

આપણી ભાષામાં આજસુધી ઘણાંખરાં કાવ્યો ફક્ત અલંકારથી કે બીજી કોઈ પરચૂરણ ચતુરાઈથી દીપાવેલાં જોવામાં આવ્યાં છે. કાવ્યમાત્રના જીવરૂપ રસમાત્રનો જ આશ્રય લઈ કાવ્ય રચવાનો કાંઈક પ્રયત્ન કવિ નર્મદાશંકરમાં જણાયો છે તથા અમને પણ તેવાં જ કાવ્ય પૂરાં ઉદ્‌ભેદક જણાયાથી અમે તે માર્ગ પ્રસિદ્ધ રીતે સૂચવ્યો છે ને એટલું વિશેષ પ્રતિપાદન કરવા મહેનત કરી છે કે જો આ રસમાત્રને પરમ રસના રૂપાંતર તરીકે બતાવાય તો પ્રયત્નમાં વધારે શોભા અને સફલતા છે. આ ખંડકાવ્ય આવા પ્રયત્નવાળું હોવાથી અમને બહુ પ્રિયકર છે. ભાષા તથા રચના પણ એકંદરે સરસ, પ્રૌઢ, અને સંસ્કારવાળાં જણાય છે. આ સર્વ ઉપરથી લખનારે પોતાનું કવિત્વ સિદ્ધ કરી આપ્યું છે એમાં સંશય નથી.

'પ્રિયંવદા': મે, ૧૮૮૬.

# નિબંધ રીતિ[1]

આજકાલ ગૂજરાતમાં દેશી પરદેશી લખનારાની સંખ્યા એટલી વધી પડી છે ને તેમણે એટલા ને એવા એવા ગ્રંથ લખવા માંડયા છે કે, જો ગ્રંથની સંખ્યા માત્રથી જ કોઈ દેશની વિદ્વત્તાનું માપ થઈ શકતું હોય, તો ગૂજરાત મુંબઈ ઈલાકામાંના સર્વ ભાગમાં પ્રથમ પંક્તિએ આવવું જોઈએ. પણ સર્વને જાણીતી વાત છે કે, મરાઠી ભાષામાં જે પદ્ધતિના ગ્રંથો લખાયા છે ને લખાય છે, તથા મહારાષ્ટ્રી લોકને જે શોખ પેદા થયો છે, તેનો પંદરમો અંશ પણ ગૂજરાતમાં નથી. નકામાં ચીથરાં કોઈ રાસડા કોઈ તેવાં ભવાઈ જેવાં નાટક, કોઈ ગરબા કે કોઈ નિર્જીવ વાતો એમ ભાતભાતના ગ્રંથ લખાઇ લખાઈ જથાબંધ બહાર પડે છે—તે સર્વ તરફ જોતાં કાવ્ય તે શું, લખાણ તે શું, ભાષા તે શું કે વિચાર તે શું એ જાણે સર્વ ભૂલી ગયા હોય તેવો દેખાવ નજરે આવે છે. ઈશ્વરે પગ આપ્યા છે તો ચાલવું, હાથ આપ્યા છે તો તે ચોતરફ ફેરવવા, પછી ખોટે રસ્તે કે ખરે રસ્તે; તેમ મોં આપ્યું છે માટે ગમે તે પણ બોલવું ને તે બોલેલું જો બે ચાર કે સો બસે પાનાંની ચોપડી બન્યું તો પછી કવિ, ગ્રંથકર્તા વગેરે થવામાં વાર જ નહિ! આવા ફોકટિયા આજકાલ—નિરર્થ વ્યાપાર હોય તેમ—સરસ્વતીને લજવવા બેઠા છે, ને પોતાની અંધતામાં વળી સામાને પણ અંધ દેખી કોઇ ખરા વિદ્વાનને પણ પોતે મહાજ્ઞાની હોય તેમ હસી કાઢવા ચૂકતા નથી! આવા વખતમાં યોગ્ય વિદ્વાનો સમજીને જ પોતાની કલમ દબાવી રહ્યા છે. પણ તેમાં કોઈ કોઈવાર રા. નવલરામભાઈ જેવા સમર્થ લખનાર દર્શન આપે છે, તે જોઈ અમારા હૃદયને પરમ સંતોષ થતાં આનંદ થાય છે, કે ગૂજરાતની સેવા કરનાર વીર પુરુષો પ્રયત્નથી કંટાળ્યા નથી.

ગ્રંથ લખવામાં ને તેમાં વિશેષે કરીને વિવેચનરૂપ ગ્રંથ લખવામાં કેવો વિચાર રાખવાની જરૂર છે, એ આ લઘુ ગ્રંથથી કાંઈક સમજાય છે. એનાં ચાર પ્રકરણ પાડેલાં છે, તેમાંનાં પ્રથમ ત્રણમાં, નિબંધની રચનાને લગતી સૂચનાઓનો સમાવેશ છે, તથા છેલ્લા પ્રકરણમાં તે સૂચનાઓને અનુસારે કેટલાએક વિષયનાં નિબંધયોગ્ય સ્વરૂપ ચીતરી આપવા પ્રયત્ન કરેલો છે. ગ્રંથ મુખ્ય કરીને મહેતાજીઓ વગેરે પરીક્ષા આપનાર શિખાઉઓ માટે ધારેલો છે. તથાપિ તેમાંથી પુખ્ત વય અને અનુભવવાળાને પણ લેવા યોગ્ય બિના કેટલીએક છે.

---

1 રચનાર રા. રા. નવલરામ લક્ષ્મીરામ

નિબંધમાં વિચાર અને ભાષા એ ઉપર સમાન ધ્યાન આપવાનું બતાવી, પરીક્ષા સંબંધના નિબંધોમાં ભાષાનું પ્રાધાન્ય કહ્યું છે, પણ સામાન્ય નિબંધ માત્રના વ્યવહાર પરત્વે તો એમ નિશ્ચયપૂર્વક જાણવું કે, ન્યાયપૂર્વક અવલોકનવાળા વિચાર એ જ નિબંધનું સ્વરૂપ છે. વિચારની નિર્બળતાની ખોટ ભાષાના કોઈ પણ ચમત્કારથી પુરી પડનારી નથી; ને આ કારણથી જ આપણા ગૂજરાતમાં લખાણોના સંબંધમાં મોટી ભૂલ થતી ચાલી આવે છે. લખતાં એટલે કે વ્યાકરણથી શુદ્ધ ભાષામાં પોતાના વિચાર દર્શાવતાં આવડ્યા, એટલે સર્વ એમ જ સમજે છે કે હવે કવિ, નિબંધકાર, ભાષણકાર કે ગમે તેવા લખનાર થવામાં હરકત નથી. આ કેવળ ભૂલ છે. સર્વ જાતિના લખાણપક્ષે ભાષા ગૌણ અને વિચાર અથવા રસ મુખ્ય છે.

ભાષા અલબત્ત એવી હોવી જોઈએ કે જેમાંથી શિષ્ટ લોકને અર્થ સમજાઈ આવે. પ્રથમ શબ્દ અને તેની અમુક અર્થ બતાવવાની શક્તિ નક્કી કરે છે, જેમકે પ ને ઉ કાર જોડી સાથે ર લખીએ તો એ વર્ણસમુદાય કોઈ ઘણાં ઘર વગેરેના સમૂહનું નામ સર્વથી સમજાય છે. શબ્દ માત્રના આવા અર્થને અભિધા અથવા મુખ્યાર્થ અથવા વાચ્યાર્થ કહે છે. શબ્દ વિષે આ પ્રકારના અર્થ જણાવવાના સંકેત ઘડાવા એ કેવળ જનસમૂહમાં ચાલતી રૂઢિને અધીન છે. જ્યારે શબ્દનો મુખ્ય અર્થ લગાડતાં કોઈ વાકય બરાબર બેસે નહિ ત્યારે બીજો અર્થ કલ્પવો પડે છે. જેમકે ગામમાં ધાડ પડી એમ સાંભળતાં જ પચાસ ઘોડું તૈયાર થઈ ગયું; અહીં ઘોડું શબ્દથી ફક્ત ઘોડા જ કહેવાથી અર્થ બેસતો નથી. ઘોડાસહ વર્તમાન સિપાઇ સમજવાથી બેસે છે. આ રીતિના અર્થને લક્ષણા કહે છે. જ્યારે કોઈ શબ્દસમુદાયથી કે શબ્દથી અભિધા અને લક્ષણા ઉભયથી જુદો પણ આનુમાનિક અર્થ થઈ આવી રમણીયતા સંપાદન થાય ત્યારે વ્યંજના શક્તિએ થયો એમ જાણવું. પ્રવાસ કરતા પતિને સ્ત્રી કહે છે કે "જવું હોય તો જાઓ, પણ તમે જ્યાં જાઓ ત્યાં જ મારોએ જન્મ થજો." આમાં તમારા જવાથી હું મરી જઈશ એવો જે આનુમાનિક અર્થ સૂચવ્યો છે, એ જન્મ શબ્દની વ્યંજનાશક્તિના બળથી છે. આવી શક્તિવાળા શબ્દોનો સમુદાય તે વાક્ય. વાક્ય સાર્થક થાય માટે રા૰ નવલરામભાઈ ચાર ગુણની આવશ્યકતા જણાવે છે. આ ચાર ગુણ જણાવ્યા છે તે પ્રમાણે નિબંધના વિષયને માટે ટૂંકામાં સારા સમાવેશથી અર્થ સંપાદન કરે છે, પણ એમાં ન્યાય અને સાહિત્ય ઉભયનું સંમિશ્રણ છે. વાકયનો અર્થ જાણવા માટે તો વાકયમાંના શબ્દોનો વ્યાકરણપૂર્વક સંબંધ (આકાંક્ષા), બતાવેલા અર્થની સ્વાભાવિકતા સહિત ધારેલો અર્થ (યોગ્યતા) અને

શબ્દોનું સામીપ્ય (સન્નિધિ) એ ત્રણ છે. આ રીતે જોતાં શુદ્ધિ અને યોગ્યતા એ બે જ વાક્યાર્થ જણાવવાને પૂરતાં છે. આવી રીતિનાં જે વાક્ય થાય તે સહજ સમજાય તેવાં છે કે કઠિન છે, તેમાં ગ્રામ્ય શબ્દો છે કે નથી, એ વગેરે વિષય સાહિત્યનો છે. નિબંધકારને તો ઉભયની જરૂર છે માટે રૂઢિ અને સુવર્ણતા (જેને માટે અગ્રામ્યતા અને પ્રસાદ એમ લખ્યું હોત તો વધારે પારિભાષિક ગણાત) એ ઉભયની પૂર્ણ જરૂર એવી હોવી જોઈએ કે, જે ભાષા તે હોય તે ભાષાના શિષ્ટ બોલનાર જુદા જુદા પ્રાંત પરગણાંના છતાં પણ સામાન્ય રીતે સમજી શકે. આમ થવા માટે દેશ્ય શબ્દો કે ગ્રામ્ય શબ્દો તજવાની જરૂર છે. સર્વસામાન્ય શબ્દો જ લેવા અને તેનો ઉપયોગ કરવો. સંસ્કૃતમય કે ફારસીમય ભાષા કરવાનો પ્રયત્ન વ્યર્થ જ છે, પણ સંસ્કૃત મૂલ પર ગયા વિના શિષ્ટ ભાષા બનતી નથી. પારિભાષિક શબ્દોને બદલે નવાં સંસ્કૃત કે ફારસી ટાયલાં ઉઠાવવાં એ ભાષાને નુકસાનકારક વિદ્વત્તાનો ઢોંગ માત્ર છે, પણ ચાલતી ભાષામાં વપરાતા મૂલે સંસ્કૃત પણ હાલ ભ્રષ્ટ થયેલા શબ્દોને જ્યાં ઝાઝી ગરબડ પેદા કર્યા સિવાય બને એમ હોય, ત્યાં શુદ્ધ રૂપે લખી વિદ્વાનોએ અનાયાસસાધ્ય તેવી રૂઢિ પાડવામાં ઝાઝો બાધ જણાતો નથી; ઊલટો શિષ્ટ ભાષાના બંધારણને લાભ છે. આ પ્રમાણે રચાયેલી ભાષા તેમાં જણાવેલા અર્થને અનુકૂળ હોવી જોઈએ. સુવર્ણતાના ગુણને "અર્થ સાથે કાંઈ સંબંધ નથી" એમ કહી શકાય નહિ. સુવર્ણતાનું જે વર્ણન કર્યું છે તેથી સ્વરૂપે સિદ્ધ થતો પ્રસાદ ગુણ, સાહિત્યકારોએ રસને આશ્રયે અર્થાત્ અર્થને આશ્રયે માનેલો છે. લખાવટના ત્રણે મુખ્ય ગુણ ઓજસ્, માધુર્ય અને પ્રસાદ રસને એટલે અર્થને જ આશ્રિત છે. સર્વ પ્રકારનાં લખાણમાં પ્રસાદ હોવો જ જોઈએ, અર્થાત્ શિષ્ટ લોકને ઝટ સમજાય તથા પ્રિય લાગે તેવું દરેક લખાણ હોવું જ જોઈએ, નહિ તો ક્લિષ્ટ કહેવાય.

આ પ્રમાણે અમારું મત હોવાથી ભાષા અને વિચારના સંબંધમાં આ ગ્રંથે દર્શાવેલા અભિપ્રાય અમને ઘણા પસંદ છે. છપાવનારે ઉકારાંત નાન્યતરનાં બહુવચન કરતાં ધ્યાન આપ્યું હોત, તથા 'સ્વભાવિક', 'જોતું' વગેરે શબ્દો અને 'વાંચવાની ફરજ એ નિશાળિયાઓને સમજવું જોઈએ' એવાં વાક્ય પર લક્ષ દીધું હોત તો વધારે ઠીક હતું. ભાષા વિષે વિવેચન કરતા ગ્રંથમાં આવી નાની ખામી દુઃસહ ગણાય.

'પ્રિયંવદા' : નવેમ્બર, ૧૮૮૬.

# સરસ્વતીચંદ્ર (ભા૦ ૧)[1]

ઉપદેશ આપવો એ લેખનમાત્રનો ઉદ્દેશ છે. જુદા જુદા વિષયના સ્વરૂપને અનુસરતાં તે ઉપદેશપદ્ધતિના ઘણા વિભાગ બને છે. ઉપદેશ કરવામાં પ્રથમ પંક્તિ સાહિત્યકારોએ 'કાવ્ય'ને આપી છે. कान्तासंमिततयोपदेशयुजे વેદવાક્યની પેઠે રાજાની આજ્ઞારૂપે નહિ, સ્મૃતિ ઇતિહાસાદિ વાક્ય પેઠે મિત્રોપદેશરૂપે નહિ, પણ સહૃદયના હૃદયને સરસ આનંદમાં દ્રવીભૂત કરનાર પ્રિય કાન્તાના મૃદુ–પણ અમોઘ–ઉપદેશની પેઠે, ઉપદેશ આપનાર કાવ્ય–કવિતા–છે. તેમાં પણ પદ્યરૂપ કે ગદ્યરૂપ કે ઉભયરૂપ એમ ત્રણ ભેદ પડે છે. કોઈ વિષય કેવલ પદ્યરૂપે જ ઠીક પ્રતિપાદિત થાય છે, કોઈ ગદ્યરૂપે, કોઈ ઉભયરૂપે. નાટક વગેરે ત્રીજા વર્ગમાં છે; કથા, આખ્યાયિકા, વાર્તા, પુરાણ, ઇતિહાસ કે હાલમાં જેને પ્રાકૃત લોક કાદંબરી, અને પ્રકૃત ગ્રંથકાર નવલ કહે છે તે ઘણું કરી બીજા વર્ગમાં આવે છે; પહેલા વર્ગમાંનો વિષય છેક નિશ્ચિત નથી, પણ ઘણું કરી કેવલ રસરૂપ હોય તે જ તેમાં ઘણો દીપે છે. સર્વનો હેતુ ઉપદેશ જ, પણ તેમાં નાટકાદિ તથા વાર્તા એ એના ઉપદેશ–પ્રકારમાં ફેર છે. કેવલ પદ્યરૂપ વિષય તો વાંચીને જ સમજાય છે (શ્રવ્ય કાવ્ય છે). વાર્તા પણ વાંચીને જ સમજવાનો વિષય છે (શ્રવ્ય). નાટક જોવાથી અસર કરે છે (દૃશ્ય કાવ્ય છે). નાટકમાં જોનારની તન્મયતા નિરૂપિત રસ સાથે થાય છે, વાર્તામાં આચારમાં જણાવેલા રસ સાથે થાય છે. નાટકને થતું જોઈ તન્મય થઈએ છીએ. વાર્તાને થયેલી જાણી તન્મયતા પામીએ છીએ. એકમાં કેવલ રસેંદ્રિયદ્વારા તન્મયતા થાય છે, બીજામાં બુદ્ધિયુક્ત રસેંદ્રિયદ્વારા તેમ બને છે. આમ હોવાથી નાટક કરતાં પણ વાર્તા કાંઈક વિશેષ ઉપદેશકારક થઈ પડે છે. ને તેથી જ લોકો તેને વધારે પસંદ કરે છે. નાટક તથા વાર્તા ઇત્યાદિનાં આર્ય દેશમાં જે પાત્ર લેવામાં આવે છે, તેમાં પણ સૂક્ષ્મ વિચાર છે. ઉપદેશ એ જ હેતુ છે, તો તે પાર પાડવા માટે માત્ર સારાં ઉદાહરણ જ બતાવવાં, સદાચાર અને સુખનો જ સંબંધ સમજાવવો: અર્થાત્ એથી ઊલટી રીતિ ન પકડવામાં–દુરાચારનો દુઃખમય અંત બતાવી દુરાચારથી દૂર રહેવાનું ન સમજાવવામાં–સદ્વૃત્તિ વિનાની વાત જ ધ્યાનમાં ન આવવા દેવી એ હેતુ છે. આમ થવાથી જ આર્ય દેશમાં જે પાત્રો ઇત્યાદિની સંકલના કરવામાં આવે છે તેમાં નિરંતર કોઈ પ્રકારનો ઉચ્ચીકરણ (idealising)નો નિયમ પળાય છે. રામ, ધર્મ, હરિશ્ચંદ્ર કે નલ, સીતા, દ્રૌપદી, તારામતી કે દમયંતી આપણને રોજ

---

[1] રચનાર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

બજારમાં મળતાં નથી, વખતે આખા દેશમાં મળતાં નથી, છતાં પણ જૂઠાં, અસંભવિત વ્યર્થ નથી. આપણા લોહીમાં જે વીર્ય છે તે તેનાં જ ઉચ્ચ, અનુકરણ કરવા યોગ્ય, પરમ રૂપ છે! આથી બીજી રીતે પશ્ચિમના દેશોમાં, જે નિયમ આર્ય વિદ્યા નિષિદ્ધ ગણે છે તે જ નિયમે ઉપદેશાદિની પ્રવૃત્તિ પ્રાયશઃ પ્રવર્તે છે. દરરોજના વ્યવહારમાં જેવાં માણસ આપણે જોતા હોઈએ, જેવાં આપણને મળતાં હોય, જેવા જનસ્વભાવનાં ઉદાહરણ નિત્ય બનતાં હોય—તે જ ચીતરવું અને તેમાંથી બને તેટલો બોધ ઉપજાવી આપવો. આ હુન્નરની પરાકાષ્ઠા ફ્રાન્સમાં આવી છે, કેમકે ત્યાંની શ્રેષ્ઠ મનાતી વાર્તાઓમાં લેશ પણ ઉચ્ચીકરણ લગાડેલું હોતું નથી. તેમના પ્રખ્યાત લેખકના ગ્રંથો વાંચતાં આપણને બીડી બજારની ગંધ આવે છે, કામાટીપુરાનો કમકમાટ છૂટે છે, ચીમોડના જુગારખાનાનો ખખડાટ સંભળાય છે, ગ્રાંટરોડનાં નાટકોની મારામારી જણાય છે—એ સિવાય કાંઈ નહિ! છેક આટલે સુધી કેવલ વિષયાનંદને જ ઉદ્દેશીને નહિ, પણ જેમ બને તેમ તાદૃશતા (realistic picture) ને વળગી રહી પશ્ચિમના દેશોમાં 'નોવેલ' એ નામથી જાણીતા વાર્તાગ્રંથ ઘણા લખાય છે. આપણા દેશમાં તેવી વાર્તાઓ લખાતી ન હતી, પણ અંગ્રેજી વિદ્યાના પ્રસાર પછી તેવી ઘણી લખાવા લાગી છે. ગૂજરાતીમાં તેવા સારા વર્ગની આજસુધીમાં લખાયેલી કરણઘેલા સિવાય બીજી ન હતી. 'કરણઘેલો' વાસ્તવિક રીતે જોતાં અંગ્રેજીમાં જેને 'રોમાન્સ' કહે છે તે વર્ગમાંનો છે, અર્થાત્ ઐતિહાસિક વૃત્તાન્ત સહિત થોડું ઉચ્ચીકરણ વાપરી કરેલો ઉત્તમ વાર્તાગ્રંથ છે; પણ જેને 'નોવેલ' કહે છે—સંસારચિત્ર* કહે છે—તેવો વાર્તાગ્રંથ તો આ સિવાય બીજો નથી જ. અમે તેવા ઘણા ઉત્તમ પ્રકારનો આ પ્રકૃત ગ્રંથ જોઈ પ્રસન્ન થયા છીએ અને તેના કર્તાને તેની વિજયી રચના માટે અભિનંદન આપીએ છીએ. આ ગ્રંથ પાશ્ચાત્ય તાદૃશતાની રીતિએ લખાયેલું સંસારચિત્ર છે, તથાપિ તેમાં આર્ય સિદ્ધાન્તો પ્રમાણેનું ઉચ્ચીકરણ એટલું બધું ભળેલું છે, કે તેના વડે આખો ગ્રંથ રમણીય થઈ પડ્યો છે. આ વાત ધીમે ધીમે સ્પષ્ટ થશે.

આ સંસારચિત્રનું પૃથક્કરણ કરતાં અમે ત્રણ વિભાગ માન્યા છે. પ્રથમ તેના વસ્તુસંકલના તથા પાત્રચાલન, બીજું તેની રસિકતા અને ત્રીજું તેની ભાષા. પણ આ પ્રતિવિભાગનું જુદું જુદું લખાણ ન કરતાં તે

* અમે 'નોવેલ' શબ્દનો પર્યાય 'સંસારચિત્ર' સૂચવીએ છીએ. કાદંબરી શબ્દ કેવલ નકામો છે, તથા શા આધારે લીધો છે, તે જણાતું નથી, નવલ એ શબ્દ પણ ઘણો પસંદ કરવા યોગ્ય, અર્થસૂચક નથી.

ત્રણે વાત લક્ષમાં રાખી લખીશું. મુખ્ય વસ્તુને તપાસતાં બે વાત જણાઈ આવે છેઃ દેશી રાજ્યતંત્રની વ્યવસ્થાનું ચિત્ર તથા ગૃહસ્થાશ્રમનું પશ્ચિમના સુધારાની છાયામાં ધીમે ધીમે તણાતું દર્શન. આ ઉભય વાત ઘણી સારી રીતે બતાવાઈ છે. બુદ્ધિધન એ કોઈ દેશી રાજ્યમાંનો નાગર છે, તેની વંશપરંપરાની ખટપટની બુદ્ધિ છે, અને તે ભાગ્યક્રમે ચડતે ચડતે રાજ્યનો દીવાન થાય છે. રાજાનાં સ્વભાવ–સારા, નઠારા–અને સંગતનું યથાસ્થિત ચિત્ર આપણને ભૂપસિંહ તથા તેના પહેલાંના રાજાથી સમજાય છે. રાજ્યવ્યવહાર દેશી રજવાડામાં–ઘણો ક્લિષ્ટ તથા કાવતરાં ભરેલો ને વિટંબણાવાળો છે. એજન્સી, રાજા, અને લોક સર્વનાં મન રાખવાં કઠિન પડે છે, તે સર્વદ્વારા જ રસ્તો કાપવાનો હોય છે–બુદ્ધિધન બધી રીતે પૂરો પડે તેવો છે. જેવો તે બુદ્ધિશાલી, ઉદાર, કાંઈક વિદ્વાન તથા ઊંડો ખટપટી ને વ્યભિચારાદિ દોષમુક્ત શુદ્ધ છે, તેવો તેનો પ્રતિસ્પર્ધી શઠરાય અનાડી, નીચ, મૂર્ખ, ઉછાંછળો તથા સર્વદોષગ્રસ્ત છે. નાના નાના આડા અવળા રસ્તા સહજ વાર લેતાં છતાં પણ કામ થતું હોય, તો તેમાં આપણા 'દીવાનો' દોષ સમજતા નથી, તેમ બુદ્ધિધનને પણ હતું. રાજ્યખટપટમાં પડનારની નીતિ એવી શિથિલ જ હોય છે. જે હિંમતની જરૂર પડે છે, ને જે ધૃષ્ટતાથી વારંવાર કામ પાર પડી જાય છે, તથા જે ઊંડાપણું ખરી વેળે કામ આવે છે, તે બધાં બુદ્ધિધનનામાં ભરપૂર હતાં; પોતાના મંદવાડમાં તે ગભરાયો નહિ, શઠરાયનાં ખરાબ વચનથી મનમાં વેર બાંધતાં છતાં ઉતાવળે અકળાયો નહિ, તેમ મળેલા પ્રસંગે ભૂપસિંહને હાથ કરવામાં પંતની સ્ત્રીની ખટપટ ખુલ્લી પાડતાં તથા પોતાને માથેથી ટાળવા, રાજબાની સામે થતાં ડગ્યો નહિ. રાજ્યવ્યવહારમાં વચલાં માણસોની પણ શી શી જરૂર પડે છે તે જમાલ, મેરૂલો, નરભેરામ, ગરબડ, વગેરે અસંખ્ય માણસોથી સમજાઈ આવે છે. ન્યુસપેપરના સંબંધ, એજંટોની રીતભાત વગેરેનું પણ યથાપ્રસંગ ઉપર્યુક્ત વર્ણન ઉમેરી જેમ બને તેમ દેશી રાજ્યનું ચિત્ર રા. ગોવર્ધનરામે આપણી નજર આગળ યથાસ્થિત ખડું કર્યું છે એમ અમે માનીએ છીએ.

અને આ બધું ચિત્ર તે તો હજુ પ્રાકૃત છે, તેનું સંસ્કૃત અને અંગ્રેજી કરીએ ત્યારે શો માયનો થાય? તેનો જવાબ દેનાર પણ સરસ્વતીચંદ્ર હાજર છે. મુંબઈની સુધારાની લેહેમાં એમ. એ. બૅરિસ્ટર થએલા માણસે રાજ્યતંત્ર જોતાં હેબક ખાધી છે, વિદ્યાના ગાઢ સંસ્કારે પવિત્રિત મન જરા ડગવાયું છે; પણ હોય! સંસાર એમ જ ચાલે, બુદ્ધિધન શું ખોટું કરે છે, એ વિના એને શો રસ્તો વગેરે કલ્પનાથી છેવટ સમાધાન થયું છે. છતાં

મારી ભાન ભાણુનારી સંસારની કઠિન વાતો ઉપર ઘણીવાર આમ જ, ઊંચે ઊંચે દોરી જતી, આનંદમાં રમાડનારી વિદ્યાની કલ્પનાઓ ચૂરેચૂરા થઈ જાય છે. એવું છતાં સત્યનિષ્ઠા અને આત્માર્પણબુદ્ધિમાંથી મનોમાત્રે પણ ન ડગે એવા મહાત્મા વિરલ હોય છે, બલકે નથી જ !

પણ સરસ્વતીચંદ્ર બુદ્ધિધનને મળ્યો કેમ ? એના ઘરમાં રહ્યો કેમ ? બુદ્ધિધનના ગામમાં આવવાની વાતનો વિચાર પછી થશે, પણ તે કેમ મળ્યો એને માટે રચનાર કહે છે કે, તે અમુક મહાદેવના સ્થાનમાં મળ્યો; ત્યાં બુદ્ધિધને એની જાત નાત પૂછી અને પોતાને ઘેર હમેશ જમવા નોતર્યો. થોડે દિવસે અંગ્રેજી ભણેલો જાણી કામમાં પણ—ન્યુસપેપરમાં રાજ્ય સંબંધી આર્ટિકલો લખવામાં—જોડાવા લાગ્યો. કોનો દીકરો એ જાણ્યા વિના અને કેમ આવ્યો છે તે સમજ્યા વિના, ફક્ત દુનિયાનો ખેલ જોવા ફરું છું એમ કહેનારને બુદ્ધિધન જેવા તીવ્ર પરીક્ષકે ઘરમાં—વિશ્વાસમાં દાખલ કર્યો એટલી તેની તીવ્રતા અમને ન્યૂન જણાય છે, અને બાકીની વૃત્તિ સાથે વિરોધ પેદા કરે છે. રાજ્યકારભારમાં આવી ભૂલ બુદ્ધિધન કરે એમ સંભવતું જ નથી. છતાં એમ થયું છે એ અઘટિત છે. સારે ભાગ્યે આમ થવાનાં કાંઈ ખોટાં પરિણામ આવતાં નથી પણ આવ્યાં હોત તો બુદ્ધિશાળી તથા જનપરીક્ષક બુદ્ધિધને પોતાની નાદાની વાપરી કહેવાત ! વળી સરસ્વતીચંદ્ર બુદ્ધિધનને ઘેર રહ્યો તેમાં પણ માંદો પડવાથી તેવો પ્રસંગે આવ્યો. આ મંદવાડ પણ જમાલે કરેલા કામમાંથી થયેલા ઝખમનું પરિણામ છે. અહિંયાં જમાલની જે વાત આવી ગઈ છે તે વડે અલકકિશોરીને કાંઈ ફલ મળતું નથી, તેમ એ બનાવ મુખ્ય વસ્તુના ઉલ્લાપનમાં અવ્યભિચરિત સહાયકારક પણ નથી જ. તો આવા કોઈ સહજ અસંભવિત જેવા પ્રસંગ કરતાં કોઈ બીજો પ્રસંગ આણ્યો હોત તો ઠીક હતું. અમે શઠરાયની દીકરીનું અલકકિશોરી તરફ જે હલકાપણું છે તે ભૂલી જતા નથી, પણ આ બનાવ અમને ઘણો માર્મિક, ઉપયુક્ત કે સારી રસજ્ઞતાવાળો જણાતો નથી.

આ ઠેકાણે આ ગ્રંથમાં સમાયેલો પાશ્ચાત્ય સાહિત્યનો નિયમ પૂરો થાય છે. જેવું બનતું હોય તેવું જ કહી બતાવવું એ નિયમે લખાતાં સંસારચિત્રમાં આટલે સુધીનું ચિત્ર ખપે તેવું છે. પણ અતઃપર એ રાજ્યખટપટરૂપી અંધકારને વિદ્યુતની પેઠે તેજિત કરી વારંવાર ઝલક આપનારું આર્ય સાહિત્યના ઉચ્ચીકરણને લક્ષમાં લઈ યોજેલું ગૃહચિત્ર છે. આર્યગૃહ કેવું હોય છે, તેમાં કેવાં સ્ત્રીપુરુષ રહે છે, એ સર્વ વાતનું રા. ગોવર્ધનરામે જે ચિત્ર આપ્યું છે તે યથાર્થ, તાદૃશ, તથા રમણીય છે, છતાં જનસ્વભાવને ઉત્તમોત્તમ વૃત્તિઓનાં ઉત્કૃષ્ટ રૂપ બતાવી ઉચ્ચમાર્ગે દોરવામાં સફલ થાય તેવું છે. મુંબઈ

જેવા અંગ્રેજી સુધારામાં પડેલા શહેરના એક શેઠીઆનું ઘર લઈ, તેને મુંબઈ સિવાયના, પણ 'સુધારા'ની જરા લેહેક લાગેલી તેવા ગામના કોઈ બીજા શેઠીઆના ઘર સામે મૂક્યું છે. એ બે ઘરનાં નાયક અને નાયિકા લક્ષ્મીનંદન અને તેની નવી વહુ તથા વિદ્યાચતુર અને ગુણસુંદરી છે. તેમ જ આ બે ઘરની સામે શુદ્ધ આર્યરૂપમાં રહેલાં એવાં બીજાં બે બુદ્ધિધન તથા સૌભાગ્યદેવી અને શઠરાય તથા તેનાં સ્ત્રીપુત્રાદિનાં ઘર દેશી રજવાડામાં બતાવ્યાં છે. આર્ય ગૃહસ્થાશ્રમની સારી નક્સી ઘણીખરી બિના આ ચોકડીમાંથી મળી આવે છે.

સરસ્વતીચંદ્ર બુદ્ધિધનને કયાંથી મળ્યો એ વિચાર કરવો બાકી છે. સરસ્વતીચંદ્ર એ મુંબઈના ધનાઢ્ય લક્ષ્મીનંદનનો વિદ્વાન પુત્ર છે. સરસ્વતીની મા મરી ગઈ છે, ને એના ઉપર એના બાપની મા-ડોસી-ની ઘણી મમતા છે. બાપ તો નવી વહુ પરણી તેના કબજામાં પડેલો છે, અને તે અભણ, કંકાસિયણ, તથા કુપાત્ર સ્ત્રીઓની પેઠે મારું તારું ઘણું રાખનારી હોવાથી ઘરમાં કંકાસ ઘાલે છે. ગામમાં શેઠ કહેવાતા, મોટાં માન પદવી પામેલા પણ વિદ્યાના સંસ્કારરહિત મુંબઇના શેઠીઆ-લક્ષ્મીનંદન-વિચાર કરી શકતા નથી, છોકરા પર-સરસ્વતી પર અભાવ આણે છે. સરસ્વતી પોતે એમ.એ. ને વળી બૅરિસ્ટર-એટ-લૉ એટલે આવાં માબાપ, ને આવી ગરબડ, તેમાં કેમ પોતાનો મિજાજ સાચવી શકે ? અંગ્રેજી ભણવાથી એક પરિણામ એ જ થાય છે કે આસપાસના સંબંધોથી માણસ છૂટો થઈ જાય છે, જાણે પરદેશથી ઝાલી આણ્યો હોય તેવો બની રહે છે, તેમ સરસ્વતીને થયું હતું. બાપના સહજ હિસાબ માગવાથી રીસાઈને નાસી જાય છે, તે રખડતે રખડતે બુદ્ધિધનને જઈ મળે છે. અંગ્રેજી ભણતરને આમ એબ લાગે છે. સરસ્વતીચંદ્ર-બુદ્ધિધનને મળેલો તે વેળા તો નવીનચંદ્ર-પણ કાંઈ વિચારવાળું કામ કરતો નથી. સરસ્વતીનો મિત્ર ચંદ્રકાન્ત મિત્રધર્મે તેની શોધ કરે છે, અને લક્ષ્મીનંદન પણ ખરા મનથી પશ્ચાત્તાપ કરી નવી સ્ત્રીને તિરસ્કાર કરી કાઢી મૂકે છે, છતાં રેલ્વે, ટેલિગ્રાફ, અને ટપાલ, તથા ન્યુસપેપરના વખતમાં સરસ્વતીની કાંઈ વિશેષ ભાળ મેળવી શકતા નથી, વા મેળવવાનો જોઈએ તેવો પ્રયત્ન કરતા નથી, એ તેમની એકદિલીમાં દૂષણ છે. ઉપરાંત વળી સરસ્વતી પોતાની થનાર સ્ત્રી કુમુદસુંદરી જેની સાથે ગાઢ પ્રેમમાં લીન છે, તેને વિનાકારણ તજી જાય છે એ પણ તેના અવિચારની પરિસીમા છે. કદાપિ એમ કલ્પના થાય કે અતિ પ્રેમમાં તેણે એમ ધાર્યું હોય કે મારી પાસે કાંઈ રહ્યું નથી ત્યારે કુમુદાને લાવી દુઃખી શા માટે કરું ? તો તે પણ પ્રેમસ્વરૂપની તેની સમજમાં વિરોધરૂપ થઈ પડે તેવું છે. અંગ્રેજી

અણુતરથી મનની લાગણી ઘણી તંગ થઈ ગઈ હોય તેનો તાદશ દાખલો સરસ્વતી છે.

વિદ્યાચતુર સામાન્ય કેળવણી પામેલો રસજ્ઞ ગૃહસ્થ છે. તેની પત્ની ગુણસુંદરી સુશીલ, સદ્ગુણી પણ ધણીનો રસ ઝીલવાનું ન સમજવાવાળી છે. પણ યોગ્ય ઉપાદાન હોય તેને યથેચ્છ ઘડી શકાય છે તેમ વિદ્યાચતુરે ધીમે ધીમે આ કુલીન પત્નીને રસજ્ઞ બનાવી છે, ને તેનાં જ વિદ્યા, રસજ્ઞતા, સુશીલતા, કોમલતા, મહત્તા, શાલીનતા વગેરે ઘણે ઉચ્ચરૂપે કુમુદસુંદરીમાં ખીલી રહ્યાં છે. કુમુદસુંદરીઓ ઘેર ઘેર મળતી નથી. વાંચનારને કદાપિ તેવી અશક્ય લાગતી હશે, પણ અમે સમજાશે કે કુમુદસુંદરી ઘેર ઘેર નહિ હોય છતાં કેટલી તાદશ, કેટલી સત્ય કેટલી આપણી આર્ય સ્ત્રીરૂપ જ છે, ગુણસુંદરીની જ પુત્રી છે! આ કુમુદસુંદરીને સરસ્વતી મળેલો છે. બન્ને વચ્ચે કાગળપત્રો પ્રેમભર્યા આવ્યા ગયા છે— છોકરવાદીના નહિ, ગાઢ પ્રેમના જ—છતાં તેવી અબળાને પોતાના અવિચારનો ભોગ કરી મરણ પર્યંત દુ:ખી કરી નાંખનાર સરસ્વતીચન્દ્રની વિદ્યાને અમે તો એક ભારે બટ્ટો લાગ્યો ગણીશું. એ જ પ્રેમબદ્ધ પ્રેમરૂપ રતિને લખવું કે,

> " શશી જતાં, પ્રિય રમ્ય વિભાવરી,
> થઈ રખે જતી અંધ વિયોગથી;
> દિનરૂપે સુભગા બની રહે અહી,
> કર પ્રભાકરના મનમાનીતા."

એ ઘણું જ ક્રૂર અને અવિચારી કહેવાય. એને હવે કિયા પ્રભાકરના કર 'મનમાનીતા' થવાના હતા! દિનરૂપે થવું ને અંધકાર છુપાવવો એ બને જ કેમ? એક બીજાની સાથે નાશ થયા વિના દિન ને અંધકાર રહે જ કેમ! અંધકાર કે દિન જે હોય તે તે જ, પછી અમુક રૂપે એ વાત જ પ્રેમધર્મમાં અસંભવિત, મિથ્યા, અવિચારની, ક્રૂર! આમ સરસ્વતીચંદ્રને ચકડોળે ચડાવી દઈ, ગ્રંથકારે પોતાની ઉપાડેલી મૂલ કલ્પનાને પ્રતિકૂલ, કેટલાક અંશ દાખલ કરી દીધા જણાય છે. આમ વળી પ્રભાકરના મનમાનતા કર શોધવાની વાત કહ્યા છતાં, પાછો તેને બુદ્ધિધનને ઘેર જોઈને ત્યાં રહે છે, તેને તથા પોતાને પતિત થવાના પ્રસંગને મદદ કરે છે, એ પણ એમ. એ. બારિસ્ટરનામાં ત્યાગવૃત્તિ અને પ્રેમવૃત્તિ કે પશુવૃત્તિનો વિરોધ અમને સારો લાગતો નથી. વિદ્યાચતુરે પણ વગર વિચારે માગું આવતાં બીજા કોઈને—પ્રમાદધનને—કન્યા પરણાવી દીધી અને કુમુદસુંદરી પણ તે પ્રમાણે મૂંગે મોંઢે પરણી! પ્રેમ સમજનાર, પ્રેમાસ્પદને જાણનાર, કુલીન કન્યા એક આમ ન નમે, પણ આર્ય કન્યાઓની પિતૃવત્સલતાનો એ એક

નમૂનો છે કે બાબા કાંઇ પણ બોલ્યા વિના તાબે થઈ, તાબે તો થઇ પણ શરીર માત્રથી જ, મન તો હતું ત્યાં રહ્યું.

બુદ્ધિધનના ઘરમાં તેની મા ખરી આર્ય માતાનું સ્વરૂપ છે, તેના જ ગુણ તેના પુત્રની વહુ સૌભાગ્યદેવીમાં ઝળકે છે, અને તે ખરી દેવી તે દેવીરૂપે જ બુદ્ધિધનના ઘરમાં આનંદ, સુખ, શાંતિ અને ધર્મનું સ્થાન છે. આનો પુત્ર પ્રમાદધન છકેલો તથા ધનમદમાં અને અમલમાં અંધ થવા જેવો છે, પણ શુદ્ધ માતાના સત્ત્વની છાયા વડે અંકુશમાં છે. તેમ જ તેની બહેન અલકનંદા, જરા હલકા મિજાજની, હલેતી, તથા મગરૂર છતાં, આખર નીતિ ઉપર જઈ ડાહી, સુશીલ, તથા માતાને શોભાવનારી નીવડે છે. કુમુદસુંદરી અને સરસ્વતી પણ એ જ ઘરનાં મહેમાન છે. સરસ્વતી જોનાર છે, કુમુદ તો ઘરનો ભાર વેહેનાર છે. પણ, ઉભયનાં મન, જે ધંધો તે કરતાં જણાય છે તેમાં નથી. ધન્ય છે આર્યપત્ની! આત્મા અન્ય સ્થલે બાંધ્યો છે, ચિરાઇને મરી જાય છે, પણ દેહના પતિથી ક્ષણ પણ દૂર થતી નથી. પણ પ્રેમ! પ્રેમ! એને કોણ અટકાવે? ભલે મન વેગળું જાય, પણ શરીર હાથમાં હોય ત્યાંસુધી મન કૂદીને પાછું જ પડે. પતિવ્રત! મન, કર્મ, વાણી સર્વથી, દેહથી, એકબુદ્ધિ, એકનિષ્ઠા તે પતિવ્રત, છતાં માનસિક વ્યભિચારમાં કુમુદ તને નાંખી છે! તું, કર્તાએ આરંભે જણાવેલા પોતાની વાર્તાના તંત્રીરૂપ અનિચ્છાપ્રારબ્ધની પૂતળી છે! તારે ન પરણવું સારું હતું, પરણતા પહેલાં મરી જવું સારું હતું, આપઘાત કરવો સુલભ ને શ્રેય હતો, પણ માનસિક વ્રતભંગ, કલંકરૂપ છે, તારી કીર્તિને ઝાંખ લગાડે છે. છતાં પણ ધન્ય છે આર્યબાલા! તેં જ તારું વ્રત સાચવ્યું. યોગી વિના બીજું કોણ મનને એક ઠામ ને શરીરને બીજે ઠામ રાખી યથાસ્થિત કર્તવ્ય કરે? તું તું, તું જ, આર્યપત્ની! તું, તારું બલ ન ચાલતાં તું સરસ્વતીને મળી, ખોટું કર્યું, પણ પાછી આર્યા તે આર્યા નીવડી! સરસ્વતી પણ હવે સમજ્યો, ત્યાગ જરાક વાર ખસી ગયો, પ્રેમ પ્રબલ થયો, પણ તે અડગ હતો, વિશુદ્ધ હતો, જાતે જ આવા ક્ષોભનું કારણ હોવાથી દૂર થયો. સરસ્વતી એક કરતાં વધારે વાર વિશોધિત જ હતો. અલકકિશોરીના અવિનયમાંથી પણ બચ્યો હતો, તે એટલે સુધી કે તે પછી અલકકિશોરી સુધરી ને જરા ઉછાંછળાપણું કરતી તે પણ વિસરી ગઈ. આ સર્વ પ્રસંગોમાં જે ભાવ ગ્રંથકારે વર્ણવ્યા છે, જે વૃત્તિઓની મારામાર અને ગરબડ તેણે યથાર્થ ભજવી બતાવી છે તે ઘણા ઊંચા પ્રેમસંસ્કાર વિના કે ખરા આર્ય હૃદય વિના બીજાથી અનુભવાય તેવી નથી. એવાં જ સ્થલમાં અમે લખનારની ચતુરાઇથી રંજન પામ્યા છીએ, અને તેની શક્તિને ઊંચા પ્રકારની ગણતા થયા છીએ.

બુદ્ધિધનના આવા ઉદાર કુટુંબની સામે મૂલ અમાત્ય શઠરાયનું શઠ-મતિ કુટુંબ છે. વ્યભિચાર લુચ્ચાઈ દગલબાજી સર્વ ત્યાં ચાકરથી માંડીને મોટાં સુધી હાજર છે. શઠરાયે બને તેટલું નુકસાન બુદ્ધિધન તરફ આદર્યું છે, પણ અંતે પરાજય પામી બુદ્ધિધનની ઉદારતામાંથી જ પોતાનો બચાવ લેવો પડયો છે. તેની દીકરી ખલકનંદાએ પણ બુદ્ધિધનની દીકરી ઉપર ઘણી અદેખાઈ કરી દુઃખ દેવા યુક્તિ કરી છે, પણ પરિણામે અલકકિશોરી અને સૌભાગ્યદેવીના હાથથી જ પોતાનું જીવિત સાચવવા પામી છે. ખલક-નંદાને ઘણી વ્યભિચારી જણાવી તેને ગામના લોક મારતા મારતા બુદ્ધિધનના ઘર આગળ લાવે છે એમ બતાવ્યું છે તે અમને આર્યબુદ્ધિથી વિપરીત લાગે છે. એમ બનવું જે કલ્પના ગ્રંથમાં તે સ્થળે ચાલે છે તેને વિરુદ્ધ છે, ને વાતના ઉલ્લાપનમાં કોઈ રીતે ઉપયુક્ત નથી. આ કુટુંબની ખરાબ વૃત્તિ સાથે બુદ્ધિધનના કુટુંબની સદ્વૃત્તિઓને સરખાવવાનો બહુ સારો પ્રસંગ છે, આર્ય બુદ્ધિધન અપકારીને પણ ઉપકાર જ કરે છે, દયા રાખે છે, ને છેક પાયમાલ કરતો નથી.

આ સર્વ લીલા કુમુદના વિચારોમાં મસ્ત થયેલો પ્રેમમત્ત સરસ્વતી જોઈ જોઈ થાકે છે, પણ પ્રેમથી ખસી શકતો નથી. કુમુદના પ્રેમમાં જ બંધાઈને તેને ને પ્રમાદધનને જોયાં કરે છે; પોતે રોપેલા અવિચારરૂપ ઝાડનાં દુઃખરૂપ કડવાં ફૂલ ખાતો ખાતો રુવે છે. એક દિવસ કુમુદનું ગાન સાંભળી ભાન પામે છે, બીજે દિવસ કુમુદના અવાજે પતિત થતો અટકે છે, ત્રીજી વાર કુમુદની પ્રમાદધન પરની ભક્તિથી ખુશી થાય છે—પણ પ્રમાદની ગણિકાનું ઘર જોઈ પોતાના અવિચારનો પશ્ચાત્તાપ કરે છે. આમ વિંધાતો પણ આખરે પોતાનો મિત્ર—ન્યુસપેપરના આર્ટિકલ પરથી ઓળખી લઈ-શોધવા આવે છે એમ જાણી બુદ્ધિધનને ત્યાંથી એકાએક નાસી છૂટે છે, આટલે આ વાત અટકે છે. તે આગળ વધવાનો સંભવ છે, એટલે અમારાથી વખતે કોઈ પ્રસંગની યોગ્ય તુલના ન કરાઈ હોય તો આ વાત અપૂર્ણ છે એ જ કારણ છે. પ્રસંગે પ્રસંગ વિચારવા યોગ્ય ઉપદેશ ઘણા છે પણ સમગ્રનો ઉદ્દેશ શો હશે તે પણ હાલ તે જ કારણથી કહી શકતા નથી.

આ રીતે કથાનું ચિત્ર સમાપ્ત થાય છે. કર્તાની શક્તિ તથા ચિત્ર પાડવાની કલા ખરેખર અપ્રતિમ છે, અને તેનું અવલોકન કોઈ કોઈ સ્થલ સિવાય સર્વથા અનુભવયુક્ત છે. ગ્રંથમાં સમાયેલી રસજ્ઞતા ઊંચા પ્રકારની છે. ઘણા પ્રસંગ એવા છે કે સામાન્ય બુદ્ધિમાં ઊતરવા પણ કઠિન છે. ઘણાક તો અમે બતાવી ગયા છીએ. ઊંચી રસજ્ઞતા હોવી એ ઘણા દીર્ઘ-કાળના અવલોકનનું તથા ગાઢ વિદ્યાસંસ્કારનું પરિણામ છે. ને તેથી આ

ગ્રંથમાં અમે ઘણી જોઈ છે. ફક્ત જમાલની બિના તથા ખલકનંદાની વાત એ ઉભયમાં અમને જરા ચાલુ રસની હાનિ જણાઇ તે અમે આગળ પ્રસંગે કહેલું છે. પાત્રચાલન તથા પાત્રની વૃત્તિઓનું આલાપન કરવામાં આ ગ્રંથકારે ઘણી સારી રસજ્ઞતાનો ઉપયોગ કર્યો છે તે આ ગ્રંથમાં અનુપદ જણાઈ આવે છે. વર્ણન કરવાની શક્તિ પણ ઉત્કૃષ્ટ છે, અર્થાત્ વર્ણ્ય પદાર્થોની તાદૃશતા ખડી કરવામાં લખનાર નિપુણ જણાય છે.

ભાષા પરત્વે અમારે ઘણું કહેવાનું નથી. ગ્રંથની ભાષા પ્રૌઢ તથા શુદ્ધ સંસ્કારવાળી છે, અને વિષયને અનુકૂલ છે. કોઈ કોઈ વાર, પ્રસંગે કરીને યોગ્ય ઠરેલા નહિ એવા નાગરી નાતના, એટલે દેશ્ય શબ્દો વપરાયેલા છે પણ તેમાં અમે કાંઇ દોષ સમજતા નથી.

'પ્રિયંવદા' : ઑક્ટોબર–નવેમ્બર, ૧૮૮૭.

# કુસુમમાલા[1]

આ લઘુ કાવ્યગ્રંથનું અવલોકન કરતાં અમને ઘણો હર્ષ થાય છે; અને આપણા ગૂર્જર મંડળના 'ગ્રેજ્યુએટ'ના હાથથી રચાયેલો હોવાથી વિશેષ શુભ આશાની પ્રેરણાથી સંતોષ ઊપજે છે. છૂટાં છૂટાં કાવ્યકુસુમનો માલા રચવામાં જે કારીગરી વપરાઇ છે, તે હાલમાં સર્વને મોહ પમાડનાર પાશ્ચાત્ય રીતિની છે. છતાં સસાર છે, એ વિશેષ ચમત્કૃતિ! પાશ્ચાત્ય દેશમાં કુસુમનાં જાતિ ને રંગ અત્રે પણ ન જોવામાં આવે એવાં આકર્ષક ને ભભકાદાર નીપજે છે, પણ તેમાં સુગંધ ક્વચિત જ હોય છે, એમ પાશ્ચાત્ય કાવ્યકુસુમો પણ પ્રાયશઃ રસરૂપસુગંધવર્જિત છતાં કોઈ નવીન રંગરૂપથી જ આકર્ષક હોય છે. આર્યસાહિત્યમાં કાવ્યનો આત્મા રસ ગણ્યો છે, તેમ પાશ્ચાત્ય સાહિત્યમાં નથી એમ નહિ, પણ પાશ્ચાત્ય સાહિત્યમાં કેવલ રસ એ જ કાવ્યનું પ્રાણપ્રદ લક્ષણ એમ નિર્બંધ નથી. વિશ્વચમત્કૃતિનાં વર્ણન આર્યસાહિત્યમાં ઠામ ઠામ છે, પણ તેમને કાવ્યત્વમાં ખપાવનાર કોઇ રસાશ્રય કાવ્યના અંગમાં તે પડ્યાં હોય છે, તે છે. પાશ્ચાત્ય સાહિત્યમાં તેવાં કાવ્યને સ્વતંત્ર જ કાવ્યત્વ આરોપાયેલું છે. ચમત્કૃતિરૂપ રમણીયતા ક્રિયામાં વિશેષ આવે એ કેવળ સહૃદયહૃદયવેદ્ય વાત છે. વર્ણનાત્મક કાવ્ય સ્વતંત્ર કાવ્યરૂપ ગણાય ત્યારે તેમાં ચમત્કૃતિઆધાયક કવિની તન્મયતા

---

૧ રચનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

એ જ વિશેષે હોય છે. આમ થવામાં મુખ્ય સાધન અનુભવ અને સ્વાભાવિક પ્રતિભા એ ઉભય ઠરે છે. આવાં કાવ્યમાં વ્યંગ્યરૂપ ધ્વનિ બનતો જ નથી એમ અમારું કહેવું નથી પણ જે અંશે તે આર્યસાહિત્યના નિયમથી જુદો પડે છે, તે અંશ વિશેષ સ્ફુટ કરતાં કહી તે ભેદ જણાય છે. આવી જાતિનાં વર્ણનાત્મક કાવ્યો પાશ્ચાત્ય દેશમાં બહુ જુદી જુદી યુક્તિથી લખાય છે, ને આપણા કહેવાતા કવિઓના 'વાડામાંથી પાડું એક' જેવા જ વિષય પર છતાં, પણ કોઈ ખરા કવિત્વનાં ઉપપાદક હોય છે.

જુદા જુદા પ્રકારનાં કાવ્યસ્વરૂપ બંધાતાં છેક ચાલુ સદીના આરંભથી ઈંગ્લાંડમાં એવા કવિ ઘણા થયા કે જે કેવલ વર્ણનાત્મક કાવ્ય જ લખવા લાગ્યા. તેમાં પણ તેમણે વિશ્વરચના સાથેની પોતાની તન્મયતા એવી જણાવી, અને તૃણથી માંડીને મોટા રાજા સુધી પણ ઈશ્વરકૃતિ ઉપર એવો ગાઢ અને ઉદાર સમાન પ્રેમભાવ દર્શાવ્યો કે તેમનાં કાવ્ય પ્રથમ વર્ગનાં ગણાવા લાગ્યાં. આટલું જ નહિ પણ તેજ કાવ્ય જનહૃદયની વાસનાઓને બહુ ઉચ્ચ ભાવે પમાડનાર સાધન થયાં, રાજ્યખટપટનાં તોફાનને શામક નીવડયાં, અને જનજનની સમાનતાનાં પ્રતિપાદક હોઈ પ્રેમભાવ વધારનાર ઠર્યાં. આવી ઉત્તમ કાવ્યપદ્ધતિનું કાંઈક દર્શન કરાવવાનો આ કુસુમમાલા પ્રયત્ન છે.

અંગ્રેજીમાં ' ગોલ્ડન ટ્રેઝરી ' નામનો કાવ્યસંગ્રહનો નાનો ગ્રંથ છે, તે નમૂના ઉપર કાવ્યમાલાની રચના છે. આમાંનાં સર્વ કાવ્ય ઘણાં સારાં થયાં છે એમ કહેતાં કાંઈ બાધ નથી; અને પાશ્ચાત્ય કાવ્યપદ્ધતિનું આપણને દર્શન કરાવવાનો આ પ્રયત્ન સફળ છે, એમ પણ સર્વથા જણાયા વિના રહેતું નથી. કાવ્યના જુદા જુદા અંશ લઈ તે ઉપર વિવેચન કરી ખૂબ બતાવવા જતાં ઘણું લંબાણ થવાનો પ્રસંગ જાણી તેમ કર્યું નથી, પણ કલ્પના સંબંધમાં એકંદરે અને સર્વને તેનું અવલોકન કરવાની ભલામણ કરીને જ અટકીએ છીએ. જે નિયમોનું અમે કાંઈક વિવેચન કરી ગયા તે લક્ષમાં રાખો, આ કાવ્યકલાપનું અવલોકન કરતાં તેમાંનું રહસ્ય સહજ હૃદયગોચર થઈ જશે અને કાવ્યની જે ઉત્તમ ખૂબી છે તે સમજાશે.

રા. નૃસિંહરાવે ભાષા ઘણી મધુરી તથા કાવ્યને ઉચિત માધુર્યવાળી વાપરી છે, પણ તેમાં કેટલીક નવાઈઓ દાખલ કરી દીધી છે. એ પણ એક તેમની કલ્પનાના ચમત્કારનો જ અંશ હોય તેમ જણાય છે. ભાષાના સંબંધમાં વ્યાવહારિક કે લૌકિક અને સંસ્કૃત અથવા સર્વમાન્ય એવા ભેદ નિરંતર રહે જ છે. ગ્રંથાદિ સર્વે સર્વમાન્ય સંસ્કારી ભાષાથી જ લખાય છે, છતાં બોલાતું હોય તેવું લખવાનો નિયમ પકડી કેવલ એક ગામ કે

કદાપિ એક નાતની જ રૂઢિ પ્રમાણે શબ્દોની જોડણી કરવી એ અમને તો અપ્રમાણ લાગતું નથી. હાલ્ય, હેવો, ધૂલ્ય, વિશે, માં (નહિના અર્થમાં), સુણ્ય, ત્હારે ઇત્યાદિ શબ્દો માટે દેશ્ય વ્યવહાર સિવાય બીજું સબલ પ્રમાણ અમને તો જણાતું નથી; અને એવા વ્યવહારને અનુસરતો પ્રયોગ કાવ્યાદિમાં ભાગ્યે જ અદુષ્ટ હોય. એમ જ હમે, હેને ઇત્યાદિરૂપ પ્રાકૃતદ્વારા તેવાં સિદ્ધ કરી શકાય તેમ છે, છતાં અપ્રયુક્ત હોવાથી અમને અદુષ્ટ લાગતાં નથી. આવા નવીન, પ્રભેદથી ભાષાને કોઈ જાતનો લાભ સમજાતો નથી, ને જ્યાં ભાષાને નવા વિચાર દર્શાવનાર શબ્દોના વધારાથી વધારે સંસ્કારે પહોંચાડવારૂપ, કે સરલ કરવારૂપ, કે કોઇ પ્રબંધને અનુકૂલ કરવારૂપ લાભ નથી, ત્યાં અમે નવીન શબ્દકલ્પના નકામી જ ગણીએ છીએ.

'પ્રિયંવદા' : જાનેવારી, ૧૮૮૮.

## સ્નેહમુદ્રા[૧]

રા. ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'નું જેણે અવલોકન કર્યું હશે તે એ વિદ્વાનની રસિકતા, બુદ્ધિ, અને અપૂર્વ યોજકશક્તિ વિચારી આશ્ચર્ય પામ્યા વિના રહ્યા નહિ હોય. તેમનો જ રચેલો આ ગ્રંથ ઘણા સમયથી અમારી પાસે પડી રહેલો છે, અન્યત્ર પણ તેમ જ પડ્યો હશે, કોઈએ હજુ તેના વિશે અભિપ્રાય આપવા પ્રયત્ન કર્યો નથી. સરસ્વતીચંદ્રની આંગળીએ સ્નેહમુદ્રા કાંઈક કડક પડે તેવી છે, છતાં છે તો શુદ્ધ કુંદન અને રત્નજડિત એટલે કોઈ અંશે તેને અનુચિત તો નથી જ; પરંતુ સરસ્વતીની પાકૃત પ્રસાદીવાળાને એ કાવ્ય રુચિકર થવું અમને તો અસંભવિત લાગે છે. આ ગ્રંથમાં જે ચમત્કાર સમાયેલો છે તે એક પ્રકારનો નથી કે તેને સહજમાં વાચક સમક્ષ ધરી શકાય. એમાં વસ્તુસંકલના કોઈક જુદા જ વિષયની છે. પદ્યમાં તેને અધીન રહી સાધવા ધારેલો કાવ્યાર્થ વળી તેથી પણ જુદો છે, અવાંતર પ્રસંગોમાં રહેલા મર્મ એ ઉભયથી વિલક્ષણ છે, અને આખા વિષયમાં સ્નેહનો કોઈ અપૂર્વ સંસ્કાર, જે અપૂર્વ સાથે અવાચ્ય પણ છે, તે જુદા જ રંગે જામેલો છે. આ ગ્રંથનું બંધારણ છેક પ્રાચીન શૈલી ઉપર નથી, તેમ નથી છેક અર્વાચીન ઉપર. એમાં ઉભયનું મિશ્રણ છે, પણ અર્વાચીન ઉપર કાંઈક અધિક વલણ છે. પ્રસંગે પ્રસંગે ભવભૂતિની પેઠે ભાવ ઉભરાઈ જાય છે, પણ એ ભાવનો પ્રવાહ

---

૧ રચનાર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

પાછો શેલીની ભારતીની પેઠે કોઈ એવા ઉપરમાં ઊતરી પડે છે કે તેનો એક છાંટો પણ આપણે હાથ આવતો નથી ને આપણે તેની ગૂઢતાને લીધે જ તેનાથી મોહ પામતા તેની મિથ્યા શોધમાં જ ભમ્યાં કરીએ છીએ. આમ છતાં કાવ્યપ્રવાહ કોઈ રીતે અણગમો પેદા કરતો નથી.

આખા ગ્રંથનો વિષય પ્રેમ સિવાય બીજો નથી, પણ તે પ્રેમ એટલે અમુક સ્ત્રીપુરુષના યોગે ઉત્પન્ન થતી લાગણીઓની ગરમીઓ નહિ, પણ દિવ્ય ઉચ્ચ પ્રેમ જેનો સંસ્કાર લાગવો જ દુર્ઘટ અને જેનો અનુભવ થવો આ મર્ત્યલોકમાં પણ અમરત્વ જ. નાયક યદ્યપિ પુરુષરૂપે કલ્પ્યો છે ને તેનો એક મિત્ર તથા સ્ત્રી એમ લીધાં છે તથાપિ તે સર્વમાં અમને તો ઉગ્ર આત્માર્પણરૂપ દેશપ્રીતિ અને તેને પ્રોત્સાહન કરનાર વત્સલતા, રતિ, પ્રવણતા, ઇત્યાદિ વૃત્તિઓનાં દિવ્ય રૂપક માત્ર જ સમજાય છે. પ્રવાસી પોતે એકલો નીકળે છે ને રતિના અભાવે દુઃખ સહન કરતાં જડમય બને છે પણ તેને પ્રાપ્ત કરી ચેતનવત્ થઈ આનંદે છે. એ જ પ્રસંગમાં દેશવાત્સલ્યરૂપ યોદ્ધાના હૃદયમાં પ્રેમોદ્ગાર પરાકાષ્ઠાને પામે છે; ને એની સહચરી પણ એ પરાકાષ્ઠાના પ્રસંગને પોતે જે જે રીતે સ્વાર્પણ કરી પોતાની જાતિને દુઃખી દેખી પોતાના સહચર સાથે મૂર્છાવશ થઈ મૃતપ્રાય થાય છે તેથી દીપાવે છે. આ સ્થલનો પ્રસંગ હિંદુ સ્ત્રીઓની અધમતા એ છે; અને તેને જ આપણાં દુઃખમાત્રનું નિદાન ઠરાવવામાં કવિએ બહુ યુક્તિથી કાવ્યાર્થ ગોઠવ્યો છે. કવિએ પુનરુદ્ધારનો જે નીવેડો આણ્યો છે તે સર્વને રુચે એવો નથી તથાપિ ઠીક છે એમ કહ્યા વિના ચાલે નહિ, પરંતુ જેણે સ્નેહના તત્ત્વનું આટલું ગૂઢ પાન કરેલું છે ને જેના પ્રેમનશાના ઉદ્ગાર પ્રાકૃત લોકને ગળે ઊતરવા પણ કઠિન છે, તથા સતીત્વનો પવિત્ર મહિમા જેણે યથાર્થ ચીતર્યો છે, તેના તરફથી પુનરુદ્ધાર પ્રસંગે છેક પ્રાકૃત નીતિનો બોધ થાય એ તેના ગૂઢ પ્રેમપાનને શોભતું નથી. પ્રેમની ભૌતિક છાયા સ્ત્રીનું દુઃખ દેખી જીવિતાર્પણ કરી રહેલાં સ્ત્રીપુરુષને તેમનો મિત્ર મળે છે ને તે પછી જે જે કાવ્યના ઉદ્ગાર થયેલા છે તે ખરી કવિત્વશક્તિના નમૂના છે. અહો! પ્રેમનું ઔષધ પ્રેમ જ છે. પ્રેમદીનતા જોઈ ઉદાર પ્રેમે જે અર્પણ કર્યું છે, તે પાછો સમાન પ્રેમથી પુનર્જીવન પ્રાપ્ત કરે છે. ને કવિ જેને ભૂત કહે છે તે રૂપે બોલે છે. પ્રેમીને બધું વિશ્વ પ્રેમમય લાગે છે. કવિની એમાં જ શક્તિ છે કે તે જે ભાવ પોતાના નાયકને આરોપે છે તે ભાવમાં તેને એવો તન્મય કરે છે કે બધું વિશ્વ તેને તે ભાવમય જણાય છે. હૃદયભૂતે જે જે વસ્તુપદાર્થાદિનું અવલોકન કર્યું છે તેમાં ગાઢ પ્રેમની છાયામાં વિકારી સંસારથી જે જે ડાઘા પડે છે, જે જે ઉત્કર્ષ

થાય છે, ધર્મકર્મ વ્યવહાર સંસાર આદિથી તેના જે જે રંગ બદલાય છે, તેનું વ્યંગ્ય વર્ણન કવિએ જે યુક્તિ અને અનુભવથી આપ્યું છે તેનું અત્રે યથાર્થ પૃથક્કરણ કરતાં વિસ્તાર વધી પડે એમ છે. આ ભૂતનો પ્રસંગ રાત્રિમાં મૂક્યો છે, ને પછી પ્રભાત થતાં પાછાં સર્વને જીવનયુત કર્યાં છે, એમાં આર્યાવર્તની ગત અને વર્તમાન દશા બતાવતાં, ભાવિ, ઉજ્જ્વલ ભવિષ્યની, બહુ યુક્તિપુરઃસર સૂચના સમાવેલી છે. પ્રેમરતિરૂપ પરમ શ્રીમય ચક્રવાકીને પુનર્યોગથી પૂર્ણ પ્રભા ને આનંદોલ્લાસમાં ઉરાડી છે. આમ સર્વ રીતે જોતાં આ ગ્રંથમાં સ્નેહનો જ વિષય છે, પણ તેને અંગે કાવ્યચમત્કૃતિ, દેશસુધારણા, સંસાર, ધર્મ, આદિ અનેક વિષયને ચર્ચ્યા છે. પણ સર્વમાં સુખ સર્વમાં આનંદ, સર્વનું નિદાન પ્રેમ પ્રેમ ને પ્રેમ જ બતાવ્યો છે. એ મર્માર્થ ગ્રહણ કરવામાં જ સ્નેહમુદ્રાના નામનું સાર્થક છે; કેમકે એક પંક્તિ પણ એવી નથી, જેના પર સ્નેહની મુદ્રા ન હોય.

'પ્રિયંવદા' : ઑક્ટોબર, ૧૮૮૯.

## અમરુશતક[1]

અમરુ કવિની કીર્તિ સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. તેના રચેલા બીજા કોઈ ગ્રંથો જાણવામાં આવ્યા નથી, પરંતુ આ એક શતકથી જ સંસ્કૃતમાં સાહિત્ય સંબંધી ગ્રંથો રચનાર પંડિતોને એટલી બધી સરલતા ઉદાહરણાદિ પરત્વે થયેલી છે કે એ ગ્રંથ તેના સ્વાભાવિક રસોલ્લાસને લેઈને પ્રસિદ્ધ છતાં વધારે પ્રસિદ્ધિ પામેલો છે. અમરુ કવિની ભાષા પ્રસાદવાળી છે, અને માધુર્ય યદ્યપિ જયદેવ કે જગન્નાથ જેવું નથી તથાપિ પ્રતિભા વધારે ઉન્નત અને અર્થગાંભીર્યવાળી છે. સુરેખ ચિત્ર ઉપજાવવાની શક્તિ અંગ્રેજ કવિ બ્રાઉનિંગનું સ્મરણ કરાવે છે. આવી શૃંગારચિત્રમાલા સંસ્કૃત સાહિત્યમાં પ્રથમ પદવી પામે એમા કાંઈ આશ્ચર્ય નથી. આ શતકમાંના કેટલાક શ્લોકો તો સહૃદય રસિક વર્ગને મર્મોદ્બોધક, દ્રાવક, રસમય, જણાયા વિના રહે તેવા નથી.* જુઓ શ્લોક ૧૩–૨૨–૨૬–૨૭–૪૫–૫૨–૫૯–૬૬–૮૦–૮૨–૮૮–૯૦–૯૫–૯૭–૧૦૨–૧૦૩ ઇત્યાદિ.

---

૧ મૂળ સંસ્કૃતમાંથી ભાષાન્તર કરનાર રા. રા. કેશવ હર્ષદ ધ્રુવ.

અર્પી આધિ વડીલને દીધ સખીને ક્ષોભ આંસુ તણા,
હૈન્યે આપિયું દાસીને, સ્વસખીને સંતાપ સોંપ્યો મહા;
છે શ્વાસે જ પીડાય, તેમ તજશે એ આજકાલે હહા ! !
ચિંતા નાથ ! નથી હવે વિરહની વીતી રહી છે વ્યથા ! ૯૭

આમાં 'ચિંતા નાથ ! નથી હવે વિરહની વીતી રહી છે વ્યથા' એ નાયિકોક્તિ કેવી હૃદયદ્રાવક, પ્રેમમય, અરે ! "નાથ !" એવા ક્રૂર સંબોધનથી પોતાની વ્યથા ન જાણનાર પ્રેમીને કેવો માર્મિક ઉપાલંભ આપવાની યુક્તિ રસિક ભાષાન્તરકારે પણ, એટલું સંબોધન ઉમેરીને, સાધી છે.

આવી આવી પરોઢિયે દૂર કર્યું દૃષ્ટિતણું ઘેન, ને,
ભેળો ભાર હરી કરી જ હળવી; શું શું ન કીધું તમે ?
હાવાં મંદ દશા વિષે નથી મને મૃત્યુની ભીતિ સુખે,
થાશે સત્ય ઉઠો પિયુજી ! દિલ હા ! દુખાય બેઠાં દુખે. ૫૯

શોકને આધીન થઈ ગયેલા પોતાના પ્રિયતમને, પોતાને માંદી જાણી જોવા આવ્યાને મિષે કેવો પ્રણયકોપ ઈર્ષ્યાગર્ભિત પ્રેમાલાપમાં બતાવી દીધો છે ! એ જ પ્રકારનો અપર ઉપાલંભ જુઓ.

જરાએ ના જીર્દું તન અમ હતું આ પ્રથમ હા !
પછી તું પિયુને થઇ હું હીણભાગી પ્રિયતમા ! !
તમે હાવાં સ્વામી ! ! ! હું પણ તમ ભાર્યા જ ! ! ! અથવા,
ઉરે આ ગોઝારું કઠણ થતું, તેનું જ ફળ આ. ૮૦

આવાં અનેક ઉદાહરણમાંથી થોડાંક જોતાં પણ કવિની રસિકતા સહેજે પ્રતીત થાય છે.

આવું શૃંગારના મુકુટમણિરૂપ ઉત્તમ શતક તેનું ભાષાંતર રા. રા. કેશવલાલ જેવા સંસ્કૃતનું ઉત્તમ જ્ઞાન ધરાવનારા અને કાવ્યચમત્કાર સમજવા ઉપજાવવાની ઉત્તમ રસિકતાવાળા સાક્ષરને હાથે થયેલું જોઇ અમને પરમ સંતોષ થાય છે. એમનામાં સર્વ કરતાં શોધકબુદ્ધિ બહુ તીવ્ર છે, અને કાર્ય કરવામાં યાથાર્થ્ય સાધવા માટે જોઈએ તેટલી ધીરતાને એમના હૃદયનો રસપ્રવાહ ચલાવી શકાતો નથી એ વધારે સારું છે. આમ હોવાથી "બિના પૂર્વકવિકે હૃદયસે હૃદય મિલાએ અનુવાદ કરના શુષ્ક झख मारनाही नहीं, कविका लोकांतर स्थित आत्माको नरककष्ट देना है" એવી ભારતેન્દુ શ્રી હરિશ્ચંદ્રની

ઉક્તિને પોતાના સૂત્રરૂપે લેઇ, રા. ઝવેરીલાલથી માંડી આજ પર્યંતના ભાષાન્તરકારમાત્રની પરિગણના કરતાં, તેમણે "કવિનો અંતર્ગત અભિપ્રાય પ્રકટ" કરવાની પ્રતિજ્ઞા કરી છે તે ઠીક છે. ભાષાન્તર કરવાની બે શૈલીઓ છેઃ એક અક્ષરશઃ ભાષાન્તર કરવું અને બીજું અભિપ્રાયનો બોધ થાય તેવું ભાષાન્તર કરવું. અક્ષરાર્થરૂપ ભાષાન્તર ન્યાય, વ્યાકરણ, તત્ત્વજ્ઞાન, આદિના ગ્રંથોમાં પ્રાધાન્ય પામે છે, સાભિપ્રાય ભાષાન્તર કાવ્યાદિમાં પ્રાધાન્ય ભોગવે છે—જો કે ભાષાન્તરમાત્રમાં ઉભયનું મિશ્રણ તો થાય જ છે. આજ પર્યંત થયેલાં ભાષાન્તરો કયા કયા નિર્ણયો ઉપર ચર્ચાયાં છે એ રા. કેશવલાલે ઉત્થાપેલી ચર્ચામાં ઊતરવાથી વિષયાન્તર થાય, એટલે અત્ર એટલું જ કહેવું ઉચિત છે કે રા. કેશવલાલે સાભિપ્રાય ભાષાન્તરની પદ્ધતિને અનુસરી આ ભાષાન્તર રચ્યું છે તેમાં તે સંપૂર્ણ વિજય પામ્યા છે. મૂલ સંસ્કૃતના પાઠમાં ઘણે ઠામે અશુદ્ધતા હશે એમ રા. કેશવલાલના લેખમાંથી સમજાય છે, અને તેમણે શોધકબુદ્ધિથી જે જે સ્થાને સુધારા શોધી લીધા છે, કે પોતાની રસિકતાને આધારે યોજ્યા છે, તે સર્વથા ઔચિત્યાનુસાર છે એમ અમારું માનવું છે. મુદ્રારાક્ષસનું ભાષાન્તર પણ એ જ વિદ્વાને કરેલું છે, ને તેમાં પણ તેમણે પાઠપરિકલ્પના સંબંધે તથા ભાષાન્તર સંબંધે આવા જ ધોરણથી કામ લેઇ સારો વિજય મેળવ્યો છે. ભાષાન્તર આવું સર્વથા સફલ છે તથાપિ આપણી ભાષામાં ભાષાની અપૂર્ણતાને લીધે મૂલની પૂરેપૂરી ખૂબી નથી આવતી એવા પણ કેટલાક પ્રસંગ નજરે પડે છે.

શ્લોક ૧૧. विश्रब्धं परिचुंब्य એનું ભાષાન્તર "ચસ્ચશો ચૂમીને" કરેલું છે, તે ઔચિત્ય વિનાનું લાગે છે, કેમકે મુગ્ધા "ચસ્ચશી" ને ચૂમે એ જ અસંભવ છે, ને મૂલનો અભિપ્રાય તો એકાન્ત મળવાથી મુગ્ધાએ "નિઃસાધ્વસ થઇ વિશ્વાસપૂર્વક, ચુંબન કર્યું" એટલો જ જણાય છે.

શ્લોક ૧૬. मदुचितं धूर्तेन तत्प्रस्तुतम् તેનું ભાષાન્તર "પૂર્યા શઠે કોડ" ત્યાં એમ કર્યું છે ત્યાં કોડ પૂરવાનો અર્થ લાગતો નથી, પણ "ઓ સખિ! એણે પછી શું કર્યું તેનું મને ભાન નથી" એવો પ્રેમાતિશય બતાવવાનો ધ્વનિ સમજાય છે.

શ્લોક ૩૭ માં स्पर्शे समातन्वति નું ભાષાન્તર "ભેટો થતાં" કર્યું છે તે યથાર્થ રીતે રસાવહ નથી, કેમકે સ્પર્શ થતાં થતાં ધીમે ધીમે માન "ગળવાનો" જે અર્થ તે એથી પ્રતીત થતો નથી. એ જ રીતે શ્લોક ૯૭ માં दुःखं विमुक्तं तया નું ભાષાંતર "વીતી રહી છે વ્યથા" એ પણ રસાવહ છતાં શિથિલ છે, "વ્યથા વહેંચાઇ જવાથી બાકી નથી"

એવો ધ્વનિ પ્રતીત નથી થતો. એ જ રીતે શ્લોક ૪૩ માં "ખુડી" એ પદનો પ્રયોગ એવે સ્થાને થયેલો છે કે જે રતિસુખ તેના ગાંભીર્યની પ્રતીતિ ઉપજતી નથી.

શ્લોક ૬૮ માં કથમપિ નું ભાષાન્તર "કયમે" એમ કર્યું તે તો ઠીક છે, પણ ટીકામાં લખ્યું છે કે રખેને એક શબ્દ વધારે પડે–ભારે પડે, ને પિયુ વચકાય એવો નાયિકાનો અંતર્ગત ભય લક્ષિત છે. અમને એમ લાગે છે કે કયમે કરીને "જા" એવું વચન કાઢતાં નાયિકાને ભયને લીધે કયમે તે શબ્દ કાઢવો પડયો એમ નથી, પણ અતિશય પ્રેમને લીધે તેવો શબ્દ "કયમે" કાઢયો એમ છે. નાયિકાનો જે સ્થાને કોપ છે તે માત્ર "ક્રીડા-કોપ" છે બાકી પ્રેમમય હૃદયમાં વાસ્તવિક કોપનો અવકાશ જ નથી, અને જ્યારે કોપનો અવકાશ નથી ત્યારે "રખેને વધારે પડશે" એવો વિવેક કરાવનાર ભયનો પણ અવકાશ કયાંથી હોય ? અર્થાત્ "જાઓ" કહેવામાં જીવ પ્રવર્તે જ નહિ એવો પ્રેમ છતાં "જાઓ" કહ્યું તે માત્ર "કયમે" જેમ તેમ, એક કૃત્રિમ કોપથી જ, ને એવા ગૂઢ પ્રેમભાવથી કે વાસ્તવિક રીતે આવું કહ્યા છતાં એ પ્રેમાર્દ્ર, પ્રેમબદ્ધ, નાયક, જનારો નથી જ, ઊલટો પ્રેમમાં વૃદ્ધિ કરનારો છે. એમ કહેવાથી જશે જ એવું જો હું જાણતી હોત; તો તો આવો "જાઓ"એવા શબ્દનો પ્રયોગ જ ન કરત, એમ "કયમે" પદનો ધ્વનિ મૂલમાંથી કાઢવો જોઈએ.

શ્લોક ૮ માં ધૂર્તોऽપરાં ચુંબતિ એનું ભાષાન્તર "રસિયો...ચૂમે" એમ કર્યું છે; અને ટીકામાં "નાયક દક્ષિણ છે" એમ લખી સરસ્વતીકંઠા-ભરણમાં શઠ માન્યો છે એવી ફુટનોટ આપી છે. અમને તો આ સ્થલે એમ ભાસે છે કે સરસ્વતીકંઠાભરણકાર તેમ રા. કેશવલાલ ઉભયનો તર્ક સારો નથી. અમરુ કવિએ ધૂર્ત પદ પોતાના શ્લોકમાં જ પ્રયોજેલું છે ને તે અનુસારે જ અર્થનું ઔચિત્ય ઘટે છે. પાછળથી આવી માત્ર ક્રીડાના "છળ" માટે જ, બે સાથે બેઠેલી પ્રિયામાંથી એકની આંખો દાબી દેવી અને એ ન જાણે એવી ઇચ્છાથી બીજીને ચુંબન દેવું—એવું ગૂઢ વિપ્રિય કરવું એ દાક્ષિણ્ય ન કહેવાય, ચોખ્ખું ધૂર્તત્વ જ કહેવાય. દક્ષિણ નાયકની બે નાયિકા એકકાલાવચ્છિન્ન એક જ સ્થાને નાયકની પાસે હોય એ એ સ્વભાવવિરુદ્ધ પણ છે ને કર્તાની રસજ્ઞતાને શોભતું નથી. દક્ષિણ નાયકનું દાક્ષિણ્ય નાયિકામાત્રને સરખો પ્રેમભાવ બતાવવામાં રહે છે. તે આવા છલપ્રયોગમાં લેશ પણ સધાતું નથી, કેમકે એક નાયિકાને અંધ બનાવી બીજીને રમાડી છે, એટલે પણ ધૂર્તત્વ જ ઉચિત છે.

શ્લોક ૮૦ માં શૃંગાર સાથે કાંઈક શાંત રસનો પણ ભાસ પડે છે.

स्यान्न वा संगमः એ ઉક્તિ જ અત્યંત પ્રેમમગ્ન હૃદયમાં અવકાશ પામતી નથી તો ક્ષેમેન્દ્ર કવિએ દોષ બતાવ્યો છે તેનો પરિહાર ભાષાન્તરકાર "કાવ્યના મર્મમાં ઊંડા ન ઊતર્યાનો અનિષ્ટ પરિણામ છે" એટલું જ કહીને કરે છે તે અમને ઉચિત લાગતું નથી. ક્ષેમેન્દ્રે त्वत्संगे करोमि जन्ममरणोच्छेदं એવું લખ્યું છે તે આ પ્રસંગમાં અતિ ઉત્તમ છે. શ્લોક ૭૩માં कालो याति चलं च जीवितमिति क्षुण्णं मनश्चिन्तया એ પણ જીવિતાદિના ચંચલત્વની ઉક્તિ છે છતાં શૃંગારવિરોધી નથી, પણ આ સ્થાને संसारे घटिकाप्रणालविगलत् ઇત્યાદિ ઉક્તિ શૃંગારમાં બહુ જ વિરોધ કરે છે, ને નાયક નાયિકા ઉભયને લાગુ પડી સ્થાયી ભાવને જામવા જ દેતી નથી.

શ્લોક ૮૦ માં मयापि प्राणानां कुलिशकठिनानां फलमिदम् એ પદમાંના प्राणानां નું ભાષાન્તર "ઉરે" થી કર્યું છે અને ઉર+એ એમ વિગ્રહ બતાવી ટીકા લખી કે "એ" એ અવ્યય પ્રિયતમની નિષ્ઠુરતાનો આક્ષેપ કરવા સાથે હૃદયની ગર્હામાં પરિણમે છે. આવી યોજના અમને અનિષ્ટ લાગે છે. આખા શ્લોકનો ચમત્કાર પ્રિયતમાનો નિષ્ઠુરતા બતાવવામાં નહિ પણ તે નિષ્ઠુરતાનો નિષેધ કરવામાં રહેલો છે. કાઠન એવા જે મારા પ્રાણ આવો દશાપરિણામ થયા છતાં જીવવાની લાલસાથી હજી ટકી રહ્યા છે એ તે પ્રાણનો દોષ છે એમ નાયિકાને કહેવાનો હેતુ છે. આવો ધ્વનિ છે એટલું જ નહિ, પરંતુ प्राणानां નું ભાષાન્તર "ઉર" શબ્દથી કર્યું છે તે સ્વીકારતાં પણ "એ" એવો અવ્યય કાઢીને જે ટીકા યોજી છે તે અવ્યય મૂલમાં છે નહિ.

આવી રીતે કહીં કહીં ભાષાના દોષને લીધે, કહીં કહીં મતભેદને લીધે, ભાષાન્તરમાં ન્યૂનત્વ જેવું ભાસે છે, પરંતુ ભાષાન્તરકારની ઉચ્ચ રસજ્ઞતા એવી છે કે તેમના હૃદયના સંસ્કારથી ઘણેક ઠેકાણે મૂલમાં નહિ એવી ખૂબીઓ પણ આવી ગઈ છે:—

શ્લોક ૯૭ માં "નાથ" પદ ઊમેરવાથી જે સ્વારસ્ય ખીલ્યું છે તે તો અમે કહી ચૂકયા છીએ. શ્લોક ૨૬ માં છેલ્લા ચરણમાં એક "ખીલતા" એ શબ્દ ઊમેરીને ભાષાન્તરકારે મૂલના રસને બહુ જ દીપાવ્યો છે. શ્લોક ૫૦ માં "કરલતા સંકેલી" એવું शिथिलाक्षिप्तैकदोर्लेखा નું ભાષાન્તર કરીને કરલતાના માર્દવમાં ભાષાન્તરકારે અતિ ઉત્તમ માધુર્ય ઊમેર્યું છે. શ્લોક ૬૬ માં "કંચુકી ઉરની પરંતુ કરું શું આ તૂટું તૂટું કરે" એમાં મૂલના यान्ति પદથી બોધિત જે આરોપ તે સારી રીતે બહાર આણવા સારૂ "તૂટું તૂટું" એમ ભાષાન્તરકારે જે પ્રયોજ્યું છે તેથી કંચુકીને ચૈતન્ય ધર્મ મળતાં તેનું તૂટવામાં સ્વાતંત્ર્ય, અને નાયિકાની નિરુપાયતા, એ સ્પષ્ટ

થતાં રસ દ્વિગુણિત થાય છે, શ્લોક ૬૧ માં "ન બોલું ન બોલું તે" એ દ્વિરુક્તિ ભાષાન્તરકારે પોતાના તરફથી જ યોજી છે, ને તેથી મૂલના રસમાં ઘણી વૃદ્ધિ કરી છે.

ભાષાન્તર બહુ ઉત્તમ છે, ભાષા શુદ્ધ સંસ્કારવાળી છે. હીસ, હીસંતી હેજ ઇત્યાદિ અપ્રસિદ્ધ શબ્દોના પ્રયોગ, તેમ જ પ્રાચીન શૃંગારકાવ્યગત પ્રીતમજી, જીવણજી, લાલાજી, લાડલી, ઇત્યાદિ શબ્દોના વારંવાર પ્રયોગ, ન થયા હોત તો ઠીક હતું.

અમરુશતક મૂલ સંસ્કૃતમાં પંડિત દુર્ગાપ્રસાદે કાવ્યમાલામાં ટીકા સાથે છપાવેલું છે. અમરુ કવિ સંબંધે દુર્ગાપ્રસાદે ત્યાં વિચાર કરેલો છે, તેમાં રા. કેશવલાલે કેટલોક વધારો કર્યો છે. આ ગ્રંથ ઉપર ઘણી ટીકાઓ છે. અર્જુનવર્મ, વેમભૂપાલ, રુદ્રમદેવ, રવિચન્દ્ર, સૂર્યદાસ, શેષરામ, કૃષ્ણ, એમની કરેલી તથા એક નનામી મળી આઠ ટીકાઓ છે. અર્જુનદેવની ટીકા દુર્ગાપ્રસાદે છપાવી છે, તેમાં આ શતકના પ્રત્યેક શ્લોક વિષે રસ નાયિકા અલંકારાદિનો સારો વિવેક છે. ભાષાન્તરકારે આ ટીકા તથા વેમભૂપાલની ટીકા વિલોકી, તેમજ પોતાના વિસ્તીર્ણ જ્ઞાનપ્રદેશનો અનુભવ પણ તેમાં સંયોજી જે અતિ ઉત્તમ ટીકા પદો સાથે જોડી છે તે બહુ બોધદાયક અને રસિક છે.

'સુદર્શન' : જુન, ૧૮૯૨.

## હૃદયવીણા[1]

આ કાવ્યસંગ્રહ કિયા વર્ગને આનંદ આપશે તે કહી શકાતું નથી. 'કુસુમમાળા'નાં કુસુમો વિલાયતી કુસુમોના જેવાં રંગની ભભકવાળાં છતાં સુગંધહીન હોઈ આકર્ષક લાગે છે એમ કહ્યા પછી 'હૃદયવીણા'ના આલાપોમાં હૃદયને વધારે દ્રાવક અને બાહ્ય કરતાં આંતર પરિતોષ ઉપજાવે તેવું સાંભળવાની આશા રાખી હતી. જેમ આ કવિને પરદેશીય એટલે કે સુગંધહીન પણ બાહ્ય ભભકવાળાં કુસુમોનો શોખ છે, તેમ તેમની હૃદયવીણા પણ પાશ્ચાત્ય સંગીતના આલાપોથી ભરેલી જણાય છે. આ દેશના સંગીતને ટેવાયેલો શ્રવણ જ્યાં સમની આશા રાખે કે રાગમાં સ્વરોના સંવાદથી રસ ઉપજાવે ત્યાં વિદેશીય સંગીત વિષમતા ઉપજાવે છે અથવા

---

૧ રચનાર રા. રા. નરસિંહરાવ ભોળાનાથ

વિવાદી સ્વરોના મિશ્રણથી સંગીતની ખૂબી માને છે. એમ જ આ કાવ્યોના સંગ્રહમાં પણ દીઠામાં આવે છે. બાહ્યદૃષ્ટિથી કરેલાં વર્ણનો દર્શાવનાર શબ્દસમૂહમાં કાવ્યત્વ આવતું હોય તો તેવા કાવ્યત્વનો આ સંગ્રહ સારો નમૂનો છે. કાવ્યમાં વિશ્વના પદાર્થોના સ્વભાવનું વર્ણન કરવાની શૈલી અયોગ્ય કે અનુચિત નથી, ઘણી કઠિન છે, પરંતુ તેમાંએ કેવલ રેખાચિત્ર શબ્દોથી ગણાવી જવામાં કે બે ચાર અલંકારોથી તે ચિત્રને રળિયામણું બનાવવાનો યત્ન કરવામાં એ ચિત્રની કૃતાર્થતા નથી. ઉત્તમ કવિ તેવા ચિત્રને પણ ભાવવાહી કરી શકે છે. કોઈ ભાવનું પ્રતિબિંબ બનાવી શકે છે, અને જો એ ચિત્ર ગમે તેવા નાના સરખા પણ વસ્તુનો એક ભાગ હોય તો તે ચિત્રમાં તે વસ્તુને પોષક જે ધ્વનિ હોય તેનો સંચાર કરાવી સહૃદયોને દ્રાવ ઉપજાવી શકે છે.

આ કાવ્યસમૂહમાં કેટલાંક ખંડકાવ્યો છે, તેમને પોતપોતાનું વસ્તુ છે પણ તે વસ્તુના ધ્વનિથી તેમાં આવતાં વર્ણનોને પોષણ મળેલું જણાતું નથી. રાત્રિ, સમુદ્ર, નદી, પર્વત, ચંદ્રા, તારા, બધાં તેનાં તે જ ઠેકાણે ઠેકાણે આવે છે, અને કલ્પના કે અલંકારનું વૈચિત્ર્ય પ્રત્યેક પ્રસંગે જણાવી ન શકતાં, જુદા જુદા શબ્દોથી પણ તેને તે જ રૂપે વર્ણવાયેલાં મળી આવે છે. કિંબહુના, તે તે સ્થાનના વસ્તુનો પણ તે તે વર્ણનને રંગ લાગતો નથી. આખા આ કાવ્યપ્રવાહનું તત્ત્વ એક શબ્દમાં જ છે એમ કહીએ તો ચાલે. 'દિવ્ય' એ શબ્દમાં કોઈ મોટું કાવ્યત્વ અને વ્યંજકત્વ આપણા આ કવિને લાગ્યું છે, અને 'કિનારા', 'સત્ત્વ', 'સુંદરી', 'તારા', 'વાસ' ગમે તેને પણ 'દિવ્ય' એ વિશેષણ લાગવાથી ઘણું ગૂઢ વ્યંજકત્વ આવી જતું હોય એમ તેઓ માને છે. પણ શબ્દશક્તિનો વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે 'દિવ્ય' શબ્દની શક્તિ આપણા ગુજરાતી વાચકોને હજી અવગત નથી, તેમ સંસ્કૃતમાંએ દિવ્ય એટલે 'દેવતાસંબંધી'–'સ્વર્ગનું' એ કરતાં કોઈ વધારે ભવ્ય અર્થ જાણવામાં નથી, આ કવિને તો Divine —ખાસ ઈશ્વરે પ્રેરેલું, મોકલેલું, ઈશ્વરી, એ અર્થ દિવ્ય શબ્દથી ઇષ્ટ છે. અંગ્રેજીમાં Divine child કહીએ તો 'ક્રાઇસ્ટ' એમ હરકોઈ તુરત સમજે અને એ શબ્દોની લાક્ષણિક તથા વ્યંગ્ય મર્યાદા ગ્રહણ થઈ શકે; પણ ગુજરાતીમાં કે સંસ્કૃતમાં એનો જ તરજૂમો 'દિવ્ય બાલક' કહીએ તો કોઈ તેવા અર્થનું ગ્રહણ કરી શકે નહિ એ ખુલ્લું છે, એ જ રીતે 'અનંતતાદેવી' ( Infinity ) 'નવજીવન' ( New life ) ( Life after death ), અમરણ્ય ( Immortal Heaven ), અમૃતત્વસિંધુ ( Ocean of Immortality ) એવા કેવલ યુરોપીય વાચકથી અંગ્રેજી આકારે સમજી અને

અહી શકાય તેવી શક્તિવાળા શબ્દોને પ્રયોજી તથા ઉદ્દેશી જે કાવ્યો રચાય તે કેવલ નીરસ અને અહણ પણ ન થઈ શકે એવાં ક્લિષ્ટ કહેવાય તો તેમાં આશ્ચર્ય નથી. એ બધા શબ્દો ક્રિશ્ચિયન ધર્મ જાણનારને પરિચિત હોઈ ધ્વનિના બોધક છે, આપણને કશો અર્થબોધ કરી શકતા નથી. મુક્તિફોજવાળા ગાય છે કે

'કાલનો વાયદો ના કરશો ના કરશો'

તેનો અર્થ જેમ કોઈ સમજી શકતું નથી, તેમ મુક્તિફોજનું એટલે પરધર્મો અને નકામું માની સમજવાની દરકારે કરતું નથી, તેવી રીતે આવા શબ્દોથી ભરપૂર આ કાવ્યો કાવ્યરૂપે ચાલી શકે એમાં અમને પોતાને તો ઘણો જ સંશય છે.

વળી ઠેકાણે ઠેકાણે 'પાપ', આદિને જીવન આપીને કાવ્ય રચાયાં છે.

રે ઘેલા પાપ ! તુજ ઘોર સ્વરૂપધારી.

ત્યાં પાપ (Sin) નો ભાવ આપણા વાચકોને, ક્રિશ્ચિયનોના જેવો બોધક નથી, એટલે આખું કાવ્ય શુષ્ક પડી જાય છે. ક્રિશ્ચિયનોને 'પાપ' ઇત્યાદિ સેતાનના મહા દારુણ મિત્રરૂપે પ્રસિદ્ધ છે, 'મીસ્ટરીઝ' નામનાં તેમનાં જૂનાં નાટકોમાં સુવિદિત છે, અને 'પાપ' એ એકલું અમુક પુરુષ-વાચક થઈ શકે છે. પણ આપણને 'પાપ' સાથે સેતાન જેવા પુરુષનો ભાવ જોવાની જરાએ ટેવ નથી, આપણે તો પાપને જડ એવા કર્મરૂપે માનીએ છીએ, પાપને પુરુષેચ્છારહિત જ સમજીએ છીએ, એટલે આવાં જીવારોપણથી કરેલાં આ સંગ્રહમાંનાં કાવ્યમાત્ર નિવરકાશ જ છે. 'દિવ્ય સુંદરીઓનો ગરબો' એમ કરીને જે કવિતા લખી છે તે જ જુઓ. 'દિવ્ય સુંદરી' એ શબ્દની શક્તિ જ પ્રથમ તો આપણા વાચકોને જડવાની નહિ, પછી દિવ્ય સુંદરીઓના ગરબાને શી રીતે ગ્રહણ કરે ? તેમાં પણ દિવ્ય સુંદરીઓ ચંદ્રા, શુક્ર, તારા ને તારાસખી એવી દેખીને તો મનને કલેશ જ થાય, કેમકે ચંદ્ર કે શુક્રને સખી–રૂપે આપણો વાચકવર્ગ ઓળખતો જ નથી, તો તેને 'દિવ્ય સુંદરીઓ' કહેનાર કવિની ઉક્તિમાં કાવ્યત્વ હોય તોપણ તે તેના પોતાના મનને ખુશી કરી શકે, વાચકને તો ભાગ્યે જ કરી શકે, કારણ એ જ કે અત્ર શબ્દશક્તિથી ધારેલું કાર્ય થતું નથી. બીજું દૃષ્ટાન્ત લઈએઃ—

પંથ અરણ્ય ચીરી જતો રે અંતે ઊંચી જ્યહાં કમાન,
દ્વારપાલ મૃત્યુ નામક ઊભો જાવું તે મહીંથી અવસાન.

એ દિવ્ય કિનારા–વાળા કાવ્યમાંની કડી કોણ સમજી શકશે ? પ્રથમ તો 'દિવ્ય કિનારા' એ જ આંટી છે, ત્યાં આ કડીનો એક અક્ષર કોઈ

ગૂજરાતી વાચક ગ્રહણ કેમ કરશે ? બનિયનના 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'માં આવાં વાક્યો ઘણાં છે, ને ત્યાં તે દેશના વાચકને સુગમ છે; પણ આ દેશના કાવ્યમાં તેવાં વચનો શબ્દ માત્ર જ છે. તેમાં કશો અર્થ નથી, તો કાવ્યનું આહ્‌લાદકત્વ ક્યાંથી જ હોય ?

આ બધી વાતનું મુખ્ય કારણ એ છે કે આ કાવ્યના રચનારને તત્ત્વસંબંધે કોઈ અમુક પ્રકારની, અને ઘણું કરી ક્રિશ્ચિયન ધર્મને અનુકૂલ આવે તેવી, તત્ત્વવ્યવસ્થા ઇષ્ટ જણાય છે, ને તેનો રંગ તેનાં કાવ્યમાત્રને લાગ્યો છે. એટલે આવાં કાવ્યો અંગ્રેજી ભાષામાં લખાયાં હોત, અથવા અમુક પ્રકારનો ધર્મ શીખવવાના ગ્રંથમાં લખાયાં હોત, તો તેમની કાવ્ય તરીકે કાંઈક પણ કિંમત થાત. ગૂજરાતી ભાષામાં તો એ કાવ્યોને માટે જગ્યો હોય એમ અમો માની શકતા નથી. ગૂજરાતી ભાષામાં પણ એવાં કાવ્યોની જગ્યો કરવી જોઈએ ને તે આવા સમારંભ વિના થશે નહિ એવું કહેવાનો અવકાશ છે; પરંતુ અમો એમ માનીએ છીએ કે નવી ભાષા બનાવવી એ કાવ્યરચનાનું કામ નથી, ભાષાના તે તે સમયના પરિપાક કરતાં શબ્દપ્રયોગ પરત્વે તો, કાવ્યની ભાષા હમેશાં કાંઈક પાછળ જ રહે છે. નવા શબ્દો તે વારંવાર કરી નથી શકતી કારણ કે શબ્દની વ્યંજના-શક્તિ દ્વારા કાવ્યનો વ્યાપાર ચાલે છે, એટલે નિશ્ચિંત વાચ્યાર્થવાળા શબ્દો-દ્વારા જ કવિ પોતાની રચના કરી શકે અને પોતાના હૃદયને વાચકના હૃદયમાં ઉતારી શકે. નવી ભાષા યોજીને કાવ્ય રચે તો તે અરણ્યરુદિત જ થાય. ઉપર જે 'દિવ્ય સુંદરીઓનો ગરબો' અમે કેવલ શુષ્ક માન્યો તેની સાથે જ દેવીભક્ત વલ્લભ ભટ્ટનો પ્રસિદ્ધ 'આનંદનો' કે 'શણગાર'નો ગરબો સરખાવો તો શબ્દશક્તિના સ્વરૂપ ઉપર કાવ્યનો કેવો આધાર રહે છે તે સહજમાં સમજાઈ જશે.

નવી શબ્દયોજના છતાંએ કાવ્યત્વ બહુ ઊંચા પ્રકારનું જણાતું નથી. અંગ્રેજી કવિતાઓના મુખ્ય મુખ્ય વિચારોના દુર્બલ અનુકરણ કરતાં અધિક મળી આવતું નથી. 'અલૌકિક રજની' એ કાવ્યમાં રજનીનું વર્ણન છે. અંગ્રેજીમાં સામાન્ય કવિઓ લખે છે તેવા પ્રકારનું છે, પણ ત્યાંએ આરોપણ કરવાનો જે પ્રયાસ છે તે અતીવ દુર્બલ છે. જે 'ગૂઢ વાત' ત્યાં રજની આદિના સમાગમનું નિમિત્ત કલ્પી છે, તે ગૂઢની ગૂઢ જ રહે છે, ધ્વનિથી પણ વાચકને તેનું ભાન થતું નથી. વળી,

ઉખેડી ભૂમિથી તેને રોપિયાં પતિનેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગૂંથીને નવાં.

એ વર્ણન સ્વપ્નથી બીનેલી ઉત્તરા વાત કરતાં અભિમન્યુ સામું

જુએ છે તેનું છે. આ ઠેકાણે નયનોને ઉખેડવામાં જેમ તેમ કરીને સ્વારસ્ય માનીશું કેમકે સ્વપ્નના ભયથી તે સ્તબ્ધ થઈ હતી એટલે પૃથ્વી ઉપરથી નયનો ઉપાડયા વિના ઊપડે નહિ, પણ પતિના નયનમાં તેમને 'રોપવા' અને દીર્ઘ પાંપણોમાં 'આંસુડાં ગૂંથવાનો' શ્રમ લેવો તે શા માટે? 'આંસુ' ને પાંપણોમાં 'ગૂંથવાનો' પ્રકાર નવો જ છે, તથાપિ ભયથી સ્તબ્ધ બાલા નયનને જેમતેમ 'ઉખેડી' આશ્રય અને વિશ્વાસ લેવા પતિના નયનમાં પડે છે ત્યાં 'આંસુડાં ગૂંથવાનું' કૃત્રિમ કાર્ય તેની પાસે કરાવીને રસભંગ ઉપજાવવાથી કાવ્યમાં શી સાર્થકતા આવે છે તે અમે સમજતા નથી. 'ગૂંથીને' એને ઠેકાણે 'ગૂંથાયાં' એમ હોત તો રસભંગ ન થાત, પણ આ સ્થાને એ શબ્દશક્તિનો સંપૂર્ણ ભાવ લક્ષમાં રહ્યો નથી એ જ કારણ છે. મુખ્ય કારણ તો એ જ છે કે અંગ્રેજી કવિઓનાં કાવ્યોનું અનુકરણ કરવામાં શબ્દશક્તિ ઉપર લક્ષ રહ્યું નથી, અને અનુકરણને બદલે વિકરણ થઈને રહ્યું છે. વળી 'તિમિરનું ગાન' એવું એક કાવ્ય છે તેમાં પ્રથમ પાંચ કડીઓ સુધી તો કાવ્યરચના સારી છે અને 'ગાન' કોઈ 'દિવ્ય'-તા વાળું હશે એમ લાગે છે, પણ છઠ્ઠી કડીમાંથી તિમિરને વિશ્વના દુઃખ પ્રપંચાદિ રૂપ માનીને દુઃખ પ્રપંચ ક્લેશાદિના વિરાવને ગાન માન્યું છે એમ સમજાતાં કલ્પનાની દુર્બલતા અને કાવ્યનું અનાહ્લાદકત્વ જ લક્ષમાં આવે છે, જે જે ઉત્તમ અંગ્રેજ કવિઓએ વિશ્વના સહજ વ્યાપારમાં 'ગાન' નો આરોપ કર્યો છે તેમણે, તે ગાનને કોઈ ઉચ્ચતાવાળું, ઉન્નત, અને પ્રાપંચિક જીવન પારના આનંદરૂપે ગાયું છે. એમ કરવામાં જ કાવ્યત્વ છે.

આવી રીતે તત્ત્વવિચારના ભિન્નત્વથી, શબ્દશક્તિના આગ્રહથી, કે અંગ્રેજી નમૂનાનું અનુકરણ કરવાની લાલસાથી આ કાવ્યમાં અનેક પ્રકારે કાવ્યત્વની ક્ષતિ થઈ છે. જ્યાં જ્યાં એવી વક્રતા નથી ત્યાં ત્યાં કાવ્ય સારાં અને હૃદયગ્રાહી છે એ પણ કહેવું જોઈએ. 'અર્પણપત્રિકા'નું કાવ્ય', 'અભિમન્યુ અને ઉત્તરા', 'મત્સ્યગંધા અને શાન્તનુ', 'કુસુમણિ' આદિ કાવ્યો બહુ ઉત્તમ છે.

રા. રા. નરસિંહરાવ જેવા સંગીત અને કાવ્યના ઉત્તમ વિલાસીએ કેટલેક ઠેકાણે માત્રાની ચૂકો કેમ કરી હશે તે કહી શકાતું નથી.

થઈ લુપ્ત ક્હાં છબી રૂડી.

× ×

રહું એકલો મનુજ લોકે
અરે કોણ આ જ્વલન રોકે

× ×

તપ ફુલ્લી ગગન સુંદરી
નહિં ધણી શું દિસે હવે ફરી.

ઇત્યાદિ રેખતાની કડીઓમાં, તેમ

ને બુદ્બુદ સમ ફુટી જઈ લુપ્ત થતા ક્ષણમાં

એ રોલાની કડીમાં, તેમ

ઘેલા પાપ ! તુજ ઘોર સ્વરૂપધારી

એ વસંતતિલકાના ચરણમાં માત્રાનો દોષ જણાય છે. આપણી ભાષામાં નવી જ પદ્ધતિની અને અંગ્રેજી ની અનુકરણવાળી કવિતાના નમૂનારૂપે પુસ્તક ભાષાના અભ્યાસીઓને, વિચારક્રમના વિલોકનારને, અને નવી કવિતાના શોકીનોને, સંગ્રહમાં રાખવા યોગ્ય છે.

'સુદર્શન' : એપ્રિલ, ૧૮૯૭.

## સ્વીડનબૉર્ગ : લગ્નસ્નેહ અને તેનાં વિશુદ્ધ સુખો[૧]

આ લેખ વિલોકતાં અનેક પ્રકારના વિચારો, જનસમાજના બુદ્ધિવિકાસનો ક્રમ લક્ષમાં રાખનારને, થયા વિના રહે તેમ નથી. લેખક એક તરુણ ગ્રેજ્યુએટ છે, ફિલસુફી અને કાવ્યસાહિત્યના વિષયોનું અધ્યયન કરવાનો તેને શોખ છે, અને લેખક તરીકે પણ તેણે કાંઈક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારો પામી, પ્રાચીન આર્યધર્મમાં રહેલી ભાવનાઓને, અસાધ્ય, યુક્તિહીન, કે ભ્રમરૂપ માનવાની વૃત્તિમાંથી, કેવલ નવીન પક્ષની પદ્ધતિએ જવાથી જ ઉન્નતિનો માર્ગ સિદ્ધ થશે એવો નિશ્ચય ઊપજે એ સ્વાભાવિક છે; અને જેમણે પ્રાચીનતાને શ્રદ્ધાપૂર્વક સૂક્ષ્મ રીતે અવલોકી નથી તેવા પાશ્ચાત્ય શિક્ષણ પામેલા ઘણાખરા યુવકોની એ જ સ્થિતિ સર્વ કોઈના જાણવામાં છે. વિચારવાનને એ નિશ્ચય ફેરવવાનો સમય આવે છે, ને તેવા જે જે જનો એ નિશ્ચય ફેરવતા અમોએ જોયા છે તેમાં આ તરુણ ગ્રેજ્યુએટનો નિશ્ચય આવી રીતે ફરવા લાગેલો જોઈ અમોને ખરેખર સંતોષ થાય છે. પૂર્વના નિશ્ચયને ફેરવી અન્ય નિશ્ચય ઉપર આવવામાં નિર્બલતા નથી. ઉન્નતિ અને વૃદ્ધિ એમ જ થઈ શકે છે. વળી, **યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ** શિષ્ટ જનો જે આચરે છે તેને જ ઇતર નામ સાધારણ પ્રાકૃત લોકો પણ માન્ય વ્યવહાર ગણી આચારમાં દાખલ કરે છે; અને આચારનો મુખ્ય આધાર વિચાર ઉપર હોવાથી, આપણા દેશના અગ્રણી

૧ ઇંગ્લિશ ઉપરથી ગૂજરાતીમાં યોજનાર : રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ.

ગણાવાને યોગ્ય આપણા મિત્રયુએટ। જ્યારે ઉન્નતિના સત્ય માર્ગને વિચારે ચઢે ત્યારે શુભની જ ઇચ્છા કરતા સર્વ સુજનોને સંતોષ થાય એ સ્વભાવિક છે.

જ્ઞાન અને જ્ઞાનની શક્યતા સર્વદા અસીમ છે, ગમે તેવો જ્ઞાની પણ 'હું જ્ઞાનનો પાર પામ્યો' એમ કહી શકતો નથી, 'આ કરતાં બીજા પ્રકારનું જ્ઞાન પણ સંભવતું જ નથી' એમ આગ્રહ કરી શકતો નથી. જીવન્મુક્ત પુરુષોને જ્ઞાનરાશિ ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તે પણ અહંવૃત્તિને વિષે અભિવ્યક્ત જે ચૈતન્ય તેના વિષયરૂપે થયો કહેવાતો નથી. આમ હોવાથી જેનું અંતઃકરણ સર્વદા જ્ઞાન પામવા અને લેવા તત્પર રહે છે તે જ જ્ઞાન પામે છે, એ જ્ઞાન પમાડી શકે છે. કોઈ ક્ષણે પૂર્વનિશ્ચયને સ્થાને અન્ય નિશ્ચય સ્થાપવાનો પ્રસંગ આવતાં, સત્યના આગળ સ્વાભિમાનનો ભોગ આપવો એ જ જ્ઞાન પામવા બરાબર છે. એમ જ વૃદ્ધિ અને ઉન્નતિ સિદ્ધ થાય છે; શાસ્ત્ર અને કલાનો પ્રતિદિવસ વિસ્તાર થાય છે; જનસમાજનું કલ્યાણ થાય છે. અમારા પક્ષનું સમર્થન થયાના ઉલ્લાસમાં આ કહેવાતું નથી, 'અમારો પક્ષ' એવું કોઈ છે જ નહિ; માત્ર સત્ય ઉપર પ્રીતિ ધારણ કરી, સ્વાભિમાનથી મુક્ત થઈ, ક્ષણ વાર, પૂર્વનિશ્ચયને સ્થાને અન્ય નિશ્ચય સ્વીકારવાની ઉદાર બુદ્ધિથી જ ઉન્નતિનો માર્ગ લક્ષમાં આવે છે એના દૃષ્ટાન્તરૂપે, આ લેખના યોજનારને અમે ધન્યવાદ આપીએ છીએ. આટલું કહેવાનો પ્રસંગ તેમણે લખેલી પ્રસ્તાવનાનો આરંભ જોવાથી, તેમ જ ગયાં બે ત્રણ વર્ષનો તેમનો વિચારક્રમ જાણવાના પરિચયમાંથી, પ્રાપ્ત થાય છે. તેઓ લખે છે :—

"આપણે બધા જાણવા વગર અને સમજવાનો યત્ન કર્યા વગર
"વિચારોની અવગણના કરવાને પાત્ર છીએ. આપણ બધાને જ્ઞાનનો સ્નેહ
"ક્ષીણ થતાં અમુક વખતે મનની આસપાસ દીવાલો બંધાઈ જાય છે; અને
"પછી તેમાં નવાં સત્યો દાખલ થઈ શકતાં નથી. અને તો પણ ઘણા
"પોતાના મનને ખુલ્લું ધારે છે, તે એટલા માટે કે દીવાલો દૂર થાય તે
"પહેલાં દેખાતી નથી. આમ છે તેટલા માટે દરેક નવીન વિષયની સાથે
"પ્રસંગ પાડતાં સાવધાન રહેવાની અને પરીક્ષા કરવાની ફરજ છે."

આવો સિદ્ધાન્ત કહીને તે સિદ્ધાન્ત ઉપર આવવાનો પોતાનો ક્રમ દર્શાવતાં તેઓ લખે છે :

"થોડીએક મુદ્દત પહેલાં એક પ્રસિદ્ધ માસિકમાં અમુક પ્રતિષ્ઠિત
"લેખકના એક પુસ્તક ઉપર અવલોકન પૂરું થયું, એ અવલોકન વાંચનારાઓ
"જોઈ શકયા હશે, અને જોઈ શકશે, કે તે શરૂ થયું ત્યારે ગ્રંથના મુખ્ય
"વિષય સંબંધી લેખકને થોડું જ જ્ઞાન હતું, પરિણામ એ આવ્યું કે લેખક
"પોતાના અવલોકનમાં જેમ જેમ આગળ ચાલતો ગયો, તેમ તેમ તેના

"વિચારો કરતા ગયા, અને પરિણામે તેને સ્પષ્ટ માલૂમ પડ્યું કે તેનો "આરંભ અયોગ્ય અને સાહસિક હતો, અને તેણે ધીરજથી અભ્યાસ કર્યો "હોત તો તેનો લેખ તેને પોતાને અને વાંચનારાઓને ઘણો વધારે શિક્ષ- "ણીય થઈ શકત. આ હકીકત આ સ્થળે આપવાનો હેતુ સ્પષ્ટ છે."

'જ્ઞાનસુધા'માં 'સિદ્ધાન્તસાર'નું અવલોકન આવતું હતું તેને ઉદ્દેશીને આ લખવું થયું છે.

સત્યનો ગ્રહ આ લેખકને આ રીતે થતો ગયો છે એટલામાં જ તેના ઉચ્ચ આશયની સમાપ્તિ નથી. જ્ઞાનનો આચાર સાથે જ્યાં અતિ સુદૃઢ સંબંધ છે તેવી નીતિ અને કર્તવ્યની ભૂમિકા ઉપર તત્ત્વજ્ઞાનની કસોટી કરવી; અને આ લેખમાં દર્શાવ્યાં છે તેવાં પ્રમાણને આધારે તત્ત્વજ્ઞાન અને નીતિના નિશ્ચયોની માન્યતા સ્થાપવી;—એ પદ્ધતિ, આ સમયમાં, આપણા દેશમાં, કેવલ નવી છે. પાશ્ચાત્ય શિક્ષણ લીધેલો કોઈ વિચારવાન પુરુષ એ પદ્ધતિનો સ્વીકાર કરે તેમાં, પ્રાચીન ઉન્નતિભાવનાને જ શ્રેયસ્કારિણી માનવાનો યત્ન કરનાર સર્વ કોઈને સંતોષ થાય એ સ્વાભાવિક છે. સ્વીડન-બોર્ગે સ્વર્ગ નરક અથવા સ્થૂલ વિશ્વના સૂક્ષ્મ પ્રાતિભાસિક આકારો જોયેલા અને તેમાંથી તેને જે સત્ય સમજાયેલું તે પ્રસિદ્ધ કરવાની તેને ઈશ્વરાજ્ઞા થયેલી; આવું પ્રસિદ્ધ કરતાં આ લેખક લખે છે કે :—

"ઈશ્વરાજ્ઞા!—શા માટે આ શબ્દ કોઈને પણ નહિ માનવા લાયક "લાગવો જોઈએ? શું ફરજની દરેક પ્રેરણા ઈશ્વરાજ્ઞા નથી?...બેશક કોઈ "અમલદાર આપણને આજ્ઞા કરે તેની માફક તે આજ્ઞા પ્રથમ કાનમાં અને "પછી અંદર પ્રવેશ કરતી નથી;—એ તો આત્મામાં, જેને આપણે "નીતિબુદ્ધિ કહીએ છીએ તેમાં જ પ્રકટ થાય છે......પણ જ્યાંસુધી એ "સ્નેહ અને નીતિબુદ્ધિને આપણે ઈશ્વરરૂપ માની શકીએ નહિ, ત્યાંસુધી "આપણે બિલકુલ અધાર્મિક છીએ."

અર્થાત્ આત્માનુભવવાળા હૃદયનું સ્ફુરણ માત્ર નીતિમય અને તેથી આજ્ઞારૂપ છે; અને તે આજ્ઞા ઉપર સર્વસ્વ અર્પવા જેવી શ્રદ્ધા એટલે તેવો પ્રેમ હોય તો જ એ આજ્ઞાનુસાર આચાર ઉપજી શકે છે. ત્યારે આ પ્રકારે 'પ્રેમ'ને જ ઈશ્વર ઠરાવી, શ્રદ્ધામાંથી જ જે અર્પણપૂર્વક કર્તવ્યની નીતિ-ભાવના ફલિત થાય છે તેને ઈશ્વરાજ્ઞા કહેતાં, વ્યક્તિમાત્રને પ્રેમદ્વારા કર્તવ્યપરાયણતાનો બોધ આપવાની આ પ્રમાણપદ્ધતિ પ્રસિદ્ધ નીતિવાદો અને યુક્તિવિસ્તારોના કરતાં નવી અને જુદી છે. એટલું જ નથી, પણ આવી ઈશ્વરાજ્ઞા સ્વીડનબોર્ગને થયેલી તેનું પ્રમાણ શું? એમ પૂછીને તેના ઉત્તરમાં આ લેખક જે લખે છે તે પણ આ નવી પ્રમાણપદ્ધતિના સ્વરૂપને

યથાર્થ રીતે સ્પષ્ટ કરવાને યોગ્ય ધારી અત્ર ઉતારવું ઉચિત છે :—

"આપણે જાણીએ છીએ કે અન્ન મનુષ્યોને ખાવાને માટે ઈશ્વરે "નિર્મિત કીધું છે; કારણકે જઠરને અનુકૂળ પડે છે અને શરીરને પોષણ "આપે છે, આના કરતાં ઈશ્વરી નિર્માણનું વધારે સારું કે ઊંચું પ્રમાણ આપણે કલ્પી પણ શકીએ નહિ."

આવું કહીને આ લેખક જે સિદ્ધાન્ત ઉપર આવે છે તે સત્યગ્રહણની પ્રમાણપદ્ધતિ પરત્વે સર્વ કોઈ સત્યશોધકે લક્ષમાં રાખવા લાયક છે :--

"જે રીતે શરીર અન્નથી તેમ મન સત્યથી પોષાય છે. સત્ય મનને "અનુકૂળ પડે અને તેને પોષણ આપે તો તે ઈશ્વરી છે. એથી વધારે "પ્રમાણ શોધનારને તે કદાપિ મળશે નહિ, અને એથી ઓછું શોધનાર મનમાં માત્ર પત્રન અને કચરાને પૂર્યા કરશે."

અર્થાત્ 'અધિકાર' એ જ સત્યગ્રહણમાં સર્વત્ર નિયામક છે એ વાત ઉપર દુર્લક્ષ થવામાંથી વાદવિવાદ વિરોધ અને અસત્યના વિસ્તારો ઉપસ્થિત થાય છે. જે મન જેવા સત્યથી પુષ્ટ થવા તત્પર હોય તેવું સત્ય જ તેને પુષ્ટિ આપી શકે, અને તે જ તેણે સત્ય માની, તે ઉપર સંપૂર્ણ શ્રદ્ધા કરી, આચાર અને કર્તવ્યમાં તેને ઉતારવું, તો ઉન્નતિ અને વૃદ્ધિનો માર્ગ સહજે હાથ થાય. આવો નિષ્કર્ષ કરી બતાવવાને, આ લેખકે સ્વીકારેલી પ્રમાણ-પદ્ધતિનું વિવેચન કરવાનું તાત્પર્ય એ છે કે આ પ્રકારે સત્યપ્રીતિથી, જ્યાંસુધી કોઈ પણ વિચારવાન પુરુષ, આવી માનસિક સ્થિતિ પ્રાપ્ત કરતો નથી, ત્યાંસુધી તે સત્યગ્રહણ માટેની કે સત્ય શીખવા માટેની યોગ્યતા પ્રાપ્ત જ કરતો નથી એ વાત સ્પષ્ટ થાય. આપણા અગ્રણી બંધુઓ આવી માનસિક સ્થિતિમાં આવીને પ્રાચીન નવીન સર્વ વાતનો વિચાર કરતા થાય એ સમયની પ્રતીક્ષા કરનારને આ લેખકની આવી માનસિક સ્થિતિ એટલા જ માટે સંતોષ ઉપજાવે છે.

કેવી માનસિક સ્થિતિથી ને કેવી પ્રમાણપદ્ધતિથી સ્વીડનબોર્ગના વિચારો સમજાઈ શકે તે જોયા પછી તે વિચારોમાંનો જે લગ્નસ્નેહ નામક વિચાર આ લેખમાં ચર્ચ્યો છે તે વિષયમાં એટલું જ ઉમેરવું બસ થશે કે સૂક્ષ્મ વિશ્વમાં જેમ સ્થૂલનો સ્પર્શ નથી, દેશકાલના પરિચ્છેદ નથી, તેમ સૂક્ષ્મરૂપ જે પ્રેમ તેમાં પણ સ્થૂલ વાસનાના પરિતોષો કે દેશકાલના પરિ-ચ્છેદોનો સ્પર્શ હોઈ શકતો નથી. જ્ઞાન અથવા બુદ્ધિને જે સ્નેહ અથવા હૃદયની અપેક્ષા છે અને સ્નેહ અથવા હૃદયને જે જ્ઞાન અથવા બુદ્ધિની અપેક્ષા છે તે પરસ્પરને મળી આવે એ જ લગ્નનો હેતુ અને સાર છે. જેને આપણે જ્ઞાન અને ભક્તિની એકતારૂપ અથવા બુદ્ધિ અને હૃદયની એકતા-

રૂપ અદ્વૈત કહીએ તેને જ સ્વીડનબોર્ગ લગ્ન કહે છે. લગ્નનો આ અર્થ અતિ વિશુદ્ધ અને વિશાલ છે. એ લગ્ન વિનાનાં લગ્ન વ્યભિચાર છે. શ્રદ્ધાની વિપુલતાવાળું જ્ઞાન આચાર પર્યંત પહોંચી અપરોક્ષ કહેવાય છે, તેવી રીતે શ્રદ્ધાહીન જ્ઞાન આચારથી વિખૂટું રહી પરોક્ષ કહેવાય છે. એટલે જ્ઞાન અને શ્રદ્ધાનો યોગ લગ્ન છે, વિયોગ વ્યભિચાર છે. જે સ્થૂલ લગ્ન વિષયે આ લેખમાં ચર્ચા થઈ છે ત્યાં પણ એમ જ છે. 'જ્ઞાનનો પ્રેમ' એ જ લગ્ન છે, અને તે જ દૈવી, દિવ્ય સ્વર્ગ છે. નહિ કે સ્વર્ગ એવી અમુક દશા નથી, તે પણ છે, અને લગ્નનો આવો અર્થ સ્વીડનબોર્ગે પ્રત્યક્ષ સ્વર્ગમાંથી જ તેવાં તેવાં જોડાં જોઈને, આપ્યો છે, પરંતુ સ્થૂલ વિશ્વની અધમતામાંથી છૂટી ઉન્નત જીવન પ્રાપ્ત કરવાને બુદ્ધિ અને હૃદયનો જે યોગ અતિ આવશ્યક છે, ફલાભિસંધિરહિત કર્તવ્યમાં વિચરવાનો માર્ગ કરી આપનાર ઈશ્વરરૂપે જે પ્રેમ અથવા સમષ્ટિભાવ પૂજ્ય છે, તે સમજાવવાનો મુખ્ય આશય આ ભાવનામાં સ્પષ્ટ રીતે રહેલો છે. એટલા જ માટે આ લેખ મનનપૂર્વક વાંચવા યોગ્ય છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં અને આર્યાવર્તનની પ્રાચીન વિશુદ્ધ ભાવનાઓમાં પ્રેમનું ઉચ્ચ સ્થાન નથી સમજાવેલું એમ નથી; લગ્નના આવા ભવ્ય અર્થ નથી થયા એમ નથી, તથાપિ વચમાંના અંધકારમાં જે મલીનતા અને દુષ્ટતાએ તે ભાવનાઓને અધમ કરી નાખી છે તેને મુકાબલે આપણને આપણી મૂલ ભાવનાઓનું કાંઈક ભાન કરાવે તેવા માર્ગ ઉપર લખાયેલો આ લેખ સર્વાંશે સર્વને પૂર્ણ મનન કરવા યોગ્ય છે. છતાં ગ્રંથ યોજનાર જે કહે છે તે સત્યપ્રીતિવાળા સર્વ વાચકોએ, લક્ષમાં રાખવાનું છે :—

"બેશક ઘણી બાબતો એવી આવશે કે જે તરત સમજાશે નહિ "અથવા ખરી લાગશે નહિ. એવું બને ત્યારે એટલું યાદ રાખવું કે શાંતિથી "પ્રકાશની રાહ જોયા વગર આપણને પ્રકાશ મળી શકતો નથી, અને "સ્વીડનબોર્ગ સુદ્ધાં પણ કંઈ સર્વજ્ઞ નથી. ઈશ્વરી જ્ઞાન સ્વીકારવાની તેની "પાત્રતા બેશક આપણા કરતાં અતિશય વધારે છે, પણ તે સુદ્ધાં દોષ "કરવાને પાત્ર છે. માત્ર સત્ય ઉપર જેને પ્રીતિ હશે તેને તેની પાસેથી "ઘણું સત્ય મળ્યા વગર રહેશે નહિ; કારણ કે એ સત્ય તેણે બુદ્ધિથી "શોધેલું નથી, પણ પ્રીતિથી સ્વીકારેલું છે."

'સુદર્શન' : ફેબ્રુઆરી, ૧૮૯૮.

# ટિપ્પણો

**પૃ૦ ૪. જ્ઞાનસુધા :** સ્વ. સર રમણભાઈસંચાલિત માસિક પત્ર (ઈ. સ. ૧૮૮૭–૧૯૧૯); 'સુદર્શન'ની અદ્વૈતવાદી, સંરક્ષક નીતિની સામે તેની દ્વૈતવાદી, સુધારક નીતિ હોઈ બેઉ પત્રો વચ્ચે ધર્મ, સમાજ અને સાહિત્ય પરત્વે ખૂબ વિવાદ થયો હતો. અહીં ઉલ્લેખેલ 'સ્વધર્મ–પરધર્મ' વિશેની ચર્ચા 'જ્ઞાનસુધા'ના ઈ. સ. ૧૮૯૬ ના મેથી સપ્ટેમ્બરના અંકોમાં પ્રગટ થયેલી, તે 'ધર્મ અને સમાજ' નામના રમણભાઈના લેખસંગ્રહમાં સમાવેશ પામી છે. જુઓ 'ધર્મ અને સમાજ,' પુ૦ ૧, પૃ૦ ૨૪૪–૨૬૬.

**પૃ૦ ૪. 'સનાતન ધર્મ પરિષદ'**માંનો મ. ન. દ્વિ.નો લેખ એટલે અહીં મૂકેલ 'આપણી પ્રાચીન ધર્મભાવના'. જુઓ પૃ૦ ૪૩.

**પૃ૦ ૫. પ્રાર્થના સમાજ :** એની સંક્ષિપ્ત માહિતી માટે જુઓ 'ઉપોદ્‌ઘાત'; વિસ્તૃત પરિચય સારુ જુઓ મુંબઈ પ્રાર્થનાસમાજપ્રકાશિત દ્વારકાનાથ ગોવિંદ વૈદ્યકૃત 'પ્રાર્થના સમાજાચા ઇતિહાસ'.

**પૃ૦ ૬. વેદાન્ત :** સૃષ્ટિના પ્રારંભકાળમાં જે સ્વયંભૂ જ્ઞાનનો આવિર્ભાવ થયો તેને વેદ કહે છે. તેનું શબ્દબ્રહ્મરૂપે જે ઋષિઓને દર્શન થયું તેઓ દ્રષ્ટા કહેવાયા. આ વેદના મૂળ મંત્રો ઋક્‌, યજુષ્‌, સામ અને અથર્વ સંહિતામાં ગોઠવાયા. પછી તે મંત્રોની સમજૂતી આપતું સાહિત્ય રચાયું, જેને બ્રાહ્મણ કહે છે. ગુરુપરંપરા વડે સાંભળેલા શબ્દબ્રહ્મરૂપ વેદને શ્રુતિ પણ કહે છે. અર્થવિભાગ વડે આ સાહિત્ય કર્મ, ઉપાસના અને જ્ઞાન એમ ત્રણ કાંડમાં વહેંચાયેલું છે. ત્રિકાંડ વેદના અર્થને સમજવા સારુ વ્યાકરણાદિ છ અંગો, ચાર ઉપવેદો, પુરાણ, ન્યાય અને મીમાંસા આદિ વેદાર્થનું વિવરણ કરનાર સાહિત્ય જાણવાની જરૂર રહે છે.

સંહિતા અને બ્રાહ્મણ પછીનો વેદનો અંતભાગ તે વેદાન્ત. તેમાં વેદના શબ્દસમૂહનો અંત એટલે છેડો જ છે એટલું નહિ, પરંતુ વેદનો અર્થસિદ્ધાંત પણ તેમાં સમાયેલો છે. બાદરાયણનું 'બ્રહ્મસૂત્ર' જે વેદાંતસૂત્ર તરીકે પણ ઓળખાય છે તે વેદાન્તનો મુખ્ય ગ્રંથ. એનો રચનાકાળ વિ. સં. પૂ. ૪૦૦ થી ૨૦૦ વર્ષ. એ સૂત્રાત્મક હોઈ તેમાંથી વિવિધ સિદ્ધાંતો ( theories ) નીકળ્યા છે. 'બ્રહ્મસૂત્ર'-માંથી શંકરાચાર્યે કેવલાદ્વૈતનો, રામાનુજે વિશિષ્ટાદ્વૈતનો, વલ્લભાચાર્યે શુદ્ધાદ્વૈતનો અને મધ્વાચાર્યે શુદ્ધદ્વૈતનો સિદ્ધાંત ફલિત કરી બતાવ્યો છે. નિમ્બાર્કે દ્વૈતાદ્વૈતનો સમન્વય કર્યો. બ્રહ્મસૂત્રમાં વર્ણવેલ આધ્યાત્મવિદ્યાનું વિસ્તૃત પ્રતિપાદન ઉપનિષદો-એ કર્યું છે. ઉપનિષદનો મુખ્ય અર્થ બ્રહ્મવિદ્યા અને ગૌણ અર્થ બ્રહ્મવિદ્યાપ્રતિ-પાદક ગ્રંથવિશેષ. બ્રહ્મનું સ્વરૂપ, જીવ અને જગત સાથે તેનો સંબંધ, બ્રહ્મ-પ્રાપ્તિનાં સાધન અને બ્રહ્મસાક્ષાત્કારનો આનંદાનુભવ આ ગ્રંથોમાં સવિસ્તર વર્ણવાયેલ છે. કુલ ૧૦૮ ઉપનિષદો છે : ૧૦ ઋગ્વેદમાંથી, ૧૯ શુક્લ યજુર્વેદમાંથી, ૩૨ કૃષ્ણ યજુર્વેદમાંથી, ૧૬ સામવેદમાંથી અને ૩૧ અથર્વ વેદમાંથી. અઢારની

થિયોસોફિકલ સોસાયટીએ આશરે ૬૦ ઉપનિષદો પ્રકટ કર્યાં છે. શંકરાચાર્યે ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક અને નૃસિંહ–પૂર્વતાપની નામનાં અગિયાર ઉપનિષદો ઉપર ભાષ્ય રચ્યું હતું. વેદાન્તના વિસ્તૃત પરિચય સારુ વાંચો શ્રી: નર્મદાશંકર દેવશંકર મહેતાકૃત 'ઉપનિષદ વિચારણા' અને વિદ્યારણ્ય સ્વામીકૃત વેદાન્તસાર અને પંચદશી.

પૃ૦ ૮. દત્તાત્રેય : ચાલુ મન્વંતરના ઋષિ અત્રિના પુત્ર દત્ત. તે પરમ બ્રહ્મનિષ્ઠ હતા અને બ્રહ્મવિદ્યા પરત્વે એક તરફ તે અલર્ક, પ્રહ્‌લાદ, યદુ અને સહસ્રાર્જુન ઇ૦ ના ગુરુ હતા, તો બીજી તરફ પોતે પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, પારધિ, હરણ, માછલું, પિંગળા, ટીટોડી, બાળક, છોકરી, બાણ ઘડનાર, સર્પ, કરોળિયો અને ભમરો એમ ચોવીસ ગુરુ કરીને દરેકના આચરણ ઉપરથી ઉપદેશ ગ્રહણ કર્યો હતો. એમના વિશે વિસ્તૃત માહિતી માટે જુઓ 'ભારતના સંત પુરુષો' (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય); ભા૦ ૧, પૃ૦ ૧૨.

પૃ૦ ૯. સોક્રેટિસ : (ઇ. સ. પૂ. ૪૬૯–૩૯૯). મહાન ગ્રીક ફિલસૂફ. પ્લેટોનો ગુરુ. વૈયક્તિક સમ્પત્તિના જમાનામાં નવીન સમાજવ્યવસ્થા વિશેના તેના નવા, ડહાપણભર્યા વિચારો તત્કાલીન રાજ્યસત્તાથી સહન ન થતાં એના ઉપર જુવાનોને અવળે માર્ગે ચડાવવાનો અને ધર્મદેવતાઓની વિરુદ્ધ પ્રચાર કરવાનો આરોપ મૂકવામાં આવ્યો અને દેહાંતદંડની સજા થઇ. સોક્રેટિસે સિદ્ધાંતને ખાતર આનંદપૂર્વક ઝેર પીધું હતું.

પૃ૦ ૯. વિજ્ઞાતમ૦ જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ્.

પૃ૦ ૧૧. કર્મ, ઉપાસના અને જ્ઞાનનો અધિકારક્રમ સમજ્યા વગર સાચી જ્ઞાનપ્રાપ્તિ થતી નથી. યજ્ઞયાગાદિ કર્મકાંડ બ્રાહ્મણ સાહિત્યનો, ઉપાસના આરણ્યક સાહિત્યનો અને જ્ઞાન ઉપનિષદોનો મુખ્ય વિષય છે.

પૃ૦ ૧૩. સત્યકામ જાબાલની વિસ્તૃત કથા માટે જુઓ પૃ૦ ૧૬૦.

પૃ૦ ૧૩ શુકદેવ અને જનક : અહીં શુકદેવ તે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, કે જેણે કૃષ્ણચરિત્રવર્ણનવાળું ભાગવત રચ્યું કહેવાય છે, તેનો ઘૃતાચી નામની અપ્સરાથી થયેલો પુત્ર. વ્યાસને આ પુત્ર શિવના પ્રસાદથી પ્રાપ્ત થયો હતો. એ જન્મથી જ્ઞાની હતો. પરંતુ એનામાં પોતાના જ્ઞાનનું સહેજ ઘમંડ હતું. તેથી વ્યાસે તેને સૌથી પ્રથમ મિથિલા નગરીના રાજા બ્રહ્મજ્ઞાની જનકની પાસે જવાની આજ્ઞા કરી હતી. જનક સાથેની ચર્ચા દરમિયાન શુકદેવના જ્ઞાનનો ઘમંડ ઊતરી જાય છે. જુઓ દેવી ભાગવત, સ્કંધ ૧, અધ્યાય ૧૪.

પૃ૦ ૧૪. પંચતંત્ર : પાંચ પ્રકરણમાં વહેંચેલો ધર્મ તથા નીતિનો ઉપદેશ કરતી કાલ્પનિક વાર્તાઓનો સંગ્રહ. કાશીથી ભણીને આવતા પંડિતોની વાત માટે જુઓ તંત્ર ૫, વાર્તા ૪.

પૃ૦ ૧૪. વેદનો અર્થ કરનારાં શાસ્ત્રોમાં મુખ્ય બ્રાહ્મણ છે. બ્રાહ્મણ એટલી સમજતી. આ બ્રાહ્મણસાહિત્ય વેદની સંહિતાઓ પછી તરત જ અસ્તિત્વમાં

આવેલું; વેદની જુદી જુદી શાખાઓનો અર્થ વિવિધ બ્રાહ્મણો દ્વારા સમજાય છે. અહીં ઉલ્લેખેલ વિધિ, નિષેધ અને અર્થવાદની ચર્ચા બ્રાહ્મણસાહિત્યમાં મળે છે.

પૃ૦ ૧૫. **પુરાણ :** કાળક્રમે વેદ પછી ઉપનિષદ, રામાયણ, મહાભારત અને પુરાણો રચાયેલાં. મહાભારતકારે આ પુરાણોની રચના કરી કહેવાય છે. હિન્દુ ધર્મ-કથાઓનો સંપૂર્ણ સંગ્રહ એમાં મળે છે. કુલ અઢાર પુરાણો: કૂર્મ, ગરુડ, બૃહન્નારદીય, પદ્મ, બ્રહ્મ, બ્રહ્મવૈવર્ત, બ્રહ્માંડ, ભવિષ્ય, ભાગવત, મત્સ્ય, માર્કંડેય, લિંગ, વામન, વાયુ, વરાહ, વિષ્ણુ, શિવ અને સ્કંદ. કેટલાક વાયુને બદલે અગ્નિપુરાણ મૂકે છે તો કેટલાક નરસિંહપુરાણને ઉમેરે છે. બધામાં વાયુપુરાણ જૂનું અને ભાગવતપુરાણ શ્રેષ્ઠ. વિશેષ માહિતી માટે વાંચો દુર્ગાશંકર કે. શાસ્ત્રીરચિત 'પુરાણવિવેચન.'

પૃ૦ ૧૫. **તંત્ર** એટલે જેના વડે જ્ઞાનનો વિસ્તાર થાય છે તે શાસ્ત્ર. ( तन्यते विस्तार्यते ज्ञानमनेन इति तन्त्रम् । ) તંત્રનો વ્યાપક અર્થ શાસ્ત્ર, સિદ્ધાંત, અનુષ્ઠાન, વિજ્ઞાન કે વિજ્ઞાનવિષયક ગ્રંથ થાય છે. શંકરાચાર્ય 'સાંખ્ય'ને માટે 'તંત્ર' શબ્દ યોજે છે. મહાભારતમાં ન્યાય, ધર્મશાસ્ત્ર, યોગશાસ્ત્ર ઇત્યાદિ પરત્વે 'તંત્ર' શબ્દ યોજેલો છે. અહીં 'તંત્ર'નો અર્થ જંતરમંતરવાળા એક વિશિષ્ટ સાધનમાર્ગનો ઉપદેશ દેતું સાહિત્ય, જેને 'આગમ' પણ કહેવામાં આવે છે. કર્મ, ઉપાસના અને જ્ઞાનના સ્વરૂપનું દર્શન 'નિગમ' અર્થાત્ વેદ કરાવે છે, ત્યારે તેના સાધનભૂત ઉપાયોનું વર્ણન આ તંત્ર અથવા 'આગમ' સાહિત્ય કરે છે. 'આગમ' ત્રણ પ્રકારના: શૈવ, વૈષ્ણવ અને શાક્ત, જે અનુક્રમે શિવ, વિષ્ણુ ને શક્તિની ઇષ્ટ દેવતારૂપે ઉપાસના વિહિત કરે છે. દાર્શનિક સિદ્ધાંત અનુસાર ત્રણેને અનુક્રમે અદ્વૈત, દ્વૈત અને દ્વૈતાદ્વૈતપ્રધાન કહી શકાય.

પૃ૦ ૧૫. **સ્મૃતિ :** સૂત્રસાહિત્યની રચના પછી સ્મૃતિઓ રચાઇ. વેદના વચનો ઉપરથી આ સ્મૃતિઓ ધર્મની ચર્ચા કરે છે. કુટુંબ, સમાજ, રાજ્ય ઇત્યાદિ પરત્વેની વ્યક્તિની ફરજો એમાં સમજાવી છે. મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કય સ્મૃતિ મુખ્ય. મનુસ્મૃતિ હિન્દુ સમાજના બંધારણનું પવિત્ર શાસ્ત્ર છે. મેક્ષમૂલરના કહ્યા પ્રમાણે 'માનવધર્મ સૂત્ર' નામના હાલ અસ્તિત્વ નહિ ધરાવતા પુસ્તક ઉપરથી મનુસ્મૃતિની રચના થઈ ગણાય છે.

પૃ૦ ૧૫. **ષડ્દર્શનશાસ્ત્ર :** તે અનુક્રમે સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, મીમાંસા અને વેદાંત. આ ષડ્દર્શનોનું વર્ણન માધવાચાર્યે 'સર્વદર્શનસંગ્રહ'માં આપેલું છે.

પૃ૦ ૧૮. **કબીર :** ( ઇ. સ. ૧૪૦૦-૧૪૯૩ ). જન્મે મુસલમાન અને ધંધે વણકર હોવા છતાં ઉચ્ચ કોટિનાં, રહસ્યોથી ભરપૂર ભજનો રચનાર ગાનાર ઉત્તમ હિંદી ભક્ત કવિ. રામાનંદના શિષ્ય. કાશીમાં રહીને તેમણે જિંદગીનો મોટો કાળ 'રામ' અને 'રહેમાન'ની એકતા ગાવામાં ગાળ્યો હતો. એમની કવિતામાં હઠયોગ અને સૂફીમતના મિશ્રણવાળી ભક્તિ પ્રતીત થાય છે. એમના ચરિત્ર માટે જુઓ નાભાદાસકૃત સટીક ભક્તમાલ, (દ્વિ૦ આ૦), પૃ૦ ૪૮૫; કવિતાના અભ્યાસ માટે જુઓ ડૉ. રામકુમાર વર્માકૃત 'કબીરકા રહસ્યવાદ.'

પૃ૦ ૧૮. રામાનુજ : (ઇ. સ. ૧૦૩૭–૧૧૩૭). દસમી સદીમાં તામિલ પ્રાંતમાં શ્રીવૈષ્ણવ ધર્મનો બહોળો ફેલાવો થયેલો. તેના આદ્ય પ્રવર્તક શ્રી રંગનાથ મુનિ; પછી યામુનાચાર્ય અને તેમના પછી રામાનુજાચાર્ય. 'બ્રહ્મસૂત્ર' ઉપર એમણે 'શ્રીભાષ્ય' રચીને વિશિષ્ટાદ્વૈતને 'રામાનુજ સંપ્રદાય' બનાવ્યો. વેદાર્થસંગ્રહ, વેદાન્તસાર, વેદાન્તદીપ, ગીતાભાષ્ય ને ગદ્યત્રય એ એમના અન્ય ગ્રંથો.

પૃ૦ ૧૮. સ્વામીનારાયણ : સ્વામીનારાયણ સંપ્રદાયના મુખ્ય પ્રવર્તક સ્વામી સહજાનંદજી (ઇ. સ. ૧૭૮૦–૧૮૭૪). સંપ્રદાયની સ્થાપના ૧૮૫૫માં રામાનુજ-શિષ્ય રામાનંદજીએ કરેલી. પણ સહજાનંદે એનો કચ્છ તથા કાઠિયાવાડમાં બહોળો પ્રચાર કરીને નીચલા થરના લોકોમાં 'ધર્મશુદ્ધિ'ની પ્રવૃત્તિ કરીને એમાં પ્રાણ પૂર્યો. કચ્છના ઘણા મુમા કણબીઓને તેમણે મુસ્લિમ ધર્મમાંથી હિન્દુ ધર્મ તરફ વાળ્યા હતા. સાદું જીવન અને સદાચાર એમના ઉપદેશના મુખ્ય વિષય. અહિંસામય યજ્ઞ, બાળહત્યાનિષેધ, સતીનિષેધ, વહેમખંડન ઇ૦ એમના સામાજિક સુધારા. તેમનાં 'પત્રો' તથા 'શિક્ષાવલી' અર્વા. ગુજ. ગદ્યના જૂનામાં જૂના નમૂના છે. વિશેષ માહિતી માટે વાંચો કિ૦ મશરૂવાળાકૃત 'સહજાનંદચરિત' અને 'મધ્યકાળના સાહિત્ય પ્રવાહ'નો વિભાગ ૭ મો.

પૃ૦ ૧૮. રામાનંદ : (ઈ. સ. ૧૩૦૦–૧૪૪૮). રામાનુજ સંપ્રદાય અનુસાર કૃષ્ણભક્તિનો દેશભરમાં ભક્તોનાં ટોળેટોળાં સાથે ફરીને ફેલાવો કરનાર રામાનુજની શિષ્યપરંપરામાંના મુખ્ય. મૂળ નામ રામદત્ત. રહેવાસી પ્રયાગના. બાર વર્ષની ઉમરે કાશીમાં શાસ્ત્રાભ્યાસ કરવા રહ્યા. ત્યાં રાઘવાનંદ સ્વામીએ એમને રામષડક્ષરમંત્રની દીક્ષા આપીને રામાનંદ નામ આપ્યું. ઉત્તમ યોગપ્રાપ્તિ કરીને રામાનંદે થોડા વખતમાં જ પોતાની યોગ્યતા સિદ્ધ કરી બતાવી. દંડી સંન્યાસીના દંડ ઇ૦ તે નહિ રાખતા હોવાથી અન્ય શિષ્યોની ટીકા થતાં ગુરુની આજ્ઞાથી એમણે જુદો સંપ્રદાય સ્થાપ્યો. તે તત્ત્વતઃ રામાનુજ સંપ્રદાયથી ભિન્ન નહોતો. રામાનંદની દીર્ઘ શિષ્યપરંપરાએ ભાગવત ધર્મનો ફેલાવો ઉત્તરોત્તર ચાલુ રાખ્યો. વિસ્તૃત માહિતી માટે જુઓ નાભીદાસકૃત સટીક ભક્તમાલ, દ્વિ૦ આ૦, પૃ૦ ૨૮૭.

પૃ૦ ૨૪. શંકરાચાર્ય : (ઇ. સ. ૭૮૮–૮૨૦). મલબારના નાંબુદ્રી બ્રાહ્મણ. કર્મકાંડ સામે શુદ્ધ વૈદિક ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરવાને કારણે તેઓ ભગવાન શંકરનો અવતાર મનાયા હતા. આચાર્ય ગૌડપાદના શિષ્ય ગોવિંદ ભગવત્પાદના તેઓ શિષ્ય. ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય રચીને કેવલાદ્વૈતનું સમર્થ પ્રતિપાદન કર્યું. ઉપરાંત, માંડૂક્યકારિકાભાષ્ય, વિષ્ણુસહસ્રનામભાષ્ય, સનત્સુજાતીયભાષ્ય, સૌન્દર્યલહરી, ઉપદેશસાહસ્રી ઇ૦ અન્ય કૃતિઓ.

તેમની બત્રીસ વર્ષની ટૂંકી જીવનકારકીર્દિ પરત્વે નીચેનો શ્લોક પ્રચલિત છે :

अष्टवर्षे चतुर्वेदी द्वादशे सर्वशास्त्रवित् ।

षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरभ्यगात् ॥

એમના જીવનકાર્ય વિશે વધુ માહિતી માટે જુઓ પૃ૦ ૧૧૫.

પૃ૦ ૨૪. अनाश्रितः० જુઓ શ્રીમદ્ભગવદ્ગીતા, અધ્યાય ૬, શ્લોક ૧.

પૃ૦ ૨૬. શ્રી ભગવાન જે સમત્વને યોગ કહે છે ઇ૦ ના સમર્થનમાં જુઓ ભ૦ ગી૦, અ૦ ૨, શ્લો૦ ૪૮.

પૃ૦ ૨૬. मात्राः स्पर्शास्तु० જુઓ ભ૦ ગી૦, અ૦ ૨, શ્લો૦ ૧૪.

પૃ૦ ૨૭. नायमात्मा० જુઓ કઠોપનિષદ્, વલ્લી ૨, શ્લોક ૨૩; વળી જુઓ મુંડકોપનિષદ્, વલ્લી ૩, શ્લોક ૨-૩.

પૃ૦ ૨૮. प्रकृतिं यान्ति० જુઓ ભ૦ ગી૦, અ૦ ૩, શ્લો૦ ૩૩.

પૃ૦ ૩૦. અપરા પ્રકૃતિના વર્ણન માટે જુઓ ભ૦ ગી૦, અ૦ ૭.

પૃ. ૪૦. 'સિદ્ધાંતસાર': મણિલાલે 'સુધારા'ની સામે સનાતન હિન્દુ ધર્મની શ્રેષ્ઠતા સ્થાપિત કરવા સારુ આર્યધર્મના આચારભાગના ખુલાસારૂપે 'પ્રાણવિનિમય' રચવાની અને તેના વિચારભાગના ખુલાસારૂપે 'સિદ્ધાંતસાર'ની યોજના કરેલી. તે પ્રમાણે સપ્ટેમ્બર ૧૮૮૮ થી જાન્યુઆરી ૧૮૮૯ દરમિયાન તેમણે એ પુસ્તક રચેલું. સિ૦ સા૦ મે, ૧૮૮૯માં બહાર પડેલું. મણિલાલે તેમાં તાત્ત્વિક તેમજ ઐતિહાસિક ધોરણે સનાતન હિન્દુ ધર્મનો વિચાર કરીને દુનિયાના અન્ય ધર્મો કરતાં તેની પ્રાચીનતા અને શ્રેષ્ઠતા સિદ્ધ કરવાનો સમર્થ પ્રયાસ કર્યો છે. આ ગ્રંથે તેમને ફિલસૂફ અને ધર્મવેત્તા તરીકે સારી પ્રતિષ્ઠા અપાવી હતી. આચાર્ય આનંદશંકર ધ્રુવને આ પુસ્તકે જ સૌથી પ્રથમ મણિલાલ તરફ આકર્ષ્યા હતા. 'સિદ્ધાંતસાર'નું અવલોકન મણિશંકર રત્નજી ભટ્ટે ૧૮૯૪-૯૫ દરમિયાન 'જ્ઞાનસુધા'માં કર્યું હતું.

પૃ૦ ૪૨. કોપરનીકસ (૧૪૭૩-૧૫૪૩): મહાન પોલિશ ખગોળશાસ્ત્રી. તેણે ખગોળશાસ્ત્રની નવી પદ્ધતિ નિરૂપીને મનુષ્યનો વિશ્વ વિશેનો દૃષ્ટિકોણ ફેરવી નાંખ્યો. પૃથ્વી સ્થિર નથી પણ ફરે છે તેની સૌથી પ્રથમ શોધ તેણે કરી. વિશ્વની ગ્રહમાળામાં પૃથ્વીનું સ્થાન કેટલું અલ્પ છે તે સૌથી પ્રથમ તેણે બતાવ્યું હતું. આમ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણના ક્રાન્તદ્રષ્ટા તરીકે તે ઇતિહાસમાં અમર થયેલ છે.

પૃ૦ ૪૨. બ્રૂનો, જિયોર્દાનો (૧૫૪૮-૧૬૦૦). વિખ્યાત ઇટાલિયન ફિલસૂફ અને વૈજ્ઞાનિક. ઍરિસ્ટોટલના સિદ્ધાંત વિરુદ્ધ પ્રતિપાદેલ કોપરનીકસના મનુષ્યની અલ્પતા વિશેના સિદ્ધાંત ઉપરથી તેણે સર્વેશ્વરતાવાદ (Pantheism) ફેલાવ્યો, જેને લીધે એને દેશનિકાલની સજા કરવામાં આવી હતી. પછી તો તેના વિચારોને કારણે ૧૬૦૦ ની સાલમાં તેને જીવતો બાળી નાખવામાં આવ્યો હતો.

પૃ૦ ૪૨. ગેલીલિયો, ગેલીલી (૧૫૬૪-૧૬૪૨). ઈટલીનો મહાન ગણિત-શાસ્ત્રી અને ફિલસૂફ. દૂરબીન (telescope) નો શોધક. સૂર્યમાળાનું નિરીક્ષણ કરીને એણે કોપરનીકસના સિદ્ધાંતને ચોક્કસપણે આગળ વધાર્યા. સૂર્યની તેમ જ પૃથ્વીની ગતિનું માપ કાઢીને તેણે પૃથ્વીને સૂર્યની આસપાસ ફરતી હોવાનું સિદ્ધ કરી બતાવ્યું. તેણે, ગણિત અને પદાર્થશાસ્ત્રના સંયુક્ત અભ્યાસને પરિણામે યંત્રશાસ્ત્રને અલગ વિદ્યા તરીકે સ્થાપીને, ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત શોધનાર ન્યૂટનને માટે યોગ્ય ભૂમિકા તૈયાર કરી આપી હતી. પોતાના સિદ્ધાંતો બદલ તેને પણ ઘણું સહન કરવું પડયું હતું.

પૃ૦ ૪૨. પેરેસેલ્સસ (૧૪૯૩–૧૫૪૧) : સોળમી સદીના યુરોપના મહાન રસાયનશાસ્ત્રી. તેણે સૌથી પ્રથમ રસાયનશાસ્ત્રના વૈદક સારુ ઉપયોગ કરવાનું શીખવ્યું હતું.

પૃ૦ ૪૨. દાદુ : (ઇ. સ. ૧૫૪૪–૧૬૦૩). આ ભક્ત અમદાવાદમાં લોદીરામ નામના નાગર ગૃહસ્થને ત્યાં કોઇ યોગીના વરદાનથી પ્રકટ થયા હોવાનું તેમના પંથીઓ માને છે. ધંધે પીંજારા હતા. પંથીઓ માને છે કે તેમના ગુરુ પરમેશ્વર હતા. ડૉ. એચ. એચ. વિલસન દાદુની ગુરુપરંપરા રામાનુજ, દેવાનંદ, રાઘવાનંદ, રામાનંદ, કબીર, કમાલ, જમાલ, વિમલ, બુઢ્ઢણ અને દાદુ એમ જણાવે છે. 'દાદુ વાણી' એ સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથ. એમાં શુદ્ધ નિર્ગુણ બ્રહ્મની 'રામ' નામથી નિર્ગુણ ઉપાસના ઉપદેશી છે. દાદુના પરમ સિદ્ધાંત અદ્વૈત વેદાંત છે. એમને બાવન શિષ્યો અને બાવન મહંતસ્થાનો હતાં. શિષ્યોમા 'વિચારસાગર'ના કર્તા નિશ્ચલદાસજી અને 'સુંદરવિલાસ'વાળા સુંદરદાસજી મુખ્ય. વિરક્ત, સ્થાનધારી અને નાગા એમ ત્રણ પ્રકારના દાદુપંથી સાધુઓ હોય છે. દાદુજીની સમાધિ નરાણામાં છે. એમના વધુ પરિચય સારુ જુઓ 'ભારતના સંતપુરુષો' (સ. સા. વ. કાર્યાલય), ભા૦ ૧, પૃ૦ ૧૨૭.

પૃ૦ ૪૨. 'સનાતન હિન્દુ ધર્મ' વિશે રમણભાઇએ 'જ્ઞાનસુધા'ના ૧૮૯૫ના ઓગસ્ટ તથા ઑક્ટોબરના અંકોમાં લખેલ લેખ માટે જુઓ એમનું 'ધર્મ અને સમાજ', પુ૦ ૧, પૃ૦ ૧૯૮.

પૃ૦ ૪૪. 'હિન્દુધર્મમાં અસંમતિવાદ' એ નામનો કોઈ લેખ, લેખકના નામનિર્દેશ વગર, ૧૮૯૫ના જુલાઈ માસના 'જ્ઞાનસુધા'માં આવેલો, તેનો અહીં ઉલ્લેખ છે. લેખ વાંચતાં તે રમણભાઇનો હોય એમ લાગતું નથી.

પૃ૦ ૪૮. यो यच्छ्रद्धः० જુઓ ભ૦ ગી૦, અ૦ ૧૭, શ્લો૦ ૩.

પૃ૦ ૪૯. સ્વામી દયાનંદ : (ઈ. સ. ૧૮૨૪–૧૮૮૩). 'આર્યસમાજ'ના સ્થાપક. પૂર્વાશ્રમનું નામ મૂળશંકર. જન્મસ્થાન મોરબી પાસે ટંકારા. ૧૪ વર્ષની ઉમરે યજુર્વેદસંહિતા અને અન્ય વૈદિક ગ્રંથો કંઠસ્થ કર્યા હતા. એ જ વર્ષે શિવરાત્રિને પર્વે મધ્યરાત્રિએ શિવલિંગને અભિષેક કરતા તેના ઉપર ઉંદરડાને ફરતો જોઇને મૂર્તિપૂજા ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઇ. પછી કાશી જઈ વિદ્યાભ્યાસ કર્યો ને આજન્મ બ્રહ્મચારી રહીને વૈદિક ધર્મનો પ્રચાર કર્યો. ૧૮૭૫મા મુંબઇમાં 'આર્યસમાજ'ની સ્થાપના કરી. એમનું મુખ્ય કાર્યક્ષેત્ર પંજાબ. વૈદિક ધર્મ અનુસાર શિક્ષણ આપવા ઉપરાંત શુદ્ધીકરણ અને અંત્યજોદ્ધાર એમની મુખ્ય પ્રવૃત્તિઓ. 'સત્યાર્થપ્રકાશ' અને 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' એમના મુખ્ય ગ્રંથો. એમનાં જીવનકાર્યના વિસ્તૃત પરિચય સારુ જુઓ સ્વામી સત્યાનંદકૃત 'શ્રીમદ્ દયાનંદ પ્રકાશ' (હિંદી) અથવા બ્રિજમોહન શર્માકૃત 'સ્વામી દયાનંદ' (અંગ્રેજી).

પૃ૦ ૪૯. મેડમ બ્લેવેટ્સ્કી : મનુષ્યજાતિની ધર્મ ઉપર શ્રદ્ધા દૃઢ કરવાને હેતુએ 'થિયોસૅાફી' નામની સંસ્થા ૧૮૭૫મા અમેરિકામા સ્થપાયેલી, તેની હિન્દુસ્તાન ખાતે, મેડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ આલ્કોટના પ્રયાસથી, મદ્રાસ પાસે અદ્યાર

મુકામે શાખા નીકળી. મેડમ બ્લેવેટ્સ્કીએ હિન્દુ ધર્મના યોગાદિમાં રહેલ રહસ્યોને સ્ફુટ કરી બતાવીને ગુપ્ત અધ્યાત્મમંડલ દ્વારા એના પ્રયોગો કરવા માંડ્યા હતા. મણિલાલ નભુભાઈ પણ થિયોસોફીના આ ગુપ્ત મંડલમાં જોડાયા હતા. થિયોસોફીના પ્રચારથી જુવાન શિક્ષિત વર્ગની ધર્મ તરફ જિજ્ઞાસા વધી હતી. ૧૮૯૧ ના મે માસમાં આ વિદુષી મહાત્માનો દેહ પડ્યો. વધુ માહિતી માટે જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ૦ ૮૧—૧૧૮.

પૃ૦ ૪૯. **મહારાજ લાઈબલ કેસ** : તા. ૨૫ જાન્યુઆરી ૧૮૬૨ના રોજ મુંબઈની સુપ્રિમ કોર્ટ સમક્ષ, સુરતની મોટી વૈષ્ણવ હવેલીના મહારાજ જદુનાથજી બ્રિજરત્નજીએ, 'સત્યપ્રકાશ'ના તંત્રી કરસનદાસ મૂળજી અને તેના પ્રકાશક નાનાભાઈ રુસ્તમજી રાણીના સામે, કરસનદાસે ૧૮૬૦ના ઑક્ટો. ની ૨૧ મી તારીખના 'સ. પ્ર.' માં મહારાજ જદુનાથના 'સ્વધર્મવર્ધક' ચોપાનિયાનો જવાબ આપતાં 'મહારાજોના પંથ જેવી નફટાઇ, ખંદાઇ, બેહાઇ, લુચ્ચાઇ અને ઠગાઇ બીજા કોઈ બી પંથવાળાઓએ કીધી નથી' ઈ૦ લખાણ કરેલું, તે બાબત રૂ. ૫૦,૦૦૦ ના આબરુનુકસાનીનો માંડેલો દાવો. આને અંગે ભાટિયામહાજને મહારાજ વિરુદ્ધ સાક્ષી નહિ આપવાનો ઠરાવ કરતાં 'ભાટિયા કોન્સ્પિરસી કેસ' થયેલો, જેમાં નવ ભાટિયા આગેવાનોનો દંડ થયેલો. ખૂબ મુશ્કેલીને અંતે, કવિ નર્મદ, ડૉ. ભાઉ દાજી, મથુરાદાસ લવજી, કાળાભાઈ લલ્લુભાઇ અને ડૉ. ધીરજરામ જેવા મિત્રોની મદદથી, કરસનદાસને આ કેસમાં જીત મળેલી. આ કેસમાં કરસનદાસને રૂ. ૧૩,૦૦૦ નો ખર્ચ થયેલો તેમાંથી કોર્ટે રૂ. ૧૧,૫૦૦ ખર્ચ પેટે પાછા અપાવેલા. આ વખતે કરસનદાસની ઉમર ૨૮ વર્ષની હતી. આ રસિક મુકદ્દમાની વિશેષ માહિતી માટે જુઓ મ. રૂ. નીલકંઠકૃત 'ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજીનું જીવનચરિત્ર.'

પૃ૦ ૫૦. **चोदनालक्षणो॰** ધર્મનું આ લક્ષણ 'પૂર્વમીમાંસા'માં આપેલું છે: જુઓ જૈમિનિકૃત 'કર્મમીમાંસા', અધ્યાય ૧, પાદ ૧, સૂત્ર ૨.

પૃ૦ ૫૪. **व्यतिषजति॰** જુઓ ભવભૂતિરચિત 'ઉત્તરરામચરિતમ્', અંક ૬, શ્લોક ૧૨.

પૃ૦ ૫૭. **અહુર્મઝ્દ** અને **અહ્રીમાન** જરથુસ્ત ધર્મના અનુક્રમે 'ઈશ્વર' અને 'સેતાન'ના પર્યાયવાચી શબ્દો છે.

પૃ૦ ૫૭. **काम एष क्रोध एष॰** જુઓ ભ૦ ગી૦ અ૦ ૩, શ્લો૦ ૩૫.

પૃ૦ ૬૨. **યોગશાસ્ત્ર** : યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પ્રમાણે યોગશાસ્ત્રના મૂળ પ્રતિપાદક હિરણ્યગર્ભ હતા. એ યોગસૂત્રોના સંશોધક અને પ્રચારક પતંજલિ. યોગસૂત્રની રચનાનો સમય ઇ. સ. પૂ ૨૦૦ વર્ષ ગણાય છે. યોગસૂત્ર અનુસાર 'ધ્યાન'ની વ્યાખ્યા : तत्र प्रत्ययैकतानता ध्यानम् ।

પૃ૦ ૭૦. **क्वचिद् भूमौ शायी॰** જુઓ ભર્તૃહરિકૃત 'નીતિશતક', શ્લોક ૮૧.

પૃ૦ ૭૧. **श्रेयान् स्वधर्मो॰** જુઓ ભ૦ ગી૦, અ૦ ૩, શ્લો૦ ૩૫.

પૃ૦ ૭૧. **तस्मात् शास्त्रं॰** જુઓ ભ૦ ગી૦, અ૦ ૧૬, શ્લો૦ ૨૪.

પૃ૦ ૭૨. **પ્રો. હેનરી સીજવિક** : ગઈ સદીનો અંગ્રેજ તત્ત્વચિંતક.

પૃ૦ ૮૦. **કાર્પણ્યદોષો૦** જુઓ ભ૦ ગી૦, અ૦ ૨, શ્લો૦ ૭.

પૃ૦ ૯૧. **હર્બર્ટ સ્પેન્સર** : (ઇ. સ. ૧૮૨૦–૧૯૦૩). ડારવિનના ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતોને સર્વગમ્ય બનાવનાર અંગ્રેજ ફિલસૂફોમાંનો એક; ઉત્ક્રાંતિના સિધ્ધાંત અનુસાર તેણે જ્ઞાનની સર્વ શાખાઓનું એકીકરણ કરવાનો સમર્થ પ્રયત્ન કર્યો હતો. એણે ફિલસૂફી, જીવવિજ્ઞાન, મનોવિજ્ઞાન, શિક્ષણ, સમાજવિદ્યા ને નીતિશાસ્ત્રોનાં મૂળભૂત તત્ત્વોનું પ્રતિપાદન કરતા અનેક ગ્રંથો રચ્યા છે. 'પ્રોગ્રામ ઑફ એ સીસ્ટિમ ઑફ સિન્થેટિક ફિલોસોફી' તેમ જ 'ધ મેન વર્સસ ધ સ્ટેટ' એની કીર્તિદા કૃતિઓ ગણાય.

પૃ૦ ૯૨. **હેગલ** : (૧૭૭૦–૧૮૩૧). આખું નામ જ્યૉર્જ વિલિયમ ફ્રિડ્રિથ હેગલ. વતન સ્ટટ્ગાર્ટ, જર્મની. ત્રેવીસ વર્ષની ઉમરે ટુબિન્જન કૉલેજમાંથી ધર્મશાસ્ત્રના વિષયમાં પીએચ. ડી. ની ડીગ્રી લઇને બહાર પડ્યો. જિસસનું જીવન લખ્યું. નીતિના કરતાં કંઇક વિશેષ સત્ત્વ જિસસના જીવનમાં દેખાયું. પરિણામે સ્થૂળ દેહથી પર એવી આત્મશક્તિનું પ્રતિપાદન કર્યું. તેણે ચૈતન્યનો વાસ્તવ જગત સાથે ચેતના, આત્મચેતના, તર્ક, આત્મા, ધર્મ અને કેવલ જ્ઞાન એમ છ વિભાગ પાડીને સંબંધ દર્શાવવાનો પ્રયત્ન કર્યો. ચેતના, પ્રકૃતિ અને ચિત્ત વિશેનાં એનાં પ્રતિપાદનો તેના તત્ત્વચિંતનના મુખ્ય અંશરૂપ છે. કળા, ધર્મ અને ફિલસૂફી વચ્ચેનો આંતર સંબંધ ઍરિસ્ટૉટલ પછી હેગલે જ સ્ફુટ કરી બતાવ્યો. હેગલે પશ્ચિમના તત્ત્વચિંતનમાં મહાન ક્રાંતિ આણી છે.

પૃ૦ ૯૩. **બૅન્થમ, જેરેમી.** (૧૭૪૮–૧૮૩૨). 'ઉપયોગિતાવાદ' તથા 'તત્ત્વલક્ષી ઉદ્દામવાદ'નો પુરસ્કર્તા અંગ્રેજ ફિલસૂફ. તેણે, 'ઘણાંનું ઘણું હિત' એ સારાનરસાના માપરૂપ સિધ્ધાંતનું 'એ ફ્રૅગમેન્ટ ઑન ગવર્મેન્ટ' નામની પુસ્તિકામાં, સૌથી પ્રથમ પ્રતિપાદન કર્યું. એ જ સિદ્ધાન્તને તેણે ઉત્તરોત્તર નીતિશાસ્ત્રમાં અને ધારાશાસ્ત્રમાં પ્રધાનપદ અપાવ્યું.

પૃ૦ ૯૩. **મિલ પિતાપુત્ર.** (અનુક્રમે ૧૭૭૩–૧૮૩૬ અને ૧૮૦૬–૧૮૭૩). બૅન્થમના ઉપયોગિતાવાદના સિધ્ધાંતને તેના શિષ્યો મિલ પિતાપુત્રે આગળ ધપાવ્યો. આ સિધ્ધાંત ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ પર્યંત યુરોપમાં એટલો વિશાળ પ્રમાણમાં ફેલાઇ ચૂક્યો કે મોટા ભાગની પ્રજા ઉપયોગિતાની દૃષ્ટિએ જ પ્રત્યેક વસ્તુનું મૂલ્ય આંકવા લાગી.

પૃ૦ ૯૪. **બુદ્ધિ અને હૃદય** : આ લેખની સાથે, આઠ વર્ષ બાદ 'સુદર્શન'માં જ આચાર્ય આનંદશંકરે એ જ મથાળાનો લેખ લખ્યો હતો, તે વાંચો. જુઓ 'આપણો ધર્મ' (ત્રીજી આવૃત્તિ), પૃ૦ ૩૬.

પૃ૦ ૧૦૯. **રસ્કિન** : (૧૮૧૯–૧૯૦૦). ગઈ સદીનો ઇગ્લંડનો ઉત્તમ કલાવિદ અને નીતિશાસ્ત્રી. એણે જ સૌથી પ્રથમ કળા અને નીતિના અવિરોધસંબંધ પરત્વે અસંદિગ્ધ હિમાયત કરી. રસ્કિને પોતાના 'સેવન લૅમ્પ્સ ઑફ આર્કિટેક્ચર' નામના પુસ્તકમાં ત્યાગ, સત્ય, શક્તિ, સૌન્દર્ય, જીવન, સ્મૃતિ અને નિષ્ઠાની કલાનાં સાત

મુખ્ય અંગરૂપે ગણના કરી છે. કળાની સાથે ઉદ્યોગનું પણ એણે એટલું જ મહત્ત્વ આંક્યું છે. રસ્કિનના આ વિચારોએ ગાંધીજી ઉપર સારી અસર કરેલી. ગાંધીજીએ તેના 'અન્ટુ ધિસ લાસ્ટ'નું 'સર્વોદય' નામે ભાષાંતર કર્યું છે.

પૃ૦ ૧૧૦. **અધ્યારોપાપવાદન્યાય** : વસ્તુમાં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ. આ અધ્યારોપનો અપવાદ એટલે વસ્તુનું એકત્વ. જુઓ–

> अध्यारोपक्रमैरेव नानात्वं स्यात्तयोर्द्वयोः ।
> अपवादे तु तन्नास्ति तदैक्यं पारमार्थिकम् ॥
>
> —શંકરાચાર્યરચિત 'વેદાન્ત સંજ્ઞાવલી', શ્લોક ૪.

પૃ૦ ૧૨૮. **જોસેફ મેઝીની** (૧૮૦૫—૧૮૭૨). ઈટલીનો વિખ્યાત ચિંતક અને દેશભક્ત. તેણે રચેલ સ્વાતંત્ર્યલક્ષી સાહિત્યે ઇટલીના જુવાનોને રાષ્ટ્રવાદની દીક્ષા આપી. એના 'જુવાન ઈટલી' નામના પુસ્તકે દેશમાં મહાન ક્રાંતિ આણીને લોકશાહી રાજ્યનો આદર્શ સ્થાપ્યો. રાજાશાહીના આ કટ્ટર દુશ્મનને તેના સિદ્ધાંતોને કારણે જિંદગીનો મોટો ભાગ દેશનિકાલ ને જેલની સજાઓ સહન કરવી પડી હતી.

પૃ૦ ૧૩૧. **વિદ્યારણ્યસ્વામી** : (૧૪ મી સદી). 'સર્વદર્શનસંગ્રહ'ના કર્તા માધવાચાર્ય સંન્યાસ લઇને શૃંગેરી મઠ પર રહ્યા, તે પછી તે 'વિદ્યારણ્યસ્વામી' તરીકે ઓળખાયા. એમની 'પંચદશી' વેદાન્તદર્શનનો અતિ મૂલ્યવાન ગ્રંથ છે. વિવરણપ્રમેયસંગ્રહ, અનુભૂતિપ્રકાશ, જીવન્મુક્તિવિવેક, બૃહદારણ્યકવાર્તિકસાર ઈત્યાદિ એમના અન્ય ગ્રંથો છે.

પૃ૦ ૧૩૩. **પ્રસ્થાનત્રય** એટલે ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્ર.

પૃ૦ ૧૩૩. **ગૌડપાદાચાર્ય**નું નામ અદ્વૈત વેદાન્તના ઇતિહાસમાં તેમણે શરૂ કરેલા 'માયાવાદ'થી અમર થઈ ગયું છે. માણ્ડૂક્ય ઉપનિષદ્ ઉપર તેમણે રચેલી કારિકા અદ્વૈત વેદાન્તમાં ઉપનિષદો પછી બીજે નંબરે આવે છે. વધુ વીગત માટે જુઓ દાસગુપ્તકૃત 'હિસ્ટરી ઑફ ઇન્ડિયન ફિલોસૉફી', ભાગ ૧.

પૃ૦ ૧૩૪. **વલ્લભાચાર્ય** : (ઇ. સ. ૧૪૭૯). 'પુષ્ટિસંપ્રદાય' યાને 'શુદ્ધાદ્વૈત સિદ્ધાંત'ના પ્રતિપાદક આચાર્ય. વિજયનગરાધીશ શ્રીકૃષ્ણરાયના દરબારમાં દ્વૈતમતના આચાર્ય વ્યાસતીર્થના પ્રમુખપદે ગોઠવાયેલ વિવાદસભામાં તેમણે અદ્વૈતવાદીઓને હરાવીને પોતાની વિદ્વત્તાનો પરિચય કરાવેલો. નિમ્બાર્કમતના આચાર્ય કેશવ કાશ્મિરી તથા ચૈતન્ય મહાપ્રભુ સાથે તેમને ઘનિષ્ઠ સંબંધ હોવાનું મનાય છે. મુખ્ય ગ્રંથો : બ્રહ્મસૂત્રભાષ્ય (અણુભાષ્ય), તત્ત્વદીપનિબંધ, સુબોધિની, ભાગવતસૂક્ષ્મટીકા, પૂર્વમીમાંસાભાષ્ય ઈ૦ એમના મત પ્રમાણે બ્રહ્મ માયાથી અલિપ્ત હોઈ નિતાન્ત શુદ્ધ છે અને આ માયાસંબંધરહિત બ્રહ્મ જ એક અદ્વૈત તત્ત્વ છે. આનું નામ જ શુદ્ધાદ્વૈત. વિશેષ માહિતી માટે જુઓ વ્રજનાથ શર્માકૃત 'વલ્લભાચાર્ય ઔર ઉનકા સિદ્ધાંત.'

પૃ૦ ૧૫૦. કથા સુણી સુણી૦ જુઓ બૃહત્ કાવ્યદોહન, પુ૦ ૧, અખાના છપ્પા, છપ્પો ૬૨૭.

પૃ૦ ૧૫૧. किं वेदैः० જુઓ ભર્તૃહરિરચિત 'વૈરાગ્યશતક;' શ્લો૦ ૭૮.

પૃ૦ ૧૫૧. जठरपिठरी० જુઓ ભર્તૃહરિરચિત 'શતકચતુષ્ટયસંગ્રહ', પ્રાસ્તાવિક શ્લોકસંગ્રહ, શ્લોક ૨.

પૃ૦ ૧૫૧. સ્પિનોઝા : (૧૬૩૨). સત્તરમી સદીનો યુરોપનો મહાન તત્ત્વવેત્તા. યુરોપના આદ્ય તત્ત્વચિંતક ડેકાર્ટે આત્મ–અનાત્મ તત્ત્વોને પરસ્પર ભિન્ન પાડી બતાવ્યાં. પરંતુ તે બેનો અભેદ એ સાધી શક્યો નહિ. સ્પિનોઝાએ આ અભેદ સાધવાનો પ્રથમ પ્રયત્ન કર્યો. એણે આત્મ–અનાત્મને, ચિત્ અને જડને પરસ્પર ભિન્ન પદાર્થો ન માનતાં એક જ 'સામાન્ય સત્' પદાર્થના વિકારો–વિવર્તો માન્યા. જોકે આને લીધે એક તરફ 'સામાન્ય સત્' અને બીજી તરફ આત્મ–અનાત્મનું જોડકું એમ બે ભિન્ન પદાર્થો તો રહ્યા જ. પરંતુ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનને વિવેકની ભૂમિકામાંથી અભેદ તરફ પહેલું પગલું ભરાવીને સ્પિનોઝાએ મહાન સેવા કરી છે. (જુઓ 'આપણો ધર્મ', પૃ૦ ૧૨૮).

પૃ૦ ૧૫૧. કૅન્ટ : (૧૭૨૪–૧૮૦૪). અઢારમી સદીનો યુરોપનો મહાન તત્ત્વચિંતક. ધર્મ, નીતિશાસ્ત્ર, અધ્યાત્મવિદ્યા અને પદાર્થવિદ્યાનો પરસ્પર સંબંધ વિચારીને એણે જગત–અનાત્મા–નું સ્વરૂપ આત્માથી બંધાયેલું છે એવું લગભગ અદ્વૈત સિદ્ધ કરી બતાવ્યું અને આમ સ્પિનોઝાએ અધૂરા મૂકેલા વિચારને અભેદની ભૂમિકા ઉપર આગળ ધપાવ્યો. (જુઓ 'આપણો ધર્મ', પૃ૦ ૧૩૦–૧૩૧).

પૃ૦ ૧૫૧. સ્કોપનહોર : (૧૭૮૮–૧૮૬૦). ગઇ સદીનો મહાન જર્મન ફિલસૂફ. કૅન્ટનો પરમ અનુયાયી. અર્વાચીન જર્મન તત્ત્વવિચારને એણે ઘડયો છે તેના ઉપર હિન્દુ ધર્મગ્રંથોની ઊંડી અસર થઇ હતી. એની જગત અને આત્માના અભેદ સંબંધી વિચારશ્રેણિ ઉપનિષદોના પરિશીલને ઘડાયેલ હતી. તેણે પોતે જ એ કબૂલ કર્યું છેઃ "મારા વિચારોની ખિલવણીમાં આ વિશ્વનું પ્રત્યક્ષ જ્ઞાન, કૅન્ટના ગ્રન્થો, અને હિન્દુઓના પવિત્ર ગ્રંથો અને પ્લેટોના ગ્રંથોએ મોટો ઉપકાર કર્યો છે...".

પૃ૦ ૧૫૫. આરુણેય શ્વેતકેતુની વાર્તા માટે જુઓ છાંદોગ્યોપનિષદ્, અ૦ ૬, ખં૦ ૧. આરુ૦ શ્વેત૦ ગૌતમકુલોત્પન્ન અરુણિ ઋષિનો પૌત્ર; સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્ના પ્રધાન વિચારક, 'तत्त्वमसि' એ મહાવાક્યના સિદ્ધાંતના પ્રસ્થાપક શ્રુતર્ષિ ઉદ્દાલક અરુણિનો પુત્ર; નચિકેતાનો મોટો ભાઇ. પાછળથી તે મહાપ્રતાપી વેદાચાર્ય થયેલો. દેહોત્પત્તિને લગતી પંચાગ્નિવિદ્યા તથા ઉત્તમ પ્રજાની ઉત્પત્તિને લગતી શ્રીમંથવિદ્યાનો તે જાણકાર હતો. વાત્સાયન કામસૂત્રનો પ્રથમ સંક્ષેપ તેણે કર્યો. શુદ્ધ વિવાહવિધિ, મદ્યપાનનિષેધ, અગમ્યા અને ગમ્યા સ્ત્રીનો વિવેક, ઇ૦ સામાજિક વ્યવસ્થાના નિયમો પણ તેણે રચેલા.

પૃ૦ ૧૫૯ જહત્, અજહત્ તથા જહદજહત્ લક્ષણા : જેમાં શબ્દ સંપૂર્ણ રીતે મુખ્યાર્થ તજી દે અને તેની સાથે સંકળાયેલ અન્ય અર્થને સૂચવે તેને જહત્ લક્ષણા કહે છે. 'ગામનાં ઘરે ઘર રડે છે' એમાં 'ઘર' શબ્દનો મુખ્યાર્થ પૂરેપૂરો તજવો પડે છે ને તેને બદલે 'ઘરમાં રહેલ માણસો' એવો બીજો અર્થ

સુચવાય છે. જેમાં મુખ્યાર્થને તજ્યા વગર શબ્દ બીજો વધારાનો અર્થ સૂચવે તેને અજહત્ લક્ષણા કહે છે. 'કાગડાથી દહીં સાચવો' એમાં 'કાગડા' શબ્દથી તેના મુખ્યાર્થ—કાગડા—ઉપરથી 'દહીં ઉપર તરાપ મારનાર સર્વ પક્ષી' એમ બીજો વધારાનો અર્થ સૂચવવામાં આવ્યો છે. જહદજહત્ લક્ષણા, જેને ભાગલક્ષણા કે ભાગત્યાગલક્ષણા પણ કહે છે તેમા, મુખ્ય અર્થનો અંશતઃ ત્યાગ થાય છે, પણ બીજો કોઈ નવીન અર્થ સુચવાતો નથી. 'તે આ દેવદત્ત'માં બે દેવદત્તનું એકત્વ બતાવવા સારુ 'તે' અને 'આ'ના અંશભૂત દેવદત્તની 'તે વખતની વિશિષ્ટતા' અને 'આ વખતની વિશિષ્ટતા' છોડી દેવી પડે છે. લક્ષણાનો આ ત્રીજો પ્રકાર મમ્મટના 'કાવ્યપ્રકાશ'માં કે વિશ્વનાથના 'સાહિત્યદર્પણ'મા જોવા મળતો નથી, એનો ઉપયોગ વિશેષતઃ વેદાન્તીઓએ 'તત્ત્વમસિ'ના મહાવાક્યમા અભિપ્રેત કેવલાદ્વૈતના સિદ્ધાંતને સમજાવવા માટે કર્યો છે.

પૃ૦ ૧૬૦. **સત્યકામ જાબાલ** : જુઓ છાંદોગ્ય ઉપનિષદ, પ્ર૦ ૪, ખં૦ ૪, શ્લો૦ ૯.

પૃ૦ ૧૬૬. **સિંહણ કેરું દૂધ**૦ જુઓ દયારામકૃત કાવ્યસંગ્રહ, નીતિ–ભક્તિનાં પદો, પૃ૦ ૨૫૨–૨૫૩.

પૃ૦ ૧૭૧. **ચાર્કોટ** : (૧૮૨૪–૧૮૯૩). ઓગણીસમી સદીનો વિખ્યાત ફ્રેન્ચ દાક્તર; માનસરોગનો મહાન ચિકિત્સક. વાઇ (hysteria) ના રોગનો 'હિપ્નોટિઝમ' સાથે સંબંધ જોડીને તેના ઉપર તેણે અનેક વિચારપ્રેરક લેખો લખ્યા હતા.

પૃ૦ ૧૭૯. **થિયોસોફિકલ સોસાઇટી** : એના વિસ્તૃત પરિચય સારુ વાંચો મ. ન. દ્વિ. કૃત 'થિયોસોફી' નામનો લેખ. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ૦ ૮૧–૧૧૬.

પૃ૦ ૨૨૨. **ઑગુસ્ત કૉમ્ત** : (૧૭૯૮–૧૮૫૪). નિરીશ્વરવાદ (Positivism) નો પ્રવર્તક ફ્રેન્ચ ફિલસૂફ. એણે મનુષ્યવિચારની આધિદૈવિક (Theological) આધ્યાત્મિક (Metaphysical) અને આધિભૌતિક (Positive) એવી ત્રણ ભૂમિકાઓ પાડી બતાવી હતી, અને ઈશ્વરને સ્થાને માનવજાતિની અસંખ્ય ભાવિ પેઢીઓની પરંપરાને લક્ષમા રાખીને સમાજવિદ્યાનો પુરસ્કાર કર્યો. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનને કૉમ્તે પહેલી બે ભૂમિકા ઉપરથી ત્રીજી ઉપર લાવીને મૂક્યું હતું.

પૃ૦ ૨૨૩. **'નારીપ્રતિષ્ઠા'નું ત્રીજું પ્રકરણ** : જુઓ મ. ન. દ્વિ. કૃત 'નારીપ્રતિષ્ઠા' (બીજી આવૃત્તિ), પૃ૦ ૫૦–૬૨. 'નારીપ્રતિષ્ઠા'ની રચના મણિલાલે સને ૧૮૮૨મા મુંબઇમાં 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં વિધવાવિવાહ વિશે ચલાવેલી ચર્ચાને પરિણામે થઈ હતી. એની પ્રસિદ્ધિસાલ ૧૮૮૫.

પૃ૦ ૨૨૫. **બાબુ પ્રતાપચંદ્ર મજમુદાર.** ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા થઈ ગયેલ ચુસ્ત બ્રહ્મોસમાજી બંગાળી લેખક. 'ફેઇથ ઍન્ડ પ્રોગ્રેસ ઑફ ધી બ્રહ્મોસમાજ' નામનું એમનું પુસ્તક (૧૮૮૨) તે વિષય ઉપર પ્રમાણભૂત ગણાય છે.

પૃ૦ ૨૩૩. **બકલ** : (૧૮૨૧–૧૮૬૨). 'હિસ્ટરી ઑફ સિવિલિઝેશન ઇન ઇંગ્લંડ' નામના મહાગ્રંથનો કર્તા. એણે કોઇ નવીન ઇતિહાસપદ્ધતિ શોધી નથી, પરંતુ

ઈતિહાસનિરૂપણ પરત્વે વૈજ્ઞાનિક પધ્ધતિનો ઉપયોગ થઈ શકે એવી માન્યતા પ્રચલિત કરી હતી. એનો રચેલો ઇતિહાસ મનુષ્યસંસ્કૃતિના વિકાસની સૈદ્ધાંતિક રૂપરેખા આપે છે. ગ્રંથ અમુક અંશે અધૂરો રહેલો. બકલના મરણ બાદ એક દશકામાં જ એનું પુસ્તક ભુલાઇ ગયેલું.

પૃ૦ ૨૩૬. કરસનદાસ મૂળજી : (૧૮૩૨–૧૮૭૧). નર્મદયુગના મુખ્ય સુધારકોમાંના એક. મૂળ વતન સૌરાષ્ટ્રમાં મહુવા પાસે વડાલ, પણ ઉછરેલા મુંબઇમાં. દાદાભાઇ નવરોજી અને ડાક્તર ભાઉ દાજીનાં ભાષણોથી સુધારાની પ્રેરણા લીધી. ૨૧ વર્ષની વયે 'વિધવાપુનર્લગ્ન' ઉપર ઇનામી નિબંધ લખ્યો તેથી તેમનાં પાલક માતાએ ઘરમાંથી કાઢી મૂક્યા. અભ્યાસ તજ્યા બાદ 'બુદ્ધિવર્ધક સભા'માં જોડાયા. ૧૮૫૫માં 'સત્યપ્રકાશ' કાઢ્યું. તેમા વૈષ્ણવ ધર્મગુરુઓ અને તેમના આચાર્યો વિશે કડક લખાણો કરીને વૈષ્ણવોમાં સુધારાનું મોજું જોસભેર ફેલાવવા જતાં 'મહારાજ લાઇબલ કેસ' થયો, જેને કારણે તેમને ખૂબ સહન કરવું પડેલું. 'ઇંગ્લંડનો ઇતિહાસ', 'વેદધર્મ', 'નીતિવચન', 'સંસારસુખ' અને 'કુટુંબમિત્ર' એ એમની સાહિત્યકૃતિઓ. એમના જીવનવૃત્તાંત માટે જુઓ મ. રૂ. નીલકંઠકૃત 'ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી'.

પૃ૦ ૨૩૬. મહીપતરામ રૂપરામ નીલકંઠ : (૧૮૨૯–૧૮૯૧). નર્મદના પ્રથમ કોટિના સુધારક મિત્ર. ૧૮૬૦માં એમણે ગુજરાત ખાતેથી પહેલવહેલું પરદેશગમન કરીને તેનો સુધારો દાખલ કરેલો. અમદાવાદમાં 'પ્રાર્થના સમાજ' સ્થાપવામાં ભોળાનાથ સારાભાઇ જોડે તેઓ પણ ખરા. સ્ત્રીકેળવણી, બાળલગ્નનિષેધ, ઈત્યાદિ સુધારક પ્રવૃત્તિઓમાં તેઓ આગળ પડતો ભાગ લેતા. કેળવણી ખાતામાં નાની નોકરીથી શરૂ કરીને અંતે અમદાવાદની ટ્રે. કૉ. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલપદ સુધી પહોંચેલા. ૧૮૮૨માં સરકારે તેમને સી. આઇ. ઇ. નો ખિતાબ આપેલો. 'દુર્ગારામ ચરિત્ર', 'કરસનદાસ ચરિત્ર', 'સવાઈ સંગ્રહ', 'સધરા જેસંગ', 'વનરાજ ચાવડો' 'સાસુવહુની લડાઇ' ઇત્યાદિ તેમની સાહિત્યકૃતિઓ. વિશેષ માહિતી માટે જુઓ ન. ભો. દી. કૃત 'સ્મરણમુકુર', તથા 'ગ્રંથ અને ગ્રંથકાર', પુ૦ ૮, પૃ૦ ૧૪૬–૧૪૮.

પૃ૦ ૨૩૭. શિબિ : સોમવંશના મહામના રાજાના ચાર પુત્રોમાંનો જ્યેષ્ઠ. એ મહાન ત્યાગી અને દાનેશ્વરી ગણાતો. બ્રહ્મદેવે એકવાર બ્રાહ્મણનું રૂપ લઇને શિબિની પાસે જઇ તેના પુત્રનું માંસ ભિક્ષામાં માગેલું, જે રાજાએ આપતાં બ્રહ્મદેવ તેના ઉપર પ્રસન્ન થયેલ. ઈન્દ્ર તથા અગ્નિએ પણ અનુક્રમે હોલા અને બાજનાં રૂપ લઇને રાજાની પરીક્ષા કરેલી. રાજાએ હોલાના વજન બરાબર પોતાના શરીરમાંથી માંસ કાઢીને બાજની ક્ષુધાને તૃપ્ત કરવા જતા બેઉ દેવો તેના ઉપર પ્રસન્ન થયેલા અને ચૌદ લોકમાં તેની કીર્તિ પ્રસરેલી.

પૃ૦ ૨૪૭. ચાર્વાક = ખાઈપીને મોજ ઉડાવવામાં આનંદ માનતો નાસ્તિક (ચર્વ્=ભોજન કરવું); પુંણ્ય, પાપ ઇ૦ વસ્તુના ગુણધર્મોને ચટ કરી જનાર તે ચાર્વાક અને આ જીવનના સુખનો માર્ગ બતાવનારી ચારુ વાક્ બોલનાર તે પણ ચાર્વાક. વેદધર્મની સામે નાસ્તિક મત ફેલાવવા સારુ આ વાદની સ્થાપના કરનાર

બૃહસ્પતિ હતા. 'બાર્હસ્પત્ય સૂત્ર' એ ચાર્વાકવાદનો મુખ્ય ગ્રંથ. એનો મુખ્ય સિદ્ધાંત ઈશ્વરના અસ્તિત્વનો વિચાર કર્યા વગર આ પૃથ્વી ઉપરનું સારામાં સારું સુખ ભોગવવું તે છે.

પૃ૦ ૨૬૫. પ્રો. હક્સલી : થોમસ હેનરી, (૧૮૨૫–૧૮૯૫). મહાન અંગ્રેજ જીવવિજ્ઞાનશાસ્ત્રી. ચૈતન્યના વિકાસને નીતિવિકાસ જોડે સંબંધ નથી, પણ નીતિની ભાવના અંતઃપ્રેરિત છે એવું એણે પ્રતિપાદન કર્યું હતું. નીતિશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્રનો વિચાર કરતાં તે નીતિ અને કાયદાને મનુષ્યના જીવવા માટેના પ્રયાસ ઉપરના નિયમન તરીકે ઓળખાવે છે. ડારવિનના ઉત્ક્રાંતિવાદનો તેણે શરતી સ્વીકાર કરેલો. એના મત મુજબ મનુષ્ય જાતિ અસ્તિત્વના પ્રયાસને બદલે હવે આનંદ માટે પ્રયાસ કરે છે.

પૃ૦ ૨૮૩. किं तावद्व्रतिना०: જુઓ 'અભિજ્ઞાનશાકુંતલમ્', 'અં૦ ૫' શ્લો૦ ૯.

પૃ૦ ૨૮૭. માર્ટિન લ્યૂથર : (૧૪૮૩–૧૫૪૬). પોપની સત્તા સામે યુરોપમાં સૌથી પ્રથમ બળવો જગાવીને પ્રોટેસ્ટંટ પંથ સ્થાપનાર મહાન જર્મન ધર્મ-સુધારક. ધર્મશિક્ષક અને ક્રાન્તિકારી યોદ્ધા તરીકે એકસાથે કામ કરીને તેણે યુરોપમાં ધર્મજાગૃતિ અને લોકજાગૃતિ સાથોસાથ આણી. એની આ મહાન પ્રવૃત્તિ ઇતિહાસમાં 'રેફર્મેશન' તરીકે ઓળખાય છે.

પૃ૦ ૨૯૦. ચાર્લ્સ માર્ટેલ : (ઈ. સ. ૬૮૮–૭૪૧). ઑસ્ટ્રેશિયા અને ન્યુસ્ટ્રિયાનો અધિષ્ઠાતા શાસક. તેણે પિપિન્સ પાસેથી રાજ્યસત્તા છીનવી લઈને સ્વબળથી રાજ્યની સીમા ખૂબ વધારીને, યુરોપભરમાં પોતાનું વર્ચસ્વ જમાવેલું. એના વહીવટ દરમિયાન ઉમરાવોના જૂથ રચાયાં હોઈ ફ્યૂડલ પદ્ધતિના બીજ રોપાયેલા.

પૃ૦ ૨૯૯. लौकिकानां हि साधूनां०: જુઓ ભવભૂતિકૃત 'ઉત્તરરામ-ચરિતમ્', અ૦ ૧, શ્લો૦ ૧.

પૃ૦ ૩૦૩. શું સંસ્કૃતથી૦ જુઓ બૃહત્ કા. દો. પુ૦ ૧, અખાના છપ્પા, છપ્પા ૨૦૫–૨૦૬.

પૃ. ૩૦૩. નરસિંહ મીરાં, ઇ૦ વિશે માહિતી સારુ વાંચો દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો;' અથવા જુઓ વિજયરાય ક. વૈદ્યકૃત 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ. ૩૧–૮૯.

પૃ૦ ૩૦૪. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી : હવે ગુજરાત વિદ્યાસભા. સ્થાપના સને ૧૮૪૮. વિસ્તૃત ઇતિહાસ માટે વાંચો સ્વ. હીરાલાલ ત્રિ. પારેખકૃત 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ,' ભાગ ૧–૨–૩.

પૃ૦ ૩૦૪. રા. બ. લાલશંકર ઉમિયાશંકર (૧૮૪૫–૧૯૧૨). ગુજરાતમાં 'અંકગણિત'ના કર્તા, સહૃદય સુધારક અને કેળવણીકાર તથા કર્તવ્યનિષ્ઠ ન્યાયાધીશ તરીકે યાદગાર; દક્ષિણમાં તેઓ મુનસફ હતાં ત્યારે વિધવાઓનાં ભ્રૂણ અને બાળકોની

रक्षा माटे केटलेक स्थळे आश्रमो बंधाव्या हता, जेमांनो पंढरपुर अनाथआश्रम अद्यापि चालु छे. गुजरात संसारसुधारा समाज, विधवाश्रम तेमज दीवाळीबाई कन्याशाळा, अंत्यजशाळा, अंग्रेजी निशाळ वगेरे संस्थाओ तेमणे अमदावादमां स्थापेली. गुज. वर्ना. सो., अंजुमने इस्लाम, भोळानाथ लेडिझ इन्स्टि., रा. ब. रणछोडलाल खाडिया कन्याशाळा, महीपतराम अनाथाश्रम, इत्यादि अनेक संस्थाओना तेओ स्तंभरूप हता. 'साचा कार्यवीर' तरीके तेओ जीवी गया हता. तेमनां जीवनकार्यनी विस्तृत माहिती माटे जुओ 'ग्रंथ अने ग्रंथकार,' पु० ८, पृ० १७०-१७९.

पृ० ३०४. कमळाशंकर प्राणशंकर त्रिवेदी : (१८५७-१९२५). दुर्गाराम महेताजी, प्रि. वर्डझवर्थ तथा डॉ. भांडारकरना शिष्य. १८७८मा बी. ए. थया. शामळदास कॉलेज तथा एल्फि. कॉलेजना संस्कृतना प्रोफेसर. युनिवर्सिटीना फेलो तथा संस्कृतना परीक्षक. अमदावाद ट्रे. रा. ट्रेनिंग कॉलेजना वाइस प्रिन्सिपाल. संस्कृत भाषाना विद्वान तरीके देशभरमा ख्याति पामेला. गुजराती भाषाना वैयाकरणी. १९२४ मा भरायेल सातमी साहित्य परिषदना प्रमुख. संस्कृत पाठ्यपुस्तको ने गुजराती व्याकरणो उपरांत 'इंग्लंडनो टूंको ईतिहास', 'अनुभवविनोद', 'साहित्यमंजरी,' 'शाकरभाष्य'नो अनुवाद, 'काव्य-साहित्य-मीमांसा' इत्यादि एमनी साहित्यकृतिओ. संस्कृत ग्रंथोमा 'भट्टिकाव्य' 'षड्भाषाचंद्रिका' इ० नुं संपादन पण करेलुं. वधु माहिती माटे जुओ 'ग्रंथ अने ग्रंथकार', पु० ४, पृ० ९४-११४.

पृ० ३०४. रमणभाई महीपतराम नीलकंठ : (१८६८-१९२८). सुधारक पिताना सुधारक पुत्र; 'राइनो पर्वत', 'भद्रंभद्र', 'कविता अने साहित्य'ना चार भाग, 'धर्म अने समाज'ना बे भाग, 'हास्यमंदिर' इ० ना कर्ता; उत्तम नाटककार, समर्थ विवेचक, सफळ हास्यकार, सारा कवि, अग्रणी समाजसुधारक, धर्मनिष्ठ प्रार्थनासमाजी, बाहोश वकील, गुजरातमां स्त्रीकेळवणीना पुरस्कर्ता, अमदावाद म्युनि. ना कार्यदक्ष प्रमुख, 'ज्ञानसुधा'ना तंत्री एम विविध रीते प्रसिद्धि पामेल आ महापुरुषना विस्तृत परिचय सारू वाचो सुश्रुत नीलकंठसंपादित 'स्व. सर रमणभाइ.'

पृ० ३०५. छोटालाल नरभेराम भट्ट : (१८५०-१९४१). नृसिंहाचार्यस्थापित 'श्रेयस्साधक अधिकारी मंडळ' ना सभ्य; वडोदरा राज्यमां गुजराती शाळाना मुख्य शिक्षक तरीके निवृत्त थयेल. 'केळवणी' मासिकना तंत्री; संस्कृत काव्य, व्याकरण, वैदक, पुराण ई० ना अभ्यासी; 'प्राचीन काव्यमाळा'मां प्रगट थयेल पुस्तको उपर टीका लखवानुं काम ते करता. प्रेमानंदनां नाटकोना कर्तृत्व परत्वे तेमनुं नाम खास बोलाय छे. एमणे कुल्ले ४८ ग्रंथो रच्या छे, जेमां १८ स्वतंत्र छे, अने तेमां 'कामकटाक्ष' 'रसशास्त्र' ईत्यादि मुख्य छे. विशेष माहिती माटे जुओ 'ग्रंथ अने ग्रंथकार', पु० १, पृ० ७०-७१.

पृ० ३०६. नरसिंहराव भोळानाथ : (१८५९-१९३७). साक्षरयुगना अग्रगण्य विद्वान, कवि, भाषाशास्त्री, विवेचक, स्मृतिचित्रकार नरसिंहरावना साहित्य-

લક્ષી પરિચય સારુ વાંચો દિ. બ. કૃ૦ મો૦ ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો, અથવા વિ૦ ક૦ વૈદ્યકૃત 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ૦ ૨૦૬-૨૧૩.

પૃ૦ ૩૦૬. ગોવર્ધનરામ ત્રિપાઠીઃ (૧૮૫૫-૧૯૦૮). જગપ્રસિદ્ધ નવલકથા 'સરસ્વતીચંદ્ર'ના કર્તા. સાચા સાક્ષરનો આદર્શ સિદ્ધ કરી બતાવનાર ગુજરાતી સાહિત્યકાર. તેમનાં જીવનકાર્યના યથાર્થ પરિચય માટે વાંચો કાન્તિલાલ છ. પંડ્યાકૃત 'શ્રીયુત ગોવર્ધનરામ,' અને 'વસંત'નો ગોવર્ધન સ્મારક અંક.

પૃ૦ ૩૦૬. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર: મણિલાલના મિત્ર, વડોદરાના 'કલાભવન'ના સ્થાપક ને અમુક વખત વડોદરા કોલેજના રસાયનશાસ્ત્રના પ્રોફેસર. ગુજરાતના ગયા જમાનાના ઉત્તમ સ્વદેશાભિમાની રસાયનશાસ્ત્રી.

પૃ૦ ૩૦૬. કેશવલાલ હ. ધ્રુવ: (૧૮૫૯-૧૯૪૦). મણિલાલ તથા ન. ભો. દી. ના સહાધ્યાયી. એમના ભાઇ હરિહર્ષદ ધ્રુવે સાહિત્યના સંસ્કાર રેડેલ; ૧૮૮૨ માં ગણિત સાથે બી. એ. થયેલ. ડો. ભાંડારકરના પ્રિય શિષ્ય. ભાષાશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર અને રસશાસ્ત્રના ઊંડા અભ્યાસી. સંસ્કૃત કાવ્યોના રસિક મીમાંસક. ગુજરાતી ભાષામા તેમણે 'ગીતગોવિંદ' 'અમરુશતક' 'વિક્રમોર્વશીયમ્' 'મુદ્રારાક્ષસમ્' ઇત્યાદિ કાવ્યનાટકોના ભાવવાહી અનુવાદો આપીને તેમણે ઉત્કૃષ્ટ અનુવાદનો આદર્શ સ્થાપ્યો. બીજી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ હતા. પ્રાચીન ગુર્જર કાવ્યોનાં સુંદર સંપાદનો પણ તેમણે કરેલ છે. 'પદ્યરચનાના પ્રકારો' અને 'સાહિત્ય અને વિવેચન' એમની અન્ય કૃતિઓ. એમના વિશે વધુ માહિતી વિ૦ ક૦ વૈદ્યકૃત 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પ્ર૦ ૩૧. પૃ૦ ૨૬૪-૨૬૮ ઉપર મળશે.

પૃ૦ ૩૦૮. હોપ : થિયોડોર સી. ૧૮૫૮ માં ઉત્તર ગુજરાતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, જેમણે મહીપતરામ, દલપતરામ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મોહનલાલ રણછોડદાસ, મયારામ શંભુનાથ અને પ્રાણલાલ મથુરાંદાસની સમિતિની સહાયથી પહેલાથી સાત ધોરણ સુધીની ગુજરાતી વાચનમાળા સૌથી પ્રથમ તૈયાર કરાવી અને ગુજરાતી ભાષાને એકસરખી લખવા માટેની પ્રથમ યોજના તૈયાર કરી.

પૃ૦ ૩૦૮. ટેલર, જોસફ વાન સોમરન. સરકારે આપેલ રૂ. ૫૦૦) ના પારિતોષિકમાં એટલા બીજા ઉમેરીને રૂ. ૧૦૦૦) ના પારિતોષિકથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ રેવ. ટેલર પાસે ગુજરાતી ભાષાનું વ્યાકરણ લખાવ્યું (૧૮૬૭), જે ગુજરાતી ભાષાના એક પ્રમાણભૂત વ્યાકરણ તરીકે વર્ષો સુધી ગણાયેલું. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસની સહાયથી એમણે 'ધાતુસંગ્રહ' પણ તૈયાર કરેલો.

પૃ૦ ૩૦૮. હરગોવનદાસ કાંટાવાળા: (૧૮૪૯-૧૯૩૧). 'અંધેરી નગરીનો ગર્ધવસેન', 'પાણીપત', 'દેશી કારીગરીને ઉત્તેજન,' 'બે બહેનો,' 'સંસારસુધારો' 'કેળવણીનું શાસ્ત્ર અને કળા' ઈ. પુસ્તકોના કર્તા. પ્રાચીન કાવ્યસંપાદન પરત્વે એમણે કરેલી સેવા સામાન્ય રીતે મોખરે આવે છે. છતાં સૌથી વિશેષ સ્થાયી ગૌરવ આપે એવી સેવા તો સાદી. રૂઢ, તળપદી ભાષાના હિમાયતી લેખક તરીકેની છે.

પૃ૦ ૩૦૮. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ; (૧૮૨૫-૧૮૯૩). 'છોટમ વાણી''ના કર્તા છોટાલાલ શાસ્ત્રીના નાના ભાઈ. અમદાવાદના જૈન મંદિરમાં શિક્ષાગુરુ નિમાતાં

પાલી ને અર્ધમાગધીનો અભ્યાસ કર્યો. અમદાવાદની 'ધર્મસભા'ના મંત્રી; દલપતરામની ગેરહાજરીમાં ગુ. વ. સો. ના આસિ. સેક્રેટરી; 'ધર્મપ્રકાશ'ના તંત્રી; ટેલરના ગુજરાતી શિક્ષક; 'રસગંગા', 'ઉત્સર્ગમાળા,' અને 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' તે એમની પ્રકટ કૃતિઓ. વિશેષ માહિતી માટે વાંચો 'રસગંગા'નો સ્વ. શંકરલાલ શાસ્ત્રીએ લખેલો ઉપોદ્ઘાત.

પૃ૦ ૩૦૯. મનઃસુખરામ સૂ. ત્રિપાઠી : (૧૮૪૦–૧૯૦૭). નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ. મુંબઇની 'ફાર્બસ સભા'ના સ્થાપક, ને 'બુદ્ધિવર્ધક સભા'ના અગ્રગણ્ય સભ્ય. જૂનાગઢ, ઇડર, કચ્છ, ભાવનગર વગેરે દેશી રાજ્યોના મુંબઈ ખાતેના એજન્ટ. સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોમાં એ વખતે જબરું વર્ચસ્વ ધરાવતા હોઇ તેઓ દિવાનોના સ્રષ્ટા ગણાતા. સંસ્કૃતમય ગુજરાતીના જબરા પક્ષપાતી લેખક. વેદાન્તના આરૂઢ અભ્યાસી. 'અસ્તોદય', 'ફાર્બસ જીવનચરિત્ર,' 'ઉત્તર જયકુમારી,' 'વેદાંતવિચાર,' 'વિચારસાગર' ઈ. એમની સાહિત્યકૃતિઓ. ગો. મા. ત્રિ. અને મ. ન. દ્વિ. ના મુરબ્બી. ગો. મા. ત્રિ. ઉપર તેમની ભાષા, વિદ્વત્તા ને પ્રાચીનપૂજાના સંસ્કાર પડેલા.

પૃ૦ ૩૧૦. 'માલતીમાધવ': ઇસવીસનના આઠમા સૈકામાં થઇ ગયેલ કવિ ભવભૂતિનું પહેલું નાટક.

પૃ૦ ૩૧૯–૩૨૦. नाट्यं भिन्नरुचे० જુઓ "માલવિકાગ્નિમિત્રમ્", અં૦ ૧, શ્લો૦ ૪.

પૃ૦ ૩૨૧. રણછોડભાઈ ઉદયરામ: (૧૮૩૭–૧૯૨૩). ૬૦–૬૫ વર્ષ પર્યન્ત એકધારી સાહિત્યસેવા કરીને ઉત્તમ નાટકો આપનાર ગુજરાતી લેખક. ડઝનેક નાટ્યકૃતિઓ પૈકી 'જયકુમારી' ને 'લલિતાદુઃખદર્શક' મુખ્ય. એમણે ભવાઇ કરતાં જુદા જ પ્રકારનાં, નવીન પદ્ધતિનાં નાટકો સૌથી પ્રથમ આપ્યાં. ગુજરાતી રંગભૂમિ ને નાટકસાહિત્ય બેઉના વિકાસમાં એમનો અવિસ્મરણીય ફાળો. તેઓ ચોથી સાહિત્ય પરિષદના પ્રમુખ હતા. વધુ માહિતી માટે જુઓ 'ગ્રંથ અને ગ્રંથકાર,' પુ૦ ૮, પૃ૦ ૧૫૯–૧૬૩.

પૃ૦ ૩૨૬. ડા. જહોનસન: (૧૭૦૯–૧૭૮૪). અઢારમા સૈકાનો ઇંગ્લંડનો મહાન લેખક. એનો કદરૂપો દેખાવ, આખાબોલાપણું, વિચિત્ર ટેવો, વાતોડિયો સ્વભાવ અને બરછટ ભાષાને કારણે વ્યક્તિ તેમ જ વિદ્વાન બેઉ રીતે એ નિરાળો તરી આવે છે. શેક્સપિયરનાં નાટકોનું સંપાદન (૧૭૬૫), કવિચરિત (૧૭૭૯–૮૧) અને અંગ્રેજી ભાષાનો શબ્દકોશ (૧૭૫૫) એની સ્મરણીય કૃતિઓ.

પૃ૦ ૩૨૬. ડેનીસ: જહોન (૧૬૫૭–૧૭૩૪), જહોનસનની ઊગતી અવસ્થા દરમિયાન તીખાં પણ સમર્થ વિવેચનો વડે પ્રસિદ્ધ થયેલ અંગ્રેજ વિવેચક. 'ધી ગ્રાઉન્ડઝ ઓફ ક્રીટીસીઝમ ઇન પોએટ્રી' (૧૭૦૪) તેનું ઉત્તમ પુસ્તક છે.

'પૃ૦ ૩૨૮. રા. બ. મોહનલાલ રણછોડદાસ: (૧૮૨૮—?). ભરૂચના વતની દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીના પિતાશ્રી. બી.એ. માં નિષ્ફળ થતાં અભ્યાસ છોડી દીધેલો. ગુ. વ. સભાના પ્રથમપહેલા મંત્રી; વિજ્ઞાનના પ્રયોગો સારુ મુંબઇમાં નીકળેલ 'વહેવાર ઉપયોગી જ્ઞાન પ્રસારક મંડળી'ના 'સરનશીન'. હોપ સાહેબને વાચનમાળા

તૈયાર કરવામાં મદદ કરનાર સમિતિના સભ્ય. સરકારી કેળવણી ખાતામાં નોકરી દરમિયાન સ્ત્રીકેળવણી તથા સામાન્ય કેળવણીનો ગુજરાત ખાતે તેમણે સારો પ્રસાર કરેલો. ૧૮૬૮માં તેમણે ઉવીસકૃત ઇંગ્લંડના ઇતિહાસનું પત્રરૂપે ભાષાંતર કરેલું. 'હૈયાટલ,' 'રસાયનશાસ્ત્ર' 'ચોરાસી વૈષ્ણવની વાર્તા' ઇ. એમની અન્ય કૃતિઓ. વધુ વીગતો માટે જુઓ 'રા. બ. મોહનલાલ રણછોડલાલનું આત્મકથન,' 'ગ્રંથ અને ગ્રંથકાર,' પુ૦ ૪, પૃ૦ ૨૭–૬૧.

પૃ૦ ૩૩૮. ગીરધરલાલ, નગીનદાસ વગેરે સાત જણની ટોળી નર્મદસ્થાપિત 'દાંડિયા' નામના પાક્ષિક પત્રનું સંચાલન કરતી હતી અને તેમાં જોસીલા ને નીડર લેખો લખતી હતી. એની વિશેષ વીગતો માટે જુઓ વિજયરાય ક. વૈદ્યકૃત 'લીલાં સૂકાં પાન.'

પૃ૦ ૩૩૫. ન્યુટન, આઇઝેક: (૧૬૪૨–૧૭૪૭). ખગોળ, ભૌતિક અને ગણિત શાસ્ત્રોનો વેત્તા મહાન અંગ્રેજ વૈજ્ઞાનિક, જેણે પ્રકાશના વિકિરણના સિદ્ધાંત ઉપર મોટાં દૂરબીનો, અવાજનાં મોજાંઓનો સિદ્ધાંત અને ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતની શોધ કરેલી. 'પ્રિન્સિપિયા' તેનું મુખ્ય પુસ્તક. એના જમાનાએ તેને સરનો ઇલકાબ, રૉયલ સોસાયટીનું પ્રમુખપદ ને પેરિસની એકેડેમી ઑફ સાયન્સનું સભ્યપદ આપીને એની ઠીક કદર કરી હતી. તેમ છતાં એ તો પોતાને નમ્રપણે 'દરિયાકાંઠે રમતા બાળક જેવો' ઓળખાવે છે.

પૃ૦ ૩૪૦. ગંગાદાસ કિશોરદાસ: બુદ્ધિવર્ધક સભાના અગ્રગણ્ય સભ્ય 'મહારાજ લાઇબલ કેસ' વખતે બુ. વ. સભાની નિષ્ક્રિયતા પર પ્રહાર કરતાં નર્મદે લખ્યું છે કે 'શું સભા બુદ્ધિવર્ધકી ગઇ સંતાઇ? કહાં છે તે ગંગાદાસ મોખરે ભાઈ?'

પૃ૦ ૩૪૦. નાનાભાઈ રાણીના : બુ૦ વ૦ સભાના અગ્રગણ્ય સભ્ય. કરસનદાસ મૂળજીના 'સત્યપ્રકાશ'ના મુદ્રક-પ્રકાશક. પહેલા અંગ્રેજી–ગુજરાતી શબ્દકોશના કર્તા.

પૃ૦ ૩૪૦. ડા૦ ભાઉ દાજી : 'મહારાજ લાઇબલ કેસ'માં અતિ અગત્યની સાક્ષી આપનાર નીડર સુધારક. ભાટિયાઓની ઘરાકી તૂટવાની પરવા કર્યા વગર તેમણે કરસનદાસની તરફેણમાં જુબાની આપી હતી. આ તેમજ ઉપલા બે સુધારકો વિશે વધુ માહિતી વિ૦ ક૦ વૈદ્યકૃત 'લીલાંસૂકાં પાન' તેમજ સ્વ૦ નવલરામ ત્રિવેદીકૃત 'સમાજસુધારાનું રેખાદર્શન'માં મળશે.

પૃ૦ ૩૪૨. સુજ્ઞ ગોકુળજી ઝાલા : ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના બાહોશ સૌરાષ્ટ્રી રાજપુરુષ. આ વેદાન્તપ્રિય, વિદ્યાવ્યાસંગી પુરુષનું જીવનચરિત્ર તેમના સમાનધર્મા મનઃસુખરામ ત્રિપાઠીએ લખ્યું છે.

પૃ૦ ૩૫૦. **वाक्यं रसात्मकं काव्यम्** : આ વ્યાખ્યા વિશ્વનાથની છે. જુઓ 'સાહિત્યદર્પણ', ૧, ૩.

પૃ૦ ૩૫૦. અભિધા, લક્ષણા, વ્યંજના : શબ્દમાં અનેક અર્થ ઉપજાવવાની શક્તિ હોય છે. આ શક્તિને કાવ્યશાસ્ત્રની પરિભાષામાં વૃત્તિ, વ્યાપાર કે શબ્દશક્તિ કહે છે. આ શક્તિને લીધે શબ્દ ત્રણ અર્થ આપી શકે છે: વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય. એ ત્રણ અર્થ ઉપજાવનારી શક્તિને અનુક્રમે અભિધા, લક્ષણા ને

વ્યંજના કહે છે. અમુક શબ્દમાંથી અમુક અર્થ થવો જોઇએ એવી અનાદિકાળથી ચાલતી ઇચ્છા તે સંકેત. આ સંકેત વડે શબ્દમાંથી જે અર્થ નીકળે તેને વાચ્યાર્થ કહે છે. એ અર્થ બંધ ન બેસે ને એની સાથે બંધબેસતો બીજો અર્થ રૂઢિ કે પ્રયોજન વડે લેવો પડે તેને લક્ષ્યાર્થ કહેવાય અને જે અર્થ ઊંડો હોય, દૂરથી સૂચિત હોય તે વ્યંગ્યાર્થ. 'ગંગામા એ સ્નાન કરે છે' એમાં 'ગંગા' મુખ્યાર્થ કે વાચ્યાર્થમા છે; 'ગંગા ઉપર ભરવાડનું ઝૂંપડું છે' એમાં 'ગંગા' લક્ષ્યાર્થમાં છે અને એ વાક્યમાંથી 'ઝૂંપડુ ઠંડું અને પવિત્ર' એવો અર્થ નીકળે છે તે વ્યંગ્યાર્થ છે.

પૃ૦ ૩૫૦. શક્તિગ્રહં૦ જુઓ મમ્મટકૃત 'કાવ્યપ્રકાશ', ઉલ્લાસ ૧, કારિકા ૫.

પૃ૦ ૩૫૫. કાલિદાસ: આશરે આઠમા સૈકામાં થઇ ગયેલ ભારતનો શ્રેષ્ઠ કવિ. 'રઘુવંશ' અને 'કુમારસંભવ' તેનાં બે મહાકાવ્યો ને 'માલવિકાગ્નિમિત્ર' 'વિક્રમોર્વશીય' અને 'અભિજ્ઞાનશાકુંતલ' તેનાં ત્રણ નાટકો. આ સિવાય 'મેઘદૂત' 'ઋતુસંહાર' અને 'શ્રુતબોધ' પણ તેણે રચેલ છે. 'શાકુંતલે' કાલિદાસને જગતભરમાં કીર્તિ અપાવી છે.

પૃ૦ ૩૫૫. શૂદ્રક : છઠ્ઠા સૈકાની આસપાસ રચાયેલ ઉત્તમ સંસ્કૃત નાટક 'મૃચ્છકટિક'ના કર્તા તરીકે શૂદ્રક રાજા ગણાય છે તે.

પૃ૦ ૩૫૫. જયદેવ : સુપ્રસિદ્ધ સંસ્કૃત સંગીતકાવ્ય 'ગીતગોવિંદ'નો કર્તા. બંગાળનો વતની. સમય ઇસુનો બારમો સૈકો. એની વાણીમાં અદ્ભુત મીઠાશ હોવાને લીધે પૂર્વ અને પશ્ચિમના અનેક કવિઓ અને વિવેચકોએ તેનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં.

પૃ૦ ૩૫૫. દયારામભાઈ : (૧૭૭૭–૧૮૫૨). મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો છેલ્લો તારક. મીરાં તથા નરસિંહની માફક તેણે કૃષ્ણભક્તિનાં ભાવપ્રચુર પદો રચ્યાં છે. પરંતુ તેની કીર્તિ અમર રહી છે તે એની કોમળ, શૃંગારિક ભક્તિભાવવાળી ગરબીઓને લીધે. વધુ માહિતી માટે જુઓ શંકરપ્રસાદ છ. રાવળકૃત 'દયારામચરિત્ર'.

પૃ૦ ૩૬૫. સુદર્શન, એપ્રિલ ૧૮૯૮ : પોતાના પ્રિય વયસ્ય બાળાશંકરની મૃત્યુનોંધ લેનાર મણિલાલ પણ એ જ વર્ષના ઑક્ટોબરની ૩૭ તારીખે મૃત્યુ પામેલા તે યાદ રાખવા જેવું છે.

પૃ૦ ૩૬૬. ભોજરાજ : અગિયારમા શતકના મધ્ય ભાગમાં થઇ ગયેલ ધારાનગરીનો રાજા માલવપતિ ભોજ, જે તેની અનન્ય વિદ્યાપ્રિયતાને કારણે ઇતિહાસમાં અમર થઈ ગયો છે.

પૃ૦ ૩૬૭. उत्पत्स्यते मम० જુઓ 'માલતીમાધવ'ની પ્રસ્તાવનામાં કવિ ભવભૂતિનું વચન.

પૃ૦ ૩૬૯. રત્નાવલી : શ્રીહર્ષે રચ્યું કહેવાતું સાતમા સૈકાના પૂર્વાર્ધનું નાટક. એમાં તત્કાલીન રાજદરબાર અને અંત:પુરના જીવનનો ચિતાર આપવામા આવ્યો છે. કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' ઉપરથી તેના કવિને આ નાટકનું વસ્તુ સૂઝ્યું હોય એમ મનાય છે.

પૃ૦ ૩૭૦. **કપિલ** : સાંખ્યદર્શનના પ્રણેતા. ઉપનિષદના સિદ્ધાંતો ઉપર સૌથી પહેલું વિવેચન તેમણે કરેલું અને તેમાંથી પુરુષ અને પ્રકૃતિના પરસ્પર સંબંધનું સમ્યક્ જ્ઞાન અર્થાત્ સાંખ્ય ફલિત કરવાનો સ્વતંત્ર પ્રયાસ કરેલો તેથી તેઓ 'આદિ વિદ્વાન' કહેવાયા. 'તત્ત્વસમાસ' અને 'સાંખ્યસમાસ' તેમના મુખ્ય ગ્રંથો.

પૃ૦ ૩૭૦. **બેકન, ફ્રાન્સિસ** : (૧૫૬૧–૧૬૨૬). ઈંગ્લંડમાં એલિઝાબેથ યુગનો મહાન વિચારક ને તત્ત્વજ્ઞ. અર્વાચીન જગતના તાત્ત્વિક તથા વૈજ્ઞાનિક વિકાસ અર્થે સૌથી પ્રથમ ભૂમિકા તેણે તૈયાર કરેલી. તેના નિબંધો લેખકની ગંભીર, પર્યેષક બુદ્ધિશક્તિ અને સીધી, સંક્ષિપ્ત ને સૂત્રાત્મક શૈલીને કારણે અંગ્રેજી સાહિત્યમાં ચિરંજીવ સ્થાન પામ્યા છે. તત્ત્વવિચારમાં તેણે શ્રદ્ધા અને તર્કના પ્રદેશ વચ્ચે વિવેક કરવાનો આગ્રહ કર્યો હતો. 'ધિ એડવાન્સમેન્ટ ઑફ લર્નિંગ' અને 'ધ ન્યુ એટલાન્ટિકસ' એ બે તેના મુખ્ય ગ્રંથો છે.

પૃ૦ ૩૭૦. **માઘ** : ગુજરાતનો પહેલો સંસ્કૃત કવિ. સમય સામાન્યતઃ ઈસુનો નવમો કે દશમો સૈકો. જેકોબીના મત પ્રમાણે છઠ્ઠો સૈકો. 'શિશુપાલવધ' નામના મહાકાવ્યનો રચનાર.

પૃ૦ ૩૭૦. **ભારવિ** : 'કિરાતાર્જુનીયમ્' નામના સંસ્કૃત મહાકાવ્યનો સર્જક. સમય ઈસુનો છઠ્ઠો સૈકો. 'મહાભારત'ના આ તી ગયેલ કિરાતવેશધારી શિવ અને અર્જુન વચ્ચેની લડાઈનો પ્રસંગ તેણે કિરાતા૦ મા વિસ્તારથી વર્ણવેલ છે.

પૃ૦ ૩૭૦. **પોપ, અલેકઝાન્ડર** : (૧૬૮૮–૧૭૪૪). સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ. પ્રાસાદિક પદ્યરચના અને સચોટ કટાક્ષ તેની કવિતાના મુખ્ય ગુણો. એણે ઐતિહાસિક વસ્તુ તરફ જમાનાનું ધ્યાન દોરીને અંગ્રેજી સાહિત્યને શિષ્ટતા (Classicism) તરફ વાળવાનો સમર્થ પ્રયાસ કર્યો હતો. પોપની 'એન એસે ઑન ક્રિટિસિઝમ', 'એસે ઑન મેન' 'ધિ રેપ ઑફ ધી લૉક' 'ડન્સિયડ' તેમજ અન્ય કટાક્ષ-કૃતિઓ અંગ્રેજી સાહિત્યમા તેની લાક્ષણિક નિરૂપણરીતિને કારણે ચિરંજીવ સ્થાન પામેલ છે.

પૃ૦ ૩૭૦. **ડ્રાયડન, જ્હૉન** : (૧૬૩૧–૧૭૦૦). અલેકઝાન્ડર પોપનો સમર્થ પુરોગામી. તીક્ષ્ણ અને તેજસ્વી કટાક્ષલેખો તથા કટાક્ષકથાઓ રચીને તેણે ઉત્તમ કટાક્ષકાર તરીકે અંગ્રેજી સાહિત્યમા નામના કાઢી હતી. એના જમાનાના શક્તિશાળી નાટ્યકાર તરીકે પણ તેને સારી ખ્યાતિ મળી હતી. 'ધિ ઇન્ડિયન ક્વીન' 'ઔરંગઝેબ' અને 'ધી કોન્કવેસ્ટ ઑફ ગ્રેનાડા' ડ્રાયડનના વખણાયેલાં નાટકો. 'એલેકઝાન્ડર્સ ફિસ્ટ' અને 'અ સોંગ ફોર સેસિલિયાઝ ડે' નામના કાવ્યો પણ લોકપ્રિય થયેલ. આ સિવાય વિવેચનો પણ તેણે લખેલ છે.

પૃ૦ ૩૭૬. **'ગુજરાત શાળાપત્ર'** : અમદાવાદની મેલ ટ્રેનિંગ કૉલેજનું સત્તાવાર મુખપત્ર. નવલરામ લક્ષ્મીરામ જ્યારે સુરતની હાઇસ્કૂલમાંથી બદલાઈને અમદાવાદની પ્રે૦ રા૦ ટ્રેનિંગ કૉલેજના વાઈસ પ્રિન્સિપાલ નિમાયા ત્યારથી એક-ધારાં અઢાર વરસ તેમણે આ પત્ર ચલાવેલું. એમ. મુખ્યત્વે કેળવણી તથા શિક્ષણ-શાસ્ત્રને લગતા પ્રશ્નો ચર્ચાતા. નવલરામની ઘણીખરી લેખનપ્રવૃત્તિ આ પત્રના સંચાલન અંગે જ થયેલી, તેથી નવલરામના નામ જોડે એનો સંબંધ અવિશ્લેષ્ય છે.

પૃ૦ ૩૭૬. 'आपरितोषात्' ૦ જુઓ 'અભિજ્ઞાનશાકુંતલમ્', અંક ૧, શ્લોક ૨.

પૃ૦ ૩૮૧. कान्तासम्मित૦ મમ્મટે વર્ણવેલ કાવ્યપ્રયોજનનો એક અંશ. આખું પ્રયોજન નીચે પ્રમાણે:

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
कान्तासम्मिततयोपदेशयुजे सद्यः परनिर्वृतये ॥

જુઓ 'કાવ્યપ્રકાશ', ઉલ્લાસ ૧, કારિકા ૨.

પૃ૦ ૩૮૨. 'કરણઘેલો' : પહેલી ગુજરાતી મૌલિક નવલકથા. રચનાસાલ ૧૮૬૩, પ્રગટ સાલ ૧૮૬૬. અંગ્રેજી ગાથા તથા વાર્તાના જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર કરવાની એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર રસેલ સાહેબની સૂચનાથી શ્રી નંદશંકર તુળજાશંકર મહેતાએ એની રચના કરી હતી. એમાં ગુજરાતના છેલ્લા વાઘેલા રાજા કરણદેવના પતનનું આલેખન કરતાં કરતાં લેખકે સાથે સાથે સમકાલીન જીવનનાં તાદૃશ ચિત્રો ઊભાં કર્યાં છે. આ કૃતિએ લેખકને ગુજરાતી નવલકથાના ઇતિહાસમાં અવિચલ સ્થાન અપાવ્યું છે.

પૃ૦ ૩૯૦. જગન્નાથ : મુસ્લિમ શાહજાદી સાથે લગ્ન કરનાર સત્તરમા શતકનો રસિક સંસ્કૃત કવિ ને રસશાસ્ત્રી.

પૃ૦ ૩૯૦ બ્રાઉનિંગ, રોબર્ટ. (૧૮૧૨-૧૮૮૯). વિકટોરિયન યુગના કવિઓમાં સૌથી વિશેષ બુદ્ધિશાળી અને ખડતલ ગણાયેલ અંગ્રેજ કવિ. એની જીવનદૃષ્ટિ આશાથી ચમકતી અને મર્મગ્રાહી હોય છે. એની શૈલીમાં જોમ, ખરબચડાપણું, અને ગંભીર વિચારપ્રધાનતા રહેલ છે. ટેનિસનના આ સમકાલીન કવિમાં ટેનિસન કરતાં જુદા જ ગુણો—જેવા કે મસ્તી, પ્રણાલિકાભંગ, જુસ્સો, તીક્ષ્ણ બુદ્ધિશક્તિ ઇ૦—હોવા છતાં એનું સ્થાન યુગપ્રતિનિધિ કવિ તરીકે ટેનીસનની સાથે છે. તેના કાવ્યસંગ્રહ 'મેન એન્ડ વીમેને' તેની કીર્તિને અંગ્રેજી સાહિત્યમાં ચિરંજીવ બનાવી છે.

પૃ૦ ૩૯૫. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક : (૧૮૩૬-૧૮૯૫?). પહેલા શિષ્ટ ગુજરાતી અનુવાદક. 'મનસ્મૃતિ' તથા 'શાકુંતલ'ના તેમણે સાધારણ સારા અનુવાદો કરેલ. નાનાભાઈ રાણીનાના અંગ્રેજી-ગુજરાતી શબ્દકોશની બીજી આવૃત્તિના સહકારી.

પૃ૦ ૩૯૫. 'મુદ્રારાક્ષસ' : આશરે ઇ. સ. ૬૦૦માં વિશાખદત્તે રચેલું, ચાણક્યની રાજ્યખટપટ વર્ણવતું સાત અંકી નાટક. તેનું સુંદર ગુજરાતી ભાષાંતર કે. હ. ધ્રુવે 'મેળની મુદ્રિકા' નામે કર્યું હતું.

પૃ૦ ૩૯૭. ક્ષેમેન્દ્ર : અગિયારમી સદીમાં થઇ ગયેલ 'ભારતમંજરી' તથા 'બૃહત્કથામંજરી'નો કર્તા.

પૃ૦ ૪૦૧. બનિયન, જહોન (૧૬૨૮-૧૬૮૮). બાઇબલમાંથી પ્રેરણા લઇને ધાર્મિક રૂપકકથાઓ લખનાર અંગ્રેજ લેખક. ૧૬૭૮માં રચેલ 'ધ પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ફ્રોમ ધીસ વર્લ્ડ ટુ ધેટ વીચ ઇઝ ટુ કમ' નામની રૂપકકથાએ તેને અપૂર્વ કીર્તિ અપાવેલી. એની આ રૂપકકથાની અસર અંગ્રેજી વાસ્તવવાદી સાહિત્ય ઉપર પુષ્કળ થયેલી ગણાય છે.

પૃ૦ ૪૦૧. વલ્લભ મેવાડો: ( ૧૭૦૦ની આસપાસ ). આનંદનો, શણગારનો, ધનુષધારીનો, કાળિકાળનો, ચોસઠ જોગણીનો, મહાકાળીનો ને બહુચરાજીનો એમ વિવિધ ઐતિહાસિક અને સામાજિક ગરબાઓ રચીને ખૂબ લોકપ્રિય થયેલ કવિ. એના ચરિત માટે જુઓ જૂનું 'નર્મગદ્ય' (૧૮૬૫), પૃ૦ ૪૬૫.

પૃ૦ ૪૦૪. 'સિદ્ધાંતસાર'નું અવલોકન 'જ્ઞાનસુધા'માં કવિ કાન્તે ૧૮૯૪ના માર્ચથી શરૂ કરીને ડિસેમ્બર ૧૮૯૫ સુધી પત્રરૂપે કરેલું. મણિલાલને આ વખત દરમિયાન ( જુન '૯૫માં ) વડોદરામાં કાન્ત સાથે મુલાકાત થઈ ને તેના પરિણામે કાન્તના વિચાર ફેરવાયેલા. સિ૦ સા૦ ના અવલોકનના શરૂઆતના ૮ પત્રો પ્રહારાત્મક હતા. ૯મો પત્ર, કાન્તાનો કાન્ત ઉપરનો, જુલાઈ '૯૫ના 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયેલો, જેમાં સ્પષ્ટપણે કાન્તના સુધારક વિચારોનું ખંડન હતું. રમણભાઇને આથી નવાઈ લાગે છે, ને પછી પત્ર ૧૦-૧૧-૧૨ પ્રગટ થતા ગયા તેમ તેમ તેમણે સ્વપક્ષનું ખંડન કરતા કાન્તની ટીકા પણ કરી. પછી તો 'સિ૦ સા૦ નું અવલોકન' પુસ્તકાકારે પણ પ્રગટ થયું હતું.

ધી૦ ઠા૦

# શબ્દસૂચિ

[ વ્યક્તિઓ અને કૃતિઓનાં નામો ઉપરાંત પુસ્તકમાંના કેટલાક અગત્યના શબ્દો અહીં લીધા છે. વ્યક્તિઓનાં નામોનો પહેલો અક્ષર જાડો કર્યો છે. ]

# મુદ્રણશુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૨ | અધિકાર ભેદથી | અધિકારભેદથી |
| ૫ | ૧ | જુદુ | જુદું |
| ૬ | ૧૦ | જગત્ને | જગતને |
| ૭ | ૨૭ | સવ | સર્વ |
| ૭ | ૩૦ | ઉલટુ | ઊલટું |
| ૧૧ | ૨૦ | અભિમાવૃત્તિ | અભિમાનવૃત્તિ |
| ૧૨ | ૬ | ઉલટી | ઊલટી |
| ૧૪ | ૯ | ,, | ,, |
| ૨૪ | ૪ | આત્મ | આત્મ |
| ૨૪ | ૮ | સૌંદય | સૌંદર્ય |
| ૨૬ | ૧૩ | યોઽન્તવ્યોમ | યોઽન્તર્વ્યોમ |
| ૨૯ | ૭ | બ્રહ્માડમાં | બ્રહ્માંડમાં |
| ૩૫ | ૨૭ | વ્યક્તિ માત્રને | વ્યક્તિમાત્રને |
| ૩૮ | ૧ | ઉપજે છે | ઊપજે છે |
| ૫૪ | ૧ | પ્રમ | પ્રેમ |
| ૬૫ | ૨૬ | પ્રત્યક્ષ | પ્રત્યેક |
| ૭૨ | ૯ | કૃતકુત્યતા | કૃતકૃત્યતા |
| ૮૦ | ૨૪-૨૫ | એ વ્યવસ્થા | અવ્યવસ્થા |
| ૮૦ | ૩૩-૩૪ | ત્યાંસુધી | જ્યાંસુધી |
| ૮૩ | ૧૯ | દુર્જનો | દુર્જનો |
| ૮૪ | ૨૮ | અકિંચિતકર | અકિંચિત્કર |
| ૮૬ | ૨૦ | સિદ્ધવત | સિદ્ધવત્ |
| ૮૭ | ૯ | પ્રવૃત્તિ માત્રને | પ્રવૃત્તિમાત્રને |
| ૮૮ | ૧૪ | પરુષાર્થ | પુરુષાર્થ |
| ૯૦ | ૨૧ | ચલાવામાંથી | ચલાવવામાંથી |
| ૯૦ | ૨૨ | એને | અને |
| ૯૦ | ૨૭ | મીઠા | મીઠાં |
| ૯૩ | ૨૩ | તેજ | તે જ |
| ૯૪ | ૨૪ | ઉપજતી | ઊપજતી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૮ | છેલ્લેથી ૨ | પ્રતિબિબ | પ્રતિબિંબ |
| ૧૦૨ | ૯–૧૦ | સારાસાર વિચારપૂર્વક | સારાસારવિચારપૂર્વક |
| ૧૦૨ | ૨૨ | ધમની | ધર્મની |
| ૧૦૪ | ૧ | મનમરહિત | મનનરહિત |
| ૧૦૪ | છેલ્લી | ઉદ્ઘાષ | ઉદ્ઘોષ |
| ૧૦૭ | છેલ્લેથી ૪ | પ્રણાર્પણ | પ્રાણાર્પણ |
| ૧૧૦ | ૬ | અદ્વૈત પ્રતિપાદન | અદ્વૈતપ્રતિપાદન |
| ૧૧૩ | ૨૬ | ઉપરિ | ઉપરી |
| ૧૨૦ | ૧૯ | અવિશ્વનીગ | અવિશ્વસનીય |
| ૧૩૦ | છેલ્લેથી ૨ | બુદ્ધિનાં | બુદ્ધિના |
| ૧૩૫ | ૨૨ | અણ્યો | આણ્યો |
| ૧૪૫ | ૧ | નિવૃતાનિ | નિવૃત્તાનિ |
| ૧૪૮ | ૧૦ | મૂર્ખાઈભરેલી, | મૂર્ખાપ્રભરેલી |
| ૧૫૧ | ૮ | વણિગ્વૃદ્ધિ | વણિગ્વૃત્તિ |
| ૧૬૦ | ૨૩ | બહુની પરિચર્યા | બહુની પરિચર્યા કરનારી |
| ૧૭૨ | ૨૫ | તેનુ | તેનું |
| ૧૭૨ | ૨૮ | પરતુ | પરંતુ |
| ૧૭૨ | ૩૨ | સંભાવત | સંભવિત |
| ૧૭૩ | છેલ્લેથી ૪ | પિંડબ્રહ્મડનું | પિંડબ્રહ્માંડનું |
| ૧૮૦ | ૧૧ | દુખાત્યન્તાભાવ | દુઃખાત્યન્તાભાવ |
| ૧૮૨ | ૫ | કહાડી | કુહાડી |
| ૧૮૪ | ૨ | પ્રનિબંધનાશ | પ્રતિબંધનાશ |
| ૨૦૨ | ૩ | અર્ધાગ | અર્ધાંગ |
| ૨૦૨ | ૬ | શસ્ત્રોમાં | શાસ્ત્રોમાં |
| ૨૦૨ | ૧૩ | ચિતા | ચિંતા |
| ૨૦૨ | ૧૫ | નિશ્ચિત | નિશ્ચિંત |
| ૨૦૨ | છેલ્લેથી ૨ | પુરુષના ધુંસરા | પુરુષનાં ધુંસરાં |
| ૨૦૪ | ૧૫ | ઉત્સાહમા | ઉત્સાહમાં |
| ૨૦૪ | ૧૮ | તેનુ | તેનું |
| ૨૦૪ | ૧૯ | સમદષ્ટ | સમદૃષ્ટિ |
| ૨૦૪ | ૨૮ | પરિપૂણ | પરિપૂર્ણ |
| ૨૦૫ | છેલ્લેથી ૫ | મહનત | મહેનત |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૬ | ૨ | કેઈ | કોઈ |
| ૨૦૮ | ૨૧ | મેક્ષ | મોક્ષ |
| ૨૧૩ | ૧૬ | સાસુંનણંદ | સાસુનણંદ |
| ૨૨૦ | ૧૦ | ધષ્ટતા | ધૃષ્ટતા |
| ૨૨૨ | ૬ | બીજા | બીજાં |
| ૨૨૨ | ૧૩ | પુન્ય | પૂન્ય |
| ૨૨૮ | ૧૦ | વ્હવહાર | વ્યવહાર |
| ૨૪૪ | ૬ | સારુ | સારું |
| ૨૫૯ | ૨૩ | કર્યો | કર્યાં |
| ૨૬૦ | ૨૨ | નિષ્ફલતાને | નિષ્ફલતાનો |
| ૨૬૨ | ૧૦ | અત્ર | આત્ર |
| ૨૬૩ | ૧૪ | જનમાજની | જનસમાજની |
| ૨૬૮ | ૨૨ | મિદ્ધ | મિદ્ધ |
| ૨૭૦ | છેલ્લી | સુધારવાને | સુધરવાને |
| ૨૮૩ | છેલ્લી | રાજર્ષિઓ | રાજર્ષિઓ |
| ૨૮૮ | ૨૨ | પૂરાવો | પુરાવો |
| ૨૮૬ | ૨૫ | દષ્ટિ | દૃષ્ટિ |
| ૨૮૯ | ૨ | વધ | વધે |
| ૨૮૯ | ૧૬ | પૂણ્ | પૂર્ણું |
| ,, | ,, | બાહ્યાદિ | બૌદ્ધાદિ |
| ૨૯૦ | ૧ | ચાલ્સ | ચાર્લ્સ |
| ૨૯૨ | ૨૧ | સમાજોમા | સમાજોમાં |
| ૨૯૩ | ૨૨ | કોન્અસ | કૉન્ગ્રેસ |
| ૨૯૮ | છેલ્લેથી ૨ | પ્રદર્શિત | પ્રદર્શિત |
| ૩૦૮ | ૨૧ | કોશ | કોશ |
| ૩૦૯ | ૧૩ | માધવલાલભાઇના | માધવલાલભાઈ |
| ૩૦૯ | છેલ્લેથી ૫ | હવ | હવે |
| ૩૧૨ | ૧૪ | ફરવાની | કરવાની |
| ૩૧૩ | ૨૨ | ચાલાવે | ચલાવે |
| ૩૧૫ | ૧૨ | તેમાથી | તેમાંથી |
| ૩૧૭ | ૪ | આજ | આ જ |
| ૩૧૭ | ૧૬ | કલશ | કુલેશ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨૭ | ૧૧ | સુરસભાવને | સુરસ ભાવને |
| ૩૩૨ | ૨૨ | પદ્ઘતિ | પદ્ધતિ |
| ૩૩૬ | ૮ | આપણુને | આપણે |
| ૩૩૯ | પાદટીપ | આંખો | આખો |
| ૩૪૦ | ૧૪ | નિવિવાદ | નિર્વિવાદ |
| ૩૪૬ | ૧ | હિંદુશાસ્ત્રના | હિંદુ શાસ્ત્રના |
| ૩૫૮ | ૭ | સામ | સામે |
| ૩૫૯ | ૭ | અપૂવ | અપૂર્વ |
| ૩૬૮ | ૧૫ | પ્રાકૃત | પ્રકૃત |
| ૩૭૦ | ૧૧ | ઐકયમય | ઐકયમત્ય |
| ૩૮૨ | પાદટીપ | કાદમ્બરી | કાદંબરી |
| ૩૮૫ | ૧૦ | સવસ્વતીની | સરસ્વતીની |
| ૩૯૬ | ૮ | પડયા | પડયો |
| ૩૯૯ | ૧ | વિવાદી | વિસંવાદી |
| ૪૦૭ | ૧૫ | આર્યાવર્તનની | આર્યાવર્તની |

—ઉપોદ્ઘાતમાં પૃ. ૧૯ ઉપરની પાદટીપ નં. ૨૩ પૃ. ૨૦ ઉપર સમજવી.

—પૃ. ૨૫૭, ૨૫૯, ૨૬૧ ને ૨૬૩ને મથાળે 'નવીન અને પ્રાચીન'ને બદલે 'પ્રાચીન અને નવીન' સમજવું.